# આ રીસાલામાં જે જે કેતાબોમાંથી દાખલાઓ ઉતાર્યા છે તે કેતાબોની ટીપ.

| પાનું નં. | સંક્ષેપ. | આખું નામ. | રીમાર્ક. |
|---|---|---|---|
| | | **અવસ્તા.** | |
| ૭ | વં૦ | વંદીદાદ. | અવસ્તા પ્રોફેસર વેસ્ટરગાર્ડનું પુસ્તક. |
| ૭ | વીસ્પરદ. | વીસ્પરદ. | |
| ૭ | ઇ૦ | ઇજશને. | |
| ૮ | યશત | યશતો. | |
| ૮ | નયાએશ. | નયાએશો. | |
| | | **પાજંદ ભણતરો.** | |
| ૮ | | પતેતો, આફ્રિનો, ઇત્યાદિ પાજંદ ભણતરો. | |
| | | તમામ અવસ્તાની કેતાબ, | સને ૧૨૪૦, યજદગર્દીમાં અખબારે સોદાગરમાં છપાયલી. |
| | | **પેહલવી અને પાજંદ કેતાબો.** | |
| ૧૧ | આ. મા. પં. | આદરબાદ મારેસ્પંદનું પંદનામું. | અમારૂં પોતાનું છાપેલું. |
| ૧૦ | જુ. મો. ર. | પાજંદ અને ફારસીમાં લખેલી જુની મોટી રવાયત. | દસ્તુર બેહરાંમજી રૂસ્તમજી મેહેરજીરાણા. |
| ૧૦ | દ. પે. બે. સ. નં. ૧ | પેહલવી રવાયત અથવા શાયસ્ત–લા–શાયસ્ત. | દસ્તુરજી પેશુતનજી બેહરામજી સંજાના. |
| ૧૦ | દ. સો. રૂ. મુ. ફી. નં. ૧ | પાજંદ અથવા જુની રવાયત | દ૦ સોરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજ નં. ૧. |
| ૧૧ | દ. સો. રૂ. મુ. ફી. નં. ૨ | એક પરચુટણ રવાયત | દ૦ સોરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજ નં. ૨. યજદગર્દિ સને ૧૧૫૬ માં મર્હુમ મુલ્લાં કાઉસને હાથની લખેલી. |
| ૯ | દા. દી. પુ. | દાદેસ્તાને દીની | એ૦ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆ. સાથે અમારી તૈયાર કીધેલી. |
| ૧૦ | દા. ર. | વજીદગીહાએ ઝાદસ્પરમે ગોશને દમાન, | દાદસ્તાને દીનીની પછવાડેની રવાયત એ૦ તેહમુરસ દીનશાહ અંકલેસરીઆ. |
| ૯ | દી. ક. | દીનકર્દ. | એ૦ એદલજી કેરશાસ્પજી આંટીઆને હાથની લખેલી. |
| ૯ | પે. ખુ. અ. | ખુરદેહ અવસ્તાનો પેહલવી તરજુમો | એ૦ કાવસજી નોશરવાનજી કાંગાનો છપાવેલો. |

| [illegible] | સંક્ષેપ. | આખું નામ. | રીમાર્ક. |
|---|---|---|---|
| ૧૧ | પે. વ. દી. | પેહલવી વજર કર્દ દીની† | દસ્તુર પેશોતનજી બેહરામજીની તપાસથી છપાયલી. અમારી પોતાની. † આ કેતાબ થોડાં વર્ષોપર બનાવાથી ઉભી કરવામાં આવેલી છે એમ કેટલાએકો માને છે. અમારું આધીન મત એ છે કે જેટલાં થોડાં વર્ષોપર એને બનેલી ધારવામાં આવે છે તેટલાં વર્ષપર એ બનેલી નથી, કેમકે યજદગર્દી ૯૩૬માં લખાયલી એક રવાયત સફે ૧૧ મે એ ચોપડીનું નામ મલે છે. (પે૦ દ૦ મે૦ રા૦ લા૦. નં૦ ૩૦ સફે ૬૦). તોપણ એની ભાષા અને એમાં ટાંકેલા અવસ્તા અને બીજી કેટલીએક બાબતો ધ્યાંનમાં લેતાં મજબુત સંદેહ પડે છે કે એ ચોપડી કોઇએ હીંદુસ્તાંનમાં બનાવી છે અથવા એમાં ઉમેરો અથવા વધઘટ કીધી છે. તે કરનાર કેટલેએક દરજ્જે ધર્મથી વાકેફ હોવા વગર તેમ કરી શકે નહીં, તેથી એ કેતાબમાંના દાખલા ચોક્કસ કાબેલ હીંદુસ્તાંનના દસ્તુર અથવા દસ્તુરોના મત તરીકે ચાલી શકે. |
| ૧૧ | પે. સ. બુ. | પેહલવી સદ દરે બુનદેહસ્ને | એર્વદ ટેમુલજી નવરોજજી મેહેરજીરાણા. |
| ૧૧ | પે. વી. | પેહલવી વીરાફ નામું | ખા. બા. દ. હોશંગ જામાસ્પવાલું છાપેલું. |
| ૧૧ | ફ. ઓ. અ. | ફરહંગે ઓયુમ અયોક A Zend Pahlavi Glossary | ખા. બા. દ. હોશંગની જામાસ્પની છપાવેલી. |
| ૧૦ | બુ. | બુનદેહસ્ને. | |
| ૯ | સ્પી. પે. ઇ. | ઇજશનેનો પેહલવીતરજુમો | ડા૦ સ્પીગલે છપાવેલો. |
| ૮ | સ્પી. પે. વં. | વંદીદાદનો પેહલવીતરજુમો | ડા૦ સ્પીગલે છપાવેલો. |
| ૧૦ | સ. ન. | સદ દરે નસર | અમારી પોતાની. સંવત ૧૬૫૨માં લખેલી. |

## ફારસી.

| | | | |
|---|---|---|---|
| ૧૪ | ઇઠો. | ઇઠોતેર સવાલ જવાબની રવાયત | અમારી પોતાની. જેને દીનખેરદ કરીબી કહે છે; બેતમાં દસ્તુર મુલ્લાં ફીરોજના બનાવેલી. |
| ૧૪ | ઈ. ર. દા. હો. | એક રવાયત ઇન્તેખાબે રવાયતે દારાબ હોરમજદીઆર. | દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાના કેતાબખાનાંમાંથી. |
| ૧૫ | ટે. ન. મે. રા. નં. ૧ | એક રવાયત | એ૦ ટેમુલજી નવરોજજી દસ્તુર મેહરજીરાણા. સને ૧૦૩૪ માં રૂસ્તમ મરજબાન દસ્તુર નોશીરવાને લખેલી. |
| ૧૨ | દ. સો. રૂ. મુ. ફી. ન. ૩ | ફારસી વજર કર્દ દીની | દ૦ સોરાબજી રૂસ્તમજી મુલ્લાંફીરોજ નં. ૩. મર્હુમ ઇરાનવાસી યજદ શેહરના રેહનાર ઉસ્તાદ દસ્તુર રૂસ્તમ ગુસ્તાસ્પ અદ શીરને હાથની લખેલી ઉપરથી મર્હુમ મુલ્લાં કાઉસે સને ૧૧૫૬ યજદગર્દિમાં કીધેલી નકલ. |

| અંક નંબર | સંક્ષેપ. | આખું નામ. | રીમાર્ક. |
| --- | --- | --- | --- |
| ૧૧ | દા. હો. ર. | દારાબ હોરમજદીઆરની રવાયત | મુલ્લાં ફીરોજ લાઇબ્રેરી નં૦ ર. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૧ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં. ૧. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૧૮ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૧૮. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૨૧ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૨૧. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૨૩ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૨૩. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૩૦ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૩૦. એ રવાયત્ત રોજ ૩૦ માહ ૧૧ સને ૯૨૪ એ દીને પરીન–યોવદશાહ–રૂસ્તમ–બુન્દાર–દીનીઆર–શેહમરદાંને હીંદુસ્તાનનાં જરતોસ્તીઓને વાસ્તે લખી મોકલેલી એક ચોપડીની નકલ રોજ ૪ માહ......સને ૯૩૬ એ દીને એર્વદ અર્દેશર મોબેદ ભરૂચવાસીએ કીધી છે. |
| ૧૨ | પે. દ. મે. રા. લા. નં. ૩૧ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૩૧. |
| ૧૩ | પે. દ. મે. રા. લા. નં. ૪૨ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૪૨. એ રવાયત રોજ ૮ માહ ૧૧ સને ૮૯૬ એ દીને યજદ શેહેરના કેટલાએક દસ્તુરોનાં હોકમથી શેહરીઆર અર્દેશર–એરચ–રૂસ્તમ–એરચ નામનાં શખ્સે હીંદુસ્તાનના જરતોસ્તીઓને માટે લખી મોકલેલી કેતાબની નકલ છે. |
| ૧૩ | પે. દ. મે. રા. લા. નં. ૬૮ | એક રવાયત | પેહલા દ. મેહરજીરાણા લાઇબ્રેરી નં૦ ૬૮. |
| ૧૧ | બ. કા. ર. | બરજોર કામદીનની રવાયત | દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાના કેતાબખાનામાંથી. |
| ૧૩ | બે. નં. ૧ | એક રવાયત | ભરૂચવાલા મોબેદ બેહરાંમજી ફરદુનજી વકીલના કેતાબખાના મધેની નં૦ ૧. યજદગર્દી સને ૧૧૦૬ માં લખેલી. |
| ૧૩ | બે. નં. ૨ | એક રવાયત | ભરૂચવાલા મોબેદ બેહરાંમજી ફરદુનજી વકીલનાં કેતાબખાના મધેની નં૦ ૨. એ કેતાબમાં નીચે લખેલા દહાડાવારનાં ઈરાનથી આવેલાં કાગજો છે.–યજદગર્દી સને ૧૦૩૩, ૯૨૨. |
| ૧૪ | બે. નં. ૩ | શાપુર ભરૂચીની રવાયત | ભરૂચવાલા મોબદ બેહરાંમજી ફરદુનજી વકીલના કેતાબખાના મધેની નં૦ ૩. |

| ટું. નં. અંક | સંક્ષેપ. | આખું નામ. | રીમાર્ક. |
|---|---|---|---|
| | બે. નં. ૪ | એક રવાયત | ભરૂચવાલા માબદ બેહરામજી ફરદુનજી વકીલનાં કેતાબખાના મધેની નં૦ ૪. |
| | હે. દી. | હેકાયતે દીની | દસ્તુર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પ આશાના કેતાબખાનામાંથી. |
| ૧૦ | સ. ન. | સદ દરે નસર. | |
| ૧૫ | ... | બુરહાને કાતે. | એક ફરહંગ. |

## અંગ્રેજી.

| | | |
|---|---|---|
| ૧૫ | | સર ઉલીઅમ આઉસલીનું ઇરાનની મુસાફરીનું પુસ્તક. |
| | | રોલીનસન્સ "એનશ્યન્ટ મોનરકીઝ." |
| ૧૫ | ધી રીલીજી-અન. | "ધી રીલીજીઅન એન્ડ ધી કસ્ટમસ ઓફ ધી પરશીયન્સ એન્ડ અધર ઇરાનીઅન્સ, એઝ ડીસક્રાઇબડ બાઇ ધી ગ્રીશીઅન એન્ડ રોમન ઓથર્સ." ડૉકટર રાપનાં જરમન પુસ્તકનો શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ કીધેલો અંગ્રેજી તરજુમો |
| ૧૫ | ... | મર્હુમ ડૉકતર મારટીન હાઉગનાં જરતોસ્તી ધર્મ પુસ્તકો, તેઓની ભાષા ઇત્યાદિ ઉપર ચાર રીસાલા, બીજી આવ્રતિ. |
| ૧૫ | ... | "ધી લાનસેટ" નામનું અંગ્રેજી વૈદકનું ચોપાન્યું. |
| | | શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાએ ઉતારેલા દાખલાઓની ચોપડીઓ. |
| ૧૫ | ... | ડૉકટર જેમ્સ એચ. પીગફોર્ડ એમ૦ ડી૦ ની "હાઇજીની." |
| ૧૫ | ... | ડૉકટર રીચર્ડસનની "ડીઝીઝીસ ઓફ મોડર્ન લાઇફ." |
| ૧૫ | ... | રોબર્ટસની "થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન" |
| ૧૬ | ... | કોપલન્ડની "ડીક્ષનેરી ઓફ મેડીસીન." |
| ૧૬ | ... | ત્રુસોની "કલીનીકલ મેડીસીન" વોલ્યુમ ત્રીજો. |
| ૧૬ | ... | પાર્કની "પ્રેકટીકલ હાઇજીની." |
| ૧૬ | ... | ડૉકટર ટેલરની "પ્રીનસીપલ્સ એન્ડ પ્રેકટીસ ઓફ મેડીકલ જુરીસપ્રુડન્સ." |
| ૧૬ | ... | ડૉકટર સ્મીથની "ડીસઇન્ફેકટન્ટસ એન્ડ ડીસઇન્ફેકશન." |

## સંસ્કૃત.

ऋग्वेद.

षड्दर्शनचिन्तानिका.

रघुवंश.

# દીબાચો.

**"દાદે દીને બેહુ માજદયસ્નાન આગાહી રવાઈ ગોઆ-
ફરીગાની બાદ હફ્ત કેશવર જમીન એદુન બાદ."**

"ભલી માજદયસ્ની દીનનાં કાયદાની વાકેફી, ફેલાવો, અને
પ્રસિદ્ધિ થાઓ! પૃથ્વિના સાતે ખંડોમાં એમ થાઓ!"—

દરેક જરતોસ્તીની બંદગીને છેડની પ્રાર્થના.

કોઈબી નવી ચોપડી હાથમાં પકડતાં અને વાંચવા શરૂ કરતાં દરએક જણ વાજબી રીતે આશા રાખે છે કે તેને તેમાંથી કાંઇ વિદ્યા હુનરનું જ્ઞાન મલશે; અથવા કોઇ નવા સુનદર વિચારો, અથવા નીતિ કે ધર્મની શીખામણો તેનાં જાણવામાં આવશે; અથવા શાએરીનાં બુલંદ ખ્યાલો સુરસ અલંકારીક ભાષામાં દરસાવેલા તેને તેમાંથી મલશે. ટુંકામાં તે પોતે જે વાંચે અને જે ઉપર પોતાના કીંમતી વખત રોકે તેનો કોઇબી રીતે સારો બદલો મેલવવાની તે આશા રાખે છે. અને તેમ આશા રાખવાનો અને જો તે આશા પૂર્ણ થવા જેવું કાંઇ નહીં જણાય તો તે ચોપડીને પડતી મુકવાનો અને લખનારની વિદ્વત્તા અથવા મન શક્તિ વિષે સારૂં મત નહીં બાંધવાનો તેને પુરતો હક છે એમ અમે કબુલ કરીએ છઇએ. અમે સારી પેઠે સમજીએ છઇએ કે જેવો આપણે બીજાઓનો ન્યાય કરીએ તેમજ બીજાઓ આપણો કરે એ સ્વાભાવિક છે. તેથી આ અરજનાં બે સખુન શરૂઆતમાં કહેવાની જરૂર જાણીએ છઇએ.

આ નિબંધ ઘણું કરીને પારસીઓને વાંચવાને ઉપયોગી છે. કેમકે તે તેઓના ધર્મની એક ગંભીર ક્રિયાનું ખ્યાન કરવાનું માથે લીએ છે. આ ઓગણીસમી સદીની આખેરીનો હાલનો પારસી ટોળો જે સંખ્યામાં મુઠીભર પણ કેળવણીમાં દીનપર દીન આગળ વધતો જાય છે તેની હજુરમાં આ નિબંધ મુકાવા પછી જુદા જુદા વિચારનાં અને જુદા જુદા મંડલના અમારા જાતભાઇઓ એમાંથી ક્રિયાના ચાલુ રેવાજો વિષે, અથવા ધર્મ સુધારા વિષે, અથવા અસરકારક વાએજનાં લખાણ વિષે, અથવા ઉમદા ફીલસુફી વિષે, અથવા વિદ્યાની શોધો વિષે, અથવા ઉંચી મનશક્તિનાં બુલંદ ખ્યાલો વિષે, અથવા ઉમદા નસીહતો વિષે, ટુંકમાં અનેક બાબદો વિષે, જાણવાની પ્રથમ ઉમેદ રાખીને એને વાંચવા માંડે એ કુદરતી છે. પણ તે દરેક જણને શરૂઆતમાંજ ભરમ ખોલીને ખુલાસો કરવાની અગત જોઇએ છીએ કે આ રીસાલામાં નથી કાંઇ વિદ્યા હુનરની નવી શોધો, કે નથી કોઇ નવા વિચિત્ર વિચારો,—નથી ફીલસુફીનાં ફકરાઓ, કે નથી કવિઓની કલ્પનાઓ. આ રીસાલાની બાબદ ખચીત ઘણી ગંભીર છે, અને એ બાબદને છાજતાં ગંભીર લખાણથી તે

લખાવી જોઇએ. એમ અમે સારી પેઠે સમજીએ છીએ. પણ રાહનુમાએ માજદયસ્નાન સભાની તરફથી આ રીસાલો લખવામાં અમુને જે કામ સોંપવામાં આવ્યું હતું તે સુંદર ઇબારતનો એક રીસાલો લખવા કરતાં જરતોસ્તી ધર્મનાં ઘણાંએક પુસ્તકો મધેથી મરણ ક્રિયાને લગતાં લખાણોનો માત્ર એક સારો સંગ્રહ કરવાની, અને તેઓનાં એક બીજા સાથે મલતાપણાં અથવા નહીં મલતાપણાંની બારીકીથી શોધ કરવાની, અને તે દરેક જરતોસ્તી સમજી શકે તેવી સાદી અને સેહેલી ભાષામાં લખવાની, મેહેનતનું વધારે હતું. એ રીસાલાની જાહેર રીતે રાહનુમાએ માજદીયસ્નાન સભાએ આગલ માગણી કરવા છતાં એકુબી રીસાલો કોઇનીબી તરફથી મોકલવામાં આવ્યોતો નહીં. તેનાં બીજાં કારણો ગમે તે હશે પણ આ એક મુખ્ય કારણ હોવું જોઇએ કે એમાંની બાબદોનાં દાખલા એકઠા કરવા સારૂં જરતોસ્તી ધર્મને લગતી લગભગ સર્વે ચોપડીઓમાંથી મેહેનત કરીને દાખલા શોધી કાહડવા અને શરત મુજબનો રીસાલો લખવો એ કામ અનજાણાં વાંચનારાઓ ધારે તેટલું સેહેલું નથી.

જરતોસ્તી ધર્મની આજ સુધીની તવારીખની, અને એને લગતાં પુસ્તકો આજે જે હાલતમાં છે તેની, ખરી વાકેફી જરતોસ્તી આલમમાંનાં થોડાજ શખસો ધરાવતા હશે. અને તેથી કરીને એ ધર્મને લગતી કોઇબી બાબદ ઉપર મોતેબર લખાણ કરવાનું કેટલું મુશ્કેલ છે તેની કદર થોડાજ જણ જાણતા હશે. બીજી કોઇ વિદ્યા હુનરની બાબદ ઉપર રીસાલો લખવાનું કામ જો કોઈ માથે લીએ તો તેને જોઇતી બાબદો અંગ્રેજી પુસ્તકોમાંથી તૈયાર મલી આવે અને તેથી તે પોતાનું કામ ઘણું સેહેલાઇથી કરી શકે. પણ જરતોસ્તી ધર્મની કોઇ ચોકસ બાબદો ઉપર રીસાલો લખવાનું કામ જો કોઇ માથે લીએ અને તે જેમ તેમ નહીં પણ ખરાં અંતઃકરણથી બજાવે તો તેને જોઇતી બાબદો એટલી સેહેલાઇથી મલી શકતી નથી. એટલુંજ નહીં પણ જેટલું મલે છે તે જેમ કોઇ એક પડી ભાગેલાં ઘરનો સામાન હોય તેવા આકારમાં મલે છે. તેમાંથી તેને જુદા જુદા કકડાઓ લઇને નવું ઘર બનાવવું પડે છે. તે કકડાઓની બરાબર પરખ કરવાની જો તેમાં શક્તિ ન હોય તો જે થાંભલો હોય તેને મોભ, કુંભી હોય તેને ખુંટી, લાજી હોય તેને ઇંટ, એ પ્રમાણે ખોટી રીતે સમજીને કાંઇનું કાંઇ કરી નાખે છે. અને એ પ્રમાણે કેટલીએક વખતે સારી શક્તિનાં, અને લાંબો વખત લગી અભ્યાસ કીધેલા ધણીને હાથેબી બને છે તો પછી બીજા સાધારણ લખનારાઓને હાથે તેમ બને તેમાં નવાઇ શી? એનું કારણ દેખઇતું છે કે આપણો ધર્મ અતિશય પુરાણો હોવાને લીધે જેમ જેમ જમાનાના, ભાષાના, રાજના, હાલતના, અને દેશના ફેરફારો એ ધર્મ ઉપર વીતી ગયા છે તેમ તેમ તેનાં જ્ઞાનમાંબી વધઘટ અથવા ફેરફારો થયા છે. અને તેથી કરીને જો કોઇ એ ધર્મની કોઇએક બાબદની શોધ કરે તો તેને ચાર પાંચ ભાષાઓનો અભ્યાસ

કરવો જોઇએ એટલુંજ નહીં, પણ તે જુદી જુદી ભાષાઓ અને જુદા જુદા જમાનાઓમાં લખાયલાં જે પુસ્તકો રહેલાં છે તેઓની અસંપૂર્ણ હાલત, લખનારાઓની ગફલત અને અજ્ઞાનપણું, શુદ્ધ અથવા અશુદ્ધપણું, અને ધર્મગુરૂઓનાં મતફેર, વગેરે બીજાં અનેક કારણોને લીધે જે જે મુશ્કેલીઓ નડે તે ટાલવાને બી ઘણી હુશીયારી ધરાવવી જોઇએ. એ મુશ્કેલીઓ કેટલી બધી છે તેનો કાંઇએક ખ્યાલ બાંધવાને નીચે આપેલી જરતોસ્તી ધર્મની ટુંક તવારીખ ઉપરથી વાંચનારને બની આવશે.

આપણા માજદયસ્ની ધર્મ અને તેનાં કાયદાઓનો મૂળ પાયો ક્યારથી નખાયો તેનો ચોકસ વખત મુકરર કરવો મુશ્કેલ છે. પુરાતન આર્યન ટોલાંની યુરોપ ખંડમાં ગયેલી શાખાઓ જેવા કે પુરાતન યુનાનીઓ, રૂમીઓ, સ્લેવોનીકો, ટયુટનો, ઇત્યાદીનાં વડવાઓ પોતાનાં અસલ વતન ઇરાનવેજથી છુટા પડ્યા તે છુટા પડવાનો વખત અતિશય પુરાનો હોવો જોઇએ. કારણકે સૌથી છેલ્લા જે બે ટોલા–પ્રકાશતા દેવોને પૂંજનારા દેવયસ્નાનો અને જીવતા બલવાન આકાશીઓને માનનારા હોરમજદ પરસ્તો–માં ધર્મની જુદાઇ પડી તે પછવાડેથી ઇરાની કરી ગણાતી પ્રજાનો પાયો નાંખનાર ગયોમરદથી પડી. એ પુરૂશે માજદયસ્ની ધર્મ શરૂ કીધો એટલે પ્રકાશતી વસ્તુઓનાં તે વખતમાં મનાતા આકાશી આત્માઓ (દેવો shining) ને સૃષ્ટિનાં બલવાન અને એક બીજાથી સ્વતંત્ર અને તેજ નામના ઉત્તમ તત્વને લગતા નહીં પણ સૃષ્ટિનો નાશ કરનારા અને અંતે નાશ પામવાના અને અંધકાર નામનાં કનિષ્ટ તત્વને લગતા ગણીને તેઓને પૂંજવાનું છોડી દીધું અને એકલા એક મહાજ્ઞાની જીવતા બલવાન સાહેબ (અહુરમજદ Force and Intelligence) ને પૂંજવાનું શરૂ કીધું અને તે વખતથી આર્યનોની મૂળ ભૂમીનાં વતનીઓમાં ફાટ પડીને ગયોમરદનાં મતવાલાઓ 'મજદયસ્ન' અને તેની વિરૂદ્ધ મતવાલાઓ 'દેવયસ્ન' ગણાયા (ઇ૦ ૩૦ ફ૦ ૩, ફરવરદીન યશ્ત ફ૦ ૮૭). એ બે એક બીજાથી ઉલટાં મતો એટલા તો પુરાણા વખતથી ઇરાનીઓમાં ચાલતાં આવેલાં હતાં કે અશો જરતોશ્ત પોતાનાં ગાથામાં કહે છે કે આ ચાલુ દોરની શરૂઆત થઈ ત્યારથીજ ગોયા તેઓ જેમ જોડીઆં છોકરાં હોય તેવાં ચાલતાં આવેલાં છે. ગઇઓમરદે આ જુદાઇ પાડવાનું વેર આહરેમને એટલે કે દેવપરસ્તોએ તેને મારી નાંખીને લીધું (બુનદેહેશને વગેરે કેતાબો). ફીરદુસી કહે છે કે પછવાડેથી ઠરેલી ઇરાની પ્રજાનો પાયો નાખવાનું વેર દેવપરસ્તોએ ગયોમરદનાં બેટા શીયામકને મારીને લીધું. એ વખતથી ધર્મની જુદાઇ પડવા સાથે સંસારી અને રાજ સંબંધીબી જુદાઇ પડવા માંડી. વારેઘડીએ લડાઇઓ થતી તેમાં એક કે બીજો ટોલો ફતેહ પાંમતો. છેક એ વખતથી દેવ પૂજક ઋષીઓ તેમજ મજદયસ્નાન પેશદાદો પોત પોતાના ઇષ્ટ આકાશીઓની પ્રાર્થના કરીને પોતાની સામી પક્ષવાલાઓનો

નાશ કરવામાં તેઓની મદદ માંગતા વેદોમાં તેમજ અવસ્તામાં માલમ પડે છે. દેવપૂજકોનું બલ માઝીંદરાંન પ્રાંતમાં વધારે હતું કે જે પ્રાંતનું નામ 'માઝીંદ્ર' અથવા **મહેન્દ્ર** (મોહટા ઇન્દ્ર) નાં નામ ઉપરથી નીકલેલું જણાય છે. એ પ્રાંતની રાજ્યધાનીને હીંદુઓની કથાઓમાં **અમરાવતી** કરી કહી છે તેજ નામે આજ લગી એ શેહેર 'અમર' અથવા 'આમર' અથવા 'આમુલ' (પે૦ ૭૯ ફ૦ امر અથવા امل) કરી કેહેવાય છે. આગલ જતાં મજદયસ્નાનોમાં 'પરધાત' (પેશદાદ પુરોહિત) કુલમાં હોશંગ પેદા પડયો. તેની સરદારી હેઠલ દેવયસ્નાનોનું એક તૃતિયાંશ દલ નાશ પામેઉં અને બાકીનાં સર્વે તાબે થયા (યશ્તો ૫ ફ૦ ૨૨, ૧૫ ફ૦ ૮, ૧૯ ફ૦ ૨૬, ૯ ફ૦ ૪). ફીરદુસી કહે છે કે એનાજ વખતમાં આતશની પૂજા કરવાનું શરૂ થયું. એ પ્રમાણે જો હોય તો એ વખતે ચોખા માજદયસ્ની ધર્મમાં આતશને માન આપવાનું મત ઉમેરાયું. આવાં, ગોશ, રામ, અને અશીશંગ યશતોમાં કહે છે કે એણે ઘોડા, ગાયો, અને મેંઢાંનાં ભોગો આપીને તથા બરસમ અને ક્રિયાનાં બીજા સામાનો વાપડીને મજકુર આકાશીઓનાં યજ્ઞો કીધાં હતાં. એ ઉપરથી જણાય છે કે જો કે દેવપૂજકોથી મજદયસ્નાનો જુદા પડેઆ હતા અને જુદા આકાશીઓને માનતા હતા તોપણ તેઓની આરાધના કરવાની અને ભોગ આપવાની રીતીઓ ઘણે દરજે સામાન્ય હતી. વલી આગલ જતાં તેહેમુરસ્પનાં વખતમાં માજદયસ્નાનોનું જોર એટલું વધ્યું કે ત્રીસ વરસ લગી એહેરેમન–દેવયસ્નાન પ્રજા–તદન આજેજ થયો હતો. પારસીઓની દંતકથામાં કહે છે કે સ્ત્રીઓને દસતાનની હાલતમાં દૂર બેસવાનું તથા ગોસ્પંદોનું મૂતર ચોખું કરવાનાં કામમાં વાપડવાનું એ વખતથી ચાલુ થયું. એ પ્રમાણે છુટા પડેલા ઇરાનીઓનાં ધર્મમાં એક બીજો ભાગ ઉમેરાયો. આગલ જતાં વીવંઘાનનો છોકરો પ્રતાપવાન જમશેદ થયો તેને સ્વભૂમીમાં દેવપરસ્તીને ઘણીજ ઝાંખી પાડી (ગાથા અહુનવઇતી, હા ૩૨ ફ. ૮). જો કે એ મજદયસ્ની ધર્મની તરફેણનો હતો તોપણ આગલાઓ જેટલો દેવપરસ્તીને તોડનાર નહીં હતો. એના મનની વલાન ધર્મ કરતાં રાજ્ય અને પ્રજાનાં સુખની વૃદ્ધી તરફ વધારે હતી (વં૦ ૨) તેથી ધારા બાંધવા, વિદ્યા હુન્નરને ઉત્તેજન આપવું, ઇત્યાદી બાબદો ઉપર એણે વધારે ધ્યાન આપ્યું હતું. અને જેણે રાજ્ય સારી પેઠે કરવું હોય તેણે તો સર્વે ધર્મોને એક સરખી આંખે જોવા જોઇએ તેથી જો કે એ મજદયસ્ની ધર્મને વધારતો હતો તોપણ દેવયસ્નાનો સાથેબી સુલેહથી વર્તતો હતો. અને એટલા માટે જેમ મજદયસ્નાનો તેમજ દેવયસ્નાનોબી એને માન પૂર્વક જણાવી ગયા છે. ફીરદુસી કહે છે કે ધંધાદારી આલમનાં–ધર્મગુરૂ, રાજ્યને લગતું કામ કરનાર, ખેડુત, અને કારીગર વગેરેનાં–વર્ગો જમશેદનાં વખતમાં પડ્યા. એ વર્ગીકરણબી માજદયસ્ની ધર્મનો એક ભાગ છે જે જમશેદનાં વખતમાં ઉમેરાયો. અને એજ ભાગો પાછળથી દેવયસ્નાનો

હીંદુસ્થાનમાં આવ્યા ત્યારે તેઓમાંબી તેજ નમુનાપર થયા. અહુનુઅદ ગાથામાં (હ૦ ૩૨ ફ૦ ૮) એક વાકય આવેલું છે તે તથા વંદીદાદની બીજી પરગરદ અને તેની પેહલવી શરેહ અને પારસીઓનાં ધર્મને લગતી ઘણીએક ચોપડીઓમાં લખાયલી એક દંતકથાને સરખાવી જોતાં એવું માલમ પડે છે કે રૂતુઓને લગતા તેહેવારો પાલવાનું અને તે તેહેવારો ઉપર સર્વે લોકોએ એકઠા મલીને ભક્તિ તથા મીજબાની કરવાનું—ગહંમબારનાં † જશનો કરવાનું—બી જમશેદનાં વખતથી માજદયસ્ની ધર્મમાં ઉમેરાયું. વલી કેટલીએક જરતોસ્તી ધર્મને લગતી કેતાબોમાં કહે છે કે સુદરેહ અને કુસ્તીને ધર્મનાં વસ્ત્ર તરીકે પહેરવાનુંબી જમશેદનાં વખતથી ચાલુ થયું. બીજા કેટલાએકો કહે છે કે સૂર્ય મેષ રાશીમાં દાખલ થાય તે દહાડે નવાં વરસની શરૂઆત ગણીને તેહેવાર પાલવાનુંબી જમશેદનાં વખતથી

---

† એ વાકય "યે· મષ્યેંગ· ચિક્ષ્નુષો· અહ્માકેંગ· ગાઉશ· બગા·ખરેચ્નો" (ગાયનો હીશો ખવાડતો જે [જમશેદ] (આપણ માણસોને) [તેમ કરવાનું] શીખાડનાર હતો) કરી છે. 'ગાયનો હીશો ખવાડતો' એ વાકયની સમજણ આપવા સારૂંજ ધારવા મેલે પાછલા જમાનામાં એક કથા કહેવામાં આવી હતી જે સદદર કીતાબનાં ૧૦૦ માં બાબમાં તથા બીજી કેટલીએક રવાયતોમાં લખેલી છે. તે એમ છે કે જમશેદે ગહંબારની મેજબાની કીધી હતી ત્યાં એક દેવ માણસરૂપે આવીને જમવા બેઠો. જેટલું ખાણું હતું તે બધું ખાઇ ગયો અને તોબી ફરીઆદ કરવા લાગો જે હું હજુર ધરાયો નથી. એ ઉપરથી જમશેદે ઘણાંએક ગોશપંદો કપાવી, પકાવીને, તેને ખવાડયાં તોબી તે ધરાયો નહીં. ત્યારે જમશેદે વિચાર કીધો કે જો આ માણસ મારે તાંહાંથી ધરાયા વગર જશે તો મને મોટી શરમની વાત છે, સરવે લોકોમાં મારી આબરૂ હલકી પડશે, અને મને મોટી એબ લાગશે. તેથી તેણે ખોદાતાલાની બંદગી કરીને એ મુશકેલીનો ઉપાય શોધયો. ત્યારે ખોદાનાં હુકમથી ગાય ગોશપંદોનો મવકલ ફરેશતો જે બહમન અમશાસપંદ છે તેણે પોતે આવીને જમશેદને સલાહ આપી કે એક લાલ ગાય કાપીને તેના માંસને સરકો, લસણ, અને સદાબ સાથે પકાવીને એને ખવડાવ કે તેથી એ ધરાશે. જમશેદે તેમ કીધું તેથી તે દેવ ધરાઇને ત્યાંથી જતો રહેયો. તે દારથી પુરાતન ઇરાનીઓમાં એવો ચાલ પડયો હતો કે જ્યારે કાંઇ દુકાલ, વગેરે વગેરે મોહટી આસમાની આફ્ત આવી પડતી ત્યારે તેઓ લાલ ગાય હલાલ કરીને ઉપલીજ રીતે પકાવીને સરવે લોકો એકઠા મલીને બાજ ધરીને તેની ચાશણી કરતા કે તેથી તે બલા દૂર થાએ.

ઘણી વખતે એવું જોવામાં આવે છે કે ઘણા પુરાતન વખતની ચોપડીમાં કાંઇએક બાબદ ખુલ્લી રીતે નહીં સમજ પડે એવી આવેલી હોય છે તો તેને સમજવા સારૂ પાછલા જમાનાના તરજુમો કરનારા અથવા શરેહ કરનારા ધર્મગુરૂઓ કોઇએક મોજેજા ભરેલી સુંદર અને ચમતકારીક વાર્તા બનાવી કાઢે છે. એ પ્રમાણે વેદના ભાષ્યમાં, આપણા લોકોની રવાયતો વગેરેની ચોપડીઓમાં, અને બીજા ઘણાએક લોકોની ચોપડીઓમાં બનેલું જોવામાં આવે છે. તોપણ યાદ રાખવું કે તે વાર્તાઓનો પાયો થોડો અથવા ઘણો અસલ લખાનને એક અથવા બીજી રીતે સમજવા ઉપર હોય છે. તેથી તે વાર્તામાં થોડોએક ભાગ ખરો હોયચજ. એ રીતે જોતાં ઉપલી વાર્તામાંથી આટલી વાત ખરી જણાય છે કે જમશેદના વખતમાં ગહંબાર કરવાનું શરૂ થયું. મજકુર ગાથાના વાકયમાં **આયના કકડા** વીશે લખેલું છે તેની મતલબ અમે **જમીનની પેદાયશનો હીસ્સો** કરી સમજીએ છીએ. કેમકે જમીનને ગાથાની કવીતામાં ગાયને રૂપે વર્ણેલી છે. અને વંદીદાદની બીજી પરગરદમાં કહે છે કે જમશેદના વખતના લોકો માજદયસ્ની જરતોસ્તી ધર્મ જે સંપૂર્ણ રૂપમાં જરતોસ્તે શીખાવ્યો તે રૂપમાં શીખવવાને લાયક થયલાં નહીં હતાં. તેથી જમશેદે તેઓને તેનો

ચાલુ થયું. એ અને એ વગેરે કેટલીએક બાબદો જમશેદના વખતમાં માજદ-યસ્ની ધર્મમાં દાખલ થઇ. જોકે માજદયસ્નાનો અને દેવયસ્નાનો એક બીજાનાં માનેલા આકાશીઓને ધીકારતા હતા, તોપણ તેઓનાં ધર્મમાં કેટલુંએક સાધારણ હતું. જેમકે બેહુ પક્ષવાલાઓ હોમ-સોમ-નો રસ ધર્મની ક્રિયાથી કાહાડીને આકાશીઓને અર્પણ કરવામાં અને પોતે પીવામાં એકસરખી રીતે પુન્ય અને ફાયદો સમજતા હતા (ઇજ૦ ૯ તથા ઋગ્વેદ). પશુઓના ભોગો એકસરખી રીતે પોતપોતાનાં જુદા જુદા અથવા સામાન્ય આકાશીઓને આપતા હતા (યશતો તથા વેદો). જે ભોગ આપવાનું બેહુ ટોલાઓમાં છેક પાછલા વખત લગી રહયું હતું (બેહેરામ યસ્ત ૪૯-૫૦). દેવયસ્નાનોમાંથી છેક પાછલા વખતમાં બુદ્ધનો ધર્મ ફેલાયો ત્યારે તે નીકલી ગયું.

---

એક ભાગ જે દુનીઆની આબાદી અને તેની પાસબાની કરવાને લગતો હતો તેટલોજ શીખવ્યો, અને આબાદી કરવાનું મૂળ ખેતી છે તેથી જમશેદે ખેતી કરવાનું પ્રથમ શીખવ્યું. અને ત્યાર પછી નાની મ્હોટી ઇમારતો, પૂલો, અને બાંધકામો વગેરેનાં મોટાં શેહરો બાંધવાનું શીખવ્યું. ખેતીની શરૂઆત કરવાની ક્રિયા હળ, બળદ, અને પરાણીથી કીધી. ખેતીનો આધાર રૂતુઓ ઉપર છે. તેથી ખેડણી, કાપણી, વગેરે કરવાની રૂતુઓ ઉપર ચોકસ ઓચ્છવો અને મીજબાનીઓ ઠરાવી કે જેઓનાં નામ ગહંબારો કરી કહેવાય છે. એ ગહમબાર શબ્દ ફારસી ભાષાનો છે. અને તે પહેલવીનાં "ગાસાનબાર" શબ્દ ઉપરથી નીકલેલો છે. એ "ગાસાનબાર" શબ્દની ઉત્પતિ ચોકસ રીતે જણાઇ નથી. અમે એ શબ્દની ઉત્પતિ અવસ્તાના "ગાઉશઅવીબર" (બલદને [ખેતી] તરફ લઇ જવું) ઉપરથી નીકલેલો સમજીએ છઇએ. આ ઉતપતિ જે અમે જણાવી છે તે માત્ર ખ્યાલી નથી પણ વંદીદાદની બીજી પરગરદની શરેહમાં ટાંકેલા "ગાઉશબરત" એવા અવસ્તાનાં વાકયને આધારે કીધી છે. એ શરેહ આ પ્રમાણે છે:—

"જાહેર કરે છે કે જે કોઇ ઉધ્યોગથી ખેતી કરવા જવાને ચાહે તેણે ત્રણ કદમ દક્ષિણ દશાએ ચાલવું અને તેણે એક યથા અહૂ વઇર્યો પઢવી. તેનું "ગાસઓ" (=ગાસઉબાર=ગાસાનબાર=ગાહમબાર. 'ગાઓ' એટલે બલદનું ખેતી તરફ લઈ જવું,) ઘણું સારી રીતે થવું જોઇએ. તે વીશે **"ગાઓ"** થી (શરૂ થતાં નીચલા વાકય ઉપર જાહેર છે—(તે આ પ્રમાણે) "ઉશ હીશતત **ગાઉશબરત** હઙ-હુશ—તે ગામડીઆએ ઉઠવું અને બલદોને (ખેતી કરવા સારૂં) લઈ જવું." (અપૂર્ણ ભૂતકાળનો અર્થ આજ્ઞાર્થકમાં થાય છે. જુઓ વંદીદાદ ૫, ફ૦ ૧૩, ઇત્યાદી ઋગ્વેદ, ઇત્યાદી).

ગાથામાં કવીતાની અલંકારીક ભાષામાં જમીનને જેમ ગાય કહી છે તેમ જમીનને ખેડવાનાં ખેડુતનાં કામને ગાયની કુરબાની કરીને તેને કાપવું કરી કહ્યું છે અને ખેતી કરવાથી મલતા સવાબને આકાશી રૂહોને ગાયની કુરબાંની આપેલા ભોગ અથવા જગતથી મલતા પૂનને રૂપે કહ્યું છે. જે ઉપરથી ધારવા મેલે પાછલા વખતમાં અસલ જમશેદે ખેતીનાં સંબંધમાં ચોકસ રૂતુઓનાં દીવસો ઉપર તેહવાર પાલવાનું ઠરાવેલું હતું તે તહેવારોપર ગાય કાપવાનું સમજેલા હોય એવું લાગે છે.— વલી જો ગહંબારને ખેતીની સાથે સંબંધ ગણીએ તો ખેતીનો સંબંધ રૂતુઓ સાથે છે તેથી ગહંમબારોબી રૂતુઓનાંજ જશનો ઠરે છે. અને જો ગહંમબારો રૂતુનાં જશનો છે તો રૂતુઓ આફતાબી વરશ પ્રમાણેજ આવે છે. માટે ગહંમબારી વરશની શરૂઆત આફતાબ મેષ રાશીમાં દાખલ થાય તેજ દહાડેથી થવી જોઇએ એમ સાબેત થાય છે. અને જો ગહંબારોનો સ્થાપનાર જમશેદજ હોય તો ગહમબારી વરશ શરૂ થવાના પહેલા દીવસને 'જમશેદી નોરોઝ' કરી આપણે કહીએ છીએ તે તદન વાજબી છે. અને જો ગહંબારોમાં જશન કરવાની કીરીયાએ

માજદયસ્નાનોમાં છેક પાછલા વખત લગી ઓછું થતાં થતાં હજુ લગી ચોક્કસ ક્રિયાઓમાં પશુ ભોગનાં ફરમાનો પાછલી કેતાબોમાંથી મલે છે. એ પ્રમાણે જમશેદનાં જમાનામાં એ બેહુ એક બીજાના વિરોધી ટોલાઓ જોકે એક બીજાના કટ્ટા વેરી હતા તોપણ તેઓનાં ધર્મોમાં ઘણીએક સામાન્યતા હતી. અને તેથીજ અ૦ 'થ્રિત'–ફા૦ અસરત, સં૦ त्रित,–'કેરેશાસ્પ'–ફા૦ કેરશાસ્પ, સં૦ कृशाश्विन् અ૦ 'આથ્વ્ય'–ફા૦ આતબીન, સં૦ आप्त्य–ઇત્યાદીની જેમ મજદયસ્નાનોનાં તેમજ દેવયસ્નાનોનાં ધર્મપુસ્તકોમાં એકસરખી પ્રખ્યાતિ છે. આગલ જતાં મજદયસ્નાનની પડતી અને દેવયસ્નાનની ચઢતી થઇ. 'દાહી' નામનાં એક પ્રાંતનાં રેહેવાસી 'અજી' એ–અજીદહાકે,* જુહાકે–માજદયસ્ની ધર્મનાં રાજ્ય અને તે સાથે એ ધર્મની અતિ દુર્દશા કીધી. એ વખતથી દેવયસ્નાનોની મજદયસ્નાનો ઉપર ગાલેબી લાંબા જમાના સુધી રહી. કેમકે આગલાઓ કરતાં એ રાજાનો જમાનો બહુ લાંબો કેહેવાયલો છે. એ દેવ પરસ્તોની ચઢતીનાં વખતમાં મજદયસ્નાનોની મોટી સંખ્યાનો નાશ થવો જોઇએ અને તેથી મજદયસ્ની ધર્મને મોટો ધોકો પોંહચવો જોઇએ એવું અવસ્તા, પેહેલવી, અને ફારસીની કેતાબો ઉપરથી સાફ માલમ પડે છે. એ અજીદહાક–જુહાક–નાં વખતની અગાઉથી ઉપર કહ્યા પ્રમાણે મજયદસ્નાનોથી દેવ પૂજકોને ખમવું પડતું હતું તેથી તેઓએ જન્મભૂમીમાંથી

---

**ધર્મની કીરીયા** તરીકે દરેક જરતોસ્તીને માથેની મુખ્ય ૭ ફરજો (ગહમબાર, મુકતાત, સગાંઓના રોજગાર, દરરોજ ખુરશેદની નીઆએશ, દર મહીનામાં ત્રણ વાર માહાબોખતાર નીઆએશ, અને દર વરસે એકવાર રપીથવન—સદદર ૭) માંની એક ફરજ તરીકે છે તો તે ફરજ તેના બરાબર વખતેજ બજાવવી જોઇએ. કેમકે સદદર કેતાબમાં કહે છે કે એ છ ફરજોમાંની કોઇબી ફરજ જો તેને બર વખતે નહીં બજાવે અને બીજે વખતે બજાવે તો તે તદન નકામી છે અને તે ફરજ નહીં બજાવવાનો ગુનાહ એવો છે કે આ દુનીયામાં કોઇબી પરાયશ્ચિત્ત કરવાથી તે ગુનાહ ફીટી શકે નહીં પણ તેની સજા મુઆ પછી ત્રીજી રાતની બામદાદે ચીનવત પૂલ ઉપર ખમવીજ પડે છે. એટલા માટે એ ફરજોમાંની કોઇબી ફરજ તેના બરાબર વખતે નહીં બજાવવાની તકસીરને "ગુનાહે પૂલ" કરી કહે છે. હવે જો ગહંબારની ફરજ તેને બર વખતેજ બજાવવી જોઇએ, નહીં તો 'ગુનાહે પુલ' લાગુ પડે તો દરેક ગહંબારનું જશન તેને ચોકસ દહાડે પડવું જોઇએ અને તે ખરા દહાડા ઉપર ત્યારેજ પડે કે જયારે ધર્મનું વરસ આફતાબ મેષ રાશીમાં દાખલ થાય તેજ દીવસથી ગણવામાં આવે.

* અવસ્તાનાં વ્યાકરણનાં એક નીયમ પ્રમાણે 'દહાક' 𐬛𐬀𐬵𐬁𐬐𐬀 એ શબ્દ 'દંગહાક' 𐬛𐬀𐬢𐬵𐬁𐬐𐬀 કરી લખાવો તથા બોલાવો જોઇએ. પણ જે જે ઠકાણે એ નિયમ તુટેલો જણાય તેને ઠેકાંણે 𐬵 ની પછીનો કોઇ અક્ષર નોકલી જવાનો સંભવ હોય છે. જેમકે 'અહે' 𐬀𐬵𐬈 જે 'અંગહે' 𐬀𐬢𐬵𐬈 થવું જોઇએ પણ એ અસલ 'અહ્ય' 𐬀𐬵𐬌𐬌𐬀=अह्य હતું તેમાંના 𐬵 ની પછીનો 𐬌𐬌 નીકલી જવાને લીધે 𐬵 ની અગાઉ અનુસ્વાર મુકાયો નથી. એ રીતે લેતાં એ શબ્દ મૂળ 𐬛𐬀𐬵𐬌𐬌𐬁𐬐𐬀 'દહ્યાક' હતો જેનું અપભ્રંશ 𐬛𐬀𐬵𐬁𐬐𐬀 'દહાક' થયું છે એમ ખુલ્લું જણાય છે. અને 'દહ્યાક' 𐬛𐬀𐬵𐬌𐬌𐬁𐬐𐬀 એ 'દહિ' 𐬛𐬀𐬵𐬌 અથવા 'દાહિ' 𐬛𐬁𐬵𐬌 ઉપરથી નીકલેલો સેહેજ જણાય છે, કે જે 'દાહિ' 𐬛𐬁𐬵𐬌 નામનો એક પ્રાંત અવસ્તામાં મલે છે.

આ ગરમ દેશ હીંદુસ્થાન તરફ આવવા માંડેઉ હતું. અને આ દેશનાં અસલ વતનીઓને તાબે કરીને અથવા હઠાવીને આસ્તે આસ્તે પગભર થવા માંડેઉ હતું. તેથી અહીંઆનાં બલની મદદથી તેઓ મૂળ ભૂમીમાં પોતાનાં વેરી મજદયસ્નાનો પર ફાવવાને શક્તીમાંન થયા હતા. એ અવસ્તાનાં 'અજી' ને અવસ્તામાંજ 'વધઘ્નો' કરીબી કહે છે (વં૦ ૧ ફ૦ ૧૬, ૧૯ ફ૦ ૬) તે વીશે દાદેસ્તાને દીની નામની એક પહેલવી કેતાબ (પુ૦ ૭૧ ફ૦ ૧૨-૧૪) માંથી માલમ પડે છે કે આ પાછલું નામ તેની માનાં નામ પરથી 'અજી' ને બીજા 'અજી' નામનાં શખસોથી ઓલખવા સારૂં વપડાતું હતું. જો એમ ઠરે તો 'અજીશ વધઘ્નો' નો અર્થ 'વધઘ્ન' નામની સ્ત્રીનો છોકરો 'અજી' કરી થાય, જેમ सरमा નામની કુતરીનો છોકરો सारमेय=Cerlerus ઇત્યાદી. એજ 'અજી' 'દાહી' નામનાં દેશનો રહેવાસી હતો, તેથી તેને 'અજીશ દહાકો' કરી કહેતા હતા જે ઉપરથી એનું નામ પહેલવીમાં 'અજીદહાક' અને તે પરથી ફારસીમાં 'જુહાક' કરી મલે છે. હવે એજ 'અજીશ વધઘ્નો' કે જેને હાથે મજદયસ્નાનોનો અને તેઓનાં રાજા 'યિમ' (ફા૦ 'જમ' જમશેદ સં૦ यम) નો પરાજ્ય થયો હતો તેનું એજ નાંમ વેદમા अहिर्बुध्न्यः કરી મલે છે (ઋગ્વેદ ૧, ૨૪, ૧૮૬, ૫, અને ૨, ૩, ૩૩, ૬,) ત્યાં જેમ त्रित નામના 'થ્રિત'=('અસરત') નામે અવસ્તામાં જણાયલા પ્રખ્યાત વૈદરાજને એક દેવ તરીકે ગણેઓ છે તેમજ એનેબી એક દેવ તરીકે ગણેઓ છે. પાછલી હીંદુ કથાઓમાં यम (જમશેદ) ને નર્કનો રાજા અને अहिर्बुध्न्य (જુહાક) ને મહાદેવ શિવ ગણેલા છે અને શિવને હાથે પુશ્કલ असुरो (અવસ્તા, 'અહુરો,' મજદયસ્નાન પાદશાહો) નો નાશ થવાની કથાઓ શિવ પુરાણ વગેરેમાં કહી છે તે સધલી નહીં તો થોડી પણ જુહાકનાં જમાનાને લગતી કથાઓ હોવી જોઇએ. ફીરદુસીબી કહે છે કે જુહાકને હીંદુઓ (દેવપરસ્તો) સાથે ઘણો સ્નેહ હતો. અને જ્યારે તે હીંદુસ્થાન ગએલો હતો ત્યારેજ ફરેદુને તેનો મુલક ઇરાન હાથ કરી લીધો હતો. વલી ફીરદુસી કહે છે કે 'કન્દરૂ' નામનો એક દેવ જુહાકનો એક નોકર હતો તેજ પ્રમાણે પુરાણોમાં કહે છે કે कन्दर्व (કામદેવ) ને શીવે તાબે કીધો હતો. એ વગેરે અનેક દલીલોથી માલમ પડે છે કે જુહાકના જમાનાની આગમજથી હીંદુ આર્યનોના વડવાઓએ આ દેશમાં આવવા માંડેયું હતું. અને જુહાક મજદયસ્નાનોનો વેરી અને દેવયસ્નાનોનો મુરબી હોવાથી તેનાં વખતમાં તેઓએ એક જબરો ફટકો પોતાના ધર્મ સંબધી છુટા પડેલા વતનીઓ (મજદયસ્નાનો) ઉપર મારેઓ હતો. આગલ જતાં ફરેદુનનો વખત આવ્યો તે વખતથી દેવયસ્નાન આર્યનોનું રાજ મૂળ ભૂમિમાંથી ઉખડી ગયું તે આજ દીન તુલીક ફરીથી થયું નથી. એ વખતથી જન્મ ભૂમિમાં મજદયસ્ની ધર્મનો ઉદય અને દેવયસ્ની ધર્મનો અસ્ત દીનપર દીન થતો ગયો. તેથી ફરેદુનને અવસ્તામાં માત્ર જરથોસ્તથીજ ઉતરતું માન આપેલું છે. જોકે દેવયસ્નાનોનું રાજ ઇરાન

ભૂમિમાંથી નીકલી ગયું હતું. તોપણ તેઓની વસ્તી અને તેઓનાં ધર્મની અસર કાંઇ તદન નીકલી ગઇ હતી નહીં. ચોકસ આકાશી આત્માઓ જેવા કે 'મિથ્ર' (मित्र મેહેર) 'અઇર્યમન્' (अर्यमन् ઇરમાંન) 'વેરેથ્રઘ્ન' (वृत्रघ्न् બેહેરાંમ), 'વયુ' (वायु, રામ, ગુવાદ), 'અપાંમ્' (आपोदेवी, આવાં), 'હ્વરે' (सूर्य ખુરશેદ), 'માઓ' (चंद्रमस् મહાઓખતાર), 'હોમ' (सोम), વગેરેને જેમ મજદયસ્નાનો તેમજ દેવયસ્નાનો પોતપોતાની રીતે આરાધતા હતા (યશતો, વેદો,). વખત જતાં ઇરાંનીઓની સાથે તુરાનીઓને વધતો અથવા ઓછો સમાગમ થતો ગયો. એ લોકો જેમ મજદયસ્નાનો તેમજ આરીયન દેવયસ્નાનોનાંબી વીરોધી હતા. તેથી એઓની સાથે મજદયસ્નાનોને તેમજ દેવયસ્નાનોને ધર્મ સંબંધી સામાન્યપણું કાંઇ નહીં હતું. અને એઓનાં ધર્મની કાંઇબી અસર ઈરાની ધર્મપર જોવામાં આવતી નથી. આગલ જતાં કયાની વંશનાં મજદયસ્નાન પાદશાહો થતા ગયા તેઓનાં વખતમાં માજદયસ્ની ધર્મમાં સુધારા અથવા વધારા દાખલ થતા ગયા. બંધે ટોલાઓમાં આસ્તે આસ્તે એક બીજા તરફ એટલો તો ધિક્કાર ઉત્પન્ન થતો ગયો કે મજદયસ્ન પક્ષવાલાઓ પોતાનેજ 'અઇર્ય' ગણીને સામણેની દેવયસ્ન પક્ષવાલાઓને 'અનઅઇર્ય' ગણવા લાગા તેમજ સાંમી પક્ષવાલાઓ પોતાને 'આર્ય' ગણીને પેલાઓને 'અનઆર્ય' ગણવા લાગા. એ પ્રમાણે જે નાંમ અસલ ટોલાનું સામાન્ય હતું તે ધર્મની જુદાઈ પડવાથી બેઉ ધર્મવાલાઓ પોત પોતાનેજ લગાડવા લાગા. એ પ્રમાણે જો કે છેક ગુસ્તાસ્પનાં વખત લગી ચાલુ રહ્યું તોપણ આટલું જરૂર યાદ રાખવું કે એ વખત લગીમાં મજદયસ્ન ઇરાની લોકોને દેવયસ્ન આર્યનો અને તુરાનીઓ સીવાય બીજા કોઇબી ધર્મવાલાઓ—જેવા કે બાબીલોનીઅનો, આસીરીયનો, યાહુદીઓ વગેરે ઇરાંનની પશ્ચિમ તરફનાં લોકો—સાથે સંબંધ થયો હતો નહીં. તેથી અવસ્તામાં અને વેદમાં મજદયસ્નાનો અને દેવયસ્નાનો અને તુરાનીઓ વચેનાં ઝગડાઓનાં ઇશારા આવે છે તેમ કોઇ સેમીટીક પ્રજાઓ સાથના સમાગમનાં ઈશારા મલતા નથી. ઇજશનેનાં ૪૪ માં હા નાં ૨૦ માં ફકરાને ઋગ્વેદના ૧ લા મંડલનાં ૧૮ માં અનુવાકનાં ૧૨૨ માં સૂક્ત સાથે સરખાવી જોતાં ધારી શકાય છે કે ગુસ્તાસ્પ અને જરથોસ્તનાં વખતમાં જે જબરો ઝગડો દેવયસ્નાનો સાથે ચાલ્યો હતો તેમાં દેવયસ્ન પક્ષનો એક મોહટો મદદગાર (कक्षीवान् औशिक् નામનો એક ઋષિ હોવો જોઇએ. કેમકે જેમ મજકુર ગાથાનાં ફકરામાં 'ઉસિક્ષા' (औशिक्) ને નામ દઇને ધીકાર્યો છે તેમજ મજકુર વેદીક સૂક્તમાં इष्टाश्व (વીસ્તાસ્પ, ગુસ્તાસ્પ) ને નામ દઇને ધીક્કારેલો છે. પારસીઓનાં પાછલા જમાનામાં જે એવું લખાયલું જોવામાં આવે છે કે હીંદુઓનાં 'ચંગરઘાચ' અને 'બીઆસ' નામના બ્રાહ્મણો જરથોસ્તની સાથે વાદવિવાદ ચલાવવા આવ્યા હતા. તે વાતનું કાંઇએક મૂળ અસલમાં હશે ખરૂં. પણ પાછલા વખતનાંઓએ જે બ્રાહ્મણોનાં નાંમો આપેઆં છે તે માત્ર ખરાં નથી. કેમકે

ચંગરઘાચ અને બીઆસ એ નામોને પ્રખ્યાત હીંદુ બ્રાહ્મણોનાં નામો સાથે સરખાવી જોતાં તે પાછલા વખતમાં પ્રખ્યાતિ પામેલા शंकराचार्य અને व्यास મુનીનાં માલમ પડે છે. તેઓની હસ્તી અને તેઓએ ચલાવેલા પૂરાણીક ધર્મો જરથોસ્તનાં વખતમાં હતાજ નહીં તો તેઓની સાથે જરથોસ્તને વાદવિવાદ થાયજ ક્યાંથી? પણ જો કોઇબી વેદિક ગુરૂ સાથે જરથોસ્તને અથવા ગુસ્તાસ્પને વાદવિવાદ કે ઝગડો થયો હોય તો તે ઉપલા औशिक् (उशिज् કુલમાં જન્મેલો) સાથે થયલો હોય† ગુસ્તાસ્પનાં

† ફરવરદીન યશતના ૧૦૫ માં ફકરાને ઋગ્વેદ ૧ લાં મંડલનાં ૧૫ માં અનુવાકનાં ૧૦૦ માં સૂક્ત સાથે સરખાવી જોતાં માલમ પડે છે કે જરથોસ્તે ધર્મ ફેલાવ્યો ત્યારે તેને 'વિસ્તઉરૂષ' (ગુસ્તહમ) ના અને 'વ્હોવ' (હબુબ) નાં ખાનદાનનાંઓએ મદદ કીધી હતી તેમજ 'શીમએજી'નાં ખાનદાનેબી મદદ કીધી હતી. પેલી તરફ સામી પક્ષનાં દેવયસ્નાનોમાં મજકુર ખાનદાનોના વિરોધી તરીકે 'ઉશિજ'નું કુલ અને ऋज्राश्व (અરજાસ્પ) નામનો રાજા અને તેના ભાઇઓ હતા. કેમકે ફરવરદીન યશતના મજકુર ફકરામાં કેહે છે કે 'શીમએજી' વંશનાં 'માંથ્રવાક' નામના શખશે 'ઉસધ' એટલે 'ઉશિજ કુલનાં' ઘણાએકો જેઓએ 'અહુ' અને 'રતુ' (યથા અહૂ વઇર્યોવાલો ધર્મ) નહીં માનેઓ હતો તેઓને મારેઆ હતા. અને ઋગ્વેદનાં મજકુર સૂક્તમાં ऋज्राश्व અને તેનાં ભાઈઓ ઇન્દ્રને વખાણે છે કે તેણે शिम्यु કુલનાઓનો નાશ કીધો. એ शिम्युનો અર્થ નામીચો વેદ ભાષ્યકાર સાયણાચાર્ય માત્ર 'ભયંકાર દુશમનો' કરીજ કરે છે પણ અમે ધારીએ છઇએ કે એ અવસ્તામાં કહેલાં મજકુર 'શીમએજી' ખાનદાનનું નામ છે.

વલી મજદયસ્નાનોની પુરાતન તેમજ અર્વાચીન કાળની સર્વે કીતાબો અને શાહનામા વગેરે સર્વે તવારીખો એક આવાજે કહે છે કે ગુશતાસ્પનો મોટો હરીફ અરજાસ્પ હતો તે તુરાની હતો અને દેવયસ્ન હતો અને તેનો એક ભાઇ 'બીદરફશ' નામનો હતો અને તેબી તેના જેવોજ હડહડનો મજદયસ્નાનોનો વેરી હતો. એ બેહુ ભાઇઓ અને તેઓનાં કુળ વિશે કાંઇએક અછડતો ઇશારો ઋગ્વેદમાંથી મલે છે અને એઓની જગ્યા અવસ્તા ઉપરથી સીધ કરી શકાય છે. ઋગ્વેદમાં બધાં સૂકતો બ્રાહ્મણોએ બનાવેલાં છે પણ માત્ર એકજ સૂક્ત (ઋગ્વેદ ૧, ૧૫, ૧૦૦) એક રાજાએ બનાવેલું છે તેનું નામ ऋज्राश्व કરી છે જે નામ અવસ્તાનાં 'અરેજદઅસ્પ'ને મલે છે. જેમ વેદમાં એને રાજા ગણેઓ છે તેમજ અવસ્તા અને બીજી ઇરાની કીતાબોમાંબી એને રાજા ગણેલો છે. ઋગ્વેદમાં એ ઇદ્રનું સ્તવન કરતો જણાય છે અને લડાઇપર જવાને તયાર થએલો દેખાય છે. તે જય મેલવવાની પ્રાર્થના કરે છે પણ કોણની સાથે તે લડવા જાય છે તેનું નામ બોલતો નથી. જો તેટલું માત્ર ત્યાં મલતે તો આ આપણી ધારણાનું ખરાપણું અથવા ખોટાપણું એકદમ નિશ્ચય થતે. તેના ભાઇઓમાંનાં એકનું નામ अम्बरीष કરી મલે છે. એ નામ અવસ્તામાં અને શાહનામામાં અરજાસ્પનાં મદદગાર ભાઈ અને ગુશતાસ્પનાં હરીફ તરીકે જણાએલા અવસ્તા 'દરબીનીક' અને ફારસી 'બીદરફશ'ને મલતું જણાય છે. ગોશ યશ્તમાં (ફ૦ ૩૦-૩૧) ગુશતાસ્પ અને તેના હરીફો વચે થએલી મોહટી લડાઇ વીશેની બાબદ આવેલી છે ત્યાં ગુશતાસ્પનાં ઉપલા હરીફોને 'હુમય-વરેધક નાંમ' અને 'ખ્યઓન્ય' એવા બે પ્રાંતોનાં રેહવાશી કરી જણાવેલા છે. એ 'હુમય-વરધક નાંમ' ઉપરથી ફારસીમાં 'હુમાવરાંન' (هماوران) શબ્દ અને 'ખ્યઓન્ય' ઉપરથી ફારસીમાં 'ખજનદ' (خجند) શબ્દ નીકલે છે. એ બેહુ પ્રાંતો જીહુન નદીની પૂર્વે આવેલા છે કે જે અસલઅતે પુરાતન જમાનામાં તુરાન દેશ ગણાય. તેથી અરજાસ્પને તુરાની ગણેઓ છે તોપણ તેને અવસ્તામાં દેવયસ્ન કહેલો છે તેથી તે વેદિક ધર્મવાલોજ હોવો જોઇએ. અને જો મજકુર ऋज्राश्व અને अम्बरीष એ બે ભાઇઓ અરજાસ્પ અને બીદરફશ ઠરે તો માજદરયની જરથોસ્તી ધર્મના ખીલા વેદિક હરિફોનો વેદમાંથી પતો મલેલો ગણાય.

વખતમાં માજદયસ્ની ધર્મ તેની છેક ઉંચી ટોંચે ચઢી રહ્યો. અશો સ્પેતમાન જરથોસ્તે ઇરાન સરજમીનમાંથી સર્વે દેવોની પૂંજા દૂર કરીને ગયોમરદના વખતથી જે એકલા અહુરમજદને આરાધવાનો વિચાર હતો તેને વધારે ખીલવીને 'અમશાસ્પંદો' વિષેનો ફીલસુફી ભરેલો ભાગ ઉમેર્યો કે જે રૂપે એ અશો પેગમબરે શીખવેલો ખાલેસ ધર્મ એના પોતાના બનાવેલા ગાથાઓમાં મલે છે. એ અમશાસ્પંદો વિષે સમજવું ઘણું ઉંડું અને ભેદ ભરેલું છે જે હરેક સાધારણ વાંચનારને એકદમ સેહેલાઇથી સમજ પડવું કઠણ છે. એવું માલમ પડે છે કે અશો જરથોસ્તે પોતાની આસપાસની દૃશ્ય અને સ્પૃશ્ય વસ્તુઓનાં અવલોકન ઉપરથી પ્રથમ એવું સિદ્ધ કીધું કે જગતમાં ઇંન્દ્રિયગોચર વસ્તુઓ ઉપરાંત બીજી અનુમેય વસ્તુઓ છે, અને સર્વે ઇંન્દ્રિયગોચર અને અનુમેય વસ્તુઓ એટલે આખું જગત જેમ એક મૂળ ઉપરથી ડાલો, પાતરાં, ફળ, ઇત્યાદી નીકલે તેમ એક અનુમેયમાંથી નીકળેલું છે, કે જે અનુમેય સર્વોપરિ **જ્ઞાન અને બલ** (અહુરમજદ Supreme Power and Intelligence) છે (ય. ૩૧ ફ. ૮-૯). એ પ્રમાણે સર્વે જગતનું મૂળ અહુરમજદને ઠરાવ્યા પછી તે મૂળમાંથી સર્વે જગત-અનુમેય અને ઇંન્દ્રિયગોચર-કેમ નીકલ્યું તે વિષે અશો જરથોસ્તે એવું કહયું છે કે જેમ એક દીવામાંથી બીજા દીવા થાય તે છતાં મૂળ દીવો ખૂટે નહીં અને રોશની તો વધતીને વધતીજ જાય તેમ અહુરમજદનાં મૂળ અનુમેય તેજના સર્વ ગુણોનાં સાગરમાંથી એકમાંથી એક અનુક્રમે આ પ્રમાણે ૭ શક્તિઓ અથવા ગુણો જાહેર થયા:-ભલું મન, ઉત્તમ સચ્ચાઇ, ચાહવા જોગ સાહેબી, જોઇએ તેટલી મતી, સંપૂર્ણતા, અને રોગરહીતપણું. બલયુક્ત જ્ઞાને (અહુરમજદે) ઉપલા અનુક્રમે ૭ અનુમેય ગુણો પ્રથમ ઉપજાવીને તેઓમાંથી વલી અગણીત ગુણો અને અનુમેય શક્તિઓ ઉપજાવી. તે એટલીબધી છે કે તેની ગણતરી થાય જ નહીં. એ મુખ્ય ૭ ગુણોને અમર અને વરધીવાલા (અમશાસ્પંદો) કરી કહયા છે. એઓ અહુરમજદમાં હતા અને અહુરમજદમાંજ રહેશે. એટલે સુધીતો જગત અનુમેય સ્થિતિમાં હતું. પછી બલયુક્તજ્ઞાને (અહુરમજદે) જગતને **પેદા** એટલેકે બીજાઓને દેખાઇતું કીધું. તેણે પોતે સર્વે ઠેકાણે વ્યાપી રહીને કેટલાએક ભાગમાં જગતને અનુમેય જ રહેવા દીધું. બીજા ભાગમાં અનુમેય અને ઇંન્દ્રિયગોચર બનાવ્યું. જે પેહેલાને મીનોઇ (નાખાકી Non-Material) આલમ અને બીજાને ગેતી (ખાકી Material) આલમ કરી કહેવામાં આવે છે. એ બેહુ ભાગોમાં દરએક વસ્તુ અથવા વ્યક્તિથી ઉલટા ખવાસની તેની એક જોડ બનાવી છે. તેમાં જે કાંઇ માણસને ફાયદો કરે તેવું, સારૂં, સુન્દર અને રોશન છે તે સપેનામીનોને લગતું અથવા તેજનાં વર્ગનું છે; અને જે કાંઇ કે માણસને અવગુણકારક બુરૂં, બેડોલ, અને અંધારૂં છે તે એહેરેમનને લગતું અથવા અંધકારનાં વર્ગનું છે. એ પ્રમાણે મીનો તેમજ ગેતી આલમમાં એક બીજાના વીરોધી સરજ્યા છે પણ

ફક્ત એક પોતે અહુરમજદ જ એવો છે કે તેનો જોડ અથવા વીરોધી કોઈ નથી. ગેતી આલમની જે સર્વ વસ્તુઓ પેદા એટલે જાહેર કીધી તેઓમાંની સપેના-મીનોને લગતીઓનાં સાત મોટા વર્ગો–માણસ, નિરદોષ પ્રાણીઓ, ગરમીઓ, ધાતુઓ, ખનીજ પદાર્થો, પ્રવાહીઓ, અને વનસ્પતીઓ–કીધા. બલયુક્તજ્ઞાન (અહુરમજદ) અને તેનાં ઉપર કહેલા ૭ ગુણો મલીને જે સાત અમશાસ્પંદો અમર અને વરધીવાલા છે તે સાત ગુણો મજકુર સાત વર્ગોની વસ્તુઓમાં ખાસ રીતે વધારે પ્રગટેઆ છે જે સેહેજ વીચાર કરતાં જણાય છે. જેમકે માણસનો ખાસ ગુણ બલયુક્તજ્ઞાન છે, ગોસપંદનો ખાસ ગુણ નીરદોષ મન છે, ઇત્યાદી, તે ઉપરથી એઓની પ્રત્યક્ષ ઇધાણીઓ તરીકે આ સાત વર્ગોમાં વેહેચાયલી ફાય-દેમંદ પેદાયશોને ગણી છે. અને તેથીજ અશો જરથોસ્તે સર્વેના અસલ મૂળ અહુરમજદને ખોદા તરીકે માનીને તેની ખાસ પરસ્તેશ કરવા સાથે મજકુર ૭ ગુણો (અમશાસ્પંદો) ને તેમજ તેઓના વર્ગની વસ્તુઓનેબી માન આપવાનું ઠરાવ્યું છે. એ પ્રમાણે જરથોસ્તી ધર્મમાં મુખ્ય એક ખોદાને માનવાનું છે કે જેથી એ ધર્મ એક ઇશ્વરવાદી ( Monotheistic ) છે તોપણ તે ઉપરાંત જગતનાં ઉપલાં ફાયદેમંદ ૭ વર્ગોનેબી માન આપવાનું છે તેથી તે એક ઇશ્વરવાદી ઉપરાંત જગત ઇશ્વરવાદી ( pantheistic ) બી છે. એ પ્રમાણે એ અમશાસ્પંદો વિષેની ફીલસુફીનો ટુંક સાર છે. એ ઉપરાંત અશો જર-થોસ્તે બદીનાં મૂળ તથા તે કયાં લગી ચાલુ રહેશે તે વિષે અને "ફરશોગરદ" (અવસ્તા 'ફ્રષોકેરેતિ' અથવા 'ફ્રષેમ અહૂમ') વિષે એટલે કે આ જગતનો કારોબાર જે પ્રમાણે આપણે જોઇએ છીએ તેનો અંત આવીને નવેસરથી શું પુનવાન કે શું પાપી સર્વેનાં આત્માઓ એક નવી આસુદગી ભરેલી હયાતી ભોગવશે તે વિષેબી શીખવ્યું છે. બદીની હસ્તી વિષે જરથોસ્તનું શીખવવું એવું છે કે સુખ, સંપતિ, ખુબસુરતી, ખુબી, ઇત્યાદી સર્વે અનુકુળ વસ્તુઓની કદર, અને કીમત જ્ઞાનવાલાં પ્રાણી, તેમાં મુખ્યત્વે માણસ, બુજે એટલા માટે દુઃખ, દરિદ્રતા, બદસુરતી, બદી, ઇત્યાદી તેઓ સર્વેની જોડ જગતમાં બનાવી છે. અને ઉપર કહયા મુજબ એ બે વર્ગોમાંના પેહેલાને સપેંતોમઇન્યુશને લગતો અને બીજાને અંગ્રોમઇન્યુશને લગતો કરી કહયો છે. માણસને એ બેની વચ્ચે મુકેલું છે તે એટલા માટે કે સપેંતોમઈન્યુશની તરફનાં અને અંગ્રોમઈન્યુશની વીરૂધનાં આચરણો કરે કે તેનાં બદલામાં પોતાની કરણી મુજબ સારો અથવા માઠો બદલો મેલવે. સપેંતોમઇન્યુશની તરફ રહેનારને ભલાઇ કરવાને લીધે જે ઘણી મેહેનત પડે તેનાં ઇનામ તરીકે, અને અંગ્રોમઇન્યુશની રાહે ચાલનારને મરણ પછી જે સજા થાય તેથી તેની ઉપર દયા કરીને, સેવટે નેક તેમજ બદ સર્વેનાં આત્માઓને જગતની જુમબેશની રંજ અને ચાલુ હીલચાલની અશાંત સ્થિતિમાંથી છોડાવીને આખેરની આશાએશ અને શાંતિ આપવા સારૂ "ફરશોગરદ" અથવા રીસ્તાખેજ

થવાની ઉમેદ જરથોસ્તે શીખાડી છે. કેમકે જ્યારે શરીર શાંત હોય છે ત્યારે બી મન અને આત્માને શાંતી હોતી નથી. આત્માને હમેશાં જ્યાં લગી આ જગતનો કારોબાર ચાલેઆ કરે છે ત્યાં લગી જીવતાં જીવત આ દુન્યામાં અને મરણ પછી બેહેશત કે દોજખમાં શાંતી નથી. એવી હમેશની સરગરદાની અને અશાંત હાલતમાં તેને રાખવાથી તેના પેદા કરનારે તેની તરફ નાહક ગેરઈનસાફ કીધેલો કહેવાય. પણ અશો જરથોસ્ત શીખવે છે કે અહુરમજદે તેમ કીધું નથી. હમેશગી સાથે સરખાવતાં આ દુન્યા સરજી ત્યારથી તે બદીનો અંત આવીને કયામત થશે ત્યાં લગીનો વખત એક દરીયા સાથે સરખાવતાં એક ટીપાં જેટલો છે. એટલા થોડા વખતની અશાંતીના બદલામાં તે સાહેબ ફરશોગરદ કરીને તે પછીથી હમેશની શાંતી આપણા આત્માને બખશશે. એ પ્રમાણે આત્માની અમરગી અને ફરશોગરદની ઉમેદની અશો જરથોસ્તે શીખવેલી ફીલસુફીનો ટુંક સાર છે. અશો જરથોસ્તનાં વખતથી એકલા એકજ ખોદાને માનવાનાં ધર્મે ઇરાની મગજ ઉપર (કદાચ આખી દુનીઆ ઉપર) એવી તો મજબુત અસર કીધી કે પાછલા વખતમાં જોકે પેલા પૂરાતન મેહેર, આવાં, બેહરામ, વગેરે આકાશીઓની આરાધના પાછી માજદયસ્ની ધર્મમાં દાખલ થઇ અને બહાલ રહી તોબી અહુરમજદ અને અમશાસ્પંદોનું શ્રેષ્ઠપણું કદી જરતોસ્તીઓમાંથી ભુલાયું નહીં. જેમ પાછલા ધર્મ ફેલાવનારાઓ જેવા કે બુધ, મુસા, ઇસુ ખ્રીસ્ત, મહમદ વગેરેનાં ધર્મ માનનારાઓ એખલા તે પોતાનાં પેગમબરનાંજ હોકમને આધીન રહીને બીજાં કસાંને માનતા નથી તેવી રીત વેદીક અને જરથોસ્તી ધર્મ માનનારાઓની નહીં હોવાને લીધે જોકે જરથોસ્તીઓએ સર્વે ધર્મ ફેલાવનારાઓ અને માણસ જાતનું ભલું કરનારા (સોષ્યનતો) અશો પેગમબરોનાંબી ગુરૂ તરીકે બલકે કુલ માણસ જાતનાં એખલા ગુરૂ તરીકે અશો સપેતમાન જરથોસ્તને માનેલો છે તોપણ જરથોસ્તની આગમજનાં ધર્મ શીખવનારાઓનાં શીખવેલાંને તદન રદ કીધું અથવા છોડી દીધું નથી. એટલુંજ નહીં પણ ખુદ અશો જરથોસ્તે તેમ કરવાને કહેઉં હોય એવુંબી કોઇ ઠેકાણે જોવામાં આવતું નથી. જગત શું છે? ખુદા શું છે? દુનીઆમાં સારૂં અને નરસું દેખાય છે તે શું છે? અંતે આપણું શું થશે? એ બાબદોનું જ્ઞાન અને આ જીંદગીમાં માણસે ચાલવાની સારી નીતિ જે દરેક કાળ અને દરેક દેશને હંમેશાં બંધબેસ્તો ધર્મ છે તેજ માત્ર જરથોસ્તે પોતે શીખવીને બાકીનો ધર્મની રાહરસમને લગતો સઘળો ભાગ જેમ દેશ તથા કાળ અને સ્થિતિને ઘટે તેમ પરંપરાથી ઉતરતા આવેલા માજદયસ્ની ધર્મમાં દાખલ કરવા અથવા વધાર ઘટાડ કરવાનું પોતાની પુઠે આવનારાઓપર રાખ્યું. અશો જરથોસ્તના પોતાના બનાવેલા ગાથાઓ જે આજે આપણી પાસે મોજુદ છે તેઓની નેમ મુખ્ય કરીને એક ખુદાપર અને આવતી જીંદગીમાં આપણા હાલનાં કરતુકો મુજબ ઇનામનો અથવા સજાનો બદલો મલશે એવાં ઇમાન ઉપર

વિશ્વાસ રાખીને ઉદ્યોગી અને સચાઇ તથા ઇમાનદારી ભરેલી સંસારી જીંદગી શીખવવાની વધારે છે.† ઘણું કરીને મુખ્ય ધર્મ સ્થાપનારાઓ એજ શીખવી જાય છે. પછી તેઓનાં કહેલાં વચનોને આધારે તેઓની જગે આવનારા ધર્મગુરૂઓ તે તેઓનાં ધર્મની રૂએ ચાલવાની રીતભાતો, ક્રિયાઓ, વગેરે દાખલ કરીને તેઓનાં દરેક ધર્મની ઇમારતને ચોકસ રૂપ આપીને પુરી કરે છે. તેજ પ્રમાણે જરથોસ્તેબી પોતાની રાહનુમાઇમાં નીતિ અને આવતી જીંદગીમાં બદલો અથવા

† માત્ર ગાથાઓને જ આધારે જોતાં અશો જરથોસ્તે પોતે શીખવેલા મજદયસ્નની ધર્મની મુખ્ય ભકિત તરીકે મહાજ્ઞાની બલવાન સાહેબ (અહુરમજદ) અને છ અમર અને માણસોનું હિત કરનાર ગુણો (અમશાસ્પંદો) ને રાજી રાખવા ઉપરાંત બીજી કેટલીએક બાબદો શીખવી છે. જેવી કે ખાકી (Material) દુન્યા ઉપરાંત મીનોઇ (Non-material) દુન્યાની હસ્તી માનવાનું જે આગલથી હતું તેને ટેકો આપ્યો. મરણ પછી આત્માએ પોતાના કરતુકનો જવાબ આપવો છે. આત્માનો નાશ કદી થનાર નથી. નેક વિચાર, નેક વાણી, અને નેક કરણીથીજ આત્માનું તારણ થશે. કુદરતની વસ્તુઓનો અભ્યાસ કરીને તેમાં દેખાતી કારીગરી ઉપરથી તેના બનાવનાર કારીગરનો સ્તુતી કરવી. ઉદ્યોગ કરવો, આબાદી કરવી, દુન્યા નહીં તજવી, સચાઇ પાલવી, બદીને તાબે નહીં થવું પણ તેની સામણે લડીને તેનો નાશ કરવો. અહુરમજદ સર્વે ઠેકાણે હાજર છે અને સઘળું જુવે છે. નેકીનો કરનાર અહુરમજદને ઘણો મલતો આવે છે. મરણ પછી બુરાઓનાં આત્માઓને દોજખમાં સજા થાય છે. માણસને ચલાવનાર તેનું અંતઃકરણ છે, તે છતાં ખુદા વારે ઘડીએ પોતાના દુતોને મોકલે છે કે જો તેઓનાં અંતઃકરણો ફરેબ ખાય તો ધર્મ તેઓને રસ્તો બતાવે. ઇનસાફ રાસ્તીથી કરવો. વાજબી અને ખરી વાત સાંભળવા તરફ કાન ધરવા, સચાઇનો ધીક્કાર નહીં કરવો. સખાવત કરવી. સર્વશક્તિવાન અહુરમજદ અને અમર વરધીનાં કરનાર છ ગુણો (અમશાસ્પંદો) ને તન, મન, અને ધન અર્પણ કરવાં. ખરો રસ્તો બતાવનાર ગુરૂને ખોદાની પ્રતિમાજ સમજવી. મનની હરામ લાલચને દાબી નાંખવી. "ધરમીને પુન અને પાપીને પરાયશ્ચિત" જેવું જે કરશે તેવું તે પામશે. અહુરમજદને ઠગનાર પોતેજ ઠગાય છે. ભલી મનશાનીથીજ અહુરમજદને મલી શકાય. નેક મુરાદો પાર પાડવાને માટે જીંદગીને લાંબી કરવી. નેકી કરતાં જે વિઘ્નો નડે અથવા ખમવું પડે તે સબુરીથી ખમવાં. પવિત્ર ધર્મગુરૂ જેમ ખોદાની ભક્તિ કરાવે તેમ કરવી. આપણા ભાઇબંધુઓને મદદ કરવી. બેહેસ્ત મેલવવાની ઇચ્છા રાખવી. સચાઈનાં મૂળ તત્વો અને માનસિક તથા કુદરતને લગતી વિદ્યાઓનું જ્ઞાન મેલવવું (જેવી કે તારાઓની વિદ્યા, જમીનની વિદ્યા, વનસ્પતિની વિદ્યા, હવા, વરશાદ, વાદલ, વગેરેની વિદ્યા, માણસનાં મનની વિદ્યા, રોશનીની વિદ્યા, ઉંઘ અને જાગૃતિ વગેરેનું જ્ઞાન, ઇત્યાદી, ઈત્યાદી,). સચાઇનો ફેલાવો કરનારને ખુદા બદલો આપ્યા વગર રેહેતો નથી. સ્વદેશી અને લાગતાં વલગતાંઓ તરફનો પ્યાર કુદરતી છે, તેઓનું હિત કરવું, અને તેઓ તરફની ફરજો બજાવવી. ગુરૂથી હરએક બાબદ પુછીને તે જેમ શીખવે તેમ ખસલતને સમારવી. આબાદી (Civilization) નો વધારો કરવો. દુન્યાયાની ફાયદાની ઘાત કરે તેને 'દરવંદ' કેહેવો, અને દાનાઇથી ઘાત નહીં કરે તેને 'અશો' કહેવો. જેઓ હઠીલાઇથી નેક વાત પર ધ્યાન નહીં આપે તેઓને તોડવા. જુઠાઇને સચાઇના હાથપર શીકસ્ત આપવી. જેને જે ઘટે તે તેને આપવું. માણસની બે જીંદગી છે એક હાલની અને બીજી મરણ પછીની. જુઠું શીખવનાર માણસની પાછલી જીંદગીને ખરાબ કરે છે. ભલાઇ અને બુંડાઇ કદી સાથે મળનાર નથી. બુંડાઓને અંતે પસ્તાવો છે. ખુદા કદી ઠગાવાનો નહીં. જેઓ નમ્ર રહીને નેકી કરશે તેઓને તે અંતે બદલો આપશે; તે અહુરમજદની આરાધના કરવી, તેને રાજી કરવો, તેની વખાણનાં સ્તોત્રો જોડવાં અને નમાજથી ગાવાં, તેની કીર્તિ મશહુર કરવી, તેમજ અમશાસ્પંદોનીબી સ્તુતિ કરવી. સારૂં કામ કરતાં એકવાર આપણાં અતલગનાંઓ વટીક આપણો ત્યાગ કરે તોબી ખુદાપર ભરૂસો રાખીને

સજાનેજ મુખ્ય કીધી હતી અને કોઇબી સેમીટીક પ્રજાનો ધર્મ નહીં જાણુએલો હોવાથી તેવા કોઇબી ધર્મની તરફેણુ કે વિરૂદ્ધમાં ન બોલતાં માત્ર દેવપરસ્તી (વેદીક) ધર્મને તોડીને પુરાતન માજદયસ્ની ધર્મને ટેકો આપવાનું કહેઉં હતું. તેને આધારે અશો જરથોસ્ત પછીથી વખત જતાં ઇરાની પ્રજાનો ધર્મ તેની પુઠે આવનારાઓથી રચાયો. તેઓએ (૧) એકલા અહુરમજદનેજ સર્વશક્તિવાન ખુદા માનીને પૂજવો (૨) જરથોસ્તને પોતાનો વડો ગુરૂ માનવો (૩) દેવપરસ્તી (જે એકજ ધર્મ તે વખતમાં વિરોધી જણુાએલો હતો) ની સામે થવું, અને (૪) 'આહુરી' (આસુરી) ધર્મ અને સંસારી વગેરે કાયદા જે દેવપરસ્તોથી છુટા પડેઆ તે દારથી વખતે વખત થતા આવેલા અને આગલ જતાં જે થવાનાં તેઓને તાબે થવું, એ ચાર ગુણોમાં એક ચુસ્ત ઇરાનીનું લક્ષણ સમાવ્યું (ફરવરદીન યસ્ત ૮૯) કે જે આજ લગી દરએક જરથોસ્તી 'ફરવરાને' પઢતી વખતે

---

તેના મદદ માંગવી. અસરકારક વાણીથી માણસોની જાતા અકલને ઉસકેરીને તેનો વધારો કરવો. જે જુલમગાર લોકોને દુઃખ દેતો હોય તેની શક્તિ અને જરૂર પડે તો જાન લેવો. બુરાને ફાયદો કરવો તે આપણે બુરા થવા બરાબર છે, અને ભલાને ફાયદો કરવો તે આપણે ભલા થવા બરોબર છે. મુવા પછી ભલાનો આત્મા ચીનવદ પુલ પસાર કરીને બેહેશતમાં જાય છે અને બુરાનો આત્મા દોજખમાં પડે છે. ગુશ્તાસ્પ, હચેદસ્પ, અને સપેંતમાનનાં કુટુંબોએ જેમ નેકીની પક્ષ ધરીને જરથોસ્તને મદદ કીધી, ફરસોસ્તરે અને જામાસ્પે જેમ જરથોસ્તી દીનને ફેલાવી, તેમ નેકી કરવામાં તેઓની નકલ કરવી. અનાજ વગેરે ખોરાક ઉગાડતી વખતેજ જો ખેડુત સંભાળ નહીં રાખે તો તેમાં રોગના બીઆં દાખલ થાય છે જે શરીરમાં જઇને રોગ અને મોત લાવે છે માટે પાણી, જમીન, ઢોર, ખેતી, વગેરેને દરૂસ્ત રાખવાં (નસા અને રીમનીની પરહેજ). જેઓ જાહેર તનદરસ્તી સુધારે છે તેઓ સહુથી મોહટા કલ્યાણ કરનારા છે. બુરાઓને રાજી કરવાથી પસ્તાવું. બુરી સોહોબત તજવી. દૂતો (મીશનરીઓ) મોકલીને ધર્મ ફેલાવવો. ફરશોસ્તર પેહેલો દૂત (મીશનરી). ભલાના આત્માને તેની કરણી (અથવા ધર્મ સંબંધી અંતઃકરણ) બેહેસ્તમાં લઇ જાય છે. અને બુરાના આત્માને તેની કરણી (અથવા ધર્મ સંબંધી અંતઃકરણ) દોજખમાં લઇ જાય છે. ખુદા અને સચાઇ જેવા માણસનાં આત્માનું રક્ષણ કરનાર બીજા કોઈ નથી. ગોસ્પંદોની પરવરસી કરવી (?). અહુરમજદ અને અમશાસ્પંદોની આરાધના અને સ્તુતી કરવી અને તેનાં ગાયણો સાંભલવાં તથા તેનાં મંત્રો (કવીતા અને ભેદી વચનો) કરવાં અથવા કરાવવાં, અને તેઓને નમીને તેઓની સહાયતા અને આશ્રો ચાહવો. તેમાંથી અકલનો વધારો, જુબાનની રાસ્તી, અને ભલાં મનનાં ભેદોનું કેહેવું ચાહવું. તેઓની નમાજ, ન્યાએશ (ભેટ), સેતાએશ (સ્તુતિ), દોસ્તી, ભલાં મનની નેકી, આરાધનાનાં અને બીજાં નેક કામો, તન, મન, અને ધનની શક્તિ, જાંહાં લગી પોંહચે ત્યાં લગી કરવાં. કુટપણું તજીને સારાં કામો કરવાથીજ નેકબખ્તિ મસે છે. તે મેલવવાને હમેશાં ચાહવું અને પ્રયત્નો કરવા અહુરમજદ અને અમશાસ્પંદોની ખુશીનાં કામો કરનાર ફાયદો મેલવે છે. માટે તે કામો શું શું છે તે વિષેની જુસ્તજો કરવા રેહવું અને તેનું જ્ઞાન વધારતા રેહેવું. કેમકે જેઓ સારૂં કરશે તેઓને અહુરમજદ આવતી જીંદગીમાં ભલો બદલો આપશે, પણ એથી ઉલટું કરનારને બુરો બદલો આપશે. અહુરમજદે આપેલી શક્તિનો ઉપયોગ બીજાઓને સારો બોધ આપવા—અપાવવામાં કરવો. ભલાંને ફાયદો અને બુરાંને નુકશાન કરવું. બુરાઓ સ્પેનતમાન જરથોસ્તને આજાર દેનારા છે, અને તેનાં દોસ્તો, તેનીથી સચાઇ શીખનારાઓ, ભલી ઓરતો અને ભલી દીનનાં અજાણ્યા માણસોને ભલી મનશનીનો ખરો મારગ દેખાડનારાઓ, તેને ખુશ કરનારાઓ છે. માણસનાં બીજને વ્યર્થ કરનારાઓ અને જમીનને બીગાડનારાઓ એહેરેમન અને દેવોની પક્ષમાં છે.

પોતાનું જણાવે છે. ધર્મની રૂએ કરવાની પૂજાનું કાંઇ રૂપ હોવું જોઇએ તેથી જેઓ પાછલથી આવતા ગયા તેઓમાં જે ધણીઓ પોતાની પવિત્રાઇ, હુશીયારી, વગેરેમાં જરથોસ્તને ઘણાજ મલતા આવે તેવા (જરથુશત્રોતેમો) થતા ગયા. તેઓ પરંમપરાથી ઉતરતી આવેલી અને અશો જરથોસ્તે જેઓને રદ્દ કરવા જણાવેલું નહિં એવી ભક્તિ, પૂજા, વગેરેમાં નવી બંદગીઓ અને ભજનો જોડીને ઉમેરતા ગીઆ અને ભક્તિ કરવાની રીતીઓ સ્થાપતા ગયા જેમાંની કેટલીએક પ્રથમ 'યસ્ના હપ્તંગ હાઇતિ'માં અને તે પછીની બાકીની ઇજશને અને વીસ્પરદમાં અને તે પછીની યશ્તો વગેરેમાં રહેલી જોવામાં આવે છે. એ ભક્તિની રીતીમાં ધીમે ધીમે અહુરમજદની સાથે જોકે હંમેશાં તેની હેઠે પ્રથમ અમશાસ્પંદોની, પછી ધીમે ધીમે બીજા ઇજદો અને મીનોઓની ભક્તિ દાખલ થતી ગઇ, અને જરથોસ્તનાં વખતમાં જે એકલા અહુરમજદ અને તેનાં અમશાસ્પંદ રૂપી ગુણોનુંજ ભજન કરવાની ઉલટ હતી તે જેમ જેમ વીસરાતી અને નરમ પડતી ગઇ તેમ તેમ આસ્તે આસ્તે અમશાસ્પંદો અને બીજા ઇજદોને આકાશી આત્માઓ સમજીને તેઓને સ્વતંત્ર ગણીને ભજવાનું દાખલ થતું ગયું.

---

તેઓ અને દુઃખદરદોનો વધારો કરનારાઓ જરથોસ્તને આજાર દેનારા છે. તેઓ અને સર્વે બુરાઓનાં આત્માઓ મરણ પછી સજા પામશે. સર્વે ભલાઓને નેક બદલો મલશે. ગુસ્તાસ્પ, ફરશોસ્તર, જામાસ્પ, મેદીઓમાહ, અને બીજા અસહાબો ('હજઓષો,' Apostles) અને તેઓ પછી જેબી કોઇ દીન ફેલાવે તેઓનું કલ્યાણ કરવા વિષે જરથોસ્ત અહુરમજદને પ્રાર્થના કરે છે. જેબી નેકી કરનારાં થઇ ગયાં છે અને થશે તેઓની સચાઇને લીધે તેઓને આરાધનામાં યાદ કરવાનું અહુરમજદે કહયું છે તેઓ (ઇજદ, અમશાસ્પંદો, અને અશોઓનાં ફરોહરો) ને આરાધવા. જરથોસ્તે શીખવેલા વીચારો, વાણીઓ, અને કામો, શીખવાં તથા બીજાઓને શીખવવાં. અહુરમજ્દની ઇજશને (આરાધના) ન્યાએશ (ભેટ), અને ખુશનુદી (રાજી કરવા) નો ઇકરાર ગુસ્તાસ્પ, ફરશોસ્તર, અને બીજા સાચા રસ્તાઓને જાણનારા "સઓષ્યંતો"એ કીધા અને દીન શીખવી તેમ જરથોસ્તની બેટી "પોઉરૂચીસ્ત' અને બીજી કન્યાઓએ બી કરવું. તેઓએ ભલી અકલથી દીનનો પુછપરછ કરવી અને ભલી બાનુઓ તરીકે દાનાઇ ભરેલાં કામો કરવાં. તેઓએ ઉમરે પુગવા અગાઉ બાપ અથવા વાલીની સેવા કરવી, અને ઉમરે પુગા પછી ભલા અને ઉદ્યોગી પુરૂષોમાંથી એકને પોતાનો ખાવંદ કરીને તેને તૃપ્ત કરવો. અને એટલાનાંજ બદલામાં અહુરમજદ તેઓને ભલી દીન પાલવાનો હંમેશનો બદલો આપશે. ભરથાર અને સ્ત્રીએ એકજ મન રાખવું, ધર્મનાં કામોનું પુન્ય સામાન્ય રીતે મેલવવું, ભલાં મનની જીંદગી ગુજારવી, અને સુખથી રેહેવું. શું નર કે શું નારી જેબી કોઇ દરૂજ (બદી) ને વલગી રેહેશે અને ધર્મના ફરમાનોને તોડશે તે મુવા પછી એવી જગે જશે કે જ્યાં તેને વાચેવેલા કરવી પડશે, બુરો ખોરાક લેવો પડશે, ખરફ્સ્તરોનાં ડંખ ખમવા પડશે, હાય અફસોસ કરીને પસ્તાવો કરવો પડશે. ઠગાઇ કરનારા, બુરાઇ કરનારા, અને મારનારાઓને વસ્તીમાં આજાર પોંહચાડવાથી પાછા રાખવા કેમકે તેઓ સખત અને મોટી મરકી ઉત્પન કરે છે. જાણી જોઇને શક્તિ છતાં દીનનાં હુકમોને સંપુર્ણ રીતે તોડનારાઓ મરગરજાન છે. તેઓ આજાર દેનારા અને ઘટાડાના કરનારા છે. તેઓને તોડીને સચ્ચાઇથી જીવનારા ગરીબને જે કોઇ આશ્રો આપે છે તે અહુરમજદની ખરી સેવા બજાવે છે. એ પ્રમાણે પાંચ ગાથાઓનો ટુંક સાર છે.

એમ થવામાં વખત જતે કેટલેએક દરજ્જે દેવયસ્નાનોની તેમજ પશ્ચિમ ભણીની સેમીટીક પ્રજાઓની અને બીજાં આસપાસનાં લોકોનીબી અસર થતી ગઇ. કારણકે જરતોસ્તે પોતાના ગાથાઓમાં પોતાના જાએનશીનોને હંમેશાં સર્વે વિદ્યાઓનો અભ્યાસ કરવાનું અને તે અભ્યાસનાં સહુથી છેલાં પરિણામ પ્રમાણે ખુદાની સેતાએશ અને ભક્તિ અને ક્રિયાઓ અકલને અનુસરતી રીતે કરવાનું તથા દેશે દેશ ફરીને પોતાનો ધર્મ મીશનરીઓ પ્રમાણે ફેલાવવાનું ફરમાવેલું છે (જુઓ ઉપલી નોટ.) તે પ્રમાણે ફરસોસતર, જામાસ્પ, વગેરે પેહેલા શાગેરદોએ તેનો ફેલાવો કરવાનું ઘણીએક કેતાબોમાં લખે છે અને ત્યાર પછીબી અથોરનાનો દેશે દેશ ફરીને એ ધર્મનો ફેલાવો અને દેશનો સુધારો કરતા હતા (ય૦ ૪૨ ફ૦ ૬) તેઓ જે જે ટોલાઓને પોતાના ધર્મમાં લેતા જતા તેઓનાં પ્રાંતો, બોલીઓ, વિચારો, પુરાતન રીત રીવાજો, વગેરેમાંનું ઘણું નહીં તો થોડુંબી બેમાલુમ રીતે તેઓમાં રહી જઇને વખત જતાં તે તેઓનાં નવા ધર્મનેજ લગતું હોય એમ માનવામાં આવે એ કુદરતી છે. અને એજ પ્રમાણે સર્વે ધર્મોનાં ફેલાવા સાથે તે ધર્મોમાં બનેલું છે. જેઓ ધર્મમાં દાખલ થઇને ચેલા અને જજમાન તરીકે રહેતા તેઓ 'અએથ્રય' અથવા 'હાવિષ્ત' (ઓસ્તા) કરી કેહેવાતા અને તેઓના ધર્મગુરૂઓ 'અએથ્રપઇતિ' (એરવદ) કરી કેહેવાતા. એ રીતે વખત જતાં જેમ જેમ ધર્મગુરૂઓમાં જુદા જુદા વખતોમાં કુદરતની, માનસીક, અને નીતિની, વિદ્યાઓનું જ્ઞાન વધતું ગયું અથવા ફેરવાતું ગયું તે પ્રમાણે મૂળ ધર્મને આધારે નવી નવી ચોપડીઓ અને બંદગીઓ વગેરે બનાવવાનું ચાલુ રહેઉં. પછી એ ધર્મ આસ્તે આસ્તે પશ્ચિમ તરફ મીડીઆ, ફારસીસ્તાન, અને મેસો-પોટેમીઆ તરફ ફેલાતો ચાલેઓ. અને જેમ જેમ નવા નવા પ્રાંતો, ટોલાઓ અને રાજ્યોમાં તે ફેલાતો ગયો તેમ તેમ તેમાં વખત જતાં ઉમેરો અથવા ફેરફારો બી ચાલુ રહેઆ. એ પશ્ચિમ ઇરાનનાં ધર્મ ચુસ્ત લોકો 'મગુશ' (મુગ Magus, Magi) અથવા 'મેજાઇ' નામનાં હતા અને તેઓનાં ગુરૂઓ 'મગુપત' (મોબેદ) નામનાં હતા. તેઓ પાછલા વખતમાં પોતાને વધારે એલમદાર ગણતા હતા તેથી પાછલા વખતની ચોપડીઓમાં ઉપલા એરવદોની પદવી કરતાં મોબે-દોની પદવી ચહડતી જોવામાં આવે છે. એ એરવદો અને મોબેદોથી ઘણીએક બંદગીઓ અને ક્રિયાઓએ ઇરાનીઓનાં ધર્મમાં રૂપ લીધાં. જેઓમાં કેટલીએક વેદીકને મલતી અને તેથી કરીને જરતોસ્તની આગલનાં જમાનાની છે, જેવી કે મિથ્ર (મેહેર), વેરેથ્રઘ્ન (બેહેરામ), વયુ (રામ), વગેરે ઇજદોની આરધનાની, 'યસ્ન' એટલે યજ્ઞ (જગન) કરવાની, 'ઉપાજત' (=उपाकरण) એટલે પશુ ભોગ આપવાની (Sacrifice), 'મ્યજદ' (=વેદિક विधेय=आभेषुत सोमवत् पश्चादे हव्यंम् ઋગવેદ ૩, ૩, ૩૨) એટલે રસ કહાડેલા હોમ સહીત પશુ ભોગ આપવાની, 'જઓથ્ર' એટલે પવિત્ર પાણી, હોમ, દુધ, વગેરે આકાશીઓને અર્પણ કરવાની, 'માંથ્ર'

૨

એટલે પવિત્ર મંત્રો પઢવાની, 'ઉપ્ધ' એટલે નવાં અથવા જુનાં સૂકતો અથવા સ્તોત્રો જોડીને તેઓને શુધ્ધ રીતે ગાવાની, વગેરે–અને કેટલીએક પાછલા વખતની વેદને નહીં મલતી અને નવી છે જેવી કે 'બાજ' એટલે ચોકસ વગર ખમીરની રોટીઓ ઉપર ભણુતર કરવાની, 'આફરીંગાન' એટલે મેવા, ફુલો, વગેરે પર ચોકસ દુઆઓ માંગવાની અને આકાશી રૂહો તથા ગુજરી ગએલાં માણુસોનાં આત્માઓને બોલાવવાની, ન્યાએશ, અથવા યસ્ત એટલે ચોકસ આકાશી આત્મા અથવા તેની યાદ આપનાર કુદરતની કોઇએક પ્રત્યક્ષ વસ્તુની હજુરમાં તે ચોકસ આકાશી આત્મા અથવા ફરેસ્તાની કીર્તિ ગાઇને તેની પાસેથી કાંઇ બક્ષિસો અથવા મદદો માંગવાની, વગેરે. એ ઉપરાંત કીઆં કીઆં કામો પુન્યનાં એટલે કે સારાં અને કીઆં કીઆં કામો પાપનાં એટલે કે નઠારાં ગણવાં તે વિશે વખત જતાં જેમ જેમ જરૂર પડતી ગઇ તેમ તેમ એ ધર્મગુરૂઓ મૂળ ધર્મને આધારે તેઓને નકી ઠરાવતા ગયા, તેમજ જે જે પાપનાં કામો થાય તેઓને શીટાડવાનાં પરાયશ્ચિતોબી તેજ રીતે ઠરાવતા ગયા. તે સાથે સંસાર વેહેવારમાં લોકોની સુધડાઇ, સફાઇ, અને તનદરૂસ્તી જાલવવાનાં, તથા ધર્મની ક્રિયાઓની ચોખાઇ જાલવી રાખવાનાં, અને જેમ બને તેમ માણુસોને ઠરીઠામ રહીને ઉદ્યોગી અને આબાદીનો વધારો કરનારી જીંદગી ગુજારવા સાથે જેમ બને તેમ વધારે નિર્દોષ રીતે રહી શકાય તે વિષેનાં કાયદાઓ બાંધતા ગયા. એ ગુનાહો, પરાયશ્ચિતો, અને ચોખાઇનાં ઉપાયોનો એક સંગ્રહ વંદીદાદમાં રહેલો છે. એઓ ઉપરાંત દરેક વિદ્યાઓ, નીતિ, શાસ્ત્રો, રાજ્ય કારભાર ચલાવવાની વિદ્યા, વગેરે ઉપરાંત પુશ્કલ બાબદોનાં પુસ્તકો એ ધર્મગુરૂઓએ બનાવ્યાં હતાં અને તેનાં બનાવનારાઓ તથા ધર્મને મકમ પાયા ઉપર લાવનારા તથા ફેલાવનારા ધણાએક જણાઓને જો કે સપેતમાન જરતોસ્ત જેટલું નહીં તોપણુ નજદીક તેટલુંજ માન અપાતું હતું. અને તેથીજ આપણુને પુરાતન લખનારાઓ કહી જાય છે કે જરતોસ્ત નામના અનેક પુરૂષો થઇ ગયા છે. અશો સપેતમાન જરતોસ્તનાં વખતથી તે એ ધર્મગુરૂઓએ છેક સીંધુ નદીથી તે યુનાનનાં ટાપુઓ સુધીનાં એશીઆ ખંડના મોટા ભાગ ઉપર જુદા જુદા ટોલાઓ અને જુદાં જુદાં રાજ્યોમાં જઇને એ ધર્મનો ફેલાવો અને એ ધર્મનાં પુસ્તકોનો વધારો કીધો તે વખત લગીમાં કેટલી મુદ્દત ગુજરી તે ચોકસ કહી શકાતું નથી. પારસીઓનાં પુસ્તકોમાં કહે છે કે જ્યારે એ ધર્મ સંપૂર્ણ રીતે ફેલાયો હતો ત્યારે એનું નામ 'માજદયસ્ની જરતોસ્તી દીન' અથવા ફકત 'માજદયસ્ની દીન' અથવા 'દએન માજદયસ્ન, દાતવીદએવ, દાત જરથુસ્ત્રિ,' કરી હતું. અને એનાં એકવીસ 'નુશકો' અથવા એકવીસ પવિત્ર પુસ્તક તરીકે કબુલ રાખેલી કીતાબો સીકંદરે ઇરાનનું રાજ લીધું તેની ત્રણસો વરસ અગાઉની વાત ઉપર મોજુદ હતી. તે પછી બુદ્ધનાં ધર્મનો ફેલાવો સીકંદરની અગાઉ આસરે બે સદીથી થવા માંડ્યો તેની કાંઇક અસર ઇરાનમાં થવાનીનીસાનીઓ જણાઇ

હતી એવું વંદીદાદ ૧૯ ફ ૧ તથા ૪૩ ઉપરથી ધારવાને બને છે. છેલ્લા ફકરા ઉપરથી એવી અટકલ કરાય છે કે જુદા જુદા જમાનાઓમાં માજદયસ્ની જરતોસ્તી ધર્મને આસરે પંદર કે સોલ ધર્મો અથવા ધરમોંનાં મતોથી† ધોકો પોહચવાની ધાસ્તી પોહચી હતી જો કે તેઓની કાંઇ અસર થઇ શકીતી નહી. એ ધર્મને જે ખરેખરી હાની પોહચી તે યુનાનીઓથી અને પાછલા વખતમાં મુસલમાનોથીજ હતી. ઇરાનીઓ એક આવાજે કહી જાય છે કે જરતોસ્તી ધર્મને પેહેલો ધોકો પોંહચાડનાર સીકંદરજ હતો. સીકંદરનાં વખતથી ઉપર છેક ગયોમરદનાં વખત લગીની ઇરાનીઓનાં ધર્મની વાકેફીનું જેબી કાંઈ આપણી પાસે રહ્યું છે તે માત્ર અવસ્તાની ભાષામાં લખાયલું આપણું હાલનું ધર્મ પુસ્તક છે. સીકંદરના વખત લગી માજદયસ્ની જરતોસ્તી ધર્મ ઇરાનમાં ખુબ ધીકયો હતો. એ ધર્મની ઘણીખરી સર્વે મુખ્ય બાબદોનું મૂળ જરતોસ્તનાં ગાથામાં સમાએલું છે એમ અમારૂં આધીન મત છે. કેમકે વંદીદાદમાં રીમનીની જે અનેક બાબતો આવી છે કે જેથી એ કીતાબનો મોહટો ભાગ રોકાય છે તે ગાથામાંની ત્રણ કે ચાર છુટી છુટી લાઇનોમાં આવેલાં વાકયઓમાંનાં વિચારોને ખીલવવાથી અને આગલ ચલાવવાથી બની છે. ઇજ્શનેનાં હા ૧૯, ૨૦, અને ૨૧ કાંઇ નહીં પણ યથા, અશેમ, અને યંઘહે હાતાંમ નામના ગાથાના ફકરાઓની શરેહ છે. તેમજ હા ૧૨, અને ૧૩, બી ગાથાના ચોકસ ફકરાઓપરજ રચેલા છે. ગાથામાં સુરજ, ચંદ્ર, પાણી, આતશ, વગેરે કુદરતની વસ્તુઓનો અભ્યાસ કરીને તેઓની ખુબી ગાવાનું કહેલું છે. તે ઉપરથી પાછલી ન્યાએશો, યશતો, વગેરે બની છે. એ શીવાય પાછલા અવસ્તાની બાબદોનુ મૂળ ઘણે ઠેકાણે ગાથામાંથી શોધી શકાય છે. એ વંદીદાદ તથા બીજા અવસ્તાનાં દાખલા ઉપરથી બીજા નુશકો બનવાનુંબી અનુમાન કરી શકાય છે. જેમ હીંદુઓમાં મૂળ વેદને આધારે છ શાસ્ત્રો, બ્રાહ્મણો, અરણ્યકો અને છેક પાછલા વખતમાં પૂરાણો વગેરે અનેક શખસોથી બનેઆં, તેમજ પારસીઓમાં મૂળ ગાથાને આધારે આગલ જતાં બીજા અવસ્તાના નુશકો અને બીજાં પુસ્તકો બન્યાં હોય તેની ઘણી નીશાણો મલે છે. જેમ એક બીઆં ઉપરથી આગલ જતાં મોટું ઝાડ થાય તેમ એ ગાથાઓમાંની કોઇએક લાઇન અથવા કોઇએક વાકય અથવા શબ્દને એક અથવા બીજી રીતે પાછલા વખતમાં જેમ સમજવામાં આવેલા તેમ તે ઉપરથી એકવીસે નુશકો બન્યા હતા. જેઓમાંનાં ધર્મનાં મતો, વિચારો, ક્રિયાઓ, ઇત્યાદી આજ લગી પાછલી કેતાબોમાં અને આજના રેવાજોમાં રહેલાં હોય એમ ધારી શકાય. તેથી ધર્મ સંબંધી કોઇબી બાબદમાં ગાથાનું વાકય સહુથી ચહડતે દરજ્જેની સત્તા તરીકે અમે ગણીઉં છે. જેમ બધા ધર્મ ફેલાવ-

† એ સોલ નામોમાં 'ઇન્દ્ર', શિવ, અને 'નાસત્ય' (અશ્વિન) એ ત્રણ વેદિક દેવોનાં જાણીતાં નામો મલે છે. એક 'બૂઇતિ' (બુદ્ધ) નું નામ મલે છે. અને બાકીનાં નહી જણાએલા દેવતાઓનાં નામો છે.

નારાઓનાં મરણ પછી લાંબો વખત જતાં તેઓનાં શીખવેલાંનું સ્વરૂપ બદલાએલું અથવા તેમાં વધઘટ થયેલું જોવામાં આવે છે તેમજ આગલ જતાં જેમ જેમ દેશ અને કાલની હાલત ફેરવાતી ગઇ તેમ તેમ જરતોસ્તીઓમાં જે જે ધર્મ-ગુરૂઓ થતા ગયા તેઓથી અશો જરતોસ્તનીજ મીસાલે મૂળ માજદયસ્ની ધર્મમાં જરૂર જોગ ઉમેરો કરવાનું તથા ક્રિયાઓ ઉમેરવાનું ચાલુ રહેલું હતું. અને તેથી તેવી રીતનો ધર્મની વિદ્યા, કાયદા, પ્રાર્થનાઓ, ભણતરો, વગેરેનો એક મોટો જથો થયો હતો. જે સઘલાંની હસ્તી આજે રહી નથી. + તોપણ તેમાંનું કેટલુંએક સાદી ઇબારતના અવસ્તાનાં રૂપમાં (કેટલીએક વખતે અધુરી હાલતમાં) આજે આપરી પાસે રહી ગયું છે. એ ભણતરમાંનાં ફકરાઓને ગાથાથી ઉતરતી બીજે દરજ્જેની સત્તા તરીકે અમે ગણેઉં છે. આગલ જતાં આસીરીઅન અને બીજા અન-અઇરીયન લોકોનાં સમાગમથી અને ઇરાંનમાં કેટલીક વખતે અને કેટલાક ભાગોમાં તેઓની હકુમતો થવાથી માજદયસ્ની જરતોસ્તી ધર્મને તથા તેની કેતાઓને નુકશાંનો થયાં હતાં. તેમાંથી એકવાર હખામની વંશના મહાત્મા દરાયસ પેહેલાએ અને બીજીવાર દરાયસ બીજાએ તેઓનો સુધારો કીધો હતો એવું ખીલારોકા અક્ષરોની તખ્તીઓ ઉપરથી તથા પેહેલવી દીન કરદ ઉપરથી માલમ પડે છે. આગલ જતાં સીકંદર અને તેની પછીનાં પરદેશી યુનાનીઓ અને સ્વદેશી પારથીઅનોનાં વખતમાં માજદયસ્ની જરતોસ્તી ધર્મ અને તેનાં કાયદા તથા વિદ્યા પોતાનાં સ્વદેશ ઇરાનમાં દીનપરદીન ઘણી પડતી હાલતમાં આવતા ગયા તેથી જે કાંઇ પુરાતન અશો જરતોસ્તનાં વખતનું હતું અને ત્યાર પછી તેમાં જે કાંઇ ઉમેરો થયા કીધો હતો તેમાંનાં ઘણાખરા ભાગોનો રફતે રફતે નાશ થતો ચાલ્યો. સીકંદર અને તેની પછીનાઓનું રાજ માજદયસ્ની ધર્મ અને ઇરાનીઓની પુરાતન વિદ્યાઓ ઉપર એક નાશકારક રેલની માફક ફરી ગયું. તેણે એ ધર્મની દબદબા

---

+ એકવીસે નુશકોનો નાશ થવાથી માજદયસ્ની જરતોસ્તી ધર્મનો નાશ થઇ ચુકો અથવા જો એ એકવીસ કીતાબો ખુદાઇ કલામ હતે તો તેઓનો નાશ થતે નહી, પણ તેઓનો નાશ થયો છે તેથી તે ખુદાઇ કલામો નહીં હતા અને તેથી કરીને જરતોસ્તી ધર્મ બી ખુદાઇ ધર્મ નથી. એમ કેટલાએક તકરાર કરે છે. પણ એમાં તેઓ એ ધર્મની ઘણી બેખબરી ખતાવે છે. શરોશ યશતના ત્રીજા કરદામાં સાફ કહે છે કે **જરતોશતનાં ધર્મનાં** મુખ્ય કલામો **પાંચ ગાથાજ** છે. અને જો એ પાંચે ગાથાઓ આજે આપણી પાસે સલામત છે તો જરતોસ્તી ધર્મ જ સલામત છે. એ ગાથાઓ ઉપરથી બનાવેલી ગમે એટલી કીતાબો નાશ પામે તો તેનો કશો મુજાકો નથી અને તેથી જરતોસ્તીઓને નાઉમેદ થવાનું કસું કારણ નથી. જેમ તેઓનાં વડીલોએ એ સાદાં પણ શાશ્વત સચાઇનાં વચનોના ગાથાઓનાં પાયા ઉપર પોતાની નીતિ, ન્યાય, રીત રીવાજો વગેરેની ઇમારત ઉઠાવી હતી અને જમાનાનાં દોરથી તે પડી ભાગી તેમજ જો નવેસરથી એજ ગાથાઓની સાદી નીતિ અને ભક્તિનાં મૂલ પાયાં ઉપર આજે જેવા ધર્મની જરૂર પડે છે તેવા સાદા અને પુરેપુરી રીતે પલાઇ શકે એવા ધર્મની ઇમારત ઉઠાવે તો તેમ કરવામાં તેઓએ માત્ર પોતાનાં નીઆગાનોનાં કદમપર ચાલવા કરતાં કાંઇ વધારે કીધેલું ગણાસે નહી.

ભરેલી ઇમારતને જમીન દોસ્ત કરી નાંખી. અનેક ફીલસુફો અને તેઓનાં ચેલાઓ તેમજ ધારવા મેસે બુદ્ધ ધર્મનાં ગુરૂઓ અને પાછળથી યાહુદી તથા ખ્રીસટી ધર્મ ફેલાવનારાઓની ઇરાની લોકો ઉપર જે અસરો થવા લાગી તેનું પરિણામ એ નીપજ્યું કે તેઓનાં ધર્મ અને પુરાતન સ્વદેશી વિદ્યાનો જે ખજાનો સદીઓ લગી એકઠો કીધેલો હતો તે લુટાઇ ગયો. તેઓએ સઘળી વિદ્યાઓની કેતાબોના પોતાની ભાષાઓમાં તરજુમાઓ કરી લીધા અથવા તેઓનો નાશ કીધો. ધર્મને રાજ્યનો ટેકો નહીં રેહેવાથી દીનપર દીન તે ભુલાતો અને બીગડતો ગયો. દીન-કરદ કેતાબમાં કહે છે કે એ અફરાતફરીના વખતમાં માત્ર એકજ વાર પારથીઅન વંશનાં 'વલખશ' (Vologeses) નામના પાદશાહે જરતોસ્તી ધર્મનાં પુસ્તકોનો જે કાંઇ વેરાતા કકડા અથવા પુસ્તકો મલી આવ્યાં તેઓને એકઠાં કરાવ્યાં હતાં તોપણ તેઓમાં કાંઇબી વધારો કે પુનર રચના કોઇએ કીધી હતી નહીં. અંતે જ્યારે સાસાનીઆન પાદશાહીનો ઉદય થયો તે વખતે પ્રથમ અરદેશર બાબકાને, પછી શાહાપુર પેહેલ્લાએ, અને છેલ્લે શાહાપુર બીજાએ દેશેદેશથી ખોલ કરીને જેબી કાંઇ અવસ્તાનાં આખા ભાગો અથવા કકડા લખેલા અથવા મોહડે યાદ રાખેલા મલી આવ્યા તેઓને એકઠા કીધા. પેહલા શાહપુરના બેટા અહુરમજદ પાદશાહના વખતમાં આદરબાદ મારાસ્પંદ નામનાં એક મહાન ધર્મ ગુરૂએ માજદ્દયસ્ની જરથોસ્તી ધર્મનું જે કાંઇ બાકી રહેલું મલી આવ્યું તેટલાંને સુધારી, ગોઠવી, અને જ્યાં ઘટે ત્યાં પોતાની ચાલુ ભાષામાં થોડું થોડું ઉમેરીને ધર્મની બંદગીઓ અને ક્રિયાઓ નવેસરથી ચાલુ કીધી (પતેત પશેમાની કરદો છેલ્લો) કે જે પ્રમાણે ઘણુંકરીને આજ લગી આપણામાં ચાલે છે. જે ભાગો તથા ક્રિયાઓ અતીશે પુરાતન વખતનાં હતા અને જેઓને ઘણી પવિત્રાઇ અને અજમતી શક્તિ માન-વામાં આવતી હતી તેઓને ચોકસ રૂપમાં એક પછી એક ગોઠવીને તેઓને ભણ-વાનો હક માત્ર ધર્મ ગુરૂઓનોજ ઠરાવ્યો. એ રીતનું ભણતર અને ક્રિયા જે આજે ભણવાનો તથા કરવાનો હક માત્ર મોબેદોનોજ ગણવામાં આવે છે તે છે. જેવા કે વંદીદાદ, ઇજશને, બાજ, આફરંગાન, વગેરેનાં ભણતર તથા ક્રિયાઓ. જેટલું ભણતર પાછલા વખતનું અને ઓછી અજમતનું ગણવામાં આવતું હતું તેટલું ભણવાનો હક સર્વે મજદયસ્નાનેનો ઠરાવ્યો. જેવી કે યસ્તો, નીઆએશો, વગેરે. એ ઉપરાંત ચાલુ પાજંદ ભાષામાં જે નવાં ભણતરો વખતે વખત બનાવ્યામાં આવે તેઓને ત્રીજે દરજ્જેનાં ઠરાવ્યાં અને તેઓનેબી ભણવાનો હક સર્વે જર-તોસ્તીઓનો રાખ્યો. જેવાં કે પતેતો, આફરીનો, નીરંગો, સેતાએશો, દુઆઓ વગેરે. એ જાતનાં ભણતરો બનાવવાનું છેક નોશીરવાંન આદીલનાં વખત લગી બલકે તેનીબી પછીનાં વખત લગી ચાલુ હશે એમ ધારી શકાય છે. પતેત પશેમાનીમાં ખુદ આદર-બાદનું વર્ણન અને રપીથવનની આફરીનમાં નોશેરવાંન આદેલનું વર્ણન આવે છે તે ઉપરથી સાફ જણાય છે કે છેક ગયોમરદનાં વખતથી તે યઝદેઝરદ શેહેરીયારનાં વખત

સુધીમાં માજદયસ્ની ધર્મનાં ભણતરો, ક્રિયાઓ, કાયદાઓ, રેવાજો, વગેરેમાં જુદા જુદા વખતનાં ધર્મગુરૂઓએ ઉમેરા કીધા છે. પતેત પશેમાનીમાં મૂળ માજદયસ્ની ધર્મ (દીને અહુરમજદ), જરતોસ્તે ઠરાવેલા કાયદાઓ (દાદે જરતોશત), અને ધર્મગુરૂઓએ કહાડેલા ભલા રસ્તા એટલે રેવાજો (રાસ્તે એ ફ્રરાફ્રને કરદએ પોરીઓ દકેશાન) ને એકસરખી રીતે સતા ભરેલા ગણીને માન્ય કરવાનું કહેઉં છે. એ પાજંદ ભણતરોને ગાથા અને અવસ્તાથી ઉતરતી એટલે કે ત્રીજે દરજ્જેની સત્તાનાં અમે ગણેઆં છે. સાસાનીઆન વખતથી પેહેલવી અને પાજંદ ભાષામાં જરથોસ્તી ધર્મનાં સાહિત્યમાં નવી નવી ચોપડીઓ લખાતી તથા ઉમેરાતી આવી છે. એજ વખતમાં અતી પુરાતન ગાથા, ઈજશને, વીસ્પરદ, અને વંદીદાદ, જેનું જ્ઞાન મેલવવાનો ખાસ હક ધર્મગુરૂઓનોજ ઠરાવ્યામાં આવ્યો તેટલા અવસ્તાનો પેહેલવી ભાશામાં તરજુમો કરીને તેને સતા ભરેલા તરજુમા તરીકે હંમેશાં કબુલ રાખવો એવું ઠરાવ્યું. જેઓ તે તરજુમાને ના કબુલ રાખે અથવા તેથી ઉલટા અર્થો કરે તેઓને 'આશમોગ' ગણીને દીનદુશમન તરીકેની સજા તેઓને માંટે ઠરાવી. તોપણ આદર હોરમજદ, આદર ફ્રરોબ, ગોગોશશ્પ, મેદીઓમાહ, સોસીઓશ, અને અફ્રગ, એ મુખ્ય છ શરેહ કરનારાઓએ પોતપોતાનાં વિચારો તથા દેશ, કાલ, સ્થિતિ વગેરે ઉપર નજર પોંહચાડીને માજદયસ્ની જરતોસ્તી ધર્મની શિક્ષાઓ, ક્રિયાઓ, વગેરેનાં લખાણોનો મજકુર તરજુમામાં શરેહ કરીને જગેજગ ઉમેરો કીધો છે, જે છ 'ચાશતેહ' (શરેહ) કરી કહેવાય છે. એ શરેહ કરનારાઓ કેટલીએક વખતે કેટલીએક બાબદોમાં એકમત થઇને અને કેટલીએક બાબદોમાં જુદા મતના થઇને લખી ગયા છે. એઓ એકજ વખતમાં હતા કે જુદા જુદા જમાનાઓમાં હતા તે ચોકસ જણાયલું નથી. એ છ શરેહ કરનારાઓ ઉપરાંત બીજા ઘણાએકોનાં નામો શરેહ કરનારાઓ તરીકે મલે છે, જેવા કે આદરબાદ દાદફ્રરોખ, આજાદ મરદ, બરોશનદ અહુરમજદ, દાદ અહુરમજદ, દાદ ફ્રરૂખ, દાદેવેહ, ફ્રરૂખ, કીરાતબુજીદ કીરમાની, કુશતનબુજીદ, માહ અહુરમજદ, માહ ગોશસ્પ, માહવંદાદ, માહબુદ, નીશાપુર, નોસાએ બુરજમેહેર, પરીક, રોશન, બખત આફ્રરીદના શાગીરદો, વનદ અહુરમજદ, અને વેહદોસ્ત (જુઓ દાકટર વેસ્ટનો બુનદેહેશનો તરજુમો શફે ૨૪). એ શરેહ કરનારાઓએ અવસ્તા ઉપર શરેહ કીધી છે અથવા ધર્મની બાબદોની જુદી જુદી કીતાબો બનાવી છે જેમાંની કેટલીએક હાલ મોજુદ છે. એ અવસ્તાના પેહેલવી ભાષ્ય તથા એ પેહેલવી કીતાબોમાંથીજ ગુજરેલાંની પુઠે કરવાની ક્રિયા, જીંદેહરવાન, હમાયશ્ત, ગેથીખરીદ, વગેરે આજે થતી ઘણીખરી બધી ક્રિયાઓ, રેવાજો, વગેરેનાં વર્ણનો તથા કારણો મલે છે. એ પેહેલવી તરજુમા અને ભાષ્ય કરનારાઓની વિશેષ ટિકાઓ અને બીજી પેહેલવી કીતાબો ઘણીક વખતે મૂળ અવસ્તાનાં અર્થો સમજવામાં તથા ધર્મની ક્રિયાઓ અને રીત રીવાજો

જાણુવામાં અતિ ઉપયોગી છે. અને તેથી તેઓની તથા પેહેલવી કીતાબોની સત્તા પાજંદ ભણતરોથી ઓછી એટલે ચોથે દરજ્જેની અમે ગણી છે. તોપણ યાદ રાખવું કે કેટલીએક વખતે એ તરજુમા અને ભાષ્ય કરનારાઓએ અસલ અવસ્તામાં જે નીતિ અથવા હરેક બાબદ આખી દુનીઆનાં માણસોને લાગુ પડી શકે એવી હોય છે તેને માત્ર થોડીએક ક્રિયા કાનુનોને લગતીજ કહી છે. કારણ કે તેઓની નજરમાં તે ક્રિયાઓજ ઘણી અગતની અને મોક્ષદાયક હતી. જેમકે અવસ્તામાં 'અષ,' 'વીદવાઓ,' 'રતુશ,' વગેરે કેટલાએક શબ્દો જેઓનાં અર્થો અનુક્રમે સચ્ચાઇ, જ્ઞાની, અને સરદાર અથવા સખી માણસ કરી થઇ શકે છે, અને તેથી તે કોઇબી સંસાર વ્યવહાર તથા કોઇબી માણસને લાગુ પડી શકે છે, તેના અર્થો તેઓએ અનુક્રમે પુણ્યનાં કામોની ક્રિયા, તે કામોના કરનાર, અને કરાવનાર, એ પ્રમાણે કીધા છે. તેથી ઘણી વખતે જે જે જગાએ એ અથવા એવાજ શબ્દો આવે છે ત્યાં અવસ્તાના એકજ ફકરાનો અર્થ અનેક રીતે થઇ શકે છે. એક રીતે અર્થ કરતાં જેમ એક ફકરો ઓહોલી નીતિને લાગુ પડે છે તેમજ બીજી રીતે અર્થ લેતાં તેજ ફકરો ક્રિયા કરમનેબી લાગુ પડી શકે છે. અવસ્તાના 'અષો' અને 'દ્રવંદ' નો અર્થ અનુક્રમે ભલાઇવાલો અને ભુંડાઇવાલો કરી થાય છે તેને જરતોસ્તી અને જુદી દીન એ પ્રમાણે એ તરજુમા, શરેહ, અને પાછલી પેહેલવી કેતાબોમાં કેટલીએક વખતે સમજવામાં આવે છે. અને એવા તફાવતને લીધે અસલ અવસ્તાની ઓહોલી મતલબનાં વાક્યનો અર્થ પાછલા વખતમાં માત્ર ચોકસ ક્રિયા કરમનોજ થઈ ગયો છે. કેટલીક વખતે એ પેહેલવી તરજુમામાં અવસ્તાનાં વ્યાકરણ સંબંધી ભુલો જોવામાં આવે છે. કેટલીએક વખતે શબ્દોનાં માત્ર મૂળોજ જણાવ્યાં છે અને ખુલા અર્થો જણાવ્યા નથી. કેટલીએક વખતે શબ્દાર્થ ખરા પણ ભાવાર્થ પાછલા વખતનાં વિચારોને મલતા આપેલા છે. કેટલીએક વખતે શબ્દાર્થ ખોટા પણ ભાવાર્થ ખરા આપેલા છે. સામટી રીતે લેતાં પેહેલવી ભાષામાં લખાયલા તરજુમા, શરેહો, અને બીજી કેતાબો જરતોસ્તી ધર્મનાં કર્મભાગનું સ્વરૂપ સારી પેઠે દેખાડે છે, પણ તેની ફીલસુફી, નીતિ, વગેરેનું અસલ અવસ્તા લખનારાઓની મતલબ શીખવનારૂં જ્ઞાન તેટલું સારી રીતે સમજાવતાં નથી. જેમકે આ રીસાલામાં કેટલીએક બાબદો, જેવી કે દરૂજે નસુશ, નસાની પરહેજ, દરૂન, બાજ, રવાંન અને ફ્રેરોહર, અમશાસ્પંદોને રાજી કરવાની મતલબ શું?, મરગરજાન એટલે શું?, 'અયોકબર' એટલે શું?, ઇત્યાદી કેટલીએક બાબદોની નવી સમજણ અમે આજની વિદ્યાની મદદથી મૂળ અવસ્તાને આધારે જે આપી છે તેવી સમજણ એ પેહેલવી લખાણોમાંથી મલતી નથી. સાસાનીઆન વખતમાં આપણા લોકો મૂળ અવસ્તાને તથા આપણા ધર્મની દરેક બાબદોને કેમ સમજતા હતા તે જાણવાને એ પેહેલવી પુસ્તકો ઉપયોગી છે ખરાં, પણ ખુદ અવસ્તા અને આપણા ફીલસુફી ભરેલા ધર્મને સમજવાને માટે

આપણે મૂળ ઝરા અવસ્તા પર જવું જોઇએ. અને અવસ્તાના શબ્દો તથા તેનું વ્યાકરણ વેદના શબ્દો અને વ્યાકરણ સાથે કમપેરેટીવ ફીલોલોજીનાં કાયદાઓ પ્રમાણે સરખામણી કરવાથીજ જાણી શકાય છે અને આપણા ધર્મની ઉંડી ફીલસુફી ખુદરતની તથા માનસિક વિદ્યાઓની મદદથીજ સમજી શકાય છે. એમ છતાં માનવાને ઘણાં કારણો છે કે એ સાસાનીઅન વખતનાં પેહેલવી ભાષામાં લખનારા ધર્મગુરૂઓએ પોતાના વખતની વિદ્યાઓનો અભ્યાસ કરવામાં અને પર કોમનાં ધર્મગુરૂઓ તથા ફીલસુફો સાથે તકરારો કરવામાં, અને પોતાના ધર્મનો બચાવ કરવામાં, જેટલી બને તેટલી કોશેશ કરવામાં અને કેતાબોનો વધારો કરવામાં કશી કસુર કીધી હતી નહી. અને જો મુસલમાની રાજની અસરથી તેઓની મહેનતથી ઉભાં થયેલાં પેહેલવી પુસ્તકોનો નાશ થયો નહી હતે અને તેમાં ઉમેરો થવાનું ચાલુ રહેયું હતે તો આજે હીંદુ તથા બુદ્ધ ધર્મોનાં એજ મધ્યકાળમાં બનેલાં પુશ્કળ પુસ્તકો રહ્યાં છે અને તેઓની વખાણ થાય છે તેટલાં અને તેવાંજ પુસ્તકો પેહેલવી ભાષામાં લખાયલાં દુનીયાને વારસામાં મલતે. કારણ કે હીંદુ અને બૌદ્ધ ધર્મના ગુરૂઓ વિદ્યા અભ્યાસ અને ફીલસુફીના વીચારો આગલ વધારવામાં જેટલા મશહુર છે તેઓથી પારસીઓનાં ધર્મગુરૂઓ તેમ કરવામાં કાંઇ ઓછા પ્રખ્યાત થયેલા નહીં હતા, તેઓની વિદ્યા વધારવાની ચંચલાઇ વિષે ખુદ હજરત મહમદ વખાણ કરી જાય છે કે ગમે તેવી બીકટ જગાએથીબી જો કાંઈ ગ્નાન મેલવવું હોય તો પારસીઓનો ધર્મગુરૂ ત્યાં જઇને તે મેલવ્યા વગર રહે નહી. મુસલમાની દોર થવા પછી ઘણાંખરાં પેહેલવી પાજંદ પુસ્તકોનોબી નાશ થતો ચાલ્યો. અને જેમ હીંદુસ્તાનમાં આવેલા તેમજ ઇરાનમાં રહેલા જરથોસ્તીઓમાં ધર્મની વિદ્યાનો અભ્યાસ કરનારા દીનપર દીન ઓછા થતા ગયા, તેથી ઘણીખરી બાબદો, ક્રિયાઓ, વગેરેનું ગ્નાન, જે પરંપરા એક ઓલાદથી બીજી ઓલાદે માત્ર કાંને સાંભલેલું તેજ રહેવા લાગું. એ પડતીના વખતમાં અલબતે ઘણીએક બાબદો ભુલાઇ જવી જોઇએ અથવા અસંપૂર્ણ રીતે સમજાયલી રહેવી જોઇએ. એવી હાલત નજદીક ૭ સદીઓ લગી ચાલુ રહેવા પછી આજથી લગભગ ચારસો વરસની વાત ઉપર ભરૂચનો રહેવાસી નરીમાન હોશંગ નામનો એક બેહેદીન પોતાના ધર્મની કેટલીએક બાબદોની પુછપરછ કરવા સારૂ ઘણીએક મહેનતે મુસાફરી કરીને ઈરાનમાં જઇને કેટલાએક સવાલોના જવાબો લઇ આવ્યો તે વખતથી ઈરાનના તથા હીંદુસ્તાનના જરતોસ્તીઓ વચ્ચે પત્ર વ્યવહાર ચાલુ થયો તેથી ફારસી ભાષામાં ધર્મની અનેક બાબદોની પુછપરછ થઇને તથા લખાઈને કેતાબોનો એક જથ્થોં થયો, જે આપણામાં 'રવાયતો'ને નામે ઓલખાય છે. એ રવાયતોનાં સાહીત્યની શરૂઆત જેમ ભરૂચના એક રહેવાસી નરીમાન હોશંગથી થઇ તેમજ સહુથી છેલી રવાયતબી ભરૂચનાંજ એક અથોરનાંન મુલ્લા કાઉશ તે મરહુમ મુલ્લા ફીરોજનાં વિદ્વાન બાપ લેઇ આવ્યા. એ

ફારસી રેવાયતોમાં આપણાં ધર્મ, ઇમાન, ક્રીયા, રીતો, રેવાજો, વગેરેનો એક સારો સંગ્રહ છે. તેમાં જેમ અવસ્તા અને પેહેલવી તથા પાજંદ કેતાબોમાં આવેલી બાબદો ફારસી ભાષામાં લખેલી છે તેમજ તેઓ શીવાયની પરંપરાથી ઉતરતી આવેલી બાબદોબી સમાયલી છે. એ રેવાયતોનાં લખનારાઓમાં મુસલમાની, કે હીંદુ, કે યુરોપીયન વિચારો દાખલ થએલા જણાતા નથી તેથી તેઓનાં લખાણો આપણા નજદીકના, જો કે વિદયા એલમથી બેનસીબ અને ધર્મના ઉંડા ભેદોથી બેખબર તોપણ ધર્મચુસ્ત અને પોતાને જેમ ખરૂં લાગે તેમજ ખુલ્લું બોલનારા, વડીએલોના પોતાના ધર્મ સંબંધી વિચારો, મતો, અને રીવાજો તરીકે ગણીને પેહેલવી કેતાબોથી ઉતરતી એટલે કે પાંચમે દરજ્જેની સત્તાના ગણીને આ રેસાલામાં અમે ઉતાર્યાં છે. તે છતાં કેટલીએક વખતે એ ફારસી રવાયેતોના લખાણો કેટલીએક બાબદો ઉપર સારૂં અજવાળું પાડે છે. એ રેવાયતો લખનારાઓની ઇબારત ઘણી વખતે બીનકેલવાએલાં માણસોને જેવી હોવાથી જો કે તે સાધારણ વાંચનારને લીજત આપે તેવી નથી અને ઘણી વખતે તો અશુદ્ધ, અધુરાં, અને ગુચવણ ભરેલાં તથા બાજેક વખતે એક બીજાથી ઉલટાં લખાણો મલે છે તોપણ પરંપરાથી ઉતરતા આવેલા વિચારો અને બાબદોનાં સંગ્રહ તરીકે તેઓ શોધ કરનારને કેટલેએક દરજ્જે ઉપયોગી છે અને એઓમાંથીજ આજે આપણામાં ચાલતી ક્રિયાઓનું વીગતવાર બયાન મલી શકે છે કે જે પ્રમાણે પુરાતન કીતાબોમાંથી મલતું નથી તેથી એ રવાએતોનાં દાખલા ઉતારવાનુંબી દરૂસ્ત ધાર્યું છે. એઓની ઘણીએક નકલો એકઠી કંરવામાં, તેઓમાંથી દાખલા ચુંટી કાહાડવામાં, અને તેઓનું એક બીજા સાથે મલતાપણું અથવા ઉલટાપણું શોધી કાહાડવામાં અમુને ઘણો વખત તથા મેહેનતનો ખરચ થયો છે. ફારસી રવાએતોનો જમાનો પુરો થવા પછી ગુજરાતી છાપો નીકલવાથી ઘણીએક આપણા ધર્મને લગતી કેતાબો ગુજરાતીમાં છપાઇ છે અને તેમજ યુરોપ ખંડમાં આંપણા ધર્મની ઘણીએક શોધો થવાથી યુરોપની ફ્રેંચ, જરમન, ઇંગલીશ, લાટીન, વગેરે ભાષાઓમાંબી આપણા ધર્મને લગતી કેતાબો છપાઇ છે. પણ એ ગુજરાતી અને યુરોપીઅન ભાષાઓમાં લખાએલી કેતાબો ઘણીખરી છેક હવડાંની છે તેથી જેમ આગલી ધર્મની કેતાબોમાંનાં દાખલાઓ ધર્મની કેતાબના અસલ સહાદતો તરીકે અમે ટાંકયા છે તેમ એ પાછલી ભાષાઓની કેતાબોમાંથી ટાંકેઆ નથી.

આપણા ધર્મ અને તેનાં પુસ્તકોની આ ટુંક તવારીખ ઉપરથી વાંચનારને માલમ પડશે કે આપણા ધર્મની ક્રિયાઓ, જેમ અતિ પુરાણી અને જુદા જુદા જમાનાઓમાં જુદી જુદી રીતે સમજાયલી તથા વધઘટ થયેલી છે તેમજ તેની ચોપડીઓબી પુરાણી, જુદા જુદા જમાનાઓમાં અને જુદી જુદી ભાષાઓમાં લખાયલી છે. એટલુંજ નહી પણ તેઓ ઘણીખરી ઓછી કે વધતી નાકેશ અથવા અશુદ્ધ હાલતમાં છે તેથી આપણા ધર્મનો અને તેની ભાષા તથા ફીલસુફીનો

અભ્યાસ ઘણો વધે અને એને લગતાં સર્વે પુસ્તકોના ભરોસા ભરેલા તરજુમાઓ અને ખુલાસાઓ થાય, દરએક બાબદની નીતિ તથા ફીલસુફીપર અને દરએક ક્રિયાની મતલબ, કારણ, અને ફાયદાપર જોઈતું અજવાલું પડી રહે, અને હરએક બાબદ ઉપર લખવાને જોઈતાં સાધનો તઇઆર થઇ રહે ત્યાં લગીમાં દરએક ફકરા બલકે લીટીનો ખરો અર્થ ઉઠાડવાને દરએક ડગલે અતીશે મુશકેલીઓ નડે છે. જેમ એક સ્વચ્છ પાણીનો ઝરો પોતાનાં મૂળ આગલ કાચ જેવાં નીર્મળ અને સાકર જેવાં શીરીન પાણીનો હોય તે જેમ જેમ આગલ વધતો જાય તેમ તેમ તેમાં વિધવિધ ભાંતની ધાતુઓ અને વનસ્પતિઓ ભેલાઇને જુદી જુદી જગાએ તેનાં પાણીનો રંગ ફેરવાતો અને તેનો સ્વાદ બદલાતો જાય તોપણ તેમાં જે જુદી જુદી જગાએ અને જુદે જુદે વખતે બાહેરની વસ્તુઓ ભેલાઇ હોય તેઓને જો સંભાળથી ગાલી કાહાડી હોય તોજ પાછું સ્વચ્છ પાણી મેલવી શકાય છે, તે પ્રમાણે આજનાં આપણા જરતોરતી ધર્મનાં જુદે જુદે વખતે અને જુદી જુદી ભાષાઓમાં લખાયલાં પુસ્તકો છે. એ પુસ્તકોનાં ફકરાઓ ઉપજાવી, તરજુમા કરી, અને ધીરજથી તેઓ ઉપરથી સાર કહાડવા છતાં, વિચારવંત માણસને કોઇબી અગતની બાબદપર છાતી ઠોકીને એક સતા તરીકે પોતાનું મત આપતાં આચકો લાગયા વગર નહી રહે. એ કામ એટલું બધું મેહેનત ભરેલું અને મુશકેલ છતાં એ પુસ્તકોમાંથી મરનારની દરએક ચોકસ ક્રિયાને લગતા દાખલાઓ ચુંટી કાહાડીને તેઓની સરખામણી કરવાની અને કેટલીએક વખતે તેઓ ઉપરથી સાર કાહાડવાની અમે આ ચોપડીમાં તજવીજ કીધી છે. મજકુર કીતાબોમાંનાં ઉતારાઓનાં લખાણો ઘણાએક સાહેબોને પસંદ પડશે નહીં, બલકે કેટલાએકોને કંટાલાભરેલાં અને કેટલીએક જગે કદાચ બેહુદાંબી લાગશે, પણ તેવાં લખાણો અને વિચારો વિશે અમે આશા રાખીએચ કે વાંચનાર અમુને જવાબદાર ગણશે નહીં. અમારૂં કામ એક દુભાશીઆ તરીકે જે કાંઇ મલી આવે તે બરાબર જણાવવાનું છે. અમે અમારીથી બનતી કોશેશે તે લખાણોની ખરેખરી મતલબ દેખાડી છે, અને હાલમાં ચાલતા દરએક રીવાજમાં જેબી કાંઇ સારૂં હોય તેને સારી પેઠે દરશાવવાની તજવીજ કીધી છે, કેટલીએક વખતે ધારણાઓ અને કલ્પનાઓબી કીધી છે, અને જાંહાં સુધી અમારી ખાતરી નહીં થાય ત્યાં સુધી કોઇબી ક્રિયા કે રીવાજને ખોટો કેહવાથી પરહેજ રહેઆ છઇએ, તેમજ બીજા હાથપર કોઇબી ક્રિયાની કે રીવાજની અણઘટતી પક્ષબી કીધી નથી. અમે તો દરએક બાબદનાં એક મલતાં અથવા એક બીજાથી ઉલટાં લખાણોનો સંગ્રહ વાંચનારની આગલ સગવડ પડે તેમ મુકેઓ છે, તેમાંથી દરએક જણે પોતાની સમજ પ્રમાણે સાર કહાડી લેવો. એક જણનાં કહેલાંને વલગી રહીને આંધલાની મીસાલે તેની પુઠે ચાલવું તે કરતાં પોતે સ્વતંત્ર વિચાર બાંધીને તે મુજબ ચાલવું એ ઘણું ફાયદાકારક છે અને તેથીજ અમે વાંચનારે તેમ કરવાનું વિચારનું છુટા-

પણું લઈ લીધું નથી, અને કોઇબી રીતે આધાર વગર અમારી એખલી સતાથી બોલવાથી પરહેજ રહેઆ છઇએ, અને જેમ બને તેમ વાંચનારને પોતે વિચાર કરવાની હાલતમાં મુકેઓ છે. કેમકે એજ રીત મનને મજબુતી આપે છે. એક તઈયાર લુકમો વગર ચાવવે ગલી જવાથી તનદરૂસ્તીને નુકસાન થાય છે પણ ચાવીને ખાધાથી પુષ્ટિ મલે છે, તેમજ એક ગ્રંથકાર કે ફતવો આપનારનું મત એકદમ સ્વીકાર કરવાથી કસો ફાયદો થતો નથી બલકે નુકસાન થાય છે, પણ હરએક બાબદ ઉપર પોતે વિચાર કરીને બાંધેલું મત સારૂં પરિણામ નીપજાવે છે. બીજું સાધારણ વાંચનારાઓ કે જેઓને અભ્યાસીઓની તકરારો તપાસવાની પુરસદ અને મરજી હોતી નથી અને જેઓ દરેક બાબદ ટુંકમાં અને સાદી ઇબારતમાં જોઇ લેવા માંગે છે તેઓને કંટાલો ઉપજે તેમ લંબાણથી તકરાર ચલાવેલી આ ચોપડીમાં કેટલેક ઠેકાણે જોવામાં આવશે અને તેથી તેઓની ધીરજ થોભશે નહીં, પણ તે સાહેબોથી અમે થોડીએક દરગુજર કરવાની કૃપા માંગી લઇએ છઇએ. એમ લંબાણ કરવાની અમારી મરજી ન છતાં અમુને ફરજ થઇ પડી છે. કારણ કે એકતો આપણાં પુસ્તકોની હાલત નાકેશ છે અને બીજું તો આપણામાં ધર્મની ચોપડીઓનાં અભ્યાસની હજુ હવડાં શરૂઆત થઇ છે અને હજુ તો માત્ર આંગલીપર ગણાય તેટલા અભ્યાસીઓ થયા છે અને દરરોજ દરએકને નવી નવી સુહુજ પડતી જાય છે અને જેમ રાતનાં અંધકારમાં ઢંકાએલી એક વસ્તુ ઉપર બામદાદનાં કીરણો પડવાથી તે ધીમે ધીમે વધારે અને વધારે ખુલ્લી પડતી જાય તેમ દરરોજ આપણાં ધર્મનાં અભ્યાસપર નવું નવું અજવાલું પડતું જાય છે અને નવી નવી શોધો થતી જાય છે. તેવી નવી શોધ અથવા નવો અરથ કેમ થયો તેની બીજા અભ્યાસીઓની ખાતરી કરવા સારૂં લંબાણથી ખુલાસો કરવાની જરૂર પડે છે અને તેમજ કરવાની અમુને જરૂર પડી છે. જો તેમ નહી કરીએ અને એકદમ ટુકમાં અર્થ અથવા શોધનું પરીણામ જણાવી દઇએ તો તેથી બીજા અભ્યાસીઓની ખાત્રી થાએ નહિં, અને લાંબાં વખત સુધી ન્યુસ્પેપરોમાં અને બીજી રીતે મુજાહેમતો અને તેનાં જવાબો વગેરે ચાલુ રહીને ઘણોએક કીમતી વખત અને મેહેનતનો ભોગ આપવો પડે. તે વખત અને મેહેનત બને તેટલી બચાવા સારૂ અમેજ લંબાણથી લખાણ કીધું છે. તોપણ જેમ બને તેમ તે કંટાલા ભરેલું નહીં થાય તેમ કરવાની અમે સંભાલ રાખી છે. તે છતાં પણ જો સાધારણ વાંચનારને જરા વધારે વાંચવાની તસદી પડે તો મેહેરબાનીની રાહે અમુને દરગુજર કરવું. અમે સંગ્રહ કીધેલાં લખાણો અને દાખલાઓમાં અને અમે કીધેલી શોધમાં જાણવાજોગ શું છે તે વિષે અમે પોતે કાંઇ નહીં બોલતાં વાંચનારને નમનતાઈ ભરેલી કેટલીએક અરજ માત્ર નીચે મુજબ કરીએ છઇએ.

પેહેલું. કેટલીએક બાબદો આજ સુધી ગુજરાતી ભાષામાં નહીં જોવામાં

આવેલી આ રીસાલામાંથી મલશે. તે બાબદો તેમજ જણાએલી બાબદોનાં આ સંગ્રહ વિષે વાંચનાર જરતોસ્તી આટલું તો જરૂર કબુલ કરશે કે તે લખાણો જેવાં છે તેવાં એક જરતોસ્તી તરીકે દરએક જરતોસ્તીએ ઓછામાં ઓછાં એક વારબી પુખ્ત ધ્યાનથી વાંચવાની તેને ફરજ તો છે. કેમકે દરએક જણ જે ધર્મ માનતો હોય અથવા જે કોમમાં ગણાતો હોય તે ધર્મ અથવા કોમનો રીવાજ મરણ જેવાં ગંભીર બનાવ વિષે શું ફરમાવે છે તે જાણી રાખવાની તેને મોટી અગત છે તે કોણ ના પાડશે? એ મુખ્ય અગત ઉપરથી આજનાં વખતમાં મરણ ક્રિયા વિષેનાં—તેમાં ખસુસન આપણ જરતોસ્તીઓની મરણ ક્રિયા વિષેનાં કે જે ક્રિયા બીજી બધી કોમો કરતાં ઘણીજ બારીક અને ઘણીજ નીરાલી અને બીજી કોમના લોકોને ઘણીજ વિચિત્ર જણાય તેવી છે તે વિષેનાં—અસલ ફરમાનો પોતે જાતે વાંચવાં અને તે ઉપર પુછપરછ અને જુસ્તેજો કરીને તેનું જ્ઞાન મેળવવું એ પોતાને લગતી, કોમને લગતી, સંસારને લગતી, અને બીજી ઘણીએક તરેહની અગતયતાઓ ધરાવે છે. તેથી જો કે આ રીસાલો રાહનુમાએ માજદયસ્નાનની ફરમાએશ પ્રમાણે કામ કરતાં અમુને ઘણીજ સાદી બલકે લુખી અને ઘણે ઠેકાણે કંટાલા ભરેલી ઇબારતમાં લખવો પડયો છે, કે જેમ કર્યાં વિનાં સર્વેને ઇનસાફ આપીને પુરતો સંગ્રહ કરી શકાતે નહીં, અને જો કે ઘણીએક જગાઓએ તેમાં ઘણુંકરીને નોટોમાં એકની એક બાબદ ઘણીએક ચોપડીઓમાંથી ઉતારેલી જોવામાં આવશે કે જેમ કરવામાં અમારી મતલબ છાલકાપણાંથી વાંચનારી આલમને અમે ઘણી ચોપડીઓ વાંચી છે એવું ડોલ બતાવાની નથી પણ વાંચનારને પોતે જુદાં જુદાં લખાણોને તપાસીને તેઓ કેટલે દરજે પરસ્પર મલતાપણું અથવા વિરોધ રાખે છે તેનો તોલ કરવાને સવલ પડે એટલીજ છે, અને જો કે એ રીસાલામાં નસા, રીમની, બાજ, દરૂન, આફરંગાન, અને એવુંજ બીજું વારેઘડીએ આવ્યા કરે છે કે જે શબ્દો આજ એ દાયકાપરના જરતોસ્તીઓ જેટલા સેહેલાઇથી સમજતા હતા તેટલી સેહેલાઇથી હાલની ઓલાદ ધર્મની બાબદોથી નાવાકેફ રેહેવાને લીધે સમજી શક્તિ નથી એવું અમે અમારા અનુભવથી જાણીએ છીએ અને તેથી એ રીસાલો આજનાં વખતનાં સાધારણ વાંચનારને કદાચ ઘણી લીજત આપનારો નથી એવું અમે સારી પેઠે જાણીએ છીએ, તોપણ અમારી ફકત એટલીજ અરજ છે કે ઘણીએક ચોપડીઓમાંથી લખાણો ચુંટી કાહાડીને આ સંગ્રહ અમે વાંચનારી આલમની હજુરમાં ધરયો છે તેમાંથી મરણ જેવી ગંભીર ક્રિયાનાં આપણા ધર્મનાં અસલ લખાણો વાંચવાને તેઓની પુછપરછ કરવાને, અને તેઓની જુસ્તેજો આગલ વધારવાને, દરેક જરતોસ્તીની જે ફરજ છે તે ફરજ માત્ર બજાવવાને ખાતર જો વાંચનાર અમારી ભાષા તથા વિચારો સંબંધી લુખાપણાની સર્વે ખામીઓને દરગુજર કરીને અને કોઇ કોઇ ઠેકાણેનું લખાણ અણગમતું અને બેફાયદે કીધેલાં પીંજણ જેવું લાગે તોબી

ગમે તેવો પણ આપણા ધર્મ અને ટોલાંને લગતી એક અગતની બાબદનું જ્ઞાન આપનારો આ રીસાલો છે અને તેટલાજ માટે તેને વાંચવાની જરૂર છે એવું ઉદાર દીલ રાખીને એકવાર શરૂથી તે આખર લગી આ રીસાલાને ધ્યાનથી વાંચવાની તસ્દી લેશે અને એ બાબદોની જુરતેજો આગલ વધશે અને અમે મથાલે ટાંકેલી દરએક જરતોસ્તીની પ્રાર્થના ઘણે નહી તો થોડે દરજેબી સફલ થશે તો આ સંગ્રહ કરવાની અમારી મેહેનતનો બદલો મલી ચુકેલો સમજીશું.

બીજું. વાંચનારની ખાતરીને માટે જણાવવાની જરૂર છે કે અમે પોતે એક શેહેનશાહી અથોરનાન છતાં કોઇબી એક ટોલા, કે પંથક, કે મંડલી, કે ટોલકીની તરફનું ઝનુન ધરાવતા નથી, કે કોઇએક પક્ષના વિચારને ટેકો આપીને તે પક્ષની વિરૂદ્ધનાં વીચારોનું ખંડન કરનાર નથી. ગુજરાતી છાપો નીકલ્યા પછી કબીસાની, નીરંગ વિષેની, રાહનુમાએ માજદયસ્નાનની સભાને ગતી બાબદોની, મુકતાત વિષેની, જુદદીનો સાથે ખાણું ખાવું કે નહીં તે વિષેની, વંદીદાદ ઉપરના ટીકાની, તથા તે ટીકાના રદ જવાબની, અને છેક હવડાં ગુજરેલાંઓને ગાડીમાં લઈ જઇને અવલમનજલ પોંહચાડવા વિષેની, વગેરે અનેક બાબદો વિષે આજ સુધી આપણા લોકોમાં ધર્મને લગતી ચરચાઓ થઇ ચુકી છે તેમાં ઘણી વખતે એવું જોવામાં આવ્યું છે કે બેમાંની એક બાજુવાલા પોતાનાંજ મતને મલતા દાખલાઓ ફકત ટાંકીને તેની વિરૂદ્ધનાં લખાણો નહીં આપતા આવ્યા છે, અથવા તેવાં લખાણોની મતલબ એક કે બીજી રીતે સમજીને અથવા સમજાવીને તે લખાણોને પોતાની તરફેણમાં ઉતારવાની તજવીજ કરતા આવ્યા છે. પણ વાંચનાર જોશે કે આ રીસાલામાં અમે એક જુદોજ તરીકો પકડયો છે જે આપણા લોકોની આજ સુધી થતી આવેલી ધર્મ સંબંધી તકરારોમાં નવોજ છે. તે એ કે દરએક બાબદમાં એક બીજાને મલતાં લખાણો જેમ અમે એક વિચારના ટેકા તરીકે આપ્યાં છે તેમજ તે વિચારની વિરૂદ્ધનાં લખાણોબી ઇમાનદારીથી આપ્યાં છે. અને તેઓનાં મુકાબલા ઉપરથી માત્ર **સચાઇનીજ શોધ** કરતાં જે વિચાર અમુને ખરો કે ખોટો લાગ્યો છે તે કોઇ કોઇ ઠેકાણે જણાવ્યો છે.

ત્રીજું. આ રીસાલામાં જેમ કેટલીએક વખતે ફકત ચોકસ ક્રિયાઓની બીનાઓજ જણાવીને સંતોષ પકડયો છે, કારણકે તે ક્રિયાઓનાં કારણો અમે જાણી શકયા નથી, તેમ બીજા હાથપર કેટલેક ઠેકાણે કાનુનો, મતો, ક્રિયાઓ, વગેરેનાં કારણો જેટલું અમારી નાકેસ શક્તિથી બની આવેઉં તેટલી શોધ કરીને આપવાનીબી તજવીજં કીધી છે, કે જેમ કરવાની જોકે રાહનુમાએ માજદીયસ્નાન સભાએ માંગણી નહીં કીધી હતી, તોપણ વાંચનારની અને તેટલી સેવા કરવાની મતલબથી અમે તેમ કીધું છે. તેમ કરવામાં અમે કેટલે દરજજે ફતેહ પામીઆ છીએ તે કેહેવાનું અમારૂં કામ નથી.

ચોથું. આપણા ધર્મને લગતી પેહેલવી તથા ફારસી કેતાબો ઘણુંકરીને

જોઇએ તેટલી સંપૂર્ણ હાલતમાં નથી. ઘણીખરી તે ચોપડીઓ છપાઈ નથી અને ઘણી વખતે એકની એક બાબદ જુદી જુદી ચોપડીઓમાં અથવા તેની તેજ ચોપડીમાં તેજ બોલોમાં અથવા જુદા બોલોમાં લખેલી અથવા એક બીજાથી ઉલટી રીતે જણાવેલી મલે છે, તે સાથે તેઓનાં સાંકલીઆં અથવા બાબદોની વીગતો દરોબસ્ત મલતી નથી. તેથી એ કીતાબોમાંથી આ રીસાલાને લગતી બાબદો ચુંટી કાહાડવાને માટે તે આખી ચોપડીઓ પુરતા અભ્યાસથી વાંચીને તે માંહેલી એક મલતી તેમજ વિરૂદ્ધ બાબદોની સરખામણી કરવાની અને તેઓને બરાબર ગોઠવીને તથા તે બાબદોને લગતાં અવસ્તા માંહેલાં લખાણો સાથે મેલવીને સીલસીલાબંધ ગોઠવવાની જે મેહેનત થઈ છે તેમાં અમે આગલ ધારેલા વખત કરતાં વધારે વખત ગુજરી ગયો છે તે વિષે અમે વાંચનારી આલમ પાસે દરગુજર ચાહીએ છઇએ.

પાંચમું. સેવટે આ દીબાચો પુરો કરતાં આ સંગ્રહ કરવામાં અમે જે જે કેતાબોનો ઉપયોગ કીધો છે તેમાંની ઘણીખરી હાથની લખેલી મોતેબર કેતાબો આપણા દસ્તુર સાહેબો અને બીજા સાહેબોએ મેહેરબાંનીની રાહે અમુને લાંબા વખત લગી વાપડવા આપી હતી (જેઓની ટીપ આપી છે) તે માટે અમે એ સર્વે સાહેબોનો અત્રે જાહેરમાં ઉપકાર માનીએ છઇએ. તેમજ આ રેસાલામાં કેટલાંક હાલ જમાનેનાં સુધરેલાં યુરોપીઅન વૈદક શાસ્ત્રને લગતાં મોતેબર પુસ્તકોમાંથી દાખલા ઉતારીને તેઓનો મુકાબલો આપણા ધર્મને લગતી રીમનીની ક્રિયાઓ સાથે કીધો છે તે સર્વે દાખલાઓ શેઠ ખુરશેદજી રૂસ્તમજી કામાજીએ પોતાનાં રાહનુમાએ માજદયસ્નાન સભા તરફથી રીમની વિષે કીધેલાં ભાષાણોને માટે ઉતારેલા હતા તે એવણુ સાહેબે હંમેશની મહેરબાંનીની રાહે અમારા ઉપયોગમાં લેવાની રજા આપી છે તેથી એવણુ સાહેબનોબી અમે મોહટો ઉપકાર માનીએ છઇએ.

بنام ایزد بخشایندهٔ بخشایشگر مهربان

[illegible]

# રીસ્તિસ્તાન

અથવા

# ગુજરેલાંઓની ક્રિયાઓનું વર્ણન.



## શરૂઆતની સમજણ.

---

### ગેતી અને મીનો.

જે પ્રજા જંગલી, ભટકતી, અને અસ્થીર હાલતમાંથી સુધરેલી ઠરીઠામ પડેલી, અને વિદ્યા હુન્નરમાં આગળ વધતી હાલતમાં ખીલવા માંડે છે, તેઓમાં પ્રથમ ઇશ્વર સંબંધી વીચાર જે ઘણો ઝાંખો હોય છે તે વખતના વધારા સાથે ખુલ્લો થઇને આગળ વધે છે. એ વાત તવારીખના હરેક અભ્યાસીને રોશન છે. એજ પ્રમાણે પુરાતન એરીઅન પ્રજામાંબી બન્યું છે. પુરાતન ગ્રીક. લાટીન, સ્લેવોનીક, ટયુટોનીક, સેલટીક, ઇત્યાદી પ્રજાઓના વડીયેલો જે જમાનામાં પોતાના અસલના વતનમાં સાથે રહેતા હતા, તે જમાનામાં ઇશ્વર સંબંધી તેઓનો વિચાર એવો હતો કે સઘલી પ્રકાશીત વસ્તુઓ જે છે, જેવી કે સૂર્ય, ચંદ્ર, અગ્નિ, ઇત્યાદી તે હરેક એક એક ખોદા છે. તેથી તેઓને દેવો (પ્રકાશતા) એ નામે પૂજ્ય ગણીને તેઓ તે વસ્તુઓની પૂજા કરતા હતા. એથી કરીને એ શબ્દ

ઉપલી દરેક પ્રજાઓમાં પાછલથી ઇશ્વર સંબંધી જ્ઞાન વધવા છતાં ઇશ્વરના નામ તરીકે રહી ગયો છે. પછી વખતના વધારા સાથે જેમ જેમ એ દરેક પ્રજામાં વિદ્યા હુન્નર ખીલતા ગયા તેમ તેમ તેઓમાં ઇશ્વર સંબંધી વીચારોબી વધતા અને બદલાતા ગયા. ઇરાની પ્રજા જે બહોલા એરીયન ટોલાનો એક ભાગ છે તેમાં એરીયન મૂળની બીજી પ્રજાઓ કરતાં અગાઉથી સુધરાઇ અને વિદ્યા હુન્નરનું જ્ઞાન વધવા માંડયું. તેથી કરીને એ પ્રજાએ માત્ર પ્રકાશતી વસ્તુઓને તેઓના પ્રકાશને લીધેજ જુદા જુદા ખોદાઓ તરીકે માનવાનું છોડવા માંડયું. એ ઇરાની લોકોમાં એવો વીચાર પસર્યો, કે એ દેખાઇતી પ્રકાશમાન વસ્તુઓ આપણા ખોદાઓ તરીકે નથી પણ આ **અસમન્** એટલે કે બલુ પથ્થરનાં રંગનું જે આપણા માઠા ઉપર દેખાય છે તે **આસમાન**પર રહેનાર અથવા તેને લગતા કોઇ ગેબીઓ છે, તેઓ અને નહી કે આ દેખાઇતી પ્રકાશમાન ચીજો, આપણી તરફની ભકતીને યોગ્ય છે. એ ઉપરથી તે ગેબીઓને "અસમઇન્યુ" (આસમાનને લગતા) કરી તેઓ કહેવા લાગ્યા. આગલ જતાં એ બોલમાંથી "અસ" નીકલી જવાથી એ શબ્દ "મઇન્યુ" એ રૂપે રહ્યો.— એજ પ્રમાણે ધરતી કે જે પર જવાઇ શકે છે તેથી તેને પ્રથમમાં તેઓ "ગાતુ" (રસ્તો અથવા જગા) કરી કહેતા હતા, તે ઉપરથી આગલ જતાં "ગએથા" એવો જમીનવાચક શબ્દ નીકલ્યો. તે ઉપરથી પછી હદ બાંધીને કીધેલા જમીનનાં ચોકસ કકડા જેવાકે ખેતર, ચારીઉં, ઢોરોને રાખવાના વાડાની જમીન, ઇત્યાદીનેબી એજ શબ્દ લાગુ પડયો. પછી એ બોલનાં બહુ વચનનાં રૂપો ઉપરથી "ગએથાઓ" અથવા ગએથનાંમ" (=ફા૦ ગેહાન=જીહાન) એટલે જમીનપરની સર્વે વસ્તુઓ, દુનીઆં, એવો અર્થ થયો. મજકુર બંધે શબ્દોનું અપભ્રંશ થઇને પાછલથી 'મીનો' અને 'ગેતી' એવાં રૂપો થયાં. એ મતલબે વાપડેલા 'ગેતી' અને 'મીનો' એ બે શબ્દો જરતોસ્તી ધર્મને લગતી કેતાબોમાં મલે છે. 'ગેતી' શબ્દનો અર્થ આએ જમીનપરની જીહાન અથવા દેખાઇતી જીહાન અને 'મીનો' શબ્દનો અર્થ પેલી આસમાની અથવા અનદેખાઇતી જીહાન કરી સાધારણ રીતે કરવામાં આવે છે, અને તે ઉપરથી સાધારણ લોકો એમ જાણે છે કે આ પૃથ્વી અને તે ઉપરના માણસો તથા ચીજો (Material things) ને 'ગેતી' એ નામ લાગે છે, અને આસ્માનપર રહેનારા ફરેસ્તા અને બીજા આત્માઓની (spirits) એક બીજી દુનીયા છે તેને મીનો નામ લાગે છે, અને દુનીયાને લગતી ચીજોને જીવતાં માણસો જોઇ તથા લાગી શકે છે પણ મીનો આલમનાં રૂહોને તેઓ જોઇ તથા લાગી શકતા નથી. એ બંધે નામોની આ સાધારણ સમજણ પ્રમાણે વાપડેલા એ શબ્દો મલે છે બી ખરા.

જેમ જેમ સૃષ્ટિ જ્ઞાન તથા માનસીક વીદ્યા આગલ વધે છે તેમ તેમ સૃષ્ટિની વસ્તુઓનાં નામો ઉપરથી ગુણો, શક્તિઓ, વગેરે કે જેઓ મનથી ધારીજ શકાય છે તેઓનાં નામો નીકળે છે. અને એ નીયમ પ્રમાણે આગલા વખતમાં એક શબ્દ જે રીતે ઉત્પન્ન થઇને વપડાયો હોય, તેની તે શબ્દ ઉત્પત્તિ વીસરાઇ જવાથી પાછલા વખતમાં તેજ શબ્દની ઉત્પત્તિ નવી રીતે સમજીને તેજ શબ્દ નવી મતલબે વાપડેલો જોવામાં આવે છે.† એ વાત દરેક ભાષા અભ્યાસીને રોશન છે. એજ પ્રમાણે જેમ જેમ ઇરાનીઓમાં જ્ઞાન અને વીચારો આગલ વધતા ગયા તેમ તેમ તેઓને શબ્દોની જરૂર પડતી ગઇ તેથી નવા શબ્દો બનાવીને અથવા હઇઆત શબ્દોને નવા અર્થોમાં વાપડવા લાગા. એ રીતે મજકુર 'મઇન્યુ' અને 'ગએથ્ય' શબ્દોની નવી રીતે ઉત્પત્તિ ધારીને એ શબ્દોને વધારે બહોલી અને ચોકસ મતલબે વાપડેલા મલે છે. 'મઇન્યુ' એ શબ્દ 'મન્' ૧-૭૬ ( વીચારવું ) ધાતુ ઉપરથી નીકળેલો ગણ્યો છે, (સરખાવો વેદીક યજ્યુ ઇજવા જોગ, ઋગ્વેદ મં૦ ૧૦ અ૦ ૮ સૂ૦ ૩૯ ઇત્યાદી). તેથી એનો અર્થ વીચારી શકાય એવું કરી થાય છે, તે એવી મતલબે કે જીવતાં પ્રાણીને તેની પાંચ ઇંદ્રીઓમાંની કોઇબી ઇંદ્રીથી જેનું જ્ઞાન ન થાય પણ માણસની વીચાર શક્તિથીજ જેનું અનુમાન થઇ શકે તે ( Inferable but not perceptible to the senses ). અને 'ગએથા' એ શબ્દ ગ૭ 'ગિ' અથવા ''ગ૭ 'જીવ્' જીવવું, ધાતુ ઉપરથી

---

† જેમકે વેદીક 'ક્ષત્ર' અવસ્તા 'ક્ષથ્ર' એટલે રાજ્ય. એ શબ્દ 'ક્ષિ' રહેવું અથવા રાજ્ય કરવું ઉપરથી નીકળેલો છે. પણ પાછલા વખતમાં પ્રખ્યાત કવી કાળીદાસ પોતાના બનાવેલા રઘુવંશ નામના ગ્રંથમાં એ શબ્દની ઉતપતી જુદીજ રીતે જણાવે છે. તે કહે છે કે क्षतात् त्रायत इति क्षत्रम् (સર્ગ ૨. શ્લોક ૫૩) એટલે એ શબ્દ 'ક્ષત' અને 'ત્ર' (નાશ પામવાથી બચાવનાર) એ બેશબ્દનો બનેલો છે. આ સમજણ ખોટી છે. જો એજ પ્રમાણે આ શબ્દની ઉતપતી હતે તો અવસ્તામાં એ શબ્દ 'ક્ષથ્ર' નહી પણ 'ક્ષસ્ત્ર' એવે રૂપે આવતે. એમ છતાં પણ કાળીદાસ જેવાએ જણાવેલી માટે એ નવી શબ્દ ઉતપતી પાછલા વખતમાં કબુલ રખાતી આવી છે.

અશો જરતોસ્તે પોતાનો ધર્મ ફેલાવવા માંડેઓ તે વખતમાં કેટલાએક વેદીક રૂષિઓ, જેઓ આરીઅનોએ પૂજા કરતી વખતે ગાવાના ભજનો જોડતા હતા તેઓને कवि અને कारु અથવા कारव કરી કહેતા હતા, તેઓને આ નવો ધર્મ પસંદ નહી પડેઓ તેથી તેઓ જરતોસ્તના વીરોધી થયા. તેઓને 'કવી' અને 'કરપ' એજ નામે જરતોસ્તે પોતાનાં ગાથામાં ધીકારેઆ છે. જરતોસ્તના વીચાર પ્રમાણે એઓ ખરૂં શું છે તે જોવા છતાં અને સાંભલવા છતાં તેને કબુલ કરતા નહી, તેથી આગળ જતાં જેમી કોઇ માણસ તેઓને જેવી ચાલ ચલાવે તેને 'કવી' અને 'કરપ' કરી કહેવાનું ચાલુ થયું. વલી આગલ જતાં એજ બોલો અપભ્રંશ થઇને 'કીક' અને 'કરપ' રૂપે થયા તે વખતે તેઓની અસલ ઉત્તપતી વીસરાયલી પણ પાછલા અર્થો જણાયલા હોવાથી તેઓની નવી પણ ખોટી ઉતપતી ધારવામાં આવી. 'કરપ'ને ઇરાની 'કર' (બેહરો)ને મલતો અને તેથી કરીને 'કીક'ને 'કૂર' (આંધલો)ને મલતો ધારવામાં આવ્યો ! જો કે એ અર્થો ખરા છે તોપણ શબ્દ ઉતપતી ખોટી છે. એ પ્રમાણે બીજી ઘણીએક ભાષાઓમાં બનેલું જોવામાં આવે છે.

નીકલેલો ગણેલો છે. અને તેથી તેનો પહેલો અર્થ જીવ શકતીને લગતું, અથવા જીવતું, પ્રાણી,[1] અને તે ઉપરથી બીજો અર્થ ઉપલા 'મઇન્યુ'ના અર્થનાં મુકાબલામાં લેતાં જીવતાંને લગતું, જીવતાં પ્રાણીઓની ઇંદ્રીઓની મારફતે જેનું જ્ઞાન થઇ શકે એવું, એટલે કે બધી ઇંદ્રીયજ્ઞ ચીજો કરી થાય છે. (perceptible and inferable).

હવે જે કોઇબી ચીજ જે વીશે માણસ વીચારી અથવા બોલી શકે તે ગેતીને લગતી અથવા મીનોને લગતી હોવી જોઇએ, એવું જરતોસ્તી ધર્મનાં લખાણોપરથી જણાય છે. ગેતી અને મીનોમાં બધું જગત સમાઇ જાએ છે. તે રીતે જોતાં જરતોસ્તી ધર્મને લગતી કેતાબોમાં જે જે ઠેકાણે એ શબ્દો આ પાછલી મતલબે વપડાયલા છે તે તે ઠેકાણે તમામ હસ્તી ભોગવનારી ચીજોને બે વર્ગોમાં વહેંચી છે, અને તે વર્ગોના નામ 'ગેતી' અને 'મીનો' કરી રાખેલાં છે. જેટલી ચીજોનું જ્ઞાન જીવતાઓની ઇંદ્રીઓની મારફતે થઇ શકે તેઓને ગેતીને લગતા વર્ગમાં ગણી છે. અને જેટલી ચીજોનું જ્ઞાન ઇંદ્રીઓથી નહીં પણ વીચાર શક્તિનાં અનુમાનથી થઇ શકે છે તેઓને મીનોનાં વર્ગમાં ગણી છે. એ વહેંચણી પ્રમાણે કેટલીએક ચીજો ખાસ રીતે ગેતીનાંજ વર્ગમાં આવે છે—જેવી કે આતશ, પાણી, જમીન, ઝાડપાણ, વગેરે—કેટલીએક ચીજો ખાસ મીનોનાં વર્ગમાં આવે છે—જેવી કે અક્કલ, બહેસ્ત, દોજખ, ફરેસ્તા, દેવો વગેરે.[2]

હવે જે મીનો વર્ગમાં ખોદા, ફરેસ્તા, દેવો, બહેસ્ત, દોજખ, વગેરે મુકાય છે, તેજ વર્ગમાં ગુણો, કામો વગેરેબી મુકાયાં છે, તે ઉપરથી જો કોઇ તકરાર કરે કે ગુણો વગેરેનાં નામો તો માણસોએ પોતાની

---

૧ અવસ્તાનો પહેલવી તરજુમો કરનારાઓબી કાંઈએક એજ મતલબનો અર્થ સમજતા હોય એવું લાગે છે. જુઓ સ્પીગલ પહેલવી ઈજશને હા૦ ૬૪ ફ૦ ૫૦, ૬૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ ના૦ ૨ સફે ૬–૭:–"ગેહાન–ફરાખીનીદાર અશો–ગોશપંદ–ખારતેહ–ફરાખીનીદાર અશો–ખારતેહ ઉજ ઉશાતાન." તરજુમો "અશો અને 'ગએથા'ની વધારનાર એટલે કે **જીવ જંતુઓની** (વધારનાર) અશો અને માલ વધારનાર એટલે કે નીરજીવ વસ્તુઓની (વધારનાર)."

૨ ધી રીલીજીયન ઇત્યાદિ સફે ૨૧૦:—('ગ્રીક લોકોથી) પારકા લોકો (એટલે આ જગે પારસી લોકો)ની ફીલસુફીમાં એવું છે કે એક **વીચારથી અનુમેય** અને એક **ઇંદ્રિય ગોચર** એવી બે દુનીયાઓ છે. આગલી દુનીઆને તેઓ અસલ નમુનો ગણે છે, અને પાછલીને તે નમુનાની નકલ કરી ગણે છે. આગલી (વીચારથી અનુમેય દુનીયા)ને તેઓ એકની બરાબર ગણે છે. અને પાછલી (ઇંદ્રીય ગોચર દુનીયા)ને તેઓ છની બરાબર ગણે છે. (મીનોઇ આલમનું જ્ઞાન મેળવવાને માત્ર એખલાં મનની જરૂર પડે છે, પણ ગેતીનું જ્ઞાન મેલવવાને પાંચ ઇંદ્રીઓ અને મન એ પ્રમાણે છનું કામ પડે છે તેથી ધારવા મેલે મીનોને એકની બરાબર અને ગેતીને છની બરાબર ગણી હોય. અથવા એક તે અહુરમજદ અને છ તે છ અમસાસ્પંદોને વીષે કહ્યું હોય. કારણકે અહુરમજદને "મઇન્યઓશ મઇન્યઓયેહે"="મીનોયાન મીનો" (મીનોઓનો મીનો,

સગવડને માટે બનાવેલાં છે બાકી તેવી કોઇ ચીજો હસ્તીમાં નથી, જેમકે ઘણીએક ચીજોથી એક કામ સાધારણ રીતે થતું જોઇને તે કામનો વીચાર આપવાને માટે એક નામ માણસો બનાવે છે, જેમકે ઘણા ડાહ્યા માણસોનાં કામો જોઇને તેઓમાં એક ગુણ સાધારણ ગણીને તે ગુણનું નામ 'ડાહપણ' કરી માણસોએ પોતાની સગવડને વાસ્તે બનાવ્યું છે, એ એક માણસનો શબ્દ છે, પણ ડાહપણ એવી કોઇ ખરેખરી દુનીયામાં જગા રોકે હેવી ચીજ નથી; ત્યારે એવા ગુણવાચક શબ્દોને ખોદા, કે જેની હસ્તી એક ગુણ અથવા કામનાં નામ તરીકે નહીં પણ એક ખરેખરી છુટી હસ્તી ભોગવનારપર માત્મા તરીકેની જરથોસ્તી ધર્મમાં કબુલ રાખેલી છે તેનાં વ્યકિતવાચક નામ સાથે એકજ વર્ગમાં કેમ મુકયા, તો તેનો જવાબ એટલોજ છે કે જેમ "ડાહપણ" એ ચીજ વીષે વીચારની મારફતે અનુમાન કરી શકાય છે અને માણસની કોઇબી ઇંદ્રીની મારફતે તેનું જ્ઞાન થતું નથી, તેમજ ખોદાને વીષેબી માણસ અનુમાન કરી શકે છે, કોઇબી ઇંદ્રીની મારફતે તેની વ્યક્તિનું જ્ઞાન માણસને થતું નથી એવું જરથોસ્તી ધર્મનું મત છે.[3] અને જેને આપણી અક્કલ ટેકો આપે છે, એટલા માટે ખોદા અને ડાહપણ બંધે મીનોના વર્ગમાં મુકયાં છે તે બરાબર છે. કેમકે ઉપર કહ્યા પ્રમાણે જરતોસ્તી ફીલસુફીમાં તમામ મનુષ્ય જાતનાં જ્ઞાનમાં આવતી ચીજો, પછી તેઓની ખરેખરી હસ્તી વસ્તુ તરીકે માનેલી હોય અથવા ગુણ તરીકે માનેલી હોય તે સર્વેના બે વર્ગો કીધા છે, અને જેબી વસ્તુનું જ્ઞાન આપણી પાંચ ઇંદ્રીઓમાંની કોઇબી ઇંદ્રીથી આપણને થાય તેને ગેતીના વર્ગને લગતી ગણી છે, અને તે સિવાય બાકીની બધી ચીજો જેને વીશે અનુમાન થઇ શકે (પછી અનુમાન ખરૂં હોય કે ખોટું) તેને મીનોના વર્ગમાં ગણી છે. હવે અનુમાનથી માનેલી ચીજોમાંની કોઇ ચીજની હસ્તી જરથોસ્તી ધર્મમાં માની હોય અને બીજા કોઇ તે નહી માનતા હોય

---

અનુમેયઓનો અનુમેય) (ઇ૦ ૪ ૫૦ ૭) કરી કહ્યો છે અને એખલું માણસજાતજ જે અનુમાન શક્તિ પુરતી રીતે ધરાવે છે તેનો ઉપરી ગણ્યો છે અને બીજા ૭ અમસારપંદાને આ દુનીયાંને લગતી ચીજોને ૭ વર્ગોમાં વહેંચીને તે દરેક વર્ગના ઉપરી તરીકે જરતોસ્તી ધરમમાં ગણ્યા છે.—(રી૦ બ૦).

3 દા૦ દી૦ પુ૦ ૧૮ ફ૦ ૪–૮:—'અને અહુરમજ્દ તો અણદેખઈતાઓમાંબી અણદેખઈતો છે અને તે ગેતીને લગતી અથવા મીનોને લગતી પીછાણની મારફતેબી પુરતી રીતે તેની જાત જોવાઇ શકે એવો નથી. પણ ફકત તેની દાનાઇ અને શક્તિ અને તેના નમુનાઓની મારફતેજ તે માલુમ પડે છે. જેમકે જારે સ્પીતમાન જરથોસ્તે તેનીથી હાથ આપવું (એટલે કે હસ્ત સ્પર્શ કરવાને) ચાહ્યું હતું ત્યારે તેણે તેને ફરમાવ્યું હતું. એવી રીતે તેણે તેને ફરમાવ્યું હતું કે નેક 'ભલાં માણસનો હાથ પકડ, કેમકે તારી પોતાની દીનનું પ્યારથી જેઓ ધારણ કરે છે એટલે જે (તારી દીનને) અખ્તીઆર કરે છે તેઓમાં હું છું—(એટલા વાસ્તે) તેજ શખ્શને તું જો કે જે શખ્સ ઉપર મારી અક્કલ તથા ખોરેહનું ઉતરવું બનું રહે છે.'

અથવા બીજાઓએ જે માની હોય તે જરથોસ્તી ધર્મ નહી માની હોય તે વાત દીગર છે. જરથોસ્તી ફીલસુફીમાં તો જે ચીજનું જ્ઞાન કોઇબી ઇંદ્રીથી થાય પછી તે આ પૃટ્વીપર હોય અથવા નહી હોય તોબી તે ગેતીને લગતી (Material) અને જે વીશે વીચારથી ફકત અનુમાનજ થઇ શકે પછી તે આત્મા હોય, ગુણ હોય, કે ગમે તે હોય તે મીનોને લગતી (Non—material) ગણાએ છે.

એની સમજ એક દાખલાથી વધારે પડશે. આજના વખતમાં આપણી આસપાસ બનતા સૃષ્ટિના બનાવોને આજના વિદ્વાનો અને ફીલસુફો જ્યારે સમજાવે છે ત્યારે તેને દ્રવ્ય (Matter) ઉપર ચોકસ શક્તિઓ (Forces) અથવા એકજ શક્તિ (Energy) લાગું પડયાથી થતા સમજાવે છે. એ વિદ્વાનો એ શક્તિઓ અથવા શક્તિને રૂહો અથવા રૂહ તરીકે માનતા નથી. એજ વાત જો જરતોસ્તી ધર્મને લગતાં દફ્તરોની ભાષામાં બોલીએ તો ગેતીને લગતી ચીજ ઉપર મીનોને લગતાંઓનાં કામો થવાથી બધા બનાવો બને છે એવું કહેવાય. એમાં ગેતીને લગતી ચીજ તે દ્રવ્ય (Matter) જે ઇંદ્રિયગોચર છે તે, અને મીનોને લગતી ચીજ તે શક્તિ (Force અથવા Energy) જે ફકત અનુમેય છે તે, સમજવી. જેમકે પાણી મેલને સાફ કરે છે તે વીષે આજની વીદ્યા કેહશે કે પાણી દ્રવ્ય છે પણ તેમાં સાફ કરવાનો એક ગુણ છે તેથી એ સાફ કરવાનું કામ થાય છે. એજ વાતને જરતોસ્તી ધર્મપુસ્તકોની ભાષા એવી રીતે કેહશે કે પાણી ગેતીને લગતી ચીજ છે એટલે દ્રવ્ય છે, પણ તેમાં તેનો એક મીનો છે એટલે કે અનુમાનથી જાણી શકાય એવી એક શક્તિ છે તેથી મેલ સાફ કરવાનું કામ થાય છે.[4] આતશ લાકડાંને બાલે છે એ બનાવને હાલની વીદ્યા કેહશે કે લાકડું દ્રવ્ય છે તેની ઉપર એક ચોકસ રસાયણ ક્રીયા થવાથી બાલવાનું કામ થાય છે. એજ વાતને જરતોસ્તી ધર્મની ભાષામાં કહીએ તો આતશ ગેતીને લગતો છે પણ તેમાં તેનો એક મીનો છે.[5] એજ પ્રમાણે ખુદા, ફરેશ્તા-

---

૪ વં૦ ૭ ફ૦ ૧૬:—'સ્પેતમાન જરતોસ્ત! ખચીત અરદુઇશુર પાણી સાથે (પાણીમાં) છે, તે મારાં પાણીઓને સફાઇ આપે છે, તે મરદોની ધાતને સફાઇ આપે છે.'—ઇત્યાદી. એજ પ્રમાણે આખી આવાં નીઆએશ, ઇત્યાદી.

૫ દા૦ દી૦ પુ૦ ૩૦—ફ૦ ૨૦ મો:—'જેમકે શરીરની મારફતે જોવામાં આવે છે (અનુમાન કરાય છે) કે તેની અંદર રવાંન (આત્મા) છે, અથવા જેમ આતશની મારફતે દેખાય છે (અનુમાન થાય છે) કે તેમાં 'વરહરાન' (બેહરામ) છે, અથવા પાણીથી માલમ પડે છે (અનુમાન થાય છે) કે તેમાં તેનો પોતાનો મીનો છે.'

* કદાચ એજ વીચાર પાછલા વખતમાં ઉલતી રોતે સમજવાથી એક સાસાની વખતના સીકાપર આતશના બલતાંની અંદર એક આકાર પાડેલો જોવામાં આવે છે.—રી૦ બ૦.

આત્માઓ, ગુણો, વગેરે જરતોસ્તી ધર્મની ભાષામાં ફકત મીનો કરીજ કહેવાય છે કેમકે તેઓની હસ્તી કેટલીએક રીતે અનુમાનો કરીનેજ માનેલી છે. પ્રત્યક્ષ પ્રમાણુથી તેઓનું જ્ઞાન આપણને થતું નથી તેથી તેઓને ગેતીને લગતા ગણેલા નથી. એજ પ્રમાણે બીજી બધી બાબદોમાં સમજવું.*

હવે જરતોસ્તી ધર્મની ફીલસુફીમાં ભલી મનશની વગેરે ગુણોનાં નામો ખોદા જેવા હસ્તી ભોગવનારનાં નામ સાથે એકજ વર્ગમાં મુકાઇને મીનોઇ કરી કહેવાયાં છે, તે માત્ર ઉપલી વહેંચણીનું પરીણામ છે. બાકી જરતોસ્તી ધર્મના મૂલ પુસ્તક ગાથા તથા અવસ્તામાં (અલંકારીક ભાષા શીવાય) ગુણો વગેરેનાં નામોને ખોદાનાં નામ જેવાં વ્યક્તિવાચક ગણેલાં નથી; એમ છતાં પાછલા વખતમાં ભુલથી મીનો વર્ગમાં મુકેલી બધી ચીજો તેમજ ગુણોને એક સરખી રીતે એક એક અણુહીઠ આત્મા તરીકે સમજવાથી આપણ જરતોસ્તીઓએ પોતા ઉપર એક ખોટો બટો ખેંચી લીધો છે. પાછલા વખતમાં આપણા લોકો એવું સમજેલા લાગે છે કે જેમ સરવેનો પેદા કરનાર અહુરમજદ એક અનુમાનથી માની શકાય એવો ધણી છે, તેમજ ભલી મનશનીવાલાં માણસોને ભલી મનશનીવાલાં બનાવનાર એક જુદો રૂહ, આત્મા, અથવા ફરેસ્તો છે. એજ પ્રમાણે બીજી બધી બાબદોમાં જેબી નામ અનુમાનથી કે ખ્યાલથી બનેલું માણસોનાં વપડાસમાં મલ્યું કે તેનો એક મીનોઇ આત્મા માનવા લાગા. એ રીતે જોતાં જેટલાંબી નામો (વ્યક્તિવાચક અથવા ગુણવાચક)ની અવસ્તામાં વખાણ મળી આવી કે તે દરએકને એકેકો ફરેસ્તો ગણવા લાગા. અને એમ કરતાં એ વીચાર એટલો તો આગળ વધ્યો અને મજબુત થતો ગયો કે જે લોકો પોતાને 'મજદયસ્ન' એટલે એખલા એક 'મજદ' (મહા જ્ઞાની ખોદા)ને માનનારા કરી કહેતા હતા અને જેઓનાં એ નામ શીવાય બીજું નામ અવસ્તા, ખીલા રોકા હરફોની તખતીઓ, તથા પહેલવી કેતાબો અને તખતીઓમાં મલતું નથી, તેઓ પાછળથી પોતાને 'યજદાં પરસ્ત' એટલે ઇજદોને માનનારા કરી

---

* કેટલીએક પાછલી કીતાબોમાં અને આપણાં લોકોની સાધારણ સમજુતીમાં એવું છે કે અશો જરતોસ્ત વગેરે પેગમ્બરોને અહુરમજદ, બહમન, સરોશ, વગેરે ગેબી રૂહો આવાજની મારફતે જે કહેવાનું હોય તે કહેતા હતા અને તે પેગમબરો પોતાને કાને સાંભળતા હતા, કેટલીએક ચોપડીઓમાં તો કહે છે કે તેઓએ ગેબીઓને પોતાની આંખોએ જોયા હતા. આ વાત બે રીતે માની શકાય. (૧) મજકુર ગેબીઓ અનાસરી સૂક્ષ્મો (material particles)પર કામ કરતા હતા અને પોતે અનાસરી રૂપ (material form) ધારણ કરતા હતા. અથવા (૨) મજકુર પેગમબરો શરીરનાં કાન અથવા આંખોથી નહી પણ આત્માના અથવા મનના કાન અથવા આંખોથી તેઓનું અનુમેય જ્ઞાન મેળવીને દુનીઆને જાહેર કરતા હતા. આ પાછલી સમજણ ઘણે દરજ્જે અકલપસંદ છે.

કહેવા લાગા. માજદીઅશ્નીી જરતોસ્તી ધર્મ પાલનારાઓને અતિ પુરાતન જમાનાથી માણસને હાથે બનાવેલી કોઇબી વસ્તુ જેવી કે પુતલાં વગેરેને પૂજવાનો મોહટો ધીક્કાર હતો, તેથી તેઓ જ્યારે બુતપરસ્તોનાં સંબંધમાં આવ્યા ત્યારે તેઓની માફક માણસની બનાવેલી ચીજોને નહી પણ અદ્રશ્ય આત્માઓ અથવા રૂહોને અમે માનનારા છઇએ એમ દેખાડવા સારૂ તેઓએ પોતાને યજદાંપરસ્ત કરી કહેઆ હોય તો ચોકસ દરજે તે સારૂં હતું. કેમકે પુતલાં વગેરે વસ્તુઓને પુજનાર કહેવાવા કરતાં આકાશી આત્માઓને માનનાર કહેવાવું સારૂં છે. તોપણ એ નામ મજદયસ્નાન જેવું એક ખુદાને માનનારનું ચોકસ નામ નથી તે છતાં પાછલા વખતમાં 'યજદાન' શબ્દનો અર્થ એકજ ખુદાનું નામ ગણીને તેઓ પોતાને એક ખોદાને માનનાર ગણવા લાગા! એમ સમજવાથી જરતોસ્તી જેવા એકજ ખોદાને માનનારાઓએ પોતાનું ખરૂં અવસ્તાએ બાહાલ રાખેલું નામ જે 'મજદયસ્ન' (અહુરમજદની પરસ્તેસ કરનાર) તે વાજબી નામ એક કોરે મુકીને પાછલા વખતમાં એકુ બે ફારસી કીતાબોમાં મલેલું 'યજદાં પરસ્ત' એવું નામ અખતીઆર કીધું છે, જો કે તેમ બોલવા છતાં તેઓ પોતાને એકજ ખોદાને માનનારા સમજીને મગરૂર રહે છે! પણ યજદાં પરસ્ત એ નામ અવસ્તા કે પેહેલવી કેતાબોમાં કે કોઇબી તખ્તીઓમાં કોઇબી ઠેકાણે આવેલું નથી, અને જો તેને શબ્દ ઉત્પત્તિને કાયદે તપાસીએ તો તેનો અર્થ એક ખોદાને માનનાર નહી પણ અનેક ખોદાને માનનાર થાય છે. યઝદાં પરસ્ત એ શબ્દને અવસ્તાની ભાષા સાથે સરખાવીએ તો 'યઝતનાંમ્ પઇરિસ્તા' (યજદોની પરસ્તેશ કરનાર) કરી થાય. હવે જે શખસ એકથી વધારે ઇઝદોની પરસ્તેશ કરનાર પોતાને મગરૂરીથી કહે તે માત્ર એકજ ખોદાને માનનાર કેમ ઠરે? પણ એ ભુલ પાછલા વખતમાં મીનો શબ્દનો ઉપર કહેલો અર્થ ભુલાઇ જવાથી ઉભી થયેલી છે. ગેતી અને મીનો એ બે શબ્દોને તેઓના ઉપર આપેલા પાછલા અર્થોમાં સમજવાથી જરતોસ્તી ધર્મને લગતી આ અને બીજી ઘણીએક બાબદોની સમજણ વધારે સારી રીતે પડે છે, અને એ ધર્મની નીતિ તથા ફીલસુફી ઘણી ઉંડી માલમ પડે છે, તે જે સાહેબો આ અર્થો (સ્પેંતો મઇન્યુશ, અંગ્રોમઇન્યુશ, મઇન્યવય યજત ગએથ્યાય, મઇન્યવ દએવ, ગએથોજ, ગએથાઓ ફ્રાશ્રોઇત્, ગએથા-હૂ તનુષ, ગએથા વ્હ, મઇન્યવીમ્ દ્રુજીમ, ઇત્યાદી) જુદી જુદી જગાઓએ લાગુ પાડીને તપાસી જોશે તેઓને માલમ પડયા વગર રેહશે નહીં. અતરે એ વિષે વધારે બોલવાની જગા નથી. તોપણ આ બાબદ અત્રે લાવવાની મતલબ એટલીજ છે કે આજ સુધી આપણા લોકોમાં આ બે શબ્દો 'ગેતી' અને

'મીનો'નાં અર્થો વિષે જે સમજુતી છે તે ઘણી અધુરી અને ભુલ ભરેલી છે. અને તે ભુલથી કરીને જરતોસ્તી ધર્મનો મૂળ પાયોજ લથરી ગયો છે, અને એ ધર્મની ફીલસુફી જે જીવતાં આદમીઓની સુખ શાન્તિ જાલવવાની છે તેને તેના ખરા આકારમાં સમજવાને બદલે દરેક જરતોસ્તી ચોકસ ફરેસ્તાઓને રાજી રાખવાને બંધાયલો છે એમ સમજવામાં આવી છે તથા સમજાય છે, અને તેથી એ ઉમદા ફીલસુફી ભરેલો મજહબ પાલનારાઓનું ઇકીન ડગમગે છે તથા જુદદીનો તરફથી એ ધર્મની ફીલસુફી પર ટીકા થાય છે. પણ ખુદ એ શબ્દોની બાંધણી તપાસી જોતાં એ શબ્દોના ઉપર કહ્યા પ્રમાણે જે અર્થો દીસે છે તે અર્થો બરાબર ધ્યાનમાં રાખ્યાથી જરતોસ્તી ધર્મનો મૂળ પાયો મકમ થાય છે. અને એ ધર્મનાં વચનો જે પાછલા વખતમાં ભુલ ભરેલી રીતે સમજવાથી એ એક ખુદાને માનનારા ધર્મને અનેક ખુદાઓને માનવાનો, અને ઇજદો, અમશાસ્પંદો, અને મીનોઓને ખુદાએ તરીકે માનવાનો દાધ લાગો છે તે ફીટી જાય છે. જરતોસ્તી ધર્મના મૂળ પુસ્તકો અવસ્તા અને પેહેલવીમાં એ ધર્મવાલાને 'મજદયસ્ન'જ કહ્યા છે, જો તે ઘણા ખુદાઓને માનનારો હતે તો ઉપલા પાછલા વખતમાં ભુલથી ઉપજેલા 'યજદાં પરસ્ત' અથવા 'યજતનાંમ્ પઇરિશ્ત' નામથી તેને કહ્યા હતે. વાસ્તે એ ઉપરથી સિદ્ધ થાય છે કે જોકે જરતોસ્તી ધર્મ 'મીનોઇ' એવું વિષેશણ જેમ ખોદાને તેમજ બીજાઓને લગાડે છે અને દરેક ચીજમાં તેનો જે મીનોઇ ભાગ છે તેની ખુબીથી માણસોને નુકશાન કરતાં ફાયદા જો વધારે થતા હોય તો તેથી તે ચીજની વખાણ અને સ્તુતી કરવા ફરમાવે છે અને તેમ કરવામાં કેટલેએક દરજે તેના પેદા કરનારની આરાધના કીધા બરાબર થએલું ગણે છે ( ખુરશેદ યસ્ત ફ. ૪ ૬૦ ) તોપણ તેટલા માટે તેઓને જુદા જુદા અનેક ખુદાઓ તરીકે માનવા ફરમાવતો નથી. અને એક જરતોસ્તી જો કે અનુમાનથી માનેલી કેટલીએક વ્યક્તિઓને માન આપે છે તોપણ તે પોતે તો એકજ મીનો અહુરમજદને ખુદા કરી ગણે છે, કે જેને તે સહુથી ચહડતામાં ચહડતા વિશેષણથી વખાણે છે, અને સરવે મીનોઓને તેના પેદા કીધેલા કરી માને છે. અને તેથી કરીને તે એક ઇશ્વરવાદી (Monotheist) છે, અનેક ઇશ્વરવાદી (Polytheist) અથવા અનઆત્મવાદી (Materialist) નથી.

હવે જરતોસ્તી ધર્મનું એવું મત છે કે માણસમાંની કેટલીએક ચીજો આપણી ઇંદ્રિઓથી આપણને માલમ પડે છે. જેમકે તેનું શરીર, હાડકાં, ગોશત, લોહી, બાલ, નખ, દાંત, ઇત્યાદિ; અત્રે માણસમાંની કેટલીએક ચીજોનું જ્ઞાન આપણી ઇંદ્રિઓથી થતું નથી પણ અનુમાનથી

થાય છે, જેમકે તેની જીવશક્તિ અથવા જાન, ગરમી, હોશ અથવા હોશીયારી, જાતી તથા મેલવેલી અકકલ, રવાન અથવા આત્મા, ફરોહર ઇત્યાદિ. એટલા માટે જરતોસ્તી ધર્મ પુસ્તકો એવું શીખવે છે કે માણસ કેટલીએક મીનોને લગતી અને કેટલીએક ગેતીને લગતી ચીજોનાં મલવાથી બન્યું છે. સાધારણ ભાષામાં કહીએતો માણસ તન (અથવા શારીરીક ભાગ) અને મન (અથવા આત્મીક ભાગ)નાં મલવાથી બન્યું છે. એજ પ્રમાણે બીજી ઘણીખરી સર્વે ચીજોને ગેતી અને મીનોને લગતી ચીજોનાં મલવાથી બનેલી એ પુસ્તકોમાં ગણી છે. પણ માણસોને તેમજ તે સઘલી ચીજોને કે જેઓમાં અનુમાનથી જાણી શકાય હેવી ચીજો મલવા છતાં તેઓનું જ્ઞાન આપણી ઇંદ્રિઓથીબી થઇ શકે છે, તેઓને વધારે ચોકસ ભાષા ન વાપડતાં સગવડને ખાતર ગેતીને લગતીજ ગણી છે. અને જે ચીજમાં ગેતીને લગતો કોઇ ભાગ નથી તેઓને અલબતે મીનોઇજ કહે છે. જરતોસ્તી ધર્મની ફીલસુફીમાં હેવું છે કે જ્યાં લગી આ ગેતી અને મીનોનાં વર્ગોને લગતી ચીજો માણસમાં ચોકસ રીતે જોડાઇ રહેલી છે ત્યાં લગી માણસ જીવતું રહે છે. માણસ મરણ પામે છે તે બનાવને અવસ્તાની ભાષામાં "અસ્તચ બઓધ્રહ્‌ચ વીઉર્વિંતિ" એટલે જે 'અસ્ત' (શરીર, ગેતીનાં ભાગો)નું અને 'બઓધસ' (શરીરાત્મા, મીનોઈ શક્તિઓ)નું છુટાં પડીને આખેર થવું, (જુઓ વંદીદાદ ૮ ફકરો ૮૧ ઇત્યાદિ, ઈજશને હા ૫૫ ફકરો ૨ જો) કરી કહેલું છે. પેહેલીને ગેતીને લગતી અને બીજીને મીનોને લગતી[૧] વસ્તુ કરી ગણી છે. એક માણસ મરી ગયું એટલે કે તેનાં ગેતીનાં લગતા અને મીનોને લગતા ભાગો એક બીજાથી છુટા પડયા.

જરતોસ્તી ધર્મની રૂએ એ બંધે જાતના ભાગો છુટા પડયા પછી તેઓની તરફ જીવતાં આદમીઓએ શું શું ફરજો બજાવવી તે વિષેનો આ રીસાલો છે. એ ફરજોને આ રેસાલામાં મુખ્ય બે ભાગોમાં વેહેંચી છે. તે મધે પેહેલા ભાગમાં ગુજરેલાંના ગેતીને લગતા ભાગોને, એટલે કે તેની લાસને, ઠેકાણે પાડવાની ક્રિયા વીસ્તારવામાં આવશે, અને બીજા ભાગમાં માણસનાં મીનોઇ ભાગોનું શરીરથી છુટું પડવા પછી શું થાય છે તેનું કેટલુંએક વર્ણન અને તે મીનોઇ ભાગો તરફ જીવતાંઓએ શું શું ફરજો બજાવવી જોઇએ તેની વીગત જરતોસ્તી દીનને લગતાં પુસ્તકોની રૂએ દાખલ કરવામાં આવશે. ઉપર દીબાચામાં જણાવ્યા પ્રમાણે આજે આપણી પાસે રહેલાં જરતોસ્તી ધર્મને લગતાં પુસ્તકો ત્રણ

---

૧ ૧૦ ૧૯ ૨૦ ૨૯—"અહુરમજદનાં બનાવેલા પવિત્ર ચીનવત પુલ આગલ 'રવાન' (અંતરાત્મા) તથા 'બોય' (શરોરાત્મા)ને કાયા સાથની જીંદગીમાં (પુન્યના કામોમાં) આપેલા ગેતીને લગતી વસ્તુઓનાં હીસ્સાને તેઓ પાછો આપે છે."

જુદા જુદા જમાનાઓમાં ત્રણ જુદી જુદી ભાષાઓમાં બનેલાં છે—સીકંદરની અગાઉના જમાનાનાં અવસ્તાની ભાષામાં, સીકંદર પછીથી તે છેક ઇરાન અને હીંદુસ્તાનનાં જરતોસ્તીઓને પત્ર વ્યવહાર શરૂ થયો તેની અગાઉનાં મધ્યકાળનાં પેહેલવી અને પાજંદ ભાષાઓમાં, અને છેલ્લાં મજકુર પત્ર વ્યવહાર પછીનાં ફારસી જુબાનમાં લખેલાં. એ પુસ્તકોમાં મૂળ પુસ્તક અવસ્તામાંથી ઉતારેલા દાખલાઓને આ બાબદનાં સંબંધમાં અમે બીજા દાખલાઓ કરતાં વધારે ભરોસાદાર ગણ્યા છે. તેથી ઉતરતી મોતેબરી પાજંદ ભણતરોમાંથી ઉતારેલા ફકરાઓને આપી છે, કેમકે એ ભણતરો જો કે પેગમબર અશો જરતોસ્તનાં જમાનામાં બનેલાં નહીં તોપણ દીનની બધી કેતાબોમાં ફકત અવસ્તાથીજ ઓછી સત્તા ધરાવનારાં લખાણો તરીકે આપણા લોકોમાં ગણાતાં આવેલાં છે. અને અવસ્તાની માફકજ પવિત્ર ભણતર તરીકે ભણાતાં આવેલાં છે. તેથી ઉતરતી મોતેબરી પેહેલવી અને પાજંદ કેતાબોની ગણી છે, કેમકે એ ભાષાઓમાં લખાયલાં થોડાંએક શક ભરેલાં પુસ્તકો શીવાય ઘણાંખરાં સાસાનીઅન પાદશાહીનાં વખતમાં તથા એ પાદશાહી પછી તુરતનાં વખતમાં લખાયલાં છે. અને સરવેથી ઉતરતી મોતેબરી ફારસી કેતાબોમાંનાં દાખલાઓની ગણી છે. વળી થોડીએક જગાઓએ અતરેના તથા ઇરાનના જરતોસ્તીઓનાં આગલા અથવા હાલના રેવાજોબી જયાં જરૂર લાગી ત્યાં જણાવ્યા છે કે તે સઘળાં ઉપરથી વાંચનારા દાનેશમંદ સાહેબોને દરેક બાબદ વિષે પોતાનાં વિચારો બાંધવાને બની આવે. જોકે એ જુદા જુદા વખતોમાં લખાયલી કેતાબોને તેઓને ઘટે તેટલી મોતેબરી આપી છે તોપણ કેટલીએક વખતે પાછલા વખતની કેતાબોમાં કેટલુંએક અવસ્તાને મલતું લખાણ મલ્યું છે કે જેથી જુની કેતાબોમાં ઉલટું લખાણ મલ્યું છે તેથી, અને વળી મરનારની પછવાડે કરવાની ક્રિયાઓનું સલગ બ્યાન કોઇબી કેતાબમાં વિગતે મલી આવ્યું નથી તેથી, સઘલા દાખલાઓ એકઠા કરીને તેઓ ઉપરથી, અમે સાર ઉપજાવીને જેટલી બને તેટલી સંભાળથી ગોઠવણ કરીને જુદી જુદી બાબદો એક પછી એક ગોઠવી છે.

# ભાગ ૧ લો.

## માણસે પોતા સાથે તથા કુલ આલમ સાથે કેમ વર્તવું તે વિષે જરતોસ્તી ધર્મનું મત.

જરતોસ્તી ધર્મ એવું શીખાડે છે કે આ દુનીઆમાં માણસને જે જીંદગી આપેલી છે તે દુઃખો ખમવાને માટે આપી નથી પણ કુદરતના કાયદાઓને તાબે રહીને અને ધર્મ નીતીનાં ફરમાણો પ્રમાણે ચાલીને તમામ સુખોનો ઘટતી રીતે ઉપભોગ કરવાને માટે આપેલી છે. એ ધર્મ દેહને કષ્ટ આપવા કેહેતો નથી તેમજ દેહને ખરાબ કરે એવી મોજ-મજાહ કરવાથી પાછા રેહવાની સખત તાકીદ ફરમાવે છે, 'ફ્રેહબુદી' એટલે હદથી જીઆદા ઉપભોગ, રાગાસક્તિ, મના કરે છે, તેમજ 'અવેબુદી' એટલેકે સંસાર ઉપભોગોનો ત્યાગ, વૈરાગ્ય, બી મના કરે છે અને 'પતમાન' એટલે મધ્યમપણું દરેક બાબદમાં રાખવાને ફરમાવે છે.[૭] ઘણું ખાવું પીવું કરીને ખુલાઆ થવું જેમ દોજખી કામ ગણ્યું છે.[૮] તેમજ

---

૭ દસ્તુર પેશોતનજીની છપાવેલી દીનકર્દ, વાલમ ૧ લો, સફે ૨૬ મે, બાબ ૨૮ મો:—ઇરાનીઓની ભલા ખવાસવાલી તથા બુરા ખવાસવાલી ચાલચલન વીષે—ભલી દીનની તાલીમ પ્રમાણે. જાણવું કે—(૧)-ઇરાનીઓ મધ્યેથી ભલા ખવાસવાલી ચાલચલનવાલો તે છે કે જે સાચો છે અને માજદયસ્નાં ધર્મ અને કાયદા પ્રમાણેની રાહ રવેશ રાખનારો છે (૨) અને બુરા ખવાસવાલી ચાલ-ચલનવાલા તે છે કે જે કેટલીએક રીતે ઇરાનીઓની ખસલત રાખવા છતાં દુનીઆનો ઘટાડો કર-નારો અને ઈરાનીઓનાં માજદયસ્ની ધર્મની રાહ રવેશો તથા જે સઘલું ઇરાનીઓની ખાસ રાહ-રવેશને લગતું છે તેની વિરૂદ્ધ જનારો છે. (૩) જે ઇરાનીઓના માજદયસ્ની ધરમ પ્રમાણે ચાલનારો છે તે ભલા મીનો (સ્પેનામીનો)ની સેવા બજાવે છે. અને બુરો મીનો (અંગ્રો મઇન્યુશ) તેનાથી દમે છે. અને તે શખ્સ સુઘડ, નીયમ પ્રમાણે ચાલનારો, આવતા વખતને વાસ્તે પુરૂં પાડનારો, ખાલેસ, શોભાયમાન, સુગંધીવાળો, અને આનંદી છે. દાખલા તરીકે જોઇએ તેટલો ખોરાક અને તેનાં પાચનથી તંનદુરસ્તીની હાલત રાખવી. (૪) જે બુરી ખાસીય-તવાલા ચાલચલનવાલો છે તેનામાં તેની કેટલીએક રાહ રવેશ ઇરાની ખાસીયતોથી ઉલટી છે, તે દુનીઆનો ઘટાડો કરે છે, અને બુરો મીનો (અંગ્રોમઇન્યુશ)ની સેવા બજાવે છે. ભલો મીનો (સ્પેનામીનો) તેનાથી દુઃખી થાય છે. અને તે શખ્સ કુવડ, નીયમ પ્રમાણે નહી ચાલ-નારો, કુરૂલેસી અને તંગી ભોગવનારો, ગંદાપણું વાપડનારો, બેડોલ, ગંદ મારતો, અને આનંદ રહિત છે. દાખલા તરીકે જોઇએ તેટલો ખોરાક નહી લેવાથી થતી માંદગી; ખુલીઓ અથવા ભુખે રહેનારો."

૮ વ૦ ૭ ફ૦ ૫૭:—"સપિતમાન જરતોસ્ત! આ દખમાઓમાં તે દેવો જે ખાય છે અને પાછું ઓકે છે તે તે પ્રમાણે છે કે જેમ આ શરીરવાલા આલમમાં તમો જે માણસો છેઓ તેઓ સ્વાદિષ્ટ પકવાનો ખાઓ છો અને લીજતદાર ગોસ્ત ખાઓ છો અને વલી ફરીથી તમો માણસો તે ખાવાને યાદ કરો છો (માંગો છો)." (એટલે કે તે બસ થાય તેટલું ખાઇને ધરાતા નથી પણ ફરી ફરીથી જરૂર ન છતાં માગીને ખાયા કરો છો કે જેમ કરવું ઉપલા દેવોનાં કામને મલતું છે.)

ઉપવાસ અને રોજા રાખવાનીબી જરૂર જણુાવી નથી.[૯] માણુસ દોડસો વરસની ઉમરે[૧૦] તંદરોસ્તી ભરેલી જીંદગી ગુજારીને કુદરતનાં ઠેરવેલા નિયમ પ્રમાણે તેનાં શરીરનો સાંચો બરાબર વખતે ઘસાઇ રહેવા પછી જેમ કોઇ ખુશ ખુઆબમાં ઉંઘાઇ જાય તેમ ગુજરે તો તેમાં હોરમજદની મતલબથી કાંઇ ઉલટું થયેલું ગણેઉં નથી.

હવે આ દુનીઆનો કારોબાર બે એક બીજાથી ઉલટી જાતનાં બનાવો–ઉત્પત્તિ અને વૃદ્ધિ, ઘટાડો, અને નાશ–થી ચાલુ રહે છે તેઓને વિષે જરતોસ્તી ધર્મમાં 'સપેન્તો' અને 'અંગ્રો' (સપેનામીનો અને ગનામીનો અથવા એહેરેમેન એવે નામના બે મીનો કલપ્યા છે. દુનીઆમાં માણુસોને જેઓથી નુકશાન તથા દુઃખ ફાયદા તથા સુખ કરતાં વધારે પોંહચે છે, અને જેઓથી માણુસોને ઉપયોગી વસ્તુઓની ઉત્પત્તિ તથા વરધી થાય છે, તે બનાવોને સપેનામીનોનાં કામો કહયાં છે, અને જેથી માણુસોને ફાયદો અને સુખ કરતાં નુકશાન તથા દુઃખ વધારે પોહોચે છે અથવા જેઓથી માણુસોના તથા ઉપયોગી વસ્તુઓનો ઘટાડો અને નાશ થાય છે તે બનાવોને એહેરેમનનાં કામો કહયાં છે.[૧૧] એ ધર્મમાં નેકીનો પાયો જેથી માણુસોને નુકશાન ઓછું અને ફાયદો વધારે થાય તે ઉપર રચેલો છે. માણુસો બધાં સરખાંજ છે પણ ભલું માણસ માણસોને નુકશાન કરતાં ફાયદા વધારે કરે છે તેથી તે અશો કેહેવાય છે, બુરૂં માણસ માણસોને ફાયદા કરતાં નુકશાન વધારે કરે છે તેથી દરવંદ કેહેવાય છે (વ૦ ૫ ફ૦ ૩૬–૩૮) માણીઓ બધાં સરખાં છે. પણ પલાતાં પશુઓ માણુસોને નુકશાન કરતાં ફાયદા વધારે કરે છે માટે તેઓ સપેનામીનોની પેદાએશ છે. અને ખરફ્સ્તરો માણુસોને ફાયદા કરતાં નુકશાન વધારે કરે છે માટે તેઓ ગનામીનોને લગતી પેદાએશ છે. વાયુ

---

૯ વં૦ ૩ ફ૦ ૩૨–૩૩:—'જો અનાજ ઘણું નોપજે તો તેથીજ 'માંથ્ર' (ધર્મનો અભ્યાસ) શીખાય. નહી ખાનારાઓમાંનો કોઇબી શખ્સ જોરાવર રહેતો નથાં. નહી તેજીથી સવાબનાં કામ કરવા માટે, નહીં તેજીથી કામ ધંધો કરવાને માટે, કે નહીં તજીથી ફરજંદરૂપી દોલત મેળવવાને માટે. કારણકે તમામ શરીરવાલો આલમ ખોરાકથી જીવે છે, વગર ખોરાકે ઘણા મોત પામે છે.'

૧૦ આશીવાદ પેમાની પેહેલવી,–'લાંબી જીંદગી અને હૈયાતી એકસો પચાસ વરસની'––સ્પીગલ પેહેલવી વં૦ ૨ ફ૦ ૧૩૬:–'અને તે મરદો સારી હૈયાતી ભોગવે છે એટલે કે એકસો પચાસ વરસ લગી જીવે છે.'–વળી ઘણીખરી હાથની લખેલી કેતાબોને છેડે તેઓને લખવાના દાહડા વારની તારીખ લખેલી હોય છે. તેઓમાં લખનાર તથા લખાવનારનું નામ લખે છે ત્યારે દુવા માંગવા તરીકે લખનાર કહે છે કે આ ચોપડી જેન વાસ્તે લખી છે તે એકસો વરસ જીવીને એને વાપંડે.

૧૧ ધી રીલીજીઅન ઈત્યાદિ સર્ફ ૧૬૬;–'ખરેખર અમુક વસ્તુ એક અથવા બીજાને સ્પેનામીનોને અથવા ગનામીનોને) લગતા છે તે સેહેલાઇથી આ કાનુન ઉપર ઠરાવી શકાય છે કે તે વસ્તુ માણુસને વધારે ફાયદાકારક છે કે વધારે નુકશાનકારક છે........'

બધો એકજ છે. પણ જેથી માણસોને ફાયદો થાય તે 'વાએ વેહ' (ભલો વાયુ, રામ. ઇજદ) અને જેથી માણસોને નુકશાન થાય તે 'વાએ વતર' (બુરો વાયુ, એ નામનો દેવ) ઇત્યાદી. એ પ્રમાણે માણસોનાં વધારે ફાયદા અથવા વધારે ગેરફાયદા ઉપરથી આખા જગતની વસ્તુઓ અને બનાવો અને કામો બે વર્ગોમાં વેહેંચીને સપેનામીનોનાં વરધીનાં કામને મદદ કરવાની ફરજ અને ગનામીનોનાં નાશના કામને તોડવાની તાકીદ ફરમાવી છે તોપણ એહેરેમન જે નાશ કરે તે કરવાનો તેને ચોક્સ વખત બાંધી આપેલો છે તે ઠેડવેલો વખત આવે ત્યારેજ જો તે દરેક વસ્તુનો નાશ કરે તો તે વિષે જરતોસ્તી ધર્મને કાંઇ દલગીરી નથી. માણસો અને તેઓને ઉપયોગી સઘળી વસ્તુઓ પોતાના ઠેડવેલા કાયદા પ્રમાણે ઉત્પન્ન થાય, વધે, અને પોતાને ઠેડવેલે વખતે નાબુદ થાય, તો તેમાં એ ધર્મ રાજી છે. પણ જો માણસોની ગફલતને લીધે તેઓ પોતે દુ:ખ દરદોને આધીન થાય, ટુંકી ઉમરે મરણ પામે, માણસોને ઉપયોગી હેવાનો અને ઝાડપાનોનો અને બીજી ચીજોનો અઘટીત રીતે નાશ થાય, અને સપેનામીનોનું વરધીનું કામ કુદરતનાં નિયમ પ્રમાણે ન થતાં તેમાં અટકાવ આવી પડે, તથા એહેરેમનનું જે વખતે કામ છે તે વખતે ન થતાં જલદીથીજ થાય, તો તેમ થવું જરતોસ્તી ધરમને નાપસંદ છે. એવી કવખતે થતી સપેનામીનોની હાર અને એહેરેમનની જીત માણસોથી જેટલી બની શકે તેટલી અટકાવવાને માટે જરતોસ્તી ધર્મ કેટલાએક સાહુચેતીના ઉપાયો તેમજ થયેલા બીગાડનાં ઇલાજો શીખવે છે. અને એ ધર્મ તાકીદ કરે છે કે દરેક જરતોસ્તીની એક નેમ એ હોવી જોઇએ કે એહેરેમનની અણઘટતી ફતેહનો અટકાવ કરવામાં હંમેશાં રોકાયલા રેહવું.

એ ધર્મ કહે છે કે જો કુલ આલમના લોકો સપેનામીનોની ઘટતી મદદ કરવામાં અને એહેરેમનની અણઘટતી ફતેહ અટકાવવામાં એકમતથી મંડેલા રહે તો એક દાહડો એવો આવે કે દુનીઆમાંથી દુ:ખ દરદો નાબુદ થાય, અને જે સુખો અને ઉપભોગો મેલવવાને માણસ સરજેલું છે તે તે મેલવે. જેબી શખસ એહેરેમનની અણઘટતી ફતેહ (દુનીઆઇ વસ્તુઓ ઉપર અથવા માણસોનાં મન ઉપર)ની સામે થાય તે જરતોસ્તી ધર્મની ભાષામાં 'અશો મરદ' કેહેવાય છે. અને સરવે અશો મરદોમાં ત્રણ મોટા અશો મરદો કહેલા છે—ગઇઓમરદ, જરતોસ્ત, અને સોશીઓસ.[૧૨] ગઇઓમરદનાં વખતથી એહેરેમનની સામે થવાનું

૧૨ દા૦ દી૦ પુ૦ ૧ ફ૦ ૧૪-૧૫:-'ખસુસ કરીને દરેક (અશો) આદમીને એવી મોહટાઇ નથી પણ ફકત ઉત્તમ દરજાના અશો મરદોને વાસ્તેજ કહેલી છે-અને જેઓ તે ઉત્તમ દરજાવાલાઓમાં મુખ્ય છે તેઓ ત્રણ જણ છે-ખલકતની શરૂઆત, (ગયોમરદ), ખલકતનો મધ્ય (જરતોસ્ત), અને ખલકતની આખેરી (સોશીઓસ).''

શરૂ થયું.[13] જરતોસ્તે એહેરેમનને અશક્ત કરવાના પુરેપુરા ઉપાયો શીખવ્યા.[14] અનેક સોશીઓસ તેની અણઘટતી અને કવખતે થતી ફતેહનો તદ્દન અટકાવ કરશે.[15] એવું એ ધર્મમાં માનવામાં આવેલું છે. અને એહેરેમનની અઘટીત ફતેહ અટકાવવા પછી આ દુનીઆ ખરેખરી સુખની જીંદગી ભોગવશે કે જેને "ફ્રષેમ્ અહૂમ્" કરી કહેલી છે, એ "ફ્રષેમ્ અહૂમ્" અથવા ફરશોગરદ કરવાનાં કામમાં મદદ કરવાની દરેક જરતોસ્તીની ફરજ છે. અને જ્યાં લગી આ ધરથીપરનું જીવતાં જીવતનું આપણું દોજખ (દરેક દુ:ખ દરદ) જઇને અહીંઆનું જીવતાં જીવતનું બેહેશ્ત આપણે મેલવીએ નહીં ત્યાં લગી એહેરેમનની સામણે આપણી લડાઇ ચાલુ રાખવાને દરેક જરતોસ્તી બંધાએલો છે. એ પ્રમાણે જોતાં જરતોસ્તી ધર્મની નેમ ઘણી બોહોલી છે અને દરેક જરતોસ્તીને એહેરેમની નુકશાનનો અટકાવ કરવાને માટે આ જીંદગીમાં ઘણું કામ કરવાનું છે. (સરખાવો ભુ૦ ૨. ફ૦ ૧૦-૧૧.)

એ ધર્મની જે આ બોહોલી નેમ છે તેનાં એક ભાગ તરીકે આ એક મુખ્ય નેમ છે કે માણસના આત્મા તથા તનને તંદરૂસ્તી ભરેલાં તથા સફાઇ ભરેલાં રાખવાં. આત્મા તથા શરીરની તનદરૂસ્તીની અને સફાઇની અગત એક બીજાને મલતી રીતેજ એ ધરમમાં સમજાવી છે. જેમ તનને રોગ થાય છે અથવા તનદરૂસ્તી અને કૌવત મલે છે તેમજ આત્માનેબી થાય છે. ગુનાહ એ આત્માનો રોગ છે અને સવાબ તે આત્માની તનદરૂસ્તી અને કૌવત છે. તન તથા આત્માને રોગથી છોડવીને તેઓનાં કૌવતનો વધારો કરતા રેહતું એ દરેક જરતોસ્તીની ફરજ

---

૧૩ ફરવરદીન યશ્ત ફકરો ૮૭:-'જેણે (ગયોમરદે) સહુથી પેહલાં અહુરમજદનાં વિચાર અને હુકમો સાંભલ્યા'-દા૦ દી૦ પુ૦ ૧ ફ૦ ૧૬:-'પેહલો ખાલેસ મરદ 'ગયોમરદ' કે જે સહુથી પેહલો યજદાંને વમાસનાર તથા તેની સેતાએશ કરનાર હતો'

૧૪ ઇ૦ હા૦ ૯ ફ૦ ૧૫:-'ઓ જરતોસ્ત! તે તમામ દેવોને જમીનમાં છુપાતા કીધા છે.'

૧૫ જમીયાદ યશ્ત ફકરો ૮૯:-'જે (ખુરેહ) ફતેહમંદ શોશીઓસને અને બીજા દરેક તેના સાથીઓને મદદ કરશે. જ્યારે તે (શોસીઓસ) ભવિષ્યનો આલમને નબળાઇ વગરનો, અકાળ મૃત્યુ વગરની, ભુખમરા વગરની, પાણીની ટીપની વગરની, પુરી જીંદગી લગી જીવનારી, અને આખી જીંદગી લગી ફાયદો મેલવનારી, અને મરજી પ્રમાણે સાહેબી ભોગવનારી કરશે.'

દા૦ દી૦ પુ૦ ૧ ફ૦ ૨૧-'એક (તરીકે) શખ્સ ફરશોગરદનો કરનાર 'શોસીઓસ' કે જે દેવોની 'દરૂજી' (બદી) અને તેઓની પૂજા તથા જાત જાતની બદદીનો તથા આશમોગો (દીનની ઉલટી સમજાવટ) માંહેલા ટંટા ફીસાદ અને જેબી કાંઈ તમામ બેઇજતીને લાયકનું હશે. તે (સર્વેને) દુનીઆથી બેઇજત કરનાર-અને યઝદોનીજ બંદગી કરવાનો સંપુર્ણ રેવાજ આપવાથી તથા ખાલેસ દીનને પુરતી રીતે ચાલુ કરવાથી ફરશોગરદનાં કામને સરજામ પોંહચાડનાર અને 'બરાતરત' (એહેરેમન ?)ની નાપાકી દુર કરવાનું ઉત્તમ કામ કરવાથી તેજ ઘોડાના સાહેબ (તેજીથી ચાલનાર) ખુરશીદ અને બીજી દરેક રોશનીઓ (સેતારાઓ) અને તમામ નેક પેદાયશને (પાછી) ભલા ખવાસવાલી તરીકે કબુલ કરનાર (?)-થશે.'

છે. એ તન તથા આત્માને થતા રોગોને અટકાવવાની સાહુચેતીઓ તથા તે રોગો થયા પછી તેઓને પાછી તનદરૂસ્તી આપવાના ઉપાયોનું જ્ઞાન જરતોસ્તી ધર્મની કેળવણીનો એક મુખ્ય ભાગ છે. વળી જરતોસ્તી ધર્મ શીખાડે છે કે ખોદાતાલાએ દયા કરીને દરેક ગુનાહની તોજેશ અને દરેક દરદની દવા પેદા કીધેલી છે તોપણ ગુનાહ કીધા પછી તોજેશ કરવી અથવા દરદ થયા પછી દવા લેવી તેનાં કરતાં અગાઉથીજ ગુનાહ અથવા દરદનો અટકાવ કરવો એ બેહેતર છે. એ ધર્મની ફીલસુફી માણસને જેમ બને તેમ ખુદરતને મદદ કરીને તેથી સુખ મેલવવા શીખવે છે, અને જે કરવાથી કુદરતનાં કામમાં ખલલ થાય અને તેથી માણસોને ઇજા થાય તેમ કરવાથી મના કરે છે.[૧૬] એ ધરમ એવું શીખવે છે

---

૧૬ એ વિશેનો કાંઇએક ખ્યાલ આપવા સારૂ આપણા ધર્મને લગતી કેતાબોમાંથી નીચે થોડુંએક ટાંકી લીજીએ છઇએ.

બનામે હોરમજદઃ—"એ માણસો! સારાં કામો કરવાની કોશેષ કરતા રેહો કેમકે ખુદાએ તમુને પાપ કરવાના મના કીધી છે. હરેક કામમાં અહુરમજદનો ડર રાખો. જે કાંમ કરો તે કરવામાં ભલી અને ઇનસાફી રીત રાખો કે તમારા આત્માઓનું તારણ થાય, જે કાંઇ મલી આવે તે ઉપર સંતુષ્ટ અને કૃતજ્ઞ રેહો. **જે કાંઈ તમારા હકમાં કોઇ કરે તો તમુને સારૂં નહી લાગે તે તમેબી બીજાને સારૂ મા કરો.**"

'પુછેઉં અશો જરતોસ્તે અહુરમજદને—'કીરતાર, ભલાઇવાલા, વરધોવાલા, પાળનારા, સર્વનો રક્ષક! મને જણાવ કે માણસોએ દુનીયામાં કેવાં કામકાજો કરવાં અને તેઓનાં આત્માઓનું તારણ સાથી થાય?' અહુરમજદે જવાબ દીધો—'સપેતમાન જરતોસ્ત! તમે જે કાંઇ જીવતાં જીવત કરશો તેજ મુઆ પછી પામશો, નિર્મળ અને ખાલેસ માજદીઅસની ધર્મમાં મેં બધું જાહેર કીધેલું છે. એવું કાંઇ નથી કે જે ધર્મપુસ્તકમાં મેં જણાવેલું નથી. તોપણ તુંને ખબર આપું છું અને રોશન કરૂં છું કે, પેહેલું, હું અહુરમજદ, અમશાસ્પંદો, બેહેસ્ત, દોજખ, ગુજરેલા (રવાનો) એ (ફરશોગરદ પછી) ઉઠીને પાછલું તન (એટલે નવી દુનીઆની નવી હાલત) મેલવવી, અને (મરણ પછી) ત્રીજે દહાડે ચીનવદ પુલ ઉપર પોતાનાં કરતુકોનો હીસાબ આપવો, એ બાબદોની હસ્તી ઉપર, અને અહેરેમન, દેવો અને દોજખને લાયકના બુરાઓ અંતે હારીને ફીકા પડનાર છે તે ઉપર, જે કોઇ વગર શકે ઇમાન રાખશે, તેજ રોશન બેહેશત પામશે. બીજું ખરી સખાવતનો જથો કરવો, અને ઇનસાફથી ચાલવું. ત્રીજું કૃતજ્ઞ થવું. ચોથું, પૂરી મનશાની રાખવી (એટલે સરવે તરફની ફરજો પુરે-પુરી પીછાણવી). અને પાંચમું **જે કાંઇ આપણે સારૂં કોઈ કરે તો આપણુને સારૂં નહિ લાગે તો આપણેબી બીજાને સારૂં નહિ કરવું**"

અશેમ વોહુની શરેહ, દ૦ સો૦ ૩૦ મુ૦ પ્રી૦ ના૦ ૨ સર્ક ૨; બે૦ ના૦ ૧ સર્ક ૧–૨:—'વહીશતેમ,' એટલે શું? ચહડતી જાતનું તે 'વહીશતેમ,' કેહવાય. ચહડતો થવાનો દાવો કોણ કરી શકે? તે કરી શકે કે જેણે આ ત્રણ ચીજો—હુમત, હૂખ્ત, અને હુવરેસ્ત—ને અખત્યાર કીધી હોય અને તેણે આ ત્રણ ચીજો—દુશમત, દુજૂખ્ત, અને દુજવરશત—ને તરક કીધી હોય. હુમત, હૂખ્ત, અને હુવરસ્ત તે શું? દીન ઉપર ઇમાનદાર રેહવું તે હુમત, ભલું ઇનસાફથી બોલવું તે હૂખ્ત, પાણી તથા આતશને (બીજી ચીજો સાથે મલીને માણસોને નુકશાનકારક થવાથી) 'પરહેજવી' (સાચવવી), તે હુવરસ્ત. જે શખસ પાણી અને આતશને (એ પ્રમાણે) ઘણી સરસ રીતે 'પરહેજે' છે (સાચવે છે) તે શખસ હોરમજદની તમામ પેદાયશ તરફ સંપૂર્ણ મનશાની રાખે છે (એટલે તેઓ તરફની ફરજ પુરેપુરી પીછાને છે.) (એટલે કે હોરમજદે આપેલી બધી ચીજો ઉપયોગી છે અને તેઓનો

**કે હરએક જણે જેમ પોતા તરફ તેમજ તમામ માણુસજાત તરફ ઇનસાફથી વર્તવું. જેમ પોતાને નુકશાન થવા નહીં દેવું તેમજ સર્વે માણસોનેબી નહીં થવા દેવું. જેમ પોતાને ફાયદો કરવો તેમજ કુલ આલમનેબી કરવો.**

---

અણઘટતી રીતે બીગાડ નહી થવા દેવો એ માણસોની ફરજ છે એવું સમજે છે.) હોરમજદના તમામ પેદાએશ તરફ સંપુર્ણ મનશાની રાખે (એટલે તેઓ તરફની ફરજ પીછાને) એવો શખસ તે કોણને ગણવો? જે કાંઇ તેને સારૂં કોઈ કરે તો તેને ભલું નહીં લાગે તે બીજાને સારૂંબી નહીં કરે તે શખસને,–

દુશમત, દુજુખ્ત, અને દુજવરશત તે શું? દીન ઉપર વગર શકે ઇમાનદાર નહીં રહેવું તે દુશમત. દુજુખ્ત એટલે બીજાઓની ચીજમાં હલાકી પોંહચાડવાની ઇચ્છા અને બદમુરાદ અને બદ ખાહેશ જણાવવી તે, જે કે બીજાઓનું દીલ જખમી કરે અને આજુરદેહ કરે અને તેઓની ચીજ (હક)ને અટકાવે. દુજવરશત એટલે પાણી અને આતશની 'પરહેજ' (સાચવણી) નહીં કરવી. જે કોઈ પાણી અને આતશની સારી પેઠે 'પરહેજ' (સાચવણી) નથી કરતો તે હોરમજદની તમામ પેદાએશનો અનાદર કરે છે (એટલે તેઓ તરફની ફરજ નથી પીછાનતો.) અનાદર કરવો. (એટલે ફરજ નહીં પીછાણવી) તે શું? અનાદર કરવો (એટલે ફરજ નહી પીછાણવી) તે એ કે જે કે આપણે સારૂં કોઇ કરે તો આપણને સારૂં નહીં લાગે તે બીજાઓને માટે કરવું તે.'

દ૦ સો૦ ર૦ મુ૦ ફ્રી૦ ના૦ ૨ સર્દ ૧૯:—'દાઇશરે હોરમજદ દાદે, (હોરજદનાં પેદા કીધેલાં તેજના અથવા તેજો મિશ્ર જલપરમાણુઓના ઝરાઓએ) કહયું છે કે તે શખસે અને નમવું કીધું હોય કે જે હોરમજદની તમામ પેદાયશને નેક નજરથી જુએ, અને કોઇબી શખસને બદ નજરથી નહીં જુએ અને **પલીદીને પાણીમાં નહી લઇ જાય.**'

ફ૦ વ૦'દી૦ (દ૦ સો૦ ર૦ મુ૦ ફ્રી૦ ના૦ ૩) સર્દ ૨૫૯-૨૬૧; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૬૦:—"આ જેહાનમાં હજારો તરેહના દરદો છે અને હજારો તરેહની દવાઓ છે. દરદો અહેરેમનથી થતાં નુંકશાનોથી થાય છે અને તેનાં ઉપાય તરીકે હોરમજદે દવાઓ બનાવી છે, અને એવું કીધું છે કે તે દવાઓ જમીનમાંથીજ ઉગે છે. (જુઓ વં૦ ૨૨ ફ૦ ૨—રી૦ બ૦) (અને ઘણાં ખરાં દરદો પેટને લીધે (ખાવું અને પાણીથી) છે. જ્યારે એમ છે ત્યારે બેહેતર છે કે યઝદાંનું કામ (દરેક દરદની ખરેખરી દવા લાગુ પાડી જાણવાનું) યઝદાંપર છોડવું અને આપણે પોતે તેનાં હોકમોને માન આપવામાં મશગુલ રેહેવું (એટલે જો આપણે તનદરૂસ્તી જાલવવાના નીયમો પાલીએ તો નવાં નવાં દરદોને આધીન નહીં થઇએ અને નવી નવી દવાઓ શોધવાની જરૂર ન પડે). અને આ વાત તેજ વાત છે કે જે દાદાર હોરમજદે જરતોસ્તને કહેલી છે કે 'જેઓ મારા હોકમને નાફરમાની કરવામાં મશગુલ થાય છે તેઓ તમામ તરી અને ખુશકી ઉપર જુદદીન (ઉલટી રાહે ચાલનારા) થાય છે.' (જુઓ વં૦ ૧૬ ફ૦ ૧૮—રી૦ બ૦). અને જેઓ નેકી અને મારા હોકમ મુજબ ચાલવાને કોશેશ કરે છે તેઓ દરવંદ (ઉલટી રાહે ચાલનારા) થતા નથી.—બીજું. દાદર હોરમજદે જો કે દરેક દરદની દવા પેદા કીધેલી છે તોબી જો એવું થાય કે તમામ માણસો યઝદાંનાં ફરમાન પ્રમાણે ચાલે અને અકલ શીખે તો તેઓ આ જેહાનમાં પોતાની જીંદગાનીથી ફાયદો મેલવે અને પેલી જેહાનમાં બેહેશતમાં પોંહચી શકે અને નુકશાનમંદી કમ થાય. અને જ્યારે નુકશાન કમ થાય ત્યારે માણસ કંગાલીઅતથી છુટે—જો ઉપલા વીચારથી (એટલે કે નુકશાન થવા પછી ઉપાય થઇ રહેશે એવી બેદરકારીથી) માણસો સુઇ રહે અને એવું સમજે કે તેઓ સલામત છે અને જો એક શખસ ઉઠીને ચોરી કરે એવી મતલબથી કે બીજાનું કાંઇ લઈ લીએ કે તેથી તેને પોતાને આશાએશ મલે, અને એ બનાવ ઉપર એક શખસ એવું વીચારે કે તેને પકડવો (પણ પકડવાની મેહેનત નહીં લીએ) અને બીજો શખસ શું કરવા મારા જીવને મેહેનત આપું એવા અંદેશાથી એવું વીચારતો બેસે કે તેનું શું કરવું, તો તે શખસોએ દુનીઆમાં ચોરીથી જીઆન પોંહોચાડયું કેહેવાય, અને એવું વીચારેલું કેહેવાય કે ચોરીમાં દરેક

હવે શરીરની તનદરૂસ્ત, મધ્યમ, અને સુખી જીંદગી ગુજારવી તથા સુખી મોતે ગુજરવું માણસો કેમ હાંસલ કરી શકે તે વિષેનાં ઘણાંએક કાનુનો છે. તેઓમાં જરતોસ્તી ધર્મે સુચવેલો અને અમલમાં આણવાને તાકીદ કીધેલો એક મુખ્ય કાનુન (કે જેને ઘણો અગતનો ગણીને આજનું વૈદક શાસ્ત્રબી ટેકો આપે છે તે) એ છે કે માણસોના ઉપયોગમાં

---

જણનાં સલામતી છે (મતલબ કે ચોર ચોરી કરી જાય તેનો અગાઉથી અટકાવ કરવાના ઉપાય લેવામાં દરેક જણ મદદ ન કરતાં એવું ધારે કે ચોરી થયા પછી તેનો ઉપાય થઈ રેહશે અગાઉથી તેનો અટકાવ કરવાની કાલજી શું કરવા રાખીએ તો તે લોકોએ ચોરીનાં કામને ઉત્તેજન આપેલું કેહેવાય) અને જે જગા ઉપર કે તનદરોસ્તી છે તેમાં બીમારી શોધેલી કેહેવાય અને પોતાની સલામતી જોઇને ખોટો વિચાર બાંધેલો કેહેવાય અને જેટલે દરજ્જે શરીરને આલસુપણામાં ઉછેરવું તેટલે દરજ્જે આત્મા (મન)ની દુરબલતા થાય છે તે નહી જાણેલા કેહેવાય...............

બીજું એ કે બધા પેશા કરનારાઓ તજવીજ કરતા રહે છે કે જેમ બને તેમ સસતામાં સસતા ભાવે ખરીદ કરવું અને મોંઘવારીના ભાવથી વેચવું કે તેમાં તેઓને મોહટો લાભ થાય એવું તેઓ ધારે છે. અને પાદશાહો પોતાનો મુલુક, લશ્કર અને કીલ્લાઓ (લડાઇને માટે) તઇઆર રાખે છે, અને ઉઠીને પોતાનાં જાનોને જોખમમાં નાખે છે, અને કાંઇબી અંદેશો કીધા વગર બીજા પાદશાહોની ઉપર હુમલો કરે છે કે તેઓનાં મુલુકો જીતી લીએ. અને એમ કરવામાં તેઓ પોતાને લાભ થયેલો ગણે છે. હવે એ સઘળાઓ જો તું વીચાર કરીને જુએ તો નથી દરદને પીછાનતા કે નથી દવાને (એટલે કે દરેક જણ પોતે પોતાને લાભ શું છે તેનીજ કાલજી હંમેશાં રાખે છે. પણ સરવેનો સાધારણ લાભ શામાં છે તેની કાલજી રાખતા નથી, તેથી દુનીઆમાં પુશ્કલ નુકશાનો થાય છે. જો દરેક જણ પોતાનો લાભ જાલવવા સાથે સર્વેનો સાધારણ લાભ બી જાળવે તો દુનીઆમાંથી ઘણાં દુઃખ દરદો ઓછાં થાય)......કેમકે (દરદ નહીં થવા સારૂં) સંભાળ રાખવી તે (દરદ થવા પછી) દવા લેવાનાં કરતાં બેહેતર છે......બીજું. હરેક દવા એક દરદને દફે કરનાર છે. પણ ઘણીએક દવાઓ એવી છે કે જો તે ખાધી હોય તો દરદ વધારે સખત થાય છે. જો તુંને એ વાત ખબર નહીં હોય તો વૈદોને જઇને પુછ. પણ આટલું તો તુંને ખબર હશે કે જો કોઇ શખસ ભુખો હોય અને તે જો બે ત્રણ જવની બી રોટલી ખાએ અને એકુ બે પ્યાલાં છાસનાંબી પીએ તો તેથી તેની ભુખનું દરદ ઓછું થાય છે. પણ જો કોઈએ એટલું બધું ખાધું હોય કે તેનાં પેટમાં દુઃખતું હોય (તે વખતે જો તે કાંઇ ખાય તો તેથી) દુઃખ વધારે થાય છે. (મતલબ કે ડાકતરો દવાનાં કરનારાં સમર્થ છે એમ જાણીને દરદોને થતાં અટકાવવાનો ઉપાય નહીં લેવો એ કામ અકલથી અને જરતોસ્તી ધર્મથી ઉલટું છે. અને જોકે દવાઓ બનાવેલી છે અને તેઓથી દરદોનું નીવારણ થઇ શકે છે તોપણ જરતોસ્તી ધર્મની નેમ એવી છે કે દરદો થાયજ નહીં અથવા જેમ બને તેમ ઘણાં ઓછાં થાય તેટલા માટે માણસોને ખાવાની ચીજો, દમમાં લેવાની હવા, પીવાનું તથા વાપડવાનું પાણી અને રહેવા તથા ફરવાની જમીન હેવાં કરવાં કે તેમાં દરદો ઉત્પન્ન થાયજ નહીં.)'

એ પ્રમાણે જરતોસ્તી ધર્મ માણસને જેવી સુખી જીંદગી ગુજારવાનું અને દુઃખ દરદ વગર મોત મેળવવાનું શીખવે છે તે કાંઇ ફકત ખ્યાલી નથી પણ બની શકે એવું છે તે વિષે આજના જમાનાનું સુધરેલું યુરોપીઅન વૈદકશાસ્ત્ર ગવાહી આપે છે તે નીચલા ફકરાઓ ઉપરથી માલમ પડશે.

ડાકતર રીચર્ડસનની બનાવેલી 'ડીઝીઝીસ ઓફ મોડરન લાઇફ' નામની કેતાબ સફે ૪-'આ તદન દુઃખ વગરનું કામ, આ બિમાલુમ બેહોશીથી દુન્યાને ભુલી જવું, એવું જે કુદરતનાં કાયદાને અનુસરતું બદનનું મરવું તે ખરૂં સુખી મરણ છે. કારણ કે જોકે કોઇબી ટોલાનાં કોઇબી માણસને સુખી મરણ હાંસલ કરવાને તે કાંઇ અટકાવ નથી તોપણ તે ફકત એકજ રીતે હાંસલ કરી શકાય, તે એકે કુદરતનાં કાયદાઓને તાબે થઇને ચાલવું કે જે કાયદાઓ શીખવાનું, શીખવવાનું, અને તે પ્રમાણે

આવતી કુદરતની ચીજોને 'પરહેજવી'. 'પરહેજવી' એટલે 'પરહેજ' કરવી અથવા સાચવવી એટલે તેઓને માણસોને નુકશાન કરનારી ચીજોથી દુર રાખવી અથવા તેઓ સાથે તે ચીજોને મલવા દેવી નહીં. કારણ કે ઘણાં ખરાં દરદો શરીરમાં પેવસ થતી તે ચીજોથી થાય છે. તે ચીજોમાં મુખ્ય ખોરાક, પાણી, અને હવા છે. જો એ ત્રણ ચીજો સોજી અને ચોખી હાલતમાં બદનમાં પેવસ થાય તો ઘણાંખરા દરદો થતાં અટકે. હવે એ વસ્તુઓને બીગાડનાર ઘણી ચીજો છે. જેવી કે નજીસાત, ગલીચાઇ, વગેરે. પણ સરવેથી વધારે નુકશાનકારક મુખ્યત્વે મુવેલાં કુતરાં તથા મુએલાં માણસોના અને બીજા ચોકસ પ્રાણીઓના[17] 'નસા' એટલે તેઓનાં મુએલાં શરીરનાં કોહોતા ભાગોને તથા જીવતાં પ્રાણીઓના શરીરમાંથી નીકલતી ગલીચાઇ જેને 'હેહેર' કરી કહે છે,[18] તેઓને ગણેઆ છે,

---

બધાઓને એક સત્તાવાલાની માફક ચલાવવાનું, દરેક તબીબનું કામ છે. સુખી મરણ તે તનદુરસ્તીનું પરિણામ અને સંપૂર્ણ જીંદગીની ઉપર કલમ તરીકે ઉગાવેલું સુખ ભરેલું શરીરનું મરવું છે. આ કુદરતની માયાલુ ક્રિયાથી જે મેલવી શકાય તે જયારે તબીબો દુન્યાને સમજાવશે અને જયારે દુન્યા તેઓનાં શીખવેલાં પ્રમાણે ચાલશે ત્યારે દુન્યામાંથી મોત પોતે સાધારણ રીતે કાઢી મેલાયલું થશે. જો તમે મને પુછો કે એવી સંપૂર્ણ હાલત મેલવવાના સંભવની સાબેતી શું છે ? તો હું તમને હવડાંનાં વખતમાં વટીક, જોકે ઘણાજ કમ તોપણ સંપૂર્ણ રીતે ખાતરી કરનારા દાખલાઓમાં, એક ચોકસ રીતે શરીરનો અંત આવવાનાં કુદરતી દેખાવો જે આપણી જાનમાં આવેલા છે તેઓની તરફ આંગલી કરૂં છું. આપણામાંના ઘણાએકોએ જોયું હશે કે કોઇ કોઈ અસાધારણ દાખલાઓમાં કુદરતે મંડલીના રેવાજો તેની સામણે થવા છતાં પોતાની શક્તિ ખરી પાડી છે અને દેખાડયું છે કે જો તેણીના કામને અટકાવ નહીં થાય તો તે કેવી નાજુક રીતે, કેવી પસવારે તેમ, જેમ એક માતા પોતાનાં બચાંનાં પારણાને હીંચ નાંખે તેમ આપણ સરવેને આસ્તેથી આ દુન્યામાંથી બહાર લઇ જાય! જે મરજીનું છુટાપણું કુદરતે આપણને આ દુન્યામાં આપેલું છે તેને જો તેણીની મતલબોને મલતી રીતે વાપડયું હોય તો તે કુદરત કેવી ખુશીથી આપણને જગતમાં આપણા હીસ્સાની જે જે દોલતો, જે જે ખુબસુરતીઓ, અને જે જે અજાયબીઓ છે તેઓને આપણે મેલવી તથા ભોગવી શકીએ તેમ આપે! અને સેવટે તેજ કુદરત આપણને એક પછી એક ઇંદ્રિઓ આસ્તે આસ્તે કમજોર કરીને, કેવી ફુલની માફક નરમાસથી આ દુન્યામાંથી લઇ જાય, અને તે એવીતો બેમાલુમ રીતે કે આ દુન્યા છોડવાનું દરદ મુતલગ લાગે નહીં એટલુંજ નહીં પણ મુદ્દલ જણાય વટીક નહીં!'

ફર્ક ૬:-'આ તે કુદરતી મરણ છે, અને જ્યારે માણસો એ સચાઇને શીખશે ત્યારે એવો વખત આવશે—જે વખત ખચીત આવવાનો—કે જયારે 'નહીં કમજોર બચાં જોવામાં આવશે કે નહીં લાંબી ઉમર થવા વગર બુઢું થઇ ગયેલું માણસ જણાશે.' (સરખાવો અવસ્તામાં આવેલું જમશેદનાં રાજનું વર્ણન.—રી૦ બ૦). મરવાનું કે જે હાલના વખતમાં આટલું બધું ભયંકર લાગે છે કારણ કે તે ઘણું કરીને વખતની અગાઉ આવે છે તે તેની ઠેહરેલી ઘડીએજ આવશે અને તેથી કરીને બીહવાનું કે દુઃખી થવાનુ કારણ નહીં રહેશે.'"

૧૭ જુ૦ મો૦ ૨૦ ફર્ક ૩૧; ૬૦ સો૦ ૨૦ મુ૦ રી૦ ના૦ ૧ ફર્ક ૩૩:—'કેટલીએક જાતના નસા છે તેમાં મુખ્ય આ છે—માણસજાત, કુતરા જાત, શીયાળ, કાગડા, 'વાદી મુષગ' (એક ચોકસ જાતનો ઉંદર?), દશ જાતના ઉંદર જે અહુરમજદી ખસલતનાં છે અને જેઓનાં માંથા અને પુછડા સુફેદ હોય છે, ચીમોરી, છલવાદી.'

૧૮ પતેત પસેમાની, કરદે ૫ મો, પેહેલવી શરેહ:—'હાડકાં, ગોસત, ચામડી, લોહી, પરૂ,

નસા અને હેહેર એ બેહુ શબ્દો જો કે ઘણીખરી કેતાબોમાં ઘણું કરીને એ બે જુદે જુદે અર્થે વાપરેલા છે તોપણ કેટલીએક વખતે જીવતાં પ્રાણીઓના શરીરમાંની કોહોતી વસ્તુઓને એટલુંજ નહીં પણ વનસ્પતિની કોહોતી વસ્તુઓનેબી નસા તરીકે ગણેલી છે જેઓને 'નસાએ જીંદગાન' (જીવતાં પ્રાણીઓની કોહોતી વસ્તુઓ) અને 'નસાએ ઓરવરાન' (કોહોતી વનસ્પતિ) કરી કહેલી છે. અને એ સઘળી કોહતી, પૃથકકરણ થતી, વાસ મારતી, અને હરએક રીતે માણસની તનદરૂસ્તી અને સફાઇમાં ખલલ નાંખતી વસ્તુ અથવા વસ્તુઓનું વર્ગનામ 'રીમન' અથવા 'પલીદ'–અથવા 'રીમની' અથવા 'પલીદી,'–કરી રાખેલું છે. તથા તે વર્ગનું ગુણનામ 'રીમની' અથવા 'પલીદી' કરી રાખેલું છે. એ વસ્તુઓનું જેમ બને તેમ ઓછી પીડાકારીથી અને જલદીથી પૃથકકરણ થઇ જાય અને તેઓ માણસોનાં ખોરાક, પાણી, અને હવામાં મલવાથી જીવતાંઓની તનદરૂસ્તીને નુકશાન નહીં થાય તેનાં ઉપાયો જરતોસ્તી ધર્મે બતાવ્યા છે, તેને 'પરહેજે હેહેર વ નસા' અથવા 'પરહેજે નસા' કરી કહે છે.[૧૯] કે જેનાં પેટાંમાં મરનારની લાસને ઠેકાણે કેમ પાડવી તેની બાબદબી આવે છે.

## ગુજરેલાની લાસ, અને તેને ઠેકાણે પાડવાની જુદી જુદી રીતીઓ.

હાલ જમાનેની વિદ્યાએ અજ્મ્રાઓથી સાબેત કીધું છે કે મુએલા માણસની લાસ ઘણી સરદીમાં અથવા ઘણી ગરમીમાં જલદી કોહોતી

---

બાલ, નખ, ધાત, વગેરે જે કાંઇ જીવતાં માણસોમાથી નીકલે છે તેને હેહેર કરી કહે છે અને જે કાંઇ કે મુવેલાં માણસો અને કુતરાંઓનાં હાડકાં, ગોશત, ચામડી વગેરે હોય છે તેને નસા કરી કહે છે.'

૧૯ દા૦ હો૦ ૨૦ સર્દ ૧૧૭–૧૧૮; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૮૦; બેં૦ ન૦ ૩ સર્દ ૫:—

'સવાલ–પાણી અથવા આતશમાં જીવતાંનો નસો પડે તે મુએલાંનાં નસા પ્રમાણે જ છે કે નહીં?—જવાબ—વંદીદાદની આઠમી પરગરદમાં કહે છે કે પાણી અથવા આતશમાં જીવતાંનો નસો પડે તે મુએલાંના નસા પ્રમાણેજ છે. પછી તે શરીરથી છુટો પડેઓ હોય અથવા નહીં હોય પણ પાણી અથવા આતશનાં સંબંધમાં તો એક સરખોજ છે. જો કોઇ પોતાનો હાથ અથવા પગ આતશમાં મુકે અને તેના બાલ બલે તો મરગરજાની થાય.' 'જો એવી જગાએ નસો જુએ કે તે પાણી અથવા આતશમાં મલવાનો સંભવ હોય અથવા નસો પાણીમાં પડેલો જુએ પછી તે નસો જરતોસ્તીનો હોય અથવા જુદદીનનો હોય તોપણ ઘટે છે કે જુદદીનને હાથે તેને 'પરહેજાવવો' (દૂર કરાવવો). જો જુદદીન નહીં મલી આવે તો નાચારે જરતોસ્તીએ તણ પડનું કપડું વીંટાલીને બીજા સાથે પેવંદ કરીને સરોશ બાજ ધરીને પરહેજવો. જો બીજો શખસ નહીં હોય અને સરોશ બાજ બી કેમ ધરવી તે નહીં આવડતું હોય તો પછી તે નસાને પેવંદ અને બાજ વગર પરહેજીને શરીર પરનાં કપડાં ફાડીને રદ કરવાં અને સીસીહું નહાન નાહીને ચોખા થવું.'

બ૦ કા૦ ૨૦ સર્દ ૧૮૦—'જીવતાંઓનાં નસાને પાણી અથવા આતશમાં પોંહોંચાડવું અથવા ખાવું તે મુએલાંના નસાને તેમ કરવા બરાબર છે. જ્યારે એમ છે ત્યારે જો જીવતાંનો નસો અનાજની ખલી ઉપર પડે તો સારી પેઠે શોધ કરવી અને તેને [illegible] કાંઢવો. જો તે નજરે નહીં પડે તો કોશેષ કરીને જેટલા ભાગ ઉપર શક હોય તેટલો [illegible] કરીને તેને પરહેજવો. અને હેહેર જેવી

નથી મધ્યમ હવામાં જલદીથી કોહે છે. એવું અવલોકન કરવામાં આવ્યું છે કે ફારન–હાઇટનાં ઉષ્ણુ માપક યંત્રનાં ૫૫, અંશની અંદરની અથવા ૧૪૦ અંશની ઉપરની ગરમીની હવામાં જો લાસને રાખી હોય તો તે જલદીથી કોહોતી નથી. એ બે હદોની વચેની ગરમીમાં જલદીથી કોહે છે. હવે એક આસરા ગતી ગણુતરી કરીએ તો વરસનો ઘણોખરો વખત ૫૫ અંશની અંદરની ગરમી ઘણુાજ ઠંડા દેશોમાં, જેવાં કે શીત કટીબંધનાં દેશોમાં, જમીનની સપાટીપર મળી આવે, અથવા એટલીજ હદની ગરમી દરીયાની સપાટીથી ચોકસ ઉંચાઇનાં થોડાએક પાહાડોપર તેઓની જગા પ્રમાણે મલી આવે. તેમજ ૧૪૦ અંશની ઉપરની ગરમી જો કોઇબી નીચી કે ઉંચી જગામાં જાથુક હોય તો તે જગા માણુસોને જાથુક રહેવા જોગ કદાચજ હોય. ત્યારે એ ઉપરથી માલમ પડે છે કે માણુસોને રેહેઠાણુ કરીને રેહવા લાયકની જગાઓમાં વરસનાં ઘણુાંખરાં ભાગમાં હવાની ગરમી ઘણું કરીને ૫૫, અને ૧૪૦ અંશની વચેનીજ હોય છે. વળી ૫૫, થી ઓછી ડીગ્રીની ગરમીની હવામાંબી જલદી નહીં તો મોડેથી પણુ લાસ કોહોતી અટકતી નથી. તેથી ચોકસ ભાષામાં નહીં બોલતાં આટલું તો સાધારણુ રીતે કહી શકાય કે હુન્નરથી અથવા કોઇ અચાનક કુદરતી ફેરફારથી હવાની ગરમીમાં ફેરફાર નહીં થયો હોય તો માણુસોથી વસેલા મુલકોમાં ઘણું કરીને હવાની ઉષ્ણુતા એવી રહે છે કે તેમાં મુરદાંની લાસ જલદીથી કોહે છે. અને સર્વે કોઇને અનુભવથી જણુાયલું છે અને વૈદક શાસ્ત્ર તેને મજબુત ટેકો આપે છે કે એક માણુસ ગુજરી ગયા પછી તેની લાસને કોઇબી રીતે ઠેકાણે નહીં પાડીએ અથવા કોઇ બીજા ઉપાયો નહીં લાગુ પાડીએ અને તેને રહેવા દઇએ તો જલદી અથવા મોડેથી દરજે બદરજે સડીને તે વાસ મારે છે તેથી બીજાં જીવતાંઓની તંદરૂસ્તીને નુકશાન થાય છે અને તેઓનાં સુખમાં ખલલ પોંહોંચે છે. એક મરનાર ગમે તેવું આપણું વાહલું અને પ્યારૂં હોય, જીવતાં જીવત તે આપણુને જરાબી નુકશાન કરવાને રાજી નહીં હોય, પણુ એકવાર તેનાં મિનોઇ અને ગેતીને લગતા ભાગો છુટા પડયા, એકવાર જાન તનમાંથી નીકલી ગયો, કે પછી તે તન આપણી તંદરૂસ્તીને નુકશાન કરવા શીવાય બીજું કાંઇ કરી શકતું નથી. એકવાર જે આપણુને વહાલું અને ફાયદો કરનારૂં હતું તેજ હવે આપણુને પીડા કરવાનું સાંધણુ થઇ પડે છે. મરણુ પામવા પછી શરીરની ખાસીએત હેવી છે, તોપણુ ઘણુાંએક માણુસોમાં એક ખાહેશનો જુસ્સો જોવામાં આવે છે તે એ કે પોતાનાં વાહાલાં ગુજરી ગયેલાંઓનાં શરીર તરફ તેઓ માયા

---

કે નીટ વગેરે તેમા આલુદા થયું હોય તો જેટલાં વિષે શક હોય તેટલાંને રદ કરવું. ગાય, બલદનાં ખાવામાંબી તે આપી શકાય નહીં. અને જે ભાગ વિષે શક હોય તેનાં બે ભાગ કરવા અને જે વિષે શક ઓછો હોય તે ગાય, બલદ, અથવા ચપેડાંને ખાવા આપવું બાકીનું રદ કરવું.'

ભરેલું હેત દેખાડે છે અને તે જીવતું હોય તે વખતે જરાબી તેને વાગે તો તેથી તેને દુ:ખ થાય તેમજ જાણે ગુજરેઆ પછીબી તેને થતું હોય તેમ તેઓ તેને અલગસી ઉંચકમેલ કરે છે. કેટલાંએકો તેને ભેટે છે, અને બોસા દીએ છે. ટુંકમાં જેટલીબી પ્યારની નીસાણીઓ જીવતાંઓનાં શરીર તરફ દેખાડી શકાય અને જીવતાંઓનાં શરીરની શોભા ઉપર જેટલો ખરચ કરી શકાય અને તેઓનાં માનને ખાતર મીજલસો ભરી શકાય અથવા સરઘસો કહાડી શકાય તે સઘળું ગુજરેલાંઓની લાસને વિષે તેઓ કરે છે. પણ જરતોસ્તી ધર્મ, જે માણસને તેની ખાહેશના જુસ્સા જેઓ ઘણી વખતે તેને નુકશાનકારક રસ્તે લઇ જાય છે તેઓ ઉપર અક્કલનો આંકોસ રાખવા ફરમાવે છે તે ધર્મ, એવું શીખવે છે કે આપણું રવાન એટલે આત્મા અમરગ છે, અને માણસનું તન માત્ર એક ઘર છે જેમાં તેનું રવાન (આત્મા) થોડોવાર રહે છે; વાસ્તે જેવો તે આત્મા શરીરમાંથી બાહેર નીકલ્યો કે તુરત આપણું ધ્યાન તેની ઉપર લગાડવું અને તેનું તન જે કાંઇ નહીં પણ એક નુકશાનકારક વસ્તુ તરીકે આપણી પાસે રહી જાય છે તેને જેમ બને તેમ આપણને થોડું નુકશાન થાય તેમ ઠેકાણે પાડવું.[20] અને તેમ કરવા સાથે જો મરનારના શરીરની કોઇબી રીતે યાદગારી જીવતાંઓને નુકશાન નહીં થાય તેમ રાખી શકાય તો રાખવી. ત્યારે એવો શું ઉપાય વાપડવો કે જેથી મરનારનાં શરીરની યાદગારી રાખી મુકવાથી જીવતાંઓને કાંઇબી અવગુણ નહીં થાય અને તે સાથેજ વળી મરનારનાં શરીરની યાદગીરીબી રહી શકે તે વિષે એ ધર્મમાં જે તરતીબ બતાવી છે તે આગલ જોવામાં આવશે.

---

૨૦ ધી રીલીજીઅન ઇત્યાદિ સફે ૧૯૦—'મરણ પછી આત્માની અમરગી વિષેના વિશ્વાસને જરતોસ્તી ધર્મની સાધારણ ખાસીયતથીજ માત્ર ટેકો મલે છે એટલુંજ નહીં પણ ખાસ કરીને એ ધર્મનાં બે મતો તને ચોકસ રીતે દેખાડી આપે છે, ત એ કે, પેહેલું, ગુજરેલાંઓનાં આત્માઓને આકાશીરહોની મીસાલે આરધવાં અને બીજું, ગુજરેલાંની લાસોને નાશ કરવાનું ફરમાન. ન્યાગાનોનાં રૂહોની આરાધનાં કરવા ઉપરથી એ પોતાની મેલે ખુલ્લું જણાય છે તોપણ ગુજરેલી લાસને ઠેકાણે પાડવાની જરતોસ્તીઓની રીત ઉપરથી એ વિશ્વાસ ઘણોજ દેખીતી રીતે માલમ પડે છે. સર્વ પ્રજાઓમાં માણસનાં કુદરતી ઇચ્છા કે જેટલો બને તેટલો લાંબો વખત સુધી ગુજરેલાંઓની યાદગારી જાળવી શકાય તેમ જાળવવી તે માલમ પડે છે. અને જ્યારે ગ્રીક અને રોમન લોકોનાં બાબમાં જણાયલું છે તેમ આત્માનું બીજી દુન્યામાં જીવવું એ ઇચ્છાને પુરેપુરી બર લાવતું નથી ત્યારે તેનો એક બદલો શોધી કાઢવામાં આવે છે. તે એ કે મરનાર કોણ હતું અને તેને જીંદગીમાં શું શું કીધું હતું તેની ચાલુ યાદગારી રાખવી. એ ઉપરથી મરનારનાં હાડને ઘણી આતુરતાથી જાળવી રાખવાની અને જેમ બને તેમ લાંબો વખત સુધી ટકે એવી યાદગારીની નીશાણો બાંધવાની મતલબ સમજાય છે. પણ જો એક પ્રજા મરનારનાં ખાકી હાડનો તદન નાશ કરે અને તેની યાદગારીને માટે રાખેલી દુનીઆઇ વસ્તુઓ રાખવાનો ત્યાગ કરે ત્યારે તેનું તેમ કરવું તેના બદલામાં પુષ્કલ બીજો બદલો મેલવવાની ખાતરી વગર હોય નહીં કે જે ખાતરી આ ખાકી ખોલીયાનાં નાશ પછી આત્માની હૈયાતી ચાલુ રેહવા વિશેનીજ છે. માટે આપણને એમ ધારવાને છુટ છે કે જે પુરાતન વખતથી ઇરાનીઓ ગુજરેલાંઓનાં આત્માઓની આરાધનાં કરતા આવેલાં છે

મરનારની લાસને જીવંતાંઓએ જરૂર ઠેકાણે પાડવીજ જોઇએ તે વિષે આખી દુનીઆનાં લોકો એક મત છે પણ તે વિષે જુદા જુદા જમાનામાં અને જુદા જુદા લોકોમાં તરેહવાર રીતીઓ ચાલતી આવેલી છે.—પુરાતન મીસરનાં લોકો મુરદાંની લાસને મીણ તથા બીજી કેટલીએક ચોકસ વસ્તુ લગાડીને એક જગાએ સુકી જાળવી રાખતા હતા જેને ફારસી ભાષામાં 'મુમીઆઇ' અને અંગ્રેજીમાં 'મમી' કરી કહે છે. એ મુમીઆઇ જે શબ્દને આપણા લોકો અપભ્રંશ કરીને ' મુમબઇ ' કરી બોલતા હતા તે વિષે હેવું માનવામાં આવતું હતું કે તે ખાધાથી કોઇબી જખમ દરૂસ્ત થતો હતો.[૨૧] પણ હાલની વિદ્યાએ દેખાડી આપ્યું છે કે તે વિચાર ભુલ ભરેલો હતો. એ વસ્તુ કાંઇ નહીં પણ પુરાતન મીસરીઓનાં ખાક થઇ ગએલાં મુરદાં છે અને તેથી કાંઇ જખમ સારા થતા નથી. પુરાતન ખાલદીઅન અને આસીરીઅન લોકોમાં જુદી જુદી ત્રણ રીતે મુરદાંને ઠેકાણે પાડવાનો ચાલ હતો. ઇંટોનાં ચણેલાં ગુમબજો બનાવીને તેઓમાં મુરદાંઓને ઘરેણાં તથા ખાનપાન ભરેલાં વાસણો સાથે મુકીને તે ગુંમબજો ચણી લઇને બંધ કરતા હતા. અથવા જમવાની ટેબલપરની રકાબીઓનાં ઢાંકણો આવે છે તેવા આકારનાં મોટાં મીટીનાં વાસણો બનાવતા અને જમીનમાં ખાડો ખોદીને તેમાં એક ઓટલો બનાવીને તે ઉપર સાદરી બીછાવીને મુરદાંને તે ઉપર સુવાડીને તેની સાથે ઘરેણાં અને ખાનપાન સુધાનાં વાસણો મુકીને ઉપરથી પેલાં મીટીનાં મોહટાં વાસણો ઢાંકતા હતાં અથવા બે મોટા ખુમો બનાવીને

---

અને મુએલાંઓની લાસોનો નાશ કરાવતા આવેલા છે તે પુરાતન વખતથીજ તેઓ આતમાનો અમરપણાં ઉપર વિશ્વાસ રાખતા આવેલા છે.'

૨૧ બુરહાને કાતેઃ—' મુમીઆઇ'........બે તરેહની હોય છે. ખાણમાંથી મલે છે તે અને હુનરથી બનાવે છે તે. ખાણમાંનીની શોધ ફરેદુનના જમાનામાં થઇ તે એમ કે એક દાહડે ફરેદુન શીકારે ગયો હતો. તેના માણસોમાંથી એક જણે એક હરણના બચ્ચાંને તીરથી જખમી કીધું. રાત પડવા આવી હતી તેથી તે તેને શોધી કાઢી શકયો નહીં. તે હરણનું બચું લંગડાતું લંગડાતું એક પહાડમાં એક ચીરો હતો તેમાં દાખલ થયું અને તે જગાએથી પાણી પીધું તેજ વખતે તેનો જખમ રૂઝાઇ ગયો. તે તરફના માણસોને તે હરણનાં બચાંની હાલત વિષે ખબર પડી તેથી તેનો શીકાર કરીને ફરેદુનની પાસે લાવ્યા. અને આગલે દીવસે તેને જખમ કેમ થયો હતો અને તે કેમ સાજો થયો તેનું બયાન ફરેદુન આગલ કીધું અને જખમવાળી જગાબી તેને દેખાડી. ફરેદુને દાનાવોને બોલાવ્યા અને એ બાબદની પુછપુરછ કીધી. તેઓએ કહ્યું કે ચાલો આપણે એક મરઘાને લાવ્યે અને તેનો પગ ભાંગીને બાંધીને તે પાણી તેને પાઇએ તેથી જે હશે તે માલમ પડશે. એ પ્રમાણે કીધું અને મરઘાનો પગ સાજો થયો તેથી ફરેદુન હોકમ કરીને તે ખાણને પાદશાહી મીલકત તરીકે જપત કરાવી.—હુન્નરથી બનાવેલી મુમીઆઇ યુરોપમાં બનાવવામાં આવે છે તે એમ કે લાલ બાલવાલા એક છોકરાની તે ૩૦ વરસનો થાય ત્યાં સુધી જતન કરે છે, પછી એક પત્થરનું વાસણ કે જેમાં તે આખો સમાઇ રહે તેવું બનાવીને તેને મધથી ભરે છે પછી પેલા શખસને તેની અંદર મુકીને તેનું મોહડું મજબુત બંધ કરીને મુકી છોડે છે. એ પ્રમાણે એકસો વીસ વરસ લગી તેને રેહવા દીએ છે તેટલા વખતમાં તે તમામ મુમીઆઇ બની રહે છે. કેટલાએકો એ જાતની મુમીઆઇને ખાણમાંથી મળતી મુમીઆઇ કરતાં સરસ ગણે છે.'

તેઓમાં મુરદાંને ઉપલી બધી વસ્તુઓ સાથે મુકીને તેઓનાં મોહડાં એક બીજા સાથે જોડીને ગંધક વતે સાંધ પુરી લેતા હતા. અને એવી બરણીઓની એક ઉપર એક ચોરો ચરાવીને તેઓના મોહટા વીશાળ ટેકડાઓ કરતા હતા. અને તેઓની ઉપર વરસાદનું પાણી નીકળી જવા માટે ઘણી ચતુરાઇથી તેઓમાં ગારા અને મોરીઓ બનાવતા હતા.[૨૨]

---

૨૨ રોલીનસનસ એનશનટ મોનરકીઝ, વાલમ ૧ લો, સફે ૧૦૭-૧૧૪:—'એસીરીઆ અને ઉપલાં બાબીલોનમાં પુરાતન કબરો કવચીતજ મલે છે. પણ ખાલદીઆમાં તેઓ ઉભાઇ જાય છે. એવી કલ્પના કરવામાં આવી છે અને તે કેટલેક દરજે ખરી હોય એવો દેખાવ આપે છે કે એસીરીઅન લોકોએ પોતાના દોરના જમાનામાં ખાલદીઅન લોકોનો પવિત્ર ધરતીને પોતાનાં મુરદાંઓને દાટવાની સાધારણ જગા કીધી હશે જેમકે હવડાં ઇરાંની મુસલમાનોએ કરબલા અને નજીફ અથવા મશાદેઅલીને મુરદાંઓને દાટવાનાં ખાસ શેહરો બનાવ્યાં છે કે જ્યાં દર વરસ હજારો મુરદાંઓને દાટવા માટે લઇ જવામાં આવે છે......અસલી ખાલદીઅન લોકોએ વાપડેલા મુરદાં મુકવાનાં વાસણો અને તેઓને દાટવાની રીતનાં નીચે કહેલા બયાનમાં એ જગાઓ (હાલનું મુગેર, અબુશેહેરીન, અને તીલ-અલે-લેહમ) ઉપરથીજ દાખલા આપવામાં આવશે. કારણ કે જો તેમ નહીં કરીએ તો આપણે ઘણાં જુદા જમાનાનાં અને જુદા લોકોના કામોને ગુંચવી નાંખવાની ભુલ કરીયે. જે કબરો ઘણા અસલી જમાનાની ઠરે છે તેઓ ત્રણ જાતની છે-ઇંટના બાંધેલાં ગુબજો, ખાનાની રકાબીઓનાં ઢાંકણના આકારનાં મુરદાં મુકવાના મટોડાંના વાસણો, અને મટોડાનાજ બનાવેલાં મુરદાં મુકવાનાં વાસણો જેઓ બે મોટાં માટલાં (અથવા બરણીઓ અથવા ખુમો) એક બીજાનાં મોઢામાં મોઢું ભેરવીને મુકયાં હોય તેવા આકારના હોય છે કે જેઓ મોઢાં આગળથી ગંધક વતે જોડી લીપેલાં હોય છે, ઇંટનાં બાંધેલા ગુંબજો મુખ્ય કરીને મુગેર બાતે મલે છે, તેઓ સાત ફીટ લાંબા ત્રણ ફીટ અને સાત ઇંચ પોહોળા અને પાંચ ફીટ ઉંચા હોય છે. તેઓ સુરજનાં તડકામાં સુકવેલી ઇંટોને મટોડામાં ચણીને બનાવેલા હોય છે. તેઓનો આકાર અને ગુંબજનાં આરકાનું બાંધકામ ઘણું અજાએબ જેવું હોય છે. ગુંબજોની બાજુઓની ઉભી દીવાલો જેમ જેમ ઉપર ચઢતી જાય છે તેમ તેમ બહાર નમતી આવે છે. અને આરકું પુરાતન મીસરનાં લોકોની ઈમારતો અને સીથીઅન લોકોની કબરોની મીસાલે એવી રીતે બનાવેલું છે કે જ્યાંથી તે શરૂ થાય છે ત્યાંથી એક પછી એક તેની ઇંટોનું પડ જરા જરા અંદરની ગમથી બાહાર નીકળતું આવે છે કે જેથી સેવટે ગુંબજની બંને બાજુઓ એવી તો પાસે લાવી મુકવામા આવેલી છે કે વચેની ફાટ માત્ર એક ઇંટથી પુરી નાંખેલી છે, દીવાલો અને ગુંબજમા જે જાતની ઇંટો વાપડી છે તેવીજ ઇંટો ભોયતલીએ બી જડી લીધેલી છે. એ ભોંયતલીએ જડેલી ઇંટો ઉપર ઘણું કરીને બરૂની બનાવેલી સાદરીઓ બીછાવવમાં આવતી હતી અને તે સાદરીઓ ઉપર મુરદાનું તન મુકવામાં આવતું હતું. મુરદું ઘણું કરીને ડાબાં પાસાં ઉપર કોર મરડીને સુવાડવામા આવતું હતું. જમનો હાથ ડાબા હાથ તરફ પડતો હતો. અને જમના હાથની આંગલીઓ ડાબા હાથની હથેલી ઉપર મુકેલા એક ત્રાંબાના મોટાં પ્યાલાની કોરપર ઘણું કરીને મુકવામા આવતી હતી. માથાની નીચે સુરજના તડકામાં સુકવેલી એકજ ઇંટનો તકીયો કરવામાં આવતો હતો. દરેક મુરદાંની સાથે ઘણા એક ઘરેણાં અને વાપડવાની વસ્તુઓ ડાટવામા આવતી હતી જેઓનું વર્ણન હવે પછી વીગતે કરવામાં આવશે. એવું જણાય છે કે એ ગુંબદરૂપી કબરોમાં વારે ઘડીએ ખોરાકબી મુકવામાં આવતો હતો અને ઘડા અને બીજાં પીવાનાં વાસણોનો તો હમેશાં મલી આવે છે. આ ઇંટનાં ગુંબજો એક એક આખા કુટુંબનાં માણસોની કબરો હોય એવું માલમ પડે છે. તેઓમાં વારે ઘડીએ ત્રણ અથવા ચાર મુરદાં હોય છે. અને એક ગુંબજમાંથી તો અગીઆર હાડપીંજરો માલમ પડયાં છે.

રકાબીઓનાં ઢાંકણના જેવા આકારનાં મટોડાંનાં બનાવેલાં મુરદાં મુકવાનાં વાસણો અસલી જમાનાની દાટવાને લગતી ચીજોમાં ઘણાજ અજાએબ જેવાં છે, સુરજનાં તડકામાં સુકવેલી ઇંટોનો

પુરાતન ગ્રીક અને રોમન લોકોમાં મુરદાંને બાળીને તેની રાખ યાદગારી તરીકે જાળવી રાખવાનો તથા કબર બનાવવાનો ચાલ હતો.—પુરાતન તેમજ આજના હીંદુઓ લાસને બાળી નાંખીનેજ રહે છે અથવા તેની રાખને નદી, દરીઆ, અથવા બીજી પવિત્ર જગાઓમાં નાખે છે.—એ વગેરે કેટલાએક લોકોમાં મુરદાંને કપડાંમાં વીંટાળીને તથા કેટલીએક કોમોમાં પેટીમાં બંધ કરીને જમીનમાં દાટવાનો ચાલ હતો અને છે. કેટલાએકો મુરદાંને દાટીને તે ઉપર ચુના અથવા પથરની કબર બાંધી લીએ છે, કેટલાએકો મુરદાંને દાટીને તે ઉપર ફકટ મટોડુંજ વાલે છે.—વલી કેટલાએકો મુરદાંની લાસને

---

ઓટલો બનાવીને તે ઉપર એક સાદડી મુકેલ હોય છે, કે જે હાલ જમાનામાં એ જાતનાં આરબ લોકોમાં સાધારણ જેવા વપડાતી સાદરીને તદન મલતી આવે છે. એ સાદડી ઉપર પેલું હાડપીંજર મલી આવે છે જે ઉપર કહેલી ઇંટના ગુંબજોમાં મુકેલાં હાડપીંજરોની મીસાલે મુકેલું હોય છે અને તેનીજ મીસાલે અહીયાંબી ઘરેણાં અને વાપડવાના વાસણો મુરદાંની આસપાસ મુકેલા હોય છે સાદડી, હાડપીંજર, અને વાસણો વગેરેની ઉપર ભઠીમાં પકાવેલું મટોડાંનું એક મોટું ઢાંકણ ઢાંકેલુ હોય છે જે ઢાંકણ ઘણું કરીને સાંધા વગરનું એકજ હોય છે. તે ઘણું કરીને સાત ફીટ લાંબુ, બે અથવા ત્રણ ફીટ ઉંચું, અને તલીએથી અઢી ફીટ પોહોલું હોય છે. હાલ જમાનેનાં કુંભારો કદાચજ એથી અરધા કદનાં વાસણો બનાવી શકે છે. એ ઢાંકણોના બાહેરના ભાગ ઉપર ઘણું કરીને કાંઇ સેહેજ શોભાના આકાર હોય છે, જેવા કે કોરો અને પાતલા ખાંચાઓ, અંદરની બાજુએથી તેઓ સાદા હોય છે. એકજ ઢાંકણાની નીચેથી બેથી વધારે હાડપીંજરો કોઇ વખત મલ્યા નથી. અને તે બે હાડપીંજરોમાં એક મરદનું અને એક ઓરતનુંજ હતું. છોકરાઓને ઉમરે પુગેલાઓને ઢાંકવાના ઢાંકણ કરતાં આસરે અર્ધ કદના ઢાંકણોથી ઢાંકીને છુટાં એજ પ્રમાણે દાટવામાં આવતા હતાં. એ જાતની કબરો ઘણું કરીને જમીનની ઘણી ઉંડાઇમથી મલી આવે છે. મુગેર ખાતે જમીનની સપાટી નીચે સાત અથવા આઠ ફીટથી ઓછી ઉંડાઇમાં એકુબી શોધી કાઢવામાં આવ્યું નથી.

ત્રીજી જાતની કબરો જેઓ મુગેર, અને તીલ-અલે-લહમ એ બંધે ઠેકાણે સાધારણ રીતે મલી આવે છે, તેઓ ઉપલી બંધેનાં જેવી અજાયબ જેવીજ હોય છે પોહોલા અને ખુલાં મોહડાંના બે મોહટાં માંટલા હાલમાં બગદાદ ખાતે વપડાતાં પાણીનાં મોહટાં માટલાંઓ (અથવા ખુમો)ને જેવાજ આકારનાં લઇને તેઓની અંદર મુરદું તથા તેની સાથનાં વાસણો, જેવાં કે રકાબીઓ, કુંજા, વગેરે અને ઘરેણાઓ મુકેલાં હોય છે. એ માટલાં સરાસરી અઢી ફીટથી તે ત્રણ ફીટ ઉંડા હોય છે, અને તેઓનો વ્યાસ આસરે બે ફીટનો હોય છે, જેથી તેઓ સેહેલાઇથી એક આખા કદનું મુરદું જો તેને જરા ગુઠણ આગલથી વાંકુ વાલે તો રાખી શકે છે. કેટલીએક વખતે બંધે માટલાઓ બરાબર કદનાં હોય છે. અને તેઓનાં મોહડાં એક ગંધકનાં પડથી માત્ર ચોતાડી લીધેલાં હોય છે. પણ ઘણું કરીને એકના કરતાં બીજું જરા વધારે મોહટું હોય છે તેથી પેહેલાં નાંધલાંનું મોહડું મોહટાંનાં મોહડાંની અંદર ત્રણ અથવા ચાર ઇંચ ઉતારીને બાહેરથી સાંધા આગલ ગંધકનું પડ કીધેલું હોય છે. એવાં દરેક મુરદાંને મુકવાનાં વાસણમાં એક છેડેથી એક આંધરૂં રાખેલું હોય છે કે જેમાંથી મુરદું કોહે તેની હવા બાહેર નીકળી જાય.

મુરદાંને મુકવાનાં વાસણો શીવાયબી કેટલાએક અજાયબ જેવા આકારો કબરોની જગાઓમાં મલી આવે છે. મુરદાંઓ સાધારણ રીતે જમીનની ખુદરતી સપાટીની નીચે દાટેલાં હોતાં નથી પણ બાંધકામથી કીધેલા વીશાળ ટેકડાઓ કે જે દરેક ટેકડો મુરદાંના વાસણોની ઘણી મોટી સંખ્યા રાખે છે તેઓમાં મુકેલા હોય છે. મુરદાંવાલાં વાસણો પાસે પાસે ગોઠવેલાં હોય છે. વારે ઘડીએ તેઓનાં પડો ઘણાં હોય છે. અને કોઇ કોઇ વખતે બાંધકામથી કીધેલી દેવાલો જેઓ એક બીજાને કાતખુને હોય છે તેઓ મુરદાંનાં

નહી અથવા દરીયાનાં પાણીમાં નાંખે છે.—આગલા ઇરાનીઓમાં જુદા જુદા જમાનાંઓમાં અને એકજ જમાનામાં જુદા જુદા માંતો અને ટોલાઓમાં જુદી જુદી રીતીઓ હતી. તેઓમાં મુરદાંને બંધ ગુંબજો તથા મીટીનાં મોટાં બંધ વાસણોમાં મુકવાની, બાલવાની, તથા દાટવાની ઉપર કહેલી જુદી જુદી રીતીઓ જાએજ હતી. જે વિષે વંદીદાદનો લખનાર (જુવો વં० ૧ ફ० ૧૩, ૧૭—૩ ફ० ૮, ૯, ૩૬, ઇત્યાદી) તથા પુરાતન ગ્રીક અને રોમન ગ્રંથકારો તથા અરવાચીન મુસલમાન ગ્રંથકારો લખી ગયા છે.[૨૩]

---

વાસણોનાં એક સટને તેની પાસેના સટથી જુદો પાડે છે. કેટલીક વખતે તે ઢગલાઓની ઉપરની સપાટી ઉપર ઇંટો જડી લીધેલી હોય છે અને તેજ પ્રમાણે ઘણી વખતે મુરદાંનાં વાસણોનાં એક પડથી બીજા પડને જુદું પાડવાને એવીજ ઇંટની ફરસબંદી કીધેલી હોય છે. પણ એ કબરોનાં ઢગલાઓનું સૌથી અજાયબ જેવું બાંધકામ તેઓમાં જે નીયમસર પાણી જવાની મોરીઓ કીધેલી હોય તેઓ છે. ભઠીમાં પકાવેલી મટોડાનાં લાબાં ભુંગલાંઓએ ઢગલાઓના ઉપરના સપાટીથી તે છેક તલીએ સુધી મુકેલાં હોય છે. એ ભુંગલાંઓ એક પછી એક બે ફીટનાં વ્યાસ અને આસરે દોઢ ફીટના પોહોલાઇનાં ગોલ નલાઓને ગોઠવીને બનાવેલા હોય છે કે જેઓની વચેનાં સાંધા ગંધકનાં પાતલાં પડોથી પુરીને તેઓને જોડેલા હોય છે. વલી એ નાંધલા નલાઓને વધારે કૌવત આપવાને માટે તેઓની બાજુઓ જરાએક અંદરથી વલાનવાલી કીધેલી હોય છે. અને વલી એથીબી વધારે બાહેરનું દબાણ અટકાવવાને માટે આખાં ભુંગલાં છેક તલીએથી તે ઉપર સુધી મીટીનાં વાસણોનાં ભાગેલાં ઠીકડાંઓનો છુટા જથાથી ભરી લીધેલા હોય છે. મથાલે ભુંગલું એક ચોકસ આકારની ગોળ વીંટીથી જલદીથી સંકોચાય છે. અને એ વિંટીની ઉપર કાંના પાડેલી ઇંટોની એક હાર હોય છે, કે જે તે ઢગલાને છેક મથાલે સુધી પહોંચે છે, અને ઢગલાની ઉપરની સપાટી એવી રાખેલી છે કે વરસાદનું પાણી ઢલીને આ આંધરાંઓની અંદર આવી પડે છે. એથીબી વધારે પાણી બાહેર લઇ જવાને માટે કાંણા પાડેલી ઇંટોની નીચેનાં ભુગલાંને મથાલેનો કકડો તથા તેની નીચેનાં પહેલા નાંધલા ગોલ નલાનાં ભાગોમાં ઝીણાં ઝીણાં પુસ્કળ આંધરાંઓ કીધેલાં હોય છે કે જેઓની અંદર ગમે તેટલો મજબુટ ભીનાસબી દાખલ થઇ શકે. અને એ વતરેગે દરેક રસ્તામાં આસરે એક ફુટની જગ્યાએ મોટાં ભુંગલાંની આસપાસ ભાગેલાં ઠીકડાં રાખ્યા છે કે જેથી દરેક મોરીનો ખરેખરો વ્યાસ ચાર ફીટ જેટલો હોય છે, આ ગોઠવણથી કરીને મુરદાંનાં વાસણોના ઢગલા સુકા રાખ્યા છે અને તેથીજ કરીને આજ દીન લગી કબરોમાંના વાસણો અને ઘરેણાંઓજ માત્ર બચી રહ્યાં છે એટલુંજ નહી પણ ખુદ હાડપીંજરોબી રહ્યાં છે કે જેઓને કોઇબી કબર ઉઘાડતાં આપણે તદન સલામત જોઇએ છઇએ. જો કે તેઓને પહેલીજવાર હાથ લગાડતાંમાં તેઓને ભાગીને ભુકો થઇ જાય છે.'

૨૩ ધી રીલીજ્યન ઇત્યાદી, સફે ૮—'મુખ્ય કરીને (ઇરાનનાં) પૂર્વ અને પશ્ચીમ ભાગોમાં ગુજરેલાંની લાસને ઠેકાણે પાડવાની રીતીમાં તફાવત (હતો).'

સફે ૯—'તોપણ ગુજરેલાંને ઠેકાણે પાડવા જેવા સૌથી અગત્યના અને સૌથી પવિત્ર રેવાજમાં તફાવત રહેવો એજ એ બાબદ ઉપર પુરતી સાબેતી છે.'

સફે ૨૮—'ગીદરૂશીયા પ્રાંતનાં રહેવાસીઓ સુર્યની પુંજા કરતા હતા. અને ઓરાઇટ લોકોએ બાકટરીઆ (બલખ બોખારા) અને હીરકેનીઆ (ગુરગાન) નાં લોકોમાં ગુજરેલાને ઠેકાણે પાડવાની જે ચોકસ રીતી હતી તે પોતે અખતીયાર કીધી હતી.'

સફે ૬૬—'(પશ્ચીમ ઇરાનનાં લોકો કરતાં બેકત્રીઆનાં લોકોમાં જરતોસ્તી ધર્મ વધારે પાલવામાં આવતો હતો તેની એક સાબેતી એ છે કે પશ્ચીમ ઇરાનમાં) ફકટ મીડ લોકોનાં ધર્મગુરૂઓજ બેકત્રીઅન રીત પ્રમાણે પોતાનાં ગુજરેલાંઓને ઠેકાણે પાડતા હતા, કે જે રીત જરતોસ્તી હતી.'

જરતોસ્તી ધર્મમાં લાસને ઠેકાણે પાડવાનો એક જુદોજ ઉપાય દેખાડયો છે. તે એ કે મરનારની લાસને વસ્તીથી દુર ઉંચી જગાપર સુરજનાં તડકાંમાજ મીન અને બીજી બધી ચીજોથી અલગ ઓટલા અથવા તખતપર ખુલ્લી મુકીને તે મધેથી તેનાં ગોશ્ત, ચામડી, લોહી, વગેરે જેટલો ભાગ સડીને જીવતાંઓની તંનદરૂસ્તીને અવગુણ કરી શકે તેટલા ભાગને માંસાહારી જાણુવરો પાસે જેમ બને તેમ જલદીથી ખવડાવી દેવો. અને ત્યાર પછી તેનાં જે સુકાં હાડકાં રહે તેઓને જેમ જેની શક્તી પહોંચે

---

સફે ૧૮૫—'લાસને પેટીમાં મુકીને અથવા અમથી ઘોરમાં દાટવી એ વિષેની તેઓને (ઇરાનીઓને) સખત મનાઇ હતી......................ગુજરેલાંને ઠેકાણે પાડવાની ધરમનાં કાયદામાં ફરમાવેલી એ રીતી અસલ જમાનામાં આખી પારસી શાહેનશાહાતમાં ચાલુ રાખવામાં આવી નહી હતી. બલકે ભરોસેદાર શાક્ષીઓ ઉપરથી મજબુટ રીતે સાબીત થાય છે કે પશ્ચિમ ઇરાનમાં જે આગલી રીત ચાલતી આવેલી હતી તેજ રહી હતી. તે રીત એ હતી કે જેમ હીરોડોટસ, સ્ટ્રેબો, અને સીસેરો ઉપરથી જાણુવવામાં આવ્યું છે તેમ ગુજરેલાંના શરીર ઉપર મીણનું પડ કરીને તેને જમીનમાં દાટેલા હતા. મુરદાંને ઠેકાણે પાડવાની આ રીત ફકટ ફારસ પ્રાંતમાંજ નહીં પણ મીડાયામાંબી ચાલુ હતી.'

સફે ૧૮૬—'અગાથીઆસ વટીક કહે છે કે પુરાતન મીડ લોકોમાં જરતોસ્તી મુરદાંને ઠેકાણે પાડવાની રીત નહી હોવી જોઇએ. કારણકે પુરાતન વખતની કબરો અને ગુંબજો મીડાયામાં મલી આવતા હતા.'

સફે ૧૮૭—'તોપણ એક બીજી સમજણુ પુરતી રીતે બની શકે એવી છે. તે એ કે ગુજરેલાંઓની લાસોની ઉપર મીણનું પડ એટલા માટે કરવામાં આવતું હતું કે તેઓ મટોડી સાથે પાધરા સંબંધમાં આવીને તેને ખરાબ નહી કરે. અને આ સમજણુ નજદીક ખરી હોય એવી લાગે છે. તોપણુ પારસી પાદશાહોનાં મુરદાંને ઠેકાણે પાડવા માટે એક તદન જુદી રીતી કામે લગાડવામાં આવી હતી. પરસીપોલીસમાં હખામનીશ વંશને માટે એક દબદબા ભરેલું કબરસ્તાન જુદું બનાવેલું હતું. જેમાં સાયરસથી તે છેક તેની નીચેનાં સર્વે હખામનીસ્યાનોને મરણુ પછી દાટવા લાવવામાં આવતા હતા. દીઓદારના કહેવા પ્રમાણે તે એક પહાડની દીવાલમાં ખડકોની અંદરથી કોતરી કાહાડવામાં આવ્યું હતું. અને તેની અંદર ઘણાએક ઓરડાઓ હતા. કે જેઓમાં મુરદાંની પેટીઓ દાટવામાં આવી હતી. તે ઉપર ચઢીને તેમાં જવાનો રસ્તો નહી હતો તેથી તે મુરદાંની પેટીઓને સાંચાની મદદથી ઉપર ખેંચી લેવામાં આવતી હતી. એથી ઉલતું એ રાજનાં સ્થાપનાર કુરૂસની એક ખાસ કબર પસારગાદીમાં હતી. એરીઅન અને સ્ટ્રેબોએ તેનું વીગતે બ્યાન આપ્યું છે. તેઓનાં કહેવા પ્રમાણે તે એક મીનારો હતો કે જેનો સૌથી ઉપલો ઓરડો જે ઉપર છાપરૂં આવેલું હતું તેમાં તેની મુરદાંની પેટી અને તેની પાસે હમેશનાં વપરાસની કેટલીએક ચીજો હતી. મગુશ લોકો તેની તકેદારી રાખતા હતા તે વિષે આગલ કહ્યું છે. ફારસ, અને મીડીઆનાં લોકો એ મુરદાંને ઠેકાણે પાડવાની પોતાનો પ્રાંતાની એ રીતી બદલીને ધરમનાં કાયદામાં ફરમાવેલી રીત ક્યારે ચાલુ કીધી તે ચોકસ ઠરાવી શકાતું નથી. કાંઇ નહીતો આટલું ખરૂં છે કે અસલી પારસી શાહેનશાહતનો આખેરી પછી અને ઘણું કરીને સાસાનીઆન શાહેનશાહતનો પાયો નખાયો તે વખતે થવું જોઇએ.'

સર ઉવીલીયમ આઉઝલી પોતાની ઇરાનની મુસાફરીનાં પુસ્તકમાં 'નીજમુત—તવારીખ' નામની એક ફારસી કેતાબમાંથી નીચે પ્રમાણે એ ફકરા ટાંકી બતાવે છેઃ—

(વાલમ ૨ જો, સફે ૩૭૦)—'મુસલમાંની ધરમ દાખલ થવાની આગમજ ઇરાંની લોકોનો કબરો (મુરદાંને ઠેકાણે પાડવાનું) ત્રણુ તરેહની બનાવવામાં આવતી હતી. કેટલીએક કબરો ઉંડા ગારોમાં (બનાવતા હતા), કેટલીએક પાહાડોમાં દુખમાં બનાવે છે તે, અને કેટલીએક લાસોને પારામાં મુકીને મોટી બરણીઓમાં ભરીને તે બરણીઓને જમીનની નીચે ગોઠવેલી છે તે.'

તેમ પથ્થર, ઇંટ, છો, ચુનો અથવા બીજી ઓછી ટકાઉ વસ્તુઓનાં મોટાં અથવા નાંધેલાં બાંધકામ કરીને અથવા વાસણો બનાવીને તેઓમાં તેનાં શરીરની યાદગારી તરીકે જાળવી રાખવાં. એ રીતીને અવસ્તામાં 'વ્હરેદરેસ્ચ' અને બીજું જરતોસ્તી ધર્મની કેતાબોમાં 'ખુરશેદ નીગરશની' (સુરજને દેખાતું કરવું to expose to the sun) (જુઓ વ૦ ૬ ફ૦ ૪૪-૫૧ ઇત્યાદી) કરી નામ આપેલું છે.[૨૪] ગુજરાતીમા મુરદાંને જમીનને હવાલે કરવાની રીતને જમીનદા અથવા ભુમીદા, પાણીમાં નાખવાની રીતને જલદા, આતશમાં બાળવાની રીતને અગનદા અને જરતોસ્તીઓની ખુરશેદનીગરશની

(વાલમ ૨ જો, સફે ૩૯૦)—'મુસલમાની ધર્મ (ઇરાનમાં દાખલ થવાની) આગમજ ઇરાનનાં પાદશાહોતી કબરો ત્રણ તરેહની હતી. ગારામાં, પહાડોમાં, અથવા જમીનની નીચે મુકતા હતા અને તે ઉપર ઘણા પથરા સીંચતા હતા કે જેનો મોટો ઢગલો થતો હતો.'

૨૪ ધી રીલીજીઅન ઇત્યાદી સફે ૧૫૯.—'જુર્વ ઇરાનમાં ગુજરેલાંઓને લાસ ઠેકાણે પાડવાને માટે કુતરાઓ રાખવામાં આવતા હતા.'

સફે ૩૯—'સ્ટ્રેબો કહે છે કે કાસ્પીયન લોકોમાં ગુજરેલાંને ઠકાણે પાડમાની જે રીત છે તે તદન ઇરાની છે. તેઓ ગુજરેલાંની લાસને જંગલમાં મુકે છે અને દુરથી તેને જોયા કરે છે. જો તેઓને દેખાય છે કે તે લાશને તેની જગાએથી માંસહારી પક્ષીઓ નીચે ખેંચે છે (ખાય છે) તો તેઓ તે મરનારને ઘણું ભાગ્યશાળી ગણે છે. જો જંગલી જનાવરો અને કુતરાઓ ભક્ષ કરે છે તો તેઓ તે મરનારને ઓછું ભાગ્યશાળી ગણે છે. પણ જો એઓમાંનું કાંઇબી તેની ચાસની કરતું નથી તો તેઓ તે મરનારને ઘણંજ હીણભાગ્ય ગણે છે.'

સફે ૧૮૪—'પુરાતન જમાનામાં અને આ (સાસાનીયન) વખતમાં એ (ગુજરેલાંને ઠેકાણે પાડવાનું) કેમ કરવામાં આવતું હતું તેનું લાંબી વીગતે બયાન અગાથીઆસે આપ્યું છે. તે કહે છે કે અસલી રીત એ હતી કે ગુજરેલાંની લાશને તેના લાગતાં વલગતાંઓ શેહેરની બાહાર લઇ જતાં હતાં અને ત્યાં તેને ખુલી કરીને એખલી મુકતાં હતાં એટલા માટે માંસાહારી પક્ષીઓ અને કુતરાઓ તેને ખાઇ જાય. પછી જ્યારે સઘલું ગોસ્ત ખપી રહે ત્યારે ખુલાં હાડકાંઓ મેદાનમાં આસપાસ વેરાતાં રેહેતાં હતાં'

સફે ૧૮૨—'ત્યારે એ વીચાર પ્રમાણે ગુજરેલાંની લાસને ઠેકાંણે પાડવાની રીતનું કારણબી નકી થાય છે જો મુરદાંથી જમીન નાપાક થાય તો તેમાં તે દાટી શકાય નહી. પણ આતશમાં નહી બાળવાની તો તેથીબી વધારે તાકીદ થઇ પડે છે. કારણકે તેમ કરવાથી જમીન કરતાં વધારે પવિત્ર આતશ ઉપર સીતમ કીધેલો કહેવાય છે.પુરાતન લખનારાઓબી એજ પ્રમાણે ખુલી રીતે કહે છે. હીરોડોટસ કહે છે કે પારસીઓને આતશમાં મુરદું બાળવાની છુટ નહી હતી કારણકે તેઓ આતશને એક દેવતા તરીકે ગણતા હતા. નીકોલા ઉસ્કડ માસીનસ કહે છે કે ક્રીસસને બાળવાનાં ચીતા ઉપરથી ઉતારીઓ તે બનાવમાં પારસીઓએ જરતોસ્તે જે મના કીધી હતી તે પ્રમાણે ચાલવાનો એક નવો દાખલો આપ્યો હતો. તેઓમાં પુરાતન જમાનાથી પલાતો આવેલો જરતોસ્તનો હુકમ એ હતો કે મુરદાંને આતશમાં બાલવું નહીં. જરતોસ્તી ધર્મના કાયદામાં મુરદાંને ઠેકાણે પાડવાની રીતી એ હતી કે તેને જંગલી જનાવરો પાસે ભક્ષ કરાવવાને ખુલું મુકવું એમ માનવાના ઘણાએક કારણો છે. પહેલું તો એ કે એ રીતી મોબેદોમાં જલવાઇ રહી હતી. હીરોડોટસ કહે છે કે પારસીઓ પોતાનાં મુરદાંને ઠેકાણે પાડે છે તે વિષે કાંઈ ખાત્રીપૂર્વક જાણતું નથી. તે એક ભેદ ભરેલી વાત છે. પણ મોબેદોની રીત વિષે તે ચોકસ કહી જાએ છે કે તેઓ પોતાનાં મુવેલાંની લાસનું માંસ પક્ષીઓ અને કુતરાઓ પાસે ખવડાવી દીધા અગાઉ તેનાં હાડને દાટતા નથી પણ તેથી ઉલટું પારસીઓ તેઓનાં ગુજરેલાંના લાસને મીણ લગાડીને

કરવાની રીતને સુરજદ્દા કરી કહે છે. સુરજદ્દામાં બીજી બધી રીતીઓ સાથે સરખાવતાં કેટલો ઓછો અવગુણ છે તે તપાસવાથી માલમ પડશે.

### ભૂમીદ્દા, જલદ્દા, અગ્નિદ્દા, અને સુરજદ્દા, એ ચાર રીતીઓનાં ફાયદા તથા ગેરફાયદા.

ભૂમીદ્દા કરવાનાં ત્રણ પ્રકાર વંદીદાદ લખાયો તે વખતમાં જણાયલા હતા.—૧. લાસને ભોયરાં અથવા બંધ વાસણમાં મુકી રાખવી (ઉપર કહેલી ખાલદીઅન અને આસીરીઅન લોકોની રીત). ૨. લાસને જમીનમાં દાટવી. ૩. લાસને જમીનની સપાટી પર મુકવી.

૧. ઉપર જણાવ્યું છે તેમ પુરાતન ખાલદીઅન અને આસીરીઅન લોકો અને પાછલા જમાનાનાં ઇરાનનાં પારથીઅન લોકો ભઠીમાં પકાવેલી ઇંટોના બંધ ગુંબજો બનાવીને અથવા ભઠીમાં બાલીને પાકાં કીધેલાં મટોડીનાં બંધ વાસણો બનાવીને મુરદાંને કેટલાએક અસબાબ સાથે તેમાં મુકતા હતા તે મટોડીનાં બાંધકામ તથા વાસણો તથા ઢાંકણોને અવસ્તામાં 'દખ્મ'[૨૫] કરી કહેલાં છે. (ધાતુ 'દજ઼'=સં૦ दह् બાલવું).—એ દખમાંઓ બનાવવાનો ચાલ પુરાતન ઇરાનીઓમાં બી હતો કે ફકત પારકા લોકોમાંજ હતો તે ચોકસ જણાતું નથી. તોપણ એ પ્રમાણેનાં 'દખ્મ'માં લાસોને મુકવાનું જરતોસ્તી ધર્મને નાપસંદ છે તે તો ચોકસ છે. એમ છતાં જરતોસ્તી

---

જમીનમાં દાટે છે, સીસરો અને સ્ટ્રેબોબી એમજ કહે છે. ફકત પાછલો ધણી એમ કહે છે મોબેદો પોતાના ગુજરેલાઓને મુતલગ દાટતા નથી પણ પક્ષીઓને ખાવા આપી દેએ છે, પાછલા વખતનાં લખનારાઓ કહે છે કે મુરદાંઓનાં હાડકાંઓ ઉપરથી માંસ તદન નીકલી ગયા પછી તેઓને દાટવામાં આવતાં હતાં અને આપણે ધારી શકતા નથી કે સ્ટ્રેબોના વખતમાં જેમ કરવામાં આવતું હતું તેથી જુદી રીત તેની આગલ અથવા પાછલના જમાનામાં કરવામાં આવતું હતું. માટે ખચીત એ બાબદમાં હીરોદોટસ કહે છે તે ખરૂં જણાય છે, બીજું મુરદાંની લાસને એ પ્રમાણે ઠેકાણે પાડવાની પુર્વ ઇરાંનની રીતી માત્ર ધર્મ ગુરૂઓમાંજ ચાલુ હતી એટલુંજ નહીં પણ સર્વે લોકોમાં ચાલુ હતી અને જરતોસ્તનો કાયદો પહેલાં તે તરફજ ખચીત અમલમાં આવ્યો હતો. સ્ટ્રેબોની ચોપડીમાં ઓનીસાક્રીટોસ એવું વર્ણન કરે છે કે બાકત્રીયન લોકોમાં ગુજરેલાંની લાસને કુતરાંઓને ખવડાવવામાં આવતી હતી જેઓને એજ કારણસર ખાસ રીતે રાખવામાં આવતા હતા, અને જેઓને તેઓના દેશની ભાષામાં મુરદાંને ઠેકાણે પાડનાર કરી કહેતા હતા, બીજે ઠેકાણે સીસેરો એજ વાત હીરકેનીયન લોકોને વિશેબી કહે છે પણ તેમાં એટલું વધારે છે કે લોકો એ કામને માટે જાહેર કુતરાઓ રાખતા હતા તોપણ તે લોકોમાંનાં વડા માણસો પોતપોતાના ખાનગી કુતરાંઓ રાખતા હતા. કે જેઓ ખાસ કરીને કીમતી જાતનાં કુતરાંઓ હતા. સ્ટ્રેબો અને ડીઓદોરના લખાણો પરથી ઓરીટન લોકો વિશેબી આપણે એજ વાત જાણીએ છીએ, ત્રીજુ. સેવટે સાસાનીયન પાદશાહોના વખતમાં જ્યારે કે ધર્મનાં ફરમાનો ચુસ્તપણે બજાવવામાં આવતાં હતાં તે વખતે ગુજરેલાંને ઠેકાણે પાડવાની એજ રીતનો રજા હતી ગુજરેલાંની લાસોને દાટવાની રીત જે પુરાતન પારસીઓમાં જાએજ હતી તે વટીક એ જમાનામાં મના કરવામાં આવી હતી.'

૨૫ 'ફ્રીગર્ડ વં૦ ૩ ફ૦ ૪૩ પહેલવી શરેહઃ—જમીનની નીચે સુરજનાં તડકામાં દેખાતુંબી નહી (તેમજ જમીનના પોપડામાં દાટેલુંબી નહીં).

ધર્મમાં ચોખાઇ જાળવવાના જે પુશ્કલ ઉપાયો બતાવ્યા છે તેમાં એ 'દખ્મ' નામનાં બાંધકામો તથા વાસણો અગતનાં ગણીને કામમાં લેવાનું ફરમાવેલું છે. લાસને એ 'દખ્મ'માં મુકવાની મના કરી છે ખરી, પણ લાસનાં સંબંધમાં આવેલી કેટલીએક ચોક્કસ વસ્તુઓ જે ચોખી કરી શકાય નહી અને જે ચોખાં માણુસનાં વપડાટથી રદ કરવામાં આવે તેઓને એવાં 'દખ્મ'માં મુકવાનું કહેલું છે. (વં૦ ૮, ફ૦ ૧–૩; વં૦ ૫, ફ૦ ૧૮, ૧૬), જે વિષે આગલ લખવામાં આવશે. અને તેજ પ્રમાણે આજેબી આપણાં લોકો લાસનાં કફન વગેરે રીમન ચીજોને જમીનમાં ખાડા બનાવીને તેઓનાં મથાલાં ઇંટથી ચણેલાં કરીને ઘંટીનાં ઉપલા પથરથી અથવા એવાજ કોઇ આંધરાવાલા પથરથી તેઓનાં મોહોડાં બંધ કરીને તેઓમાં નાંખે છે જેઓનેજ ચોક્કસ રીતે બોલતાં દખમું એ નામ લાગુ પડે છે. એ વિષે આગળ વધારે ખોલાસો આવશે. જરતોસ્તી ધર્મની રૂએ એવાં સુરજની રોશની દાખલ નહીં થઇ શકે એવાં 'દખ્મ'માં લાસોને મુકવાનાં કામને નાપસંદ ગણીને તે કામનો અટકાવ કરવા કહ્યું છે.[૨૬] તેનું કારણ એ છે કે જ્યાં લગી તે મધેનો કોહવા લાયક ભાગ આસ્તે આસ્તે જમીનમાં પસર્યા કરે છે તથા ઉપર હવામાં નીકલ્યા કરે છે ત્યાં લગી તે જમીનમાંનાં પાણીને અને તે જમીન ઉપરની હવાને ખરાબ કરે છે કે જે પાણી અને હવા જીવતાં માણુસોનાં શરીરમાં પેવસ થવાથી તેઓની તનદરૂસ્તીને નુકશાન કીધા વગર રહેતાં નથી. જરતોસ્તી ધર્મ પુસ્કોમાં કહેલું છે કે એવી રીતે મુકેલાં મુરદાંઓ માણુસોમાં કેટલીએક જાતનાં દરદો ફેલાવે છે. અને તે વાતને આજનું સુધરેલું વૈદક શાસ્ત્ર ટેકો આપે છે.[૨૭] વળી અવસ્તામાં કહે છે કે અકસર કરીને સુરજની ગેરહાજરીમાં એ જગાની હવા માણુસોને

---

૨૬ સ્પીગલ પહેલવી વં૦ ૩ ફ૦ ૩૦:–'(ત્રીજી તે જમીન નાખુશ છે કે જે ઉપર) ઘણાં દખમા બન્યાં હોય અને તેમાં મુવેલાં માણસો મુકેલાં હોય–જમીનની નીચે ખુરશેદનીમરશની નહી—એ એટલા માટે બુરૂ કહેલું છે કે એ (લાસ) ખુરશેદનીમરશની થાય તો તે ઘણું ચાહવા જોગ છે.'

વં૦ ૭ ફ૦ ૪૯–૫૦:—'કીરતાર! કેટલી લાંબી મુદત લગી મુએલાં માણસની લાસ દખ્મામાં મુકેલી પડી રેહવા પછી જમીન તેવી (વડકો પંથરાયલી અને સુરજને દેખાતીની બરાબરની) થાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો–સપેતમાન જરતોશત! તે (લાસ) મીટી સાથે મલી જાય (એટલે કે ખાક થઈ જાય) તેની અગાઉ નહીં. સપેતમાન જરતોસ્ત! શરીરવાલી આલમની દરેક માણસને એ દખ્માઓમાંથી (નસાને) ખોધી કાહડવાને તું તાકીદ કરજે.'

૨૭ વં૦ ૭ ફ૦ ૫૮:—'જ્યાં લગી તે બદબો નીકલ્યા કરે છે ત્યાં લગી ખચીત દેવો (માણસોની તનદરસ્તી તથા સુખમાં ખલલ કરનારાઓ)ની તે જીઆફત થઇ પડે છે. તે દખમાઓમાં 'અખ્તિ, ગરેતું, તફનું, નઓજસ, સારસ્તી અને અઘોરસ્તી' (નામનાં દરદો) એકઠાં (ઉત્પન્ન) થાય છે.'

કોપલન્ડની 'ડીકશનરી ઓફ મેડીસીન, સફે ૩૪૯—'એક દેવલની નીચે મુરદાંઓને દાટેલાં હતાં તે દેવલની સીડી ઉપર એક ગૃહસ્થ ચહડતો હતો તેને તેનાં બારણાની બંને બાજુનાં આંધરાંઓમાંથી એવી તો ખરાબ હવાની ફુંક નીકલતી લાગી કે તેનું આખું શરીર કમકમીને ધ્રુજવા લાગ્યું

ઘણું નુકશાન કરે છે.[૨૮] અને તેમ તેનેબી આજનું વૈદક શાસ્ત્ર મલતું આવે છે.[૨૯] સુરજનો તડકો તથા ફુંકાતો પવન તમામ કોહોતી અને માણસોની તંનદરૂસ્તીને નુકસાન કરનારી ચીજોને સુકવી નાંખવાનાં એ મોહટાં સાધણો છે. એ સાધણો એ 'દખ્મા' નામના બંધ ખાડા કે ગુંબજો તથા બંધ વાસણોમાં પુરતી રીતે દાખલ થઇ શકતાં નથી. તેથી તેઓમાં મુકેલી લાસો સબર્યાં કરીને આસપાસનાં લોકોની તનદરૂસ્તીનો બીગાડ કરે છે. અને જમીનની સપાટી ઉપર દાટેલાં મુરદાંથી જેટલું નુકશાન થઇ શકે તે કરતાં વધારે નુકશાન એ રીતે તદન બંધ મુકેલાં મુરદાંથી વધારે લાંબો વખત લગી થયા કરે છે. કેમકે તે મુરદું જમીન માંહેલા પાણીની વધારે પાસે હોવાથી તેમાં તેની ઝેરી હવા સેહેલાઇથી દાખલ થાય છે એને સુરજનાં તડકા તથા ફુંકતા પવનની અથવા તેનું પૃથકકરણ કરે એવી બીજી ચીજોની અસર તે ઉપર નહીં લાગુ પડવાથી તેનો નીકાલ થતાં લાંબો વખત લાગે છે.—'દખ્મ' એ નામ ઉપર જણાવ્યા પ્રમાણે નસાને મુકવાનાં ભઠીમાં બાલીને પાકાં કીધેલાં માટીનાં વાસણનું છે. તે જેમ તેવાં વાસણને તેમજ ભઠીમાં બાલીને પાકી કીધેલી ઇંટોનું બાંધકામ જેમાં નસા મુકવામાં આવે તેનેબી લાગુ પડે. એ નામ જે વાસણ અથવા બાંધકામને અવસ્તામાં લગાડીઉં છે તેને સેમીટીક પેહેલવીમાં ﾚ્ક— કરી લખ્યું છે. એ શબ્દનો ઉચ્ચાર, ઉત્પતિ, અને અર્થ હજુ સુધી ચોક્સ જણાયા નથી. તોપણ આટલું ખરૂં છે કે મુરદાંને મુકવાનું 'દખ્મ' નામનું

---

અને તે બેહોશ થઇ જશે એવું તેને લાગું. તેને તે દેવલ છોડવાની ફરજ પડી અને તેજ વખતે તને એક તાવ લાગુ પડી કે જે 'ફ્યુતરો એડાંનેમીક'ને નામે ઓળખાય છે. એજ દરદથી તે ગૃહસ્થ આઠ દાહડા પછી મરણ પામ્યો. એ ગૃહસ્થની ધણીઆનો જે ઘણી બુઢી હતી તેણીનેબી તેણીના માટીનો રોગ ઉડયો. તે તાવ તેજ રૂપે તેણીનેબી લાગુ પડયો અને તેથી તેણીબી આઠ દીવસ પછી મરણ પામી.'

ડોકતર ટેલરની 'પ્રોનસીપલસ એન્ડ પ્રેકટીસ ઓફ મેડીકલ જુરીસ પ્રુડનસ'—સફે ૫૧:-'તેણે એક સીસાંની મુરદાંની પેટી ઉઘાડી જેમાં નજદીક એક સદી લગી મુરદું બંધ રાખવામાં આવ્યું હતું. તેમાંથી જે એમોન્યા જેવી ગ્યાસ બાહેર નીકલી તે એવી તો જોરાવર હતી કે તેની આગલ એક વખતે થોડીએક સેકન્ડથી વધારે વાર મોહડું રાખી શકાતું હતું નહીં'.'

૨૮ વં૦ ૭ ફ૦ ૫૮:—'એ દખમાઓમાં તે (દરદો) **સુરજ અસ્ત પામ્યા પછી** માણસોને અતીશે મારનાર થાય છે.'

૨૯ ડાકટર જેમ્સ એચ પીગફોર્ડ એમ૦ ડી૦ ની બનાવેલી 'હાઇજીની' નામની કેતાબ, સફે ૧૭૪:-'રોગજનક હવા ઉત્પન્ન કરનારી જગાઓમાંથી જે મરકીકારક હવા ઉત્પન્ન થાય છે તેઓની મરકીકારક અસર **સુરજનાં અસ્ત પામવાથી તે સુરજનાં ઉગવા સુધીનાં** વખતમાં સૌથી વધારે હોય છે. અને તેઓનું વિશેષ ગુરૂત્વાકર્ષણ ઘણું હોવાને લીધે જમીનની સપાટીની નજદીક તેઓની ઝેરી અસર અતીશે હોય છે. ખરેખર લોનકીસી મુસાફરોને મજબુત ભલામન કરે છે કે રાતની વખતે પોનટાઇન માર્સીઝ નામની ઇટાલી દેશમાંની એક ઘણી ભીનાસવાલી જગ્યા ઉપરથી પસાર વટીક નહીં થવું.'

વાસણુ અથવા બાંધકાંમ જરથોસ્તી ધર્મને નાપસંદ છે ત્યારે પાછલા વખતમાં ફારસી ભાષામાં જરતોસ્તીઓની લાસોને ખુરશેદનીગરશની કરવાની જગાને એ નામ કેમ લાગુ પડયું તે ચોકસ જણાતું નથી. એ વિષેની એક બાબદ આગલ આવશે ત્યાં વધારે વીગતથી ખુલાસો કરવામાં આવશે.

૨. સાદી રીતે મુરદાંને જમીનમાં દાટવાની રીત અવસ્તામાં નુકસાન કારક ગણેલી છે અને કહ્યું છે કે વધારે મુદત લગી નુકશાન ચાલુ રહેતું નથી, તોપણુ એ રીતબી નુકશાનકારક અને ના પસંદ કરવા જોગ છે.[30] એનુ કારણુ એવું દીશે છે કે જમીનમાં લાસોને દાટવાથી પાણી તથા હવા બીગડીને જીવતાંઓની તંદરૂસ્તીને હાની પોંહચે છે, કે જે વાતનેબી આજનુ વૈદકશાસ્ત્ર ટેકો આપે છે,[31] કે જેનાં મતને અનુસરીને સઘળી ગીચ વસ્તીની જગાઓમાં સુધરેલાં દેશોમાંથી સરકારો કબરસ્તાનોને દૂર કરાવે છે જે વાત સરવેને રોશન હશે. જમીનની ખાક સાથે લાસનાં ભાગો મલવાથી તથા તેમાંથી નીકળતી હવાથી જીવતાંઓની તંદરૂસ્તીને થતો બીગાડ અવસ્તાના વખતમાં સારી પેઠે જણાયલો હોવો જોઇએ. કેમકે જે વખતે લાસને ખુરશેદનીગરશની કરવાને નહીં બની આવે ત્યારે ઘણી ચોકસાઇથી કેટલીએક ગંદગીને ચુસી લેનારી ચીજો તેની આસપાસ મુકીને થોડો વખત તેને જમીનની સપાટીની નીચે મુકવાની જરતોસ્તી ધર્મમાં રજા આપી છે પણ અડચણ ટલી ગયા પછી લાશને પાછી ખુરશેદનીગરશની કરવાની સખત તાકીદ કીધી છે અને જો તેમ કરવામાં કોઇ ગફલત કરે તો તેની તોજેશ કરવાને કહેલું છે. (જુઓ વં૦ ૫, ફ૦ ૧૦–૧૪, ૨૫–૨૬ તથા વં૦ ૮, ફ. ૪-૧૦ ઇત્યાદિ. જુઓ નોટ ૧૧૭--૧૧૯.)[32]

૩. જમીનની સપાટીથી અલગ નહીં પણ તેને લાગીને ખવાતી અથવા વગર ખવાતી હાલતે મુરદાંને પડી રહેવા દેવાની રીતને અવસ્તામાં ઉપલી અંધીઆર 'દખ્મ'માં મુકી રાખવાની અથવા જમીનમાં દાટવાની

---

૩૦ સ્પીગલ પેહેલવી. વં૦ ૩, ફ૦ ૨૭:–('જમીન ખુશકારક નથી) જે ઉપર મુએલાં કુતરાં અને મુએલાં માણુસોનાં શરીરો ઘણાં દાટેલાં હોય છે.'

૩૧ પાર્કની બનાવેલી 'પ્રેકટીકલ હાઇજીની' સફે ૪૧૧:–'ત્રણુ રીતીઓમાંની જમીનમાં દાટવાની રીતી ખચીત ઘણી તનદરૂસ્તીનો નાશ કરનારી માલમ પડે છે. કબરસ્તાનો ઉપરની હવા જાથુક બીગડે છે. તથા ત્યાંનું પાણી જે પીવાના કામમાંબી લઇ શકાય તે વારે ઘડીએ અતીશ ગદલું થાય છે. એથી કરીને કબરસ્તાનની નજદીકીમાં બેવડું નુકશાન લોકોને થાય છે. અને તે ઉપરાંત વખતે વખત જુનાં કબરસ્તાનો ઉથલ પાથલ કરવાથો રોગ ઉત્પન્ન થાય છે તે જુદું. આ વાત સર્વેને જાણીતી છે કે કબરસ્તાનોની નજદીકની જગા તંનદરૂસ્તીવાલી હોતી નથી.'

૩૨ ધી રીલીજીયન ઇત્યાદી સફે ૧૪૭:–'વલી જમીન તેની પવિત્રાઇને લીધે નાપાક કરી શકાય નહીં. જો મુરદાંની લાસ જમીનમાં દાટી હોય તો તેને નાપાક કરવાનું કામ થાય એટલા ઉપરથીજ જરતોસ્તી ધરમે ગુજરેલાંઓની લાસને એક ચોકસ રીતે ઠેકાણે પાડવાનું કહ્યું છે.'

રીતીઓથી ઉતરતી નુકશાનકારક ગણી છે.[33] એ રીતથી જમીનમાં લાસમાંની નુકશાનકારક ચીજ પેવસ્ત થાય છે ખરી પણ તેથી નુકશાન ઉપલી રીતીઓ કરતાં ઓછું થાય છે. અને તે લાસનો નીકાલ ઉપલી રીતી કરતાં ઓછી મુદતે થાય છે. તોપણ અલગ રીતે ખવાડી દેવાનાં કરતાં વધારે વખત લાગે છે તથા જમીન અને તે ઉપરની હવા બીગડે છે તેથી એ રીતીબી નાપસંદ કરવા જોગ છે.

આ પ્રમાણે મુડદાંની લાસ અથવા હરેક કોહતો નસો જમીનનાં સંબંધમાં આવવા દીધાથી માણસોને થતું નુકશાન જેમ જરતોસ્તી ધર્મ તેમજ આજનું વૈદક એક અવાજે જણાવે છે. પણ જો માણસોની વસ્તીથી ઘણે દુર કબરસ્તાનો કરવામાં આવે તો તેથી વસ્તીમાં રહેનારાં માણસોને શું નુકશાન છે એવી તકરાર જો જમીનદાની તરફેણમાં કરવામાં આવે તો તે વિષે કહેવાનું એટલુંજ છે કે એક તો તવંગર કે ગરીબ સર્વેનાં મુરદાંઓને વસ્તીથી ઘણે દુર લઇ જવામાં ઘણી મહેનત તથા વખત અને ખરચ લાગે, અને બીજું તો દુરની જગામાંથી જે જેહેર ઉત્પન્ન થવું જોઇએ તે તો થયા વગર નહી રહે અને તે જલદીથી તથા પાધરૂં નહી તો ધીમે ધીમે અને બીજે આડકતરે રસ્તેબી માણસોને નુકશાન કરયા વગર નહી રહે. ત્યારે બહેતર ઉપાય એજ છે કે એ ઝેહેરને નજદીક અથવા દુર કોઇબી જગાએ ઉત્પન્ન થવાજ નહી દેવું એવી મતલબથી જરતોસ્તી ધર્મમાં મુરદાંને જમીનદા કરવાની તદન મનાઇ કીધેલી જણાય છે.

જલદા બે રીતે થાય છે—૧. નદી, તલાવ, સરોવર વગેરેના મીઠાં પીવાના પાણીમાં લાસને નાખવી અથવા ૨. દરીઆનાં ખારાં પાણીમાં લાસને નાંખવી.

૧. મુરદાંને મીઠાં પાણીમાં નાખવાથી અથવા કોઇબી રીતે તેમાં મલવા દીધાથી ઘણી પરહેજ રાખવાને જરતોસ્તી ધર્મમાં ફરમાવ્યું છે તેનું કારણ સર્વ કોઇને અનુભવથી રોશન હોવું જોઇએ કે પાણીમાં લાસને લગતી કોઇબી વસ્તુ રહેવાથી તે લાસમાંની નુકશાનકારક પ્રવાહી પદાર્થો તથા નુકશાનકારક હવાઓ તેમાં પીગલીને તેને બીગાડે છે કે જે પીવાથી માણસો

---

૩૩ વ૦ ૭ ફ૦ ૪૫-૪૮:-'શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર અશો! મુએલાં માણસનું શરીર જમીનપર મુકાયલું પડી રહેવા પછી કેટલી લાંબી મુદતે જમીન તડકાંથી છવાયલી અને સુરજને દેખઈતી (પાક) થાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:-અશો જરતોસ્ત! મુએલાં માણસનું શરીર જમીનપર મુકાયલું પડી રહેવા પછી એક વરસની મુદત બાદ જમીન તડકાંથી છવાયલી અને સુરજને દેખઇતી (પાક) થાય છે. દાદાર! મુએલાં માણસનું શરીર જમીનમાં દટાયલું પડી રહેવા પછી કેટલી લાંબી મુદત બાદ તે જમીન તે પ્રમાણેની (પાક) થાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:-સપેતમાન જરતોસ્ત! મુએલાં માણસનું શરીર જમીનમાં દટાયલું પડી રહેવા પછી ૫૦ વરસે તે જમીન તે પ્રમાણેની (પાક) થાય છે.'

અને જાનવરોની તનદુરસ્તી ખરાબ થાય છે. પાણી જો સારૂં પીવામાં આવતું નથી તો માણસ તથા જાનવરોની તનદરૂસ્તીને કેટલું બધું નુકશાન થાય છે તે સર્વેને જાણીતું છે. આગલ મુંબઇમાં કુવાઓનું પાણી પીવામાં આવતું હતું તે કુવાઓમાં ગટરોની તથા બીજી ગલીચી, જે જરતોસ્તી ધર્મની ભાષામાં 'હેહેર તથા નસો' કરી કહેવાય તે, જમીનમાંથી પસરીને પેવસ થતી હતી, અને તેથી તે પાણી પીધાથી લોકોમાં નારૂ, કોહોવાટ, ખુજલી, કોલેરા વગેરે બીજા કેટલાંએક દરદો ફેલાતાં હતાં તે દરદો જ્યારથી વીહારનું ચોખું પાણી પીધામાં આવે છે ત્યારથી ઘણાંખરાં નીકલી ગયાં છે, માણસની તનદરૂસ્તીનો મોહટો આધાર જે પાણી તે પીએ છે તેની ઉપર છે. અને એટલા માટે જેમ આજનાં વખતમાં પાણીને સાફ રાખવાની ડાકતરો તાકીદ કરે છે અને મ્યુનીસીપાલીટી તથા સરકારની તરફથી ચોકસાઇ રખાવવામાં આવે છે. તેમજ અવસ્તામાં બી ઘણી તાકીદ ફરમાવી છે અને કદીમ ઇરાની પાદશાહોનાં વખતમાં પીવાનાં પાણીની નેહેરો, ઝરાઓ, નદીઓ, વગેરે સાફ રખાવાનાં ખાસ ધારા બાંધેલા હતા અને જેઓ પાણી બીગાડે તેઓને સખત સજા કરવામાં આવતી હતી એવું તવારીખોમાં લખે છે.[૩૪] ગલીચી અને મુરદાર વસ્તુઓ સાથે ભેલાયલું પાણી પીવાથી જીવતાંઓની તનદરૂસ્તી બીગડે છે તેથી તેઓને તે પીવાની અવસ્તામાં મનાઇ છે એટલુંજ નહીં પણ જરતોસ્તી ધર્મને લગતી કેતાબોનું મત હેવું ધારી શકાય છે કે જો પાણીમાં હેહેર અથવા નસા પડે તો તેમાં કેટલાંએક ઝીણાં તથા મોહટાં પ્રાણીઓ પેદા થાય છે તેઓ વળી માણસો તથા બીજા ઉપ્યોગી જાનવરોનાં બદનોને તથા તૈયાર થયેલાં ખેતર અને બાગોને તથા બીજાં ઝાડપાનોને નુકશાન કરે છે અને તેથી કરીને પેદાએશ તથા અનાજ અને ઘાસનાં પાકનો નાશ થઇને દુકાલ તથા ભુખમરો પડે છે અને તેનાં પરીણામમાં ઠંડી ખમી નહીં શકાવાથી ઘણાં માણસો અને ઢોરો મરી જાય છે અથવા દુઃખી થાય છે.[૩૫] એ રીતે જોકે નસાને પાણી સાથે

૩૪ ડાકટ હાઉગના રેસાલાઓની બીજી આવૃત્તિ, સફે ૭:–'તેઓ (ઇરાનીઓ) નદીમાં પેશાબ કરતા નથી, થુકતા નથી, હાથ વટિક ધોતા નથી. બીજાનેબી તેઓ એમ કરવા દેતા નથી.'

ધી રીલીજીઅન ઇત્યાદી, સફે ૧૪૬–'આતો કુદરતી છે કે તેની ખાલેસી અને પવિત્રાઇને લીધે પાણીને આતશની મીસાલે નાપાક કરવા દેવામાં આવતું હતું નહીં. હીરોડોટસ કહે છે કે ઇરાનીઓ નદીમાં પેશાબ કરતા નથી, થુકતા નથી, હાથ વટીક તેમાં ધોતા નથી. એટલુંજ નહીં પણ એ પ્રમાણે બીજાઓનેબી કરવા દેતા નથી. સ્ત્રેબો વલી એમાં ઉમેરો કરે છે કે તેઓ નદીમાં નાહતા નથી. મુરદાર વસ્તુ અને સાધારણ રીતે જેબી કાંઇ ચીજ અપવિત્ર ગણાય તેબી તેમાં નાખતા નથી. છેક ક્રાઇસ્ટની ચોથી અને છઠી સદીઓમાં સાસાનીઅન પાદશાહોનાં વખતમાંબી તેઓ નદીઓમાં મોહડું વટીક ધોતા હતા નહીં અને પીવા તથા ઝાડોમાં સીપવાને માટે પાણી લેવા સીવાય તેઓ તેમાં શરીરનો કોઇબી ભાગ બોરતા હતા નહીં.'

૩૫ વં૦ ૭૦ ૫૦ ૨૫–૨૭:–'દાદાર! તે માણસો ક્યારે (કેમ) ચોખાં કરાય, ઓ અશો

મલવા દેવામાં પેહેલી નજરે એકદમ થતું કાંઇબી નુકશાન જોવામાં નહીં આવે તોપણ લાંબો વખત જતાં તેથી માણુસોનેજ ખમવું પડે છે. એ વાત એમ હોય કે નહીં હોય, અથવા એ બાબદના અવસ્તાના ફકરા આપણે બરાબર સમજતા હોઇએ કે નહી હોઇએ, તોપણ આટલું તો ચોકસ છે કે જરતોસ્તી ધર્મમાં 'હેહેર અને નસાને'ને પાણી સાથે મલવા નહીં દેવાની જે જગે જગ તાકીદ ફરમાવેલી છે તે વાતને આજનું વૈદક શાસ્ત્ર મજબુત ટેકો આપે છે. આજની વિદ્યા કહે છે કે જે નદી નાલાંઓમાં હેહેર, નસા, અને બીજી સરવે જાતની ગલીચી પડીને ઘસડાઇ જાય છે તેઓનું પાણી પીધાથીજ નુકશાન થાય છે, એટલુંજ નહીં પણ તેમાંથી બાફ રૂપે એક જાતની નુકશાનકારક હવા નીકલે છે, જે તે નદીપર જા આવ કરનારા તથા કીનારે ફરનારા અને રેહનારાઓની તંદરૂસ્તીનેબી બેમાલમ રીતે બીગાડ

---

અહુરમજદ! જેઓ ચોખાં થયા વગર (જાથુક) નસાને તથા નજીસાતને પાણી અથવા આતશમાં લેઇ જાય છે તેઓ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:-તેઓ ચોખાં નહીં કરી શકાય તેવાં છે, ઓ અશો જરતોસ્ત! જે બુરાઓ (એ રીતે) નસા સાથે કામ કરનારા છે તેઓ 'સૂન' તથા 'મધખ' (તીડો)નાં (ઉપદ્રવને) ઘણી મદદ કરી આપનારા છે. (અને તેથી કરીને) જે બુરાઓ (એ રીતે) નસા સાથે કામ કરનારા છે તેઓ દુકાલ તથા અનાજની તંગીને ઘણી મદદ કરી આપનારા છે. (અને તેથી કરીને) જે બુરાઓ (એ રીતે) નસા સાથે કામ કરનારા છે તેઓ દેવના તરીકાનાં ગોસપંદોનો નાશ કરનારાં, જાડાં (અથવા બદનને સોહોરી ખાય એવાં) બરફવાંલા, ઠીજવી નાંખતા (સરખાવો ફ૦ ૭ ).), સખત, નુંકશાનકારક, અને પેદાયશનો નાશ કરનારાં હીમને ઘણી મદદ કરનારા છે, (એટલે કે મુરદાર ચીજો તથા નજીસાતને પાણી અથવા આતશ સાથે મેલવવાથી કોઇએક જાતનાં 'સૂન' તથા 'મધખ' નામના ઝીણાં પ્રાણીઓની ઉત્પતિ થાય છે અને તે પ્રાણીઓથી અનાજ તથા ઘાસનો નાશ થાય છે. અનાજ તથા ઘાસનો નાશ થવાથી દુકાલ પડે છે. દુકાલથી થયેલી ખોરાકની કોતાહીને લીધે શીઆલાનું જોર ઘણું સખ્ત માલમ પડે છે, ઢોરો મરી જાય છે, અને પુરતો ખોરાક નહીં ખવાવાથી થયલી નાતવાનીને લીધે બરફ જાણે માણસોનું લોહી પી જતો હોય તેવો લાગે છે અને તેથી માણસોબી મરણ પામે છે.) (જો ઉપલા ફકરાની મતલબ એ પ્રમાણે નહીં તો બીજી રીતે આ પ્રમાણે સમજી શકાય છે કે નસાને પાણી તથા આતશ સાથે મેલવનારાંઓ દુનીઆ-ને જે નુકશાન કરે છે તે નુકશાન ખેતરોનો નાશ અથવા દુકાલનો ફેલાવો, અથવા સખત હીમથી ઢોરોનો નાશ કરવાનાં નુકશાનોની બરાબરનું છે.)'

પે૦ દ૦ એ૦ રા૦ લા૦ નંબર ૪૨ સફે ૨૨૨–દા૦ હો૦ ૨૦ સફે ૧૧૬, બાબ ૮૬–'નસા પાણી અથવા આતશમાં નહીં જાય તેને વિષે ઘણી સંભાલ રાખવી જોઇએ. કેમકે જે કોઇ નસાને પાણી અથવા આતશમાં પોહોંચાડે છે તેનું રવાન હરગેઝ દોજખથી ખલાસી પામતું નથી. અને દીનમાં કહે છે કે મચ્છર, અને તીડ, જે ઘણાં થાય છે તે એથી થાય છે કે નસાને પાણી અને આતશથી પરહેજતા નથી. અને શીઆલોબી સખત થાય છે તે તેનેજ લીધે થાય છે.'

દા૦ હો૦ ૨૦ સફે ૧૧૭:–'જો કોઇ નસાને પાણી અથવા આતશમાં લઇ જાય તો તે મરગ-રજાન થાય છે. અને તીડોનો ઉપદ્રવ જે ઘણો થાય છે તે નસાને પાણી અથવા આતશમાં લઇ જવાથીજ થાય છે, તેમજ તેથી તાહાડ વધારે ઠંડી ભરેલી અને ઉનાલો વધારે ગરમી ભરેલો થાય છે.'

બ૦ કા૦ ૨૦ સફે ૪૦:–'અને જારે દરીઆ (અથવા નદી)માં મગર મરી જઇને પાણીને કીનારે પડે તેની ઉપર જો માંખ હગાર નાંખે તો તેથી તીડો પેદા થાય છે, અને દુનીઆમાં ખરાબી કરે છે.'

કરે છે.[૩૬] એ અને બીજી સાબેતીઓ ઉપરથી સીધ થાય છે કે નસાને પાણી સાથે મેલવવાના કામને જરતોસ્તી ધર્મમાં ભારી ગુનાહ ભરેલું કહેલું છે,[૩૭] અને પાણીમાં નસો પડયો હોય તો તેમાંથી તેને કાહાડવાનો મોહટો સવાબ કહયો છે, તે ઘણું વાજબી છે. કારણ કે પેહેલાં કામથી માણસોને નુકશાન થાય છે અને છેલાંથી ફાયદો થાય છે.

મીઠાં પાણીને ચોખું રાખવાના ફાયદા અને પાણી બીગાડવાનાં તથા પાણીમાં નસા નાખી ઝીણાં નુકશાનકારક પ્રાણીઓનો તથા રોગકારક હવાનો ઉપદ્રવ વધારવાનાં ગેરફાયદા એટલાતો જણાયલા અને કબુલ રખાયલા છે કે મીઠાં પાણીમાં લાસ નાખ્યાથી થતા અવગુણો વિષે અત્રે વધારે લખવાની જરૂર જણાતી નથી.

૨. દરીયાના ખારાં પાણીમાં મુરદાંને નાખવાથી અલબતે મીઠાં પાણીમાં નાખવા જેટલું નુકશાન માણસોને પાધરી રીતે થવાનો સંભવ નથી બલકે એ રીત કામે લગાડવાની એક તરફથી ભલામનબી કરવામાં

---

૩૬. ડાકટર જેમસ એચ૦ પીગફોર્ડની બનાવેલી,'હાઇજીની,' સફે ૧૮૮—'જો આપણી નદીમાં જાહેર ગટરોને ખાલી કરવાની ઠપકા લાયક ચાલથી જે ભયંકર પરિણામો નીપજે છે તે પુરતી રીતે સમજાય અને તેના ખરાબીનું ખરેખર માપ લોકો કરે તો એવી કંટાલો.ઉપજાવનારી ત્રાસદાયક અને સર્વે લોકોના તેમાં મુખ્ય કરીને જેઓને તેઓનું કામ, ધંધો અને રેહઠાણ તેના નાશકારક અસરની નજદીકમાં તેઓને દરરોજ બલકે દર કલાક રેહવાની ફરજ પાડે છે તેઓની તનદરસ્તી અને જીંદગીનો નાશ કરનારી રીત તો સખત કાયદાઓ બાંધીને અંત લાવવાનો કાંઇબી વખત અથવા પૈસાનો ખરચ ભારી ગણવામાં આવે નહીં.'

સફે. ૧૯૩–૧૯૪ 'મેલું પાણી અને બીગડેલી હવા એક બીજાથી જુદાં નહીં થઇ શકે એવાં છે. તે ઉપરથી ટેમ્સ નદી જે જે જગાઓ પાસેથી વહીને દરીયામાં પડે છે તે તે જગાઓની વસ્તીઓની તનદરસ્તી ઉપર તે કેવી ખરાબ અસર જરૂર કરતી હોવી જોઇએ તે સેહેલાઇથી સમજી શકાય છે. તે આખી નદીનો પ્રવાહ એક મોહટું બાફની સપાટીનું મેદાન ખુલું મુકે છે કે જેમાં રાત અને દીવસ જાથુક તેનાં પાણીમાં તથા કીનારાપર જથાબંધ કોહોતાં પ્રાણીઓ અને વનસ્તીનાં કોહોવાથી ઉત્પન્ન થતી ઝેહેરી અને ગંધાતી બાફનાં મોહટા જથાબંધ બાફના ગોટા બાહેર નીકલીને સેહેલાઇથી હવાને ભરી નાંખે છે. ટુંકામાં ટેમ્સ નદી તેની ઉપરનાં વાતાવરણમાં ઝેહરી હવાઓ તેનાં પાણીની ગરમીનાં પ્રમાણમાં પુસ્કલ જથાબંધ ફેલાવવામાં ગોયા એક રસાયણ શાસ્ત્રીનાં કારખાનાની માફક કામ કરે છે.'

સફે ૯૦ 'મોહટા કસબાઓ અને શેહરોની ગટરોનાં કચડામાં પ્રાણીઓની મુરદાર વસ્તુઓ તથા ત્યાંના રેહવાસીઓ અને બીજાં હજારો જાનવરોનાં મળમૂત્રો વગેરે કચડો હોય છે. તે નકર, પ્રવાહી, અને વાયુરૂપી હોય છે. તેમાં વાયુરૂપી જે છે તે ઘણુંજ મોતકારક ઝેર છે. જે ઉપર વાતાવરણની હવાને બીગાડવાનો અને તેથી કરીને રોગો, જેવા કે મરડો, અતેસાર, કોલેરા, વગેરે ઉતપન્ન થવાનો આધાર છે.'

૩૭. પતેત પશેમાની, કરદો ૫ મો:—'હેહેર (નખ, બાલ ઇત્યાદિ લાસમાની સુકી ચીજો) તથા નસા (ગોશત, લોહી ઇત્યાદિ લાસમાંની તર ચીજો) પાણી તથા આતશમાં લઇ જવી અથવા પાણી તથા આતશને હેહેર તથા નસામાં લઈ જવાં(નો ગુનાહ)'

એ વગેરે બીજી પુશકલ રવાયતો વગેરે કેતાબોમાં હેહેર તથા નસા પાણી તથા આતશમાં લઈ જવાનો ભારી ગુનાહ કહયો છે.

આવી છે.[૩૮] અને એક લખનારનાં કહેવા પ્રમાણે પુરાતન ઇરાનીઓ મીઠા પાણીમાં 'હેહેર' અથવા 'નસા' પડવા નહીં દેવાની જેટલી કાલજી રાખતા હતા તેટલી બધી ચોકસાઇ દરીઆનાં ખારાં પાણીમાં મુરદાર અથવા નજીસ વસ્તુઓ પડે તેનો અટકાવ કરવાની નહી રાખતા હતા.[૩૯] તોપણ એ રીતબી કેટલાએક કારણોથી વાંધા ભરેલી છે. પહેલું—ભરતીથી મુરદાં ઘસડાઇ આવીને તેઓમાંથી રોગી હવાંઓ ફેલાવાથી તથા તેઓમાંથી ઝીણાં નુકશાનકારક માણીઓ પેદા થવાથી માણસોને નુકશાન થવાનો સંભવ રહે છે. બીજું.—રોગી મુરદાં માછલીઓનાં ખાધામાં આવ્યા પછી તે માછલીઓ માણસોનાં ખાધામાં આવ્યાથી તેઓમાં રોગો ફેલાવાની ધાસ્તી રહે છે. ત્રીજું.—મરનારનાં શરીરની કાંઇબી યાદગારી રાખવાનું બનતું નથી. ચોથું.—એ રીતી દરીયાથી દુરની જગાઓમાં કામે લગાડી શકાય નહીં. એ વગેરે બીજાં કેટલાંએક કારણોને લીધે એ રીતીબી પસંદ કરવા જોગ નથી.

લાસને અગ્નિદા કરવાની યાને આતશમાં બાલવાની રીત જે વિષે જરતોસ્તી ધર્મમાં મનાઇ કીધી છે. (વ૦ ૧ ફ. ૧૦, ૭ ફ૦ ૨૫-૨૭ ઈત્યાદિ બીજી કેતાબો).[૪૦] તેને કેટલીએક વખતે ઘણી સરસ અને સૌથી ઓછી નુકશાનકારક ગણીને પસંદ કરવામાં આવે છે. જો કે એ રીતે જલદીથી લાસનો નીકાલ આવી જાય છે તોપણ તેથી બીજી રીતીઓથી જેટલા વીસ્તાર લગી હવા બીગડે છે તે કરતાં એ રીતે વધારે વીસ્તાર લગીની ઘણી હવાનો જથો બીગડે છે જે બીગડેલી હવા દમમાં લીધાથી જેમ નજદીકનાં તેમજ દુરનાં માણસોની તનદરૂસ્તી ખરાબ થાય છે. બીજું.—

૩૮. પાર્કની પ્રેકટીકલ હાઇજીની સફે ૪૪૨:—'દરીયામાં મુરદું નાખવાથી જમીનમાં દાટેલાં મુરદાંનાં કરતાં તે મુરદાંનો કેટલોએક ભાગ એકદમ વધારે જલદીથી બીજાં માણીઓનાં ખાવામાં આવે અને વલી તે સાથે નુકશાનકારક હવાઓથી થતું નુકશાનબી નહીં થાય.'

૩૯. ધી રીલીજીઅન ઇત્યાદિ, સફે ૧૪૫:—'કુરૂસે સમુદ્રને ચાબુકો માર્યા અને તેને બેડીઓ ઘાલી તે વખતે જેઓને એ સમુદ્રને સજા કરવાનું કામ તેણે સોંપ્યું હતું તેઓ પોકારથી બોલ્યા કે 'અરે ખારાં પાણી! પાદશાહે તુંને આ સજા કરાવી છે. કોઇબી માણસ તારી આરાધનાં કરતું નથી તે વાજબી છે. કારણ કે તું એક કપટી અને ખારો ઝરો છે.' એવું જે હીરોડોટસ લખી જાય છે તે (જરતોસ્તી ધર્મમાં) પાણીની આરાધના કરવા કહેલું છે તેની વીરૂધ જાય છે. ડાયોજીનીસ લેયરતીયસ કહે છે કે જે ગ્રંથકારોએ મોબેદો વિષે લખાણ કીધું છે તેઓ સઘલા હીરોડોટસનાં ઉપલાં લખાણને ખોટું કરી જણાવે છે. કારણ કે પારસીઓ પાણીને તો એક દેવતા તરીકે ગણતા હતા. પણ આ હીરોડોટસનું કહેવું એવું તો ચોકકસ છે કે વાજબીપણે તેને વદન ખોટું કરી કહી શકાતું નથી. બલકે તેનો ખોલાસો તેના પોતાનાજ શબ્દો 'કોઇબી માણસ તારી આરાધનાં કરતું નથી, તે વાજબી છે.' ઇત્યાદિમાંથી તે મલી આવે છે, એ વાકય પ્રમાણે પાણીઓની આરાધનાંમાંથી સમુદ્રને બાદ કીધો હતો.'

૪૦ ધી રીલીજીયન ઇત્યાદિ, સફે ૧૪૨—'તેટલા માટે તે (આતશ)પર કોઈબી નજીસ વસ્તુ મુકવાનો ગુનાહ છે કે જેની સજા મોતની છે.'

એમાં હાડકાં બચી શકતા નથી તેથી કરીને પોતાનાં વહાલાઓનાં શરીરની વધારે સારી રીતે યાદગારી રાખી શકાતી નથી. ત્રીજું.–એ કે કદાચ ધુમાડીઆંની મદદથી ધુમાડો ઘણો ઉપર લઇ જવામાં આવે તોબી કાંઇ તેથી ઓછું નુકશાન નહીં થાય. કેમકે લાસના સૂક્ષ્મો ધુમાડામાં મલીને ધુમાડાથી બીગડેલી હવા આતશની ગરમીથી કરીને સાદી હવા કરતાં વધારે પાતલી થવાથી પોતાની સાથે લાસનાં સૂક્ષ્મોને ઉપર લઇ જઇને વધારે જગામાં ફેલાવે. પછી જ્યારે તે હવા ઠંડી થાય ત્યારે તે સૂક્ષ્મો નીચે પડે, તેઓને સાદી હવા જેટલી જગાપર પસરાવતે તે કરતાં વધારે જગાએ તેઓ પસરે અને તેથી કરીને લાસથી થતું નુકશાન વધારે જગામાં ફેલાવો પામે. ચોથું.–ઓકસીજન નામનાં એક વાયુરૂપી મુલતત્વની વધારે ગેરહાજરીથી તથા કારબોનીક આસીડ નામની એક ગ્યાસની વધારે હાજરીથી જીવતાં પ્રાણીઓની જીવશકતીનો નાશ થાય છે. હવે મુરદાંનો લાસ જમીન, હવા તથા પાણીમાં મલવાથી કાર્બોનીક આસીડ ગ્યાસ ઉત્પન્ન થાય છે તેમજ આતશમાં બાલવાથીબી કાર્બોનીક આસીડ ગ્યાસ ઉત્પન્ન થઇને હવામાંની ઓકસીજનની ગુણકારક અસરને ઓછી કરે છે. તે કાર્બોનીક આસીડ ગ્યાસના વધારે જથા સાથે મલેલી અસ્વચ્છ હવા જીવતાં માણસોનાં દમમાં જવાથી તેઓની જીવ શકિત મંદ થાય છે. એ અને એ વગેરે બીજાં કારણોથી આજના વિદ્વાનોમાં જેમ કેટલાએકો એ રીતને પસંદ કરે છે તેમ વલી કેટલાએક વિદ્વાનો નાપસંદબી કરે છે.[41] એ પ્રમાણે જમીનદા, જલદા અને અગ્નિદા એ ત્રણે રીતીઓ જીવતાંઓની તનદરૂસ્તીને નુકશાનકારક છે. એ રીતીઓ સાથે સરખાવતાં સુરજદાની રીત કેટલી સરસ અને નુકશાન વગરની અથવા ઓછાં નુકશાનવાલી છે તે તપાસીએ.

સુરજદાનો મૂળ કાનુન એ છે કે મુરદાંનાં નસા અથવા લાસને લગતી

---

૪૧ પાર્કની 'પ્રેકટીકલ હાઇજીની'–સફે ૪૪૧:–'જો બાલવાનું પુરેપુરૂં નહી થતું તો ગંધાતી પ્રાણી વસ્તુઓ તેમાંથી નીકલે છે જેઓ વાદલની માફક હવામાં ટીંગાઇ રહે છે જે બીજાઓને લાગી શકે છે અથવા તેઓને નુકશાનબી કરી શકે છે.'

ડોકતર સ્મીથની 'ડીસઇનફેકટન્ટસ અને ડીસઇનફેકશન' સફે ૫:–'ઘણા જનાઓ એવું ધારે છે કે પુરાતન લોકોની માફક આપણેબી મુરદાંઓને બાલવાં જોઇએ. પણ તેઓ વીચારતા નથી કે તેઓ કેવી ભયંકાર દરખાસ્ત કરે છે. બલતાં ગોસ્તની વાસ ફેલાવ્યા વગર શરીરને બાલવું એ ઘણું મુસ્કેલ છે, અને ધુમાડો બાલવાની યુક્તિ જે જોકે ઘણી ઉમદા છે તોપણ હજુ સુધી કોઇ પાર પાડી શકયું નથી તેનાં કરતાંબી વાસ વગર મુરદાંને બાલવું એ વધારે મુસ્કેલ છે.'

ડોકટર જેમ્સ એચ૦ પીગફોર્ડ એમ૦ ડી૦ ની 'હાઇજીની' સફે ૧૯૪:–'સ્થીર અને વાદલ વગરની મોસમમાં તેઓ (બલતાં મુરદાંઓ) માંથી નીકલતી હવાઓ એટલે કે સલફયુરેટેડ અને કાર્બ્યુરેટેડ હાઇડ્રોજન ગ્યાસ, નાઇટ્રોજન, અને કાર્બોનીક એસીડ ગ્યાસ, છૂટી એમોનીઆ અને બીજા બાફો, હવામાં ઉપર ચહડે છે, જ્યાં તેઓ ઘણુંકરીને પંથરાઇ જાય છે. પણ જ્યારે હવા ઠંડી પડે છે ત્યારે તેઓ નીચે ઉતરે છે જે વખતે દરદ અને મોતનાં બીઆં તેઓ ઘણાં મોટા વીસ્તાર ઉપર પાંથરે છે.'

કાંઇબી ચીજ જીવતાં માણસનાં શરીરને પાધરો સંયોગ થાય તેમ લાગવા દેવી નહીં પણ અલગ રીતે તેને વસ્તીમાંથી દુર લઇ જવી (વ. ૩. ફ. ૧૪). એથી તેને લઇ જનાર માણસને વટીક કાંઇ નુકશાન થવાનો કસો સંભવ નથી. વલી એ કાનુન શીખવે છે કે લાસ સાથે ઘરનાં કે આહારનાં કોઇબી માણુસો, ઢોરો, અને માણુસોને વાપડવાની સર્વે ચીજોને લાંબો વખત સુધી સંબંધ રહે તેમ થવા દેવું નહીં (જુઓ વં૦ ૩–૮ નાં અનેક ફકરાઓ). એથી તેઓમાં તેના સૂક્ષ્મો રહીને પાછલથી જીવતાંઓને કાંઇ નુકશાન કરવાનો કશો સંભવ રેહેતો નથી. વલી એ કાનુન શીખવે છે કે તેનો કોઇબી ભાગ પાણીમાં, આતશમાં, જમીનમાં, અથવા વનસ્પતીમાં મલવા દેવો નહીં (જુઓ વં૦ ૭ ફ૦ ૨૫–૨૭, ૬ ફ૦ ૨૬–૨૯, ૬ ફ૦ ૧–૨૫, ૬ ફ૦ ૪૬–૪૮). એથી માત્ર ઘરની વસ્તુઓજ નહીં પણ ખુદ કુદરતનાં તત્વોમાં વટિક તેનાં નુકશાનકારક સૂક્ષ્મો મલીને જીવતાંઓને નુકશાન થવાનો કાંઇ સંભવ રહેતો નથી. વલી એ કાનુન શીખવે છે કે એજ સબબથી વસ્તીમાં તેને ઠેકાણે પાડવી નહીં (જુઓ વં૦ ૬ ફ૦ ૪૪–૪૫). એનાં ફાયદા દેખીતા છે. વલી એટલાંથીજ સંતોષ ન પામતાં એ ધર્મ ફરમાવે છે કે લાસની ઉપરથી તેમાંની નુકશાનકારક હવા વસ્તીવાલા ભાગોમાં ફેલાઇને નુકશાન નહીં કરે તે માટે સાહુચેતીનાં ઉપાયો (જેમકે આતશ ઉપર ખુશબો બાલવી, વગેરે) વાપડવા; અને મુરદાર ચીજોનો ભક્ષ કરવાને કુદરતે જેમ જાનવરોને સરજેલાં છે કે જેઓથી મુરદાર વસ્તુઓનો જીવતાં માણસોને કાંઇબી નુકશાન થયા વગર અંત આવે છે, અને જેઓ માંસાહારી છતાં વાઘ, વરૂ, સિંહ, ઇત્યાદિની માફક માણસજાતનાં વેરી નથી, તેઓ પાસેજ તે લાસનો ભક્ષ કરાવવો, અને તેબી વલી જે જગાએથી હવા અને પવન ઉપરથીજ નીકલી જાય અને માણસોને નહીં લાગે એવી બની આવે તેવી ઉંચી જગાએ જમીનથી ઉપર અલગ અને જલદીથી ભક્ષ કરાવવો. અને એ રીતે સઘલી ચોકસાઇથી જીવતાંઓને કાંઇબી નુકશાન અથવા અડચણુ કીધા વગર લાસમાંની તમામ નુકશાનકારક ચીજોનો જલદીથી અંત લાવવા પછી અને તેમાંની તરી સુકાઇ જવા પછી ગમે તો હાંડકાંઓને યાદગારી તરીકે સંભાલી રાખવાં.[૪૨]

---

૪૨. વં૦ ૬ ફ૦ ૪૪–૫૧:–'૪૪. શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર અશો! ગુજરેલાં માણુસોની લાસોને અમે કાંહાં લઇ જઇએ, ઓ અહુરમજદ! અને કાંહાં મુકીએ? ૪૫. ત્યારે અહુરમજદે જવાબ દીધો:–ઘણીજ ઉંચી જગાઓ ઉપર, ઓ સપેતમાન જરતોસ્ત! જ્યાંથી તેઓને માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ ઘણી સેતાબી (અથવા ખચીતાઇ) થી ઓલખી કાહાડે.—૪૬ તે જગાએ તે મજદયસ્નાનોએ તે ગુજરેલાંને (નીચલી તરફ) તેનાં પોતાનાં પગો સાથે અને (ઉપલી તરફ) તેનાં પોતાનાં બાલો સાથે લોહાની વસ્તુ (ઉભા ઠોકેલા ખીલાઓ) અથવા પથ્થરની વસ્તુ (પથ્થરની ઉભી ઠોકેલી ખુટીઓ) અથવા ઉતરતી કીંમતની ધાતુની વસ્તુ (નાં ખીલાઓ?) ને બાંધવી (અથવા સીવી

**એક માણુસ મરવા તરેહતક થાય, મરણુ પામે અંને તેની લાસ ઠેકાણે લાગી રહે ત્યાં સુધી ઘણી બારીક સંભાલથી તેનાં બારીક સુક્ષ્મો વટીક જીવતાં પ્રાણીઓને તેઓને વાપરવાની ચીજોને તથા કુદરતનાં તત્વોને નહીં લાગે તેની ચોકસાઇ રાખવાને બીજી કેટલીએક અતીશય ચોકસાઇ**

લેવી).* જો તેમ નહી કરે તો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ તે (લાસનાં) હાડકાંઓને પાણીઓ અને ઝાડોમાં લઇ જાય'.......

'કીરતાર! ગુજરેલાં માણસોનાં હાડકાંઓને (તદન સુકાં થવા પછી) અમે કયાં લઇ જઇએ, ઓ અહુરમજદ! અને કયાં મુકીએ? ત્યારે અહુરમજદે કહ્યું:—એ (સુકાવા) પછી તે (હાડ) ને વાસ્તે 'અસ્તોદાન' તુરત કરવું. (તે એવું કે) જેમાં કુતરૂં, કોહોલું, અથવા વરૂ જઇ નહીં શકે, અને જેમા ઉપલા ભાગથી વરસાદનું પાણી તે (હાડકાંઓ) ઉપર નહીં પડે. જો તે મજદયરનાનો શક્તીવાન હોય તો (પોતાની શક્તિ પ્રમાણે ખરચ કરીને) (તે મરનારનાં) પોતાનાં બીછાનાં અને પોતાનાં ઓઢણાં સહીત તે (હાડકાંઓ) ને ગમે તો પથ્થરનાં બાંધકામમાં ગમે તો છોનાં બાંધકામમાં, અને ગમે તો મટોડાંનાં (?) (અથવા માંહે પાણી જઇ નહીં શકે તેવાં જાડાં કપડાંનાં?) બાંધકામમાં (મુકવાં.) જો તે મજદયસ્નાનો શકતીવાન નહીં હોય તો તે (મરનાર) નાં પોતાના બીછાનાં અને પોતાનાં ઓઢણાં સહીત તે (હાડકાંઓ) ને તડકાંથી છવાયલાં અને સુરજને દેખઇતાં તેની જમીન ઉપરજ મુકી છાણુવાં.'

*ધાતુ [illegible] સરખાવો સં० दृह्, दृह् ફા० درز رزي ઇત્યાદિ.

ફા० દી० પુ० ૧૬:–'પુછ્યું છે કે ગુજરેલાંનાં બદનને પક્ષીઓને આપવાનો (ખવડાવવાનો) સબબ શું છે?'

'જવાબ એકે ગુજરેલાંનાં બદનને તનદરૂરત (વગર કોહવાટનું) (અથવા સમારેલું=દરૂરત) રાખવું એવું તો મુશ્કેલ છે કે તેમાં બે સાથે મલેલી ખરાબીઓ આવી મલેલી હોય છે (?) (યાને મુરદાંને સાચવી રાખવું ઘણું મુશ્કેલ છે કેમકે તેમાં બે નઠારા ગુણો દાખલ થાય છે). એક તેને લાંબા વખત સુધી પાડી રાખે છે (એટલે કે તે હીલચાલ કરી શકતું નથી) અને બીજી તેને ગંદગીભરેલું કરે છે. તેથી કરીને એ (મુરદાંની લાસ) પર ઇજદો (યાને ફાયદા) ને કાયમ રેહવા સારૂ દેવો (યાને નુકશાનો) ને પાછા ફેરવવાં જોઇએ. જીવ શક્તિનાં ઉખડી જવા (?) પછી તુરતજ જ્યાં સુધી કે કાલબુદનો નસો તે જગાએ રહે છે ત્યાં લગી અકલને આજેજ કરનારા દેવો તે (મુરદાર) તનની મદદથી જે પ્રમાણે કે વરૂથી પીછો પકડાયલું મેંઢુ કે જે વરૂથી બીહે છે તેમ તે 'મીનો–તન' (સૂક્ષ્મ દેહ), જે પોતે હવે વધારેવાર (તે મુએલાં) બદનમાં રહી શકતું નથી તેથી, તેને બીહવાડે છે. આદમીઓને તે ત્યાંજ રહે એવી સ્વાભાવિક ઇચ્છા હોય છે કે ખસુસન બેમરગી થવાને સારૂં તે ગુજરેલાં બદનને (જીવતાંઓનાં) જાનનું કાંઇએક વગર ખરાબી સાથે તથા તનદરૂસ્તી સાથે અને ખાલેસ કાયમ રેહવું થઇ શકે તેમ ઘરબારમાં રેહવા દીયે. અને વલી ખસુસન દીનમાં બી તે ફરોહરો કે જેઓ 'સામ' નાં 'કેરેશાસ્પ' નાં કાલબુદને જાલવી રાખે છે તેઓની વખાણુબી કરવામાં આવેલી છે, તે તથા બીજી (તે ફરોહરો કાલબુદો તથા નુતફાઓને જાલવી રાખે છે તે વિષેની) વખાણુ કરવાનો સબબ બી તે કારણુસર હોવાને લીધેજ છે. (તોપણ) જ્યારે ગુજરેલાંનાં બદન ઉપર અહેરેમની કોહોવાટ એકઠો મલે છે ત્યારે (જે કાંઇ તેની સાથે) 'પતવંદાક' (?) સંયોગ કરનાર?) છે તેની ઉપર નસુશ (રોગી અસર) ગલબો કરે છે. અને તે જાલેમીથી જ્યારે ચોખાં માણુસોનાં જાન ઉપર ગાલેબ થાય છે ત્યારે તેને આજેજ કરે છે. અને પોતાની નુકસાન પોંહોચાડનારી ખવાસોથી તે બદનમાં તે (નસુશ) જગા કરે છે. તે કારણુને લીધે તે બદન ફડાવવું જોઇએ છે. અને નસા (મુરદાર તન) તથા તેની એ સાથે મલેલી ખરાબીને જલદીથી પાછી ફેરવવાને (દુર રાખવાને) સારૂ અને 'હમનસાઇ' (પાધરી રીતે લાસને અડકવું, હમરીદ થવું) ની કાયદા પ્રમાણે ચોકસી રાખવાને સારૂં જો કે તે બદનનો નાશ કરવામાં આવે તો તે ઘટતું છે તોપણુ તે બદન 'વિષચિત્ર' નામની દવાથી પ્રવાહી વગરનું કરી શકાય છે. તેથી કરીને જેમ એક માણુસોનું બનાવેલું તન કે જે હાથથી બનાવેલું હોય તેની (યાને પુતલાંની) મીસાલે તે લાસ વગર હીલચાલની રહી

ભરેલી ક્રિયાઓ કરવાને આપણી ખુરશેદનીગરશનીની રીતીમાં જણાવેલું છે તે ક્રિયાઓ નીચે વિસ્તારવામાં આવશે. એ સુરજદાનો ઉપાય બીજા ઉપર તપાસેલા ઉપાયો કરતાં સરસ એટલા માટે છે કે ઉપર દેખાડવા પ્રમાણે બીજી રીતીઓથી માણસોને જે જે અવગુણો થાય છે તેમાંનો

---

શકે. (તોપણ) તે કાલબુદને ચલાવવું છે (યાને દરએક માણસનાં શરીરને એ પ્રમાણે રાખવાથી તેઓને રાખવાનું અશક્ય થઈ પડે તેથી અંતે તેઓનો કોઇબી રીતે નીકાલ લાવવોજ જોઇએ). કેમકે જ્યાં લગી તે કાલબુદ તર હોતું નથી ત્યાં લગી તેથી કરીને તેની ઉપર જડત્વ હોય છે. તે (કાલબુદ) ની સાથે (તેને) તર રાખનારો (યાને જાન) હોતો નથી તેથી તે પોતે મવાદ સુકું થઇ જાય છે (યાને તેમાંનો મવાદ સુકાઇ જાય છે.) અને તે વગર તાજેગીનું તથા લાંબા વખત સુધી પડી રેહનાર (યાને વગર હીલચાલનું) થઈ રહે છે. નસા (કોહોતું મુરદું) ની હાલતથી 'હેહેર' (સુકી મુરદાર ચીજ) ની હાલતે સુકી હાલતમાં (એટલે ભીનાસ લાગેઆ વગર) હાડકાંની આસપાસનું કાલબુદ ખવાવું જોઇએ કે જે (કાલબુદ) હઈઆતી આપનાર જાનનાં ચાલવાથી કરીને તરીવાલું તથા ભીનાસવાલું હતું અને જે જાનના જવા પછી તરીની સંગત નહીં રેહવાને લીધે કોહોવાટ અને ગંદગીને પોંહચે છે. તેમાં ખરફસ્તરો (ઝીણાં જંતુઓ) ખરાબી કરે છે. અને તે ઘણુંજ કોહોવાટ ભરેલું, ખબરી ગયલું, અને નઠારૂં થાય છે. અને જે શખસ કે વારેઘડીએ તેને અડકે તે પલીદ તથા ગુનેહગારોનાં માર્ગને વધારે નજદીકનો થાય છે. તેનો ઉપાય એજ છે કે તે આદમીઓને આલુદેહ કરનાર કાલબુદ મુકરર કીધેલાં પ્રાણીઓથી ખવાવામાં આવે. જ્યારે કે એલાહેદાપણાથી (યાને અડકયા વગર) કાલબુદ રાખવામાં આવે અને 'નસુશ' (કોહોતી લાસ) ની હાલતથી 'હેહેર' (સુકી મુરદાર ચીજ) ની હાલતમાં અને હાડકાં 'ઓજ-દેહેશાન'? (અસ્તોદાન?) માં પોંહચે, ત્યારેજ કાલબુદ ઘણીજ સારી રીતે પૃથકરણ કરવામાં ? (ઠેકાણે પાડવામાં ?) પોંહોંચે.—જ્યારે કે તે કાલબુદ માણસોને ખાવાનો તરીકો નથી—કારણકે તેઓને તેનો 'પતવંદાક'? (સંયોગ) ઘણી મોહટી રીમની આમેજ કરે છે (?)—તારે તેથી (યાને મુરદાને ખાવાથી) આલુદેહ થયેલાઓ 'ગેરાનપુલી' (યાને ભારી પરાયશ્ચિતવાલી મરગરજાનો) થી ગુનેહગાર થાય છે (સરખાવો વં૦ ૭ ફ૦ ૨૩-૨૪:—રી૦ બ૦). છોલીછાલીને (યાને સાફ કરીને) (?) મુકાવી રાખ્યું હોય તો તે મુકી રાખવું સજાવાર નથી. કેમકે તેની આલુદગી દુધવાલાં ગોસપંદોને 'પતવંદાકી'? (આલુદેહગીનો સંયોગ કરનારી ?) છે. અને તેઓનાં આદમીઓને પાછાં મલવાને લીધે નસાનું નુકશાન પોંહચે છે, તથા કાયદાથી ઉલટું થાય છે. (સરખાવો વં૦ ૭ ફ૦ ૭૬-૭૭:—રી૦ બ૦). આતશનાં સોલામાં બાલવુંબી સજાવાર નથી. કેમકે તેથી કરીને આતશની પુર ચોખાઇનું દૂર થવું થાય છે. અને જ્યારે કે તે (ગુજરેલાંની લાસ) પોતે બાલવામાં પોંહોંચવાને ઘટતી નથી તારે તેથી કરીને તે બાલનાર (આતશ) અતી ઘણી ભારી આલુદેહગી પામનાર તરીકે તે (કામ કરવા) થી દરજને (કોહોવાટ ફેલાવનાર) ને દરજેનો થાય છે (સરખાવો વં૦ ૮ ફ૦ ૭૩-૯૬; વં૦ ૧ ફ૦ ૧૭—રી૦ બ૦). ખરફસ્તરોનાં ખાવામાંબી નાખવુંબી સજાવાર નથી કેમકે સૂક્ષ્મદેહ (મીનો-તન) કે જે તનની અંદર મીનોઇ હાલત ચાહે છે તે તે સારાં કાલબુદનાં નસા ઉપર ખરફસ્તરોનું ખરાબ કરવું તથા તે કાલબુદને ખરાબ થયેલું અને નકારૂં થએલું જુએ છે, તેથી કરીને સખત દુઃખી થાય છે (સરખાવો વં૦ ૩ ફ૦ ૩૬-૩૯.—રી૦ બ૦). ત્યારે વધારે ઉપાય ભરેલો માર્ગ આ પ્રમાણેજ છે કે જે પ્રમાણે દીનમાં ફરમાવ્યામાં આવેલું છે કે તે નસુશ (યાને કોહોવાડનાર શક્તિ) ભરેલું તેને તડકો પડે હેવા પાહાડ (અથવા ઉંચી જમીન) ઉપર નસા ઠેકાણે પાડવાની જગોએ મુકાવું જોઇએ. અને તે પાણી, ઝાડપાન, અથવા આદમીઓની વસ્તી તરફ નહીં લઇ જવાય, એટલા સારૂં કાયદા પ્રમાણે બંધાવું જોઇએ કે તેથી કરીને કાલબુદ ખાનારાં સગો અને કાલબુદ ખાનારાં પરંદાઓ કે જેઓ માણસોને હલેલાં નથી-(ગોશત શીવાય બીજો) ખોરાક ખાવાપર ઉતરતાં નથી (યાને જેઓ કુદરતથીજ માંસ ખાવાને સરજેલાં છે) તેઓ, આદમીઓ 'નસા' (મુરદાર ગોશત) ને (તે માંસાહારીઓનાં) ખાવાને માટે લઇ જાય

એકુબી એ રીતથી થતો નથી. એ રીતીથી માણસોનાં શરીરમા જતી તથા તેઓને વાપડવાની કુદરતની મુખ્ય પેદાએશો પાણી, આતશ, જમીન અને હવા તેમજ બીજી બધી વસ્તુઓ સ્વચ્છ રેહેવા સાથે લાસનો જલદીથી નીકાલ આવે છે અને તેથી માણસજાતને થતાં ઘણુંએક દુ:ખ દરદોનો અટકાવ થાય છે. એ રીત કુદરતની મતલબને અનુસરતી તથા તેને બર લાવતી છે. એ રીતથી જીવતાંઓની તનદુરૂસ્તીને સૌથી ઓછું નુકશાન થાય છે અને તે સાથે વલી જો મરજી હોય તો પોતાના વાહલાંઓનાં

---

તે તેઓ પોતે વેહેતાં પાણીમાં જઇને તે કાલબુદને નહીં ખાય અને જાનને લગતા આતશથી અહુરમજદની 'દામ' નાં (યાને આદમીઓનાં) જીવતાં બદનોમાં જીવશકિતને લગતી ગરમી છે તેથી તે ખાવામાં આવે,—અથવા જો મુરદાર ગોશતવાલાં કાલબુદની હાલત તથા નસાની હાલતથી મીટીનાં કાલબુદની તથા હેહેરની હાલતે છોડવામાં આવે (યાને ભઠીનાં બાલેલી મોટીનાં બનાવેલાં 'દખ્મ'માં મુકાય)--અથવા જો ખાકનો સાથે મલી જાય (દટાય), તો તે પલીદ (?) છે. એટલા માટે ખસુશન તે (કાલબુદ)ને જે સગો અને પરદાંઓ કે પોતાની જાતથીજ મુરદાર ગોશત ખાનારાં છે (ઇઆને જેઓને કુદરતેજ માંસાહારી સરજેલાં છે) તેઆને તેઓએ આપેલું કરવું. અને મંદ બુધ્ધિને લીધે તેથી (યાને તે કામ કરવાથી) ગુનાહથી વગર આલુદગીનાં છે (યાને કાંઈ ગુનાહ લાગતો નથી એમ જાણીને) તે લાસથી (યાને તેનો કોઇ ભાગ) અહુરમજદની જીવતી પેદાયેશની સાથે આમેજ કરવામાં આવે તો તે દેવોનાં (યાને દરદોનાં) હુથીઆર તરીકે થાય છે. જેમકે ગુજરેલાંને કુતરૂં દેખાડવાનાં કારણ વિષેનાં બાબમાં દેખાડવામાં આવેલું છે કે ગુજરેલાંનાં બદનને જો કોઈ શખસ અહુરમજદનો પેદાયશનાં હૈયાતીવાલાઓનાં તન સાથે આલુદગી વગર આમેજ થવા દીએ અને (મરણ પછી પોતાનાં કરતુકોનાં હીસ્સાને લગતી તથા ગુજરેલાંઓને પાછાં ઉઠવા વિષેની નીશાન દેખાડે તો તેથી કરીને તે (નસાને ઠેકાણે પાડનાર શખસ) થી દેવો પાછા હઠે છે (અથવા અટકે છે) અને ઇજદોની મુરાદ મુજબ દુ:ખી થાય છે.'

'પુરશેશ ૧૭ મી'–'પુછયું છે કે (લાસને ફકત) પરંદાંઓને આપે તે સારૂં કે શી રીતે કીધેલું સારૂં ?'–'જવાબ એ કે કુતરાંને દેખાડવા પછી કે જેનું કારણ તેની પોતાની બાબદમાં જાહેર છે—તે નસા (યાને લાસ)ને પાહાડપર (અથવા ઉંચી જગાએ) નસા (ઠેકાણે પાડવા)ની જગાએ કાયદા પ્રમાણે લઇ જવી. કુતરાંઓ અને પરંદાઓ તે નસાને પાણીવાલી, ખેતીવાલી, તથા વસ્તીવાલી જગામાં નહીં લાવે તેટલા વાસ્તે ખચીત કોઇ રીતે (અથવા લોહડાં સાથે કાયદા મુજબ, અથવા પત્થરના બાઝટ સાથે કાયદા મુજબ, અથવા ઘરની રીતે એટલે જેમ ઘરમાં બાંધીને મુકયો હતો તેમ, અથવા કુવાની રીતે)* તેને બાંધવી. કારણ કે કાલબુદ ખાનારાં પરંદાઓથી જો તે લાસ ખાધેલી નહીં થાય તો તે સડેલી, કોહોવાટ ભરેલી અને ખરફસ્તર ભરેલી થઇ જાય. જયારે તે લાસ ખવાઇ રહે ત્યારે તેનાં હાડકાંઓને કાયદા મુજબ અસ્તોદાન (હાડકાંઓ મુકવાનું બાંધકામ) માં લઇ જાય એવું ઘણી તાકીદથી કહેલું છે—કે જે અસ્તોદાન જમીનથી એવી રીતે ઉઠાવેલું (યાને બાંધેલું હોય) અને ઉપલા ભાગથી એવી રીતે તેનું ઢાંકણ હોય કે જેથી નસાની ઉપર કોઇબી રીતે વરસાદ નહીં વરસી શકે, અને પાણી તેની ઉપર નહીં રહી શકે, અને તેની ઉપર ભીનાસ રહે નહીં, અને કુતરૂં અથવા કોહોલું તેમાં જઇ નહીં શકે, અને તેમાં રોશની પોંહોંચવાને તેમાં સુરાખો કીધાં હોય. તો અસ્તોદાન નાંખલું, એક પત્થરનું, અને તેનું ઢાંકણ એકજ સુરાખદાર છોલેલા તથા સાફ કીધેલા પત્થરનું હોય, અને તે આસપાસથી છાંય અને 'ગીપા' ('જેમવરેતેમ'=મીટીના ગોલા=કરેલ અથવા રેતીના પત્થર ?) ભરેલું હોય.' (જુઓ નોટ ૧૨૭ મી).

* [illegible] શબ્દ અનેક રીતે વંચાય છે તેમાંની કેટલીએક રીતે વાંચતાં જે અર્થ આ જગા લાગુ પડી શકે તેટલા વલાયામાં આપ્યા છે. ૧. 'આહન' લોહડું. ૨. 'ખાન' પત્થરનો બાઝટ, ૩. 'ખાંને' ઘર. ૪. 'અખુન' લોહી વગર. ૫. કુવો.—રી૦ બ૦.

શરીરની ચાહગારી રાખવાનેબી બની આવે છે. માણસોને થતાં મનનાં તથા તનનાં દુ:ખોનો ઘણામાં ઘણો બની શકે તેટલો અટકાવ કરવાની જરતોસ્તી ધર્મની મૂળ નેમ (જે અલબતે માણસજાતનું ભલું કરનારાઓની નેમ છે) તે એ રીતે ગુજરેલાંની લાસને ઠેકાણે પાડવાથી ઘણીજ સરસ રીતે બર આવે છે. સુરજદ્દા કરવામાં બીજી રીતીઓનાં ફાયદાઓ મલવા છતાં તે રીતીઓથી થતાં નુકશાનો મુતલક નથી.

એ રીતી આજનાં વખતમાં કેટલાએકોને કમકમાટ ભરેલી લાગે છે. તેઓ કહે છે કે આપણાં વાહાલાંઓને જનાવરો ખાય તેનો ફકત વિચારજ તેઓ તરફ ઘાતકીપણું સુચવે છે. પણ તેઓએ લાગણીપર અકલનો આંકોસ રાખીને ઉંડા વિચારથી દરીઆફ્ત કરવો જોઇએ કે જો આપણા વાહાલાંઓને પરંદાંઓ ચાશની કરે તેનો વિચાર આપણાં હઇડાંને દુ:ખ કરે છે તો તેજ પ્રમાણે તેઓને કીડા અથવા બીજા જીવજંતુઓ ભક્ષ કરે, અથવા તે આતશમાં બલે, તેનો વિચારબી આપણી લાગણીને કમકમાટ ઉપજાવે છે. વાસ્તે આપણે તપાસવાનું એટલુંજ છે કે કઇ રીતીથી જીવતાંઓને ઓછું નુકશાન થાય છે. વળી કેટલાએકો એ રીતીથી થતા ઓછા અવગુણો કબુલ રાખે છે. તોપણ તેથી તેઓની લાગણીને દુ:ખ થાય છે તેટલાજ માટે તેને પસંદ કરતા નથી. તેઓ વગર દૂરઅંદેશીથી એવું બોલે છે કે જો કોઇ કામથી લોકોને ખરેખરો ફાયદો થતો હોય તોપણ જો તે કામ કેટલાએકોની લાગણીને કમકમાટ ભરેલું લાગતું હોય તો તે કામ નહીં કરવું. પણ જો એક કામ માણસોની તનદરૂસ્તીને ખરેખર ફાયદાકારક હોય અને બીજું કામ તેને ખરેખર અવગુણ કરનારૂં હોય અને પેહેલાથી કેટલાંએકોની લાગણીને કમકમાટ લાગતો હોય અને બીજાઓની લાગણીને કમકમાટ લાગતો નહીં હોય તો બેમાંથી કયું પસંદ કરવા જોગ ગણાય ? અલબતે જે કામથી તનદરૂસ્તીને નુકશાન થતું હોય તેનાં કરતાં જેથી નુકશાન નહીં થતું હોય તે વધારે પસંદ કરવા જોગ છે. લાગણીની વાત ધ્યાંનમાં લેવા જોગ નથી. લાગણી ઉપર અકલનો આંકોસ રાખવો જોઇએ છે. કેમકે જેથી એકની લાગણીને કમકમાટ ઉપજે છે તેથી બીજાની લાગણીને કમકમાટ લાગતો નથી. લાગણી ફકત આદતથી પેદા થાય છે તેમજ મરીબી જાય છે. અને જો તેપર અકલનો આંકોસ બરાબર રેહેતો નથી તો ઘણીક વખતે તે માણસને ભુલવે છે. પણ કુદરતને કાયદે માણસોની તનદરૂસ્તીને જે ચીજથી નુકશાન થવું જોઇએ તે તો તેથી થયા વગર રેહેતું નથી. માટે જેમ ઉપર જણાવ્યું છે તેમ લાગણી ઉપર અક્કલનો આંકોશ રાખીને મરનારનાં કોહોતાં અને રોગ ઉત્પન્ન કરનારાં શરીરને જેમ બને તેમ ઓછું નુકશાન થાય તેમ ઠેકાણે પાડીને તેના અમર આત્માનો વિચાર કરવો એજ ખરી દાનાઇ ભરેલું છે.

## 'ખુરશેદનીગરશની' કરવાની ક્રિયા.

ખુરશેદનીગરશનીની રીતીના ફાયદાઓ તપાસવા પછી એ. રીતે લાસને ઠેકાણે પાડવાની જરતોસ્તી ધર્મની અતિ ચોકસાઇ ભરેલી બારીક ક્રિયાની વીગત શરૂ કરીએ છઇએ. જરતોસ્તી ધર્મના પુસ્તકોમાંથી જે જે દાખલાઓ અમે આ રીસાલાને માટે ચુંટી કાહાડયા છે તેઓને એક બીજા સાથે સરખાવીને તપાસી જોતાં અમુને એવું જણાય છે કે એ ધર્મમાં ગુજરેલાંઓની લાસોને ઠેકાણે પાડવાની ક્રિયા બે તરેહની જણાવી છે. એક સાધારણ મોતે મરનાર (જે એક ચોકસ ક્રિયા કરીને મરણ પામે તે)ની લાસની ક્રિયા, અને બીજી ચોકસ સંજોગોમાં અસાધારણ મોતે મરનારની લાસની ક્રિયા. એ ઉપરથી મરનારાઓની લાસો જરતોસ્તી ધર્મ પ્રમાણે બે પ્રકારની ગણીને તેઓને ઠેકાણે પાડવાની ક્રિયાઓ બી આપણે બે ભાગોમાં વેહેંચીશું. તેમાં પેહેલા ભાગમાં ધર્મની એક ચોકસ ક્રિયા કરીને સાધારણ મોતે મરનારની લાસને ઠેકાણે પાડવાની ક્રિયા અને બીજા ભાગમાં અસાધારણ અથવા કમોતે મરનારની લાસને ઠેકાણે પાડવાની ક્રિયા મુકીશું. અને સાધારણ મોતે ગુજરેલાંની લાસને ઠેકાણે પાડવાની ક્રિયાને મુખ્ય પાંચ વિભાગોમાં વેહેંચીશું. તે આ પ્રમાણેઃ–

૧. ગુજરવાના વખતથી તે લાસ ઘરમાંથી બાહેર નીકળે ત્યાંસુધી શું શું કરવું તે.

૨. લાસને ઘરથી તે સેવટની જગા સુધી લઇ જવાનું કામ તથા રીત.

૩. સેવટની જગાએ લાસને ઠેકાણે પાડવાની ક્રિયા.

૪. લાસને ઠેકાણે પાડવા પછી ઘર આવીને કરવાની લાસને લગતી ક્રિયા.

૫. લાસનાં સંબંધમાં જેટલાં માણસો અથવા ચીજો આવે તેઓને પાછી ચોખાઇ અથવા સફાઇ આપવાના ઉપાયો.

અને બીજા ભાગમાં કેટલાંએક વિભાગો કરીને કોઇ માણસ કમોતે મરણ પામે, હમેલદાર ઓરત મરણ પામે, મુએલું બચ્ચું અવતરે, ઓરત દસ્તાનમાં અથવા સુવાવડમાં મરણ પામે, કોઇ માણસ ડુબીને મરણ પામે, કોઇ આગમાં બલીને મરણ પામે, વગેરે એવાજ બીજા બનાવો કે જેમાં માણસનું મરણ સાધારણ મોતે મરવાથી નહીં થયું હોય તેવી લાસોની ક્રિયા લખીશું.

### ૧. સાધારણ મોતે ગુજરેલાંના ગુજરવાના વખતથી તે ઘરમાંથી તેની લાસ બાહેર નીકળે ત્યાં સુધીની ક્રિયા.

### મરનારની છેલી ઘડીએ શું કરવું ?

જ્યારે એક મરવા પડેલાં માણસની આસપાસનાં માણસોને માલમ પડે કે દાકતરોએ તેની તમામ આશા છોડેલી છે અને તે બીમાર માણસ

ઘણો થોડો વખત ટકશે તે વખતે શું કરવું તે વિષે અવસ્તામાં કાંઇ કહેલું મલ્યું નથી. પણ બીજી કેતાબોમાં કહે છે, અને આપણા લોકોમાં એવો રેવાજ છે કે તે બીમાર માણસમાં જો શક્તિ હોય તો તેની અંતની ઘડીએ તેનાં રવાન (આત્મા)ને ચોખું કરવું. તેની તરતીબ એક પ્રથમ તેને નીરંગ અને પાક પાણીથી નહવાડવું[૪૩] એ નહવાડવાની મતલબ એવી લાગે છે કે ગુજરવા અગાઉ પ્રથમ તેનું તન ચોખું થાય અને તે પછી તેનું રવાન ચોખું કરી શકાય. કેમકે જરતોસ્તી દીનમાં તન અને રવાનનો નિકટ સંબંધ કહેલો છે, અને રવાનને ચોખું કરવા તનનેબી ચોખું કરવા કહેલું છે. મરણ પામવા પછી નહવાડવાનું જરતોસ્તી ધર્મને અનુસરતું નથી. કેમકે મરણ પામવા પછી તનમાં રવાન રહેતું નથી તેથી તે ચોખું થઇ શકે નહીં. એટલુંજ નહીં પણ એ ધર્મમાં લાસના નસાને પાણી લગાડવાનો અજીમ ગુનાહ કહેલો છે.[૪૪] તેથી ગુજરવા અગાઉ નહવાડવામાં આવે છે. હવે જોકે તનને ચોખું કરવું એ સારૂં છે તોપણ જો તેમ કરતાં બીમાર માણસને ઇજા થતી હોય તો તેમાં ઘાતકીપણું થાય. વાસ્તે એ બાબદમાં દાકતરને પુછીને તેની સલાહ મુજબ ચાલવું વધારે ભલું છે. કારણ કે એ વખતે બીમારને નહવાડવું જો કે ખોટું નથી તોપણ તે વિષે **અવસ્તાનું ફરમાન નથી.** જેમ એક હાથપર નહવાડવા વિષે ખુલું ફરમાન નથી તેમ બીજા હાથપર એક બીજી ક્રિયા કરવા વિષે લખાણ મલે છે. તે એકે જો તે બીમારમાં શક્તિ હોય તો તેને એક 'અશેમવોહુ' પઢાવવી અને તેની જીંદગીમાં થએલા ગુનાહોની પતેત અથવા પશ્ચાતાપ કરાવવો. જો તેનામાં બોલવાની શક્તિ નહીં હોય પણ કાને સાંભળી શકે એવું હોય તો બીજાઓએ તેનાં કાનમાં તે કહીને સંભલાવવું, જો સાંભલવાની બી શકિત નહીં હોય તો લાચારે બીજા કોઇએ તેની તરફથી તે ભણવું એવું કહ્યું છે.[૪૫] વલી જો કે અવસ્તામાં કોઇ જગાએ આવ્યું નથી. તોપણ

---

૪૩. ૬૦ સો૦ ૩૦ મુ૦ ફ્રી૦ નં૦ ૧ સર્દે ૬૫:-'માણસ મરી જાય ત્યારે તેને નીરંગ અને પાણીથી પાક કરવું.'

૪૪. ૬૦ સો૦ ૩૦ મુ૦ ફ્રી૦ નં૦ ૧ સર્દે ૨૮:-'કોઇ ફરમાવે અને (તેથી) જે મુવેલું છે તેને નહવાડયું હોય તો ભારી ગુનાહ છે.'

આ ફકરો એવી અસ્પષ્ટ રીતે લખેલો છે કે જો એનો અર્થ એથી ઉલટી રીતે કરીએ તો તેમબી થઇ શકે છે. જેમકે:-'કોણે ફરમાવ્યું છે કે તે કે જે મુએલું હોય તેને નહવાડેઉં હોય તો ભારી ગુનાહ તેઓને લાગે છે?' રી૦ બ૦

૪૫. હાદોખ્ત યશત, કરદો ૧ લો (વેસ્ટરગારડ યશત ૨૧ ફ૦ ૧૪-૧૭):-'કેઇ છે તે એક 'અષેમવોહુ' જે મોહટાઇ. ભલાઇ, અને સુંદરતાંમાં 'ખનીરથ'ના આખા ખંડને તે માહેલાં પશુઓ, ગાડીઓ, માણસો ઇત્યાદિ સુધાં (સખાવત કરે તેના સવાબની) કીમતમાં બરાબર છે? અહુરમજદે તેને જવાબ દીધો:-'અશો જરતોસ્ત! નિશ્ચય તે છે કે જે એક માણસ તેની જીંદગીને અંતને છેડે અશેમવોહુ પઢે છે અને તે પઢીને નેક વિચારો, નેક વાણીઓ, અને નેક કામોની વખાણ કરીને

કેટલાએકો એવું બી લખી જાય છે કે એ વખતે જો બની શકતું હોય તો તેને નહાન નહવાડીને અથવા તે વગર 'હોમ' પાવો.[46] હોમ પાવાની મતલબ અમુને એવી ભાસે છે કે હોમ તે અવસ્તામાં 'દૂરઓષ' (મોત અથવા દરદથી દૂર અથવા મોત અથવા દરદને દૂર કરનાર) કરી કહેઓ છે તેથી તેનો એ વખતે ખપ કરવા કહ્યું હોય.[47]

હવે એ સઘળું કરતી વખતે જો ગંભીર દેખાવના, પવિત્ર ખસલતના અને માણસની છેલ્લી ઘડીએ તેના પાપોનો પસ્તાવો કરાવનારા, અને ધર્મનો દીલાસો અને આશા આપનારા, ધર્મગુરૂઓ હાજર હોય, અને તેઓની રેહેનુમાઇ તલે એ સઘળું કરવામાં આવે, અને તેઓની હજુરમાં પેલું મરણ કાંઠે પોંહચેલું માણસ પોતાનાં ગુનાહોની પતેત કરે, તો વધારે સારૂં, એવી મતલબથી એ વખતે અથોરનાનોને બોલાવીને એક ચોકસ ક્રિયા કરવામાં આવે છે જેને આપણા લોકો 'અખીઆનાં ભરવા'ની ક્રિયા કરી કહે છે. અને ભરૂચમાં તે ક્રિયાને 'પુનવરો' કરવો કરી કહે છે. એ ક્રિયાની મતલબ ઘણી સારી છે. જે વિષે આગલ મરનારનો સોગ કાંહાં લગી રાખવો તે વિષેની બાબદમાં વધારે ખુલાસો કરવામાં આવશે. એ ક્રિયા કરવામાં મરવા તકોતક થયલું માણસ પોતાનાં પાપોનો અંતઃકરણથી પસ્તાવો કરે છે. અને તે જો એ પ્રમાણે કરે તો કેટલીએક કીતાબોમાં કહે છે કે તેના આત્માને એક અતીશે મોહટો ફાયદો થાય છે. તે એકે મરણ પછી ત્રીજે દહાડે તેનાં પુન્ય અને પાપનો મુકાબલો કરતાં જો

---

(તે કરવાથીજ મોક્ષ મલવાનો) ઇકરાર કરે છે. અને સરવે બુરા વિચારો, બુરી વાણીઓ, અને બુરાં કામો ત્યાગ કરીને તે કરવાથીજ મોક્ષ મલવાનો) ઇકરાર કરે છે,' 'કેઈ છે તે એક અશેમ-વોહુ જે મોહટાઇ, ભલાઇ, અને સુંદરતામાં આ સઘલું જે જમીન અને આસમાનની વચે છે, આ પૃથ્વી, પેલી રોશન ચીજો (સુરજ, ચંદ્ર, તારા ઇત્યાદિ) અને તમામ નેઆમત જે અહુરમજદની પેદા કીધેલી છે અને જેઓનું મૂળ પવિત્રાઇ ભરેલું છે તે સર્વે (સખાવત ફગે તેના સવાબ) ના બરાબર કીમતી છે? અહુરમજદે તેને જવાબ દીધો:-'અશો જરતોસ્ત! ખચીત તે (એક અષેમ વોહુ) છે કે જે (પઢીને કોઈબી વખતે) એક માણસ પોતાના તમામ બુરા વિચારો, બુરી વાણીઓ, અને બુરાં કામોથી પસ્તાઇને તેઓને જીવે ત્યાં લગી તરક કરવાનો પકટો ઠરાવ કરે છે (અને તેને મજબુતીથી અમલમાં લાવે છે.?)

પતેત પશેમાની, કરદેં ૧૩ મો:-'મારી ગુજરતી વખતે અષેમ વોહુ પઢવાની અને મારા ગુજરવા અગાઉ પતેત પઢવાની હું ફરમાસ કરૂં છું.'

૪૬. છઠો૦ રે૦, સવાલ ૬૯:-'ભલી દીનનાંઓને ગુજરતી વખતે હોમ પાવું જોઇએ એવું એક જગાએ લખેલું છે, વલી જો બને તો તે વખતે નીરંગદીન આપવાનુંબી ભલી દીનની રાહે ફરમાન છે, તે તેને નહવાડ્યા અગાઉ આપવું કે નહવાડ્યા પછી આપવું? મરદ અને ઓરત બંનેને. આપવું? એ વિષે શું શું ફરમાનો છે?'—જવાબ—'મરનાર ઓરત અથવા મરદને ગુજરતી વખતે નહવાડીને પછી નીરંગદીન અને હોમ આપવું.'

૪૭. હ૦ સો૦ ર૦ મુ૦ પ્રી૦ નં૦ ૨, સર્ક ૮૯:—'હોમ અશો જન્મવાલો એટલે એ કે માણસોનાં જન્મને અશો કરે છે. વલી એમબી કહે છે કે હોમ પીવાથી ગરીબમાની થઇ શકાય છે.'

પુન્ય કરતાં પાપ વધારે ઠરે તો પુન્યનાં બદલામાં પાપ વાલી લેવા પછી જેટલો પાપ બાકી રહે તેની સજા રસ્તાખેજ લગી ખમવા સારૂં તેનાં રવાનને દોજખમાં જવું ઘટતું નથી. પણ તાંહાંજ તુરત સજા ખમીને પછી તેને રસ્તાખેજ લગી આસાએશ મલે છે, જો પાપ કરતાં પુન્ય વધારે ઠરે તો તેને જે સારી જગા મલવાની હોય તે કરતાં વધારે સારી જગા મલે છે. ૪૮

ઉપલી ક્રિયા પછી અથવા તે ક્રિયા કરાય તે અગાઉજ જો કોઇનો વખત આખર થવા આવે તો તે ગુજરતી વખતે તે મરનારનાં 'દરજે નસુસ' (જેની સમજણ નીચે આપી છે)ની અસરથી જીવતાંઓનો બચાવ કરવાની મતલબથી જરતોસ્તી ધર્મની કેટલીએક કેતાબોમાં એવો ઉપાય બતાવેલો લાગે છે કે જેવું એક માણસ મરવા તકોતક થાય કે તુરતજ એક ચોખું સફેદ, સોજું, ધોયેલું, ચાદર અથવા પીછોડીનું કપડું બેવડું કરીને સાફ કીધેલી જમીન ઉપર બીછાવીને તે ઉપર તે માણસને મુકવું કે જ્યાં તુરતજ તે પોતાનો પ્રાણ પોતાના પેદા કરનારને હવાલે કરે. આમ તેને અનુસરીને તથા વંદીદાદની સાતમી પરગરદ (ફ૦ ૧-૩) ને આધારે ઇરાનના તથા હીંદુસ્તાનના કેટલાક જરતોસ્તીઓ માણસ જીવ મુકવાની અણીપર જણાય છે ત્યારથી ભોંય સાફ કરીને તેપર એવું એક જુનું પણ સોજું બીછાનું બીછાવીને તેને અલગ મુકી દીએ છે કે જ્યાં મુકતાં વાર તે દમ

---

૪૮. રે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સર્દ ૭૫:-'દીનમાં કહે છે કે પતેત કરવાથી અને કીધેલા ગુનાહોનો પશ્ચાતાપ કરવાથી (મરણ પછી) તે માણસની આગલ દોજખનો દરવાજો બંધ થાય છે. તેથી તેનાં ફાજલ ગુનાહના પ્રમાણ પ્રમાણે સજા કરીને તેને બેહેસ્ત અથવા હમેસ્તગાન જે બેહેશ્ત અને દોજખની વચે છે ત્યાં લઈ જાય છે કે જ્યાં તે રસ્તાખેઝ તનપસીન લગી રહે છે.'

બે૦ નં૦ ૧ સર્દ ૬૨:-'એ (ગુજરતી) વખતે બીમારનાં મોહમાં અશેમ વોહુનો કલામ મુકે તો જો તે દોજખને લાયક હોય તો હમેસ્તગાનને લાયક થાય. જો હમેસ્તગાનને લાયક હોય તો બેહેસ્તને લાયક થાય અને જો બેહેસ્તને લાયક હોય તો ગરોથમાનને લાયક થાય.'

બે૦ નં૦ ૩ સર્દ ૧:-'જો કોઇએ મરતી વખતે પોતાને મોહડે અશેમ વોહુ પઢી હોય તો આખી દુનીઆંને જેટલો સવાબ પામે........જો તે શખસ દોજખને લાયક હોય તો હમેસ્તગાનને લાયક થાય. અશેમ વોહુ પઢવાથી એક ચહડતી જગાને લાયક થાય. અશેમ વોહુનો ફાયદો એક દીવસ લગી રહે છે. એટલે કે દહાડામાં જે વખતે પઢેઓ હોય તેઆરથી તે બીજે દહાડે તેજ વખત થાય તાંહાં સુધી તેનો મરતબો રહે. તેથી જો અશેમ વોહુ પઢ્યા પછી એક દહાડામાં તે શખસ ગુજરે તો એક ચહડતી જગાને લાયક તે થાય.'

બે૦ નં૦ સર્દ ૨:-'બીજું એ કે કોઇ શખસ પતેત કરે તેનો ફાયદો ત્રણ દહાડા લગીમાં મલી શકે. એટલે કે જો તે ત્યાર પછી ત્રણ દહાડામાં મરણ પામે તો જાણે કે તેણે મરતી વખતજ પતેત કીધા હોય તેમ ગણાય.'

પતેત ઇરાની, કરદો છેલો:-'(ગુજરતી વખતે પતેત કરવી જોઇએ પણ એવું બને કે તે વખતે) મારી જીભ પતેત કરી નહીં શકે.'

બ૦ કા૦ ૨૦ સર્દ ૧૬૧:-'બીજું જાણવું કે જે વખતે જાન તનથી બહાર જાએ તે વખતે પતેત કરવી (અથવા કોઇએ તેની તરફથી) કેહવી જોઇએ.'

છોડે છે. અને પછી ત્યાંથી તેને કફન પેહરાવનારાઓ ચોકસ ક્રિયા કરીને સચકારની જગાએ મુકે છે કે જ્યાંથી તે લાસ ગેહાનપર મુકાઇને છેલી અવલમંજલની જગાએ પોંહચે છે. હીંદુસ્તાનના બીજા જરતોસ્તીઓ માંદગીથી સાધારણ મોતે ગુજરનારપર બી અચાનક મોતે મરનારની માફક દરૂજે નસુસ તુરત ગાલેબ થતો નથી એમ જાણીને કપડાં પેહરાવનાર આવે ત્યાં લગી જોડ થઇને ગુજરેલાંને અડકીને બેસી રહે છે. પછી તે લાસને કપડાં પેહેરાવનારને હવાલે કરીને ખસતા રહે છે. એટલુંજ નહીં પણ તે રીતે અડકી બેસવા છતાં જો ગેહ બદલાઇ નહીં હોય તો તેઓ નહાવાની વટીક જરૂર જોતા નથી.[૪૯] કપડાં પેહેરાવનારાઓ ચોકસ ક્રિયા કરીને લાસને સચકીને મુકે છે જ્યાંથી તે ગેહાન ઉપર મુકાઇને છેલી જગાએ લઇ જવામાં આવે છે. આ બે રીતીઓને તપાસી જોતાં, અને નીચે દરૂજે નસુસ વીશે સમજાવવામાં આવશે તે જોતાં, પેહેલી રીત વધારે સાહુચેતી ભરેલી જણાય છે. કારણકે દરૂજે નસુસનો ગલબો લાસ ઉપર જેવો થયો કે તેજ વખતથી જોકે કદાચ તુરતજ તેનાં સૂક્ષમોની અસર આપણી ઇંદ્રીઓથી આપણને માલમ નહીં પડે તોપણ તેઓનાં ફેલાવાની ત્યાં શરૂઆત થાય છે, એટલુંજ નહીં પણ તે ઘણા જોરથી થાય છે એવું કહેલું છે.[૫૦] જે વિષે આગલ જોવામાં આવશે. એટલા માટે જાન જાય તેજ વખતથી લાસને નહીં અડકવાનું અને ચોકસ સંભાલથી જમીનપર બીછાવેલાં કપડાં ઉપર મુકવાનું કહેલું છે. જો તે લાસને એ પ્રમાણે નહીં મુકે અને ઘરમાંનાં માણસો અથવા ચીજોની સાથે લાગેલી રહેવા દીએ તો તે માણસોમાં અને તે ચીજોમાં તેઓનાં સૂક્ષમો જેમ વધતા ઓછા પાસે પાસે અથવા દુર દુર હોય તેનાં પ્રમાણ પ્રમાણે લાસના સૂક્ષમો વધતા ઓછા તેઓમાં દાખલ થવાનો ભય રહે છે. જે નક્કર વસ્તુ ભારી અથવા જેનું વિશેષ ગુરૂત્વ વધારે તેમાં વધારે ઓછા સૂક્ષમો દાખલ થશે; જે વસ્તુ વધારે પોકલ

---

૪૯. ફ઼ા૦ વ૦ દી૦, સર્ક ૭૪:-'અને જે કોઇ તે (જાન જતી વખતે) મરનાર સાથે મરનારને અડકેલો હોય તેને જ્યાં સુધી તેની ગેહ બદલાય નહીં જ્યાં સુધી નાહવાની હાજત નથી. પણ પેલા બે શખસો જેઓ મુરદાંને 'કશ'માં મુકે છે તેઓએ નાહવું ઘટે છે.'

૫૦. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧, સર્ક ૧૦૦, ઇ૦ ૨. દા૦ હો૦ સર્ક ૧૦૪:—'તે વખતે રીમની ઘણી ખરાબ હોય છે કે જે વખતે શરીરમાંથી જીવ જુદો થાય છે.'

'કએ બુજીદે કહેલું છે કે શરીરમાંથી જાન જુદો થાય તે વખતનો રીમની કરતાં વધારે ખરાબ રીમની કોઇ વખતે હોતી નથી.'

'વલી આ બી દીનમાં જાહેર કીધેલું છે કે 'યાદ બરાચીદે' કહ્યું છે કે જાન તનમાંથી બાહેર જાય તે વખતનાં કરતાં ખરાબ રીમની બીજી કોઇ હોતી નથી.'

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સર્ક ૨:—'મેદીઓમાંહના (શરેહ કીધેલા) વંદીદાદનો ત્રીજી પરગરદમાં જાહેર છે કે જે કોઇ જબરદસ્તી વગર (બીમારી ભોગવીને) પ્રાણ છોડે તેનો જે વખતે જીવ જાય તે વખતે જો કે એક કુતરૂં તેનાં પગ આગલ બાંધેલું હોય તોબી નસુશ તે પર ગલબો કરે છે.'

અથવા જેનું વિશેષ ગુરૂત્વ ઓછું તેઓમાં વધતા સૂક્ષ્મો દાખલ થશે. જે ચીજોનું કેશાકર્ષણ અથવા ચુસવાની શક્તિ વધારે તેઓમાં વધતા સૂક્ષ્મો અને જેઓનું કેશાકર્ષણ અથવા ચુસવાની શક્તિ ઓછી તેઓમાં ઓછા સૂક્ષ્મો દાખલ થશે. તેથી ઘરમાંનાં કોઇબી માણસ અથવા કોઇબી વસ્તુ સાથે તેમાં મુખ્ય પાણી, આતશ, બરસમ, અને ચોખાં માણસો સાથે (વં૦ ૮ ફ૦ ૬ ૪૦) લાસને લાગવા દેવી નહીં એવું ફરમાન છે, અને જો લાગી હોય તો તે માણસોએ ચોકસ વધતાં ઓછાં પ્રમાણમાં નહાવું, અને તે વસ્તુઓને તેઓનાં પોતાનાં નક્કરપણાંનાં અથવા પોકલપણાંનાં પ્રમાણ પ્રમાણે અને બીજાં ઘણાંએક કારણો અને હાલતો ધ્યાનમાં લેઇને તેઓને જુદી જુદી રીતે ચોખી કરવાની રીતીઓ ઘણીજ વીગતે બતાવી છે, કે જે સઘળાંનો વિસ્તાર આગલ આવશે. લાસનાં કોહોતા અને રોગ ઉત્પાદક સૂક્ષ્મોની માણસો તથા ચીજો પર થતી અસરને દરૂજે નસુશની અસર કરી કહે છે, તેની સાહુચેતીનાં ઉપાય તરીકે માણસને ગુજરવાની જરા અગાઉથી જમીનપર કપડું બીછાવીને મુકવા કહ્યું છે. વાસ્તે ગુજરેલાંની લાસની ક્રિયાની વીગત અતરે અટકાવીને દરૂજે નસુશનાં ગલબાની સમજણ આપવાનું શરૂ કરીએ છઇએ.

### દરૂજેનસુશ, અને તેની વેહલી તથા મોડી અસર.

જરતોસ્તી ધર્મની ફીલસુફી પ્રમાણે એક માણસ અચાનક મરણથી નહીં પણ કોઇ રોગ અથવા બીમારીથી માંદગી ભોગવીને મરણ પામે તેની લાસપર જાન જાય, તેજ વખતે દરૂજે નસુશ ગલબો કરે છે. પણ જે કોઇ કમોતે અથવા અચાનક રીતે માંદગી ભોગવ્યા વગર કોઇ કારણને લીધે એકાએક મરણ પામે, જેમકે કોઇ ફાડી ખાનારાં જાનવરના મારવાથી અથવા ઉંચી જગાથી પડયાથી, અથવા કતલ થયાથી, અથવા ફાંસી દેવાથી, અથવા ડુબી જવાથી, અથવા એવીજ કોઇ બીજી રીતે, તો તેની લાસ ઉપર દરૂજે નસુશનો ગલબો તેજ વખત થતો નથી પણ એક ગેહ બદલાય તેટલો વખત ગુજરવા પછી થાય છે.[૫૧]

---

૫૧. વં૦ ૭ ૪૦ ૧-૨:-'જરતોસ્તે અહુરમજદને પુછ્યું-'અહુરમજદ! મીનો! અતિ વૃદ્ધીનાં કરનાર! શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર! અશો! ગુજરેલાં માણસો ઉપર તે દરૂજે નસુશ ક્યારે લાગુ પડે છે?' ત્યારે અહુરમજદે કહ્યું:-'ગુજરવા પછી તુરતજ, ઓ સપેતમાન જરતોસ્ત! જેવો (તે શરીરમાં)થી 'બોય' શરીરાત્મા નીકલી ગયો કે તે દરૂજે નસુશ લાગુ પડે છે.'

વં૦ ૭ ૪૦ ૪-૫:—'કીરતાર! (પણ) જો તે (ગુજરેલું માણસ) કુતરાંથી મરણ પામેલું, અથવા વરૂથી મરણ પામેલું, અથવા (વાટપાડા વગેરે) આયુધથી મરણ પામેલું, અથવા વ્યથા કરવાથી મરણ પામેલું, અથવા પાહાડ ઉપરથી ખીણમાં પડવાથી મરણ પામેલું, (અથવા લડાઇ કે થાકથી [સં૦ व्यायाम्] અથવા ધુમાડાથી ગુંગલાઇને [સં૦ व्याम] મરણ પામેલું) અથવા (ન્યાયાધીશના હોકમથી સજામાં) માણસોથી મરાયલું, અથવા જોરજુલમથી ખુન થએલું, અથવા તંગીથી (દબાઇને) મરી ગયું હોય તો કેટલા વખત પછી તે દરૂજે નસુશ તેની ઉપર લાગુ પડે

હવે આ દરૂજે નસુશનો ગલબો તે શું ? અને તે એક લાસ ઉપર તુરત થાય છે અને બીજી ઉપર કેટલોએક વાર રહીને થાય છે તેનુ કારણ શું ? 'દરૂજ' એટલે (આ વાકયમાં રોગ અથવા દરદનું) નુકશાન, હાની, ખરાબી, ઉપદ્રવ, હલાકી અથવા ઇજા; અને 'નસુશ' એટલે મુરદાંને લગતી કાંઇબી કોહોતી ચીજ કે જેમાં સડો લાગીને તેનાં સુક્ષમો છુટા પડતા હોય તે. એ રીતે 'દરૂજે નસુશ' એટલે મુરદાંમાની કોહોતી ચીજોથી થતો રોગ અથવા ઉપદ્રવ. દરૂજે નસુશનો ગલબો થાય છે એટલે કે કોહોવાટ અથવા રસાયણ પૃથક્કરણ લાગુ પડે છે અને શરીરની હાલત રોગ કારક થવા માંડે છે. ગુજરેલાંનાં તનપરથી જીવતાંઓનાં તનપર દરૂજે નસુશ દોડે છે અથવા ગલબો કરે છે એટલે ગુજરેલામાંના રોગ મસારક સૂક્ષમો જીવતાંઓનાં શરીરપર લાગીને અથવા તેઓમાં પેવસ થઇને તેઓને રોગી કરે છે. આટલું ધ્યાનમાં રાખવાથી જણાશે કે 'દરૂજે નસુશ દોડે છે,' 'દરૂજે નસુશ ગલબો કરે છે,' ઇત્યાદિ વચનો જે જરતોસ્તી ધર્મના પુસ્તકોમાં વપરાય છે તેઓની મતલબ આપણી સાદી ભાષામાં કહીએ તો 'રોગ થવા માંડે છે' અથવા 'રોગ ઉડે છે' એટલીજ છે. હવે માંદગીથી મરનારની લાસમાં જાન જાય છે તેજ વખતે દરૂજે નસુશ ગલબો કરે છે એટલે કે કોહોવાટ શરૂ થાય છે, તેનું કારણ દેખઇતું છે કે માંદગીને લીધે મરનારનું શરીર તમામ બીગડી ગએલું તેથી જેવો તેનો જાન ગયો કે તેજ વખતે કોહોવાટ અને રોગી હાલત શરૂ થાય છે. અચાનક મરનારની લાસ ઉપર દરૂજે નસુશ તુરત ગાલેબ થતો નથી તેનું કારણ એકે તેનું બદન પુર તનદરૂસ્તીમાં હતું તે તુરત રોગી હાલતમાં આવતું નથી પણ કેટલોક વખત ગયા બાદ માંદગીથી મરનારનું બદન મરતી વખતે જેવી હાલતમાં આવે તેવી હાલતમાં આવે છે અને ત્યાર પછી તેમાં કોહોવાટ અને રોગી હાલત શરૂ થાય છે. મરનારની લાસ પર દરૂજે નસુશના ગલબાને વિષે એટલે કે કોહોવાટ અને રોગી હાલત શરૂ થવા વિષે જરતોસ્તી ધર્મમાં જે કહ્યું છે તેને આજના વૈદક શાસ્ત્રથીબી ટેકો મલે છે.[૫૨]

## દરૂજે નસુશનું મુવેલાં ઉપરથી જીવતાંઓ ઉપર દોડવું.

લાસનું પૃથક્કરણ થવું એ કાંઇ નહીં પણ સાદી હવામાંના ઓકસીજનનું લાસમાંની મવાહી તથા નક્કર પદાર્થો સાંથે મલીને તેના સુક્ષમોને

---

છે ?' ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'(મુવા) પછી બીજી ગેહને વખતે તે દરૂજે નસુશ ગાલેબ થાય છે.'

૫૨. ડાકટર ટેલરની 'પ્રીનસીપલસ એન્ડ પ્રેકટીસ ઓફ મેડીકલ જુરીસપ્રુડન્સ', સફે ૬૬:—'ઘણાએક દાખલાઓ મલ્યા છે કે જેઓમાં મરણ પછી તરતજ કોહોવાટ શરૂ થયો હતો અને ઘણોજ જલદીથી આગલ ચાલ્યો હતો.' સફે ૬૯:—'જેબી કાંઇ કારણથી પછી ગમે તો તે ઘણી મેહેનત હોય, રોગ હોય, અથવા ઝેર હોય, અથવા ગમે તે હોય, તોપણ જે કારણથી શરીરનાં ગોટલાંઓનું કૌવત

છુટા પાડવાનું કામ છે. એ પૃથક્કરણ અથવા કોહોવાટ જેમ જેમ વધતો વખત ગુજરે તેમ તેમ વધારે થતો જાય છે અને આસપાસની જગામાં તે લાસના કોહોતા સૂક્ષ્મો હવાની મારફતે અથવા હરેક બીજી રીતે વધારે ફેલાય છે. તે સૂક્ષ્મો પાધરા માણસોમાં દાખલ થાય અથવા બીજી ચીજોને જઇને લાગે અને તેઓની અંદર દાખલ થાય તે ચીજોને માણસો વાપડે તેથી તેઓમાંથી માણસોમાં દાખલ થાય તેથી માણસોમાં રોગો ઉત્પન્ન થાય તે કામને જરતોસ્તી ધર્મ પુસ્તકોની ભાષામાં મુએલાં ઉપરથી જીવતાં ઉપર દરૂજે નસુશનું દોડવું કરી કહે છે. (વં૦ ૯ ફ૦ ૪૫-૪૮). એ સૂક્ષ્મો જીવતાંઓની તનદરૂસ્તીને તથા કુદરતની બીજી કેટલીએક વસ્તુઓને નુકશાન કરે છે કે જેથી પર્યંતે માણસોનેજ દુઃખ થાય છે તે વાત સઘલાં માણસો અનુભવથી જાણે છે તથા તેને વૈદકશાસ્ત્રની ટેકો આપે છે.[૫૩] તેજ બાબદ જરતોસ્તી ધર્મમાં એ ધર્મની ભાષાની ઢપમાં કહ્યું છે કે દરૂજે નસુશથી માણસો, ગોસ્પંદો, વનસ્પતિ અને બીજી સર્વે ઉપયોગી ચીજોની વૃદ્ધી કોતાહ થાય છે (વં૦ ૯ ફ૦ ૫૧-૫૩).

---

નરમ પડી ગયું હોય તે કારણથી, બીજા બધા સંજોગો બરાબર હોયનો, કોહોવાટ જલદીથી વધવામાં અને જલદીથી ફેલાવવામાં મદદ થાય છે.'

૫૩. ડોકતર રીચર્ડસનની 'ડીઝીઝીસ ઓફ મોડરન લાઇફ' સફે ૭૮-૮૦:—'મરકી, કોલેરા, કોગળીઉં, ઇત્યાદિ ઉડતા અને ફેલાતા રોગો—એટલે કે જે રોગો કે એવી જાતનાં રોગી માણસોનાં બદનમાંની કાંઇએક ચીજ બીજા તનદરૂસ્ત માણસોનાં બદનોમાં દાખલ થવાથી એક માણસમાંથી બીજા માણસમાં ફેલાય છે તેઓને ઉડતા રોગો કરી કહે છે. એ રોગો વિષે નજદીક સઘલા વિદ્વાનો એકમત થયા છે કે તેઓનો ફેલાવો વનસ્પતિ તથા પ્રાણીઓને લગતાં ઝેરોનાં ફેલાવાથી થાય છે. એ ઝેરો જે જાતનાં પ્રાણીઓ તેઓની અસરમાં આવવાને લાયકનાં થયાં હોય તેઓને લાગવાથીજ પોતાની અસર કરે છે. જે અસરનું લાગવું વખત જતાં ઓછું થાય અથવા તદન બંધ થાય.'

સફે ૮૪.—'એવું સાબિત કરવામાં આવેલું છે કે ઝેરી સૂક્ષ્મો ઘણાજ બારીક સૂક્ષ્મ રૂપે ઉડી જઇ શકે, કપડાંની વસ્તુઓમાં પસરી રહી શકે, અને પછી એવાં કપડાં અથવા ચીજમાંથી બારીક સૂક્ષ્મરૂપે તનદરૂસ્ત પ્રાણીઓમાં પાછું દાખલ થઇને રોગનો ફેલાવો કરી શકે.'

સફે ૮૬:—'વનસ્પતિ તથા પ્રાણીઓ માંહેલા ઝેરી સૂક્ષ્મો તનદરૂસ્ત શરીરોને લાગવાને અને અસર કરવાને બધી બાજુઓએ જઇ શકે. તેઓ સુકી, નક્કર, પણ ઘણીજ બારીક ખુલ્લી આંખે નહીં દેખાય એવી વસ્તુનાં આકારમાં હવામાં ઉડે અને ત્યાંથી પ્રાણીઓના દમમાં અથવા મોહડાંને વાટે ગલામાં દાખલ થાય. તેઓ કપડાંની ચીજોમાં દાખલ થાય, પાણીમાં પીગલીને દાખલ થાય, અથવા પાણીનાં બાફમાં મલીને હવાની મારફતે દાખલ થાય. વનસ્પતિ તથા પ્રાણી માંહેલાં ઝેરો જીવતાં પ્રાણીઓનાં શરીરોમાં ઘણીએક રીતે દાખલ થાય છે, પણ તેઓને **અડકવાથી તો હમેશાં** દાખલ થાય છે.'

**સફે ૯૨:**—'એ દરએક દરદોને ખીલવાને માટે ચોકસ વખત લાગે છે જેને સેવણનો વખત કરી કહે છે. અસર કરનારા ઝેરનું શરીરમાં દાખલ થવું અને દરદ ખીલી નીકલવાની પેહેલી નીશાણીઓની વચેનાં વખતને એ નામ લાગુ પાડયું છે. એ સેવણનો વખત જુદાં જુદાં ઝેરોનો જુદી જુદી લંબાઇનો હોય છે અને ઘણું કરીને તે દરેકના ચોકસ વખતો ઠરાવેલા છે. ટુંકામાં હું કહું છું કે એ વખતની મુદત એક અથવા બે કલાકથી તે બાર અથવા ચોદ દીવસ લગીની હોય છે.'

## દરજે નસુશની વધતી ઓછી અસર.

મુરદાંનાં સૂક્ષ્મોનો ફેલાવો જુદા જુદા સંજોગોમાં જુદી જુદી રીતે થાય છે. આપણે અનુભવથી જાણીએ છીએ કે કોઇબી ચીજના બારીક પરમાણુઓ નીરજીવ પાતલી વસ્તુઓમાં જેટલે દૂર લગી ફેલાય છે તેથી ઓછે દૂર લગી તેથી જાડી નીરજીવ વસ્તુઓમાં ફેલાય છે એ વાત પુરાતન જરતોસ્તીઓને માલુમ હોવી જોઇએ. કેમકે જરતોસ્તી ધર્મમાં હવામાં મુકેલી સુકી લાસનાં સૂક્ષ્મોની અસર વધતામાં વધતી ત્રીસ કદમ લગી

---

સફે ૯૩:—'એ સેવણનો વખત લાંબો અથવા ટુંકો હોય તેટલા વખતમાં શરીરના જે ભાગમાં ઝેહેર પેવસ થયું હોય તેમાં તે વધ્યું જાય છે, અને તેની આસપાસની જેટલી પ્રવાહી તેની અસર તલે આવતી જાય છે તેને તે બદલીને પોતાને જેવી ઝેહેરી બનાવતું જાય છે.'

સફે ૩૮૧:—'વનસ્પતિ તથા પ્રાણીઓમાંની ઝેહેરી વસ્તુઓની હાજરીથી હવા ગદલી થાય છે. એ ઝેહેરી વસ્તુ જો કે અતીશે બારીક છે એટલીબધી કે તે શી તરેહની છે તે ઠરાવી શકાતું નથી, તોબી તેઓ ધારવા મેલે નક્કર પદાર્થો છે અને હવા ઉપર માત્ર જેમ ગમે તેમ એક બીજાથી સેહેજ તફાવતે ઉડ્યા કરે છે. તોપણ એ બારીક સૂક્ષ્મો જે જીવતાંઓનાં શરીરો ઉપર તેઓની અસર થઇ શકે તેઓને જ્યારે લાગે છે ત્યારે કીડનાં દરદો અને વસ્તીનાં દરદોનાં મૂળ થઈ પડે છે,'

સફે ૪૯૧:—'ઉડતા રોગોનો ફેલાવો અટકાવવાનો સૌથી મરસ ઉપાય એ રોગની અસર તલે આવેલાં માણસને તુરત અને સઘલી વાતે દૂર કરવામાં તથા જે કપડાં, બીછાનાં, ઇત્યાદિ સાથે ઉડતા રોગને આધીન થએલું માણસ સંબંધમાં આવ્યું હોય તે ચીજોને દુર કરવામાં અથવા તદન સાફ કરવામાં છે.'

કોપલનની 'ડીકશનેરી ઓફ મેડીસીન-ઇનફેકશન', સફે ૩૪૬:—'જે જુદી જુદી અસરો અને સાધનોથી માણસોનાં શરીરો તદન રોગી થાય છે તેઓમાં બીજાઓ કરતાં મુખ્ય સાધન મુએલાં પ્રાણીની વસ્તુઓમાંથી નીકલતી હવા છે. તે સીવાય કોહોતાં પ્રાણીઓમાંથી નીકલતી શરીરનો કોહવાટ વધારી આપનારી વસ્તુઓ તથા વધતે અથવા ઓછે દરજે તેઓમાંથી નીકલતા જુદી જુદી જાતનાં મેલો છે, જો તેઓ શરીરને લાગે તો.'

'કોહોતી અથવા રોગી હાલતમાં પ્રાણીઓ અને વનસ્પતિનાં શરીરો તથા પ્રાણીઓનાં મેલો માણસોને, મુખ્ય કરીને જેઓનાં બાંધા ઉપર અસર થઇ શકે તેઓની ઉપર અથવા ઘણું કરીને બીમારીની હાલતમાં, અસર કરે છે કે જેના કેટલાએક ચોકસ દરજાઓજ માત્ર નકી કરવામાં આવ્યા છે.'

સફે ૩૪૯:—'(મુએલાં) પ્રાણીઓમાં બહાર પડેલી ચીજોથી નીકલતી હવા અને પ્રાણીઓનાં મલમૂત્રા પાધરાંજ તનદરૂસ્ત પ્રાણીઓમાં તે જાતનાં દરદો ઉત્પન્ન કરે છે જે દરદો તનદરૂસ્ત પ્રાણીઓમાં આસપાસની હવાના બીગાડામાંથી ઉત્પન્ન થાય છે.'

ડોકતર સ્મીથની 'ડીસઇનફેકટનટસ એન્ડ ડીસઈનફેકશન', સફે ૧૯:—'હાલ જમાનાની શોધની વલાને પુરાતન જમાનાનાં એકમતને મજબુતીથી કાયમ કીધું છે. તે એ કે વનસ્પતિ તથા પ્રાણીની કોહોતી વસ્તુઓ રોગ પેદા કરે છે અને તેઓને અંતે ઉડતા રોગો સાથે સંબંધ છે. તનદરૂસ્તી ખાતાંની મંડલીઓ અને તેના અમલદારોએ કીધેલી છેલી શોધોનું તાત્પર્ય એજ આવેલું છે.'

સફે ૨૦૯:—'એક હાથ ઉપર વનસ્પતિ તથા પ્રાણીની વસ્તુમાં થતું મરણ પછીનું પૃથક્કરણ તનદરૂસ્તીને નુકશાન કરનારી ગ્યાસો અને વરાળો ઉત્પન્ન કરે છે, તેમ બીજા હાથ ઉપર કોલેરા અથવા મરકી અથવા એવાંજ બીજાં કેટલાંએક દરદો ઉત્પન્ન કરવાને, એ ગ્યાસો અથવા વરાળો અશક્ત છે, તોપણ તેઓ તે રોગોને ઉધારે છે ખરાં.'

સફે ૨૮:—'રોગોનાં બીઆંઓ પ્રાણી વસ્તુઓથી પોષણ મેલવે છે. મુરદાર વસ્તુઓ ઘણું કરીને એકદમ તેઓને પોષણ આપે છે.'

ફેલાય છે એવું જણાવ્યું છે (વં૦ ૮ ફ૦ ૭). અને પાણી જે હવા કરતાં વધારે ઘાડી વસ્તુ છે તેમાં લાસનાં સૂક્ષ્મોની અસર જો પાણી થંભ હોય તો વધતામાં વધતી છ કદમ લગી ફેલાવાનું કહ્યું છે (વ૦ ૬ ફ૦ ૩૧). વલી જેમ એક ગંધાતી વસ્તુનો વાસ અથવા પમરતી વસ્તુની ખુશબો તે ચીજના સૂક્ષ્મો તેમાંથી બાહાર પડવાને લીધે આપણને જણાય છે, અને તે સૂક્ષ્મો તે ચીજની નજદીક વધારે હોવાથી તે વાસ અથવા ખુશબો તે ચીજની નજદીક વધારે હોય છે, અને જેમ જેમ તેનાથી દૂર જઇએ તેમ તેમ ઓછી થતી જાય છે, તેજ પ્રમાણે લાસનાં સૂક્ષ્મોબી લાસની નજદીક વધારે હોવા જોઇએ, તેથી જરા દૂર ઓછા થવા જોઇએ, અને વલી તેથીબી વધારે દૂર વધારે ઓછા થતા જવા જોઇએ, અને જેમ જેમ લાસનો તફાવત વધતો જાય તેમ તેમ જુદા જુદા પ્રમાણમાં તેઓની સંખ્યા ઓછી આસપાસ ફેલાવી જોઇએ, અને જેમ જેમ તફાવત ઓછા તેમ તેમ સૂક્ષ્મોની હાજરી વધતી હોવી જોઇએ, એવું અનુમાન આપણે કરી શકીએ છીએ. એ બાબદથી પુરાતન જરતોસ્તીઓને ખબર હોવી જોઇએ. કેમકે પાણી જેવી પ્રવાહી ચીજોમાં લાસનાં સૂક્ષ્મોના ફેલાવા વિષે કહે છે કે તેઓમા દરૂજે નસુશ 'અક્ષિ, પવિતિ અને આહિતિ' સાથે ફેલાય છે (જુઓ વં૦ ૬ ફ૦ ૩૦, ૩૩, ૩૬, ૩૯ ઇત્યાદિ) હવે 'અક્ષિ' પવિતિ અને આહિતિ' એ ત્રણ રોગોનાં નામો છે જેઓને કાંઇએક ફેરફાર રૂપે 'અઘષિ' 'પુઇતિ' અને 'આહિતિ' કરીબી અવસ્તામાં કહે છે કે (વં૦ ૨૦ ફ૦ ૩ ઇત્યાદિ.) એ રોગોની શું શું ખાસીઅતો છે તે વિષે અમે કાંઇ જાણતા નથી, તોપણ આટલું તો હીંમતથી કહી શકાય છે કે એ ત્રણે રોગો મુરદાંની લાસોમાંથી ઉત્પન્ન થતા હોવા જોઇએ. અને એમબી અનુમાન કરી શકાય છે કે લાસનાં તફાવત પ્રમાણે તેનાં સૂક્ષ્મોનાં વધતા ઓછા જથાના અથવા દરૂજે નસુશની વધતી ઓછી અસરનાં ત્રણ દરજામાં એ દરદો થતાં માનેલાં હોય. જો એમ લઇએ તો લાસની આસપાસ પેહેલું મંડલ 'અક્ષિ'નું, તેની પછી 'પવિતિ'નું, અને તેની પછીનું 'આહિતિ'નું, ગણ્યું હોય એવું કુદરતી રીતે ધારી શકાય છે. તેથી 'અક્ષિ'નાં ચક્કરમાં સઉથી વધતા સૂક્ષ્મોની હાજરી, 'પવિતિ'નાં ચક્કરમાં તેથી ઓછાની, અને 'આહિતિ'નાં ચક્કરમાં સૌથી ઓછાની, હોવી જોઇએ. અને તેજ દરજા પ્રમાણે ધારતાં 'અક્ષિ' અથવા 'અઘષિ'નો રોગ સૌથી વધારે ભયભરેલો, 'પવિતિ' અથવા 'પૂઇતિ'નો તેથી ઓછો અને 'આહિતિ'નો સૌથી ઓછો, ભયભરેલો હોવો જોઇએ. એ 'અક્ષિ' 'પવિતિ' અને 'આહિતિ'ની દરૂજે નસુશની અસર વેહેતાં પાણીમાં વધતામાં વધતી નવ કદમ લગી અને ઓછામાં ઓછી ત્રણ કદમ લગી કહેલી છે. વેહેતાં પાણીમાં જે તરફથી નસો ઘસડાઇ આવતો હોય તે તરફથી નવ કદમ લગી, જે તરફ

ઘસડાઇ જતો હોય તે તરફ ત્રણ કદમ લગી, અને બાકીની બેહુ બાજુઓએ છ છ કદમ લગી, એ ત્રણે દરજે દરૂજે નસુશની અસર તેંઓનાં અનુક્રમ પ્રમાણે ફેલાવાનું કહ્યું છે. થંભ પાણીમાં બધી તરફ છ છ કદમ ફેલાવા કહ્યું છે. અને હવામાં મુકેલા નસાની અસર વધતામાં વધતી ત્રીસ કદમ અને ઓછામાં ઓછી ત્રણ કદમ લગી કહી છે ( જુઓ નોટ ૫૪ મી ). એ સઘલી સંખ્યાઓ ત્રણની સંખ્યાના ગુણાકારો છે. વલી એ દરજાબી ત્રણજ છે. તે ઉપરથી અનુમાન કરાય છે કે જ્યાં ત્રણ કદમ લગી અસર ફેલાવા કહ્યું છે ત્યાં લાસથી પેહેલા કદમમાં 'અગ્નિ', બીજામાં 'પવિતિ', અને ત્રીજામાં 'આહિતિ', થવાનો સંભવ ગણેલો છે. જ્યાં છ કદમ સુધી ફેલાવાનું લખ્યું છે ત્યાં લાસથી પેહેલાં બે કદમમાં 'અગ્નિ', બીજા બે કદમમાં 'પવિતિ', અને ત્રીજા બે કદમમાં 'આહિતિ', થવાનો સંભવ ગણેલો છે. જ્યાં નવ કદમ દરૂજે નસુશનાં ફેલાવા વિષે લખ્યું છે ત્યાં લાસથી પેહેલા ત્રણ કદમમાં 'અગ્નિ', બીજા ત્રણ કદમમાં 'પવિતિ', અને ત્રીજા ત્રણ કદમમાં 'આહિતિ', થવાનો સંભવ ગણેલો છે. હવામાં જ્યાં ત્રીસ કદમ લગી દરૂજે નસુશની વધતામાં વધતી અસર ફેલાવાનું કહ્યું છે ત્યાં પેહેલાં દસ કદમ લગી 'અગ્નિ', બીજા દસ કદમ લગી 'પવિતિ', અને ત્રીજા દસ કદમ લગી 'આહિત'નો ફેલાવો થવાનો સંભવ ગણી શકાય. અલબતે એ રીતેજ ગણવું તે લાસને બીજા સંજોગોમાં નહીં ગણીનેજ ગણવું. બીજા સંજોગો જેવા કે પવનનું ફુંકાવું, નદીની વધતી ઓછી ઝડપ, ઇત્યાદિમાં તે દરૂજે નસુશ અથવા રોગકારક સૂક્ષ્મોનું વધારે અથવા ઓછું દુર લગી ફેલાવું થઇ શકે.—વલી જરતોસ્તી ધર્મ પુસ્તકો ઉપરથી બીજું એવું માલમ પડે છે કે દરૂજે નસુશ અથવા નસાનાં સૂક્ષ્મો જે જે વસ્તુઓમાં જઇને લાગે છે તે તે વસ્તુઓની બાંધણીમાં તેઓનાં પોતાના સૂક્ષ્મો જો પાસે પાસે હોય છે તો પેલા લાસમાંના સૂક્ષ્મો થોડા તેઓમાં દાખલ થાય છે, પણ જો તે વસ્તુઓનાં સૂક્ષ્મો દુર દુર હોય છે તો તેઓમાં લાસમાંનાં કોહોવાટનાં સૂક્ષ્મો વધતા પેવસ થાય છે. એટલા માટે જુદી જુદી વસ્તુઓને તેઓની બાંધણીના ઘટપણા અથવા આછાપણા ઉપર નજર રાખીને ધોવાને કહેલું છે (જુઓ વં૦ ૭ ફ૦ ૧૨, ૧૫, ૭૩, ૭૫ ઇત્યાદિ). જે જે વસ્તુઓનાં પરમાણુઓ કેશાકર્ષણ એટલે કે ચુસવાની શક્તિ ધરાવે છે તેઓમાં કેશાકર્ષણ અથવા ચુસવાની શકતી નહી ધરાવનાર વસ્તુઓ કરતાં દરૂજે નસુશ એટલેકે મુરદાર સૂક્ષ્મોનો વધારે ફેલાવો થાય છે એવું કહેલું છે (વં૦ ૭). વલી જેમ લોહચુંબકના પથરથી એક લોહડાંના કકડામાં તેની અસર દાખલ કીધા પછી તે લોઢાંથી બીજા લોઢાંમાં તેની અસર પેવસ કરી શકાય છે. તેજ મીસાલે લાસને

લાગેલી એક વસ્તુ જો બીજી વસ્તુને લાગે તો પેલી બીજી વસ્તુમાંબી તે સૂક્ષ્મોની અસર પેવસ થાય છે પણ તે પેહેલી કરતાં ઓછી થાય છે. તેથી પેહેલીને 'હમરીદ' અને બીજીને 'પતરીદ' એવાં બે નાંમો આપ્યાં છે.–વલી જાનદારોમાં તેઓની જીવ શક્તિને લીધે એ પરમાણુઓના જથાનું વધતું અથવા ઓછું પ્રમાણ ઉત્પન્ન થવા કહેલુંબી જોવામા આવે છે. માણસનાં બદનમાં એક ચોકસ હદ સુધી લાસનાં પરમાણુઓ દાખલ થયા હોય તો તેઓને કહાડીને શરીરને પાછું ચોખું અને વગર ઉપદ્રવનું કરી શકાય જે વિષેનાં ઉપાયો બતલાવેલા છે. પણ જો તે હદથી બહાર સૂક્ષ્મો પેવસ થાય તો પછી તે શરીરની હાલત એવી બનાવે છે કે તેમાં બીજા તેવા સૂક્ષ્મો નવા નવા બન્યા કરે છે. અને તે શરીર બીજી ચીજો અથવા માણસોનાં સંબંધમાં આવે તો તેઓને વધતા ઓછા પરમાણુમાં સૂક્ષ્મો આપ્યા કરે છે. એની સમજણ આપવા તરીકે સહીઅડની રસીનો દાખલો લઇએ. જેનાં શરીરમાં રસીનું પ્રમાણ ઓછું પેવસ થયું હોય તેનાં સહીઅડના દાણાં ફુટતા નથી. એટલે કે શરીર આગલી હાલતમાંજ રહે છે. પણ જેનામાં રસી પુરતી દાખલ થાય છે તેનાં સહીઅડનાં દાણા ફુટે છે એટલે કે શરીર સહીઅડની હાલતમાં આવે છે. એજ રીતે ચોકસ હદની અંદર જો લાસનાં સૂક્ષ્મો એક માણસ અથવા વસ્તુને લાગાં હોય તો ચોકસ ઉપાય કરવાથી તેઓની અસર દૂર થઇને તે માણસ અથવા ચીજ પાછી પોતાની અસલી હાલતમાં આવે છે. પણ જેમ જો સહીઅડની રસી એક બચામાં વધારે પેવસ થાય તો તે બચાંની રસીમાંથી વલી બીજાંઓને સહીઅડ મુકી શકાય છે, તેજ પ્રમાણે એક માણસ અથવા ચીજની અંદર જો ચોકસ હદની બહાર સૂક્ષ્મો પેવસ થઇ જાય તો પછી જે ઉપાયો છે તે લાગુ પાડવાથી તેઓની અસર તદન જઇને તે શરીરની હાલત બદલાતી નથી. અને તે માણસ અથવા વસ્તુ પેલા સહીઅડવાલાં બચાંની માફક બીજા માણસ અથવા વસ્તુઓની અંદર સૂક્ષ્મોને અથવા દરૂજે નસુશની અસરને દાખલ કરે છે.– એ વગેરે દરૂજે નસુશની વધતી ઓછી અસર જુદા જુદા સંજોગોમાં જુદી જુદી રીતે વધતી અથવા ઓછી થાય છે તે વિષે આગલ વધારે જણાવવામાં આવશે. હાલ અતરે એક સાધારણ નિયમ તરીકે એટલુંજ યાદ રાખવું કે મુરદાંને લગતી કોહોતી વસ્તુમાંથી નીકલતા સૂક્ષ્મો અથવા અણદીઠ હવા અને તેથી થતા ઉપદ્રવને 'દરૂજે નસુશ' કરી કહે છે. તેઓ જીવતી તથા નિર્જીવ ચીજોમાં બે જુદી જુદી રીતે ફેલાય છે. માણસોમાં તેઓનું ફેલાવું ઉડતા રોગોનાં બીમાંઓનાં ફેલાવાને મલતું આવે છે. નિર્જીવ વસ્તુઓ મધે વાયુરૂપી પદાર્થોમાં એ સૂક્ષ્મો સૌથી વધારે દૂર લગી, પ્રવાહી વસ્તુઓમાં તેથી ઓછે દૂર લગી, અને નક્કર વસ્તુઓમાં

તેથીબી ઓછે દૂર લગી ફેલાય છે. વલી દરેક વર્ગની નિર્જીવ વસ્તુઓમાં બી એ સૂક્ષ્મો દરેક વસ્તુનાં પોતાનાં પ્રમાણુઓ જેટલા દૂર દૂર અથવા પાસે પાસે હોય તે પ્રમાણે તેમાં વધારે દૂર અથવા ઓછે દૂર લગી ફેલાય છે. વાયુરૂપી અને પ્રવાહી પદાર્થોમાં તેઓ જેટલે દૂર લગી ફેલાય છે તેના ત્રણ સરખા ભાગો કરીને નસાની પાસેનાં પહેલા ભાગને 'અખ્શિ' નામનાં દરદને ઉત્પન્ન થવાનો પ્રદેશ ગણીને તેમા સૌથી વધારે સૂક્ષ્મોની હાજરી ગણી છે; બીજા ભાગને 'પવિતિ' નામના દરદને ઉત્પન્ન થવાનો પ્રદેશ ગણીને તેમાં સૌથી ઓછાં સક્ષ્મો ધાર્યાં છે. અને ત્રીજા ભાગને 'આહિતિ' નામના દરદને ઉત્પન્ન થવાનો પ્રદેશ ગણીને તેમાં સૌથી ઓછા સુક્ષ્મો ધાર્યાં છે. નક્કર વસ્તુઓમાં તેઓની બાંધણી, ચુસવાની શકિત, વગેરે જુદા જુદા સંજોગો પ્રમાણે મુરદાર સૂક્ષ્મોની અસર ફેલાય છે. એ વિષેનો કાંઇ એક વિચાર સામેની આકૃતિઓ ઉપરથી આવશે.

નસુશ દેવને લગતો છે

મુરદાર સૂક્ષ્મો એ કાંઇ નહીં પણ એક જાતનું ઝેહર છે અથવા ચેપ છે. અને જેમ બીજાં ઝેહરો અથવા ચેપોનો ફેલાવો થાય છે તેમ એઓનો બી થાય છે. એ સૂક્ષ્મો માણસને નુકશાન કરે છે એટલા માટે તેઓની ઉત્પત્તીનાં કારણ 'નસુશ'ને 'નસુશ-દએવો-દાતો' એટલે દેવને લગતો નસુશ કરી કહ્યો છે. હવે જે ચીજથી માણસોને નુકશાન વધારે થાય તે ચીજ એહેરેમનને લગતી ગણી છે, તેથી દરૂજે નસુશનો ગલબો થાય છે એ વાકયને પાછલા વખતમાં આપણા લોકો એવું સમજવા લાગા કે એવે નાંમનો એક શેતાન અથવા દેવ અથવા એક બદ રૂહ આવીને મુરદામાં ભરાય છે,[54] અને તે લાસને અપવિત્ર કરે છે, એટલા માટે તે લાસને અડકવાની ધર્મમાં મનાઇ કીધેલી છે, અને એજ પ્રમાણે જે જે માણસો અને વસ્તુઓ મુરદાંને લાગે તેઓમાંબી દાખલ થાય છે; તેઓને ચોકસ રીતે ધોવાથી તેઓ પાછાં પવિત્ર થાય છે. પણ દરૂજે નસુશની તેમજ બીજી તમામ રીમનીની બાબદો વિષે જરતોસ્તી ધર્મમાં જે જે ફરમાનો આવેલાં છે. તે સઘલાંઓને તપાશી જોતાં તેઓને ધોવાની રીતીઓમાં જે ફેરફારો માલમ પડે છે, તેમજ ઉપર બતાવ્યા પ્રમાણે કેટલીએક લાસોમાં તુરતજ દરૂજે નસુશ લાગુ પડે છે, અને કેટલીએકમાં કેટલોએક વખત ગુજરવા પછી લાગુ પડે છે, તે અને બીજી ઘણીએક બાબદો ધ્યાંનમાં લેતાં માલમ પડે છે કે

---

૫૪. ખ૦ કા૦ ૨૦, સફે ૧૮૦—'જો કોઇ શખસ મુરદાંને કરકટીપર લઇને જતો હોય અને કોઇ બીજો શખસ તેને પુછે કે આ મુરદું કોણનું છે? અને તે ઉચકનાર જો તેને જવાબ દીએ કે એ મુરદું ફલાનાં માણસનું છે તો તે પુછનાર બેશક રીમન થાય છે। **અને નસુશ દેવ ઉઠીને પુછનારનાં શરીર ઉપર બેસે છે.** (!) અને જો લાસને લઇને જનાર જવાબ નહીં દીએ અને મુગો રહે તો પુછનાર રીમન નહીં થાય. તોપણ તેને નાહવાની જરૂર છે.'

**થંભ હવામાં.**




**થંભ પાણીમાં.**




## વેહેતાં પાણીની નદી અથવા નેહેરમા.

(નદી અથવા નેહેરની ઉપલી તરફ).



(નદી અથવા નેહેરની નીચલી તરફ).

દરૂજે નસુશની અસર તે કાંઇ નહીં પણ મુરદાર સૂક્ષમોથી ફેલાતા રોગો છે, અને મૂલ મતલબ લાસ માંહેલા સૂક્ષમોનાં ઝેહરથી જીવતાંઓને થતું નુકશાન અટકાવવાની છે, કે જેને પાછલા વખતમાં આપણા લોકો ભુલથી એક બદ-રૂહ સમજેલા છે. જે દરૂજે નસુશ લાગુ પડેલી દરેક ચીજને એમ સમજીએ કે તેમાં પેલું બદરૂહ દાખલ થાય છે, અને તેને અમુક રીતે ધોવાથી અથવા અમુક અવસ્તા તેની ઉપર પઢવાથી તે બદરૂહ નીકલી જાય છે તો પછી તે ધોવાની રીતીઓમાં ચહડ ઉતર ફેરફાર રાખવાનું શું કારણ, અને જુદી જુદી લાસોમાં જુદી જુદી રીતે દરૂજે નસુશ દાખલ થએલો માનવાનું શું કારણ, તે કાંઇ સમજાતું નથી.

**'યઓઝદાથ'**

ચોકસ હદની અંદરના નુકશાનકારક સૂક્ષમો લીધેલી વસ્તુ અથવા માણીનો ઉપાય કરીને તે વસ્તુને પોતાની અસલ હાલતમાં લાવીને વગર નુકશાને કામમાં લેવા જોગ કરવાનાં કામને 'યઓઝદાથ' કરી કહે છે. જે વસ્તુ એ પ્રમાણે પોતાની અસલ હાલતમાં આવી શકે તેને 'યઓઝદય' (ચોખી કરી શકાય એવી) કરી કહે છે. અને જે વસ્તુ નહીં આવી શકે તેને 'અયોઝદય' (નહીં ચોખી કરી શકાય એવી) કરી કહે છે. જે ધણી 'યઓઝદય' કરવાનું કામ કરતો હોય તેને 'યઓજદાથ્રય' (યઓજદાથ્રેગર) કરી કહે છે. અને યોઝદાથ્રગરીનું કામ એક ચોકસ જાતનો મ્યુનીસીપાલીટીને લગતો અથવા વૈદનાં ધંધાને લગતો હુન્નર હોય એવું માલમ પડે છે. કે જેનું પુરેપુરૂં જ્ઞાન મેલવવા વિના જે કોઇ તે હુન્નર જાણવાનો દાવો કરે તેને અસલી ઇરાનીઓ ભારે સજા કરતા હતા. (વં ૯ ફ ૪૭-૫૦). તેથી જો આપણે દરૂજે નસુશને એક જાતનો ચેપ અથવા ઉડતો રોગ, મુએલાંની લાસને તે ચેપની વસ્તુ, અને 'યોઝદાથ્રગર'ને તે ચેપી અથવા ઉડતા રોગનો અટકાવનાર અથવા ઉપાય કરનાર કરી કહીએ તો ચાલે. યોઝદાથ્રગરી વિષે આગલ વધારે લખવામાં આવશે.

**દરૂજે નસુશની માણસ ઉપર અસર અને તેની સામે સાહુચેતી.**

સૃષ્ટિમાં કેટલીએક પ્રવાહી પદાર્થોનાં સૂક્ષમો એટલા તો બારીક હોય છે કે જો તે સૂક્ષમો થોડા હોય તો કોઇબી ઇંદ્રીથી આપણને તેઓનું જ્ઞાન આપણા શરીરની મારફતે થઇ શકતું નથી પણ તેજ થોડા સક્ષમો એકવાર શરીરમાં પેવસ થયા કે એટલા તો વધી પડે છે કે ત્યારેજ તેઓની અસર માલમ પડે છે. જેમકે કોલેરાના ઘણાં થોડાં બીઆં એકવાર એક માણસનાં શરીરમાં પેવસ થાય છે ત્યારે તે વિષે તે માણસને કાંઇ લાગતું નથી પણ જ્યારે તેઓ અંદર જઇને વધી પડે છે ત્યારે તેનું પરિણામ કોલે-રાનાં રૂપમાં માલમ પડે છે. એજ પ્રમાણે દરૂજે નસુશની અસર વિષેબી

જોવામાં આવે છે. માણસ ગુજરે છે તેજ વખતે તેની લાસનાં પૃથક્કરણ-માંથી રોગજનક સૂક્ષ્મો બાહેર પડે છે તેઓ આપણી કોઇબી ઇંદ્રિની મારફતે આપણને જણાતા નથી તોપણ તેઓની હસ્તી ત્યાં છે એવું અનુમાનથી માની શકાય છે. કેમકે જો તે લાસને પડી રેહેવા દઇએ તો કેટલાએક વખત ગયા બાદ તેમાંથી એટલા બધા સૂક્ષ્મો બાહેર પડશે કે તેનાં વાસથી આપણથી તેની પાસે ઉભું રહી શકાશે નહીં. લાસના સૂક્ષ્મો જો તેઓમાં બીજો વધારે ફેરફાર થયા વગર જીવતાં પ્રાણીઓનાં શરીરમાં એવી રીતે પેવસ થાય કે તેઓ પાધરા જઇને શરીરમાં ફરતાં લોહી સાથે મલી જાય તો તેથી તે પ્રાણીને એક જાતનું ઝેહર અથવા રોગી ચેપ લાગે છે એવું આજની વિદ્યાથી સાબેત થયું છે. અને એટલાજ માટે મુરદાંપર વાહાડકાપ કરતી વખતે ડાકતરો ઘણી સંભાળ રાખે છે કે હાથપર કાંઇ કાપ કે ચીરો પડેલો નહીં હોય. જો કાપની અંદર મુરદાંની રસી દાખલ થાય તો તનદરૂસ્તીનો બીગાડો થાય છે. એજ પ્રમાણે લાસનાં સૂક્ષ્મો પાણીમાં મલેલાં હોય તે પાણી અથવા હરેક બીજી ચીજ મોહડાંને અથવા બીજે રસ્તે જાય અથવા મુરદાર સૂક્ષ્મો હવામાંથી દમની મારફતે ફેફસાંમાં થઇને શરીરનાં લોહીમાં પેવસ થાય અને જો અંદરખાને કાંઇ સકાબ કે ચીરો પડેલો હોય તો તેજ મુજબ તે રસ્તે લોહીમાં દાખલ થઇને તેને નુકશાન કરે છે. એ નુકશાન સર્વેને એક સરખી રીતે થતું નથી. જુદા જુદા માણસો તથા પ્રાણીઓને તેઓનાં શરીરોની ખાસીઅત પ્રમાણે જુદી જુદી રીતે થાય છે. કેટલાએકોને કાંઇજ નુકશાન નથી થતું તો બીજાઓને જરૂર થાય છે. કોઇને વધારે તો કોઇને ઓછું તેઓના શરીરોનાં બાંધા અને ખાસીઅતો પ્રમાણે થાય છે. હવે જેઓ શરીર વિદ્યામાં પ્રવીણ છે તેઓ જાણે છે કે કયાં માણસને લાસનાં સંબંધમાં આવવાથી નુકશાન થશે અને કયાં માણસને નહીં થશે. પણ આમ લોકો કાંઇ તેવા હુશીઆર હોતાં નથી તેથી જરતોસ્તી ધર્મમાં સાહુચેતીને ખાતર બધાઓને વાસ્તે એકજ સાધારણ કાયદો બાંધ્યો છે કે લાસપર દરૂજે નસુશ ગાલેબ થાય છે માટે તેને અડકવું નહીં અને હવામાં ઓછામાં ઓછા ત્રણ કદમ દૂર રહેવું.[૫૫] બધા સાંપો કાંઇ ઝેહેરી હોતા નથી પણ સાંપથી દૂર રેહવું તેજ સારૂં છે. દરરોજ રાતે ચોરી થતી નથી તોપણ દરેક ઘરનાં બારણાં રાતે બંધ કરવામાં ડાહાપણ નથી એમ કોણ કેહેશે ? કોઇબી મુરદાર વસ્તુને અને મુખ્ય કરીને લાસને ચોકસ માણસો શિવાય બીજા

---

૫૫. બેં૦ નં૦ ૩ સર્દ ૨૬:—'જો કોઇ શખસ લાસથી ત્રણ કદમ દૂર હોય અને તેનો ઓલો લાસ પર પડે તો તે રીમન થતો નથી. કોઇબી કેતાબમાંથી કાંઇબી પ્રમાણ મલતું નથી કે જો કોઇનો ઓલો લાસ પર પડે તો તેથી તે રીમન થાય તોપણ એવું માલમ પડે છે કે ધર્મગુરૂઓએ એવો રીવાજ રખાવ્યો છે કે કોઇ ભુલડાઇ કરીને લાસની નજદીક નહીં જાય. એજ સબબ છે. એમ જાણવું.'

જણુને અડકવાની બંધી કરવામાં જરતોસ્તી ધર્મે મોટું ડાહાપણ અને સાહુચેતી વાપરેલી છે. કારણ કે તેને અડકવાથી ફાયદો તો કાંઇજ થતો નથી પણ નુકશાન થવાની ધાસ્તી તો રેહે છેજ. જેને નુકશાન થતું હોય તે જો તેથી દૂર રહેતો તેને ફાયદો થાય છે તેમજ જેને નુકશાન નહી થતું હોય તેથી જો દૂર રહેતો તેને કાંઇ ગેરફાયદો નથી થતો. અને જરતોસ્તી ધર્મમાં નુકશાન થવા પછી ઇલાજ કરવા કરતાં તે નહીંજ થવા દેવાની સાહુચેતી રાખવાનાં કાનુનને ઘણીજ અગત આપેલી છે, તે કાનુન મુજબ સાહુચેતીને ખાતર સર્વે લાસોને એકસરખી રીતે નહીંજ અડકવાનું કહેલું છે.[૫૬]

**મરનારને જાન જતી વખત તથા જાન ગયા પછી અડકવું નહીં.**

દરૂજે નસુશની એટલે કે લાસમાંથી બહાર પડતા રોગજનક સૂક્ષ્મોની અસરથી જીવતાં માણસોને નુકશાન થવાનો સંભવ હોય છે. તે માટે લાસને નહીં અડકવાનું જરતોસ્તી દીનનું ફરમાન કેવું ફાયદા ભરેલું અને સાહુચેતી ભરેલું છે, તે વિષે ઉપર જણાવ્યું છે. પણ જો કોઇ એમ ધારે કે બીમારીથી મરનાર એક માણસને પ્રાણ મુકતી વખત અડકવાથી અડકનારને કાંઇ ઘણું નુકશાન નહીં થઇ શકે, વાસ્તે તે વખતે તથા તે પછી થોડોવાર લગી કપડાં પેહરાવનાર આવે ત્યાં સુધી અડકવામાં કાંઇ અડચણ નહીં હોવી જોઇએ તો તે વિષે કેટલીક આપણી દીનની કેતાબોમાં પેહલી નજરે અચરતી ઉપજાવે એવું એક લખાણ મલે છે. તે એ કે જે વખતે માણસોનો જાન જાય છે તેજ વખતે દરૂજે નસુશ જે આસપાસ અસર ફેલાવે છે તે ત્યાર પછીની ફેલાતી તેની અસર કરતાં ઘણી જોરાવર હોય છે.[૫૭]

---

૫૬. બુ૦ ખદમ અરબ (?) ( [illegible] ) નામના એક ખ્રીસ્ટીએ પુછેલા સવાલો—સવાલ ૨૩ મો—'અને શરીર જ્યારે મરણ પામે છે ત્યારે (તમે તેને) જ્યારે (તે) જીવતું (હતું તેનાં) કરતાં વધારે રીમન શા સારૂં ગણો છો?'—જવાબ—'શરીર જ્યારે મરણ પામે છે, ત્યારે મોત કરનાર અને નકામું કરનાર 'અસ્તગુવાદ દેવ,' (હાડકાંઓને છુટાં પાડનારો ગુણ, રસાયણ પૃથક્કરણ) ગાલિબીથી પોહોંચે છે, તે જીવ શક્તિ આજેજ કરે છે, તેની જગો જગોની જીવશક્તિને પાછી લીએ છે, અને પોતાના ભાઇબંધો જે. ગંદગી કરનારા તથા કોહોવાટ કરનારા અને બીજી રીતે ખરાબ હાલતમાં લાવનારા દેવો (દુર્ગંધ, કોહોવાટ, વગેરે)ને તે તનની અંદર લાવે છે. તેઓ તેની જુદી જુદી સાથે રહેવાની શક્તિઓ જેવી કે સારા વાસવાલું રહેવું, ચોખું રહેવું, સારી પગે લઇ જવાય તેવું રહેવું, સારા ખવાસ (અથવા આકાર)નું રહેવું, અને એ વિગેરે બીજી લાયક ખાસીઅતોને તનથી ઢાંકી દે છે (નાપેદા કરે છે). તેઓનું તે શરીરમાં ઉતરવું અને.........એટલું બધું વધારે થાય છે. કે તે (શરીર) 'નસુશ'ની મદદથી આજાર, અને બીમારી ફુંકાવે છે (હવામાં ફેલાવે છે). અને જે જગાએ કે દેવો (આજારો અને દરદો)નું ઉતરવું હોય તેને તે રીતે **રીમન** કરી કહેવું તે વગર તકરારે ઘટતું છે.'

૫૭. બે૦ ના૦ ૨ સદ્દે ૩૭; બ૦ કા૦ ૨૦ સદ્દે ૧૭૫:—'જે વખતે કે જાન તનથી જુદો થાય છે તે વખતે લાસની રીમની વધારે ખરાબ કરે છે.........'અજમવાજીદે' કહ્યું છે કે જાન તે

વાસ્તે માણ છોડતી વખતે તો જીવતાંઓએ જરૂર તેથી દુર રહેવું જોઇએ. જો કે અવસ્તામાં આ વાત લખેલી મલી નથી, તોપણ આપણી દીનની કેટલીક પાછલી કેતાબોમાં એ બાબદ મલે છે. અને જો કે પેહેલી નજરે એ વાત જરા કારણ વગરની અને ઉલટી લાગે છે, તોપણ તે મતલબ વગરની નથી. દરૂજે નસુશનો ગલબો, એટલે કે જેમ ઉપર દેખાડયું છે તેમ મુરદાર વસ્તુનું પૃથક્કરણ થવું અથવા તેમાંનાં સૂક્ષ્મોનું બાહાર આવવું. હવે એક નિર્જીવ પદાર્થ પોતામાંથી સૂક્ષ્મો બાહેર ફેલાવે તેના કરતાં એક જીવવાલી પદાર્થ પોતાની જીવ શક્તિની ગરમીના બલે કરી અથવા આતસ કે સુરજ પોતાની ગરમીનાં બલે કરી તેઓને વધારે ફેલાવી શકે એવું અનુભવથી જણાય છે. જેમકે લોબાન પોતાના સૂક્ષ્મો જેટલા પોતાની સાદી ઠંડી હાલતમાં ફેલાવીને ખુશબો આપે તે કરતાં આતશપર મુકાઇને ગરમ થવાથી તે ગરમ હાલતમાં ગરમીનાં જોરથી વધારે સૂક્ષ્મો ફેલાવીને વધારે તેજ ખુશબો આપે છે. હવે માણસ મરણ પામે છે તેની છેલ્લી પલ સુધી તેનાં શરીરમાં જીવશક્તિનું કામ ચાલુ રહે છે અને તેથી કરીને તે જીવશક્તિ છેલ્લી પલે રોગી સૂક્ષ્મો ફેલાવવાને જેટલું કામ કરે તેટલું બધું જીવશક્તિ નીકળી ગયા પછી નિર્જીવ શરીર કરી શકતું નથી. આ વાત એક બીજા દાખલા પરથી વધારે સમજાશે. જે પલે એક ચેરાગ બુજાઇ જાય છે તેજ પલે તેનાં કાકડામાંથી જેટલો ધુમાડો નીકળે છે તેટલો ધુમાડો તેની પછીનાં વખતમાં નીકળતો નથી. કારણ કે જેમ જેમ વખત થતો જાય છે તેમ તેમ ગરમીની શક્તિ ઓછી થતી જાય છે તેથી ઓછા સૂક્ષ્મો બહાર ફેલાય છે. એ ઉપરથી જણાશે કે એ પાછલી કેતાબોમાં માણસનાં ગુજરવા પછી તેમ ગુજરતી વખતેબી મરનારને અડકવાની મનાઇ કીધેલી છે, અને તેને અલગ મુકી દેવા કહ્યું છે, તેની મતલબ વધારે સાહુચેતીની જ છે. અને એ વાતને આજનું વૈદક શાસ્ત્રબી ટેકો આપે છે.[૫૮] અને એજ મતલબ ધ્યાનમાં રાખીને ઉપર અમે એ બાબદમાં

---

(તન)થી બાહેર આવે છે (તે વખતે તે બદન જેવી રીમની કરે છે) તેથાં વધારે ખરાબ રીમની બીજી કોઇ વખતે હોતી નથી.'

૫૮. કોપલેન્ડની 'ડીકશનરી ઓફ મેડીસીન—ઇનફેકશન,' સફે ૩૪૮:—'મુરદાંમાંથી રોગો ઉડવાનો અથવા ચેપ લાગવાનો જોખમ મરણ પછી જેટલો થોડો વખત ગુજર્યો હોય તેનાં પ્રમાણ પ્રમાણે વધારે હોય છે અને શરીરમાં જ્યાં સુધી કે જરાબી ગરમી હોય છે ત્યાં સુધીમાં તો તેનું નુકશાાન વિશેષ ઘણું હોય છેજ.'

ડા૦ ટેલરની 'પ્રીનસીપલસ એન્ડ પ્રેકટીસ ઓફ મેડીકલ જુરીસપ્રુડન્સ,' સફે ૭૩૩:—'મજુરોએ ફ્રોમેરી આગલ કબુલ કીધું કે તુરતનાં દાટેલાં મુરદાંઓને તેમજ મુરદાંનું પૃથક્કરણ આગળ નહી વધેલું એવાં મુરદાંઓને ખસેડવાથીજ તેઓને નુકશાન થતું હતું.'

રોબર્ટસ 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૮૩:—'વળી આ બો યાદ રાખવાનું ઘણું અગત્યનું છે કે ઉડતા રોગથી મરણ પામેલાં એક માણસનાં શરીરમાંથી જે જે (નક્કર, પ્રવાહી,

આપણા લોકોમાં હાલમાં ચાલતા બે રેવાજો—જાન જતી વખતે ગુજરનારને અલગ મુકવું અને કપડાં પહેરાવનાર આવે ત્યાં લગી અડકી બેસવું—એ બેમાંથી પેહેલા રેવાજ તરફ પસંદગી બતાવી છે. કારણ કે તે રેવાજને કેટલીએક પાછલી કેતાબો તથા આજનાં વૈદક શાસ્ત્રથી ટેકો મલે છે. દરૂજે નસુશ વિષે આટલો ખુલાસો કીધા પછી મરનારની લાસની ક્રિયા આપણે જ્યાંથી છોડી છે ત્યાંથી પાછી શરૂ કરીએ.

## લાસનો સચકાર.

જો કે ઉપર કહ્યા પ્રમાણે મરનારની લાસ જમીનપર બીછાવેલાં કપડાં-પર હોય તોબી તેને ઠેકાણે તો પાડવી જોઇએ. તે કાંમ માણસોનાં અડકવા વગર અને તેને લઇ જાય ત્યાં લગી ઘરમાં રાખ્યા વગર બને નહીં. જેમ બને તેમ અલગી રીતે લાસને તેની સેવટની જગ્યાએ લઇ જવાય ત્યાં લગી તેને મુકવાનીજ ગોઠવણ બતાવી છે, તથા તે ઉપર જે જે ક્રિયા કરવામાં આવે છે તેને આપણા લોકો સચકાર કરી કહે છે. એ શબ્દ અમો ધારીએ છીએ કે સંસ્કૃત संस्कार (ઉત્તર ક્રિયા, પ્રેત સંસ્કાર)નો ગુજરાતી અપભ્રંશ છે. એનો અર્થ અસલ સંસ્કૃતમાં મરનારની ઉત્તર ક્રિયા એટલે કે મરનારથી પાછલ કરવાની બધી ક્રિયા કરી છે. પણ આપણા લોકોમાં એ શબ્દ ઉપલી ઓછી મતલબેજ વપરાય છે. જાન જવા પછી ૧. લાસને ફરી ફરીથી (ઓછામાં ઓછી ચારવાર) સગદીદ કરવી, ૨. તેને ચોકસ જાતના કપડાં પહેરાવવાં, ૩. તે કપડાં ચોકસ રીતે પહેરાવવાં, ૪. ચોકસ રીતે તેનાં બંધ બાંધવાં, ૫. ઘરમાં અથવા નસાખાનામાં એક સોજી, સાફ, અને ભીનાશ વગરની જગાએ પથરની લાદી ઉપર, અથવા રેતી ઉપર, અથવા સુકા મટોડાનાં ઢેફાંઓ ઉપર, તેને મુકવી, ૬. બે જને જોડ થઇને તથા સરોશ બાજ લઇને તેને અડકવું, ૭. લાસથી ચોકસ દુરીએ આતશ ઉપર ખુશબો બાલવી, અને ૮. તેની ગેહ સારવી, એટલાં કામને હાલમાં સચ-કાર કહેવામાં આવે છે. કેટલીએક વખતે માત્ર કાયદા પ્રમાણે લાસને કપડાં પહેરાવીને લાદી અથવા ઢેફાંઓ ઉપર મુકવાનાં કામનેજ સચકાર કરી કહેવામાં આવે છે. એ સચકારની દરેક બાબદની વિગત નીચે છુટી છુટી આપી છે. એ વીગત આખી સીલસીલાબંધ લખેલી અવસ્તામાં કોઇ ઠેકાણે મલી નથી, પણ જુદે જુદે ઠેકાણે જે જે ફકરા તથા ઇશારા મળ્યા છે તથા બીજી આપણી દીનની કેતાબોમાં જે જે વીગતો મળી છે તે ઉપ-રથી ઉપજાવવાની અમે તજવીજ કીધી છે. સચકાર કરવો તથા લાસને લઇ જઇને સેવટની જગાએ મુકવી ત્યાં સુધીમાં કેમ કરવું, અને જો તેમાં

---

કે વાયુરૂપી, વસ્તુઓ નિકળે છે તેઓ તેજ રોગ બીજાં માણસની અંદરબી ઉત્પન્ન કરી શકે, અને તેમ કરવાનું તેનાં મરણ પછી કેટલાક વખત સુધીબી ચાલુ રહે.' (વલી—જુઓ નોટ પર મી).

કાંઇ હરકત હીલ્લો નડે તો કેમ કરવું, તે બરાબર જોતાં નસાસાલાર તથા ખાંધીયાઓને લગતું જ્ઞાન છે. એ વિષે અવસ્તામાં જો કે થોડુંજ લખાણ મળે છે, તોપણ પાછલી કેતાબોમાં પુષ્કલ જગા એને લગતી બાબદોથી રોકાય છે. જો કે અવસ્તામાં કોઇ ઠેકાણે કહેલું નથી કે લાસને ઘરમાં સચકાર કરીને મુકવી નહીં, તોપણ ઇરાનનાં જરતોસ્તીઓમાં આગલા વખતથી ધારવા મેલે વધારે સાહુચેતીને ખાતર એવો રેવાજ ચાલતો આવેલો છે કે ઘરમાં સોજી ભોંયપર બીછાવેલાં સોજા કપડાંપર જે માણસ જેવું ગુજરે કે તુરત તેને સગદીદ કરીને એક ગેહાનપર મુકીને ગામને નાકે એક લાકડાં વગરનું મકાન બાંધી રાખેલું હોય છે; જેને 'જાદે મરગ' કરી કહે છે તેમાં લઇ જઇને સચકાર ઘટતી ક્રિયા કરીને ત્યાંથી તેને છેલ્લી જગાએ પહોંચાડવામાં આવે છે. એ વિષે આગલ વધારે સમજાવવામાં આવશે.

## ૧. સગદીદ

ઘણી ખરી પાછલી કેતાબોમાં લખે છે કે જેવો એક માણસનો જીવ ગયો કે તુરત તેને સગદીદ કરવી. અને જે બે જણાઓએ તેને કપડાં પેહેરાવવાનાં હોય તેઓએ કપડાંનું પેવંદ કરી સરોશ બાજ 'અષહે' લગી ધરીને અડકવું. સગદીદ કીધા વગરની લાસને પેવંદ અને બાજ સાથેબી જો અડકે તોબી તે અડકનારાઓ રીમન થાય એવું એક અવાજે આપણા ધર્મને લગતી કેતાબોમાં લખે છે. ફકત અવસ્તામાં સગદીદ કરવા વિષે કાંઇબી ખુલ્લું લખાણ મલતું નથી. 'સગ-દીદ' એ શબ્દ ફારસી ભાષાનો છે. તેનો અર્થ કુતરાંનું જોયલું અથવા કુતરાંનું જોવું કરી થાય છે. પેહેલવી તથા ફારસીમાં એ બોલ ઉપરાંત 'બગ-નુમાએશને' એવો એક બીજો બોલબી વાપરેલો મલે છે. તેનો અર્થ કુતરૂં દેખાડવું અથવા કુતરાંને દેખાડવું કરી થાય છે. તોપણ અવસ્તામાં કોઇબી જગાએ ખુલ્લી રીતે સગદીદ કરવી અથવા કુતરાંનું જોવું અથવા કુતરાંને દેખાડવું એ બાબદનું લખાણ અમુને મલ્યું નથી. તોપણ આપણા લોકો એવું સમજતા આવેલા લાગે છે કે સગદીદ કરવાનું ફરમાન અવસ્તામાં બે જુદા જુદા ફકરાઓમાં આવેલું છે અને સગદીદ કરવાની મતલબ દરૂજે નસુશને દૂર કરવાની છે. તે બે ફકરાઓની આપણે પ્રથમ તપાસ કરીને તે પછી પેહેલવી તથા ફારસી કેતાબોમાં આવેલા એ બાબદનાં દાખલાઓ ટાંકીશું. અને તેઓ ઉપરથી સગદીદની મતલબ શું અને એ રેવાજ કેમ ચાલુ થયો હશે તે વિષે કાંઇએક વિચાર કરીશું.

પેહેલો જે ફકરો અવસ્તામાં એ બાબદ વિષે લખાયલો ધારવામાં આવે છે તે આ પ્રમાણે છે:-

"અઇવિ-ક્ષિપ્ત. સૂનો. વા. કેરેફ્ષ્-ખરો. વયો. વા. કેરેફ્ષ્-ખરો."
અને "અનઅઇવિ-ક્ષિપ્ત. સૂનો. વા. કેરેફ્ષ્-ખરો. વયો. વા. કેરેફ્ષ્-ખરો."

આ બે વાકયઓ મધેનાં પેહેલાંનો અર્થ પેહેલવી તરજુમો કરનારાઓને આધારે 'માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓનું ઉપર-મારેલું' અને બીજાનો અર્થ માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓનું નહીં-ઉપર-મારેલું' કરી કરવામાં આવે છે. એ ઉપરથી આપણા લોકો એવું સમજતા આવ્યા છે કે 'ઉપર મારેલું' એટલે સગદીદ કરીને જેમાંથી દરૂજે નસુશને મારી હટાડેલો તે (નસો), અને 'નહીં ઉપર મારેલું' એટલે કે સગદીદ કરીને જેમાંથી દરૂજે નસુશને નહીં મારી હટાડેલો તે (નસો). હવે અહીંઆં આપણાં મનમાં સવાલ ઉઠે છે કે મારેલું તે શાથી? તે કાંઇ જણાતું નથી. મારવાનું કામ, સગ અથવા પક્ષીનાં હાથે, પગે, અથવા કોઇ એવાજ બીજા અવયવથી થવું જોઇએ એવું આપણે કુદરતી રીતે ધારી શકીએ છીએ. એમ છતાં એક બારગી ધારીએ કે જેમ આપણા લોકો સમજતા આવેલા છે કે આ બોલો અલંકકારીક ભાષામાં વાપડેલા છે, અને સગની નજરમાં કાંઇ એવી શક્તિ માની છે કે જેથી દરૂજે નસુશ મારેલો થાય છે, તોપણ તેથી આપણાં મનનું સમાધાન થતું નથી. આપણે ઉપર જોઇ ગયા છીએ અને નીચે બીજા પુષ્કળ દાખલાઓમાં જોઇશું કે દરૂજે નસુશ તે કાંઇ નહીં પણ લાસના રોગજનક સૂક્ષ્મોનો ફેલાવો છે તો પછી એમ કેહેવાનો અર્થ એજ થાય છે, કે સગની નજરથી લાસનાં રોગી સૂક્ષ્મોનો ફેલાવો દૂર થાય છે. પણ એમ કહેવું અનુભવ વિરૂદ્ધ છે. સર્વે જણ કબુલ કરશે કે લાસપર કુતરાંની નજર પડવાથી તેનો કોહોવાટ અને રોગકારક સૂક્ષ્મોનો ફેલાવો અટકતો નથી. જો કે એ રીતે જોતાં આપણા લોકોએ પેહેલવી બોલો ઉપરથી જે મતલબ કાહાડવા માંગે છે તે ખોટી ઠરે છે, તોપણ આપણા લોકો એવું સમજતા આવેલા છે કે દરૂજે-નસુશ એક દેવ એટલે કે બદરૂહ છે, અને કુતરાંની નજરમાં એવી શક્તિ છે કે જેવી તેની નજર લાસપર પડી કે તુરત તેમાંથી તે બદરૂહ નાસી જાય છે, એ વિચાર ઘણાં લાંબા વખતથી આપણા લોકોમાં ચાલતો આવેલો છે. એવું એક પેહેલવી ભાષામાં લખેલી અધુરી ચોપડી કે જેને આપણા લોકો દીન કરદનું બીજું દફતર કરી કેહેતા આવ્યા છે, તેમાં એક આરબ ખ્રીસ્ટી કે જેનું નામ ([illegible]) કદાચ 'બુ-ખદમ-અરબ' અથવા 'બુ-આદમ-અરબ' અથવા કાંઇ બીજું હશે, જે અમે કાંઇ ચોકસ રીતે ઉકલાવી શકયા નથી, તેણે આપણા લોકોને કેટલાક આપણા ધર્મ વિષે પુછેલા સવાલો તેનાં જવાબો સુધાં લખેલા છે. તેમાં તે ખ્રીસ્ટીએ સગદીદ વિષેબી સવાલ પુછેલો છે. તેનો જવાબ આપણા લોકોએ દરૂજે નસુશને એક બદરૂહ માનીને કુતરાં અથવા પરદાંની હાજરીથી તે આજેજ થાય છે

એવો આપેલો જણાય છે.[૫૯] હવે દરૂજે નસુશને એક બદરૂહ તરીકે આપણા લોકો માનવા લાગા ત્યારે તે કુતરાં અથવા પક્ષીની હાજરીથી આજેઝ થાય છે અને નીચે પડે છે એવું માનવામાંબી તેઓને કાંઇ અડચણ લાગી નથી. અને એ ઉપલાં અવસ્તાનાં બે વાકયઓને એ રીતે સમજવા ઉપરથી પુષ્કળ રવાયતો વગેરેનાં લખાણોમાં અને આપણા લોકોનાં આજનાં રેવાજમાં એવું મત બેશી ગયું છે કે સગદીદ કરવાથી દરૂજે નસુશ દૂર થાય છે અથવા આજેજ થઇને નીચો પડી રહે છે. સગદીદ કીધેલી લાસને અડકવાથી અડકનાર માણુસ રીમન થતો નથી. પણ નહીં સગદીદ કીધેલી લાસને અડકવાથી તે રીમન થાય છે, કારણકે તેમાં દરૂજે નસુશનું જોર સગદીદ કીધેલી લાસનાં કરતાં વધારે હોય છે, અને એટલા માટે સગદીદ કીધા વગર લાસને નહીં અડકવાની તેઓ પુષ્કલ તાકીદ કરે છે, તથા લાસને લઇ જાય ત્યાં સુધી કેટલીક રવાયતોમાં બે વાર અને કેટલીકમાં ઓછામાં ઓછી બે વાર અને વધતાંમાં વધતી ચાર વાર અને તે ઉપરાંત વચે જો કોઇ ગેહો બદલાય તો તે વખતે લાસને સગદીદ કરવાની તાકીદ જણાવી છે.[૬૦] અને તેજ પ્રમાણે આપણા લોકોમાં સગદીદ કરવાનો રીવાજ કાંઇ નહીં તો આજથી એક હજારથી વધારે વરશો થયાં ચાલતો આવેલો છે. કેમકે પેહેલવી દીનકર્દ અને દાદેસ્તાને દીની નામની કેતાબો લખાઇ તે વખતે એ રીવાજ ચાલુ હતો એ વગર શકે ચોક્સ છે. એ બે કીતાબો

---

૫૯. બુખદમ અરબ (?) ([illegible]) નામના એક પ્રાસ્ટીએ પુછેલા સવાલો—સવાલ ૩૫ મોઃ—'લાસને કુતરૂં શું કરવા દેખાડવુ'?–જવાબ–'લાસ કુતરાંને દેખાડવાની ક્રિયાનું એક કારણ છે તે એ કે ભલા ખવાસને મારનારા તે દરૂજો (બદરૂહો) જેઓ શરીરને નકારૂં કરનારા (અથવા તેમાં 'આહિતિ' નામનું દરદ ઉપજાવનારા) છે અને જેઓ 'નસુશ'ને લગતા છે તેઓ તે શરોર બદલાઇ જવા (અથવા 'પુઇતિ' નામનું દરદ ઉપજાવવા જોગ થવા) લગી તે શરીરમાં જગા રાખે છે (કે) નસાની હાલતને લીધે બીજી મરતબે આલમનું કાંમ અને ફાયદો પહોંચી શકે તેથી તેને પાછું રાખે (?). તે સબબથી જયારે કે નસાને આતશ, પાણી (અથવા હવા ?) જમીન, અને ચોખી માટી અને ખેતી (માં મલવા)થી પાસબાંની કરવા સાથે (સાચવીને) પાછો (દૂર) રાખવો છે; ત્યારે જન્મ પાડનારાઓનો (રીસ્તાખેજમાં ?) નવેસરથી જન્મ થવાને અને પેદાયશોને ઘણી મદદ અને મોટો ફાયદો થવાને સારૂં જો તે ઘટતી રીતે કુતરાં અને પક્ષીઓનાં શરીરમાં ખવાઈને પચવામાં પહોંચેતો તેજ ઘણું ઘટતું છે. અને ખસુસ તે માટેજ તેઓનાં ખોરાકને માટે આપવાને તેઓનાં પોતાનાં કામ સારૂં દેખાડવું અને સાફ કરવા સારૂં તેઓને સોપવું છે તે પ્રમાણે તેને (તેઓની) હદનું અને (તેઓને) લગતું કરવામાં આવે (તેટલાં) તેનાં દરૂજોને જો કુતરૂં અથવા પક્ષી લાસ તરફ ઘણાં જુએ, તો (તેઓ) તે જગા રાખવી ગણી (?) નહીં શકે, બલકે (તેઓને) આજેજ થવું અને નીચે રહેવું થાય, અને તે (લાસ) ઉપર તેઓનાં ઉતરવાથી જે ભાગ (?) (અથવા બોખાર, વરાલ, માંખ વગેરેથી થતી બદબો) ઓછી થાય, તેટલા પ્રમાણમાં તે નસુશ નબલો થાય.'

૬૦. ૬૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સર્દ ૬૩—'વલી આખો ભલાઓને માટે સારૂં છે કે દરેક લાસ ગેહની શરૂઆતમાં ફરીથી સારી પેઠ કુતરાંને દેખાડવી.'

આજથી એક હજાર વરસની અંદર લખાઇ નથી એ નિશ્ચય છે. હવે એ ચાર વાર સગદીદ કરવાનું આ પ્રમાણે છે. પેહેલાં જેવો માણસે માણ છોડયો કે તુરત; પછી ગેહે નજદીક અરધી સારીને 'વનએમા. દ્રુજીમ' એ પદ આગલ અટકીને; પછી ગેહેસરાઇ રેહેવા બાદ; અને છેલ્લે લાસને છેલી જગાએ લઇ જઇને ત્યાં સગદીદ કરીને પછી તેને દુખમે ચહડાવે તે વખતે. અને એ ચાર વાર ઉપરાંત માણ છોડવાથી તે લાસ ઠેકાણે પડી રહે તેટલા વખતની વચમાં જેટલી ગેહો બદલાય તે દરેક ગેહે બદલાતી વખતે સગદીદ કરે તે જુદી. એ પ્રમાણે અવસ્તા સિવાયની પાછલી પેહેલવી, પાજંદ, અને ફારસી કેતાબોમાં સગદીદની અગત એક અવાજે જણાવી છે. કેટલીકમાં બે વખત, કેટલીકમાં ત્રણ વખત, અને કેટલીકમાં ચાર વખત, અને કેટલીકમાં તેથીબી વધારે વખત સગદીદ કરવા કહે છે. કેટલીકમાં તો બધો વખત કુતરૂં હાજર રાખીને સગદીદ કરવા કહે છે. તે સર્વેની વિગત નીચે આવશે. પણ હાલ અહીંયાં સાદી અકલથીજ સવાલ કરી શકાય છે કે જ્યારે પેહેલાંજ માણ છોડયા પછી સગદીદ કરીએ અને દરૂજે નસુશને મારી હટાડીએ અથવા આજેજ કરીને નીચો પાડયે તો પછી બીજીવાર, અને ત્રીજીવાર સગદીદ કરવાની જરૂર શું છે ? એકવાર મારી હટાડવા પછી અથવા આજેજ કરીને નીચો પાડવા પછી દરૂજેનસુશ ફરીથી આવીને બેસે છે એવું તો કોઇબી જગે લખાણ મલ્યું નથી. અથવા તો એકવાર સગદીદ કીધા પછી કેટલો વખત ગયા બાદ તે પાછો ગલબો કરે છે તેબી જણાવ્યું નથી. વલી જો પેહેલીજ વાર સગદીદ કરવાથી દરૂજે નસુશ હટી જાય છે તો પછી લાસને તુરત અડકવાની શું અડચણ છે ? કેમકે તેમાં દરૂજે નસુશનું જોર હોતું નથી. એ ઉપરથીબી આપણા લોકો ઉપલા પેહેલવી 'ઉપર મારેલું" અને 'નહીં–ઉપર–મારેલું' એ શબ્દોની જે સમજણ આપે છે તે ખરી ઠરતી નથી. વલી જો એમ ધારીએ કે દરૂજે નસુશ જોકે બદરૂહ છે કે જેનાં લાસમાં ભરાવાથી તે લાસ કોહે છે અને રોગો ફેલાવે છે અને સગની નજરથી તે રોગોને ફેલાવતી અટકે છે તો પછી ગુજરનારની ઉપર સગની નજર બધો વખત હાજર રાખી હોય તો પેલું બદરૂહ ત્યાં કાંઇ કરી શકેજ નહીં અને તેથી લાસમાંથી રોગી હવા ફેલાએજ નહીં. પણ આપણે અનુભવથી જાણીએ છીએ કે તેમ કાંઇ થાય નહીં. તે ઉપરથી સિધ્ધ થાય છે કે આપણા લોકો પેહેલવી 'ઉપર–મારેલું" અને 'નહીં–ઉપર–મારેલું" એ બોલોની મતલબ સગદીદ કીધેલું અને સગદીદ નહીં કીધેલું કરી સમજે છે તે રીતે લેતાં એક બેહુંદી વાત કબુલ રાખવી પડે છે. વલી નસાના સંબંધમાં આવેલાં માણસો તથા વસ્તુઓ જેવી કે બાલવાનાં લાકડાં, અનાજ, ઘાસ, ઇત્યાદિને ધોઇને કેમ ચોખાં કરવાં તે વિષે વંદીદાદમાં તથા આપણી દીનની બીજી કેતાબોમાં ઘણાંક લખાણો મલે છે, તેઓમાં ઘણીક

વખતે કહે છે કે જો લાસ અથવા નસો 'અઇવિધ્નિપ્ન' હોય તો ફલાણી રીતે ધોવું અને 'અનઇવિધ્નિપ્ન' હોય તો ફલાણી રીતે ધોવું, કે તેથી તે માણસ અથવા ચીજ પાક થાય છે. તેની સમજણ આપણા લોકો એવી આપતા આવેલા છે કે 'અઇવિધ્નિપ્ન' એટલે સગદીદ કીધેલો અને 'અનઅઇવિધ્નિપ્ન' એટલે સગદીદ નહીં કીધેલો. હવે જો સગદીદ કીધેલી એટલે દરૂજે નસુશ દૂર કીધેલી લાસ હોય તો પછી તે પાક ગણાવી જોઇએ. ત્યારે તેને અડકેલાં માણસ અથવા વસ્તુને ધોવાનું ફરમાન આપવાની શું જરૂર? એ ઉપરથીબી ચોકસ થાય છે કે સગદીદ કરવાની ક્રિયા જે આપણામાં ચાલતી આવેલી છે, તેનું કારણ આજ સુધી આપણાં લોકો ઉપલાં વાકયના પેહેલવી અર્થની જે મતલબ સમજીને તેને આધારે આપે છે, તેની સામે આપણી સાધારણ સમજણ વાંધા ઉઠાવી શકે છે. વાસ્તે યાતો આપણાં લોકોએ પેહેલવી બોલો જે સગદીદ કરવાની મતલબે વપરાયલા સમજે છે તે મતલબ ખરી છે, અને પેહેલવી લખનારે એજ મતલબે લખ્યું છે, કે યાતો તેમાં તેઓ ભુલે છે અને પેહેલવી તરજુમો કરનારની મતલબ સગદીદ વિષે નહીં પણ કાંઇ બીજી છે. કેટલીએક વખતે એવું માલુમ પડયું છે કે પેહેલવી તરજુમો કરનારે જે મતલબે લખાણ કીધું હોય તે મતલબ પાછલા જમાનાનાં લોકો ઉલટી અથવા બીજી રીતે સમજવાથી અસલ લખનારની મતલબથી જુદુંજ સમજેઆ છે. જેમકે ઇજશને ૧૨ ફ૦ નો તરજુમો પેહેલવીવાલાએ અવસ્તા બરાબર સમજીને કીધો છે, પણ પાછલા દસ્તુરોએ તે પેહેલવી નહીં સમજવાથી ગુજરાતી અને ફારસીમાં વલી જુદોજ અર્થ કીધો છે. અને જે વાત અવસ્તા તથા પેહેલવીમાં માજદયસ્નની દીનને લાગે છે તે વાતને નજદીકની સગાઇમાં લગન કરવાની બાબદને લગાડી છે. એવું બીજા કેટલાક દાખલાઓમાં જોવામાં આવે છે. તે ઉપરથી માલુમ પડે છે કે પાછલા વખતમાં એટલી બધી બીનવાકેફી થઇ ગઇ હતી કે તેઓ ખુદ અવસ્તા ભાષા શુદ્ધ રીતે નહીં સમજતા હતા, એટલુંજ નહીં પણ પેહેલવીબી નહીં સમજતા હતા. હવે જ્યારે આપણે ઉપર જોયું કે સગના જોવાથી રોગનો થતો ફેલાવો અટકે છે એવું અનુમાન ઉપલાં કારણોથી આપણે કાહાડી શકતા નથી, ત્યારે એ પેહેલવી તરજુમો કરનારાનીબી મતલબ સગદીદથી દરૂજે નસુશ રોગ ફેલાવતો અટકે છે એવી નથી એમ આપણે માની શકીએ છીએ. ત્યારે જો એ નહીં તો બીજી શું મતલબ હોવી જોઇએ તેની શોધ કરીએ. મૂલ અવસ્તાનાં ફકરાંમાં જે 'ધ્નિપ્ન' શબ્દ છે તે માંહેલો પહેલો ભાગ 'ધ્ન' પેહેલવી તથા ફારસીમાં 'જન' થઇ શકે છે (જુઓ અ૦ 'ધ્ના' ૩૧૨ પે૦ 'જન' ૬ ફા૦ 'જન' ૭; ઓરત, ઈત્યાદી). વલી કેટલીક વખતે 'ખ' પેહેલવી તથા ફારસીમાં 'ફ' થાય છે (જેમકે અવ૦ 'યુખ્ત' ફા૦ 'જુફત,' અવ૦ 'અઓખ્ત' પે૦, ફા૦ 'ગુફત' ઇત્યાદિ.) એ રીતે આ 'ખ્નિપ્ન' શબ્દનું ફારસીમાં

'જનફ્રુત' (ژفنج) થાય છે, જેનો અર્થ 'ઝુક, કોળીઓ' કરી થાય છે. હવે એ 'જનફ્રુત' શબ્દ 'જનવત' કરીબી થઇ શકે, કેમકે ઇરાની ભાષાઓમાં બીજી આરીઅન ભાષાઓની માફક 'ફ' બદલાઇને 'વ' થઇ શકે છે. (જેમકે ફારસી شنود અને شنفت ઇત્યાદિ). પહેલવીમાં ચોકસ ઇરાની શબ્દો અથવા શબ્દોના ભાગોને બદલે ચોકસ સેમેટીક શબ્દો અથવા શબ્દોના ભાગો એક ચોકસ ધોરણે ગમે તે વખતે મુકવાનો ચાલ છે. તેથી પહેલવી 'જન' એટલા ભાગને બદલે મુકાતી સેમેટીક નીશાણી મુકીને તે પછી 'ફ' ને બદલે 'વ' મુકયો અને પછી છેડેનો 'ત' મુકયો તેથી પહેલવીમાં જે રૂપનો બોલ ............ ઉભો થયો તેજ બોલ માંઠા ભાગ્યે 'મારેલુ' એ અર્થેબી વપરાય છે. તેથી જો કે પહેલવી તરજુમો કરનારની મતલબ 'ખાધેલી' (લાસ) એવો અર્થ કરવાની છે, તોપણ પાછલથી આપણા લોકો તેનો અર્થ 'મારેલી' (જે અર્થે વારે ઘડીએ એ શબ્દ આવેલોબી છે!) કરી કરવા લાગ્યા, અને પછી તેની સમજણ એવી આપવા લાગ્યા કે સગદીદ કરવાથી નસુશ દેવ 'મારેલો' થાય છે. નસુશ મારેલો થાય છે, એટલુ તેઓનુ કહેવું એક લેખે ખરૂં ગણાય, પણ તે ફકત સગના લાસને જોવાથી નહીં પણ તેને ખાવાથી થાય છે એમ કહેવું જોઇએ. કેમકે લાસ ખવાવા પછી તેમાં કોહવાટ અને રોગ નહીં રહે અથવા ઘણો ઘટી જાય ને જીવતાંઓને તેને અડકવાથી નુકસાન થવાની ધાસતી નહીં રહે તેથી દરૂજે નસુશ દૂર થયેલો કહેવાઇ શકાય. એ રીતે માલુમ પડે છે કે પહેલવીવાલાએ કીધેલા 'ખાધેલુ' એવો અર્થ આપણી સમજમાં ઉતરી શકે છે. હવે મુળ અવસ્તા 'ખ્રિપ્સ' શબ્દનો અર્થ શું છે તે તપાસીએ. એ શબ્દનાં ધાતુ 'ખ્રિજ'નો અર્થ 'જડબાં અથવા દાહાડથી કરડીને ખાવુ' કરી થાય છે, (સરખાવો ફા॰ ژژ=ژژ ગ્રીક gnathos, સં. હનુ એંગલો સેક્સન cinn, જડબુંઅથવા દાહાડ) તે ઉપરથી 'ખ્રિપ્સ' એટલે 'ડાપુ મારીને ખાધેલુ' એ અર્થને ઉપલા પહેલવી અર્થ તથા બીજી એકમલતી ભાષાઓની સરખામણીથી ટેકો મલે છે. માટે એ અર્થ ખરો અને શુદ્ધ છે, એટલુંજ નહીં, પણ એ અર્થ લેતાં એ ફકરાની ફીલસુફીબી માલુમ પડી આવે છે, કે જે લાસનુ ગોસ્ત કે જેમાંની રસી અથવા પ્રવાહિ વસ્તુ શરીરને લાગીને અંદર ચુસાવાથી જીવતાં માણસને નુકસાન થવાની ધાસ્તી છે, તે ખવાઇ ગયા પછી તે લાસને જો કોઇ માણસ અથવા ચીજો અડકે તો તેઓને રીમન થવાની ઘણી ધાસ્તી નથી. પણ જો ખવાઇ ગયા વગરની લાસ કે જેમાંથી નુકશાનકારક વસ્તુઓ ખપી ગઇ નથી, તેને અડકે તો રીમન થવાની ધાસ્તી બતાવી છે. એ વાજબી અને સમજમાં ઉતરે એવું છે. આટલા ખુલાસા ઉપરથી માલૂમ પડશે કે 'અઇવિખ્રિપ્સ' શબ્દવાલા ફકરાઓ ઉપરથી સગદીદ કરવાનુ આપણને ફરમાન છે એવું આપણા લોકો સમજતા આવ્યા છે તે ભુલભરેલું છે. અને એ ફકરાઓની

મતલબ સગ દેખાડવાની નહીં પણ માંસાહારી કુતરાં તથા માંસાહારી પક્ષીઓ પાસે લાસને ખવાડવાંની છે.

અવસ્તાનાં જે બીજા ફકરાના અર્થ ઉપરથી સગદીદ કરવાનું આપણને ફરમાન છે એવું આપણા લોકો સમજતા આવેલા છે તે ફકરાઓ આ પ્રમાણે છેઃ-

(વં૦ ૭ ફ૦ ૧-૩)-"૧. પેરેસત્. જરથુશ્ત્રો. અહુરેમ્. મજદાંમ્.-અહુર-મજદ. મઇન્યો; સ્પેનિષ્ત દાતરે. ગએથનાંમ્. અસ્તવઇતિનાંમ્; અષાઉમ્! કત્. તા. નર. ઇરિસ્ત. અએષ દ્રુખ્ષ. યા. નસુષ્. ઉપદ્વાંસઇતિ?

૨. આઅત્. મ્રઓત્. અહુરો. મજદાઓ. ઇપરે. પસ્ચએત. પર-ઇરિસ્તીમ્., સ્પિતમ. જરથુસ્ત્ર! ઉસ્. હચ. બઓધો. અચાત્. અએષ. દ્રુખ્ષ્. યા. નસુશ્. ઉપ-દ્વાંસઇતિ...... ... . ...... .

૩. વીસ્પેમ્. આ. અહમાત્. સ્પા. વા. અઇવિ-વએનઇતિ. ક્રા. વા. ખરઇતિ. વયો. વા. હે. કેરેફ્ષ્-ખરો અવિ-ઉઝ. વઝઇતે. આઅત્. યત્. હોપ્. સ્પા. વા. અઇવિ. વએનઇતિ ક્રા. વા. ખરઇતિ. વયો. વા. હે. કેરેફ્ષ્-ખરો. અવિ. ઉઝ્-વઝઇતે. અએષ. દ્રુખ્ષ્. યા. નસુષ્. અપદ્વાં-સઇતિ.........."

અર્થ.

"૧. પુછ્યું જરતોસ્તે અહુરમજદને-અહુરમજદ! માંનો! ઘણી વૃદ્ધિના કરનાર! શરીરવાલાં પ્રાણીઓનાં બનાવનાર! અશો! તે ગુજરેલાં માણસો ઉપર તે દરૂજે નસુશ ક્યારે લાગુ પડે છે?

૨. ત્યારે અહુરમજદે જવાબ દીધોઃ-સપેતમાંન જરતોસ્ત! ગુજરવા પછી તુરત શરીરાત્મા નીકલી ગયો કે તે દરૂજે નસુશ લાગુ પડે છે......

૩. તમામ તે વખત લગી કે જ્યારે કુતરૂં જુએ અથવા ખાય, અથવા માંસાહારી પક્ષીઓ તેની તરફ ઉડે. જ્યારે તે (લાસને) કુતરૂં જુએ છે, અથવા ખાય છે, અથવા માંસાહારી પક્ષીઓ તેની તરફ ઉડે છે, ત્યારે તે દરૂજે નસુશ દૂર થાય છે..............."

આ છેલા ત્રીજા ફકરા માંહેલા 'જુએ' શબ્દ ઉપરથી આપણા લોકો સગદીદ કરવાનું ફરમાન સમજે છે, અને એવું સમજે છે કે સગના જોવાથીજ દરૂજે નસુશ દૂર થાય છે. અને આપણી દીનને લગતી પેહેલવી તથા ફારસી કેતાબોમાં જે લાંબી વિગતથી લખે છે કે કુતરાંની સગદીદ કરવી જોઇએ અને કુતરૂં નહીં તો ચોકસ માંસાહારી પક્ષીઓનેબી દેખાડવાથી સગદીદ થઇ એમ ગણી શકાય. (જે વિષેના ફકરા નીચે આવશે) તેનો આધાર આ ફકરા ઉપર લાગે છે. એ ફકરામાં 'જુએ' એવો શબ્દ ખુલ્લી રીતે વપરાયેલો છે ખરો, પણ અજબ જેવું છે કે અવસ્તાનો પેહેલવી તરજુમો કે જે

આપણા લોકોનો સત્તા ભરેલો તરજુમો ગણાતો આવેલો છે, તેમાં એ ત્રીજો ફકરો જાણે અસલમાં હોયજ નહીં તેમ તેનાં અર્થો મુદ્દલ આપ્યાજ નથી તેથી એ ફકરો ખુદ વંદીદાદનોજ છે તે વિષે મજબુત સંદેહ પડે છે. તોપણ એ ફકરો અસલ વંદીદાદનો હશે અને તેનો તરજુમો કરતાં પેહેલવીવાલો ચુકી ગયો હશે, અથવા અસલ તરજુમો કરનારે કીધો હશે, તે પાછલથી નીકલી ગયો હશે, અથવા કોઇ બીજા નુસ્કમાંથી એ ફકરો અહીંયાં ટાંકયો હશે, એમ ઘડીભર કબુલ રાખીને એ ફકરો બહાલ રાખ્યે તોબી તે ઉપરથી શું સાબેત થાય છે તે તપાસીએ.

ઉપર જે તરજુમો આપ્યો છે તે ઉપરથી એવો સાર નીકલી શકે કે લાસ કુતરાંને દેખાડવાથી અથવા લાસ કુતરાંને ખવાડવાથી અથવા લાસ ઉપર પક્ષીને ઉડી જવા દીધાથી, એ તરણમાંનું કોઇબી એક કામ કરવાથી તેમાંનો દરૂજે નસુશ દૂર થાય છે. એટલે કે તેનો કોહોવાટ અથવા રોગનું ઉડવું બંધ થાય છે. ઉપર દેખાડીઉં છે તે પ્રમાણે ફક્ત કુતરાંના ખાવાથીજ કોહોવાટ દૂર થાય છે, એટલે કે તેથી રોગ ઉત્પન્ન થવાની ધાસ્તી દૂર થાય છે. ઉપર દેખાડયું છે તે પ્રમાણે ફક્ત કુતરાંના ખાવાથીજ રોગ થવાની ધાસ્તી દૂર થઇ શકે છે, એટલુંજ ખરૂં છે, પણ કુતરાંના જોવાથી અથવા પક્ષીનાં ઉડવાથીબી તેમ થાય છે એમ કેહેવું બેહુદું છે, એમ સર્વે કોઇ કબુલ કરશે. વાસ્તે યાતો એ બેહુદી વાત કબુલ રાખવી જોઇએ. અથવા તો ઉપર આપેલો અર્થ ખોટો ગણવો જોઇએ. અમારૂં આધીન મત એ છે કે ખરેખર એ અર્થ ખોટો છે, અને એ ફકરા માંહેલા 'વા' શબ્દનો અર્થ ખોટો સમજવાથી એ ભુલ આપણામાં ચાલુ થઇ છે અને કુતરાંના જોવાથી દરૂજે નસુશ દૂર થાય છે એવું ખોટું મત જેની બેહુદગી દેખઇતી છે તે આપણામાં રેવાજ પામ્યું છે. એ 'વા' નો અર્થ 'અથવા' નહીં પણ 'અને' કરી છે. જે અર્થે ઇજશને હા ૧૯ ફ૦ ૬ માંબી એ શબ્દ વપરાયલો છે. એટલુંજ નહીં પણ અવસ્તા તથા વેદમાં એ શબ્દનો અર્થ જેમ 'અથવા' તેમજ 'અને' કરીબી ચોક્સ જગાઓમાં થઇ શકે છે. એ રીતે લેતાં એ ફકરાનો અર્થ નીચે પ્રમાણે છે:–

"૧. પુછયું જરતોસ્તે અહુરમજદને:–'અહુરમજદ! મીનો! ઘણી વૃદ્ધિના કરનાર! શરીરવાલાં પ્રાણીઓનાં બનાવનાર, અશો! તે ગુજરેલાં માણસો ઉપર તે દરૂજે નસુશ કયારે લાગુ પડે છે?"

૨. ત્યારે અહુરમજદે જવાબ દીધો:–'સપેતમાન જરતોસ્ત! ગુજરવા પછી, શરીરાત્મા નીકલી ગયો કે તુરત તે દરૂજે નસુશ લાગુ પડે છે...

૩. તમામ તે વખત લગી કે જયારે કુતરૂં જુએ અને ખાય, અને માંસા હારી પક્ષીઓ તેની તરફ ઉડે, જયારે તે (લાસને) કુતરૂં જુએ અને

ખાય, અને માંસાહારી પક્ષીઓ તેની તરફ ઉડે, ત્યારે તે દરૂજે નસુશ દૂર થાય છે."

આ અર્થને વંદીદાદ ૯ ફ૦ ૪૫ માં જે કહ્યું છે તેથીબી ટેકો મલે છે. ત્યાં કહે છે કે લાસને ઉંચી જગાએ મુકવી જ્યાંથી માંસાહારી કુતરાં તથા પક્ષીઓ તેને સેહેલાઇથી જુએ અને એવી રીતે તેની ચાશની કરે કે તેના હાડકાં વેરાઇને બારેવાટ નહીં થાય. એ ઉપરથી એ ફકરાઓની મતલબ સમજમા ઉતરી શકે છે, કે જ્યાં લગી લાસને તેની સેવટની જગાએ માંસાહારી જાનવરો જોઇને ખાય નહીં ત્યાં સુધી તેમાં દરૂજે નસુશ એટલે કોહેતા સૂક્ષ્મોથી થતા રોગોનો સંભવ રહે છે. પણ જ્યારે તે લાસ ખવાઇ રહે છે ત્યારે તે દરૂજે નસુશ દૂર થાય છે, એટલે કે લાસથી જીવતાંઓને થતું નુકશાન દૂર થાય છે. બીજું પાછલી કેતાબોમાં કઇ કઇ જાતનાં કુતરાંઓની સગદીદ થઇ શકે તે વિષે લખાણો મલે છે, ત્યાં કહે છે કે 'સગેકુર' એટલે કે 'આંધલું કુતરૂં' સગદીદનાં કામમાં વાપડવું નહીં પણ દેખતાં કુતરાંઓ નહીં મલે તો લાચારે આંધલું કુતરૂં જો પોતાના હોઠ (પે૦૭૯૭ ફા૦ لوز), મોહોડું, જડબું, અથવા નાક, લાસને લગાડે તો તે સગદીદ થવા બરાબર ગણવું. હવે જો એમ ધારીએ કે ઉપર દેખાડવા મુજબ જેને આપણા લોકો કુતરાંને દેખાડવું કરી સમજે છે તેની મતલબ કુતરાંને દેખાડવું કરી છે, તો આ વાતથી તેને ટેકો મલે છે. તે એમ કે આંધલાં કુતરાં કરતાં દેખતાં કુતરાં સારી રીતે ચાશની કરી શકે, માટે દેખતાંજ કુતરાં વાપડવાં, પણ લાચારે આંધલું કુતરૂં પોતાનું મોહડું અથવા જડબું લગાડે, એટલે ચાશની કરે, તો તે દેખતાં કુતરાંએ જોઇને ચાશની કીધા બરાબર ગણાય. એની સમજણ એટલીજ આપી શકાય છે કે દેખતાં કુતરાં લાસને જોઇને ચાશની કરે તેમજ આધલું કુતરૂંબી જો તેની ચાશની કરે, પણ તેને જોઇ નહીં શકે તો તેબી ચાલે. કેમકે મૂલ મતલબ લાસને ખવાડવાની છે. એ ઉપરથી એવું ધારવાને બની શકે છે કે જે જે ઠેકાણે પાછલી કેતાબોમાં કુતરાંને લાસ દેખાડવાનું લખેલું છે તે તે ઠેકાણે દેખાડીને તેનો ભક્ષ કરાવવાની મતલબ હોવી જોઇએ, કે જેમ કીધાથીજ દરૂજે નસુશ દૂર થવાની સમજ પડે છે.

એ પ્રમાણે આપણે જોયું કે અવસ્તાના જે બે ફકરાઓને આધારે મરનારને સગદીદ કરવાનું ફરમાન સમજવામાં આવે છે, તે ફકરાઓમાં સગદીદની એટલે કે લાસને ફકત કુતરાંને દેખાડવાની જ બાબદ જણાતી નથી, પણ તેને માંસાહારી જનાવરોને દેખાડીને તેઓ પાસે તેની ચાશની કરાવવાની મતલબ જણાય છે. જેમ એ ફકરાઓ ઉપરથી લાસને ફકત કુતરાંને દેખાડવાનું ખુલ્લું ફરમાન જણાતું નથી. તેમજ અવસ્તામા

કોઇબી બીજે ઠેકાણે મરનારની લાસ કુતરાંને દેખાડવા વિષેનું કંઇ લખાણ પાધરૂં અથવા આડકતરૂં જડતું નથી.

જો કે હાલમાં આપણાંમાં ગુજરેલાંની લાસને કુતરાંને દેખાડવાનો રેવાજ છે તે વિષેનું ખુલું ફરમાન આપણી પાસે બચેલા અવસ્તામાં જડતું નથી, તથા એ ક્રિયાનો મતલબ બી દરૂજે નસુશ દૂર થાય છે એમ માત્ર કેહેવામાં આવે છે, તે સીવાય કોઇબી વધારે મનપતીજ રીતે સમજાવેલી અવસ્તામાં અથવા બીજી કેતાબોમાં જણાતી નથી, તોપણ એ સગદીદ કરવા બાબદ ઘણાં આગલા વખતથી પેહેલવી તથા ફારસી કેતાબોમાં એક અવાજે તાકીદ કીધી છે,' તેથી તે વિષેની તરતીબનાં જે ફકરાઓ અમે એકઠા કરીને નીચે નોટોમાં આપેઆ છે તેઓ પરથી માલૂમ પડે છે કે:—

૧. ગુજરવા પછી લાસને જેમ બને તેમ જલદીથી તુરત સગદીદ કરવી. ગમે તો એ કારણસર એક કુતરૂં મરનાર માણ છોડે તેની અગાઉથી તેનાં પગ આગલ બાંધીને તઇઆર રાખવું.[૬૧]

૨. સગદીદ નહીં કીધેલી લાસને અડકનાર રીમન અને મરગરજાન થાય છે.[૬૨]

૩. સગદીદ થઇ છે કે નહીં તે વિષે સંદેહ હોય તો લાસને કાયદા પ્રમાણે પેવંદ અને સરોશ બાજ સાથેબી અડકવું નહીં.[૬૩]

---

૬૧. સ્પીગલ પેહેલવી વં૦ ૭ ફ૦ ૪ ની પછવાડેના શરેહ:—'એટલે કે એ (દરૂજ નસુશનું ગાલેબ થવું) તે વખતને માટે જાણવું કે જે વખતે જાન જાય તે વખતે જો તેના પગ આગલ એક કુતરૂં બાંધેલું હોય અને તેની ઉપર નસુશ ગાલેબ થાય તો જ્યારે તે તેને જુએ ત્યારે તેને મારે.'—ફ૦ વ૦ દી૦ સફે ૭૪:—'જાન જતી વખતે દરૂજે નસુશ ગુજરેલાંઓ ઉપર દોડે છે એટલા માટે સગદીદ કરવાનો સબબ એ કે નસુશને મારવું આપે છે.'—પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નંબર ૪૨ સફે ૨૧૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬; બે૦ ના૦ ૨ સફે ૩૮; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૮; દા૦ હો૦ ૨૦ સફે ૧૧૮:—'દીનમાં એવું જાહેર છે કે અગર કોઇ ગુજરે તો જેમ જલદીથી સગદીદ કરાય તેમ બેહેતર.'

૬૨. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૫:—'સગદીદ નહીં કીધેલી લાસને જોકે એક હજાર માણસો (જોર થઇને) બી હલાવે (લઇ જાય) તોબી તે સરવેનાં તન રીમન થાય.'

સફે ૬૩:—'જેઓ ચોખાંઓને સારૂ નસાઓને ઠેકાણે પાડે છે તેઓએ તે નસાઓને જેમ વધારે સારી રીતે જુએ તેમ કુતરાંઓને દેખાડવા; કેમકે કુતરાંએ નહીં જોએલા નસાને જોકે હજાર માણસો અડકે તોબી તે સરવે રીમન થાય.'

બ૦ કા૦ ૨૦ સફે ૪૮; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૨૨:—'બાબ ૮૫ મો. અને સગદીદ સારી પેઠે કરવી. જો લાસને સગદીદ નહીં કરે અને લઇ જાય અને જો હંજાર મરદો તેને લઇ જાય, તો તે હજારમાંનો દરેક જણ રીમન થાય છે. અને ઝંદે વંદીદાદ (વંદીદાદની શરેહ) માં કહે છે જે કોઇ સગદીદ કીધા વગર લાસને ઉઠાવે તે રીમન અને મરગરજાન થાય છે, જે હરગેજ પાક થતો નથી અને તેનું સ્વાન દોજખી રહે છે.'—બ૦ નં૦ ૩ સફે ૧૯:—'તે સગદીદ નહીં કરે અને ઉઠાવે અથવા હલાવે તો તમામ રીમન અને મરગરજાન થાય.'

૬૩. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૦; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૦; બે૦ નં૦ ૩

૪. સગદીદ ચોકસ જાતનાં કુતરાંઓનીજ થઇ શકે છે.[૬૪]

૫. જો ચોકસ જાતનાં ઠરાવેલાં કુતરાં મલી નહીં આવે તો લાચારે ચોકસ જાતનાં પક્ષીઓની છાયા લાસપર પડવા દીધાથીબી તેને સગદીદ કીધા બરાબર ગણાય.[૬૫]

---

સદ્દે ૨૦:—'સવાલ–જંગલમાં એક લાસ (હોય) કોઇ ચાહે કે તેને ઉઠાવીને બીજી જગાએ લઇ જઇને ઠેકાણે પાડે તો તેની ઉપર કુતરૂં, અથવા કાગડો, અથવા ચીલ (?) અથવા ગીધ પોહચીને તેને સગદીદ કીધી હશે એવું ધારીને તે લાસને સગદીદ કીધેલી લાસ તરીકે ગણીને લઇ જાય કે નહીં?—જવાબ–નસાને સગદીદ કરવામાં સંદેહ રેહવો નહીં જોઇએ, વગર સંદેહનોજ ઉઠાવવો ઘટે.'—પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સદ્દે ૨૨૨—'સવાલ–જંગલમાં લાસ પડી હોય તેને સગે અથવા પક્ષીએ સગદીદ કીધી હશે એવું જાણીને સંદેહ છતાં તેને સગદીદ કીધેલી તરીકે ગણવી કે નહીં?–જવાબ–સગદીદને વિષે સંદેહ રેહવો નહીં જોઇએ.'—એ૦ ના૦ ૨ સદ્દે ૨૮:–'સવાલ–જંગલમાં એક નસો પડયો હોય તે ઉપર કુતરૂં અથવા કાગડા આવ્યા હશે એવો શક હોય તો તેને સગદીદ થયેલા તરીકે ગણાય કે નહીં?–જવાબ–તેને સગદીદ તરીકે લેઇ જવો (નહીં?) જુદદીનની તકેદારી શકભરેલી ગણવી જોઇએ (?)'

૬૪. સ્પીગલ પેહલવી વં૦ ૭ ફકરો ૪ ની પછવાડેની શરેહ––દે૦ નં૦ મે૦ રા૦ નં૦ ૧ સદ્દે ૧૦૮:–'જે કુતરાં નસુશ મારે છે તે આ છે:–'પશુશ હોરૂન,' (પશુ રક્ષક) 'વીશ હોરૂન,' (ગ્રામરક્ષક) 'વહુનજગ', (રક્તભક્ષક) અને 'તરૂન' (લઘુદેહ). શાશીઆંશે કહ્યું છે કે 'રૂકની' (કુર=અંધ?) બી તે (નસુશ)ને મારે છે. આંધલું કુતરૂં જ્યારે તેની ઉપર હોઠ અથવા મોહડું મૂકે ત્યારે.'–દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સદ્દે ૨:–'જે કુતરાં નસુશ મારે છે તે કયાં?–પશુરક્ષક, ગ્રામરક્ષક, રક્તભક્ષક, (શીકારી), લઘુદેહ. અને રોગની (કુર=અંધ?). એ (છેલા) રોગનીને વિષે વિરૂધ મતના થયા છે. વનદ–અહુરમજદે અફરગની શરેહથી વિરૂધ કહેઉં છે કે તે (નસુશ) મારતું નથી.'

'આંધલું કુતરૂં તે વખતે (નસુશ) મારે છે કે જે વખતે લાસપર તે પોતાનો હોઠ, (અથવા પંજો?) મુકે.' પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સદ્દે ૧૯; બ૦ કા૦ ૨૦ સદ્દે ૧૭૬; બે૦ નં૦ ૨ સદ્દે ૧૨; બે૦ નં૦ ૩ સદ્દે ૨૦:–'સવાલ–નસાને જે સગ દેખાડવામાં આવે છે તે તથા બરશનુમ લેતી વખતે જે સગ લઈ જવામાં આવે છે તે (કેવો હોવો જોઇએ)?–જવાબ–નસાને જે સગ દેખાડવામાં આવે છે તે તથા બરશનુમ લેતી વખતે લઈ જવામાં આવે છે તે સગ ચાર મહીનાથી ઓછી વયનો નહીં ઘટે જે દ વંદીદાદમાં જાહેર છે કે ''સ્પાનેમ જઇરીતેમ, ચશ્મ–ચશ્મેમ સ્પઇતેમ ઝઇરી–ગ–ઓશેમ' એટલે કે સગ ભુરા રંગનો, ચાર આંખનો, અથવા સફેદ, ભુરા કાણનો, ઘટે.'–પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સદ્દે ૨૦૫:—'અને જે કુતરાં કે નસુશ મારે છે તે આ છે.–'પસુસહોર' એટલે કે ભરવાડી કુતરો, 'વીશહોર' એટલે ઘરઘતું કુતરૂં 'વહુનજગ' એટલે કે ગરીબ અથવા મુસાફર કુતરો, અથવા અનજાણ્યો કુતરો, 'તરૂક' એટલે કે નાંધલો કુતરો, 'કુર' (આંધલો) બી નસુશ મારે છે. પણ તે ત્યારે નસુશ મારે કે જ્યારે લાસ પર પોતાનો હોઠ અથવા મોહડું લગાડે.'–બે૦ નં૦ ૨૦ સદ્દે–૩૮:–'સવાલ–જે સગો કે નસુશને મારે છે તેઓ કીયા કીયા છે?–જવાબ–'શહુર' (વિસહઉર્વ?) એટલે કે ઘરઘતુ કુતરો અને 'વહુનજગ' એટલે કે 'સગે ગરીબ' (મુસાફર કુતરો) અને 'તરૂ' એટલે કે બચું. અને આંધલું કુતરૂંબી નસુશ મારે છે પણ તે વખતે કે જ્યારે નસા ઉપર હોઠ મુકે છે.'–બે૦ નં૦ ૩ સદ્દે ૨૦–'કુતરૂં નરજાતીનું હોવું જોઇએ.' સદ્દે ૨૧:–'જો કુતરૂં નર હોય તો બેહતર છે. પણ જો નર નહીં હોય તો માદા નાચારીએ ચાલી શકે.'

૬૫. સ્પીગલ પેહેલવી વં૦ ૭ ફ૦ ૪ ની પછવાડેની શરેહ:–'સારગર' (પહાડી ખલીલ?) 'રાસાક' (?) અને 'હાલમન' (ગરૂડ?) (નામનાં પક્ષીઓ) જો તેની ઉપર છાયો કરે તો (નસુશ મારે છે.) જો વાદલ છૂટું હોય (અથવા વાદલ માથે હોય) તો તે (પક્ષી) તેની ઉપરથી એ પ્રમાણે સારી

૬. સગદીદ જે કરવી તે લાસના જ્ઞાનતંતુઓવાલા એટલે કે ચામડી તથા માંસવાલા ભાગોપર કરવી જોઇએ. જો માત્ર તેનાં બાલ અથવા નખ-પર કરે તો તે સગદીદ નહીં ગણાય.[૬૬]

૭. સગદીદ કરતી વખતે લાસ સુકી અને ખુલી રાખવી જોઇએ અને તે તથા સગ અથવા પક્ષી વચે કાંઇબી અંતરો નહીં જોઇએ.[૬૭]

---

પેઠે જાય (તો નસુશ મારે છે). જો વાદલ નહીં હોય તો તેની ઉપર તે છાયો કરે તો તે (નસુશનું મારવું) થાય.'—બો૦ ન૦ ૨ સર્દ ૩૮; બો૦ નં૦ ૩ સર્દ ૨૦; દા૦ હો૦ ૨૦ સર્દ ૧૨૦; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૬; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્દ ૨૦૫:—'અને 'સારીગર' (સોરી, અથવા ખલીલ ?) અને કાલો કાગડો અને ગીધ પક્ષીબી નસુશને મારનારાં છે પણ તેઓ તે વખતે નસુશ મારે કે જયારે લાસ ઉપર છાયો નાંખે છે.'

૬૦ પે૦ બો૦ સ૦ નં૦ ૧ સર્દ ૩:—'જે પક્ષીઓ નસુશ મારે છે તે ત્રણ જાતનાં છેઃ—'સારીગર' (સોરી ?), કાલો કાગડો, અને ગીધ (બુ૦ ૧૯ ફ૦ ૨૫ માં કહે છે કે આ પક્ષીઓ 'મુરદાર વસ્તુઓ ખાવાને માટે સરજેલાં છે.)'

૬૬. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્દ ૨૦૫; બો૦ નં૦ ૨ સર્દ ૩૯:—'પણ જો બાલ અથવા નખ ઉપર હોઠ મુકે તો તેથી નસો મારેલો નહીં કેહેવાય. કારણ કે બાલ અથવા નખની નીચે નસો ઢંકાયલો રહે છે.'—બો૦ નં૦ ૨ સર્દ ૩૯:—'પણ જો (પક્ષીઓ) બાલ અથવા નખ ઉપર (છાયો) નાંખે તો નસુશ મારેલો નહીં થાય.' બો૦ નં૦ ૩ સર્દ ૧૮; દા૦ હો૦ ૨૦ સર્દ ૧૧૯–૧૨૦; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૬:—'પણ નસુશ ત્યારે મારે કે જ્યારે લાસ ઉપર પોતાનો ઓળો પાડે. પણ જો બાલ અથવા નખ ઉપર ઓળો પાડે તો તેથી નસુશ મારેલો થતો નથી.'—સ્પીગલ પેહેલવી વં૦ ૩ ફ૦ ૧૩૮ ની શરેહ:—'જો કુતરૂં નખ અથવા બાલ જુએ તો નસુશ મારેલો નહીં થાય'—દ૦ પે૦ બો૦ સં૦ નં૦ ૧ સર્દ ૨:—'તે વખતે કુતરૂં નસુશને મારે કે જ્યારે માંસને જુએ. જો બાલ અથવા નખ જુએ તો નહીં મારે.'—દ૦ પે૦ બો૦ સ૦ નં૦ ૧ સર્દ ૩:—'જો (આંધલું કુતરૂં પોતાનો હોઠ અથવા પંજો લાસનાં માંસવાલા ભાગપર નહીં પણ) નખ અથવા બાલ ઉપર મુકે તો (નસુશ) નહીં મારે.'

૬૭. સ્પીગલ પહેલવી વં૦ ૭ ફ૦ ૪ ની શરેહ:—'જો (નસુશ) મારે છતાં તે હરેક ચીજની અંદર મારે છે, શીવાય કે કાચની અંદરથી. કેટલાએક કહે છે કે વહેતાં (=ફ૦ ૭ روز) (?) પાણીમાં મારતો નથી.'—સ્પીગલ પે૦ વં૦ ૩ ફ૦ ૧૩૮ ની શરેહ:—'કારણ કે કુતરૂં જો નસાને કાચમાં જુએ તો નસુશને નહીં મારે. માહુસ્પે કહેઉ છે કે એજ પ્રમાણે કપડાંનાં પરદામાંથીબી (જુએ) તો (સગદીદ) નહીં થાય.' દ૦ પે૦ બો૦ સં૦ નં૦ ૧ સર્દ ૩:—'પક્ષી બી તે વખતે (નસુશ)ને મારે કે જ્યારે તે (લાસ) પડછાયો નાંખે. જો તેને પાણી, કાચ, અથવા આરસામાંથી જુએ તો તે મારે નહી.' પહેલવી શાયરત લા શાયસ્ત, દ૦ પે૦ બો૦ સં૦ નં૦ ૧ સર્દ ૩; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સર્દ ૧૦૮:—'પાણી અથવા કાચ અથવા આરસામાંથી (અથવા કાચના પ્રમાણે) જુએ તોબી નસુશ મારતો નથી.'—પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્દ ૨૦૫; બો૦ નં૦ ૩ સર્દ ૧૮; દા૦ હો૦ ૨૦ સર્દ ૧૧૮, ૧૨૦; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૬:—'જો લાસ પાણીમાં હોય અને તે ઉપર ઉપલાં પક્ષીઓનો સાયો પડે તો સગદીદ કીધેલી નહીં કહેવાય. અગર જો કાચની અંદર (લાસ) હોય અને તે ઉપર ઉપલાંઓનો સાયો પડે તોબી સગદીદ કીધેલી નહીં કહેવાય. અગર પાણી અથવા કાચમાંથી લાસને કુતરૂં જુએ તોબી સગદીદ કીધેલી નહીં કહેવાય, અને જે લાસ કે પાણીથી તર થઈ હોય તે પાણી ટીપેટીપું તેની ઉપરથી ઢલી નહીં જાય (ત્યાં સુધીમાં જે સગદીદ કીધી હોય) તે સગદીદ કીધેલી નહીં કહેવાય.' 'જો એક બચું માયથી જનમ પામે અને તે જો હજુર 'ખવરહે' એટલે કે ગર્ભસ્થાનમાંજ હોય (અને સગદીદ કરે તો) તે સગદીદ નહીં કહેવાય.'—બો૦ નં૦ ૨૦

૮. લાસનાં ચોકસ ભાગો (તેમાં મુખ્ય માથું, પીઠ, વગેરે ગદ્દદવાલા જ્ઞાનતંતુઓના ભાગો) દેખાડેઆ વગર સગદીદ કીધેલી નહીં ગણાય.[૯૮]

સર્ફ ૩૮:—'અને જો નસાને લઇ જનારો જે (પક્ષી તે લાસ; ની ઉપર સાયો નાંખે તેની વચ્ચે હોય તો નસુશ મારેલો નહીં થાય. અને કુતરૂંબી જો લાસને કાચમાંથી જુએ તો સગદીદ નહીં થાય. અને જે નસો કે પાણીમાં ઢંકાયલો હોય તે પાણી જ્યાં લગી સુકાઇ નહીં જાય ત્યાં લગી (સગદીદ નહીં થાય.' બે૦ નં૦ ૩ સર્ફ સર્ફ ૧૮:—બીજું. કુતરૂંબી જો લાસને કાચની અંદરથી જુએ તો સગદીદ થતી નથી. અને જે લાસ કે પાણીથી તર થઇ હોય તે જયાંલગી સુકી થાય નહીં (ત્યાં લગી સગદીદ થાય નહીં.)'—પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્ફ ૨૧૫:—'અને જે લાસ પાણીથી તર થયલી હોય તેને પાણી સુકાઇ રહે ત્યાં સુધી સગદીદ નહીં કરવી.'—બે૦ નં૦ ૩ સર્ફ ૧૯:—'અગર કોઇ ગુજરી ગયો અને તેની સગદીદ કરે તો તેહનું મોહડું ઢાંકવું નહીં જોઇએ. કેમકે લાસને આખી ઢાંકી દીએ તો બીજી મરતબે જ્યારે સગદીદ કરવી જોઈએ ત્યારે નહીં કરી શકાય. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સર્ફ ૧૦૧; ખ૦ કા૦ ૨૦ સર્ફ ૧૭૬; બે૦ નં૦ ૨૦ સર્ફ ૩૯:–'અને જો કોઈ શખસ ગુજરી જાય અને તેને જો સગદીદ કરે તો તેનાં મોહડાંને ઢાંકવું નહીં જોઇએ. જો લાસ તમામ ઢાંકેલી હોય તો બીજી મરતબે સગદીદ કરવી જોઇએ ત્યારે કરી નહીં શકાય.........અને જો સગદીદ કીધા વગર ઉઠાવે અથવા હલાવે તો સઘલા મરગરજાન થાય અને સઘલા રીમન થાય. તેનો ઇલાજ એજ છે કે એક સુઇઆનું માથું નકુચાની માફક વાંકુ કરે અને તે કપડાંનાં એક ખુણાંમાં મારીને જે કપડું નસા ઉપર ઢાંકેલું છે તેને ખસેડવું, પણ (એ વખતે) હમજોર થઇને પેવંદ થવું જોઇએ. જો એ પ્રમાણે કરે તો તે કપડું ફાડવું ઘટારત છે.'—ખ૦ કા૦ ૨૦ સર્ફ ૧૭૭; દા૦ હો૦ ૨૦ સર્ફ ૧૨૦; બે૦ નં૦ ૩ સર્ફ ૧૮:–'જો કોઇ ઓરત મુવેલું બચું જણે તો ત્યાં કુતરૂં લઈ જવું કેમકે બચેદાનમાં બચાનું મહોં તેની માએ ખુલું કરે. કેમકે બચેદાનમાં નસાની સગદીદ નહીં થઇ શકે.'—બે૦ નં૦ ૩ સર્ફ ૨૦:—'વાજેબ એ છે કે લાસનું આખું મોહડું ખુલ્લું રહે. તેની આંખ, ચેહરો, અને નાંખ ખુલ્લાં રાખવાં.'

૯૮. સ્પીગલ પહેલવી વં૦ ૭ ફ૦ ૪ ની પછવાડેની શરેહ:–'એનું એમ છે કે (મુએલાં) કુતરાંની પીઠ જુએ અથવા (મુએલાં) માણસનું માથું જુએ તોબી એકસરખી રીતે (નસુશને) મારે છે.'–પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્ફ ૨૦૫; ખ૦ કા૦ ૨૦ સર્ફ ૧૭૭; બે૦ નં૦ ૩ સર્ફ ૧૮; દા૦ હો૦ ૨૦ સર્ફ ૧૧૮-૧૧૯:—'અને માણુસનાં નસાને જો માંથાં તથા મોહોડાંને સગદીદ કીધી હોય તો તે સગદીદ કહેવાય. અને કુતરાંના નસાને પીઠે જો સગદીદ કીધી હોય તો તે સગદીદ કહેવાય. પણ જો મારી નાંખેલાંની લાસ હોય તો જરૂર છે કે કુતરૂં આવી લાસને જુએ.'–બે૦ નં૦ ૨ સર્ફ ૩૯; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સર્ફ ૧૦૧; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સર્ફ ૨૦૫; દા૦ હો૦ ૨૦ સર્ફ ૧૨૦:—'અને જે જગાએ કે સગદીદ કરે ત્યાં જો લાસનાં માંથાં અથવા મોહડાંને સગદીદ કરે તો બાકીના બધા ભાગને સગદીદ કીધેલી ગણાય. અને જો તેના છુટા કકડા પડેલા હોય (અથવા જો તે ઉંધી પડેલી હોય) તો જો તેની પીઠને સગદીદ કરે તો તમામ સગદીદ કીધેલી ગણાય.'–ખ૦ કા૦ ૨૦ સર્ફ ૧૭૬; દ૦ સો૦ ફ૦ મુ૦ ફી૦ નં૦ ૧ સર્ફ ૬૫:–'સાતમી પરગરદમાં જાહેર છે કે માણસનાં મુરદાંનાં માથાંને અને કુતરાંની પીઠને સગદીદ કરે તો બધી જગાએ સગદીદ તમામ થાય છે.'–બે૦ નં૦ ૩ સર્ફ ૧૮:–'આદમીને જો માંથા તથા મોહોડાંને સગદીદ કરે તો તે તમામ સગદીદ કીધા બરાબર છે. અને કુતરાંને જો પીઠથી સગદીદ કરે તો તેબી સગદીદ થાય.'—બે૦ નં૦ ૩ સર્ફ ૧૯:–'સવાલ–જો લાસ ઉંધી પડી હોય તો તેને કેમ સગદીદ કરવી ?–જવાબ એ કે (પેહેલે) તેની પીઠને સગદીદ કરવી. જો તેનાં શરીરમાં કપડાં હોય અને તે કપડાંને લીધે સગદીદ થઇ નહીં શકે તે વાસ્તે નાચારીના સબબથી નસાસાલારોએ હમપેવંદ થઇને બાજ લેવી અને લોહડાંનો સુઇઓ અથવા ખીલો વાંકો કરીને તે કપડાંનાં એક ખુણામાં ભોંકીને એકજ આંચકાએ ફાડીને પીઠ ખુલ્લી કરવી. એનું નહીં કરવું કે એકથી વધારે વાર આંચકા

**૯. કમોતે મરનારની લાસને એક ગેહ પછી સગદીદ કરવી. પણ જો તેની તેજ ગેહમાં તેને અવલમંજલ પોહોંચાડવી હોય તો પ્રાણ છોડવાની અગાઉ તેનાં પગ આગલ એક કુતરૂં બાંધી રાખવું, અને જે ઘડીએ તે પ્રાણ છોડે કે તુરત તેજ ઘડીએ તેની સગદીદ કરવી અને લાસને કાયદા પ્રમાણે લઇ જવી.**[૧૯]

મારવા પડે (ત્યાં લગી તે સગદીદ કીધા વગરની લાસને અડકવું પડે) કેમકે જો તેમ કરવું પડે તો (વધારે વાર લાગવાને લીધે) ભારી ગુનાહ લાગે. જ્યારે એકજ આંચકામાં પીઠપરનું કપડું ફાટી રહે કે પછી આખી પીઠને સારી પેઠે સગદીદ કરવી. પછી લાસને ફેરવીને બેવડાં કપડાં પર તેની પીઠ મુકવી અને ચેહરા, નાંખ, અને મોહડાંને સગદીદ કરવી. પછી દીનનાં કાયદા મુજબ લઇ જવું.'

'બીજુ. જો લાસ ઉંધી પડી હોય (અને પીઠ ખુલ્લી હોય) તો પીઠ અને તમામ શરીરને સારી પેઠે સગદીદ કરવી. પછી બે નસાસાલારોએ પેવંદ અને બાજ લઇને લાસને ફેરવવી. બેવડાં કપડાં પર પીઠ મુકવી. માથું ચતું મુકવું અને સગદીદ કરવી.'

૧૯. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૦૫; ડે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૮:—'દીનમાં જાહેર છે કે જ્યારે કોઇ ગુજરી જાય ત્યારે તેને સગદીદ કરવી જોઇએ. અને જેમ જલદીથી સગ દેખડાય તેમ બહેતર છે. પણ જો કોઇ શખ્સને હથીયારથી દાર માર્યો હોય, અથવા માર મારીને અથવા પથ્થર મારીને મારી નાંખ્યો હોય, અથવા વરૂએ મારી નાંખ્યો હોય, અથવા જાદુગરે મારી નાંખ્યો હોય, અથવા વ્યથાથી મરી ગયો હોય, અથવા ઝેહેર ખાધાથી મરી ગયો હોય, અથવા ધાસ્તીથી મરી ગયો હોય, અથવા ઉંચેથી પડવાથી મરી ગયો હોય, અથવા માણસોએ ન્યાયાધીશનાં હુકમથી મારી નાંખ્યો હોય, અથવા (ન્યાયાધીશનાં હુકમથી નહીં પણ કોઇએ અચાનક અથવા જાણી જોઇને ખુન કરીને) મારી નાંખ્યો હોય, જુલમથી એટલે કે કોઇ ચુગલીખોરનાં જુઠાં સમજાવાથી કોઈએ મારી નાંખ્યો હોય, અથવા તંગીથી મરણ પામ્યો હોય અથવા સુળી ચહડાવીને મારી નાંખ્યો હોય......અને એજ મીસાલે બીજો, તો જે ગેહમાં મરણ પામે તેજ ગેહમાં સગદીદ નહીં કરવી જોઇએ, અને 'દાદગાહે' (છેલ્લી જગો) લઇ જવો નહીં જોઇએ. કારણકે એવી લાસો દરંદાં જાનવરે મારેલી લાસ જેવી છે. એવાં સઘલાં જે મરણ પામે તેઓ જે ગેહમાં મરણ પામે તેજ ગેહમાં દરૂજે નસુશ તેઓ ઉપર બેસતો નથી. તેથી તે લાસો દસ્તાનની મીસાલે છે. જે ચીજ તેઓને લાગે તેઓ દસ્તાનને લાગી હોય એમ ગણીને તે પ્રમાણે ધોઇ લેવી જોઇએ. અને જ્યારે ગેહ બદલાય ત્યારે તે લાસ ઉપર નસુશ દોડે છે, તેથી ત્યારે તેને સગદીદ કરવી. કેમકે નહીં તો તે વખતે તે રીમન કરે. અને જો કોઇ એવું ચાહે કે એવાં અકાળ મૃત્યુથી મરણ પામે તેની લાસને તેની તેજ ગેહેમાં ઠેકાણે પાડે તો જે વખતે કે હજુર તે જીવતો હોય અને તનથી જાન જુદો નહીં થયો હોય તેજ વખતે કુતરૂં તેનાં પગે બાંધવું. જો એમ કરે તો જે વેલા તેનાં તનથી જાન જુદો થાય તેજ વખતે નસુશ તેની ઉપર દોડશે અને તેજ વખતે સગદીદ કરે તો તે રવા છે.'

બે૦ નં૦ ૨ સફે ૩૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬:—'જો કોઇ શખસને ઈનસાફથી અથવા જુલમથી મારી નાંખ્યો હોય, અથવા ઝેર દઇને મારી નાંખ્યો હોય, અથવા વ્યથાથી માર્યો હોય, અથવા ધાસ્તીથી મરી ગયો હોય, અથવા ચોરે મારી નાંખ્યો હોય, અથવા ચુગલીખોરના કેહેવાથી મારી નાંખ્યો હોય, અથવા માણસોએ ન્યાયાધીશનાં હુકમથી માર્યો હોય, અથવા જાદુથી મરણ પામ્યો હોય, અથવા કુતરાંએ મારી નાંખ્યો હોય, અથવા વરૂ અથવા દરંદાં જાનવરે ચીરી નાંખ્યો હોય, અથવા પાહાડ ઉપરથી અથવા બીજી જગાએથી પડીને મરણ પામ્યો હોય, અથવા ઝટકાથી મરણ પામ્યો હોય, અથવા ફાંસી દીધો હોય, એવા સંઘલાઓની ઉપર મરવાના વખતથી બીજી ગેહે નહીં થાય ત્યાં સુધી દરૂજે નસુશ બેસતો નથી. તેથી બીજી ગેહે નહીં થાય ત્યાં લગી તેની લાસને સગદીદ કરવી તથા દાદગાહે લઇ જવું ઘટતું નથી. અને જ્યારે ગેહે બદલાય ત્યારે નસુશ તે ઉપર દોડે

૧૦. કમોતે કપાઇ ગએલા શખસથી લાસનાં કોઇ ટુકડા જો છુટા વેરાતા પડયા હોય તો તેઓનીબી સગદીદ કરવી.[૭૦]

૧૧. સગદીદ જેમ વધારે વાર થાય તેમ વધારે સારૂં.[૭૧]

૧૨. જ્યારેબી કુતરૂં હાજર હોય ત્યારે એક સગદીદ કીધેલી લાસ જો કે ઢાંકેલી હોય તોબી તે ઢાંકેલીનેબી સગને બને તો ફરીથી દેખાડવી.[૭૨]

---

ત્યારે સગદીદ કરવી જોઇએ.—અને ઉપલી વિગત પ્રમાણેનાંઓનાં જીવ તનથી જુદા થવાની અગાઉ જો કોઇએક સગ તેનાં પગ આગલ બાંધે અને જ્યાં સુધી તેનો જાન જાય ત્યાં સુધી ત્યાં રેહેવા દે તો એમ કરવાથી કરીને જ્યારે કે જાન તનથી જુદો થાય ત્યારે નસુશ તેનાં તન ઉપર ગાલેબ થાય છે. તેથી ઘટે છે કે તેજ ઘડી સગદીદ કરવી. જો એમ કીધું હોય તો ગેહે બદલાઇને બીજી ગેહે થાય તેની આગમજ નસુશ ગાલેબ થાય છે. અને એ પેહેલી ગેહેમાં (નસુશ ગાલેબ થવા છતાં ?) એ માણસો એ પ્રમાણે મરણ પામ્યાં હોય તેઓ બીજાં આદમીઓ, કપડાં, ઘરબાર, અને ઢાંકેલી વસ્તુઓનો રીમન કરતાં નથી.........જ્યારે ગેહે બદલાય ત્યારે એ પ્રમાણે છે કે લાસનો જીવ જાણે હમણાજ જુદો થયો હોય.'

૭૦. સ્પીગલ પેહેલવી વં૦ ૭ ફ૦ ૪ ની પછવાડેની શરેહ; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૧: દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬:—'જો જીંદગીમાં (એટલે જીવતો હોય તે વખતે મારામારી અથવા લડાઇમાં) કોઇ શખસના હાથ કે પગ કપાઇ ગયા હોય અને જો તે જુદી જુદી જગાએ વેરાતા પડ્યા હોય (અને પછી તે શખ્સ વેહેલે અથવા મોડે તે જખમથી મરણ પામે) તો, જ્યારે તે શખ્સ મરણ પામે ત્યારે તે સઘલી જગાએ નસુશ ગાલેબ થાય છે. જો તે જગાઓને (સગ) જુએ તો પછી તે સઘલી જગાએ (નસુશ) મારેલો થાય.'—બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૦, ૨૧૫; બે૦ નં૦ ૩ સફે ૧૯: દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦:—'અગરજો જીવતાં જીવત કોઇનો હાથ અથવા પગ (અથવા બીજો કોઇ અવયવ) (લડાઇમાં અથવા બીજી રીતે) કાપ્યો હોય અને પડી રહયો હોય તો જ્યારે તે શખસ (તે જખમથી) મરણ પામે ત્યારે જે વખતે તેનાં તન ઉપર નસુશ દોડે તેજ વખતે તે કાપેલા અવયવ ઉપરબી દોડે માટે જ્યારે તે શખ્સની લાસને સગદીદ કરવામાં આવે ત્યારે તે અવયવનેબી સગદીદ કરવો.'—બે૦ નં૦ ૨૦ સફે ૩૯:—'જો હાથનો પોંહચો અથવા પગની પાટલી (અથવા કોઇ અવયવ) જીવતાં જીવત (લડાઇ વગેરેમાં) કાપ્યો હોય તો જ્યારે તે શખસ (તે જખમથી) મરણ પામે ત્યારે તેજ વખતે તે કાપેલા ભાગની ઉપરબી દરૂજે નસુશ ગાલેબ થાય તેથી જ્યારે તે શખસને સગદીદ કરે ત્યારે છુટા નાંખેલા અવયવનેબી સગદીદ કરવી.'—પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૫: બે૦ નં૦ ૩ સફે ૨૦: બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦:—'જો લાસના કકડા વેરાઇ ગયા હોય અને જો સગદીદ કરવા ચાહે તો બધાને કરવી.'

૭૧. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૫; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦: બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬: બે૦ નં૦ ૨ સફે ૩૮:—'અને વળી બીજીવાર જ્યારે લાસને ઉઠાવે ત્યારેબી સગદીદ કરવી જોઇએ.'

૭૨. બે૦ નં૦ ૩ સફે ૧૭:—'એક લાસ ઉપર ગેહે સારી હોય અને તે લાસનું તમામ શરીર ઢાંકીને દશ બાર કોશ દૂર લઇ જતા હોય અને તેવામાં રાત પડે તો એક જગાએ થોભીને રેહેવું. જ્યારે સહવાર પડે ત્યારે જો તે જગાએ કુતરૂં હાજર હોય તો તે લાસનું મોહડું ઢાંકેલું હોય તે ઢાંકેલાં સુધાં આખી લાસને કુતરાંને દેખાડે તો બેહેતર છે. પણ લાસનું મોહડું ખુલ્લું કરવું નહી જોઇએ. અને જો તે જગાએ કુતરૂં હાજર નહીં હોય તો સગદીદ કરવાની હાજત નથી.'

૧૩. જો જરતોસ્તીથી નહીં બને તો લાચારે જુદદીન પાસેબી સગદીદ કરાવવી.[૭૩]

સગદીદ વિષે પાછલી કેતાબોમાં જાબજા એટલાં બધાં લખાણો મળ્યાં છે કે તેઓ ઉપરથી આપણુને લાગ્યા વગર રેહેતુંજ નથી, કે કુતરાંની હાજરી લાસને ઠેકાણે પાડવાની ક્રિયાના એક. અગતના ભાગ તરીકે આપણામાં ગણાતી આવેલી છે. સગદીદની અગત બધી કેતાબોમાં એક અવાજે જણાવી છે એટલુંજ નહીં પણ તેની બારીક વિગતબી જણાવી છે. અને ઘણી વખતે કેટલાએક રેવાજોને વિષે જો કે અવસ્તામાં લખાણ નહીં મલે તોપણ જો તે રેવાજો ધર્મનાં મૂળ કાનુનો ઉપરથી ચાલુ થયા હોય તો તેઓને માન અપાતું આવેલું છે તે રીતે જોતાં એ સગદીદ કરવાનો રેવાજ ઘણાં લાંબા વખતનો ચાલતો આવેલો છે અને તે વિષે આટલી બધી કેતાબો એક અવાજે શહાદત આપે છે તેટલા માટે એ કેટલેક દરજે અગત્યપણું ધરાવે છે. એમ ગણીને એ રેવાજની તરફેણમાં જેબી દલીલો ધારી શકાય તે લાવીને એ સગદીદ કરવાની ક્રિયાની શું મતલબ હશે, અને તે લાસને ઠેકાણે પાડવાનાં કયા કાનુનને મળતી હશે, અથવા એ ક્રિયા કેમ ઉત્પન્ન થઇ હશે, તે વિષે કાંઇએક વિચાર કીધેલો નકામો નહીં લાગશે. એ રેવાજની ઉત્પત્તિ વિષે અમારી નાકેશ સમજ પ્રમાણે કેટલીએક રીતે ધારણાઓ જરતોસ્તી ધર્મનાં મૂળ કાનુનોને આધારે તથા આગલા ઇરાનીઓની તવારીખને આધારે કરી શકાય છે. કદાચ કોઇ સાહેબને એવું લાગશે કે જે બાબદ વિષે ખરેખરૂં સત્તાભરેલું લખાણ અવસ્તામાં નહીં હોય તે વિષે આપણને ધારણાઓ કરવાની શું સત્તા છે? અને જુદી જુદી ધારણાઓમાંથી કઇ ધારણા ખરી માનવી? પણ જાણવું કે ધારણાઓ કરવાથીજ ઘણી નવી શોધો થઇ છે અને થાય છે. અને જે બાબદ શોધી કાહાડવાનું કોઇનાંબી સ્વપ્નામાં નહીં હોય તે ધારણાઓ કરવાથી શોધી કહડાય છે. તે બાબદ ઘણાં દાનેશમંદ વાંચનારાઓને ખબર હશે. અને જ્યારે આપણે ઉપર જોયું કે સગદીદ કરવાનું ઘણા પુરાતન વખતથી આપણામાં જાએઝ થએલું છે ત્યારે તે કાંઇ સબબ વગર નહીં હશે. વાસ્તે એ વિષે શોધ કીધેલી નકામી નહીં જશે.

---

૭૩. બે૦ નં૦ ૨૦ સફે ૨; બે૦ નં૦ ૩ સફે ૨૧: બ૦ કા૦ ૨૦ સફે ૧૮૫:–'સવાલ–જો એક સાંકડું બાકું હોય, એવું કે સગદીદ કરવાને મુસ્કેલી હોય તો કેમ કરવું?–જવાબ–એક જુદદીનને તે કામ માટે મોકલવો કે તે સગદીદ કરે અને પછી તેઓએ પરહેજવું.'

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૫:–'સવાલ–બાલવાનાં લાકડાંનાં ઢગલામાં નસો માલૂમ પડે તે નસાને શી રીતે સગદીદ કરવો જો તેમ કરવા જતાં રીમન થવાની કોઇ ધાસ્તી રાખતો હોય........?–જવાબ–એ કે બે જુદદીનોને તૈયાર કરવા તેઓએ સાથે પેવંદ કરીને આગલ જવું નસાને સગદીદ કરવો અને ઠેકાણે પાડવો જેમ બને તેમ નુકશાનની ધાસ્તી ઓછી થાય તેમ.'

પેહેલી ધારણા એવી કરી શકાય છે કે આજનું સુધરેલું વૈદકશાસ્ત્ર કહે છે કે જે માણસનું મન હીંમતવાલું અને ધાસ્તી વગરનું હોય તેનાં શરીરપર ઉડતા રોગોનાં બીઆંઓથી ઘણું નુકશાન થતું નથી. એ રીતે જોતાં દરૂજે નસુશથી એટલે કે લાસમાંથી બાહેર પડતા રોગી સૂક્ષ્મોથી જીવતાં માણસોને પોતાને નુકશાન થવાની જે ધાસ્તી હોય તે ધાસ્તી દૂર કરીને તેઓનાં મનોને હિંમત આપવાનાં અને બેદેહેશત કરવાનાં કેટલાએક ઉપાયો જે જરતોસ્તી ધર્મમાં ફરમાવેલા છે તે ઉપાયોમાંનાં એક ઉપાય તરીકે સગને તે લાસની અથવા રીમનીની તથા માણસોની વચ્ચે હાજર કરવાનું ધારી શકાય છે. લાસ મુકેલી હોય ત્યારે તેની આગળ, લાસને લઇ જતાં તેની પાછલ, તથા બરશનુમ નાહનારની આગલ, સગદીદને માટે સગને જે હાજર કરવામાં આવે છે તે જે જે વખતે તે લાસનો નસો અથવા પેલું રીમન નાહનાર માણસ પોતાની સ્થિર હાલત બદલીને હીલચાલ કરે છે તેજ વખતે હાજર કરવામાં આવે છે. જેમકે પ્રથમ ગુજરેલાંની ગુજરતી તથા કપડાં પેહેરાવતી વખત, બીજું લાસને ગેહાનપર મુકતી વખત, ત્રીજું ગેહાન ઉઠાવતી વખત, ચોથું રસ્તેથી લાસને લઇ જતાં તેની પછવાડે (જે વિષેની બીના આગળ આવશે), પાંચમુ લાસને સેવટની જગાએ મુકતી વખતે; એજ પ્રમાણે બરશનુમ નાહનાર જ્યારે એક બેઠક પરથી બીજી બેઠક પર નહાવા જાય છે ત્યારે. તે સાથેજ વળી આપણામાં એક રેવાજબી છે કે ઘરમાં અથવા રસ્તા પર જ્યારેબી લાસને હીલવવામાં આવે ત્યારે બીજા માણસો તેની તરફ પીઠ ફેરવીને બેસે છે અથવા ઉભાં રહે છે. હવે એ ચોકસ ટાંકણેજ સગદીદ કરવાનું તથા ફરીને ઉભા રહેવાનું કારણ શું ? એનો ખોલાસો કાંઇએક આ પ્રમાણે આપી શકાય છે. સર્વે કોઇને ખબર હશે કે કેટલીએક બારીક સૂક્ષ્મરૂપે ઉડી જાય તેવી (volatile) વસ્તુઓની ખાસિઅત છે કે જો તેઓને હવામા રાખી હોય તો, તેઓમાંથી તેઓનાં બારીક સૂક્ષ્મો હંમેશ નિકળ્યા કરે છે, જેવું કે કપુર, પાણી, કેટલીએક જાતનાં તેજાબો, ઇત્યાદિ. વળી જો તે વસ્તુઓની સ્થિર હાલત બદલીને, તેઓને હલાવી હોય તો તે વખતે સ્થિર હાલતનાં કરતાં વધારે સૂક્ષ્મો તેઓમાંથી બહાર નિકળે છે. એજ પ્રમાણે હરેક નસો કે ગંધાતી અને કોહાતી વસ્તુમાંથી તેમજ મુરદાંની લાસમાંથી તેનાં સૂક્ષ્મો હંમેશ બાહાર પડયા કરે છે. અને તેઓને જો હલાવી હોય તો તે વખતે વધારે સૂક્ષ્મો બહાર પડે છે. કે જે તે વખતે જણાતી વધારે બદબોથી આપણને માલમ પડે છે. વળી આબી સર્વે જણ કબુલ કરશે કે કેટલીએક નુકશાનકારક અને ઉડતા રોગોની હવાઓ તથા સૂક્ષ્મો અને રોગોનાં બીયાંઓ ઠંડા લોહી-વાલાં અને તેથી કરીને ધીમે ધીમે દમ લેનારાં જાનવરોને એક નસા જેવી રોગજનક વસ્તુથી જેટલી દૂરીએ અસર કરે તે કરતાં વધારે દૂરી છતાંબી

એક ગરમ લોહીવાલાં અને જલદી જલદી દમ લેનારાં માણીને કરી શકે. એ બાબદો આગલા ઇરાનીઓને ખબર હતી એવું જણાય છે (અને જે છેલ્લી બાબદ આગળ આવતી 'જુદા જુદા ધંધાવાળાઓ લાસથી કેટલે દૂરથી રીમન થાય છે?' એવા મથાળાંની બાબદમાં બી જણાશે). અને એ કાનુનોને આધારે તેઓએ ચોકસ જુદે જુદે વખતે સગદીદ કરવાનું ઠરાવેલું લાગે છે; એવી મતલબથી કે લાસ અથવા હરેક નસો અથવા ગંદી અને નુકશાનકારક વસ્તુમાંથી સ્થિર હાલતમાં જેટલા સૂક્ષ્મો બહાર નિકળે છે તે કરતાં હીલચાલ કરતી વખતે વધારે નિકળે છે. તેથી લાસને હીલવતી વખતે તેમાંથી નિકળતા વધારે સક્ષ્મોની અસર જેટલી દૂરીથી કુતરાંપર માલૂમ પડી શકે, તેટલી દૂરીએ તેને હાજર કરવા છતાંબી તેની ઉપર કાંઇ માલૂમ પડે એવી અસર નહીં જણાય તો, પછી માણસોને ધાસ્તી રાખવાની કાંઇ જરૂર નથી, અને જેમ સરોશની બાજ લેવાનો તથા ગેહ સારવાનો ઉપાય (જે વિષે આગળ જણાશે) જીવતાંઓની ધાસ્તી દૂર કરીને તેઓનાં મનોને હીંમત આપવાનો છે, તેમજ સગદીદબી સગને માણસો કરતાં લાસની વધારે આગળ રાખીને તેઓની ધાસ્તી દર કરવાનો અને તેઓને હીંમત આપવાનો એક ઉપાય હોય. આ ધારણાને એક ટેકો એ મળે છે કે ઘણીખરી આપણા ધર્મની ચોપડીઓમાં નસાને હલાવતી વખતે ઘણી સાહુચેતીથી સંભાળ રાખવા લખે છે; અને સ્થિર હાલતનાં નસાને અડકવા કરતાં નસાને હલાવવાથી રીમન થવાની વધારે ધાસ્તી જણાવે છે[૭૪] તેથી લાસને હલાવતી વખતે સાહુચેતીનાં ઉપાયો તરીકે ગેહસારણાંને તથા સરોશ બાજને તેમજ સગદીદનેબી ગણી હોય, કેમકે રવાયતોમાં લખે છે કે ગેહ સારવાને માટે જો એકજ જણ હોય અને બીજો કોઇબી જરતોસ્તી નહીં મળી આવે તો લાચારે તે શખ્સે એક કુતરાં સાથે પેવંદ કરીને ગેહ સારવી.[૭૫] એ ઉપરથી ધારી શકાય છે કે લખનારનાં મનમાં ગેહ સારવાની અને સગદીદ કરવાની મતલબ એકજ હોય એમ જણાય છે. અને જો ગેહ સારવાની મતલબ જીવતાંઓનાં મનને હીંમત આપવાની ગણીએ તો સગદીદ કરવાનીબી તેજ મતલબ ઠરે છે.

---

૭૪. દા૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૫:—'અને સગદીદ નહીં કીધેલી લાસ જો કે એક હજાર મરદથીબી **હલાવવામાં** આવે, તોબી પણ તે સઘલા રીમન થાય છે. તેઓને 'નવગરેહ'થી નહવાડવા (એટલે કે નવગરેહથી બરસનુમ નાંહેતો ચોખા થઇ શકે).

સગદીદ કીધેલી છતાંબી લાસ જો એકનો એક મરદ એકસરખી રીતે હમેશાં **ખસેડ્યા** (અથવા હલાવ્યા) કરે તો તેને 'નવગરેહ'થી નહવડાય નહીં. (એટલે કે તે ચોખો થઇ શકે નહીં).'

૭૫. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૯૩; જુ૦ મો૦ ર૦ સફે ૪૬; બ૦ કા૦ ર૦ સફે ૧૭૧; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૨૯; દ૦ સો૦ રૂ૦ મી૦ ફી૦ નં૦ ૧ સફે ૫૬:—'દીનમાં ફરમાવે છે કે બે અથોરનાનોએ ગેહસારણું પઢવું જોઇએ. જો બે (અથોરનાનો) નહીં હોય તો

બીજી ધારણા એવી કરી શકાય છે કે વંદીદાદ અને બીજી કેતાબોમાં જાબજા લખે છે કે મુરદાંની લાસને "કાલબુદ ખાનારા કુતરાં અથવા કાલબુદ ખાનારા પક્ષીઓ" ને આપવી. એ કાલબુદ ખાનારાં કુતરાંને વિષે આપણા દસ્તુર સાહેબો એવી સમજ આપતા આવ્યા છે કે તે ગીધ પક્ષી સમજવાં. પણ ગીધ પક્ષીનું નામ "વયામ્ કહર્ કાસાંમ્" (=وِي كركس) કરી અવસ્તામાં આવેલું છે. વાસ્તે જો ગીધ કરી લખવું હતે તો એજ શબ્દો વાપરતે. તકરારને ખાતર એમ લઇએ કે, ગીધને તેનાં પોતાનાં નામથી નહીં પણ તેનાં વર્ગનાં નામથી જણાવ્યું છે, તો તેબી ખોટું છે; કેમકે અવસ્તામાં તથા આપણી દીનની કેતાબોમાં જાનવરોની જાતીઓનાં જે વર્ગો ગણ્યા છે, તેઓમાં કુતરાંની જાતીનાં વર્ગમાં જે જે જાનવરો ગણ્યાં છે, તેઓમાં ગીધને ગણ્યાં નથી. વાસ્તે એવું જણાય છે કે દસ્તુરોની સમજણ વગર આધારની છે, અને લાસને માંસાહારી કુતરાંઓ પાસે ખવાડવાનું લખ્યું છે તે તેનાં બોલોની મતલબ પ્રમાણેજ છે. અને વળી તે આપણી સમજમાંબી ઉતરે છે કે પરંદાઓની સાથે સગોનાં ખાવાથી લાસનાં કોહોતા ભાગોનો જલ્દીથી નિકાળ આવી જાય. હવે અસલ કોઇ લખાણમાં એવું લખ્યું હોય કે ગુજરેલાંની લાસને 'સગદરીદ' (કુતરાંની ફાડી ખાધેલી) કરવી કે તેથી દરૂજે નસુશ દૂર થાય છે, તેમાંથી 'ર' નિકળી ગયો હોય, તે પરથી લાસને "સગદીદ" (કુતરાંની જોએલી) કરવી કે જેથી દરૂજે નસુશ દૂર થાય છે એવું પછાડીથી સમજવામાં આવ્યું હોય અને ગુજરેલાંની લાસનો જેમ બને તેમ થોડાં નુકસાંને અંત લાવવાની મતલબથી ચોકસ જાતનાં અને શિખવેલાંજ કુતરાંઓ તેને જલદીથી, સેહેલાઇથી, કાંઇબી આંતરો અથવા અડચણ વગર ભક્ષ કરે તેવા ગોઠવણ કરવાની તાકીદો લખી હોય, તે તાકીદો લાસને કુતરાંને દેખાડવાને લાગુ પડી હોય. કેમકે કેટલીએક વખતે લખાણો બીગડવાથી અથવા ફેરફાર રીતે વંચાવાથી એક બાબદને બદલે બીજી બાબદ સમજવામાં આવેલીનાં કોઇ કોઇ દાખલા મલે છે. જેમકે આગલ ભાગ બીજામાં 'ઓસ્તોફરીદ' ને 'ગેતી ખરીદ' વાંચવાથી તેના ઉઠેલા જુદા અર્થનો એક દાખલો આપવામાં આવશે.

ત્રીજી ધારણા એવી કરી શકાય છે કે ઉપર વંદીદાદની સાતમી પરગરદનો ત્રીજો ફકરો ટાંકયો છે, તેમાં 'સગ' 'જુએ' અને 'ખાય' કરી કહેલું છે, તે પ્રમાણે લાસને ખવાડવાનો ચાલ હોય, અને પાછલથી કુતરાંને ખવાડવાનું માણસોની લાગણીને દુ:ખકારક થઇ પડયું હોય, તેથી અથવા કોઇ બીજા સબબથી તે ચાલ બંધ પાડીને ફકત પક્ષીઓ પાસેજ ખવાડવાનો

---

એક અથોરનાને અને એક 'આમી' (બેહદીન) એ પઢવું. જો 'આમી' (બેહદીન) બી નહી હોય તો એક સગ લઈ જવો જોઇએ. સગને પોતાની સાથે પેવંદ કરાવીને પછી ગેહસારણું પઢવું.'

ચાલ રહ્યો હોય, તોપણ કુતરાંને ખવાડવાની નિશાન તરીકે તેને દેખાડવાનું રહેવા દીધું હોય. આ ધારણાને તવારીખથી ટેકો મલે છે. તે એ કે પૂરાતન જમાનામાં હખામનીઆન પાદશાહોની અગાઉ ઇરાનમાં ઘણું કરીને પૂર્વ ભાગમાં ગુજરેલાંની લાસોને કુતરાં તથા પક્ષીઓને ખવાડવાનો ચાલ હતો. અને તે કામને માટે જાહેર કુતરાં તેમજ ખાનગી કુતરાં ચોક્કસ જાતનાંજ શિખવેલાં રાખવામાં આવતાં હતાં.[૭૬] પાછળથી એવો વિચાર ઇરાંનીઓમાં ફેલાયો કે કુતરાં કરતાં પક્ષીઓ જે લાસની ચાશની કરે તે મરનાર ઘણું પુન્યવાન ગણાય તેથી કુતરાંને ખવાડવાનું નાપસંદ પડવાથી ફકત પક્ષીઓ પાસેજ ખવાડવાનો ચાલ પડયો.[૭૭] તે વખતથી અમે ધારીએ છઇએ કે લાસ ફકત કુતરાંને દેખાડવાનોજ રીવાજ પડયો હશે. આ અમારી ધારણાને કાંઇએક ટેકો આપે તેવું લખાણ એક રવાયતમાં મલે છે.[૭૮] તેમાં કહે છે કે લાસને અડકવા અગાઉ સચકાર કરનારાઓએ પેવંદ કરી બાજ લઇને એક રોટલીના ચાર કકડા કરીને લાસની તરફ એક એક નાખીને તે કકડા સગને ખવાડવા સાથે સગદીદ કરવી. એ પ્રમાણે રોટલી ખવાડવાનું જે લખેલું છે તે કદાચ પુરાતન વખતનો સગને લાસ ખવડાવવાનો રીવાજ બંધ કીધા પછી તેની નિશાન તરીકે રાખ્યું હોય. ધર્મે તો ગમે તો

૭૬. ધી રિલીજીઅન, ઇત્યાદિ, સફે ૧૮૩:—"બીજું મુરદાંની લાસને એ પ્રમાણે ઠેકાણે પાડવાની પુર્વ ઇરાનની રીતી માત્ર ધર્મગુરૂઓમાંજ ચાલુ હતી એટલુંજ નહીં પણ સર્વે લોકોમાંબી ચાલુ હતી. અને જરતોસ્તનો કાયદો પેહેલાં તે તરફજ ખચીત ફેલાએલો હતો. સ્ટ્રેબોની ચોપડીમાં ઓનીસીક્રિટોસ એવું વર્ણન કરે છે કે બાકત્રીઅન લોકોમાં ગુજરેલાંની લાસને કુતરાંઓને ખવડાવવામાં આવતી હતી જેઓને એજ કારણસર ખાસ રીતે રાખવામાં આવતાં હતાં અને જેઓને તેઓના દેશની ભાષામાં મુરદાંને ઠેકાણે પાડનાર કરી કહેતા હતા. બીજે ઠેકાણે સિસેરો એજ વાત હીરકેનિઅન લોકોને વિષેબી કહે છે. પણ તેમાં એટલું વધારે છે કે જોકે લોકો, એ કામને માટે જાહેર કુતરાઓ રાખતા હતા તોપણ તે લોકોમાંનાં વડા માણસો પોતપોતાના ખાનગી કુતરાઓ રાખતા હતા કે જેઓ ખાસ કરીને વધારે કિંમતી જાતના કુતરાઓ હતા. સ્ટ્રેબો અને ડીએડોરનાં લખાણો ઉપરથી ઓરિટન લોકો વિષેબી આપણે એજ વાત જાણીએ છીએ. ત્રીજું સેવટે સાસાન્યન પાદશાહોનાં વખતમાં જ્યારે કે ધર્મનાં ફરમાનો ચુસ્તપણે બજાવવામાં આવતાં હતાં તે વખતે ગુજરેલાંને ઠેકાણે પાડવાની એજ રીતની રજા હતી."

૭૭. ધી રિલીજીઅન, ઇત્યાદિ, સફે ૩૨:—"સ્ટ્રેબો કહે છે કે કાસ્પિઅન લોકોમાં ગુજરેલાંને ઠેકાણે પાડવાની જે રીત છે તે તદન ઇરાની છે. તેઓ ગુજરેલાંની લાસને જંગલમાં મુકે છે, અને દૂરથી તેને જોયા કરે છે. જો તેઓને દેખાય છે કે જે લાસને તેની જગાએથી માંસાહારી પક્ષીઓ નિચે ખેંચે છે (ખાય છે) તો તેઓ તે મરનારને ઘણું ભાગ્યશાલી ગણે છે. જો જંગલી જનાવરો અને કુતરાંઓ ભક્ષ કરે છે, તો તેઓ મરનારને ઓછું ભાગ્યશાલી ગણે છે. પણ જો એઓમાંનું કોઇબી તેની ચાશની કરતું નથી, તો તેઓ તે મરનારને ઘણુંજ હિણભાગ્યનું ગણે છે."

૭૮. બે૦ નં૦ ૨, સફે ૯૬:—"પછી મોહડું બંધ રાખવું. એક રોટલીના ચાર કકડા કરવા, દરએક કકડો લાસની તરફ નાંખવો. અને સગદીદ કરવી."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૨:—"જ્યારે નસાને ગેહાનપર મુકે અને સગદીદ કરે ત્યારે એક રોટીનાં ચાર કકડા કરવા. અને દરએક કકડો લાસની અકેક બાજુએ નાંખવો અને સગદીદ કરવી."

કુતરાંને અથવા ગમે તો પક્ષીને ખાવા આપવાની છૂટ મૂકી છે તેથી કુતરાં-ઓને આપવાનું સેહલથી બંધ થયું હશે. તોપણ પુરાતન રેવાજને માન આપીને કુતરાંની નજરબી લાસપર પડવાની તાકીદ રાખી હશે, અને લાસના જે જે ભાગો જે જે રીતે ખવાડતા હશે તે તે ભાગો તે તે રીતે દેખાડયા વગર લાસની ક્રિયા પુરી થયલી ગણાય નહીં એમ ઠરાવીને સગદીદ વિષે ઉપર જણાવ્યા પ્રમાણેની વીગતનાં તાકીદના ફરમાનો આપ્યાં હશે.

ચોથી ધારણા જે અમુને કેટલેક દરજ્જે ખરી લાગે છે તે એ છે કે ઉપર ટાંકેલા સાતમી પરગરદના ફકરાઓમાં અને વંદીદાદમાં બીજી બધી જગાઓએ જ્યાં જ્યાં દરૂજે નસુશ ગાલેબ થવા વિષે તથા તેનાં દૂર થવા વિષે લખાંણો મળે છે ત્યાં ત્યાં કહે છે કે દરૂજે નસુશ માંખનાં બદનથી આવે છે તથા જાય છે. એ લખાણ અલંકારીક ભાષામાં છે. તેની મતલબ અમારી નાકેશ સમજણમાં આ પ્રમાણે જણાય છે. સર્વે કોઇને ખબર હશે કે કોઇબી જગાએ કોહોતી, ગંધાતી, અને રોગકારક, રસી અથવા કોઇબી મુરદાર વસ્તુ હોય છે, કે તુરત તેની ઉપર માંખ આવીને બેસે છે અને જરા વારમાં માંખોથી તે મુરદાર વસ્તુ ભરાઇ જાય છે. અને જેવી તે કોહોતી અથવા ગંધાતી મુરદાર વસ્તુને દૂર કીધી કે સાફ કીધી કે માંખો નિકળી જાય છે. માંખ ગોયા કોહોવાટ અને મેલાં પાણીની હાજરી દેખાડવાની એક કુદરતી નીશાન છે. તેથી દરૂજે નસુશને માંખનાં બદનથી આવતો અને જતો કહ્યો છે. અને માંખને ગોયા દરૂજે નસુશનો અવતાર ગણ્યો છે. હવે એ માંખો મુરદાર અને ગંધીલી વસ્તુઓ ઉપર બેસીને બણબણે છે, એટલુંજ નહીં પણ તે ઉપર તે ઓહગાર નાંખે છે અને તેથી તે વસ્તુઓ જલદીથી અને વધારે કોહોવા માંડે છે, અને તેઓમાં જલદીથી કીડા અને બીજાં ઝીણાં જાનવરો પેદા પડે છે. ઘણી વખતે આપણા લોકોને બોલતાં સાંભળ્યે છૈયે તથા જોઇએ છૈયે કે બદનપર કાંઇ ઘા પડયો હોય, અથવા ફુલ્લા થયા હોય, તો તે ઉપર માંખ નહીં બેશે તેની તેઓ ઘણી સંભાળ રખાવે છે. કેમકે જો માંખ બેશે તો જલદીથી તેમાં કીડા પડે. તેથી કરીને માંખ વારેઘડીએ ઉડાડવામાં આવે છે. એ એક સાધારણ અનુભવની બાબદ છે કે જેને આજની વિદ્યાના અવલોકનથી ટેકો મળે છે. એ બાબદ પુરાતન ઇરાનીઓને ખબર હતી. આપણા ધર્મને લગતી કેટલીએક કેતાબોમાં લખે છે કે જુદી જુદી કોહોતી અને ગંધાતી વસ્તુઓ તથા મુરદાર ચીજો ઉપર જો માંખો બેશીને હગાર નાંખે છે તો તેઓમાંથી જુદી જુદી જાતના કીડા તથા બીજાં નુકશાનકારક ઝીણાં જીવજંતુઓ પેદા થાય છે, અથવા બીજા બોલોમાં માંખ એ કોહવાટ વધારવાનું અને કીડા પડવાનું એક મૂળ છે, એટલુંજ નહીં, પણ માંખો મુરદાર રસી અને બીજી કોહોતી અને નજીસ ચીજો ઉપર બેશીને તેનાં સૂક્ષ્મો પોતાના પગો અને બારીક

પીછાં વગેરેને લગાડે છે. અને પછી જીવતાંઓ ઉપર ઉડીને તે સૂક્ષ્મેટ તેઓની ચામડી ઉપર ખંખેરે છે, અને તેઓ શરીરમાં દાખલ થાય છે તેથી ઘણુંએક ચામડીનાં તથા બીજા દરદો ફેલાવો પામે છે. આ વાત સર્વે કોઇ અનુભવથી જાણે છે, અને તેને વૈદકશાસ્ત્રબી ટેકો આપે છે.[૭૯] હવે જેમ એક ફુલ્લામાં મુરદાર રસી હોય છે, તેમજ લાસનાં આખાં શરીરમાં મુરદાર રસી હોય છે. તેની ઉપર જો માંખોને અથવા એવાંજ બીજા માણી-ઓને બેશી રહેવા દીએ, તો જલદીથી તેમાં કીડા અને બીજાં ઝીણાં જીવ-જંતુઓ પડી આવે, એટલુંજ નહીં, પણ તે લાસ ઉપરથી તે માંખો અને બીજા ઝીણાં જીવજંતુઓ જીવતાં માણસોપર ઉડીને તેઓને કાંઇ થોડું નુકશાન નહીં કરે. વાસ્તે જરૂર છે કે, લાસપર માંખ અથવા બીજાં જાન-વરો નહીં બેશે તેની સંભાળ રાખવી. તે સંભાળ કોણ રાખે? આપણે જોયું છે કે લાસની આસપાસ અપ્તિ; પવિતિ, અને આહિતિનાં દરજામાં તેનાં નુકશાનની અસર રહે છે, તેથી માણસોને તેથી ઓછામાં ઓછો ત્રણ કદમ દૂર રહેવા કહેલું છે. તેથી કરીને લાસની ઉપર જે દરૂજે નસુશ ગાલેબ થાય છે, એટલે કે કોહોવાટ શરૂ થાય છે, તે લાસપર માંખના બેશવાથી જે કીડાઓ ઉત્પન્ન થવાની ધાસ્તી છે તે માંખને ચોખ્ખાં માણસોથી આગળ જઇને હાંકી શકાય નહીં. તે કાંમ કુતરાં પાસે કરાવવાનું ઠરાવ્યું હોય એમ લાગે છે. અને ઉપર જણાવ્યા પ્રમાણે કેટલીએક કેતાબમાં કુતરાંની સગદીદ

---

૭૯. બ૦ કા૦ ૨૦ સફે ૪૦:—"એહુરેમનની પેદાયશમાં બીજું કોઇબી ખરફસ્તર ? માંખ કરતાં વધારે જીઆનકાર નથી. કેમકે જો માંખ હવામાં હઘાર કરે છે તો તેમાંથી મચ્છર પેદા થાય છે, જો મીટ્ટીપર હઘાર કરે છે તો કીડા પેદા થાય છે, જો પાણીમાં હઘાર કરે છે. તો પાણીનાં ખરફ-સ્તરો પેદા થાય છે, જેઓથી પાણી મળીન થાય છે, તથા મચ્છરબી પેદા થાય છે, અને જો 'કપ્રતાર' (ખરફસ્તર?') (મુરદા?)નાં ગોશપર હઘાર કરે છે તો લાલ સાંપ પેદા થાય છે, અને જો છાણમાં હગાર કરે છે તો દરમાં ભરાનારાં ખરફસ્તરો પેદા થાય છે, અને જો દરીયામાં મગરમચ્છ મરી ગયું હોય, અને પાણીને કીનારે આવી પડયું હોય, અને તે ઉપર જો માંખ હઘાર કરે છે તો તેથી તીડ પેદા થાય છે, અને દુન્યામાં ખરાબી કરે છે."

દા૦ હો૦ ૨૦ સફે ૨૦૪:—બ૦ કા૦ ૨૦ સફે ૧૪૩:—"કાળી માંખ જે કીડા નાંખે છે."

એજ બાબતને આજની વિદ્યાથી કાંઇએક ટેકો મલે છે.

ડોકટર ટેલરની 'પ્રિન્સિપલ્સ એન્ડ પ્રેકટિસ ઓફ મેડિકલ જુરિસપ્રુડન્સ' સફે ૬૨:—"ઓર-ફીલાન કહેવા પ્રમાણે ઓછામાં ઓછાં વીસ જાતનાં ઝીણાં જનાવરો મુરદાંનાં શરીરની સપાટી ઉપર પોતાનાં ઇંડાં મુકે છે. અને તે ઇંડાંઓમાંથી જે કીડા પેદા થાય છે તેઓ તેના ભાગોને છુટા પડવામાં અને તદન નાશ પામવામાં જલદીથી મદદ કરે છે. એ પ્રાણીઓનું ઉત્પન્ન થવું સાધારણ રીતે એટલું તો જલદીથી થાય છે કે જો હવામાં ગરમી વધારે હોય તો શરીરની આખી સપાટી તથા તેનાં સઘલાં છીદ્રો ઘણાંજ જલદીથી ઇંડાં અને કીડાઓથી ભરાઇ જાય છે."

રોબર્ટની 'થિઅરી એન્ડ પ્રેકટિસ ઓફ મેડિસિન' સફે ૮૪:—"માંખીઓ અને બીજાં ઝીણાં પ્રાણીઓ પેહેલાં મુરદાં ઉપર બેશીને ત્યાંથી પછી તનદરસ્ત માણસો ઉપર બેશીને ઘણાંએક દાખલા-ઓમાં ઉડતા રોગોને ફેલાવવાનાં સાધણ થઈ પડેલાં માનવામાં આવ્યાં છે."

તુરત અને વારંવાર કરવાને અને કુતરાંને લાસનાં પગ આગળ બાંધી રાખવાને કહેલું છે, તેની મતલબખી ધારવા મેલે એજ લાગે છે, કે તે તેની ચોકી કરીને માંખને બેશવા નહીં દીએ. એજ પ્રમાણે પક્ષીઓની સગદીદ વિષે કહે છે કે જયાં સુધી તેઓ લાસ ઉપર ઉડે નહીં અથવા પોતાના છાયાથી તેને ઢાંકે નહીં ત્યાં સુધી સગદીદ થયલી ગણાય નહીં. તે ઉપરથી-બી એવી કલ્પના કરી શકાય છે, કે પક્ષીઓ તેની ઉપર ઉડવાથી માંખને તે ઉપર બેશવાનો અટકાવ થાય, અને તેથી કરીને જીવતાંઓને થતું નુકશાન ઓછું થાય. આગળા વખતમાં એ કામને વાસ્તે શિખવેલાં અથવા ચોકસ જાતનાં કુતરાં સગદીદનાં કામને લાયક ગણાતાં હશે, એવું ઉપર ટાંકેલા દાખલાઓમાં ચોકસ કુતરાંઓજ સગદીદને લાયક ગણેલાં છે, તે ઉપરથી અનુમાન કરી શકાય છે, અને તે સગોને બધો વખત અથવા ચોકસ વખતને અંતરે લાસની પાસબાની કરવા ઉપર રાખતા હશે કે તેઓ માંખ અથવા બીજાં ખરફસ્તરોથી તેની પાસબાની કરે. આજેબી જો બધો વખત લાસની આગળ સગને રહેવા દીધો હોય તો તે પસંદ કરવાજોગ ગણવાનો કાંઇએક ઝાંખો વિચાર અથોરનાનોમાં છે, અને કેટલીએક ચોપડીઓમાં તેને મળતું લખાણબી જોવામાં આવે છે. અને બધો વખત નહીં તો, ઓછામાં ઓછી બે અથવા ચાર વખત તો સગદીદ કીધા વગર જો લાસને ઠેકાણે પાડે તો તેમ કરનારા રીમન ગણાય છે. એ વિષે ઉપર કહ્યું છે તે સઘળું ધ્યાનમાં લેતાં ધારી શકાય છે કે લાસપર બેસતી માંખ અથવા બીજાં જનાવરો તેની ઉપર બેસીને અથવા હગાર નાંખીને બીજાં નુકશાન-કારક પ્રાણીઓમે જન્મ નહીં આપે તેની ચોકી કરવા તરીકે કુતરાંને કામે લગાડવાનો આગળ ચાલ હશે તેની નિશાન તરીકે સગદીદ રહી ગઇ છે.

કુતરૂં કેવી વફાદારી અને ચોંપથી જીવતાં તેમજ મુએલાં માણસની પાસબાની કરે છે તે વિષેનાં સેંહકડો દાખલા પ્રાણીઓની કુદરતી તવારીખમાં નોંધાએલા છે. અને પુરાતન જરતોસ્તીઓબી એ વફાદાર પ્રાણીને માણસનાં શરીરની પાસબાની કરવાને માંટે ઘણું અગતનું ગણતા હતા તે નીચલી નોટમાંની કથા ઉપરથીબી માલુમ પડે છે.[૮૦]†

---

૮૦. ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૫--૧૨૬; બેં૦ નં૦ ૩ સફે ૪૩:—"જ્યારે દાદાર અહુરમજદે ગયોમરદનું શરીર અલબુરજ પહાડપર બનાવ્યું ત્યારે સાત અમશાસ્પંદોને તેની પાસબાની કરવા સોંપી. અને તે સર્વજ્ઞાની સાહેબે તેઓને તાકીદ કીધી કે તમે ઘણી ચોકસી રાખજો કે એહરેમન એની ઉપર ગાલેબ નહીં થાય અને એ શરીરને ખરાબ નહીં કરે. અહુરમજદ ખોદાની તાકીદ મુજબ અમશાસ્પંદો તેની ચોકી કરતા હતા. બીજા હાથપર નાપાક એહરેમનબી તેને ખરાબ કરવાનો લાગ શોધતો હતો. પછી દૈવજોગે એવું બન્યું કે અમશાસ્પંદો ગફલતમાં રહેવાથી તે ખીઆનત ભરેલાએ તે શરીરપર કાંઇ ચીજ તેને ખરાબ કરે તેવી નાંખી. પછી જ્યારે અમશાસ્પંદોએ તે અજબ જેવી ખરાબ કરનારી ચીજને જોઇ ત્યારે તેઓ વિચારમાં પડ્યા અને સર્વજ્ઞાની સાહેબને અરજ કરવા લાગા. અહુરમજદે ફરમાવ્યું કે હું એ વિષે અગાઉથી જાણતો હતો.

સગદીદ વિષેનાં ઉપર આપેલા અવસ્તા, પેહલવી, પાજંદ અને ફારસીના સર્વે દાખલાઓ અને ધારણાઓ ઉપરથી આ બાબદ પુરી કરતાં એટલોજ સાર કહાડી શકાય છે કે અવસ્તામાં લાસને માંસાહારી કુતરાં તથા માંસાહારી પક્ષીઓને દેખાડીને ખવાડવાથી 'દરૂજે નસુશ' એટલે મુરદાંમાંથી

---

હવે તો જો કાંઇ તે શરીરપર નાંખેલું છે તેને એક ચમચાએ ઉચકીને તે શરીરની પાસે મુકો અને તેનેબી સાચવી રાખો. અમશાસ્પંદોએ તેમ કીધું. પછી સર્વજ્ઞાની સાહેબે એક અવાજ ગેબથી મારેઓ કે ઓ '**જરીન ગોશ**' (શુનેરી રંગના કાનવાલા) ! તું ઉઠ ! તેજ વખતે એક કુતરૂં પેદા થયું. તેને જોઇને શેતાન અને દેવો બીહીને દોજખમાં નાસી ગયા. પછી દાદાર અહુરમજ્દે એ કુતરાંને ગયોમરદનાં શરીરની ચોકી કરવા મુકરર કીધું."

*—જેમ પુરાતન ગ્રીક, રોમન, હીંદુ, ઓલ્ડનોરસ, ઇત્યાદિ આર્યન પ્રજાઓમાં કુદરતી બનાવો વગેરેને કવીતાઇ ઢપની વારતાઓ અને કથાઓમાં બયાન કરવાનો ચાલ હતો તેમજ પુરાતન ઈરાનીઓમાંબી તેવી કથાઓ બનાવવાનો ચાલ હતો. જેમાંની કેટલીએક કથાઓ આજ સુધી રહી ગએલી છે. જેવી કે બરફ બંધાવા બાબદની '**વફ્રોનવાજ**' ની કથા (આવાં યશત ફ૦ ૬૧-૬૬) વગેરે. એજ વર્ગની આ **જરીનગોશ** (અવસ્તા 'જઇરિ ગઓશ્મ') કુતરાંની કથાબી સમજી શકાય છે. વગર જીવની લાસમાં ખરફસ્તર દાખલ થઇને એટલેકે અવસ્તાની ઢપમાં બોલીએ તો એહરેમનની તરફનો માંખની સુરતે દાખલ થતો દરૂજે નસુશ એટલે કે ગંધભરેલાં સૂક્ષ્મોનું ફેલાવું વધી નહીં જાય તેની ચોકી રાખવાને કુતરૂં કામે લગાડવાનાં પુરાતન રેવાજની મતલબ ખુલ્લા બોલોમાં નહીં કહેતાં તેને અલંકારીક ભાષામાં એ કથાને રૂપે કહેલી છે.—રી૦ બ૦.

† દરૂજે નસુશ માંખની સુરતે આવીને મુએલાંનાં તેમજ જીવતાં રીમન માણસનાં શરીરમાં પેવશ થાય છે, તથા નાસી જાય છે, એવું જરતોસ્તી ધર્મપુસ્તકોમાં કહેલું છે અને તેની સમજણ આપણી અકલમાં ઉતરે તેવી રીતે આપવાની આ જગે અમે કોશેશ કીધી છે તે વાંચીને કદાચ કોઇ સાહેબ માંથું હલાવશે કે એ તો માત્ર અમે અમારી કલ્પનાથી સમજાવવાની તજવીજ કીધી છે. પણ દરૂજે નસુશ તો ખરેખરૂં એક બદરૂહ છે અને તેમાં ચાહે તે વખતે માંખનું રૂપ ધારણ કરવાની શક્તિ છે અથવા કાંઈ નહીં તો મૂળ અવસ્તાનો લખનાર તો એમજ માનતો હતો, તો તેવા ધણીની ખાત્રીને સારૂ જણાવવાની જરૂર છે કે અવસ્તામાં જે જે ઠેકાણે મીનોઇઓ, પછી શું ભલા કે શું ભુંડાઓને ગેતીને લગતા શારિરિક આકારો લેવાનું લખેલું છે તે તે ઠેકાણેની બાબદોના સમજણ આ બાબદ પ્રમાણે આપી શકાય છે. જેમકે ફતેહને અવસ્તામાં 'વરેથ્રઘ્ન' અને પાછલી ભાષાઓમાં 'વરહરાન' અને 'બેહેરામ' કરી કહે છે તે વિષે બેહરામ યશતમાં કહે છે કે તે પવન, ગોધો, ઘોડો, ઉંઠ, ભુંણ, માણસ, પક્ષી, મેંઢો, બકરો, અને પેહલવાન, એવાં દશ રૂપે આવે છે. હવે જો એને ઉપલાં દરૂજે નસુશનાં માંખનાં રૂપ પ્રમાણે શબ્દસઃ લઇએ તો જેબી શખ્સ બેહરામ ઇજદને આરાધે તેની સમક્ષ તે એ દશમાંનાં કોઇબી એક રૂપે પ્રત્યક્ષ આવવો જોઇએ પણ તેમ બનવું અનુભવ વિરૂદ્ધ છે. પણ એની સમજ એમ આપી શકાય છે કે પવન-આદિ કોઇબી બાકી નિમિત્ત થકી લડાઈમાં જય મલે છે. ચોપડીઓમાં આપણે વાંચીએ છેયે કે કેટલોએક વખત સુધી બે લશકરો આમન સામન સફ સમારીને લડતાં અને એકબી પોતાની જગેથી નહીં ડગતું છતાં એકાએક પવન એક બાજુએથી એક સફપર એવો જોરમાં ફુંકાએ કે તેઓની આંખો ધુલથી ભરાઇ જાય અને તેથી કરીને સાંબાં લશકરને ફત્તેહ મલે. એજ પ્રમાણે કોઇ જાનવરનાં યોગ થકી અથવા હરએક બીજાં નિમિત્તથી ફત્તેહ મલી શકે. તે વાતને રૂપકમાં દર્શાવિને એવું કહેલું છે કે બેહરામે (ફત્તેહ) અમુક રૂપે અમુક વખતે અમુક જણને મદદ કીધી હતી. અર્થાત્ કે હરેક નિમિત્તે ફતેહ મલી શકે છે. એજ પ્રમાણે બીજે જેજે ઠેકાણે મીનોઇઓને ખાકી રૂપ લેવાનાં લખાણો છે તેની સમજણ આપી શકાય.

ફેલાતા રોગોનો ઉપદ્રવ જે 'માંખની સુરતે ફેલાએ છે અથવા દૂર થાય છે' એટલે કે માંખો મુરદાંપર બેસીને તેનાં સૂક્ષ્મોને ત્યાંથી બીજી જગાઓપર લઇ જઇને તેથી થતા રોગોના ઉપદ્રવથી માણસોને નુકશાન કરે છે, તેનો છેડો આવીને તેનું નુકશાન દૂર થવાનું લખેલું છે. તે ઉપરથી પાછલા વખતમાં જ્યારે મુરદાંની લાસને કુતરાંઓને આપવાનું બંધ થયું ત્યારે એવું સમજવામાં આવ્યું કે અવસ્તામાં લાસની માંખ વગેરેથી પાસબાની કરવાને માટે તેની આગલ કુતરાંની ચોકી રાખવા કહેલી છે તેથી તે પ્રમાણે કરવાનો ચાલ પડેઓ. અને લાસની એ પ્રમાણે ચોકસી રાખવાથી અલબતે કેટલેએક દરજે દરૂજે નસુશનાં વધારે નુકશાનનો અટકાવ થઇ શકે તે ઉપરથી આગલ જતાં એવો વિચાર પેવસ થતો ગયો કે કુતરાંની નજર પાડવાથી દરૂજે નસુશ મારેલો થાય છે. તે સાથે વલી આ વીચારબી પાછલા વખતમાં દાખલ થતો ગયો કે દરૂજે નસુશ એ એક દેવ અથવા બદરૂહ છે અને કુતરાંની ચશમ પાક છે અથવા તેમાં કાંઇ એવી શક્તિ છે કે તે નજર પડવાથી તે બદરૂહ દફે થાય છે અથવા આજેજ થાય છે. તેથી કેટલાએક ચોકસ પ્રસંગોમાં તેમાં ઘણું કરીને લાસને અથવા રીમનીથી ચોખો થવાને માટે બરશનુમ નહાનાર માણસને હીલચાલ કરાવતી વખતે અથવા જગા બદલાવતી વખતે તેઓની આગળ કુતરૂં હાજર કરીને તેની નજર પાડવાનું ચાલુ થયું. એ પ્રમાણે લાસની ક્રિયામાં કુતરાંની હાજરી તથા તેનું જોવું એક અગતના ભાગ તરીકે ગણાતું ચાલીઉં. જો મુરદાંની લાસપર માંખ વગેરેના બેસવાથી તે વધારે નુકશાનકારક નહીં થઇ પડે તેટલા માટે કુતરાં પાસે જો તેની ચોકી કરાવવાની મતલબથી એ સગદીદની ક્રિયા પ્રથમમાં નીકળી હોય તો કારણ વીનાની નહીં કહેવાય.

## ૨. લાસનાં કપડાં કેવાં અને શું શું કરવાં?

ઉપર કહ્યા પ્રમાણે સ્વચ્છ અને જુનું બેવડું કપડું સાફ જમીન ઉપર બીછાવીને તેની ઉપર મરનારને મુકયા પછી અને મરનારનો જાન જવા પછી, સગદીદ કરીને ઘરમાંજ તેની લાસને સચકાર કરીને મુકવાનું કેટલીએક કેતાબોમાં નાપસંદ ગણ્યું છે, અને તે લાસને નસાખાંનાંમાં લઇ જઇને ત્યાં સચકાર કરી તથા ગેહે સારીને ત્યાંથી અવલ મંજલ પોહોંચાડવા કહ્યું છે. (એ વિષે આગળ વધારે લખવામાં આવશે). હાલ અહિં લાસને ઘરમાં અથવા નસાખાંનાંમાં સચકાર કરવી હોય તો તેને કપડાં પહેરાવવાની શું તરતીબ કરવી તે બાબદ તપાસવી છે. એ વિષે અવસ્તામાં કોઇ ઠેકાણે વિગતે લખાણ મલ્યું નથી. પણ એક ઠેકાણે નસા, હેહેર, દસ્તાન, નજજીસાત વિગેરેમાં નવાં અથવા સારાં વાપરવાજોગ કપડાંઓ વાપરવાની મનાઇ ફરમાવેલી છે. તે ઠેકાણે કહ્યું છે કે મુરદાંના કફનમાં જેમ બને તેમ સારાં

અને નવાં કપડાં નહીં વપડાય તેની સંભાળ રાખવી.[૮૧] તે ફરમાનને અનુસરીને બીજી આપણી દીનની કેતાબોમાં એવું ઠરાવ્યું છે કે લાસને જે કફન પેહરાવવામાં આવે તે જુનાં ઘસાયલાં અને ફરીથી જીવતાંઓનાં વપડાતમાં નહીં આવી શકે તેવાં હોવાં જોઇએ. તેમાંનું કપડું રદ કીધા વીના ચાલેજ નહીં તેવુંજ હોવું જોઇએ. એ ફરમાનમાં અનેક ખુબીઓ સમાએલી છે. પહેલું, વૈદકશાસ્ત્ર કહે છે કે બીજી વસ્તુઓ કરતાં કપડાંમાં હરેક મુરદાર ચીજ અથવા નીજાસતનાં સૂક્ષ્મો ભરાઇ રહીને તેમાંથી જીવતાંઓનાં શરીરોમાં પેવસ થઇને તેઓમાં ચોકસ રોગો ફેલાવવાનો વધારે સંભવ છે. એવા ઘણા દાખલા નોધાયલા છે કે જેઓમાં મુરદાંનાં અથવા રોગીનાં તનપરનાં કપડાં ધોબીએ સારી પેઠે નહીં ધોવાથી કરીને તેમાં વળગી રહેલાં સૂક્ષ્મો જેઓએ તે કપડાં લાબી મુદત બાદ પહેરેલાં તે છતાં તેઓનાં શરીરોમાં લાગુ પડીને તેઓને ચોકસ રોગોને આધીન કીધા હતા.[૮૧ક] તેથી જરતોસ્તી ધર્મમાં મુરદાંનાં સંબંધમાં જે કપડાં ફરીથી વાપડી નહીંજ શકાય તેવાં વાપડવાનું ફરમાન આપ્યું છે તે અતીશે ફાયદાકારક છે કે મુરદાનું કફન જો ફરીથી વાપડવાજોગજ નહીં હોય તો પછી તે જીવતાંઓનાં સંબંધમાં આવેજ નહીં અને તેથી કરીને તેઓમાં ચોકસ રોગો ફેલાવાનો સંભવજ નહીં રહે. બીજું, ઘસાઇ ગયલાં કપડાં

---

૮૧. ૧૦ ૫૦ ૪૦ ૬૦-૬૨:—"કેમકે અહુરમજદે કપડાંને લગતી વસ્તુઓને છોડી દેવા (નકામી ગુમાવી દેવા)ને માટે બનાવી નથી; નહીં એક 'અસ્પેરેન' (દીરમ) કીમતની અથવા નહીં એટલીબી કીમતની જેટલી કે એક કાંતનારી જુવાન સ્ત્રી છોડી દેવા જોગ એટલા પ્રમાણમાં (એટલે છોડી દેવા જોગ) (ગણીને) છોડે. અને જો તે મજદયસ્નાનો તે ગુજરેલાં ઉપર છોડી દેવા જોગ એટલા પ્રમાણમાં (કપડાંની વસ્તુ) (છોડી દેવા જોગ ગણીને) છોડે, જેટલું કે તે કાંતનારી સ્ત્રી છોડી દેવા જોગ એટલા પ્રમાણમાં (એટલે છોડી દેવા જોગ ગણીને) છોડે અને જો તે (એ કાંમ કરનાર શખ્સ) જીવતો (જીવતાં જીવત) અશો નહીં થાય (તેની તાજેશ નહીં કરે) તો મુએલો (મરે ત્યારે) તેને ઉત્તમ જીંદગી (બેહેશત) બખશાવામાં આવતું નથી."

૮૧ ક. 'ધી લાન્સેટ' નામના વૈદકશાસ્ત્રનાં સત્તાભરેલાં એક ચોપાણીયાંમાં થોડુંએકની વાતપર આ મુજબનું લખાણ આવ્યું હતું:—"કપડાં ધોવાનુ કાંમ કેટલીએક વખતે રોગ ફેલાવવામાં જે નુકશાનકારક ભાગ બજાવે છે તેનો એક દાખલો સેંટ ઓલિવની બોર્ડ ઓફ વર્કસની થોડું-એકપર મલેલી સભામાં આપવામાં આવ્યો હતો. તનદરસ્તી ખાતાંનાં અમલદારે એવો રીપોર્ટ કીધો હતો કે એક ચોકસ લતામાં 'તાઇફસ' નામનો તાવ ઘણી ધાસ્તીભરેલી રીતે ફાટી નીકળેઓ હતો. તે વિષે તજવીજ કરતાં એવું માલૂમ પડયું કે એક જુવાન સ્ત્રી જે પોતાની મા અને એક ભાઈ સાથે ત્યાંનાં એક ઘરમાં રહેતી હતી તેણી નદીને પેલે પારથી કેટલાંએક ધોવાનાં કપડાં પોતાને ઘર લાવી હતી કે જે કપડાં 'ટાઇફસ' તાવથી ખાટલે પડેલાં એક માણસે પહેડેલાં હતાં. એનું પરિણામ તરત અને અફસોસકારક માલૂમ પડયું. પેલાં ત્રણડે જણ અને બીજાં બે પડોશીઓ ઉપર તે દરદે હુમલો કીધો અને ઇસ્પીટાલમાં લઇ જવા છતાં તેઓમાંનાં ચાર જણ મરી ગયાં. તે ઘરમાં રહેવાનું એકદમ બંધ કરાવ્યું અને તેમાંનો ઘણોએક સામાન બાલી નખાવ્યો અને બોરડે બરાબર રીતે આ મોતકારક રોગ કેમ દાખલ થયો તેનાં કારણો વિષે વધારે જુસ્તેજો કરવાને પેલા અમલદાર વઇદને હુકમ કીધો."

વાપરવાની એક મતલબ એ છે કે તેઓને ફાડી લઇને લાસને વધારે ખુલ્લી કરીને ઠેકાણે પાડવાને સવલ પડે. ત્રીજું, કિમતી કપડાંનો વગર જરૂરે બિગાડ નહીં થાય. ચોથું, એ ફરમાન આપણને મગરૂરી અને ઠાલી પતરાજી છોડી દેવાનો એક કીમતી બોધ આપે છે. તે આપણને શીખાડે છે કે આ જીંદગીમાં આપણે ગમે તેટલી જાહોજલાલી અને દોરદમામ ભોગવતા હોઇએ તોપણ તે સર્વે થોડા વખતનું છે અને આપણાં દમની આખેરી સાથે તે બધું આખેર થાય છે. મરણ પછી પાદશાહ અને ફકીર એકસરખા છે. અને તેઓએ જુને અને ફાટેલે કપડે જવું છે.

કફન કેવી જાતનાં અને કેવાં રંગનાં હોવાં જોઇએ, તથા તે શું શું હોવાં જોઇએ, તે વિષેબી અવસ્તામાંથી કાંઇ લખાણ જડતું નથી. પણ કેટલીએક બીજી કેતાબો ઉપરથી માલુમ પડે છે કે લાસનાં કપડાં સુતરાઉ અથવા ઉનનાં કરવાં તથા તે સફેદ રંગનાં અને જુનાં ઘસાએલાં હોવાં જોઇએ. બીજા કોઇ રંગનાં તેમજ નવાંબી નહીં જોઇએ.[૮૨]

લાસનાં કપડાંની વીગત આ પ્રમાણે મલે છે:-માથાંનું ઢાંકણ એટલે ટોપી, સુદરેહ, લેંગો, કુસ્તી, ઉપરનું કપડું એટલે કે જામો. એટલાં કપડાં

---

૮૨. પ૦ સ૦ બુ૦ સર્દ ૫:—"એક બાબદ એ છે કે જ્યારે કોઇ ગુજરે ત્યારે કપડાં ઘણાં ઓછાં બીગાડવાં જોઇએ કેમકે નુસ્કે "દાદ" (વંદીદાદ)માં કહે છે કે 'જો તે મજદયસ્નાનો તે ગુજરેલાંપર એટલું (કપડું) છોડે કે જેટલું એક ઓરત તે પ્રમાણમાં છોડે"...................

સદદરે નસર, બાબ ૧૩ મો:—"જ્યારે કોઇ ગુજરે ત્યારે એવો હુકમ છે કે જેમ કમતર કપડાં વાપડીએ તેમ વધારે બેહેતર. એ કામમાં જુનાં ઘસાયલાં પણ ધોતાં કપડાં ઘટે. નવાં મુતલક મુરદાંનાં શરીરપર રાખવાં નહીં ઘટે. કારણ કે વંદીદાદની માએનીમાં ફરમાવે છે કે એક ઓરત એક ચાતરી ઉપર તાર ખેંચે તેટલોબી જો નવો દોરો મુરદાં ઉપર છોડે તો તે અણઘટતું છે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સર્દ ૧૪૪; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૪૭; બેં૦ નં૦ ૨ સર્દ ૧૭૧:—"ગુજરેલાંની લાસનાં કફન રૂનાં અથવા ઉનનાં જે કાંઇ હોય તે રવા છે પણ તે જુનાં અને ઘસાયલાં જોઇએ."

બેં૦ નં૦ ૨૦ સર્દ ૩૪૧:—"સવાલ—લાસને કપડાં પેહેરાવવા વિષે—જવાબ—રૂનાં કપડાં જે શીઆવમાં દરૂનની સાથે ઇજ્યાં હોય અને જુનાં થઇ ગયાં હોય તે ઘટે છે."

બ૦ કા૦ ૨ સર્દ ૪૭:—"જ્યારે કોઇ ગુજરે ત્યારે જેમ બને તેમ ઘણી જુની ચીજો 'અકાર' થાય (બોગાડ થાય) તેમ કરવું બેહેતર છે. એટલે કે કફનનાં કપડાં રૂનાં દરૂનપર ઇંજેલાં પણ જુનાં ઘસાયલાં અને ધોએલાં હોય તે વાપડવાં જોઇએ. તેમાં કોઇબી ભાગ નવો નહીં જોઇએ. વંદીદાદનાં અર્થમાં એવું ફરમાવેલું છે......"

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સર્દ ૪૧; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૯૧:—"જાણવું કે જે લાસને દુખમામાં મુકે તેની છાતી ઉપરનાં કપડાંને ફાડી નાંખવું જોઇએ. કફનને ફાડી નાંખવાની મતલબ એ છે કે પક્ષીઓ તે લાસની ચાશની કરે જેથી કરીને તે લાસનો જલદીથી નીકાળ આવે. જેમ જલદીથી લાસનો નીકાળ આવે તેમ વધારે સારૂં."

ઇ૦ ૨૦ દા૦ હો૦ સર્દ ૧૧૦; બેં૦ નં૦ ૩ સર્દ ૨૮:—"મુરદાંનાં કફન રૂનાં અથવા ઉનનાં જે હોય તે ચાલે. પણ તે જુનાં ઘસાએલાં અને ચોખાં હોવાં જોઇએ."

ઉપરાંત કેટલાએકોનાં મત પ્રમાણે મોહડાં ઉપર પદાન બાંધવાનું છે અને બીજાઓનાં મત પ્રમાણે મોહડું ઉઘાડું રાખવાનું છે. પાછલાઓ એવું કારણ બતાવે છે કે લાસનાં આખા ચેહેરાને સગદીદ કરવી જોઇએ અને તેટલા માટે તેને આખો ઉઘાડો રાખવો જોઇએ.[૮૩] એ વિષે આગલા વખતમાં તકરાર થઇ હશે ત્યારે કોઇ શખ્સ અથવા શખ્સોએ પદાન બાંધવાની તરફેણમાં વંદીદાદની ૧૮ મી પરગરદની શરૂઆતનાં કેટલાંએક ફકરા ટાંકી બતાવ્યા હશે કે તે ફકરાઓમાં લાસને પદાન બાંધવાનું ફરમાન આવેલું છે. પણ ખરેખર તેમ કાંઇ નથી. તે ફકરાઓમાં તો કેટલાએક અથોરનાનો દીનનો એલમ શીખ્યા વગર ઠગાઇથી પદાન બાંધે છે તેઓને અથોરનાન તરીકે નહીં ગણવાનું કહેલું છે. તેથી એ ફકરા ઉપરથી અવસ્તામાં લાસને પદાન બાંધવાનું ફરમાન આવેલું છે એમ કેહેવું તદન ખોટું છે.[૮૪] વળી કેટલીએક કેતાબોમાં લખે છે કે લાસને તદન

---

૮૩. બે૦ નં૦ ૩ સફે ૨૦:—"જયારે લાસને કપડાં પેહેરાવે ત્યારે આ બાબદની ઘણી ચાંપ રાખવી કે તેની આંખો, નાંખ, અને આખો ચેહેરો ખુલ્લો રહે. જો તે બધું કુતરાંનાં જોવામાં આવે તોજ સગદીદ થાય."

૮૪. પે૦ ૧૦ દી૦ સફે ૧૩૮:—"એક બાબદ એ છે કે જે કોઈ ગુજરે તેનાં ગુજરેલાં તન ઉપર જુનું કફન આપવું અને નાખ ઉપર પદાન બાંધવું કે રવાનને વધારે આસાન થાય. જેમકે અવસ્તાથી જાહેર છે કે હોરમજદે એ પ્રમાણે હું સ્પેતમાન જરતોરતને કહ્યું છે કે ગુજરેલાંની લાસ ઉપર ચોખાં વસ્ત્ર આપવાં. તે આ પ્રમાણે-પેહેલું માથાનું ઢાંકણ એટલે કે ટોપી, બીજું સદરો, ત્રીજું લેંઘો, ચોથું કુસ્તી બાંધે, પાંચમું 'ઝરેહ' એટલે કે ઉપરનું કપડું, છઠું પદાન,"

પે૦ રા૦ બુ૦ સફે ૬૫:—"એક બાબદ એ છે કે કોઇ ગુજરી જાય ત્યારે કફનમાં પદાન અને કુસ્તી અને જામો પેહેરાવવાં જોઇએ. કે દાદારની દીનની પાકીમાં છે કે તે રવાન ખુશીથી રાસ્ત લોકોની મીનોઇ જેહાનમાં જાય."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૬૪:—"આદરબાદ મારેસ્પંદે કહ્યું છે કે હરકોઇ ગુજરે ત્યારે પદાન અને કપડાં 'દાસરાન' (શીઆવમાં ઇજાઇ, વપડાઇને જુનાં થયાં હોય તે)માંથી સારી પેઠે કરવાં કે તે રવાનને વધારે આશાની થાય."

* આ ફકરો કોઇએ અસલ કેતાબને છેડે ઉમેરેલો માલૂમ પડે છે. કદાચ એની મતલબ મરનારનાં ચેહારમની રાતે શીઆવ ઇંજાવવાનીબી હોય. કેમકે એનો તરજુમો નીચે મુજબ થઇ શકે છે:—"આદરબાદ મારેસ્પંદે કહ્યું છે કે હરકોઇ ગુજરે ત્યારે 'દાસરાન' (મરનારનાં ચેહારમની રાતે કરવાનાં દાનો મધે)થી પદાન અને કપડાં સારી પેઠે કરવાં કે તે રવાનને વધારે આસાની થાય."— રાં૦ બ૦

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૨૩ સફે ૧૮૫:—"આદરબાદ મારેસ્પંદે કહ્યું છે કે જ્યારે કોઇ શખ્સ ગુજરી જાય ત્યારે પવિત્રાઇથી પદાન સારી પેઠે પેહેરાવવું કે તેથી રવાનને વધારે આસાંની થાય છે."

દ૦ સો૦ રૂ૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૬૫:—"માણસ મરી જાય ત્યારે નીરંગ અને પાણીથી પાક કરવું, કપડાં પેહેરાવવાં, કુસ્તી બાંધવી. પદાનનો બંધ દરૂસ્ત (નહીં ?) કરવો. આંખ અને પેશાનીને સગદીદ કરવી. પછી ગેહાનમાં મુકીને દખમે લઇ જવું. ત્રણ ટોલાઓને પદાન (નહીં ?) ફરમાવવું. અથોરનાન, રથેસ્તાર, અને વાશતરીઓશ એ ત્રણને (નહીં ?) ફરમાવવું. હતોખશને

ઢાંકીને સગદીદ કરવી નહીં અથવા લઇ જવી નહીં તેથીબી લાસનું મોહડું ખુલ્લું રાખવાના મતને ટેકો મળી શકે છે. જોકે ઉપર કહ્યા પ્રમાણે લાસને શું કપડાં પેહેરાવવા અને શું નહીં પેહેરાવવાં તે વિષે અવસ્તામાંથી કાંઇ જડતું નથી તોપણ લાસને જે કપડાં પેહેરાવવામાં આવે છે તેની તરતીબ જોતાં માલૂમ પડે છે કે જેમ અને તેમ શરીરને ઢાંકવાની તજવીજ વધારે રાખેલી છે કે તે ઉપર માંખ અથવા બીજા ખરફસ્તરો નહીં બેશે. બીજું એ કે લાસનાં ઉઘાડાં શરીરને જીવતાં આદમીનાં શરીરનો ઉઘાડો ભાગ નહીં લાગે તે વિષે ઘણી સંભાળ રાખવા કહેલું છે.[૮૫] એ બન્ને કાનુનો ઉપર નજર પોંહોચાડતાં જણાય છે કે ચેહરાના થોડા ભાગનેબી જો ઢાંકયો હોય તો તે ઢાંકવાની મતલબને મળતું જ આવે. એ પ્રમાણે જોકે અવસ્તામાં ગુજરેલાંની લાસનાં મોહડાંપર પદાન બાંધવું કે નહીં બાંધવું તે વિષે કાંઇબી પાધરૂં અથવા આડકતરૂં લખાણ જડતું નથી તોપણ પાછલી કેતાબોના જેટલા દાખલા અમે એકઠા કીધા છે તેઓ ઉપરથી તથા આપણા ધર્મના નસાની તરતીબ વિષેનાં કાનુનો તપાસવા ઉપરથી માલૂમ પડે છે કે લાસને પદાન બાંધવાના રેવાજની તરફેણ તેમજ વિરૂદ્ધમાં શહાદતો મળી શકે છે.

---

પદાન રવા (નહીં ?) છે. દસ્તુરો અને મોબેદો........ (આ ફકરામાં પાછલથી કોઇએ વધારઘટાર કરવાનો મજબુત સંદેહ પડે છે—શે૦ બ૦).

બ૦ કા૦ ર૦ સફે ૧૭૬, ૧૭૭; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૦૫:—"અને જ્યારે લાસને દાદગાહે લઈ જાય ત્યારે સઘલું ઢાંકેલું જોઇએ. કેમકે ઢાંકેલું નહીં હોય તો ભારી ગુનાહ છે."

ફા૦ વ૦ દી૦ સફે ૭૩-૭૪:—"(વંદીદાદની ૧૮ મી પરગરદમાં અવસ્તામાં કેટલાક અથોરનાનો દીનનો એલમ શીખ્યા વગર ખોટી રીતે ધર્મનાં કામો કરે છે અને દગાઇથી **પદાન બાંધે છે** તેઓને અથોરનાન તરીકે નહીં ગણવા એવું દાદાર અહુરમજદે અશો જરતોસ્તને ફરમાવેલું છે તે પદો ઉપરથી કોઇએ એવી સમજ ઉઠાવી હશે કે એ ઉપરથી ગુજરેલાંને પદાન બાંધવું વાજેબ ઠરે છે. પણ તે સમજવું ખોટું છે એવું જણાવતાં ફારસી વજર કરદનો લખનાર કહે છે કે) 'એટલે કે કોઈ શખ્સે દીનની રાહે આરાધના નહીં કીધી હોય અને એવું કહે કે હું આરાધના કરનાર અથોરનાન છું તો તે શખ્સને અથોરનાન નહીં કેહવાને અશો અહુરમજદે ફરમાવ્યું છે. પણ આ જગોએ ગુજરેલાંને પદાન બાંધવું એવી બાબદની તકરાર નથી. અને અથોરનાનો જેઓ આરાધના કરે છે તેઓએ પદાન બાંધવું વાજેબ છે. તેનું કારણ એ કે તેથી મોહડામાંનાં છાંટા બરશમ અને બીજી પાક ચીજો ઉપર નહીં જાય અને તેથી તેઓ નાપાક નહીં થાય. પણ ગુજરેલાંને પદાન બાંધવા ફરમાવ્યું નથી. અને એવું કોણ છે કે પદાનનો અર્થ સઘળાં આદમીઓ કરી થાય છે એમ કરે છે?"

દ૦ સો૦ ર૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૦૬:—મુએલાં માણસને કપડાં પેહેરાવીને કુસ્તી બાંધવી. પણ પદાન નહીં બાંધવું. આંખ અને પેશાનીને સગદીદ કરવી."

૮૫. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૨૧:—"અને જો ખુલ્લા હાથ અથવા શરીરનો કોઈ ખુલ્લો ભાગ લાસનાં ખુલ્લા ભાગને લાગે તો જોર સાથે બરશનુમ લેવું ઘટે. એટલામાટે કે જો નસાનો કોઇ અવયવ અથવા તેની રસી જોર છતાં આલુદેહ થાય તો તે એ પ્રમાણે છે કે જેમ કોઇને રીમન હોવાનો શક આપણે રાખતા હોઇએ તેમ."

## નસાસાલાર તથા ખાંધીઆઓનાં કપડાં વિષે.

ઘણી વખતે આપણા જોવામાં આવે છે કે કોઇને ત્યાં મરણ થાય છે તેને ત્યાંથી નસાસાલારો તથા ખાંધીઆઓને નવી કપડાંની જોડીઓ પેહેરવાને આપવામાં આવે છે. પણ એ કપડાંનો ખરચ અથવા બીગાડ જરૂર કરવોજ જોઇએ એવું આપણા જરતોસ્તી ધર્મનું ફરમાન નથી. બલકે એ ધર્મનાં કાનુન મુજબ જેમ લાસને જુનાં અને જરૂર જેટલાંજ કપડાં પેહેરાવીને તે કપડાંની મારફતે ફેલાતા રોગોનો અટકાવ કરવાનું અને અણઘટતો બીગાડ નહીં કરવાનું કહ્યું છે તેમજ લાસને લઇ જનારાઓનેબી જુનાંજ કપડાં પેહેરાવવાનું અને તે કપડાં જુદાં રાખી મુકવાનું જોકે અવસ્તામાં નથી તોપણ પાછલી કેટલીએક કેતાબોમાં લખે છે.[૮૬] જોકે લાસનાં સંબંધમાં આવનારાઓને જુનાંજ કપડાં પેહેરાવવાનું આપણી દીનને લગતી પાછલી કેતાબોમાંજ છે તોપણ તે ધર્મનાં મૂળ કાનુનને મળતું છે અને તેની મતલબને આજનું સુધરેલું વૈદકબી કેટલોક ટેકો આપે છે.[૮૭]

### કપડાં પેહેરાવનાર તથા લાસને ઠેકાણે પાડનાર કોણ અને કેવા જોઇએ?

કપડાં પેહેરાવનાર આપણી તરફ ઘણું કરીને મરદોજ હોય છે. પણ એક ઘણી પાછલી ફારસી કેતાબમાં કહે છે કે મરનાર ઓરતોને મરદ કપડાં પહેરાવે તે બેમુલાહજાભરેલું છે તેથી ઓરતોએ ઓરતોને અને મરદોએ મરદોને કપડાં પેહેરાવવાં જોઇએ.[૮૮] તે ચોપડીમાં જણાવ્યા

---

૮૬. સદદરે નસર બાબ ૬૮:—"જેઓ ગુજરેલાંની લાસને દાદગાહે લઇ જાય તેઓને ઘટે છે કે એ કામ કરતી વખતે પેહેરવા માટે જુદી બેહુ જનની કપડાંની જોડીઓ કરી મેલે, તે કપડાંને એક ઠેકાણે મુકી રાખવાં."

બે૦ ન૦ ૨ સફે ૯૬–૯૭:—"પછી પેવંદનાં કકડે કકડા કરવા અને પેતાવાનાબી કકડે કકડા કરવા. અને તે સઘળું જમીનની નીચે દાટવું. નસાસાલારે કપડાં લઇ જવાં અને એક ઘરમાં જુદાં મુકી રાખવાં, પોતે સઘલાં બદનને નીરંગે તર કરીને સુકવવું પછી પાણીએ નાહાવું. તેજ પ્રમાણે બીજાએ પેલાં કપડાંનેબી નીરંગે તર કરી સુકવી અને પાણીથી ધોઇને ઘર લઈ જવાં. અને પોતે નીરંગ પાણીથી નાહાવું."

ઇઠો૦ સવાલ ૫૩ મો:—"નસાસાલારને નવાં કપડાં આપવાં જોઇએ કે નહીં? હીંદુસ્તાનમાં નવાં પેહેરાવે છે."–જવાબ"–"નસાસાલારને નવાં કપડાં નહીં પેહેરાવવાં જોઇએ એવું દીનનું ફરમાન છે. તેઓને જુનાં અને ઘસાયલાં કપડાં પેહેરાવવાં જોઇએ. (સરખાવો વ૦ ૩ ફ૦ ૧૯—રી૦ બ૦)."

૮૭. રોબર્ટની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૯૨—"તેઓએ એવાં કપડાં પહેરવાં જોઇએ કે જેને ઉડતા રોગનાં સૂક્ષ્મો સેહેલાઇથી વલગી નહીં રહે, અને તેઓએ જેમ બને તેમ તનદરૂસ્ત માણસો પાસે ઘણું થોડું જવું જોઇએ."

૮૮. ઇઠો૦ સવાલ ૭૫ મો:—અહિયાં હિંદુસ્તાનમાં ઓરત જવાન અથવા બુધી મરણ પામે છે, ત્યારે તેને બે મરદો કપડાં પહેરાવે છે તે વખતે તેણીનું આંગ ખુલ્લું થાય છે, તે શરમ અને લાજથી ઉલટું છે. વાસ્તે જો ઓરતો ઓરતોને કફન પહેરાવે તો તે દીનની રાહે રવા છે? ઈરાંનમાં એ વિષે કેવો ચાલ છે તે અમોને લખી જણાવવું."—જવાબ—"ઓરતોને ઓરતેજ કફન પહેરાવવું

મુજબ આજે ઇરાનનાં જરતોસ્તીઓમાં મરનાર મરદને મરદો અને મરનાર ઓરતને ઓરતો કપડાં પહેરાવે છે એવું સાંભલવામાં આવે છે. અને કેટલીક આપણી દીનને લગતી પહેલવી તથા ફારસી કેતાબોમાં કહે છે કે લાસને ઠેકાણે પાડવાનાં કામમાં જો મરદો નહીં મલી આવે તો નાચારે એક મરદ અને એક ઓરતે અથવા બેઉ ઓરતોએ અથવા બે છોકરાઓએ અથવા એક મોટાં માણુસે અને એક છોકરાએ, જેમ બની આવે તેમ, લાસને ઠેકાણે પાડવી.[૮૯] તોપણ તે નાચારીને વખતેજ કરવાનું જાણવું. જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તો જોરાવર મરદોએજ એ કામ કરવું, અને નાજુક અબળાઓને તથા બચાંઓને વેગળાં રાખવાં તેમાંજ તેઓનાં હકમાં ફાયદો છે.

### ૩. લાસને કપડાં કેમ પેહરાવવાં?

લાસનાં નસાનાં કોઇબી ખુલ્લા ભાગને કોઇબી જીવતાં માણસનો ખુલ્લો અવયવ લાગે તો તે માણસને અવસ્તા તથા દીનની બીજી કેતાબોની રૂએ 'હમરીદ' કરી કહ્યો છે, અને જો કપડાંનાં અથવા બીજા પેવંદથી અડકે તો તેને 'પતરીદ' કરી કહ્યો છે. પતરીદ કરતાં હમરીદને વધારે રીમન ગણેલો છે. કેમકે પતરીદ આડકતરો સંયોગ કરે છે. પણ હમરીદ પાધરો સંયોગ કરે છે. હવે લાસને કપડાં કેમ પહેરાવવાં તે વિષેનું બ્યાન અવસ્તામાં મળતું નથી, તોપણ લાસને કપડાં પહેરાવતાં અથવા ઉચકમેલ

---

જોઈએ, મરદ નહીં જોઇએ. બે ઓરતોએ પેવંદ કરી બાજ લઇને પછી તે મરનારને કફન પહેરાવવાં. લાંબી મુદત થઈ ઈરાનમાં એવો ચાલ છે કે ઓરતોને ઓરતોજ કપડાં પહેરાવે છે અને મરદોને મરદો."

૮૯. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૩:—"એક (લાસ)નેબી એક માણુસે નહીં લઈ જવી ઘટે. (નાચારીથી) જો એક માણુસ અને એક કુતરૂં (જોર થાએ) તો ચાલે. આઠથી વધારે વરસની ઉમરનાં બે છોકરા જેઓ (નસાની) 'પરહેજ' સમજે તેવા હોય તો (તે કામમાં) ચાલે. દશતાન વગરની અથવા નસાને નહીં અડકેલી એક ઓરત અથવા એક મરદ, એક ઓરત કે આઠ વરસની ઉમરનું એક બચું (ગમે તે બે જણુ નાચારે પેવંદ કરીને લાસને ઠેકાણે પાડે તો તે) ચાલે."

બ૦ દા૦ ૨૦ સફે ૧૭૭; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨, સફે ૨૧૧:—"જે કોઇકે નસાને અલગ રીતે ઠેકાણે પાડી જાણે તે જો તેને લઇ જાય તો ઘટે છે. નસાને બે મરદોએ ઉઠાવવો ઘટે છે. અને જો બે ઓરતો હોય અને કાંઇ ધાસ્તી હોય તો તેઓ નહીં ઘટે. અને જો નસાસાલારનું કામ કરનારી ઓરત નાપાક હોય તો તેઓ નહીં ઘટે. જો આઠ વરસનો છોકરો હોય તો નાચારે તેબી નસાસાલાર સાથે પેવંદ કરી શકે. અને જો બે મરદો હોય, અથવા એક ઓરત અને એક મરદ હોય, અથવા બંધે ઓરતો હોય, અને તે નાચારીને સબબે તેઓ લઈ જાય તો ઘટે, અને જો દશ્તાનવાલી ઓરત હોય તો તેબી ઘટે, અથવા બંધે ઓરત દશ્તાનવાલી હોય તો તેબી ઘટે. અને બે 'નસહત' એટલે જે ઓરતે મુવેલું બચું જણ્યું હોય, તેઓ હોય તો નાચારીને સબબે જો તેઓ ઉઠાવી લઇ જાય તો તેબી ઘટે. જો આઠ આઠ વરસના બે છોકરા હોય; કે જેઓ હેહેર અને નસાની પરહેજ બરાબર જાણતા હોય, તેઓબી જો લઇ જાય તો ઘટે. અને જો એક મરદ અને એક આઠ વરસનો છોકરો લાસને ઘટતી જગાએ લઇ જાય તો તેબી ઘટે. આ સઘળું જે મેં કહ્યું છે તે નાચારીને સબબે જાણવું. નાચારીથી તેઓ દુખમે લઈ જાય તો ઘટે."

કરતાં તેની સાથે પાધરો સંયોગ નહીં થાય તો તેથી અડકનારને એક સાહુચેતી તરીકે ફાયદો છે. એટલા માટે દીનની બીજી કેતાબોમાં લાસને અડકનારાઓએ તેનાં કોઇબી ઉઘાડા ભાગને પોતાના ખુલ્લા હાથથી જેમ અને તેમ અડકવું નહીં, પણ પોતાનાં હાથે બેવડાં કપડાંનાં પેતાવા બાંધીને તેમજ પોતાનાં શરીરનાં બધા ભાગોને જેટલાં ઢંકાય તેટલા ઢાંકીને અડકવું એવી તાકીદ કીધી છે.[૯૦] ફકત એકજ ચોપડીમાં લખે છે કે ખુલ્લે હાથે લાસને અડકનાર રીમન ગણાય નહીં.[૯૧]

## ૪. લાસનાં બંધ બાંધવા વિષે.

કપડાં પહેરાવ્યા પછી લાસનાં હાથો અને પગોથી જેમ અને તેમ વધારે લાંબી પોહળી જગા નહીં રોકાય તેમ થવું લાસની તરતીબનાં કાનુનોની મતલબને મળતું છે. લાસને જેમ અને તેમ બીજી ચીજો સાથે નહીં મળવા દેવાની તથા અલગ રાખવાની રીતી તરફ જોતાં માલૂમ પડે છે કે તેને ચોકસ જગાઓએથી બાંધી રાખી હોય. તો તેને ઉંચકમેલ કરતાં બીજી ચીજોને તેના હાથ કે પગ લાગે નહીં, તેટલા માટે કેટલાક બંધો બાંધવાનું ઠરાવેલું લાગે છે. એ બંધો બાંધીને ઘરમાં લાસને મુકવા વિષે અવસ્તામાં કોઇ જગે લખાણ અમુને જડયું નથી. પણ રેવાજમાં પાંચ બંધ બંધાય છે, તે આ પ્રમાણે:–ગરદનનો, બંધે હાથોનો, કમરનો, બંધે ગુઠણો, જો વાલે તો બંધે ગુઠણોનાં બે, પણ જો પગ લાંબા રાખે તો ગુઠણ આગળનો

---

૯૦. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૨૨:—"બાબ ૭૫ મો—જે શખ્સો લાસને દાદગાહે લઇ જાય તેઓએ બંધે હાથે 'દસ્તજામે' (દસ્તાના) પેહેરવાં."

બે૦ નં૦ ૨૦ સફે ૯૫-૯૬:—"બે શક્તીવાલા બેહદીનોએ (એ કામ) કરવું. એક લાંબી દોરડી લેઇને પેવંદ બાંધવું. અને ચાર પેતાવા શીવવા–દરેક જણે એક એકને હાથમાં પેહેરવા. તેને મજબુત બાંધવા પછી સરોશબાજ અશહે સુધી બાજ ધરીને મોહડું બંધ રાખવું."

સફે ૧૪૪:—"બે નસાસાલારોએ હમજોર અને હમપેવંદ થવું, અને હાથ ઉપર કપડું બાંધવું."

દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૨૦ સફે ૧૫૩:—"સવાલ–કોઈ શખ્સ લાસને લઇ જાય તેનો હાથ અથવા કોઇ અવયવ અથવા કપડાં ઉઘાડી લાસને લાગે, અથવા તેની રસીથી આલુદેહ થાય. તો તે વિષે શું હોકમ છે?–જવાબ–જે કપડું કે આલુદેહ થયું હોય અથવા ઉઘાડી લાસને લાગું હોય તે કપડું 'અકાર' (કામમાં નહીં આવે એવું) થાય છે. અને જો શરીરનો કોઇ અવયવ અથવા ખુલ્લો હાથ ખુલ્લા નસાને લાગે તો પોતાના હમજોર સાથે બરશનુમ કરવું જોઇએ. એટલા માટે કે જો કોઇ અવયવ લાસની રસીથી આલુદેહ થયો હોય, તો તેનાં હમજોર સાથે તે એવો થાય છે કે જેમ કોઇ શખ્સ ગુમાનથી રીમન થયો હોય."

૯૧. બે૦ નં૦ ૩ સફે ૧૬:—કોઇ નસાસાલારનો ખુલ્લો હાથ ખુલ્લી લાસને લાગે તો તે રીમન થતો નથી અને જો નસાસાલારે પેહરેલું કપડું લાસની રસીથી તર થયું હોય, તો જે કપડાંને લાસની રસી લાગેલી હોય, તે કપડુંજ ફકત કામમાં નહીં આવે, તેથી તેને પરહેજવું જોઇએ. પણ નસાસાલારનાં શરીરમાં જે કપડાં હોય તે પાક ગણાય. કારણકે તેઓ (નસાસાલારો) હમપેવંદ છે. જો નસાસાલારનાં શરીરનો કોઇ ભાગ રસીથી આલુદેહ થાય, તો તેને ગાવનાં નીરંગથી ધોવો. તે રીમન થતો નથી કારણકે તેઓ હમપેવંદ છે."

એક, અને પગનાં અંગોઠાઓનો એક. એ બંધ બાંધવાની મતલબ લાસને ઉંચકમેલ કરતી વખતે તેના હાથ પગ નસાસાલારો તથા ખાંધીઆઓ અથવા આસપાસનાં માણસો અથવા ચીજોને લાગે તેનો અટકાવ કરવાની દેખાય છે. અથવા તો વંદીદાદની છઠી પરગરદની સેવટે આવેલા એક ફકરામાં લાસને સેવટની જગાએ લઇ જઇને એક ચોકસ રીતે બાંધીને માંસાહારી જાનવરો પાસે ખવાડવાનું કહ્યું છે તે ઉપરથી એ રીત નિકળી હોય.

લાસના પગ વાળવા કે લાંબા રાખવા તે વિષે અવસ્તામાં કોઇ ઠેકાણે ખુલ્લું લખેલું મળ્યું નથી. પાછલી કેતાબોમાંની કેટલીએકોમાં વાળવાનું લખ્યું છે અને કેટલીએકમાં લાંબા રાખવાનું લખેલું છે.[૯૨]

વંદીદાદની પાંચમી પરગરદમાં (૧૦–૧૪) એક બાબદ આવેલી છે, તેમાં શિયાળાની રૂતુની સખતાઇ, વરસાદ, બરફ, કરાં, વાવીજોડું, અથવા હરેક બીજી આફતે સમાવી વખતે લાસને તેની સેવટની જગાએ લઇ જઇ નહીં શકાય, ત્યારે ઘરમાં અથવા મોહલ્લામાં તેને વિષે 'કત' નામની એક અલાહેદી ચોકસ રીતની જગા બનાવીને તેમાં તેને રાખવાનું કહેલું છે, તે બાબદના અવસ્તા ઉપરથી લાસનાં પગ લાંબા અથવા ટુંકા રાખવાની મતલબ નીકળે છે, એવું આપણા લોકો સમજતા આવેલા છે. પણ તે બાબદને આ બાબદ સાથે કશો સંબંધ હોય એવું અમુને ખુલ્લું જણાતું નથી. તોપણ પગ વાલવાની તરફેણ કરનારાઓમાંનાં એકને મોંહડેથી આ રેવાજના ટેકામાં આ એક દલીલ અમે સાંભળી છે કે ગુજરેલાંનાં પગ વાળવાથી જેમ બને તેમ ઓછી જમીન કષની જગામાં તેમજ દખમાંની જગામાં રોકાય છે કે જેથી નસાના સંબંધમાં જેમ બને તેમ ઓછી જમીન વાપડવાનો જરતોસ્તી ધર્મનો કાનુન જલવાય છે તે કેટલેએક દરજે મુઆફક દેખાય છે. બીજા હાથપર ગુજરેલાંનાં પગ લાંબા રાખનારાઓએ પોતાનાં રેવાજની તરફેણમાં હેવી કોઇ દલીલ આપેલી કોઇ કેતાબમાં અથવા કોઇને મોહડેથી અમારા જાણવામાં આવી નથી. બીજું, એક પાછલા વખતની ફારસી રવાયતમાં નાંધલી ગેહાનની લંબાઇ ત્રણ હાથ પુર રાખવા કહી છે

---

૯૨. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૧૦૦; દ૦ શો૦ રૂ૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૮:– "જે માણુસ મરણ પામે તેના પગ વાલવા જોઇએ લાંબા નહીં રાખવા જોઈએ."

જુ૦ મો૦ ર૦ સફે ૫૩; ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૯૩, ૧૩૬; દ૦ શો૦ રૂ૦ નં૦ ૧ સફે ૧૯; બ૦ કા૦ ર૦ સફે ૧૯૧:—"જે માણસો મરણ પામે તેઓના પગ વાળવા જોઇએ. લાંબા નહીં રાખવા જોઇએ,"

દા૦ હો૦ ર૦ સફે ૧૨૮:—"દુખમાંમાં જે મુરદાને લઈ જાય તેના પગ વાળવા જોઈએ લાંબા નહીં રાખવા જોઇએ."

"બીજું. જે માણુસો કે મરણ પામે તેઓના પગ વાળવા જોઇએ લાંબા નહીં રાખવા જોઇએ."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૭:—"જે માણુસ મરણ પામે તેઓના પગ લાંબા કરવા જોઇએ વાલવા નહીં જોઇએ."

તથા બચાંને લઇ જવાનાં પતરાંની લંબાઇ એક ગજ અને છ તસુ પુર રાખવા કહી છે તેપરથીબી ગુજરેલાંનાં પગ વાલવા કે લાંબાં રાખવા તે વિષે કાંઇ અનુમાન કરાય છે.[૯૩]

૫. ઘરમાં અથવા નસાખાનાંમાં લાસને શા ઉપર મુકવી ?

આપણે ઉપર જોયું કે લાસને જેમ બને તેમ અલગ રાખીને ઠેકાણે પાડવાનું જરતોસ્તી ધર્મમાં પસંદ કીધું છે. તેને જમીનનેબી લાગવા દેવાનું જરતોસ્તી ધર્મમાં નાપસંદ કીધું છે. અને તેની સાહુચેતીને સારૂ એવડું કપડું જમીન ઉપર બીછાવીને તે ઉપર મરનારને મુકવાને ઉપર કહેલું છે. પણ તે તેને જુનાં કપડાં પેહરાવીને સચકાર કરે તેટલી થોડી-વારને સારૂજ જાણવું. કપડાં પેહેરાવીને તથા બંધ બાંધીને તેને પત્થરની લાદી ઉપર અથવા સુકી મટોડીનાં ઢેફાં બીછાવીને એક જાતનું જમીનથી અતરંગ તખ્ત અથવા ઓટલી બનાવીને તે ઉપર હાલમાં મુકવામાં આવે છે, તે અલબતે આખી ક્રિયાની જોડેલી ગોઠવણ ઉપર નીગાહ પોંહોચાડતાં ઘણું જ દરૂસ્ત છે, કેમકે એમ કરવાથી લાસ જમીનથી વધારે પાસે પાસે હોવાથી કરીને લાસનાં સૂક્ષ્મોની અસર તેમાં તથા જમીનમાં વધારે લાગુ પડતી નથી. એજ પ્રમાણે જમીનથી અલગ તખ્ત ઉપર અડચણની વખતે લાસને મુકી રાખવાનું ફરમાન વંદીદાદની આઠમી પરગરદમાં આવેલુંબી છે, જે બીના આગળ આવશે.

જો કે આટલીબધી સાહુચેતીથી લાસને અલગ ઘરમાં મુકવામાં આવે છે, તોબી એથીબી વધારે સાહુચેતી રહે, અને મુરદાંની કોહોતી અને રોગ ફેલા-વતી લાસ જીવતાંઓનાં રહેવાનાં ઘરમાં જેમ બને તેમ થોડોવાર રહે એવી મતલબથી પાછલા વખતમાંઆપણા લોકોએ તેમાં ખસુસ કરીને ઇરાનવાસી જરતોસ્તીઓએ એવો નિયમ કીધેલો લાગે છે કે જેવું એક આદમી ગુજરી જાય કે તુરત તેને ગામને પાદરે અથવા જો તેમ નહીં બની શકે તો જેમ બને તેમ એક અલગ જગાએ મોહલામાં (અથવા જો ઘરનાં યાર્ડમાં એલા-હેદું બની શકે તો ત્યાં) એ કારણને માટે બનાવી મુકેલા એક કોટ અથવા ગુમબજમાં લેઇ જઇને ઉપલી તરતીબથી ત્યાં મુકવું, અને ત્યાં ગેહસારવા વગેરેની ક્રિયા કરીને ત્યાંથી તેને બહારો બાહારજ છેલી જગાએ પોંહચા-ડવું. એમ કરવાને મુરદાંને 'કષ' કરવું, અથવા 'કષ'માં મુકવું કરી કહ્યું

---

૯૩. ઇ૦ ર૦ દા૦ હો૦ સદ૨ ૧૪૩:—"નાંધલી ગેહાન........લંબાઇમાં સાડાચાર હાથની બનાવવી. તે ગેહાન ઉચકવાને સારૂ બે દાંડા બેહુ તરફ અરધા હાથ (થી ઝાઝા) નહીં રાખવા. એટલે કે દરએક તરફ નવ નવ તસુ રાખવો. તેઓની **વચેની લંબાઇ ત્રણ હાથપુર** અને જુમલે લંબાઇ સાડાચાર હાથ રાખવી."

"બીજું, બચાંને લઇ- જવાનો કઠોડો......**એક ગજ અને છ તસુની** લંબાઇનો કરવો. અને તે **અરધો ગજ પોહલો** કરવો.

છે; તથા તે ઠરાવેલાં મકાનને 'નસાખાનેહ' (નસાખાનું) અથવા 'જાદેમરગ' (ફા૦ 'જાએમરગ=મોતની જગા ?) કરી કહી છે. અને તે કોટમાં લાસ મુકે તેની ઉપર લાકડાંનું છાપરૂં નહીં, પણ પથ્થર, છોં, અથવા એવીજ કોઇ વસ્તુનાં બે ત્રણ ગુંબજો કરી લેવા કહ્યું છે. એજ પ્રમાણે આજેબી ઇરાનમાં મરનારને 'જાદેમરગ'માં લઇ જઇને ઉપલી તરતીબથી મુકવામાં આવે છે, એવું ઇરાનીઓ કહે છે. વલી સાંભળવા પ્રમાણે થોડાંક વરસો ઉપર સુરતનાં જરતોસ્તીઓમાંબી મરનારને નસાખાનામાં લઇ જઇને ઉપલી તરતીબથી મુકતા હતા, કે જ્યાંથી ઘટતી ક્રિયા કરીને દ્રુખમે પોંહચાડતા હતા.[૯૪]

## ૬. બે જણે કપડાંનું પેવંદ કરી 'અષેહુ' સુધી સરોશની બાજ ધરવા વગર લાસને અડકવું નહીં તે વિષે.

ઉપર લાસને કપડાં પેહરાવીને જમીનને નહીં લાગે તેમ અલગી મુકવાની તરતીબ જણાવી છે, તે સઘળું કામ એક શખસે કે એકથી વધારે શખસોએ કરવું ? અને એકલો એક શખ્પસ લાસને અડકે તો તેમાં શું અડચણ છે ? એ સવાલો ઉપર આપણા દીનને લગતી ઘણીખરી પેહલવી અને ફારસી કેતાબોમાં પુશ્કળ લખાણો થયલાં મળે છે. તેઓ સઘલાં એક અવાજે કહે છે કે બે જણે કપડાંનું પેવંદ કરીને 'અષહે' લગી સરોશની બાજ લીધા વીના લાસને અડકવું નહીં.[૯૫] અને લાસથી છુટા પડીને બાજ મુકવી ત્યાં લગી પેવંદ છોડવું નહીં અને મોહડેથી પ્રગટ બોલવું નહીં.

---

૯૪. બ૦ કા૦ ૨૦ સર્ફે ૧૭૧:—"સવાલ—લાસને ઉઠાવવાનું અને નસાસાલારોનું કામ કેમ કરવું ?—જવાબ—જેવું એક માણસ મરણ પામે અને હજુ તે તદન ઠંડું નહીં થયું હોય તેજ વખતે એક કુતરૂં લાવવું અને સગદીદ કરવી. અને મુરદાંની લાસને ઘરમાંથી બાહેર લાવીને જે જગાએ કે નસાખાનું પાણીથી અને બેહદીનોથી દૂર હોય ત્યાં 'કષ'માં મુકવી. નાચારે તે નસાખાનાની જગા ઓછામાં ઓછા ત્રણસો (ત્રીસ ?) કદમ દૂર હોવી જોઇએ અને તે જગાએ આતશ રોશન કરે અથવા ચેરાગ મુકે તે નાચારીએ ત્રીસ કદમ દૂર જોઇએ."

બ૦ કા૦ ૨૦ સર્ફે ૧૯૨; ઇ૦ ૨૦ દા૦ હો૦ સર્ફે ૧૬૮; જુ૦ મો૦ ૨૦ સર્ફે ૪:—"બીજું (તમારી તરફ હીંદુસ્તાનમાં) લાસને ઘરમાંજ 'કષ' કરવામાં આવે છે, અને ગેહાન તથા નસાસાલાર તે ઘરમાં જાય છે, તે ઘણું નાપસંદ કરવા જોગ છે. ઘટે છે કે એક એકાંત જગામાં એક કોટ બાંધી લેવો, અને તેમાં બે ત્રણ ગુંબજો બનાવીને લાસને તે ઠેકાણે 'કષ' કરવી જોઇએ. અને લાસ લેઇ જવા પછી 'કષ'ની જગાને સરેસ્તાનાં ધારા પ્રમાણે ધોવી જોઇએ. અને જાણીતું છે કે 'જાદેમરગ' (જાએમરગ=મોતની જગા ?) કરી રાખવી જોઇએ. અને લાસને વાસ્તે જુદો એક ગુંબજ કરવો જોઇએ, અને તે સીવાય એક બીજો કોટ કરી લેવો અને તેમાં બલતો આતશ મુકવો જોઇએ, અને તેમાં વજાલીઆં કરવાં જોઇએ કે જેમાંથી રોશનાઇ બહાર આવે."

બે૦ નં૦ ૨, સર્ફે ૨૧:—"બીજું અમારા જાણવામાં આવેલ છે કે લાસને ઘરમાંજ 'કષ'માં મુકવામાં આવે છે. એ કરતાં વધારે ખરાબ ગુનાહ અને રીમની અને આલુદગી બીજી કોઇ નહીં હશે."

૯૫. સ૦ ન૦ બાબ ૧૮:—"પછી તે બંધે જણને ઘટે છે કે તેઓ પેવંદ કરે, પોતપોતાને હાથે એક દોરડી બાંધે, પછી જયારે લાસને ઉઠાવે ત્યારે જેઓ ત્યાં હાજર હોય તેઓએ એક બીજા સાથે કાંઇ બોલવું નહીં."

હવે એ પેવંદ કરીને 'અષહે' લગી બાજ લઇને પછી લાસને અડકવાની રીતીનું મૂળ જો અવસ્તામાંથી શોધીએ તો તે બે ફકરાઓ ઉપરથી માલુમ પડે છે.

વંદીદાદની આઠમી પરગરદમાં એક ઠેકાણે એક બાબદ આવી છે, કે રૂતુની સખતાઇ, વરસાદ, બરફ, કરાં, વાવીજોડું, તોફાન, અથવા હરેક બીજી એવી અડચણ હોય તો લાસને તેની સેવટની જગાએ લઇ જવી નહીં, પણ ઘેરમાં એક ચોકસ રીતનો ખાડો કે જેને 'અવકન' કરી કહ્યો છે, તે બનાવીને તેમાં કોહોવાટની અસરને મારે અને ખરાબ વાસ દૂર કરે એવી કેટલીક ચીજો મુકીને, લાસને જ્યાં સુધી પેલી અડઅણ દૂર થાય ત્યાં સુધી એક ચોકસ તરતીબથી અલગ તખતા ઉપર મુકી રાખવી (જેની વીગત આગળ આવશે.) તે અડચણ દૂર થવા પછી લખે છે કે તે લાસને 'અવકન'માંથી ઉઠાવીને બાહેર કાહાડવી. તે ઠેકાણે બે મરદો એવું ખુલ્લું લખાણ મલે છે. જોકે તે કોઇથી ના પાડી શકાય નહીં તોપણ યાદ રાખવું કે તે પેલા 'અવકન'માંથી લાસને બાહેર કહાડવાને વાસ્તેજ છે. અને અલબતે તે ખાડામાંથી અલગ રીતે પોતાનાં શરીરને નહીં લાગે તેમ લાસને બાહેર કહાડવાનું બે જણ વગર બની શકે એવું નથી. તેથી તે ઠેકાણે જે બે જણ કહ્યા છે તે ઘટતું છે. જો કે એ અવસ્તાના ફકરામાં તો એક ચોકસ પ્રસંગે જે જોડ થઇને અડકવા કહ્યું છે; તોપણ જેમ કોઇએક ચોકસ જગાએ અને ચોકસ પ્રસંગે ઘણી સાહુચેતી રાખીને કાંઇએક કામ કરવાને અવસ્તામાં કોઇ ફરમાન આવ્યું હોય તો પછી તેનાં દાખલા ઉપરથી જ્યાં તેટલી બધી સાહુચેતીની જરૂર નહીં હોય ત્યાંબી આપણા લોકોએ તે સૌથી વધારે સાહુચેતીની રીતજ કામે લગાડવાનું ઠરાવ્યું છે, કે તેથી એકબારગી વધારે મેહેનત અથવા અગવડ પડે તેની ફીકર નહીં, પણ નુકશાનની ધાસ્તી મુતલક નહીં રહે, તેમજ આ બાબદમાંબી કાયદો રાખ્યો છે, કે લાસ

---

બ૦ કા૦ ૨૦ સફે ૪૭:-"દીનમાં જાહેર છે કે જેઓ નસાને દાદગાહે લઇ જાય તે બંધે જણે પેવંદ કરવું. પેવંદ કરવાનો અર્થ એ કે એક લાંબી દોરડી પોતાનાં હાથો સાથે બાંધવી એવી સારી રીતે કે એક બીજાથી જુદા નહીં પડે. અને જ્યારે લાસને અડકે ત્યારે ત્યાં હાજર થઇને સરોશબાજ ધરવી, અને ચુપ રહેવૂં, કોઇની સાથે સખુન બોલવો નહીં."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૧:-"અને જ્યારે લાસને 'કપ'માં મુકવા ચાહે ત્યારે સરોશની બાજ લેવી, અને બે જણે પેવંદ થઇને તેને અડકવૂં.........."

બે૦ નં૦ ૨. સફે ૬૫:-"બે શક્તિ ધરાવનારા (?) બેહદીનોએ (લાસનું કામ) કરવું. એક લાંબી દોરી પેવંદથી બાંધવી. ચાર કોથલીઓ સીવીને એકેક હાથપર એક એક મજબુત બાંધવી અને સરેશ બાજ લેવી............"

બે૦ નં૦ ૨. સફે ૧૪૪:—"બે નસાસાલારોએ પેવંદ કરીને હાથે દસ્તાના બાંધવાં."

બે૦ નં૦ ૩. સફે ૨૧:—"વલી બબે જણુ જે હમપેવંદ થાય છે, તે થવું વાજેબ છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬:—"અને પેવંદ વલગીને દાદગાહે લઇ જવું."

નાંખેલી અથવા મોટી હોય, સેહેલાઇથી ઉંચકમેલ થાય તેવી હોય, અથવા નહીં હોય, તોબી હમેશાં ઓછામાં ઓછા બે જણેજ તેને અડકવું. જેથી લાસ અલગ રીતેજ ધરવાને બની આવે, અને જેમ બને તેમ જીવતાંઓનાં શરીરને તે ઓછી લાગે. એ રીતે જોતાં જોડ થઇને અડકવાની મતલબ સાહુચેતી રખાવવાની છે એવું જણાય છે. અને તે ઘણી સારી છે. એ ઉપરથી બધી વખતે લાસને બે જણ પુરતી સાહુચેતીના ઉપાયો લઇનેજ અલગ રીતે ઉંચકમેલ કરે એવી મતલબથી આપણા ધર્મની પાછલી સર્વે ચોપડીઓમાં એક અવાજે જોડ થઇને બાજ, પેવંદ અને સગદીદની ચોકસાઇ કરીનેજ અડકવાની તાકીદ કીધી છે, અને એકલાએ અડકવાથી રીમન થાય છે, એવું જણાવ્યું છે, તેની નેમ ઘણી સારી છે, એમ સમજી શકાય છે. અને એ કાયદો અસાધારણ જરૂર વગર નહીં તોડવો એ સારૂં છે.

ગુજરેલાંની લાસને એકલાં એક જણે અડકવું નહીં, તે બાબદનો બીજો ફકરો વંદીદાદની ત્રીજી પરગરદમાં (ફ૦ ૧૩-૨૧) આવેલો માનવામાં આવે છે. તેમાં ‘અરો અએવો’ કરી એક પદ આવેલું છે, જે ઉપરથી પેહેલવીમાં ૧૭૭ ‘અયોકબર’ કરી એક શબ્દ થયલો માનવામાં આવે છે, જેનો અર્થ એકલો લઇ જનાર, એટલે કે લાસને એકલો અડકનાર કરી આપણા લોકો કરે છે. એ ‘અયોકબર’ને વિષે તે ઠેકાણે લખ્યું છે કે જે કોઇ અયોકબર થાય તે જીવે ત્યાં સુધી ચોખ્ખો થઇ શકતો નથી. જ્યારે તે શખ્સને ચોખો કરી શકાય નહીં તો તેનું શું કરવું ? તે વિષે કહ્યું છે કે તેને એક એલાહેદી જગાએ રહેવા દેવો, તેનું ખાણું અને કપડાં દૂરથી આપવાં, અને તેની સાથે કશો વેહવાર રાખવો નહીં. એ જગાએ આવેલું વંદીદાદનું લખાણ લાંબા જમાનાથી આપણા લોકો એવું સમજેલા લાગે છે, કે કોઇ બી શખ્સ જાણી જોઇને અથવા અનજાણપણે એકલો લાસને અડકે તો તેણે હમેશાં એ રીતે રહેવું જોઇએ, અને ગમે તેવી ચહડતામાં ચહડતી ચોખાઇ આપવા છતાં તે પાછો ચોખો થઇ શકે નહીં. તેટલા માટે લાસને એકલાએ નહીં અડકવાની તાકીદ રાખી છે. પણ અમારૂં આધીન મત છે કે એ ‘અયોકબર’ શબ્દનો અર્થ જેમ આપણા લોકો સમજતા આવ્યા છે તેમ ફક્ત એકલો લઇ જનાર કરી નથી, પણ જે એકનો એક શખ્સ વારેઘડીએ નસા, લાસ, નજજીસાત અને એવીજ બીજી ખરાબ ચીજોને લઇ જવાનો અથવા અડકવાનો ધંધો કરે તે (જેવો કે નસાસાલાર, દાહ, ઢેડો, વગેરે) કરી છે. તેની સાબેતીઓ આ પ્રમાણે છે. ૧. પેહેલવી વીરાફનામામાં એજ શબ્દ આવેલો છે ત્યાં તેનો અર્થ અપવિત્ર ચીજોને વારેઘડીએ અડકનાર એવો થાય છે (જુઓ નોટ ૧૭૭ મી). ૨. કેટલીક રવાયતોમાં મુએલું બચું જણનારી ઓરતને ‘અયોકબર’ કરી કહી છે. પણ તેણીને બરશનુમ નાહીને ચોખી થવાનું વંદીદાદ તથા બીજી ચોપડીઓમાં કહ્યું છે (જુઓ નોટ ૧૭૭ મી).

અવસ્તામાં 'અયોકબર'ને વિષે કહ્યું છે તે મુજબ નહીં ચોખી થઇ શકે એવી તેણીને નથી જણાવી. ૩. વંદીદાદની આઠમી પરગરદમાં (ફ૦ ૯૭–૧૦૭) જો કોઇ શખ્સ જંગલમાં લાસને એકલો અડકયો હોય તો ચોકસ રીતે નાહીને તેને ચોખ્ખો થવાનું લખે છે. હવે જો લાસને એકલો અડકનાર હંમેશે અપવિત્રજ રેહતે તો તેને તે જગે ચોખો થવાનું નહીં લખતે. ૪. વંદીદાદની છઠી પરગરદમાં (ફ૦ ૨૬–૨૯) વાટે જતાં કોઇ મજદયસ્નાનને પાણીમાં નસો પડેલો માલૂમ પડે તો તેણે પાણીમાં જઇને તે નસો બાહેર લાવીને જમીન ઉપર મુકવો એવું લખેલું છે ત્યાં સગદીદ, પેવંદ અથવા 'અષહે' લગીની બાજ વિષે કાંઇ કહ્યું નથી. ૫. પેવંદ વિષે અવસ્તામાંથી કોઇ લખાણ મલ્યું નથી. પેવંદનો બોલ વટીક અવસ્તામાંથી મલતો નથી. ૬. રવાયતોમાં વટીક કેટલીએક વખતે સગદીદ વગર અને પેવંદ વગર નસાને અડકવાની રજા આપેલી જોવામાં આવે છે.[૯૬] વાસ્તે જો લાસને એકલો અડકનાર હંમેશે લગી અપવિત્ર રહે છે એવું જે આપણા લોકો ઉપલા ત્રીજી પરગરદનાં ફકરા ઉપરથી સમજે છે તેવુંજ મત વંદીદાદનું તથા બીજી કેતાબોનુંબી હતે તો બીજે ઠેકાણે એટલું અડકવાની રજા નહીં આપતે.

---

૯૬. બ૦ કા૦ ૨૦ સફે ૧૮૦; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૩:–"જુદદીનની બેઠેલી જમીન ઉપર નસો પડેલો હોય તે જગે કોઇ જરતોસ્તી જાય તેને એવું જણાય કે તેને પાણી અથવા આતશ લાગશે અથવા કોઇ માણસ તેથી રીમન થશે તો વગર સગદીદે અને વગર પેવંદે તેને ઠેકાણે પાડે તો તે ઘટતું છે કે નહીં ?–જવાબ–એ કે જો તે ખાત્રીથીજ જાણે કે તેની સાથે પાણી અથવા આતશનો સંયોગ થશે તો તેમ કરવું ઘટારત છે. પણ જો ખાત્રી નહીં હોય તો સગદીદ અને પેવંદ કરવું. જો નસાને સગદીદ નહીં કીધી હોય પણ તેને પાણી કે આતશનો સંયોગ થવાનો સંભવ હોય અથવા રસ્તામાં માણસોને રીમન કરવાનો સંભવ હોય તો જરૂરને લીધે સગદીદ તથા પેવંદ વગર ઠેકાણે પાડી શકાય. નહીં તો વગર સગદીદે અથવા એખલું તેને અડકવું નહીં. જે ઠેકાણે ઉપલા બનાવનો સંભવ હોય અને જો તેને ત્યાંથી લઇ જઇને તેનો અટકાવ કરી શકાતો હોય તે છતાં જો તેને નહીં લઇ જાય તો ગુનાહ છે. તોપણ કોશેશ કરીને નસાને સગદીદ કરવો અને પેવંદ થઇને પરહેજવો એ સવાબનું કામ છે."

દા૦ હો૦ ૨૦ સફે ૧૨૩:–"એક ગુજરેલા બેહેદીનની લાસ પાણીમાં હોય અને તે જગાએ જો એકજ બેહેદીન હોય તો તેણે દસ્તાના બાંધીને તેનાં પેવંદથી તે નસાને પાણીમાંથી બાહાર લાવવો. અને જો કોઇ શખસ નહીં હોય તો નાચારે એખલાએ તે લાસને પરહેજવી. એટલેકે પાણીથી બાહાર લાવવી. જો બાજબી નહીં આવડતી હોય તો વગર બાજે અને વગર પેવંદે પાણીમાંથી નસાને બાહાર લાવવો. પછી શરીરમાં જે કપડાં હોય તે ફાડી નાંખવાં અને સીશીઉ નાહન નાહવું."

દા૦ હો૦ ૨૦ સફે ૧૨૩:—"સવાલ–કોઇ શખસ જાહેર રસ્તામાં નસો પડેલો જુએ અને તે નસાપર પાણી પોહોંચવાનો અથવા માણસોએ તે ઉપર પગ મુકવાનો અથવા તેનો ભુકો થવાનો અને તેથી માણસોએ રીમન થવાનો સંભવ હોય અને તેને સગદીદ કરવાનું અને જોર થઇને અડકવાનું નહીં બની શકતું હોય તો સગદીદ અને પેવંદ વગર તેને ઠેકાણે પાડવો કે નહીં ?–જવાબ–એ કે એવાં સાંટકમાં સગદીદ અથવા પેવંદ વગર તેને લઇ જવાની છુટ છે અથવા જુદદીન પાસે ઉંચકાવે તો તેમબી કરી શકાય પણ જરૂર છે કે તેને નસાની જગાએ લઇ જવો અને કાયદા પ્રમાણે ઠેકાણે પાડવો."

અથવા એકલા અડકેલાને ચોખો થવાનું નહીં જણાવતે. એ 'અયોકબર' એટલે શું તે વિષે આગળ નહીં ચોખાં થઇ શકે એવાં માણસો વિષે એક બાબદ આવશે તેમાં તથા વધારામાં વધારે ખુલાસો થશે. હાલ અત્રે એટલુંજ કેહેવાનું છે કે અમારી નાકેશ સમજ મુજબ જોકે બે જણે બાજ અને પેવંદ સાથે જોડ થઇને અડકવું એવું જે આપણી દીનને લગતી કેતાબોમાં ફરમાવ્યું છે તેથી મતલબ ઘણી સારી છે અને એ કાયદો જાળવી રાખવો ઘણો ફાયદેમંદ છે એમ અમે કબુલ કરીએ છઇએ તોપણ તે કાયદા વિષે એમ માનવામાં આવે છે કે તે વિષેનું ફરમાન ઉપલી વંદીદાદની ત્રીજી પરગરદના ફકરામાં આવેલું છે તે એક લાંબા વખતની ચુક બારીક તપાસની ગેરહાજરીને લીધે ચાલતી આવેલી છે. અમારૂં આધીન મત એ છે કે ખુદ અવસ્તામાંથી એવું મલતું નથી કે એખલા એક જણે લાસને કદી અડકવું નહીં અથવા બે જણે કપડાનું પેવંદ વલગીને 'અષહે' લગીની બાજ લઇનેજ અડકવું, કે જે બાબદોને પાછલી કેતાબોમાં આટલીબધી અગત્ય આપીને તાકીદ કીધી છે. કપડાંનું પેવંદ કરવા વિષે તો અવસ્તામાં કોઇબી ઠેકાણે પાધરી અથવા આડકતરી રીતેબી કાંઇ કહેલું મલતું નથી. તેમજ 'અષહં' લગીની બાજ લેવાનુંબી અવસ્તામાં કોઇબી ઠેકાણે પાધરી અથવા આડકતરી રીતે મલતું નથી. તોપણ આપણે ઉપર જોયું છે અને આગલ ઘણાંક દાખલાઓમાં જોઇશું, કે લાસને ઠેકાણે પાડવાની ગોઠવણની મતલબને અનુસરીને લાસને અડકવામાં એકથી વધારે જણ સાથે અડકવું એવું પાછલી કેતાબોમાં ઠરાવ્યું છે તે સાહુચેતીનાં ઉપાય તરીકે ઘટતું છે. એની મતલબ એવી રીતે સમજાવી શકાય છે કે ઉપર કહ્યા પ્રમાણે એકલા અડકનારથી લાસ અલગી રીતે વગર લાગવે હીલવી અથવા ઉંચકમેલ કરી શકાય નહીં. વાસ્તે જો બે જણા અથવા બેથી વધારે જણા અડકે તો તેઓ લાસને પોતાના શરીરને લગાડયા વીના અલગની અલગ ઉંચક મેલ કરી શકે. તે સાથે વળી તેઓ સરોશ બાજ ધરીને તથા મોહોડું બંધ રાખીને બાજ ધરી રાખે તો તેથી બાજનાં અવસ્તા (જે વિષે આગળ ખુલાસો આવશે)ની હીમતથી તેઓનાં મન ઉપરની બીહીકથી જે માઠી અસર થતી હોય તેનો અટકાવ થાય અને મોહોડું બંધ રેહેવાથી તે વાટે તેઓમાં લાસના સૂક્ષ્મોની રોગી અસર પેવસ નહીં થવાથી તેઓને કાંઇ નુકશાન નહીં થાય. એ સાહુચેતી રાખવાનો કાયદો જે આપણામાં ચાલતો આવેલો છે તે ઘણો માઅકુલ છે અને તેને આજનું વૈદકશાસ્ત્રબી પસંદ કરે છે.[૯૭] તેથી અમો એ બાજ અને પેવંદના કાયદાને ટેકો આપીએ છીએ, તોપણ એકલો અડકનાર

---

૯૭. રોબર્ટની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૯૨:—"જેઓ બીમારની નજદીક આવે તેઓએ પોતાનો દમ બંધ રાખવો, તથા થુક નહીં ગળવી, અને તેની પાસેથી ખસવા પછી નાક નસકીને તથા મોહડાંમાંથી થુક કહાડી નાંખીને તેઓને સાફ કરવાં."

હંમેશનો રદ થઇ પડે છે એવું અવસ્તામાં ફરમાવ્યું છે એમ માનવું ભુલ-ભરેલું ગણીએ છીએ. એ વિષે આગલ નહીં ચોખાં થઇ શકે એવાં માણસોની બાબદમાં તથા વધારામાં વધારે ખુલાસો આવશે.

### ૭. ગુજરેલાંને મુકે તે જગાથી ચોકસ તફાવતે ચેરાગ તથા આતશ ઉપર ખુશબો ત્રણ દહાડા સુધી મુકવા બાબદ.

ઉપર કહેલી તજવીજથી ઘરમાં અથવા 'જાદેમરગ'માં અથવા નસાખાનામાં મરનારની લાસને અલગ રીતે મુકવા પછી તેને ત્યાંથી સેવટની જગાંએ લઇ જાય તેટલા વારમાં તેમાંથી તેનાં કોહોતા રોગકારક સૂક્ષ્મો હવાની મારફતે બાહેર ફેલાય તથા ઘરની હવાને અને ઘરમાંનાં સામાનને લાગે તથા તેઓમાં ભરાઇ રહે, તેઓથી જીવતાંઓની તનદરૂસ્તીને નુકશાન થવાનો સંભવ રહે તેને અટકાવવાના એક ઉપાય તરીકે લાસથી કેટલીએક (ઓછામાં ઓછી ત્રણ કદમ) દૂરીએ આતશ ઉપર ખુશબો બાલવાનું (તથા જો જરૂર હોય તો રોશનીને સારૂં ચેરાગ મુકવાનું) અવસ્તામાં તથા કેટલીએક પાછલી કેતાબોમાં કહ્યું છે. લાસ ઘરમાં હોય તેટલો વારજ નહીં પણ લાસને લઇ ગયા પછીબી આતશ ઉપર ત્રણ દહાડા સુધી ખુશબો બાળવાનું જારી રાખવા કેટલીક કેતાબોમાં કહ્યું છે.[૯૮]

એ ખુશબો બાળવાની મતલબ એ છે કે તે જગાએ આતશ રોશન કરવાથી ત્યાંની હવા પાતલી થઇને તથા તેમાં ગતી આવીને ઘરમાંની હવામાં જે લાસના સૂક્ષ્મો મંલ્યા હોય તે હવા બાહેર જઇને બાહારની તાજી હવા ઘરમાં આવે. એ પ્રમાણે ઘરમાંની હવા જાથુક સાફ થાય તેથી જીવતાંઓની તનદરૂસ્તીને નુકશાન નહીં થાય. વળી આતશ ત્રણ દહાડા સુધી જાથુક બલતો રાખવા કહ્યું છે તેની મતલબ એ કે જેબી કાંઇ

---

૯૮. (જુઓ નીચે નોટ ૨૦૧ માં ટાંકેલો વં૦ ૮ ફ ૧-૪).

બે૦ નં૦ ૨. સફે ૧૧; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"સવાલ-દુખમાથી ત્રણસો કદમ દૂર આતશ રોશન રાખવા વિષે-જવાબ-અમારી તરફ ત્રણ જગે આતશ રોશન રાખીએ છઇએ. પેહેલું જે જગાએ તે ગુજરી ગયું હોય ત્યાં. બીજું જે જગાએ (જાદેમરગ અથવા નસાખાનામાં) તેને 'કશ'માં મુકયું હોય ત્યાં. ત્રીજું દુખમાથી ત્રણસો કદમની વેગલાઇએ (સગડીમાં.)."

બે૦ નં૦ ૨. સફે ૫૦; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૪-૧૯૦:—"સવાલ-એક લાસ મુકેલી હોય અને રાત હોય અને તેની સાથે અડકી પડવાની ધાસ્તી હોય અથવા ખરફસ્તરો તેની ઉપર જવાની ધાસ્તી હોય તો તેની નજદીક ચેરાગ મુકવો રવા છે? અને લાસને ખરફસ્તરથી જાળવી (?) રાખવી કે નહીં?—જવાબ-જાળવણીનાં ઉપાયની ગેરહાજરીમાં ત્રણ કદમ દૂરથી ચેરાગ અથવા આતશ રાખે તો તેમ કરવાની છુટ છે. અને જો નસો ઢાંકેલી જગામાં હોય તો તે ઢાંકેલી જગામાં આતશ રાખવો ઘટે છે. અને તે આતશ તથા નસાને એક બીજા વગર નહીં રાખવાં."

બ૦ કા૦ ૨૦ સફે ૧૯૨:—"અને ત્રણ દહાડા લગી આતશ બલતો રાખવો. ત્યાર પછી ચોથે દહાડે તેને 'ચુનવો'. એટલે કે બીજો આતશ ત્યાં હાજર કરવો (અને તેનું પેવંદ કરીને) 'જાદેમરગ'નો આતશ ઠંડો થવા દેવો."

બારીક સૂક્ષ્મો આસપાસની વસ્તુઓમાં રહી ગયા હોય તેઓ એટલા વખતમાં તદ્દન સાફ થઇ જાય. લાસનાં સૂક્ષ્મોની અથવા હરેક બીજી કોહોતી અથવા ગંધાતી ચીજોની નુકશાનકારક અસરને દૂર કરનાર ચીજોમાં ખુશબો અને રોશની ઘણી કારગર છે તે વિચારને આજનાં વિદ્વાન ડાકતરો મજબુત ટેકો આપે છે.[૯૯]

લાસની જગા આગલ ત્રણ દહાડા લગી આતશ રોશન રાખવાનું બીજું કારણ એ છે કે આપણી દીનની કેટલીક કેતાબોમાં લખે છે કે

---

૯૯. જેમસ એચ. પીગર્કાર્ડ એમ૦ ડી૦ ની 'હાઇજીની' સફે ૧૬૯:—" 'મેલેરીઆ' (રોગજનક બાફ)નું આતશથી અને ધુંપના ધુમાડાથી પૃથક્કરણ થઇને તેનું જોર તુટી જાય છે. લોનકીસી કહે છે કે એ પ્રમાણે રોમમાં થતું હતું. પ્લીનીનું બી એજ મત છે અને તે પોતાના મતના ટેકામાં એમપીડોકલીસ અને હીપોક્રિટીસ જેવા નામીચા હકીમોની સત્તા ટાંકી બતાવે છે અને કહે છે કે એથન્સ શેહેરમાં મરકી ચાલી ત્યારે બીમાર માણસોનાં ઘરો આગલ આતશ સલગાવવાથી બીમારો તનદરૂસ્ત થયા હતા. વલી હાલના જમાનામાં 'પોનટાઇન માર્શીસ' નામની ઇટાલી દેશમાંની એક (ઘણી નાતનદરૂસ્ત) જગામાં ત્યાંના પોસ્ટ માસ્ટરે પોતાનાં ઘર આગલ આખાં વરસ લગી રાત અને દીવસ જાથુક આતશ રોશન રાખવાથી તે પોતાની તનદરૂસ્તી અને પોતાનાં શરીરનું માંસ સારી પેઠે જાળવી શકયો હતો."

કોપલન્ડની 'ડીક્શનરી ઓફ મેડીસીન' સફે ૩૬૦:—"પુરાતન જમાનામાં કપુર, લોબાન, મુર (અગર ?), દામર, અને...ચીજોની ધુંપ કરવાથી અને બીજી પુષ્કળ ખુશબોદાર, સુગંધી, અને તેજી આપનારી જડીબુટીઓની મદદથી જે ફાયદાઓ મેલવવામાં આવ્યા હતા તે અનેક સંજોગોને લીધે હતા. તેઓને વાપડવાથી જે લોકો તેઓને વાપડતા હતા તેઓને વિશ્વાસથી કરીને હીંમત આવતી હતી, એટલુંજ નહીં પણ તેઓ ઉડતા રોગના સૂક્ષ્મોની અસરને કેટલેએક દરજ્જે નબલી પાડતા હતા. તેઓમાંથી અને બીજી તેજી આપનાર અને સુગંધી વસ્તુઓમાંથી નીકલતી ધુંપ ઘણી વખતે નેસોમાંથી નીકળતી રોગી હવાઓથી જે અસર થતી હતી તેને દૂર કરતા હતા. કારણ કે તેઓથી જે તબીએતનું મંદ થવું ઉત્પન્ન થાય તેનો તેઓ અટકાવ કરતા હતા."

સફે ૩૬૧:—"ઉડતા રોગની હવા ચુસેલી વસ્તુઓને ચોખી કરવાના એક મજબુત ઉપાય તરીકે ઘણી ગરમીની ભલામન કરવામાં આવી છે."

સફે ૩૬૩:—"જે ઓરડાઓમાં રોગી માણસ હોય અથવા રહયા હોય તેઓ તથા તેઓની આસપાસની જગાઓમાં ગરમ ખુશબોદાર વસ્તુઓ અને સુગંધી ગુંદરો અને રાલો બાલવા ઉપરાંત 'ક્લોરીનેટેડ સોડા'નું પાણી અથવા 'ક્લોરાઇડ ઓફ લાઇમ'નું પાણી અથવા ખુશબોદાર સરકામાં કપુરનું પાણી મેલવીને અથવા 'પાઇરોલીગનીઅસ એસીડ'માં કપુરનું પાણી મેલવીને તેઓને કેટલીએક વખત ત્યાં છાંટવાં જોઇએ."

ડોકટર સ્મીથની 'ડીસઇનફેકટનટસ એન્ડ ડીસઇનફેકશન', સફે ૧૨:—"આતશ સાફ કરનાર તરીકે ઘણીએક રીતે વાપડવામાં આવતો હતો. ખુશબોઇ યા ફુલો, તેમજ સરકો અને બીજી તરેહ તરેહવાર ચીજો સાથે આતશબી પુરાતન જમાનામાં મરકીની વખતે શેહેર માંહેલી હવાને સાફ કરવાના અને તેને ફરીથી તાજી કરવાનાં ઉપાય તરીકે વાપડવામાં આવતો હતો."

"સફાઇ કરવાનાં એક મોહટા ઉપાય તરીકે આતશ મુખ્ય દરજ્જો લેવાને લાયક છે અને તે પ્રમાણે હંમેશાં તેને તે દરજ્જો આપવામાં આવેલો છે. એથી કરીને આતશથી ચોખું કરવાનો અર્થ જેમ આગલા વખતમાં જાણવામાં આવતો હતો તેમ હાલમાંબી કરી શકાય. તે એ કે મનની તેમજ શરીરની મોહોટામાં મોહોટી બીગડેલી હાલતને સુધારનાર."

રોબર્ટની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૯૨:—"સારી પેઠે રોશન કીધેલો આતશ હવાના આવજાવને મદદ કરે છે."

ગુજરનારનું રવાન એટલે આત્મા ત્રણ દાહાડા સુધી આ દુનીઆમાં રહે છે તેમાં ઘણું કરીને જે જે ઠેકાણે તેની લાસને સચકીને તથા તે પછી મુકી હતી ત્યાં રહે છે.[૧૦૦] તેને તે આતશની ખુશબોથી ઘણો તકવો મલે છે અને ચેરાગની રોશનીથી તેની દેહેશત દૂર થાય છે. એ વિષે આગળ બીજા ભાગમાં વિગતે જણાવવામાં આવશે.

## ૮. ગેહ સારવાની બાબદ.

'ગેહ' એટલે ગાથા અને 'સારવી' એટલે ગાવી. ગેહે સારવી એ અવસ્તામાં 'ગાથાઓ સ્રાવયોઇશ' એવું એક વચન છે તેનો બોલે બોલ તરજુમો છે. વંદીદાદ (૯ ફ ૪૫-૪૬ તથા ૧૦ ફ ૧-૨)માં કહ્યું છે કે મુએલાંમાંથી જીવતાં ઉપર દરૂજે નસુશ લાગુ પડે તેને માટે ચોક્કસ ગાથાઓ પઢવા. એ ઉપરથી પાછલી પેહેલવી તથા ફારસી કેતાબોમાં એક આવાજે કહે છે કે લાસની ગેહે સારવા પછી તેને અવલમંજલ પોંહચાડવી. જોકે ગેહે સારવાનો અર્થ ગાથા ગાવા કરી થાય છે તોપણ કેતાબોમાં લખવા પ્રમાણે અને રેવાજ પ્રમાણે ગેહે સારતી વખતે ફક્ત અહુનવદ ગાથાનાં હા પઢવામાં આવે છે. એજ ગાથાના હાઓ એ વખતે પઢવાની મતલબ શું?

ઉપર દીબાચામાં જણાવ્યું છે કે જરતોસ્તી ધર્મની ફીલસુફી પ્રમાણે માણસ કેટલાક ગેતીને લગતા અને કેટલાક મીનોને લગતા ભાગોનું બનેલું છે. સર્વે કોઇ જાણે છે કે ગેતીનાં ભાગોની અસરો મીનોના ભાગો ઉપર થાય છે. જેમકે શરીર રોગી થાય છે ત્યારે બુદ્ધિ મંદ થાય છે, હીંમત ઓછી થાય છે, અને એ વિગેરે બીજી ઘણી માઠી અસરો મન ઉપર થાય છે. અને એજ પ્રમાણે મીનોઇ ભાગોની અસરો ગેતીનાં ભાગોપર થાય છે. જેમકે મનમાં ચીંતા, હેબત, અથવા બીહીક પેસવાથી શરીર ગળાઇ જાય છે, નહીં રોગનો રોગ પેદા થાય છે, ઇત્યાદિ. હવે એ બન્ને જાતના ભાગો જો પોતાની જોઇએ તે હાલતથી ઉતરતી અથવા કમજોર હાલતમાં આવે તો તેઓને પાછા અસલ હાલતમાં લાવવાના ઉપાયો જરતોસ્તી ધર્મ પુસ્તકોમાં કહેલા છે. ગેતીને લગતા ભાગોના અથવા શરીરના ઉપાયોમાં શરીરને સફાઇ આપવી, ચોક્કસ કદીપડી કરાવવી, ખાવા પીવાનો કાયદો કરાવવો, વાહાડકાપ કરાવવી, દવા આપવી, ઇત્યાદિ ઉપાયોની જાતો કહેલી છે.[૧૦૧] અને મીનોઈ ભાગોનાં ઉપાયો તરીકે ચોકસ મનને કુવત તથા હીંમત આપનારા, ડહાપણ અને જ્ઞાન વધારનારા, એલમે ઇલાહીની

---

૧૦૦. બેં૦ નં૦ ૩ સર્દ ૩૦:—"કોઇ ગુજરી જાય છે ત્યારે તેનું રવાન ત્રણ દહાડા લગી આ દુનીઆમાં રહે છે, ખસુસન ત્રણ જગે જાય છે. પોતાનાં ઘરમાં, (નસાખાનામાં) જ્યાં તેની લાસને સચકી મુકી હતી ત્યાં, અને દખમામાં પોતાનાં હાડ આગલ."

૧૦૧. અરદીબેહેશત યસ્ત, ફ૦ ૬:—"સ્વચ્છતા કરાવવાથી (hydropathy?) (અથવા ખોરાકથી* અથવા આતશથી †) તનદુરસ્તી આપનારૂં વૈદક, (ખાવા પીવાનો) કાયદો પરહેજી, કરી,

સમજ આપનારા અને એવાજ બીજા કલામો કે જેઓને 'માંથ્ર' કહે છે તે બતલાવેલા છે.[૧૦૨] એક દીનદાર શખ્સ જે તે કલામોને સમજતો હોય અને પોતે દીનચુસ્ત હોવાથી તેની અસર ઉપર તેનો પૂર્ણ વિશ્વાસ હોય તેને તે કલામો જોઇતી હીંમત અને દીલાસો આપી શકે અને તેનાં મન ઉપર થતી ખરાબ અસરનો અટકાવ કરી શકે. એટલા માટે જેવો જે પ્રસંગ તે પ્રમાણે વાપરવાની તેની 'માંથ્ર' જરતોસ્તી ધર્મપુસ્તકોમાં કહેલી છે.

હવે જે વખતે એક ઘરમાં મોત થાય તે વખતે તે ઘરનાં તથા કુટું-બનાં માણસોનાં મન ઉપર દલગીરીથી ઘણી માઠી અસર થવી જોઇએ અને તે મનની માઠી અસર તેઓનાં તન પરબી થવી જોઇએ. એવી વખતે મર-નારનાં બતલગનાં લાગતાં વલગતાંઓ કુદરતી ગમથી રડવા અને જારી કરવા પડે છે તેથી તેઓને ફાયદો કાંઇજ નહીં પણ નુકશાન તો ખરેખરૂં જ થાય છે. તેઓ વળી એવી નબલી હાલતમાં જે ઘરમાં લાસ મુકેલી હોય ત્યાં હાજર રહે છે તેથી તેઓની તનદરૂસ્તીને વધારે નુકશાન થાય છે. કેમકે એક તનદરૂસ્ત, બેફીકર, અને હીંમતવાન માણસને એક મુરદાંની લાસનાં સૂક્ષ્મોથી જેટલું નુકશાન થાય તે કરતાં એક નબળાં, ગમગીન અને નાહીંમત માણસને તેઓથી વધારે નુકશાન થવાનો સંભવ રહે છે. મનને હીંમત આપવાથી રોગોની અસર શરીર ઉપર કમ થાય છે. અને મન-માં ગમ અથવા બીહીક હોવાથી શરીરપર રોગોની અસર જલદી થાય છે તે વાતને આજનું સુધરેલું વૈદકશાસ્ત્રબી ટેકો આપે છે.[૧૦૩] અને એટલાજ

---

પથ્ય—કરાવીને તનદરૂસ્તી આપનારૂં વૈદક, વહાડકાપ કરનારૂં વૈદક, દવાદારૂ કરવાનું વૈદક, માંથ્ર (અવસ્તા પઢવા)થી તનદરૂસ્તી આપનારૂં વૈદક."

* 'અષ'નો અર્થ ખોરાકબી થઇ શકે છે. જુઓ જમવાની બાજ.

† જુઓ પેહેલવી દીન કરદમાં [illegible] વિશે.

૧૦૨. અરદીબેહેશત યશ્ત, ફ ૬:—"સઘળાં વૈદકોમાં સૌથી સરસ વૈદકનો (વાપડનાર) વૈદ તે છે કે જે 'સ્પેંત' નામનાં 'માંથ્ર'થી તનદરૂસ્તી આપનારો છે. જે વૈદ અશો (દીન અને અવસ્તા ઉપર વિશ્વાસ રાખનાર) માણસને ભીતરથી તનદરૂસ્તી આપે છે. તે વૈદ સઘળી તનદરૂસ્તીઓનો સૌથી સરસ તનદરૂસ્તી આપનાર છે. (જે મનથી થતાં દરદો છે અને જેઓ શરીરપર લાગુ પાડેલા ઉપા-યોથી કોઇબી વૈદથી મીટાડી શકાતાં નથી તેઓનો અટકાવ અથવા ઉપાય આ છેલી રીતે મનપર અસર કીધાથી થાય છે)."

અહુરમજદ યશ્ત, ફ ૪:—"તે (અહુરમજદ અને અમશાસ્પંદોનાં નામોની યાદવાળી માંથ્ર) તમામ શરીરવાલી આલમનાં મનને ઘણી અસરકારક અને દીલને ઘણી સાફ કરનારી છે."

૧૦૩. જેમસ એચ. પીકફોર્ડ એમ૦ ડી૦ ની 'હાઇજીની' સફે ૧૬૨:—"પણ પેલી સૌથી વધારે તબીઅતને મંદ કરનારી શક્તિ તો ધાસ્તી છે, તે (ધાસ્તી) કોઇબી વખતે આપણી (રોગની) સામે થવાની શક્તિને એકદમ ઓછી કરી નાંખે છે. તેમાં વળી જો અગાઉથી તબીએત નાદરૂસ્ત હોવાથી, નબલાઇથી, ખોરાકની ખુટથી, સરદી અથવા ભીનાશથી, મનની ઉદાસીથી, જાગરણથી, એક બીમાર સગા અથવા દોસ્તની ફીકર સાથે ચાકરી કરવાથી, જોકે આપણે ખુદા અને નાતવાન

માટે એ મરણ પ્રસંગે મરનારનાં લાગતાં વલગતાંઓએ તેમજ બીજા જેઓ હાજર થયાં હોય તેઓને રડવા કુટવાની અને તનદરૂસ્તીને નાહક ઇજા પોંહચાડવાની જરતોસ્તી ધર્મમાં સખ્ત મનાઇ કીધી છે. અને એ વખતે દરેક જણે અવસ્તા પઢવામાં મશગુલ થઇને પોતાનાં મનને ખોદાઇ બાબદો ઉપર અને આત્માની અમર્ગીનાં વીચાર ઉપર રોકવાની તાકીદ

---

થયા હોઇએ અથવા નહીં થયા હોઇએ, તોપણ, જો (રોગની) સામે થવાની (તબીઅતની) શક્તિ ઘટી ગયલી હોય તો પછી આપણે જલદીથી મરકી અથવા રોગનાં શીકાર થઇ પડીએ છીએ."

સફે ૧૬૩:—"એટલા ઉપરથી ઉડતો રોગ ફેલાયો હોય તે વખતે મન તથા તન બંધેની તનદરૂસ્ત હાલત જાળવી રાખવી એ કીમતી, ફાયદાભરેલું, એટલુંજ નહીં, પણ જરૂરનું છે. જો મનનું કુવત કાંઈ તાવીજથી, અથવા મંત્રેલાં કપુરની પોટલીથી* અથવા કાંઈ માંદરીઆંથી અથવા એવાજ કોઇ બીજા નિર્દોષ ઉપાયથી જાળવી રાખી શકાતું હોય તો શું તે ઉપાય ધીક્કારી નાંખવા જોઇએ, તથા હસી કાહાડવા જોઇએ ?"

* કપુરની પોટલી, માંદરીઆં, વગેરે વેહેમને ઉત્તેજન આપે એવા ઉપાયો ડાક્ટર પીગફોરડે અજ્ઞાન જુદ્દીનોને વાસ્તે કહેઆ છે તેમ કરવાની આપણ જરતોસ્તીઓને ભલામન કરવાની જરૂર નથી. આપણે આપણી ખાલેસ દીનપર ઇમાન રાખી તે આખી જગતની પાસબાની કરનાર પાક દાદાર અહુરમજદની મદદ માંગીને અને દહાપણ તથા અકલ વાપડીનેજ આપણાં મનને મજબુતી આપવી—રી૦ બ૦

"ધાસ્તીની અસરથી દરદ પેદા થાય છે તે વિષે પુરાતન ગ્રીક અને રોમન લોકો એવા સારી પેઠે વાકેફ હતા કે કોઇબી ઉડતી મરકીની તાપ ફેલાતી, તે વખતે ધાસ્તીની દેવીને શાંત કરવાને હોમ-હવન કરતા હતા, તેની અસર એ થતી હતી કે લોકોમાં સંપૂર્ણ વિશ્વાસથી કરીને હીંમત આવતી હતી."

કોપલન્ડની 'ડીકશનરી ઓફ મેડીસીન' સફે ૩૫૩:—"ગમભરેલા જુસ્સાઓ, ધાસ્તી, અને બીજો જેબી કોઇ સબબ જીવશક્તિનું કુવત ઉતારી નાંખે છે, તેઓ ઉડતો રોગ પુરી રીતે ઉત્પન્ન થાય તેની અગાઉ, તથા તેની અસરો ચાલુ રહે તે વખતે, તેના ફતેહ મેલવતા હુમલાઓ વધારી આપવાના ઘણાજ અસરકારક અને જોરાવર સબબો છે."

સફે ૩૫૯:—"ઉડતા રોગો પોતામાં લેવાને લાયક થવાનાં બીજાં કેટલાંએક મૂળો છે, તેઓમાં આ કેટલાંક ઘણાં મુખ્ય છે; જેવાંકે ધાસ્તી, દલગીરી, ખોરાક જેરવવાના અવયવો, હોજરી ઇત્યાદિની નબળાઇ, બધી જાતની શરીરની નબળાઇ, અને એ શિવાય જેબી કશાંથી જીવશક્તિ કમતર થાય છે તે, ઉડતા રોગો ફેલાવનારી સઘલી વસ્તુઓ નેસો અને રગોની ઉપર બીમારીની અસર પેદા કરે છે, અને જીવશક્તિ એટલી નબલી થઇ ગઇ હોય છે કે તેની સામે નહીં થઇ શકતી તો બીજી બધી બાબદો એકસરખી રીતે છતાં તે મરકી ફેલાવનારાં તત્વો તે નબલાઇ અથવા કુવતનાં પ્રમાણ પ્રમાણે જે જે પ્રવાહી પદાર્થો શરીરમાં ફરતી રહે છે, અથવા બાહેર નીકળે છે તેઓને જલદી અને લાંબા વિસ્તાર લગી બીગાડે છે. જ્યારે નેસોનું કુવત અને અવયવોની શક્તિ અને ક્રિયાઓ એ રોગનાં સાધનોની સામણે થવાને પુરતાં નથી હોતાં ત્યારે રોગ લાગુ પડે છે."

સફે ૩૬૨:—"જેબી કોઇ કારણ પાધરી અથવા આડકતરી રીતે શરીરને નબળું પાડે છે અથવા થકવે છે—જેબી કારણ તેની જીવશક્તિને ઉતારી પાડે છે, દાખલા તરીકે, દરેક જાતનું હદથી બાહેર જવું, હલકો અને પોષણ વગરનો ખોરાક તથા પુરતાં કપડાંની કોતાહી, ઇત્યાદિ, તે ઉડતા રોગોનાં કારણો ઉસ્કેરવાનાં કામને લાયક શરીરને કરે છે. બીજા હાથ ઉપર જેબી કોઇ કારણો જીવશક્તિને કુવત આપવામાં મદદ કરે છે તથા શરીરનાં બાંધાનાં કામોની તનદરૂસ્તી જોઇએ

કીધી છે. [૧૦૪] એજ મતલબ ધ્યાનમાં રાખીને મરનારને ઠેકાણે પાડવાની મીજલસમાં એકઠાં મલેલાં સર્વે મરદો તથા ઓરતોનાં દીલ બેફાયદે ગમ અને શોક કરવાથી પાછાં રાખીને પવિત્ર અને ખોદાઇ ભજન સાંભલવા ઉપર લગાડવાં. અને ઇશ્વરી ભજનો તથા પેગમ્બરી કલામો તથા પવિત્ર ગાયણોથી દીલાસો મેલવવાને તથા મનની હીંમત જાલવી રાખવાને સરોશ બાજ તથા ગેહસારણું પઢાવવાનું ઠરાવ્યું છે. એ ગેહસારણાનાં સાત હાઓમાં કેટલુંક અહુરમજદ ખોદાનું પવિત્ર ભજન, કેટલીએક ઉત્તમ નીતિ, કેટલીક ઉમદા વાએજ, પેલી જેહાનમાં છુટકારો મેલવાવનાર માજદયસ્ની જરતોસ્તી દીનની ઉત્પત્તિ, ખરા દીનદારોને આએ જેહાનમાં નડેલી મુશકેલી, અને તેઓએ ખમેલી મુસીબતોના બદલામાં પેલી જેહાનમાં સુખનો બદલો મલવાની કબુલાત, વગેરે બીજી કેટલીક બુલંદ ભજનોની ગાથાઓ સમાવેલી છે, એટલુંજ નહીં, પણ એ ગાથા ખુદ અશો સપેતમાન જરતોસ્તના બનાવેલા છે, તેથી તેઓને એ પ્રસંગે ધર્મના દીલાસા તરીકે અને ઇશ્વર ભજન તરીકે ગાવાનું ઠરાવેલું છે. તેઓને જેઓ સમજે અને તેઓની અસર પોતાના મન અને દીલપર પોંહચાડે, તો તેથી તેઓનો ગમ વિસરાઇને તેઓના વિચારો બુલંદીએ પોંહચ્યા વગર નહીં રહે. અને તેથી તેઓના મનને દીલાસો તથા હીંમત રહીને તેઓની તનદરૂસ્તીબી સચવાયલી રહે.

---

તેટલી કાયદા પ્રમાણે ચાલવાનું જાલવી રાખે છે, તેઓ ઉડતા રોગની અસરો તેઓ ઉપર લાગુ નહીં પડવા દેતાં માલૂમ પડે છે."

"દરદથી જે દુ:ખકારક પરિણામો થાય તેઓનો વિચાર કરવા ઉપર એક પલ વટીક મનમાં ખ્યાલ આવવા દેવો નહીં. અને તેની ધાસ્તીને તો જરાબી ઉત્તેજન આપવું નહીં. કેટલાક શખ્સોના મન એવાં હીંમતવાન હોય છે કે જોકે તેઓનાં શરીરની શક્તિ એવી તો અતીશે નબળી હોય છે કે ઉડતા રોગોનાં કારણોને પુરતી રીતે સાંમે થવાને શક્તિવાન નથી હોતી તોપણ તેઓનાં મનની હીંમતને લીધે બીજા કેટલાકો જેઓનાં શરીરનું કૌવત ઘણું જોરાવર હોય છે તોપણ તેઓનાં મનની હીંમત પેલાઓ જેટલી નથી હોતી, તેઓનાં કરતાં વધારે સારી રીતે રોગની સાંમે થઈ શકે છે."

૧૦૪. વં૦ ૯ ફકરો ૪૫-૪૬:-"ફરીથી જરતોસ્તે પુછ્યું-'શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! કેમ તે (જીવતાં)થી દરૂજને (જીવતાંઓને નુકશાન કરવાની અસરને) સામણે થઈને અટકાવી શકાય, જે (દરૂજ) મુએલાંમાંથી જીવતાંપર (તે મુરદાંને અડકયા વગર) લાગુ પડે છે? કેમ (જીવતાં)થી નસુશને સાંમે થઇને અટકાવી શકાય, જે કે મુએલાંમાંથી જીવતાંપર (તે મુએલાંને અડકયા વગર) લાગે છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો: 'તે વચનો પઢે જેઓ ગાથાઓમાં બે વાર પઢાય છે, તે વચનો પઢે જેઓ ગાથાઓમાં ત્રણ વાર પઢાય છે, તે વચનો પઢે જેઓ ગાથાઓમાં ચાર વાર પઢાય છે."

* અમે ધારીએ છીએ કે આપણા ધર્મનાં ભણતરોમાં કેટલાએક શબ્દો, વાકયો, ફકરાઓ, કવિતાઓ, અને કરદાઓ કેટલીકવાર ફરી ફરીથી પઢવાનું ઠરાવેલું છે. તેની મતલબ કદાચ એવી હોય કે તેટલા ચોકસ ભાગને ફરી ફરીથી જપ કરવાથી તેની અસર મન ઉપર વધારે થાય. અથવા તો તેઓ ચોકસ કવિતાનાં ગાયણો હોવાથી કરીને તેઓની ચોકસ રાગ રાગણીઓને જેટલીવાર ફરી ફરીથી ગાવાનો કાયદો હશે તે પ્રમાણે તેટલીવાર ગાવાનું ઠરાવ્યું હોય:-રી૦ બ૦

બીજું. એક જરતોસ્તીનું મરણ તે ગનામીનોના વર્ગને લાભ અને સપેનામીનોનાં વર્ગને તોટો છે. ગનામીનોને હરાવવો, અને સપેનામાંનોને મદદ કરવી, એ દરેક જરતોસ્તીની ફરજ છે. અને એ ફરજ કેમ બજાવવી તે વિષેનું જ્ઞાન માજદયસ્ની જરતોસ્તી દીન આપે છે. વાસ્તે જે વખ્તે ગનામાંનોની ચહડતી થાય, અને આજમાંન કે જે વૃદ્ધી અને ઘટાડા વચે થતી લડાઇનું મેદાન છે, તેમાં વૃધ્ધીનાં સપેહસાલાર સપેનામાંનોની તરફનો એક પેહેલવાન ઓછો થાય, તે વખતે બાંજા જીવંતાં લશ્કરને જે દીનથી કે ગનામાંનોની હાર અને સપેનામીનોની જીત થાય તેની ઉત્પત્તિની નવેસરથી યાદ આપવી, એ એ વખતને તદન છાજતું છે.

ત્રીજું. ગેહ સારવાની સૌથી ચહડતી મતલબ એ છે કે મરનારના આત્માની 'ફરષોગરદ' (પાછું સમારી ઉઠાડવું અથવા રીસ્તાખેજ) કરવા વિષે દાદાર અહુરમજદની દરગાહમાં દુઆ માંગવી. ગેહસારણામાં જરતોસ્તી દીનની ઉત્પત્તિ એ દીનની નીતિ, વગેરે વીસ્તારીને છેક છેડે એ દીન પ્રમાણે ચાલનારા દીનદારોની ફરષોગરદ કરવાની એક દુઆ 'મજદા અદમોઇ' નાંમનાં કરદામાં આવે છે; કે જે બાબદ એક જરતોસ્તીની લાસને ઠેકાણે પાડવાના વખ્તને છાજતી છે. તે એમ કે જોકે આ મુએલું ખાકી તન જીવતાં વાહલાંઓથી દૂર જાયછે, તોપણ મરનારના અમર્ગ આત્માનો ફરષોગરદ અહુરમજદ કરશે કે, જે ફરષોગરદની આશા દરેક જરતોસ્તીને મોટો દીલાસો આપનારી છે. એ દુઆ 'મજદા અદમોઇ'માં ગેહસારણાનાં ગાથાઓને છેક છેડે છે, તેનું કારણ એ કે અસલનાં આર્યન કવીઓ તથા લોકો (અને ચોકસ દરજ્જે હાલનાં ઇરાની લોકો)ની એવી ચાલ હતી કે પેહેલાં જેને અરજી કરવી હોય, કે જેની વખાણ કરવી હોય, તેની સીફત પુશ્કલ કરી કરીને છેડે જે માંગવું હોય તે માંગવું. ઋગ્વેદનાં ઘણાંખરાં દરેક સૂક્તમાં પેહેલે જે દેવતાનું સૂક્ત હોય તે દેવતાની સ્તુતી કરીને છેડે જે વર માંગવો હોય તે માંગે છે. યશતો, જેઓ ઉપલાં સૂકતોની મીસાલે ચોકસ એકેક મીનોનું એકેકું ઠરાવ્યાં મુકેલું છે, તેઓમાં ઘણું ખરૂં શરૂઆતથી તે મીનોની વખાણ કરતા આવીને, તથા તેણે કીધેલાં કામોનું વર્ણન કરીને છેડે તેથી બક્ષેશ માંગવામાં આવે છે. (જુઓ આવાં યશ્ત, ફરવરદીન યશત, ૯૦) આગલા જમાનામાં ઇરાનના અથવા હીંદુસ્તાનના પાદશાહોને અરજી કરવામાં આવતી તેમાં પેહેલે પાદશાહની વખાણ લંબાણથી લખીને છેડે જે અરજ હોય તે ટુંકમાં ગુજારતા. અને આજેબી ઇરાનમાં શાહને એજ મુજબ અરજી કરવાનો ચાલ છે. એ રીતે જોતાં 'મજદા અદમોઇ'નો કરદો છુટો પઢવાને બદલે જે ગાથામાં એ કરદો આવે છે, તે ગાથા જે એક લેખે સર્વશક્તિવાન અહુરમજદનું એક સૂક્ત ગણાય, તે આખો ગાથા પઢવાનું ઠરાવેલું લાગે છે. એ રીતે જોતાં ગેહસારણાની ક્રિયામાં મરનારનાં શરીરનો નાશ કરવા અગાઉ

તેના આત્માને તેના પેદા કરનારને સોંપવાની દુઆ અને જીવતાંઓને ગનામીનોની સામે થઇને સપેનામિનોની મુરાદ મુજબ ચાલવા શિખવનાર માજદયસ્ની જરતોસ્તી દીન પ્રમાણે ચાલવાનો બોધ અને હીંમતઆપવામાં આવે છે. ગાથાઓ અને ધર્મનાં ભજનો અને ફરમાનો અને તાલીમો બરાબર શિખવાથી અને તે પ્રમાણે ધર્મનાં ફરમાનો બજાવવાથીજ દુનીઆની સદ્‌ગતી થશે એવું અવસ્તામાં કહેલું છે (હા૦ ૫૫ ફ૦ ૫-૬) તેની નવેસરથી જીવતાંઓને ઇઆદ આપવા સારૂં તેઓની મીજલસમાં મુખ્ય ગાથાઓ ગાવામાં આવે છે. બીજા બોલોમાં ગેહસારણાંનું ભજન બોધ દીએ છે કે ગેતી અને મીનોનાં કેટલાક ભાગોનાં સંયોગથી જે મહાજ્ઞાની કીરતારની કારીગરીનો એક ઉત્તમ નમુનો મરનાર માણસ બનેલું હતું તેના ગેતીના ભાગોનું તો રૂપાંતર કરવુંજ જોઇએ, તેથી તે કરવા અગાઉ તેનાં મીનોઇ ભાગો તેના પેદા કરનારને સ્વાધીન કરતી વખ્તે જીવતાંઓએ ધડો લેવો અને નસીહત પકડવી કે એજ પ્રમાણે એક દિવસે સર્વેનાં ગેતી અને મીનોનાં ભાગો જુદા પડનાર છે. તેઓ છુટા પડવા પછી ગેતીનાં ભાગોનું પૃથક્કરણ થશે પણ મીનોઇ ભાગો અમર રહેશે. અને જેઓ માજદયસ્ની જરતોસ્તી દીન પ્રમાણે ચાલેલા હશે તેઓને મુકતી મલશે. માટે, જીવતાં માણસો ! તમે એ દીનની ઉત્પત્તી વિષે સાંભલો, અને તેનાં હુકમો મુજબ ચાલો, કે તમારીબી મુકતી થાય. અને તમો દીલાસો લેઓ કે જોકે આ ગેતીનું ખોલીઉં ગેતીમાંજ રૂપાંતર થશે, તોપણ તેનાં મીનોઇ માલેકને સદાનું સુખ મેલવવાની આશા માજદયસ્ની દીન આપે છે.

ચોથું. ગેહસારવામાં જેમ જીવતાંઓનાં ફાયદાની તેમજ મરનારના આત્માના ફાયદાનીબી મતલબ સમાવી છે. અવસ્તામાં એવું કહેલું છે કે જ્યારે માણસ મરણ પામે છે ત્યારે તેનું રવાન એટલે મુખ્ય આત્મા તેનાં માથાંની નજદીક બેસે છે તે વખ્તે તેની હાલત કેવી હોય છે તે વિષે આપણી દીનની કેટલીએક કેતાબોમાં કહે છે કે જેમ આ દુનીઆમાં તુરતનું જન્મેલું બચું ઘણુંજ નાજુક હોય છે તેમજ આ દુનીઆમાંથી તુરતનુંજ મીનોઇ આલમમાં ગયલું તે રવાનબી નાજુક અને અશકત હોય છે. અને જેમ તે બચાંને બરદાશ્ત લેનારી અને ધવાડનારી દાઇની ઘણી જરૂર છે તેમજ તે રવાંનની ઘણી બરદાશ્ત લેવાની અને તેને ઘટતો ખોરાક અને તકવો આપવાની ઘણી જરૂર છે. તે માવજત લેનાર આપણા ધર્મ પ્રમાણે સરોશ ઇજદ છે (હા૦ ૫૭, ફ૦ ૨૫) અને રવાનને તકવો આપનાર, પાસબાની કરનાર, સંભાલ લેનાર, અને મીનોઇ ખોરાક આપનાર, ગાથા છે (હા૦ ૫૫ ફ૦ ૨). તેથી એ ગેહસારણું પઢવામાં આવે છે. કેમકે ગેહસારણામાં સરોશ ઇજદની ખશનુમન તથા તેની યારી માંગવાની પ્રાર્થના અને

ગાથાઓનું ભણતર સમાયલું છે.[૧૦૫] રવાન કેવું હોય છે તે વિષેની કેટલીએક હકીકત આગલ ભાગ બીજામાં જોવામાં આવશે. આપણા ધર્મની કેટલીએક કેતાબોમાં કહે છે કે શરીરમાંથી બહાર પડવા છતાં રવાનને જોવાની, સુંઘવાની, સાંભલવાની, વગેરે અનેક ઇન્દ્રિઓ હોય છે. તેથી આતશ તેની જગાએ રોશન કરવાથી તેની જોવાની ઇન્દ્રિઓને, ખુશબો બાલવાથી તેની સુંઘવાની ઇન્દ્રિઓને, અને ગાથા ગાવાથી તેની સાંભલવાની ઇન્દ્રિઓને, રાહત મલે છે. આપણા ધર્મની કેતાબોમાં કહે છે કે મરણ પછી રવાન પોતેબી ગાથા ગાતું બેસે છે. જો તેણ નેકી કીધી હોય તો નેકીની ફત્તેહનાં ગાથાઇ ગાયણો તે ગાય છે અને શુકરાનાં કરે છે. અને જો બદી કીધી હોય છે તો ધાસ્તીનાં અને આશ્રો માંગવાનાં ગાયણો ગાય છે અને પસ્તાવો કરે છે. તેથી એ વખ્તે ગાથા ગાવા તે તદન એ વખ્તને છાજતું અને મરનારનાં રવાનને પસંદ પડતું છે.

### ૩. લાસને ઘરથી તે સેવટની જગા સુધી લઇ જવાની રીત.

ઘરમાં જેટલી સંભાળ અને ચોકસાઇથી મુરદાંની લાસને અલગ મુકીને તથા બીજા સાહુચેતીનાં ઉપાયો વાપડીને જે જે ક્રિયાઓ લાસ ઉપર કરવી જોઇએ તેનું વર્ણન ઉપર આવ્યું છે. તે કીધા પછી લાસને સેવટની જગાએ લઇ જઇને જાનવરોને ખાવા આપર્વા. તે લઇ જવાની રીત કેવી જોઇએ? તેને શામાં મુકીને લઇ જવી? તેને માણસોએ ઉંચકીને લઇ જવી, અથવા કોઇ બીજી રીતે લઇ જવી? તેની ઉપર ઢાંકણ કરવું કે ખુલ્લી લઇ જવી? તેને જરતોસ્તીઓએ લઇ જવી કે જુદદીનો પાસે ઉંચકાવવી? રસ્તા ઉપરથી તેને કેમ લઇ જવી? રૂતુની સખતાઇ, વરસાદ, વગેરે બીજી અડચણો હોય તો કેમ લઇ જવી? તેની પુઠે પાયદસે જનારાઓએ કેમ જવું? એ વગેરે બાબદો ઉપર આગલા વખ્તમાં હીંદુસ્તાનના જરતોસ્તીઓની તરફથી ઇરાનના જરતોસ્તીઓપર ઘણી વખ્તે સવાલો કીધેલા માલૂમ પડે છે. અને એ બાબદોથી રવાયતોનો મોટો ભાગ ભરાયલો જોવામાં આવે છે. એ રવાયતોના ફતવા, તે સાથે એજ બાબદોને લગતા અવસ્તા તથા પેહલવી કેતાબોમાંના ફકરાઓ, તપાસતાં માલૂમ પડે છે કે તે સર્વેની મુખ્ય નેમ એજ છે કે લાસના ખુલા ભાગોને જીવતાં માણસોનાં શરીરનાં ખુલા ભાગોને લાગવા નહીં દેવાની સંભાલ રાખવી, તથા લાસમાંથી નીકલેલી કોઇબી પ્રવાહી પદાર્થ જેવી કે લોહી, રસી, પાણી, વગેરે, જીવતાંનાં શરીરને નહીં લાગે તેની સંભાલ રાખવી, તથા લાસને પાણી અથવા કોઇબી ભીનાશ નહીં લાગે તેની સંભાળ રાખવી, છિદ્રવાલી વસ્તુઓ જેવી કે

---

૧૦૫ બં૦ નં૦ ૩ સર્દે ૨૯:-"બીજું. મરનારની ગેહ સારવામાં આવે છે તેની શકિત એવી છે કે આત્મા ત્રણ દહાડા લગી દુનીઆમાં રહે છે તેને ગેહ સારવાથી ઘણી રાહત મલે છે અને દેવોની હાર થાય છે."

લાકડું વગેરે, જેઓ પોતામાં પ્રવાહી અથવા બીજા સક્ષ્મો ચુસી શકે તેઓને એ કામમાં નહીં વાપરવી. જેમ બને તેમ સુકાં કપડાં, સુકો રસ્તો, સુકી મટોડી, કામમાં લેવી. અને બનતાં સુધી બધું સુકું વાપરવું. કોઇબી જાતના ભીનાશ સાથે લાસને લાગવા દેવી નહીં.

## લાસને શામાં મુકીને લઇ જવી?

તમામ અવસ્તા તપાસી જોતાં લાસને શા ઉપર મુકીને લઇ જવી તે વિષેનું ખુલ્લું લખાણ કોઇ ઠેકાણેથી મલતું નથી. પણ વંદીદાદની છઠી પરગરદની સેવટે (ફ૦ ૪૫–૪૬) લાસને તેની સેવટની જગાએ મુકવાનું તથા આઠમી પરગરદમાં (ફ૦ ૧૦) કોઇ અસાધારણ રૂતુની અથવા બીજી અડચણ વખતે એક ખાડામાં મુકવાનું લખેલું છે, તે બંધે જગાઓએ તેને કાચી ઇંટ, પથર, છોં, અથવા ચુના જેવી વસ્તુનાં બાંધકામ ઉપર મુકવા કહેલું છે. લાકડાં ઉપર મુકવા કહેલું નથી. બીજું, લાકડાંના ઘોલીઆ અથવા એવાંજ બીજાં રાચરચીલાં, તખ્ત, બાસ્તી, કુરસી, વગેરેને નસો લાગો હોય તો તે ફરીથી ચોખું કરી શકાતું નથી એવું વંદીદાદમાં કહેલું જણાય છે (વં૦ ૭ ફ૦ ૭૫ તથા ૮ ફ૦ ૧–૩ તથા ફ૦ ૧૦) તે ઉપરથી માલુમ પડે છે કે લાસને જરતોસ્તી ધર્મનાં કાયદા પ્રમાણે લાકડાંની કરકટી ઉપર મુકીને લઇ જવાય નહીં. જરતોસ્તી ધર્મમાં જણાવેલા સફાઇના કાનુન પ્રમાણે નસાના સંબંધમાં આવેલી લાકડાંની વસ્તુ ફરીથી ચોખી કરી નહીં શકાય, એટલુંજ નહીં પણ બીજાં નસાને લગતાં અથવા ગલીચ કામમાંબી જેમ કેટલીએક નસાનાં સંબંધમાં આવેલી વસ્તુઓને વાપરવા કહી છે તેમબી વાપરી નહીં શકાય એવું માલુમ પડે છે. એ કાનુનને અનુસરીને આગલા વખ્તમાં ગુજરાતનાં કેટલાંક શેહરોમાં જરતોસ્તીઓની લાસને લાકડાંની કરકટી ઉપર મુકીને લઇ જવામાં આવતી હતી તે વાત જ્યારે ઇરાનના જરતોસ્તીઓના જાણવામાં આવી ત્યારે તેઓએ તે કામ દીનના કાયદાથી ઉલટું ગણીને તે ચાલ બંધ પડાવી હતી.[૧૦૬]

એ પ્રમાણે લાકડું વાપરી શકાતું નથી, તેથી ચોકસ ધાતુની બનાવેલી

---

૧૦૬. બેં૦ નં૦ ૨. સફે ૧૩૧; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૧; ખ૦ કા૦ ૨૦ સફે ૧૯૨:— "બીજું એકે ખંભાત અને અંકલેસરમાં લાકડાંની ગેહાંન છે તે બધું બદ અને નાપસંદ છે, અને હોરમજદની રાહને ઘટતું નથી."

બેં૦ ન૦ ૨. સફે ૧૪૩; ખ૦ કા૦ ૨૦ સફે ૧૯૨; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૪:—"પણ ખંભાત અને અંકલેસરમાં ગેહાન લાકડાંની છે તે હોરમજદ અને અશો ફરોહર જરતોસ્ત સપેતમાનની દીનની રાહે ઘટારત નથી. રીમની અને ગુનાહ લાગે છે અને ઘણું નાપસંદ છે. અલબતે એ બાબદમાં કોશેશ ઘણી કરવી જોઇએ કે લોહડાંની ગેહાંન બનાવે ? ગુનાહ અને રીમની નહીં થાય."

બેં૦ નં૦ ૨ સફે ૧૪૪: તથા ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૪:-બીજું નોસારી અને ભરૂચ અને સુરત અને ખંભાતમાં લાકડાંની ગેહાંન છે (તે ખોટું છે)."

'ગહાંન' અથવા 'ગેહાંન' ઉપર લઇ જવાનો ઉપાય બતાવ્યો છે. કારણકે નસાના સંબંધમાં આવેલી ચોકસ ધાતુઓને ચોકસ રીતે ધોઇને ચોખી કરવાનું વંદીદાદમાં જણાવેલું છે, તે પ્રમાણે જો ચાહીએ તો ગેહાન ધોવાથી ચોખી થઇ શકે. એ 'ગાહાંન' અથવા 'ગેહાંન શબ્દની ઉત્પત્તિ 'ગાહે આહન' (લોહડાનું તખ્ત), અથવા નહીં તો 'ગાહ' (તખ્ત) ઉપરથી થયલી લાગે છે. લોહડાંની ગેહાંન વિષે જરતોસ્તી ધર્મને લગતી કેટલીએક પાછલી કેતાબોમાં લખેલું મલે છે. તેમાં એ ગેહાંન ત્રણ જાતની કહેલી છે, કે જે પ્રમાણે વપડાય છે. ૧. મોટી ગેહાંન, જે ચોખુણ આકૃતીની ચાર પગની, અને ચાર છેડે દાંડાવાલી હોય છે. તેને ચાર જણ ઉંચકે છે. એ ગેહાંન ઉપર પંદરથી વધારે વરસનાં જરતોસ્તીની લાસને લઇ જવામાં આવે છે. ૨. નાંધલી ગેહાંન. એ ગેહાંન મોટી ગેહાન કરતાં કદે નાંધલી અને ચોખુણ હોય છે. બે બાજુએ વચેથી બે દાંડા જડેલા હોય છે, તેથી તેને બે જણા ખાંધે ઉંચકે છે. એ ગેહાંન ઉપર નાંધલાં બચાંથી તે પંદર વરસની ઉમર લગીનાં બચાંને લેઇ જવામાં આવે છે, ૩. 'પતરૂ' કે જેને આપણા લોકો 'નળીયું' કરીબી કહે છે. એ એક પોહોલાં નલીઆંનાં આકારનું પતરૂ હોય છે અને તેમાં નાંધલાં બચાંની લાસને મુકીને એક જણ પોતાની ખાંધે ચહડાવીને લઇ જાય છે. એ આજના વખતમાં વપડાતી ત્રણે ગેહાંનોનાં આકારો એજ પ્રમાણેનાં રવાયતોની કેતાબોમાં જણાવેલા મલે છે.

## એકથી વધારે લાસો સાથે લઇ જવી કે નહીં?

કેટલીએક પાછલી કેતાબોમાં એકથી વધારે લાસોને સાથે લઇ જવાની મનાઇ કીધી છે.[૧૦૭] જો કે અવસ્તામાં એકથી વધારે લાસોને સાથે મુકવાની

---

૧૦૭ બે૦ નં૦ ૩ સફે ૨૧; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૩:—"અને બે માણસોની લાશ એકજ વખતે સાથે લઇ જઈ નહીં શકાય."

બે૦ નં૦ ૨ સફે ૭:—"અને બે આદમીના નસાને એકજ જગાએ લઇ જવા નહીં જોઇએ."

બે૦ નં૦ ૨ સફે ૧૮૨:—"અને માણસોના લાસો સાથે લઇ જવી નહીં ઘટે."

ટે૦ મ૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૩; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧:—"વળી બે માણસોની લાસ એકજ વખતે સામટી લઇ જવી નહી જોઇએ. પણ દરીઆઇ માણસ અથવા દરીઆઇ કુતરાંની લાસો એકથી વધારે સામટી લઇ જાય તો ચાલે. અને એક દરીઆઇ માણુસ અને એક સીસોલ્યાંની લાસ સામટી લઈ જાય તો ચાલે. અને બે કુતરાંની લાસ અથવા બે સીસોલ્યાંની લાસ, અને એક કુતરૂં અને એક સીસોલ્યાંની લાસ સામટી લઇ જાય તો ચાલે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૫;—"બે કુતરાંનાં નસા એકજ જગાએ લઇ જવા નહીં જોઇએ. તેજ પ્રમાણે એક આદમી અને એક સગનાં નસાને વિપેબી જાણવું."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૩; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"અને બે લાસો એકજ વાર (સાથેજ) લઇ જવી નહીં. અને બે માણસોની લાસો એકજ વાર સાથે લઈ જવી નહીં. પણ એક માણસની લાસ અથવા એક સગની લાસ લઇ જવી. અને બે સગની અને બે સીસોલ્યાંની લાસો સાથે નહીં લઇ જવી. એક સગની અથવા એક સીસોલ્યાંની લાસ લઇ

અથવા સાથે લઇ જવાની ખુલ્લી મનાઇ ફરમાવેલી નથી. તોપણ એકથી વધારે મુરદાંની લાસોને સાથે મુકવાનું અથવા સાથે લઇ જવાનું અવસ્તામાં કોઇ ઠેકાણે જણાવ્યું નથી અને જે જે ઠેકાણે લાસને મુકવાનું અથવા લઇ જવાનું લખ્યું છે તે તે ઠેકાણે એકજ લાસને વિષે લખ્યું છે તે ઉપરથી ધારી શકાય છે કે પાછલી કેતાબોમાં એકથી વધારે લાસોને સાથે લઇ જવાની મનાઇ કીધી છે તે અવસ્તાથી વિરૂદ્ધ નથી બલકે કેટલેએક દરજે અવસ્તામાં જણાવેલી તરતીબને મલતી છે. ફકત એક રવાયતમાં લખે છે કે એકથી વધારે જણ ગુજરેલાં હોય તો જોકે દરેકની લાસને તો જુદી જુદીજ લઇ જવી તોપણ લઇ જનારા જો તેના તેજ હોય તો તેઓને દર વખતે નાહવાની જરૂર નથી. છેલ્લીવારે એકવાર નહાવું.[૧૦૮]

## લાસને જરતોસ્તીએ કે જુદદીને લઇ જવી?

એક જરતોસ્તીની લાસને ખાંધ મારીને ઉઠાવી લઇ જવી હોય તો તેને જરતોસ્તીઓએજ લઇ જવી કે જુદદીનોબી લઇ જઇ શકે? એ સવાલનો જવાબ અવસ્તામાં જોતાં પાધરો કોઇ જગે મલ્યો નથી. તોપણ એક ઠેકાણે આવેલી ઇબારત ઉપરથી અનુમાન કરી શકાય છે કે મજદયસ્નાનોએ લઇ જવી જોઇએ, અને ઠેકાણે પાડવી જોઇએ. તે એબારત આ પ્રમાણે છે (જુઓ વંદીદાદ ૬. ફ૦ ૪૮-૪૬) "અહીંઆં તે મજદયસ્નાનોએ..." દીનને લગતી બીજી કેતાબોમાં જરતોસ્તીઓની લાસોને જુદદીનો પાસે ઉંચકાવવાની મનાઇ માલૂમ પડે છે. આગળ ગુજરાતનાં કેટલાંએક શેહેરોમાં જુદદીનો પાસે મજદયસ્નાનોની લાસોને ઉંચકાવતા હતા તે કામ દીનથી ઉલટું ગણીને ઇરાનવાલાઓએ તે ચાલ બંધ કરાવ્યો હોય એવું કેટલીએક રવાયતો ઉપરથી જણાય છે.[૧૦૯]

---

જવી. અને માણસની લાસ અથવા સગની લાસ બરાબર છે. એ લાસને એ (પ્રમાણે) લઇ જવી. કારણકે બંધે (લઈ જનારાઓ?)એ તે (એક લાસ) ઉપરજ હાથ રાખવા જોઇએ. અને વલી કહ્યું છે કે એકજ હાથે બે વાર સાથે (એક પછી એક) લઇ જવાની છુટ છે (?) પણ બે લાસો સાથે લઇ જવી નહીં જોઇએ."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૩:-" 'પતવંદાક' (સંયોગની રીમની?)ને લીધે બે (લાસો)ને એકીવારે સાથે નહીં લઇ જવી."

૧૦૮. દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૨; પે૦ દ૦ મે૦ ર૦ લા૦ નં૦ ૩૦ સફે ૭૫;-"બે અથવા ત્રણ માણસો ગુજરેઆં હોય તો ત્રણડેને એક પછી એક લઇ જવા પછી લઈ જનારા ખાંધોઆઓએ નહાવું. પણ પતેત કરનારાઓએ તો ત્રણડેની જુદી જુદી પતેત કરવી."

૧૦૯. બે૦ નં૦ ૩. સફે ૨૯:-"જો મુએલાંને જુદદીન લઇ જાય તો તેની પાયદશ નહીં કરવી. જો તેની પુઠે જાય તો ભારી ગુનાહ લાગે."

જુ૦ મો૦ ર૦ સફે ૧૩૩; બે૦ નં૦ ૨. સફે ૯૫:-"હરગેજ બેહેદીનની લાસ જુદદીન પાસે ઉચકાવવી નહીં."

બે૦ નં૦ ૨. સફે ૧૩૧:-"અમે જાણ્યું કે તમે જુદદીન પાસે લાસ ઉંચકાવો છો."

પણ નાચારીને સબબે કોઇએક જગાએ કશો ચારો નહીં રહે ત્યારે દુરવંદને તે લાસને અડકવા દેવાની એક રવાયતમાં છુટ આપી છે. તેમજ જરતોસ્તીઓ લાસને લઇ જતા હોય તે વખતે જો કોઇ જુદદીન તેઓને અડકે તો કેટલીએક ચોપડીઓમાં કહે છે કે લાચારીના સબબથી લાસને તેજ હાલતમાં લઇ જઇને સેવટની જગામાં મુકવી. બીજી કેતાબોમાં કહે છે કે લાસનાં કપડાં કહાડી નાંખવાં, ફકત તેની કુસ્તી કમરે રેહવા દેવી અને તેને સગદીદ કરીને બે મરદોએ સાથે પેવંદ વલગીને નીરંગનાં પોતાં લગાડીને બીજાં કપડાં પેહેરાવીને તેની સેવટની જગાએ લઇ જઇને મુકવી.[110]

---

બ૦ નં૦ ૨ સફે ૧૪૨; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૧; બ૦ કા૦ ૨૦ સફે ૧૯૨; જુ૦ મો૦ ૨૦ સફે ૧૬૮:–"બીજું જાણવું કે બેહેદીનોની લાસને જુદદીન પાસે ઉંચકાવીને દુખમે લઈ જવું તે બદ છે અને ભારી ગુનાહ લાગે છે તે જાણજો. અને ગમે તો તમારી તરફનાં રોહેનોમાંથીબી જો કોઇ જે આતશબેહેરામનો સરદાર હોય તેને પુછાવી જોજો."

દા૦ હો૦ ૨૦ સફે ૧૩૨; જુ૦ મો૦ ૨૦ સફે ૧૭૨; બે૦ નં૦ ૨. સફે ૧૩૭; બ૦ કા૦ ૨. સફે ૧૯૨:–"બેહેદીનની લાસ તમારી તરફ જુદદીન દુખમે લઇ જાય છે તે જુદદીનને આપવી નહીં જોઇએ. જ્યારે (ખુદા તમોને સલામત રાખે, પણ) ઘરડાં બોખાં ગુજરે ત્યારે તેઓની લાસ બેહેદીન પાસેજ ઉંચકાવજો. દીનદાર બેહેદીનની લાસ જુદદીન પાસે ઉંચકાવવી નહીં ઘટે. એ વિષે વધું શું કહીએ."

બે૦ નં૦ ૨. સફે ૧૪૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૯૨:–"બીજું અમારા જાણવામાં આવ્યું છે કે આદમી તથા સગના નસા તથા બીજા નસા જુદદીન પાસે ઉંચકાવીને દાદગાહે લઇ જવામાં આવે છે એ કામ બદ, નાપસંદ અને નાખુબ છે, અને ઘણો ગુનાહ છે. કારણકે અહુરમજદી જરતોસ્તી દીનમાં કહ્યું છે કે જાણીજોઇને લાસ જુદદીન પાસે ઉંચકાવે અને જો તે જુદદીન પાણી અને આતશને અડકે તો જેણે તે નસો ઉંચકવાનું ફરમાવ્યું હોય તે શખ્સની ગરદન ઉપર તેનો ગુનાહ રહે છે." "નસાને લઇ જવાનું કામ જરતોસ્તીઓએજ કરવું."

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૬૮ સફે ૪, ૧૩૩; બ૦ કા૦ ૨૦ સફે ૧૯૨; દા૦ હો૦ ૨૦ સફે ૧૩૨; "નરીમાન હોશંગ (ભરૂચી)ની રવાયતથી—બેહેદીનોની લાસોને દરવંદો દુખમે લઇ જાય છે તે દરવંદોને નહીં આપવી જોઇએ. અને (ખોદા તમુને સલાંમત રાખે, પણ ઘરડાં બોખાં) બાપ બપાવાની લાસો જયારે ઉઠાવવામાં આવે ત્યારે તે બેહેદીનોની લાસો જુદદીન ઉઠાવે તે ઘટારત નથી. એ વિષે જયાદા શું કહીએ?"

૧૧૦. પે૦ ૧૦ દી૦ સફે૦ ૪૯–૫૦:—"એક બાબદ એ છે કે જો કોઇ પરજાત દરવંદ જુદદીન દીનદારના નસાને અડકે અને ત્યાર પછી જમીનમાં દાટે તો તે વિષેની ખબર પડવા પછી બેહેદીનોને ઘટે છે કે તે દાટેલા નસાને ખુરશેદનીગરશની કરે. તે એમ કે પેહેલાં તે નસાને પાદીઆબ એટલે કે નીરંગથી ધોવો પછી કપડાં પેહેરાવવાં અને ગેહેસારણાંનાં અવસ્તા તથા સગદીદ સાથે તેને દુખમે પોંહચાડવો."

સફે ૧૮૯:—"એક બાબદ એ છે કે જો કોઇ જુદદીન મજદયસનાનના નસાને જુલમ અને બેદાદીથી અડકે તો તે વિષેનો હુકમ 'નચાકુમ નુસક'થી જાહેર છે કે 'નાચારી, ખુરસંદી'. તે એ કે સગદીદ કરીને બે મરદોએ સાથે પેવંદ વલગીને ગાવના નીરંગથી તે નસાની લાસને પાક કરવી. અને પાક કપડાં પેહેરાવવાં. અને આગલાં કપડાં પાછાં રાખવાં. પણ કુસ્તી જેમ બાંધેલી હોય તેમ ઉસ્તવાર રહેવા દેવી. પછી ક્રિયા સાથે તેને દુખમામાં મુકવું. અને એ કામમાં જીવતાંઓએ ખુબ સંભાલ રાખવી ઘટે છે."

## ચોપગાં જાનવરની પીઠ ઉપર લાધીને લાસને લઈ જવાય કે નહીં?

અવસ્તામાં કોઇબી જગાએ લાસને ચોપગાં જાનવરની પીઠ ઉપર લાધીને લઇ જવાનું લખ્યું નથી. અવસ્તાના તરજુમાંની પહેલવી શરેહમાં એક જગાએ તથા બીજી કેટલીએક કેતાબોમાં ચોપગાં જાનવરની પીઠ ઉપર લાસને લઇ જવાની ખુલ્લી મનાઇ કીધી છે. પણ બીજી એક બે ચોપડીઓમાં લાચારી હોય તો તેમ કરવાની રજા આપી છે.[૧૧૧]

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૩૩; બે૦ ના૦ ૩ સફે ૯-૧૦-૧૧. દા૦ હો૦ ૨૦ સફે ૧૩૨.—"શાપુર ભરૂચીની રવાયતથી-સવાલ-નસાસાલાર લાસને લઇ જતા હોય અને કોઇ દરવંદ નસા અથવા નસાસાલાર ઉપર પથર અથવા ઢેફું નાંખે અને તે પથર અથવા ઢેફું લાસ અથવા નસાસાલાર ઉપર પડે તો તેનું શું કરવું? જવાબ-લાસને દુખમામાં લઈ જઇને મુકવી. નસાસાલારબી લાચારીને સબબે, કારણકે બદીનો જમાનો છે તેથી, રીમન નહીં ગણાય."

"સવાલ-નસાસાલાર લાસને લઈ જતા હોય અને કોઇ દરવંદ જોરજુલમથી તે લાસને અડકે એટલેકે તે લાસ ઉપર પોતાનો હાથ અથવા પગ મુકે તો તે લાસ અને નસાસાલારોનાં બાબમાં શું હોકમ છે?-જવાબ-તે લાસને દુખમે લઇ જઈને મુકવી અને નસાસાલારબી રીમન ગણાતો નથી. કારણકે અદાવત અને જુલમની રાહે એમ કરવામાં આવ્યું છે. પણ જો નસાસાલાર બેખબરી અને ગફલતથી દરવંદને અડકયો હોય તો તેનાં કપડાં રીમન થાય. પણ લાસને તો દોખમામાં લઇ જઇને મુકવી."

"નસાસાલાર દુખમે જવાના કપડાં પહેરીને અને ખાલી ગેહાંન ખભાં ઉપર મુકીને લાસ ઠેકાણે પાડવા માટે જતા હોય તેવામાં નસાસાલાર જો ગફલતથી દરવંદને અડકે તો તે નસાસાલારનાં કપડાં નીરંગથી ધોવાં અને તે કપડાં ઉપર પાણી નાંખવું નહીં જોઇએ. તે કપડાંને નીરંગે ધોવાં પછી તે વતે નસાસાલારીનું કામ કરવું રવા છે."

"શાપુર ભરૂચીની રવાયતથી-બીજું. અમારા જાણવામાં આવ્યું છે કે (હીંદુસ્તાનમાં) બેહેદીનોની ઓરતો ફરજંદ જણે છે ત્યારે દરવંદ ઓરતો દાઇ તરીકે કામ લાગે છે. એ ઘણું નાવાજેબ અને અનઘટતું છે. કેમકે જો તે ઓરત મુવેલું બચ્ચું જણે અને ને દરવંદ દાઇ અડકે અને પછી તે બચ્ચાંને દુખમામાં મુકે તો તે ઘણુંજ અનઘટતું અને નાવાજેબ છે. અને ભારી ગુનાહ લાગે. બેહેદીન ઓરતો પાસે દાઇપણાનો ધંધો કરાવવો જોઇએ. એ બાબદમાં ઘણી કોશેશ કરવી જોઇએ."

"શાપુર ભરૂચીની રવાયતથી-સવાલ-જો કોઈ પહાડ ઉપરથી પડીને મરણ પામેલો હોય, અથવા ચોરે મારી નાંખ્યો હોય, અથવા પાણીમાં ડુબી મુઓ હોય, અથવા એવાંજ બીજાં (કમોતે) મરણ પામ્યો હોય, અને તેના મરવાની ગેહથી બીજી ગેહ બદલાઈ નહીં હોય, તે વખતમાં જો કોઈ દરવંદો તેની લાસને અડકે અથવા તેનાં બદનમાંથી કપડાં બહાર લાવે અથવા ત્રણ ચાર દરવંદો તેની લાસને ખભાં ઉપર ઉંચકીને લઇ આવે, પણ તે દરવંદો અજાણપણે ઉઠાવીને લાવ્યા હોય અને હજુર તેનાં મરવાની ગેહથી બીજી ગેહ બદલાઈ નહીં હોય, અથવા કોઇ દરવંદ તેની લાસને પોતાનો હાથ અથવા કોઈ બીજો અવયવ લગાડીને અડકે અને એક ગેહથી બીજી ગેહ નહીં થઇ હોય તો તે લાસને દુખમે લઇ જવી ઘટે કે નહીં?—જવાબ—જો એક ગેહથી બીજી ગેહ નહીં થઇ હોય અને એવો બનાવ બને તો તે લાસને દુખમે લઇ જઇને મુકવી."

૧૧૧—રપીથ્રસ પહેલવી વં૦ ૮ ફ૦ ૨૮ ની શરેહ સફે ૧૦૬:—"ચોપગાં ઉપર લઇ જવું નહીં જોઈએ."

બ૦ ફા૦ ૨૦ સફે ૧૭૭:—"અને લાસને ચોપગાં જાનવર ઉપર અથવા વરસતા વરસાદમાં,

## ગાડીમાં લાસને લઇ જવાય કે નહીં ?

અવસ્તામાં ગાડીનાં બે બોલો આવેલા છે 'રથ' અને 'વાષ'. 'રથ' એટલે લડાઇની ગાડી, જેને ઘોડા જોડીને લડાઇનાં મેદાનમાં લઇ જવામાં આવતી હતી અને તે ઉપર બેશીને લડવૈયાઓ લડતા હતા. 'વાષ' એટલે માલ અથવા માણસોની સ્વારીની ગાડી, જે સુલેહને વખ્તે કામમાં આવતી હતી. એ ઉપરથી જણાય છે કે અવસ્તાનાં વખ્તમાં ગાડીનો ઉપયોગ જરતોસ્તીઓ કરતા હતા. પણ તેઓ મુરદાંની લાસને ગાડીમાં મુકીને લઇ જતા હતા એવું અવસ્તામાં અથવા દીનની બીજી કોઇ કેતાબોમાં જોવામાં આવતું નથી. તેમજ જેમ ઉપર ચોપગાં જાનવરની પીઠ ઉપર લાસને લાધીને લઇ જવાની મનાઇનાં ફકરા પાછલી કેતાબોમાં મલ્યા તેમ ગાડીમાં લાસને લઇ જવાની તરફેણ અથવા વીરૂદ્ધ કાંઇ લખાણ મલતું નથી. અથવા કોઇબી જમાનાનાં જરતોસ્તીઓમાં મુરદાંને ગાડીમાં લઇ જવાનો રેવાજ હતો, એમ કોઇબી તવારીખથી જણાતું નથી; તેથી ગુજરેલાંની લાસને બારે માસ ગાડીમાંજ મુકીને લઇ જવી એ વિચારજ જરતોસ્તી શરીઅતમાં નવો છે. તોપણ જો કોઇ કારણસર જરતોસ્તીઓ ગુજરેલાંની લાસને ગાડીમાં મુકીને લઇ જાય તો તે જરતોસ્તી દીનનાં નસાની પરહેજ વિષેનાં કાનુનોથી ઉલટું છે એમ કહેવાનેબી કોઇબી દલીલ નથી. બલકે એક ફારસી રવાયતમાં એવું લખાણ મલ્યું છે કે જો ચોપગાંની પીઠ ઉપર અથવા બલદનાં ગાડાંમાં લાસને લઇ જવી પડે તો તેમ કીધા પછી જેટલો ભાગ ધાતુનો અડકાયલો હોય તેને છ વાર નીરંગ પાણીએ ધોઇને ચોખો કરી લેવો અને જેટલો ભાગ લાકડાંનો હોય તેને જો મુરદાંનું લોહી અથવા બીજી પ્રવાહી લાગી હોય તો તેટલાને છોલી કહાડવું અને બાકીનું એક વર્ષ લગી ખુલ્લી જગામાં પડેલું રહેવા દેવું. એ મુદત પછી તે લાકડાંનાં (!) ગાડાંને વટીક ચોખું કરીને કામમાં લેવું.[૧૧૨]

સાધારણ સંસાર વ્યવહારમાં જો કોઇ શખ્સ અથવા શખ્સો કોઇ નવો રીવાજ ચલાવા માંગે તો બીજાઓ બલતવારીથી તેની સાંમે થાય છે

---

અથવા રાતની વખતે લઇ જવી નહીં જોઇએ, કેમકે ભારી ગુનાહ છે. પણ જો કોઇ વખતે નાચારી હોય અને કાંઇજ ઉપાય નહીં હોય તો ચાલે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧:--"તથા ચોપગાંની ઉપરથી લઇ જવો નહીં જોઇએ. પણ જો નાચારી હોય અને લઇ જાય તો ચાલે."

૧૧૨. ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૬૭:-"સવારીના ગાડીથી અથવા બલદનાં ગાડાંમાં લાસ મુકીને લઇ જવાય તે વિષે જાણવું કે જેટલું ચોખું ધાતુનું હોય તેને છ વાર નીરંગ અને છ વાર પાણીએ ધોવું. અને ગાડું જેટલું લોહી અથવા પલીદીથી ખરડાયલું હોય તેને પેવંદ કરી બાજ લઈને કાપી કહાડવું અને પરહેજવું અને બાકીનું જે હોય તેને એક વર્ષ લગી તેની ઉપર સૂરજ અને ચંદ્ર પ્રકાશે તેમ ખુલ્લી જગાપર મુકી રાખીને ત્યાર પછી કામમાં લેવું."

તો પછી ધર્મની ક્રિયામાં જો કોઇ નવો રીવાજ ચલાવવા માંગે તો તે કરતાં હજારગણી વધારે ખલતવારીથી તેની સામણે થવામાં આવે તેમાં કાંઇ નવાઇ નથી. અને એજ પ્રમાણે થોડું એકની વાતપર જ્યારે કેટલાએકો-એ આપણા લોકોમાં ગુજરેલાંઓને ગાડીમાં લઇ જવાનો રીવાજ પાડવાની દરખાસ્ત કીધી ત્યારે કેટલાએકો (ઘણું કરીને મુફસીલનાં રહેવાસીઓ કે જેઓને ઘણું કરીને લાસને ઠેકાણે લઇ જવાની બહુ મહેનત પડે છે) એ તેને ટેકો આપ્યો. બીજાઓ (ઘણું કરીને મુંબઇ અને બીજાં શેહેરોનાં રહેવા-સીઓ જેઓને લાસને અવલમંજલ પહોંચાડવાની ઘણી મહેનત પડતી નથી તેઓ) તેની સામણે થયા. અને જુના રીવાજ પ્રમાણે માણસોની ખાંધ-પરજ ગેહાંનમાં લાસ લઇ જવાની તરફેણ કીધી. એ વખ્તે થયલી તકરા-રોમાં ધર્મની રૂએ તપાસતાં ધ્યાંન આપવા જોગ ફકત એકજ દલીલ છે અને તે એ કે ગુજરેલાંની લાસને તથા તેને અડકેલાંઓને વરસાદનું પાણી લાગે છે તે ધર્મની રૂએ ગુનાહભરેલું છે માટે તેનો અટકાવ થવો જોઇએ. કેટલાએકોએ ગેહાંનની ઉપર જાડાં કુમાસનાં કપડાંનું અલગ ઢાંકણ કર-વાનો ઉપાય બતાવ્યો છે. કેટલાએકોએ ધાતુનાં પતરાંનું અલગ ઢાંકણ કરવાનો ઉપાય બતાવ્યો છે. અને કેટલાએકોએ ઢાંકેલાં ગાડીમાં લઇ જવા-નો ઉપાય બતાવ્યો છે. એ વિષે અમારૂં આધિન મત એટલુંજ છે કે જેમ દેશ, કાલ, હાલત, લાગણી, ઇત્યાદિને બેસતું આવે તેમ દરેક ઠેકાણેનાં જરતોસ્તીઓ જેમ પોતાને સવલ પડે તેમ લાસને અવલમંજલ પહોંચાડે, તેમાં કશો સુજાકો નથી. ફકત એટલુંજ થવું જોઇએ કે લાસનાં નસાને અને તેને અડકનારાઓને પાણીનો સંયોગ થવો ન જોઇએ. પછી ગમે તો લાસને એક રીતે કે બીજી રીતે લઇ જવું તે તેઓનાં વિચાર ઉપર છે.

હવે જો જરતોસ્તીઓ ચાહે કે એક ગાડીમાં લાસને મુકી લઇ જવાનો નવો રેવાજ કહાડે તો તે ગાડી કેવી બનાવવી જોઇએ? ઉપર આપણે જોયું છે કે જરતોસ્તી ધર્મની શરીઅત પ્રમાણે લાકડું નસાનાં કામમાં વપડાઇ શકાતું નથી તેથી તે લોઢાંની અથવા બીજી કોઇ ધાતુની બનાવવી જોઇએ, તેમાં એવી ગોઠવણ જોઇએ કે ઘરમાંથી ગાડીમાં મુકતી વખ્તે તે લાસ અલગ રીતેજ મુકવાને બની આવે, તેમજ સેવટની જગાએ ગાડીમાંથી કહાડતી વખ્તેબી અલગ રીતેજ લાસ નીકલી શકે. એનો સેહલો ઉપાય એ છે કે જેમ આજે આપણા ઘરમાં નસાસાલારો લાસને ગેહાંનપર મુકીને બંધ બાંધીને તૈયાર કરીને ખાંધીઆઓને આપે છે અને સેવટની જગ્યાએ પહોંચ્યા પછી તેઓની પાસેથી ગેહાંન લઇને લાસને ખુરશેદનીગરશની કરે છે તેમજ ઘરમાંથી લાસપર ઘટતી ક્રિયા કરીને તેને ગેહાંનપર બાંધીને તે ગેહાંન તે ગાડીપર ચહડાવીને સેવટની જગાએ જઇને ગાડીપરથી ગેહાંન ઉતારીને લાસને ઠેકાણે પાડવી. એ ગાડી આપણે ઉપર જોયું તે પ્રમાણે

જુદદીનોએ નહીં પણ જરતોસ્તીઓએ પોતે ઘસડી લઇ જવી જોઇએ અથવા તેને ઘોડા અથવા બેલ જે જોડે તેઓને જરતોસ્તીઓએજ હાંકવા જોઇએ. કારણકે જુદદીન જરતોસ્તીની લાસને અડકે તે નાપસંદ ગણ્યું છે. હવે તે જાનવરો કેવાં ગણાય, તેઓને કયાં રાખવાં જોઇએ, અને જે જાનવરો એકવાર લાસને સારૂ જોડયામાં આવે તેજ જાનવરો બીજી વારબી જોડી શકાય કે નહીં એ સવાલો ઉભા થાય છે. વંદીદાદની સાતમી પરગરદમાં (ફ૦ ૭૬–૭૭) કહેલું છે કે એક ગોસ્પંદે નસો ખાધો હોય તે ગોસ્પંદ, એક માણસે નસો ખાધો હોય તેની માફક ચોખું નહીં કરી શકાય એમ નથી. નસો ખાનાર ગોસ્પંદને માટે ફક્ત એટલુંજ કહેલું છે કે એક વરસ લગી તેનું દુધ ઇજશનેનાં કામમાં ખપમાં નહીં આવે. એક વરસ પછી તે ગોસ્પંદ આગલનાં જેવુંજ ચોખું ગણાય. હવે જો એક જાનવર નસો ખાધા છતાં તે તદન રદ થતું નથી, તો પછી જે જાનવરો લાસની ગેહાંન મુકેલી એક ધાતુની ગાડીને ઘસડી લઇ જાય તેઓને જો ફક્ત એક એલાહેદી જગાએજ રાખ્યાં હોય અને એલાહેદી રીતે તેઓને તથા ગાડીને લાવીને તેની ઉપર લાસની ગેહાંન મુકીને લઇ જવામાં આવે તો જરતોસ્તી દીનના કાનુનો પ્રમાણે કાંઇ અડચણ જેવું નથી.

એ ગાડીની ઉપર કાંઇ ઢાંકણ કરે તો તે રવા કે નારવા? અથવા આજે વપડાતી ગેહાંનની ઉપર કાંઇ ઢાંકણ કરે તો તે રવા કે નારવા? આ સવાલનો જવાબ જરતોસ્તી દીનનાં કાનુનો પ્રમાણે એટલોજ આપી શકાય કે ઘરમાંથી લાસને તેની સેવટની જગાએ લઇ જાય તેટલો થોડો વખ્ત લાસની ઉપર અલગ રીતે છાયો કીધો હોય તે જરતોસ્તી દીનનાં કોઇબી કાનુનની વીરૂદ્ધ નથી. બલકે એકલેખે તેમ કરવું જરતોસ્તી દીનનાં એક મુખ્ય કાનુનની મતલબ બર લાવે છે. જરતોસ્તી દીનનો એક કાનુન એ છે કે લાસને લગતી કોઇબી ચીજને પાણી લાગવા દેવું નહીં, તેમજ જે જીવતાં માણસો નસાને અડકેઆં હોય તેઓ પાછાં ચોખાં થાય ત્યાં લગી તેઓનેબી પાણી લાગવા દેવું નહીં. હવે હાલ આપણામાં જ્યારે લાસ બાહેર લઇ જવામાં આવે છે ત્યારે તે લાસ ઉપર રસ્તે લઇ જતાં વરસાદ પડે છે તેમજ તેને અડકીને ઉંચકી લઇ જનારાઓ ઉપરબી વરસાદ પડે છે. તેનો કાંઇ અટકાવ આપણી તરફથી થતો નથી, તેથી જરતોસ્તી દીનનો એ મુખ્ય કાનુન સચવાતો નથી, વાસ્તે એમ થવાનો અટકાવ થાય એટલા માટે ગેહાંન મુકેલી ગાડીની ઉપર અથવા ગેહાંન ઉપર લાસને જરાબી ભીનાશ નહીં લાગે તેમ જો છાયો કીધો હોય તો તે જરતોસ્તી દીનનાં કોઇબી કાનુનથી ઉલટું નહીં થાય, બલકે તે દીનનાં કાનુનને મલતું થાય. એક ફારસી

રવાયતમાં તો ખુલ્લું લખાણુ મલે છે કે જો લાસને તમામ ઢાંકીને નહીં લઇ જાય તો મોહટો ગુનાહ લાગે.[૧૧૩]

### વરસાદમાં લાસને નહીં લઇ જવી.

ઉપર આપણે જરતોસ્તી શરીયતનો એક મુખ્ય કાનુન જણાવ્યો છે કે કોઇબી જાતનો નસો પાણી સાથે મલવા દેવો નહીં. એ કાનુન પ્રમાણે વરસાદ વરસતો હોય ત્યારે મુરદાંની લાસને ભીનાતી લઇ જવી એ દેખઇતું અઘટીત છે. અને એ બાબદ ઉપર ઘણા પુરાતન વખતથી જરતોસ્તીઓનું ધ્યાંન ખેંચાયલું માલૂમ પડે છે. કેમકે ફકત અવસ્તાજ નહીં પણ પાછલી પહેલવી અને ફારસી કેતાબો એક આવાજે ગુજરેલાંની લાસને વરસાદમાં ભીનાતી લઇ જવાની મના કરે છે, અને તેટલા માટે જણાવે છે કે જ્યારે વરસાદ પડતો હોય અથવા પડવાના ચિન્હો જણાતાં હોય ત્યારે લાસને ઘરમાંથી બાહેર લઇ જવી નહીં; પણ એક ચોક્કસ તરતીબની જગા બનાવીને ત્યાં રહેવા દેવી અને વરસાદ ઉઘડી જવા પછી બધું સુકું થાય ત્યારે લઇ જવી. કેટલીએક કેતાબોમાં લખે છે કે અગર ઘરમાંથી લાસ બાહેર કાહડવા પછી વરસાદ આવે તો કોઇએક જગાએ છાપરું અથવા કાંઇબી બીજી ઢંકાયલી જગ્યા હોય તો ત્યાં છાયડામાં તે લાસને રાખવી અને વરસાદ રહેવા પછી લઇ જવી. અગર તેમ નહીં તો ગેહાંનની ઉપર છત્રીઓ અથવા બીજું કાંઇબી ઢાંકણુ કરીને લઇ જવી. પણ લાસને પાણી મુતલક લાગવા દેવું નહીં.[૧૧૪] એ વિષેનું અવસ્તાનું ફરમાન કોઇબી મોહટી

---

૧૧૩. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૦૫-૨૧૧; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૬, ૧૭૭; બે૦ નં૦ ૩ સફે ૨૧:--"જ્યારે લાસને દખમે લઇ જતા હોય ત્યારે તેનું માંથું દખમાં (આગલી) તરફ કરવું. અને ઘટે છે કે તે તમામ ઢાંકેલી હોવી જોઇએ. કેમકે જો તમામ ઢાંકેલી નહીં હોય તો ભારી ગુનાહ લાગે."

૧૧૪—સ્પીગલ પેહેલવી વ૦ ૮ ફ૦ ૧૭ ની શરેહ સફે ૧૦૪:—"વરસાદમાં (લાસને) નહીં લઇ જવી. વરસાદ આવવાની ધાસ્તી હોય ત્યારેબી નહીં લઈ જવી. જ્યારે વાદલ ઘણું ઘુટું હોય (અથવા માંથે હોય) ત્યારે જો ગમે તો ઘરમાંથી લઈ જવું. જો રસ્તામાં વરસાદ આવવા માંડે અને જો કોઇ (ઢાંકેલી) જગાએ મુકી શકાય તો મુકવી. જો તેમ નહીં બને તો તેને લઇ જવી. પછી તેને પાછી નહીં લાવવી. પાછલથી (તે પર) એક અલગ ઉપરથી ઢાંકણુ લઇ જવું. તે ઉપરનાં ઢાંકણુને રાખીને કામમાં લેવું નહીં. જ્યારે તે જગા (દખ્મ) આગલ પોહુચે અને તે 'દખ્મ' (રીમન ચીજો નાંખવાનો ખાડો) પાણીથી ભરેલુંબી હોય તોબી તેમાં તે નાંખે તો તેમ કરવાની છુટ છે."

*—આ ફકરામાં [illegible] શબ્દને અવરતા [illegible] (વાદલ અથવા વરસાદથી રક્ષણ કરનાર છત્ર-સરખાવો સંસ્કૃત आतपत्र=તડકાંથી રક્ષણ કરનાર, છત્રી) ઉપરથી બનેલો લઇએ તો નીચે મુજબ અર્થ થાય છેઃ-"વરસાદમાં નહીં લઈ જવું. વરસાદ આવવાનાં ચિન્હો હોય તો નહીં લઇ જવું. જો તેનાં સરપર ઉંચેથી ઢાંકણુ રાખ્યું હોય તો જો ઘરથી લઇ જાય તો ચાલે. જો રસ્તામાં વરસાદ લાગે તો જો કોઇ જગાએ (પનાહમાં) મુકી શકાય તો મુકવું. તો તેને (પેલાં કપડાંનાં ઢાંકણુ સુધાં) લઇ જવું. પણ પછી તે (કપડાંનાં ઢાંકણુ) ને પાછું લાવવું નહીં. આહુરમે કહ્યું છે કે (લાસને) લઇ જવા પછી ઉપરનાં ઢાંકણુને રાખવાનું કામ નથી. જો 'જીનાક' (દખ્મ=રીમન કપડાં વગેરે નાંખવાનો

અડચણ અને અગવડને વખ્તે લાસનું શું કરવું એવે મથાલેની બાબદમાં નીચે આવશે તે ઉપરથી તથા ગુજરેલાંની લાસને વરસાદમાં ભીનાતી નહીં લઇ જવા વિષેનાં બીજી કેતાબોનાં ફકરાઓ ઉપરથી સાફ માલૂમ પડે છે કે આજનાં વખ્તમાં વરસતા વરસાદમાં ગેહાંન ઉપર લાસને લઇ જવામાં આવે છે અને તે લાસ ઉપર પાણી પડે છે તે જરતોસ્તી ધર્મની મકસદથી તદન ઉલટું થાય છે. વાસ્તે ઉપર જણાવ્યા પ્રમાણે વરસાદની રૂતુમાં

---

ખાડો, જુઓ સ્પી૦ વં૦ ૮૦ ફ. ૪) આગલ પોંહોચે અને તે 'દખ્મ' પાણીથી ભરેલું હોય તો-બી જો તે તેમાં નાંખે તો છુટ છે."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સર્દ ૩–૪:—"(ખુલ્લે દહાડે લાસને) તમામ ઢાંકીને લઇ જવી નહીં કેમકે તે (નો ગુનાહ) નસો દાટવા (નાં ગુનાહ) ની બરાબર થાય. વરસાદમાં લઇ જવાથી મરગરજાન. જો વાદલ એકઠું થયું હોય અને ઘરથી લઇ જાય તો ચાલે. જો રસ્તામાં વરસાદ આવે તો પાછું ઘરે લાવવું નહીં જોઇએ. જો આગલ દેવડી (ઝરૂખો, અદાલી, માંડવો. સ્વેસ, ઢાંકેલો ઓટલો) હોય તો ત્યાં મુકવું. જેની દેવડી હોય તેને જો તેથી (નુકસાન થવાની) કાંઇ ધાસ્તી હોય તો તેણે ત્યાં તે નહીં મુકવા દેવાની છુટ છે. તેથી કરીને (નાચારે) પછી તેને તેની જગે લઇ જવું. જો (રસ્તામાં) એક ભાલડી જેટલુંબી પાણી ભરાયું હોય, અને જો કે જાણે કે (લાસ સાથે પાણીમાં ઉતરવું નહીં) તોબી લઇ જવું. મેદીઓમાહે કહ્યું છે કે તે જગા ઉપર એક 'વર' (ઢાંકણ) બાંધે. તેનું તળીયું **સુકું** કરે અને લાસને તે 'વર'ને તલીએ મુકીને તે 'વર'ને ઉઠાવીને લઇ જવો."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"અને લાસને વરસાદમાં લઇ જવી નહીં જોઇએ કેમકે મરગરજાન ગુનાહ છે. એવું બને કે લાસને ઉઠાવીને લઇ જતા હોય અને રસ્તામાં વરસાદ આવે તો જો રસ્તામાં કોઇ ઢાંકેલી જગા અથવા છાંયડા અથવા આશરાની જગા એવી હોય કે ત્યાં લાસને મુકવાથી તેની ઉપર વરસાદ નહીં પડે તો લાસને જ્યાં સુધી વરસાદ થોભે ત્યાં લગી તે જગાએ મુકવી, કે કાંઇ ધાસ્તી અને ફીકર રહે નહીં. પણ જો ત્યાં મુકવાથી કાંઇ બીજાં નુકશાનની ધાસ્તી અથવા ફીકર હોય અથવા એવી ઢાંકેલી જગા કોઇ નહીંજ હોય તો લાસને પાછી લાવવી નહીં. ત્યારે તેનો ઉપાય એ છે કે એક પરદો અથવા કામલ સાથે લઇ જવી અને લાસને ઉઠાવે તથા દાદગાહે લઇ જઇને મુકે ત્યાં સુધી કેટલાએક શખ્સોએ લાસની આગલ અને પાછલ તે લાસને લઇ જઇને મુકે ત્યાં સુધી કામલનાં છેડા ઉપરથી પકડી રાખવા (લાસની ગેહાંન ઉપર માંડવાની મીસાલે ચાલતું ઢાંકણુ રાખીને ચાલવું). અને બીજું એ કે તે જગા (જયાં લાસને મુકે તે) ને **સુકી** કરવી અને જો ઉપર પાણી હોય તોબી તેને **સુકી** કરવી અને તે (સુકી) જગાએજ તે નસાને મુકવો અથવા લઇ જવો એ ચોકસ જાણવું અને પછી રસ્તેથી પાછા ફરવું. અને તેઓએ પોતાનાં શરીર, કપડાં તથા કામલને નીરંગ અને પાણીથી ધોવાં."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧:—"જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે જો લાસને ઘરમાંથી દખમે લઇ જવા સારૂં બાહેર લઇ જાય તો મરગરજાન થાય છે. જો લાસને ઉઠાવીને લઇ જતા હોય અને રસ્તામાં વરસાદ આવે તો તેને પાછી લાવવી નહીં જોઇએ. જો રસ્તામાં એક ઢાંકેલી જગા હોય કે જયાં (લાસને મુકવાથી) કશી ધાસ્તી નહીં હોય તો તે લાસને તે જગે તે છાંયડામાં વરસાદ રહે ત્યાં સુધી મુકવી જોઇએ. પણ જો તે લાસને મુકવાથી કાંઇ ધાસ્તી જેવું હોય તો તેને દુખમે લઇ જવી. અને જો દખમાં ઉપર પાણી હોય તો લાસને બાહેર રાખવી, અને જે જગાએ બાહેર લાસને મુકે તે જગાએ તેની ઉપર એક અતરંગ ઢાંકણુ બાંધવું અને તે ઢાંકણની નીચેની જગા **સુકી** કરવી અને એ રીતે લાસને બાહેર મુકવી. (પાણી સુકાઇ ગયા પછી) ઢાંકણુ ઉખેડી કહાડવું અને લાસને અવલમંજલ પોંહચાડવી)."

ઢાંકેલી ગાડીમાં અથવા જો નહીં તો, કાંઇ નહીં તો ગેહાંન ઉપર ઢાંકણુ કરીને લાસને લઇ જવી જોઇએ છે, કે જેથી જરતોસ્તી ધર્મની મતલબ સચવાય. અને તે સાથે પાણી પડવાથી કપડાં લાસને ચોંટી જઇને તેથી જે બેમલાહજાભરેલો અને ઘાતકી દેખાવ થાય છે તેનોબી અટકાવ થાય.

**ઘરમાંથી બાહેર કાહડેલી લાસ પાછી ઘરમાં લાવવી નહીં.**

ઉપલી વરસાદની બાબદને લગતા અવસ્તા સીવાયનાં બીજી કેતાબોનાં ફકરાએ ઉપરથી જણાય છે કે વરસાદ વરસતો હોય તો લાસને ઘરમાંથી બાહેર કહાડવી નહીં. પણ જો ખુલ્લી હવા હોય અને તેને બાહેર લઇ ગયા હોય અને પછી વરસાદ પડે તો કોઇ ઢાંકેલી જગામાં લઇ જઇને તેને મુકવી, અને વરસાદ થોભવા પછી છેલ્લી જગાએ લઇ જવી. પણ જો કોઇ ઢાંકેલી જગા નહીં મલે તો કેમ કરવું ? તે વિષે કેટલીએક કેતાબોમાં કહે છે કે લાચારે લાસને લઇ જવી, પણ પાછી ઘરમાં તો લાવવીજ નહીં.[115]

---

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૪; બ૦ કા૦ ર૦ સફે ૧૭૭:— "જયારે વરસાદ વરસતો હોય ત્યારે લાસને ઘરમાંથી જો બાહેરં કહાડે અને દુખમે લઇ જાય તો મરગરજાન થાય. જો લાસને ઉંચકીને લઇ જતા હોય અને રસ્તામાં વરસાદ આવે તોબી તેને પાછી લાવવી નહીં ઘટે. અને જયાં લગી કે વરસાદ વરસતો હોય તે વરસાદ વરસી રહે ત્યાં લગી લાસને દુખમામાં મુકવી નહીં જોઇએ. જો રસ્તામાં કોઇ (હર કસાંથી) ઢંકાએલી જગા હોય કે જયાં મુકવાથી (લાસને પાણી લાગવાની) ધારતી નહીં હોય તો (ત્યાં મુકીને) પછી દખમે લઇ જવી. અને જો વરસાદ (નું પાણી દખમામાં રહ્યું હોય તો પછી લાસને દખમાંની બાહેર રાખવી. અને જે જગાએ કે લાસ રાખવી હોય તેની ઉપર એક ઢાંકણુ બાંધવું. અને તે ઢાંકણની નીચેની જગા **સુકી** કરવી અને લાસને બાહેર રાખવી (સઘળું સુકું થયા પછી) તે ઢાંકણુ ખોલી નાંખવું."

બે૦ નં૦ ૨ સફે ૭:—"દીનમાં એવું જાહેર છે કે જો નસો એકવાર પાણીમાં નાંખે તો એક મરગરજાન ગુનાહ લાગે, જો દશવાર પાણીમાં નાંખે તો દશ મરગરજાન ગુનાહ લાગે. જેટલી વાર વધારે તેટલો વધારે ગુનાહ લાગે. જેમકે હજાર વાર પાણીમાં નાંખે તો હજાર મરગરજાન ગુનાહ લાગે."—(સને ઇઅજદેજરદી ૧૦૩૩ માં ઇરાનથી મોકલેલું કાગજ).

બે૦ નં૦ ૩ સફે ૨૧:—"લાસને......પાણી વરસે ત્યારે......લઇ જવાની છુટ નથી." "જ્યારે વરસાદ વરસતો હોય ત્યારે દખમે લઈ જવા સારૂ લાસને ઘરમાંથી બહાર કાહડે તો મરગરજાન થાય. લાસ ઉઠાવીને લઇ જતા હોય અને રસ્તામાં વરસાદ આવે તો તેને પાછી લાવવી નહી. જો રસ્તામાં કોઇ ઢંકાયલી જગા હોય કે જ્યાં (લાસને પાણી લાગવાની) ધાસ્તી નહીં હોય તો ત્યાં તે ઢંકાયલી જગાએ વરસાદ નરમ પડે ત્યાં સુધી તે લાસને મુકવી. અને જો લાસને ત્યાં મુકવાથીબી (પાણી લાગવાની) ધાસ્તી હોય તો (લાચારે) તેને દખમે લઇ જવી. વલી જો દખમામાં લાસ (મુકવા) વગર (એટલે લાસ મુકે તે અગાઉથીજ) પાણી રહયું હોય તો (લાસને દખમાની) બાહેર મુકવી, જે જગાએ કે લાસ મુકવા ચાહે ત્યાં (દખમાંની) બાહેર એક 'વર' (ઢાંકણુ) તે (ગેહાંન) ને પગે બાંધવું. તે ટુવાલની નીચેનું (કફન લાસ વગેરે) સુકું કરવું (ત્યાં સુધી) લાસને (દખમાની) બહાર મુકવી. પછી ટુવાલ કહાડી નાંખવો (અને લાસને સુકી હાલતમાં ઠેકાણે પાડવી."

૧૧૫—સ્પીગલ પેહેલવી વં૦ ૮ ફ૦ ૧૭ ની શરેહ સફે ૧૦૪:—"તે (લાસ) ને પાછી નહીં લાવવી," સ્પીગલ પેહેલવી વં૦ ૮ ફ૦ ૨૮ ની શરેહ સફે ૧૦૫:—"જયારે લઇ જાય તે પાછી લાવવી નહીં" (વલી જુઓ નોટ ૧૧૪).

એકવાર બાહેર કહાડેલી લાસ પાછી ઘરમાં નહીં લાવવા દેવાનું કારણ એવું લાગે છે કે લાસ જે ખુદ રોગ ફેલાવવાનું મૂલ છે તેને પાછી ઘરમાં નહીંજ લાવવી બેહેતર. આ વિચારને મલતીજ રીતે આપણા લોકોમાં એવો રેવાજ હતો અથવા છે કે બાહેરગામથી ગુજરેલાંની લાસ કોઇ શેહ-રમાં લાવવામાં આવે છે તો તેને વસ્તીમાં કોઇનાં રહેવાનાં ઘરમાં મુકવા દેતા નથી, પણ ગામબાહેર નસાખાનામાં અથવા બીજી કોઇ ચોકસ જગાએ મુકીને ત્યાંથીજ બહારોબહાર અવલમંજલ પોહોંચાડવામાં આવે છે. તેમ કરવામાં ડહાપણ જોવામાં આવે છે. કેમકે નુકશાનકારક નસો ઘરમાંથી બાહેર લઇ જવાનું જેટલું સારૂં છે તેટલુંજ તેને ઘરમાં નહીં લાવવા દેવુંબી સારૂં છે.

### રાતની વખ્તે લાસને નહીં લઇ જવી.

જોકે અવસ્તામાં કોઇ જગે ખુલ્લું લખાણ મલ્યું નથી તોપણ આપણી દીનની કેટલીએક પાછલી કેતાબોમાં રાતની વખ્તે લાસને ઠેકાણે પાડવા લઈ જવાની મનાઇ કીધી છે.[૧૧૬]

જરતોસ્તી ધર્મની લાસને ઠેકાણે પાડવાની તરતીબને સામટી રીતે જોતાં જેમ બને તેમ જલદીથી લાસ ઘરમાંથી લઇ જવાય તેમ વધારે સારૂં અને જીવતાંઓનાં હકમાં વધારે ફાયદો કરનારૂં જણાય છે. તોપણ રાતને વખ્તે લાસને ઘરમાંથી અવલમંજલ પહોંચાડવા લઇ જવી કે નહીં તે વિષે અવસ્તામાંથી કાંઇ લખાણ જડતું નથી. પણ જે જગાએથી લાસની ઉપર સુરજનો તડકો પડે તથા પક્ષીઓ તેને જોઇને તે ઉપર ઉતરીને તેની ચાશની કરે ત્યાં લઇ જઇને તેને મુકવી એવું લખાણ અવસ્તામાંથી મલ્યું છે તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે રાતની વખ્તે સુરજની રોશની પડે નહીં તથા પક્ષીઓ લાસને જોઇ શકે નહીં અને તેની ચાશની કરી શકે નહીં એટલા માટે એક મરનાર જરતોસ્તીની લાસને રાતની વખ્તે અવલમંજલ લઇ જવું નકામું છે. વાસ્તે દીનની બીજી કેતાબોમાં લાસને રાતે લઇ જવાની મનાઇ લખી છે તે વાજબી છે.

### કોઇબી મોહટી અડચણ અને અગવડની વખ્તે લાસનું શું કરવું ?

ઉપર આપણે વારેઘડીએ જોયું છે કે જરતોસ્તી દીનનો આ એક મૂળ કાનુન છે કે લાસને લગતી કોઇબી ચીજને પાણી સાથે મલવા દેવી નહીં, અને લાસનું બધું કામ સુકી જીણસોથી કરવું. કપડાં સુકાં, મટોડી

૧૧૬. સ્પીગલ પેહેલવી વં૦ ૮ પ૦ ૨૮ની શરેહ સફે ૧૦૬:—"રાતે (લાસને) નહીં લઈ જવી. રાતને કહુંચકે જ્યારે તે જગે પોહચે અને રાત પડે તે." (એટલેકે જો એવું જણાય કે છેલ્લી જગા-એ જતાં સુધી રાત પડી જશે તો તેવી વખ્તેબી લઇ નહીં જવું).

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"નાચારીને સબબે લાસને રાતે લઇ જઇ શકાય પણ દખમામાં નહીં મુકાય."

સુકી, પથર સુકા, ગેહાંન સુકી, બધું જેમ બને તેમ સુકું વાપડવું. એ કાનુનની મતલબ એ છે કે લાસ બદબો નહીં મારે અને તેનાં સૂક્ષમો થોડા ફેલાઇને ઓછું નુકશાન કરે. લાસમાં જો પાણી પચે તો તેથી તે ફુલીને બદબોભરેલી થાય અને તેનાં સૂક્ષમો વધારે છુટા પડે તેથી પૃથક્કરણ વધારે થઇને વધારે નુકશાન થાય. પણ લાસ જો સુકી રહે તો તે ઓછી ફેલાવે અને તેમાંનો ભીનાશ ઓછો થવાથી સૂક્ષમો વધારે નજદીક આવતાં જાય તેથી પૃથક્કરણ ઓછું થવાથી સૂક્ષમો ઓછાં ફેલાઇને નુકશાનબી ઓછું થાય. લાસને સુકી લઇ જવી, અને સુકાંપર મુકવી, એટલુંજ નહીં પણ તે જેમ જલદીથી પક્ષીઓને દેખાય અને જલદીથી તેઓ તેની ચાશની કરે તેમ કરવાનીબી જરતોસ્તી શરીઅતમાં તાકીદ કીધી છે. હવે સર્વે કોઇને ખબર હશે કે ઠંડા દેશોમાં શીઆલાની રૂતુમાં ઠંડી ઘણી સખત પડે છે, એવી કે જેથી લોકોથી આતશ આગલથી ખસાતું નથી, બાહેરનું કામકાજ થતું નથી, અને ઘણાંખરાં પક્ષીઓ શીઆલો બેશવાની અગાઉ ગરમ દેશોમાં નીકલી જાય છે, અથવા મરી જાય છે, અથવા ભરાઇ રહે છે. વલી એ મોસમમાં વરસાદ, બરફ, કરાં ઇત્યાદિ વરસે છે તેથી રસ્તા બંધ થઇ જાય છે. બરફ, પાણી, કાદવ, વગેરે રસ્તાપર પડી રહે છે. તેથી લાસને લઇ જનારાઓએ પાણીને અડકયા વગર તથા લાસનેબી પાણી લગાડયા વગર લઇ જવી જોઇએ અને ઠેકાણે પાડવી જોઇએ તેમ કરવું ઘણું મુશ્કેલ થઇ પડે છે. તેથી જોકે ખુલ્લી રૂતુમાં ઘણું ખરૂં બધું સુકું રાખી શકાય અને તેથી લાસને ઠેકાણે પાડવા લઇ જવામાં અડચણ થોડી રહે. તોપણ જ્યારે રૂતુ ખુલ્લી અને અનુકુળ નહીં હોય, અને બરફ, કરાં, વરસાદ, વગેરે ભીનાશનો વખ્ત હોય, જાનવરો હાજર નહીં હોય, પક્ષીઓ ઉડતાં નહીં હોય, બાહેર નીકલાતું નહીં હોય, તે વખ્તે ઉપલા કાનુન પ્રમાણે કામ કરવામાં અગવડ ઘણી પડે. ઘણું કરીને ગરમ દેશો કરતાં ઠંડા દેશોમાં એવી અગવડો નડવાનો વધારે સંભવ રહે છે. વાસ્તે એવી કુદરતી અગવડોને વખ્તે, તેમજ કોઇ વખ્તે લડાઇ, ફેસાદ, લશ્કરગીરદી, વગેરેની માણુસોની કીધેલી અગવડ આવી પડે, તેવી કોઇબી અગવડને વખ્તે, લાસને ઘરમાંથી પાણી વગેરેની સઘલી સંભાળથી જેમ લઇ જવી જોઇએ અને સેવટની જગાએ ઠેકાણે પાડવી જોઇએ તેમ લઇ જવાને નહીં બને, તેવે વખ્તે કેમ કરવું, તેને સારૂં વંદીદાદની પાંચમી તથા આઠમી પરગરદોમાં ઘણીખરી એકસરખી બે બાબદો આવેલી છે. તેઓને તપાસી જોતાં માલૂમ પડે છે કે શીઆલાની કોઇબી અગવડને વખ્તે, જો કોઇ ગુજરે તો તેની લાસને 'કત' નામની એક જગા ઘરમાં અથવા મોહલામાં એજ કામને માટેની જાથુક અને પાકી બનાવી મુકી હોય તેમાં અડચણ મટી જાય ત્યાંલગી સુકી રાખવી. અને જો કોઇ બીજી અડચણ હોય અને લાસને

પાણી લગાડયા વગર સઘલી ઘટતી સંભાલ અને પરહેજથી 'કત'માં મુકી રાખવાનું બી નહીં બની શકે તો લાચારે રેહવાનાં ઘરમાં એક અલાહેદી જગામાં 'અવકન' નામનો એક ખાડો કામચલાઉ બનાવીને તેમાં બે રાત, ત્રણ રાત, અથવા ગમે તો મહીના સુધી, જ્યાં લગી અડચણ ટલી જાય ત્યાં લગી લાસને મુકી રાખી જયારે અડચણો ટલી રહે અને લાસનાં નસાને પાણી મુતલક નહીં લાગવાની ખાત્રી થાય ત્યારે પેહેલી જોગવાઇએ તેને ખુરશેદનીગરશની કરવી. પણ જો તે જોગવાઇ થવા છતાં કોઇ શખ્સ ગફ્લત કરીને તે લાસને ખુરશેદનીગરશની નહીં કરે તો જેટલી વધતી અથવા ઓછી મુદ્દત સુધી ગફ્લત કીધી હોય તેનાં પ્રમાણ પ્રમાણે તેનો ગુનાહ અને તોજેશ જણાવ્યાં છે.[117]

---

૧૧૭. વં૦ ૫, ફ૦ ૧૦–૧૪, ૨૫–૨૬:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! ઉનાલો ગુજરે તે પછી શીયાલામાં (કોઇ ગુજરે) તો તે મજદયસ્નાનો કેમ કરે?" ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'ઘરે ઘર, (અને જો તેમ નહીં બને તો) મોહલે મોહલે, ત્રણ ત્રણ 'કતઓ' (લાકડાં વગરના છુટા ગુંબજો) તે ગુજરનાર (મોટી ગેહાંનમાં, નાની ગેહાનમાં, અથવા પતરાંમાં, લઈ જવાની લાસો) ને માટે અલાહેદા ચણાવી રાખવા.' 'કીરતાર! તે ગુજરેલાંના 'કતઓ' કેટલા કદના હોવા જોઇએ?' ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'(ઉનચાઇમાં) તે (લાસને લઇ જનારાં જીવતાં માણસો)નું ખડું રહેતું માથું ઉપર (શીલીંગ) ને લાગે નહીં, (લંબાઇમાં) લાસનાં બંધે પગો (પોંહચી રહે તે) કરતાં વધારે લાંબો નહીં, અને (પોહલાઈમાં) (તેનાં) બંધે હાથો કરતાં વધારે પોહલો નહીં. તે ગુજરેલાંનો એવોજ 'કત' ઘટારત છે. એ જગાએ તેનાં ગુજરેલાં શરીરને બે રાત, ત્રણ રાત, અથવા મહીના લગી, મુકી રાખવું. તમામ તે વખ્ત લગી કે જયારે પક્ષીઓ ઉડવા માંડે, ઝાડપાનો ઉગવા માંડે, નીચે જનારા (પાણીનાં રોહો અથવા દેવો, એટલે કે શીઆલાની બધી અડચણો) વહીને ખાલી થઇ રહે. (અથવા દુર થાય), અને પવન જમીનને **સુકવી રહે** જ્યારે તે પક્ષીઓ ઉડવા માંડે, ઝાડપાનો ઉગવા માંડે નીચે જનારા (પાણીના રોહો, અથવા દેવો, એટલે કે શીયાલાની બધી હરકતો) વહીને ખાલી થઈ રહે (અથવા દૂર થાય), અને પવન જમીનને સુકવી રહે ત્યારે ત્યાં તે માજદયસ્નાનોએ પેહલી જોગવાઇએ તે (કત)માંની તે લાસને 'ખુરશેદનીગરશની' કરવી. (એટલે કે ધર્મના કાનુન મુજબની ક્રિયા કરીને ઉંચી સુકી જગા ઉપર સુરજના તડકાંમાં માંસાહારી પ્રાણીઓ પાસે જમીનથી અલગ તેના ગોશને ખવડાવીને તેનાં સુકાં હાડકાંઓને અસ્તોદાનમાં મુકવાં). જો તે માજદયસ્નાનો (બધી મુશ્કેલો ટલી જવા છતાંબી તુરત) તે લાસને એક વર્ષ લગી (મરનારની વરસી વીતે ત્યાં લગીમાં) ખુરશેદનીગરશની નહીં કરે તો "અપવાપ્રિય" નામનો ગુનાહ કરવાની તે તોજેશ છે તેમાંની તેટલી (પ્રમાણ પ્રમાણે આખી, અર્ધી; એક તૃતીયાંશ, એક ચતુરતાંશ, અથવા એક પંચમાંશ, નીચે કહેલાં ચોકસ ટાંકણાંઓ વીતી ગયાં હોય તે પ્રમાણે) ફરમાવવી. (તે આખી અથવા ઓછી તોજેશ કયારે ફરમાવવી [અથવા કેઇ જાતની ફરમાવવી] તે વિષે કહે છે કે) તમામ તે હદ સુધી કે નસાઓ ઠેકાણે પાડવામાં આવે, અને દખમાઓ (નસો મુકેલાં રાચ રચીલાંઓ) ઠેકાણે પાડવાનું કામ કરવામાં આવે, હેહેર (નાખ, બાલ, ઇત્યાદિ) ઠેકાણે પાડવાનું કામ કરવામાં આવે, પક્ષીઓ, (પાસે) લાસને ખવાડવાનું કામ કરવામાં આવે.........(તે તોજેશ કોણ ફરમાવે અને કેટલી ફરમાવે તે વિષે કહે છે કે) ધર્મગુરૂ જે 'સ્રઓશાવરેઝ' કરી કહેવાય છે (એટલે જેનો હોદ્દો અથવા ધંધો તોજેશ કરાવવાનો છે) તે ધર્મગુરૂ (મરનારનો) 'દ્રઓન' (દરૂન, બાજ) ઉપર પકડાયો છે (શરૂ થયો છે, પેહેલીવાર કરવામાં આવ્યો છે) અથવા નથી ઉપર પકડાયો (નથી શરૂ થયો, નથી પેહેલીવાર કરવામાં આવ્યો), 'દ્રંઓન' (દરૂન, બાજ) કરાયો છે (બીજીવાર કરવામાં આવ્યો છે)

ઉપર વંદીદાદમાં બે ઠેકાણે આવેલાં લખાણો વિષે કહ્યું છે. તે મધેના પાંચમી પરગરદના ફકરાઓ ઉપરથી માલૂમ પડે છે કે શીઆળાની અથવા એવીજ બીજી અડચણને વખ્તે કોઇ ગુજરે તેને ઘરના બીજા ભાગોમાંથી લઇ જઇને અલાહેદું મુકી રાખવાને ઘરેઘર અથવા મોહલે મોહલે ત્રણ ત્રણ જુદી જગાઓ અથવા મકાનો, અથવા ચોતરા, અથવા ગુંબજો, 'કત'

---

અથવા નથી કરાયો (બીજી વાર કરવામાં નથી આવ્યો), 'દ્રઓન' (દરૂન, બાજ) અપાયો. (ત્રીજી વાર સરનજામ પોંહચ્યો) છે અથવા નથી અપાયો (ત્રીજીવાર સરનજામ નથી પોંહચ્યો), તેના કારણથી (તે ધ્યાનમાં લઇને) પછી તે (ગુનેહગાર)ના ગુનાહની તાજેશમાં, ત્રીજા હીસા લગી ઓછું કરવાને તે ગુરૂ અખ્તીયાર ધરાવે છે."

*—બે રાત, ત્રણ રાત, અથવા ઘણામાં ઘણું એક મહીનામાં ઘણુંકરીને ઉષ્ણ સ્થળોમાં અને સમશીતોષ્ણ સ્થળોમાં લાસને ઠેકાણે પાડવાની જોગવાઈ બની શકે. તે છતાં જો પેહેલી જોગવાઇએ લાસને ઠેકાણે નહીં પાડે અને ગફલત અથવા આલસાઈ વધતામાં વધતી એક વર્ષ લગી કરે તો 'અપવક્ષિય' નામનો ગુનાહ લાગે તેની આખી તાજેશ કરે તો તે રીટે. એ ગુનાહનું નામ વં૦ ૧૮ ફ૦ ૧૧ માં આવેલું છે તે તથા વં૦ ૩ ફ૦ ૩૬–૩૭ ઉપરથી અમે તેની મતલબ શોધી કાહડવાની કાંઇએક કોશેશ કીધી છે. વં૦ ૩ ફ૦ ૩૬–૩૭ માં કહે છે કે જો દાટેલા નસાને ૭ મહીના લગી રહેવા દીએ તો તેની તાજેશ માણુસો 'ઉપાજન,' અને જો એક વર્ષ લગી રહેવા દીએ તો એક હજાર 'ઉપાજન' છે, જો બે વર્ષ લગી રહેવા દીએ તો 'અનાપેરેથ', થાય છે, એટલે 'ઉપાજન'થી તેની તાજેશ થતી નથી અને તે માણસ મરગરજાન થાય છે ['ઉપાજન' અને મરગરજાનની સમજણ વધારામાં આપી છે]. એ ઉપરથી માલૂમ પડે છે કે એક વર્ષની અંદર જો લાસને ઠેકાણે નહીં પાડે તો તેના ગુનાહને 'અપવક્ષિય' કરી કહ્યો છે અથવા 'અપવક્ષિય'ની બરાબરનો ગણ્યો છે. અને આ વંદીદાદના વચન ઉપરથી વધતામાં વધતી બે વર્ષની મુદતથી તે ૭ મહીનાની મુદત લગીમાં જો કોઇ લાસને ખુરશેદ-નીગરશની નહીં કરે તો તેની તાજેશ કેટલી તે મલે છે. અને જેમ જેમ વર્ષનો જેટલો ભાગ ઓછો થતો જાય છે તેમ તેમ સરખા પ્રમાણમાં 'ઉપાજનો'ની સંખ્યા ઘટતી જાય છે તેથી દરરોજની તકસીરને માથે બેપુર્ણાંકને ચોપન તોતેરાંઉંશ (૨$\frac{૫૪}{૭૩}$) 'ઉપાજન' આવે છે. એક વર્ષ તથા ૭ મહી-નાની તકસીરોની તાજેશ ધર્મ પુસ્તકમાં ઠરાવી મુકેલી છે તેથી તેમાં ઘટાડો કરવાની ધર્મગુરૂને સત્તા નથી એમ કુદ્રતી રીતે ધારી શકાય છે. માટે તેને જે અખ્તિયાર છે તે ૭ મહીનાની અંદરની તકસીરની તાજેશમાં ઘટાડો કરવાનોજ છે એમ ઠરે છે. એ મુદતની અંદર જેટલા દહાડાની તકસીર હોય તેની તાજેશ વધતામાં વધતી એક તૃતીયાંશ લગી ઉપલો ધર્મગુરૂ ઘટાડી શકે. તે વધતામાં વધતી ક્યારે ઘટાડી શકે અને ઓછામાં ઓછી કેટલી ઘટાડી શકે? અવસ્તામાં અપૂર્ણાંક ઘણુંકરીને આ પ્રમાણે આવે છે:—'નએમેમ્' (અરધું $\frac{૧}{૨}$), 'થ્રિશુમ્' (એક તૃતીયાંશ $\frac{૧}{૩}$), 'ચથ્રુષૂમ્' (એક ચતુરથાંઉશ $\frac{૧}{૪}$), અને 'પડંહતડંહુમ્' (એક પંચમાંઉસ $\frac{૧}{૫}$). આ બાબદમાં ૭ મહીના લગી દાટી રાખનારની તાજેશ વર્ષ લગી દાટી રાખનારની તાજેશથી અરધી વંદીદાદની ત્રીજી પરગરદમાં કહેલી ઉપર જણાવી છે. અરધીયાં ($\frac{૧}{૨}$) પછી એક તૃતીયાંશ ($\frac{૧}{૩}$)નો અપૂર્ણાંક આવે છે કે જેટલી હદ લગી તાજેશ માફ કરવાનો ઉપલા ધર્મગુરૂને અખ્તિયાર છે તેથી વધારે તેને સત્તા નથી. ત્યારે એ ઉપરથી જણાય છે કે એક તૃતીયાંશ, અથવા એક ચતુરથાંશ, અથવા એક પંચમાંશ ઘટાડો તે કરી શકે. જેમ આ ત્રણ અપૂર્ણાંકો છે તેમજ ઉપર ત્રણ 'દરૂન'ના અવસરો કહેલા છે. હવે જો એમ લઇએ કે એ ત્રણ અવસરોમાંના જેટલા વીતી ગયા હોય તે અવસર અથવા અવસરો પ્રમાણે તાજેશ આ ત્રણ ભાગોમાં ઘટાડે તો આએજ વિચાર વાજબી અને કુદ્રતી લાગે છે કે જેમ વધારે જલદીથી તકસીર કરનારે પોતાની ચુક સુધારી હોય તેમ તેનો ઓછો ગુનાહ ગણાઇને ઓછી તાજેશ થવી જોઇએ, એટલેકે વધારે તાજેશ માફ થવી જોઇએ. એ પ્રમાણે લેતાં મરનારનો "ઉપર પકડાયલા

નામના બનાવી રાખતા હતા, એ 'કત' શબ્દ અવસ્તાનો છે. અને પાછલા વખ્તમાં 'કષ' 'જાદેમરગ,' અથવા 'નસાખાનુ" કરી કહેતા હતા. જે વિષે ઉપર લાસને ઘરમાં અથવા નસાખાનામાં મુકવાની બાબદમાંબી જણાવ્યું છે. એ 'કત' દરેક ઘરની સાથે એક નાંખલા પડશાળ (outhouse) તરીકે જરૂર રહેતું હતું. કેમકે વંદીદાદની બીજી પરગરદમાં જમશેદનાં 'વર' (જે એક તનદરૂસ્ત ટોલાનાં રહેઠાંણનો નમુનો છે તે) માંહેલાં ઘરોનું બયાન આવેલું છે. તેમાં દરેક ઘર (અથવા મોહલા) ની સાથે 'કત' હોવાનું કહેલું છે. એ 'કત'ઓ ત્રણ ત્રણ કહેલા છે. તેની મતલબ કદાચ

---

દરૂન"નો અવસર પેહેલો કહ્યો છે તેથી જો માત્ર તેજ અવસર વીતી ગયો હોય અને બીજો અવસર વીતે તેની અગાઉ તે ધણી લાસને ઠેકાણે પાડે તો એક તૃતીયાંશ તોજેશ ઓછી થઇ શકે, જો "કરાયલા દરૂન"નો બીજો અવસર વીતી ગયો હોય અને તે પછી ઠેકાણે પાડે તો એક ચતુરથાંશ, અને જો "અપાયલા દરૂન"નો ત્રીજો અવસરબી વીતી ગયો હોય તો એક પંચમાંશ તોજેશ ઓછી થઇ શકે. એથી વધારે એક ષષ્ઠાંશ ઇત્યાદિ ઓછી કરવાની સજા નહીં હશે. હવે જો આ ત્રણ રીતે વપડાતા અપૂર્ણાંકો આ ત્રણ 'દરૂનો'ને મલતા લઇએ તો એ ત્રણ 'દરૂનો' શું હોવા જોઇએ ? 'દરૂન' અને 'બાજ' વિષે આગલ બીજા ભાગમાં વધારે ખુલાસો આવશે. હાલ અત્રે એટલુંજ જણાવવું બસ છે કે આપણા ધર્મની પાછલી કેતાબો અને આજના રીવાજને આધારે આ ફકરામાં 'દરૂન'નો અર્થ મરનાર જરતોસ્તીની પછવાડે ચોકસ અવસરો ઉપર તેના રવાન અને ફરોહરની યાદ કરીને ઇંજાવેલા ચોકસ ખોરાકનો અમે લઇએ છેએ. એ ત્રણ દરૂનોને જે ત્રણ વિશેષણો— 'ઉપર પકડેલો, મુકેલો અને આપેલો'—કરી લગાડેલાં છે તેઓની મતલબ 'શરૂના અવસરનો, વચલા અવસરનો, અને છેલા અવસરનો', (?) કરી અમે સમજીએ છીએ અને તે જો મરનારના પાછલી કેતાબોમાં જણાવેલા અવસરોમાંના છ મહીનાની અંદરના ત્રણ અવસરો-ચાહરમ, દશમું, માસીસો—ને લગાડયે તો એવું ઠરે છે કે—

મરનારને બે વર્ષ થાય ત્યાં લગી તેની લાસને દાટી રાખનાર મરગરજાન.

મરનારને એક વર્ષ થાય ત્યાં લગી તેની લાસને દાટી રાખનારની તોજેશ એક હજાર 'ઉપાજન.'

મરનારને અરધું વર્ષ થાય ત્યાં લગી તેની લાસને દાટી રાખનારની તોજેશ પાંચસો 'ઉપાજન.'

મરનારની લાસને માસીસાથી તે છમસીની વચમાં ઠેકાણે પાડનારની તોજેશમા પાંચસો 'ઉપાજન'માંથી એક પંચમાંશજ ઘટાડો કરી શકાય (એટલે ચારસો 'ઉપાજન').

મરનારના દશમાંથી તે માસીસા સુધીની વચમાં તેની લાસને ઠેકાણે પાડનારની તોજેશમાં પાંચસો 'ઉપાજન'માંથી એક ચતુર્થાંશ ઘટાડો કરી શકાય (એટલે ૩૭૫ 'ઉપાજન').

મરનારના ચહારમથી તે દશમાં સુધીની વચમાં તેની લાસને ઠેકાણે પાડનાંરની તોજેશમાં પાંચસો 'ઉપાજન'માંથી એક તૃતીયાંશ લગી ઘટાડો કરી શકાય (એટલે ૩૩૩⅓ 'ઉપાજન').—રી૦ બ૦

* આ જગે પગો લાંબા કે વાલેલા તે કાંઇ કહ્યું નથી તેમજ હાથો વિષેબી કાંઇ કહ્યું નથી. તેથી એ ઉપરથી આજના લાસનાં પગો વિષેના બે રેવાજોમાંના કોઇનાબી ટેકામાં કે વિરૂધ્ધમાં કશું અજવાલું પડતું નથી. જો પગ લાંબા રાખવાની તરફમાં એવું કહેવામાં આવે કે આ ઠેકાણે કાંઇજ કહ્યું નથી માટે પગોને કુદ્રતી હાલતમાં લાંબા રાખવા તો પગ વાલવાની તરફમાં એમ કહી શકાય કે લાસનાં પગો તેનાં હાથોનીજ મીસાલે વાલેલાજ રાખવા એવું સર્વેને જાણીતું હોવાને લીધે જેમ હાથો વાલવા કે છુટા રાખવાને વિષે કાંઇ કહ્યું નથી તેમજ પગોબી વાલવા કે લાંબાજ રાખવાને વિષે કાંઇ કહ્યું નથી. અને હાથો વાલવાં વિષે કાંઇ કહેલું નથી તે છતાં પગ લાબા રાખનારાઓબી તેઓને વાલે છે તો જે મતલબથી હાથોને વાલવા તેજ મતલબથી પગોનેબી વાલવા.—રી૦ બ૦

આજની ત્રણ તરેહની ગેહાંન પ્રમાણે મોહટું માણસ, મોહટું છોકરૂં, અને નાંહાનું છોકરૂં, મુકવાની હશે. એ હરેક 'કત'નો વીસ્તાર મરનારની લાસનો વીસ્તાર કરતાં વધારે રાખવાની મનાઇ કીધી છે, લંબાઇ માણસનાં માથાંથી તે પગ જેટલી, પોહોલાઇ માણસનાં હાથો આવી રહે તેટલી, અને ઉંચાઇ મુએલાં માણસની લાસને મુકે તે માણસોનાં માથાંને ઉપલો ભાગ નહીં લાગે એટલી રાખવા કહી છે. એની મતલબ એવી ધારી શકાય છે કે વગર જરૂરે વધારે જમીન રોકી રાખવી નહીં. તેની ઉપર છાપરૂં કેવું કરવું તે વિષે વંદીદાદમાં કાંઇ કહ્યું નથી, પણ કેટલીએક પાછલી કેતાબોમાં તેની ઉપર લાકડાં વગરનો છાય અથવા પથરનો ગુંબજ બનાવી લેવા કહ્યું છે. વંદીદાદ ઉપરથી જોતાં માલૂમ પડે છે કે પુરાતન વખ્તના હરેક મજહચસ્નાનનાં ઘર (અથવા મોહલા)ની સાથે મુવેલાંને મુકવાને માટે એક જુદી જગા, દસ્તાનવાલી ઓરતોને બેસવાની એક જુદી જગા, સુવાવડી ઓરતને સારૂં એક જુદી જગા, અને એ વગેરે બીજાં કારણોને માટે હરેક ઘર (અથવા મોહલા)ની સાથે કેટલાંએક પડશાલો (outhouses) તે ઘર (અથવા (મોહલા)ને લગતાં રહેતાં હતાં, અને જો હરેક ઘરની સાથે નહીં બને તો હરેક મોહલે તો ખસુસ કરીને એ મકાનો બનાવેલાં રહેતાં હતાં. અને અડચણને વખ્તે 'કત'ઓમાં લાસને એક અથવા વધારે દિવસો લગી રાખતા હતા. પાછલા વખ્તમાં જગાની તંગી અથવા બીજાં કારણોથી દર મોહલે મોહલે એક એક નસાખાનું બનાવીને, અડચણ હોય કે નહીં હોય, તોપણ લાસ જેમ થોડાવાર ઘરમાં રહે તેમ સારૂં એમ જાણીને તેને નસાખાનામાંજ લઇ જઇને મુકવાનુ ઠરાવેલુ લાગે છે. એ પ્રમાણે આજેબી ઇરાનમાં રેવાજ છે અને આગલ સુરતમાંબી એ રેવાજ હતો.[118] એ વિષેનાં કેટલાએક ફકરા ઉપરબી ટાંકયા છે (જુવો નોટ ૯૪ મી.)

---

૧૧૮. બે૦ નં૦ ૨૦ સફે ૨૧; બ૦ કા૦ ૨. સફે ૧૭૩:—"અને બીજુ એવું જાણવામાં આવ્યું છે કે (તમારી તરફ હીંદુસ્તાનમાં) લાસને ઘર મધેજ 'કશ'માં મુકવામાં આવે છે. એનાં કરતાં વધારે બદતર ગુનાહ અને રીમની તથા આલુદગીની તકસીર બીજી નહીં હશે. કેવી જગાએ લાસને 'કશ'માં મુકવી જોઇએ તે વિષેબી અમોએ (આગલા કાગજમાં) લખ્યું હતું પણ તેબી તમો અમલમાં નહીં લાવ્યા."

બે૦ નં૦ ૨ સફે ૧૨૯;—બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"અને ટુકાંમાં કહેવાનું એ કે શેઠ હોશંગજીએ ઘણું જણાવ્યું છે. પણ આ મોહટી ફરજ છે કે બે ઘર છુટાં બનાવીને રાખવાં જોઇએ. એક સુવાવડખાનાઓને માટે અને બીજું ગુજરેલાંઓને માટે. જેવો કોઇ શખ્સ ગુજરી જાય તેવોજ તેને તે ગુંમબજમાં લઇ જવો, અને 'કશ'માં મુકવો તે ત્યાં સુધી કે ત્યાંથી ઉઠાવી અવઝમંજમાં લઇ જાય ત્યાં સુધી. અલબતે તેને સગદીદ કરવી અને બીજી ઘટતી પરહેજ કરવી."

દા૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૩૬:—"ઇરાનમાં ગુજરેલાંને જમીનપર આ રીતે સચકાર કરે છે. પ્રથમ જ્યારે માણસ મરે છે ત્યારે નસાખાનાંમાં જમીનપર કાચી ઇંટોપર તેને મુકે છે. એ કારણુસરની કાચી ઇંટો તેઓ પોતાને ત્યાં તૈયાર રાખે છે. જ્યારે કોઇ ગુજરે ત્યારે તેનાં કદમ મુજબ

જો કે હરેક ઘરને લાગતી મોત જીવતને વાસ્તેની એક એક સોંજી જુદી જગા કરી રાખી હોય, તેમજ દસ્તાનખાનું, સુવાવડખાનું, વગેરેની જુદી જુદી જગાઓ કરી રાખી હોય, તો તે ઘરમાં રહેનારાં માણસોની તનદરૂસ્તીને બેશક ઘણું ફાયદાકારક છે, તોપણ તેમ કરવું હરેક જણની શક્તિ અને હરેક ગામની વસ્તીની રીત ઉપર આધાર રાખે છે.

ઉપલા વંદીદાદની પાંચમી પરગરદના ફકરાઓમાં અડચણને વખ્તે સરેશ્તા કરતાં વધારે વખ્ત લાસને રાખવી પડે ત્યારે તેથી જીવતાંઓની તનદરૂસ્તીને વધારે નુકસાન નહીં થાય તેનાં ઉપાયને સારૂંજ ઘરેઘર અથવા મોહલે મોહલે લાસને મુકવા સારૂં જાથુકનું પાકું મકાન બાંધી રાખવા કહ્યું છે. પણ જે ઘર અથવા મોહલા અથવા ગામમાં એવું જાથુકનું મકાન નહીં હોય અથવા હોવા છતાં આફત અથવા ભારે અડચણને લીધે ત્યાં લાસને લઇ જવાને નહીં બને તેવે અગવડને વખ્તે લાસને કયાં અથવા કેમ મુકવી તે વિષે વંદીદાદની આઠમી પરગરદમાં કહ્યું છે કે જો મુતલક નહીં ટલી શકે એવી અડણોને લીધે ગુજરેલાંની લાસને જેવી તરતીબથી પાણી અને જમીનથી અલગ રાખવી જોઇએ તેમ રાખીને 'કત'માંબી મુકી નહીં શકાય તો પછી છેલ્લા ઉપાય તરીકે નાચારીને લીધે જીવતાંઓને રહેવાનાં ઘરમાં જેમ બને તેમ અલાહેદી જગામાં તેને રાખવી. પણ તેને રાખવાની તરતીબ એ કે ઘરમાં જમીનનો જે ભાગ ઘણોજ ભીનાશ વગરનો સુકો હોય તેની પાસેથી સઘલી ચોખી ચીજોને ઘણી દૂર કરીને જો જમીન સખ્ત હોય તો ગુઠણપુર અને જો નરમ હોય તો કમરપુર ઉંડો એક ખાડો તેમાં ખોડવો. તેમાં જમીનપર રાખ અથવા કોલસો અથવા પથરની કાંકરી બીછાવવી, તે ઉપર એક બાજટ અલગ મુકવો. તે બાજટપર તેજ પ્રમાણે સુકી ઇંટ, પથર, અથવા મોટી પાંથરીને તે ઉપર જ્યાં લગી અડચણ ટલી જાય ત્યાં લગી તે ગુજરેલાંની લાસને અલગ મુકી રાખવી. પછી જ્યારે સઘલી અડચણો ટલી જાય અને નસાને તથા તેને અડકનારાઓને પાણી નહીં લાગવાની ખાતરી થાય ત્યારે તે લાસને 'ખુરશેદનીગરશની' કરીને પેલા બાજટ અથવા બાજટોને જો તે પથરના અથવા ધાતુના હોય તો કાયદા પ્રમાણે ધોઇને ચોખાં કરવાં અને જો લાકડાંના અથવા બીજી કોઇ દીનનાં કાયદા પ્રમાણે રદ કરવા જોગ વસ્તુનાં હોય તો તેઓને ભાંજી કકડા કરીને રદ કરવા.[૧૧૯] જો આખા રાખે તોપણ ચોખાં માણસોનાં વપડાશથી તો દૂરજ રાખવાં.

---

જેટલી જોઇએ તેટલી કાચી ઇંટો જમીનપર બીછાવીને તેપર તેને મુકે છે. પછી કફન પહેરાવીનેબી કાચી ઇંટોપરજ મુકે છે. પછી દીનની શરતે ક્રિયા કરીને તેને દાહગાહ દખમે લઈ જાય છે."

૧૧૯. વં૦ ૮ ફ૦ ૪–૧૦:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! મજદયસ્નાનનાં ઘરમાં કુતરૂં અથવા માણસ મરણ પામે ત્યારે વરસાદ વરસતો હોય અથવા બરફ પડતો હોય અથવા

માણસથી નહીંજ ટલી શકે એવી કુદ્રતના ફેરફારની અડચણને લીધે અથવા કાંઇ બીજી આસમાની અથવા ઇનસાની આફતને લીધે ગુજરેલાંની લાસને જેમ પાણી, આતશ, જમીન, વગેરેથી અલગ સંભાળથી લઇ જઇને સુકી જગાએ જાનવરો ખાય તેમ મુકીને ખુરશેદનીગરશની કરવી જોઇએ તેમ કરવાનું નહીં અને તેમજ 'કત'માં રાખવાનુંબી નહીં બને તો તેને નાચારે એ તરતીબથી રેહવાનાં ઘરમાં રાખવા કહ્યું છે. એ તરતીબથી જે ખાડો બનાવીને તેમાં સુકી રાખ, મટોડી, ઇંટ, પત્થર, વગેરે પાંથરે તેને 'અવકન'કરી કહ્યું છે. એ'અવકન' ઉપલા 'કત'ની માફક જાથુકનું નથી, પણ થોડા વખતનું કામચલાઉ છે, અને એની ગોઠવણ એવી રખાવી છે કે લાસ અલગ તખ્તાપર રહીને ઘરની જમીનમાં તેની રીમની નહીં ઉતરે.

એ 'કત' અને 'અવકન'ની બાબદોમાં જણાવેલી અગવડો માંહેલી એક વરસાદની અગવડની બાબદ આપણા દેશને લાગુ પડતી છે. આજે

---

બરફ, કરાં વગેરે સાથે મલેલો સખ્ત તોફાની પવન ફુંકાતો હોય, અથવા દીવસને વખતે અંધારૂં ફેલાઇ ગયું હોય અથવા શીયાલાની ઠંડી ભરેલા (?) દીવસો હોય અથવા ઢોરો અને આદમીઓ લુટાઇ જવાનો દરોરો પડયો હોય (?) તો તે મજદયસ્નાનો કેમ કરે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'તે મજદયસ્નાનોનાં ઘરમાં ઘણીજ સાફ અને ઘણીજ સુકી જમીન હોય અને તે રસ્તે નાંધલાં અથવા મોહટાં ઢોરોને અને અહુરમજદનાં આતશને અને પાવ કામમાં વાપરવાની બરસમને અને અશો મરદને ઘણાંજ કમ ફેરવતા હોય;'—'ફીરતાર! આતશથી કેટલે છેટે, પાણીથી કેટલે છેટે, (પાવ કામમાં) બીછાવવાની બરસમથી કેટલે છેટે, અને અશો માણસોથી કેટલે છેટે?' (એટલે તે જમીનથી આતશ વગેરે ઉપલી ચીજોને કેટલે છેટે રાખવી?) ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'ત્રીશ કદમ આતશથી, ત્રીશ કદમ પાણીથી, અને ત્રીશ કદમ પાવ કામમાં વાપરવાની બરસમથી, અને ત્રણ કદમ અશો માણસોથી.—તે જગાએ તે (લાસ)ને સારૂં તે મજદયસ્નાનોએ તે જમીનમાં "અવકન" (ખાડો) ખોદવો, સખ્ત જમીનમાં પગના વચલા ભાગ જેટલો (ગુઠણપુર) ઉંડો, અને નરમ જમીનમાં માણસની કમરપુર ઉંડો (અને તેમાં એક તખ્ત અથવા ટેબલ અથવા બાજટ ઉપર તે લાસને મુકવી) અને તે (લાસ)નાં તખ્તની નીચે રાખ (અથવા કોલસો) અથવા પત્થરની કાંકરી (અથવા મીટી) બીછાવવી અને તે (તખ્ત)નાં ઉપલા ભાગથી (તે તખ્તની સપાટી ઉપર) (કાચી?) ઇંટ અથવા પત્થર અથવા સુકી મટોડીની ધુળ બીછાવી લેવી અને ત્યાં (તે તખ્ત ઉપર) તેની શરીરાતમાં રહિત લાસને મુકી રાખવી, બે રાત લગી અથવા ત્રણ રાત લગી અથવા મહીના લગી, તમામ ત્યાં લગી કે પક્ષીઓ ઉડવા માંડે, ઝાડો ઉગવા માંડે, નીચે જતાં પાણીના રોહો વહીને ખાલી થઈ રહે (અથવા અડચણો ટલી જાય), અને પવન જમીનને **સુકવી** રહે જ્યારે પક્ષીઓ ઉડવા માંડે, ઝાડો ઉગવા માંડે, નીચે જતાં પાણીનાં રોહો વહીને ખાલી થઇ રહે (અથવા અડચણો ટલી જાય અને) પવન જમીનને **સુકવી** રહે ત્યારે તે જગાએ તે (લાસ)ને માટે કીધેલાં રાચ-રચીલાં (તખ્ત, ટેબલ અથવા બાજટ જેબી કાંઇ હોય તે)ને તે મજદયસ્નાનોએ ભાંજી કકડા કરી નાંખવા (તેને રદ કરવું). (લાસને સંભાળથી ઉંચકમેલ કરવાનાં કામમાં) ઘણાંજ ખબરદારો (?)-માંના અને ઘણાજ પરહેજવાલાઓ (?)માંના (અથવા ગુજરેલાંઓને અલગ રીતે લઇ જનારાઓમાંનાં) બે માણસો તે (લાસ)ને વાસ્તે શોધવાં કે તેઓ તે (લાસ)ને (કાયદા મુજબ લઇ જઇને) ખુલ્લી અને વસ્ત્ર વગર મટોડાંની ઇંટ (કાચી ઇંટ) અથવા પત્થર અને છોંનાં સ્થંભ (ચોતરા, દાદગાહ) ઉપર મુકે કે જ્યાંથી તેને માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ ઘણી શેતાબીથી ઓળખી કાહાડે."

આપણા લોકો વરસતા વરસાદમાં ગુજરેલાંઓની લાસોને ભીનાતી લઇ જાય છે તે ઉપલા લાસને સુકી રાખીને સુકી જગાએ મુકવાનાં કાનુનથી અને આ વંદીદાદની પાંચમી તથા આઠમી પરગરદમાં જણાવેલાં ફરમાનોથી ઉલટું છે. અત્રે મુંબઇમાં અને હીંદુસ્તાનમાં બીજી જગાઓમાં વરસાદની મોસમમાં વરસાદ થોડો અથવા ઘણો પડતો હોય, સેહેજવાર હોય અથવા અઠવાડયાંઓ લગી વરસાદની એહલી જારી રહી હોય, અગવડ હોય અથવા નહીં હોય તોબી આપણા લોકો ગુજરેલાંની લાસને ગમે તેમ ભીનાતી લઇ જાય છે તે ઉપલા કાનુન તથા ફરમાનોથી ઉલટું છે. તેથી વંદીદાદની રૂએ જોતાં એ વખ્તે ગુજરેલાંની લાસને 'કત' બનાવી રાખીને તેમાં અથવા કામચલાઉ 'અવકન' બનાવીને તેમાં મુકવી જોઇએ. એ 'કત' અને 'અવકન'-માં મુકાવવાની મતલબ જીવતાંઓનાં રેહેવાનાં ઘરોમાંથી રોગોનો ફેલાવો અટકાવવાની અને તેઓની તનદરૂસ્તી જાળવવાની અને વસ્તીમાં રોગો ફેલાતા અટકાવવાની છે. પણ આ દેશની ગરમ હવાને લીધે 'કત' અને 'અવકન' એ બેમાંનું એકબી કરતાં પરવડે નહીં. આ દેશની હવા અને હાલના વખ્તની આપણી સ્થિતિ ધ્યાંનમાં લેતાં મુરદાંઓની લાસોને ઘરોમાં અથવા મોહલાઓમાં રાખવાથી એક ફાયદો કરવાં જતાં બીજું નુકસાન કરવાની ધાસ્તી રહે છે. કેમકે વિદ્વાન ડાકતરોનું મત છે[૧૨૦] કે ગરમ હવા-વાલી જગાઓમાં ઠંડી હવાવાળી જગાઓનાં કરતાં વધારે જલદીથી ગુજરે-લાંની લાસનું પૃથક્કરણ થાય છે. વાસ્તે ગરમ હવાની જગાઓમાં તો ગુજરે-લાંઓની લાસોને વસ્તીવાળી જગાઓમાંથી તાકીદથીજ લઇ જવી જોઇએ. જરતોસ્તી દીનનાં કાનુનો અને વંદીદાદ (પરગરદ ૬. ૬. ૪૫) બી તાકીદ કરે છે કે જીવતાંઓને ઘણુંજ થોડું નુકસાંન થાય માટે લાસનો જેમ જલદીથી છેડો લવાય તેમ સારૂં. વાસ્તે હીંદુસ્તાન જેવા ગરમ દેશમાં વરસાદને ખાતર લાસને વધારે વખ્ત વસ્તીમાં રાખવી એ સલાંમતીભરેલું નથી. ત્યારે એનો ઉપાય શું ? અમે ઉપર બતલાવ્યા પ્રમાણે ઉંચેથી ધાતુના પતરાંથી ઢાંકેલી ગેહાંન ઉપર અથવા ઉંચેથી ઢાંકેલી ગાડીમાં એક ટીપુંબી પાણી લાસને નહીં લાગે તેવી રીતે જો લઇ જવાની ગોઠવણ કરવામાં આવે તો 'કત' અથવા 'અવકન,' બનાવવાની જરૂર નહીં રહે અને જરતોસ્તી ધર્મના કાનુનો પ્રમા-ણેજ લાસને પાણીથી દૂર રાખી શકાય અને લાસનો કમકમાતભરેલો દેખાવબી નજરે પડતો અટકે. ટુંકમાં જો સુકી ગાડી અથવા સુકી ગેહાંનમાં

---

૧૨૦. ડોકટર ટેલરની 'પ્રીન્સીપલસ એન્ડ પ્રેકટીસ આફ મેડીકલ જુરીસપ્રુડન્સ' સફે ૫૪:— "ઉનાલામાં જ્યારે ઉષ્ણમાપક યંત્રમાં પારો આસરે ૬૦ અથવા ૭૦ ડીગ્રીથી ઉપર ચઢેલો હોય છે તે વખ્તે જો એક મુએલાં શરીરને હવામાં ખુલ્લું રાખ્યું હોય અને તેમાં ચોવીસ કલાકમાં જેટલો કોહોવાટ પેદા થાય તે શીયાલામાં એક અઠવાડયું અથવા દસ દહાડા લગી એવાં શરીરને એ રીતે રાખ્યું હોય તે કરતાં વધારે થાય છે."

ગુજરેલાંઓની લાસોને સેવટની જગાએ લઇ જવાનો રેવાજ આપણું હીંદુસ્તાનના અથવા કોઇબી દેશનાં જરતોસ્તીઓમાં ચાલુ થાય તો તેમાં આપણે કાંઇ આપણા ધર્મથી ઉલટો નવો ફેરફાર કરીશું નહીં, પણ ગોયા એક ચાલતા 'કત' અથવા ચાલતા 'અવકન'માં ગુજરેલાંની લાસને થોડો વાર મુકીશું, અને એમ કરીને આપણા ધર્મની નેમ-નસાને પાણી નહીં લાગવા દેવાની-આજના કરતાં વધારે સારી રીતે બજા લાવીશું.[121]

## પાયદશ.

પાયદશ એ શબ્દ ફકત પારસીઓમાંજ વપડાય છે. બીજી કોઇબી કોમનાં લોકોમાં વપડાતો નથી. એ શબ્દ ફારસીમાં 'પાયદપ' (پایدپ) કરી

---

૧૨૧. દા૦ હો૦ ૨૦ સફે ૧૧૭; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૮૬; દ૦ સો૦ રૂ૦ મુ૦ ફી૦ નં૦ ૩. સફે ૨૫૮:—"સવાલ—એવું કહેચ કે નસાને પાણી લાગવા દેવાનો ગુનાહ છે ત્યારે શા માટે દસ્તુરો અને ધર્મથી વાકેફગાર શખ્સો રજા આપીને નસાને લઇ જઇને દખમામાં મુકાવેચ, જો કે તેઓ ચોકસ જાણે છે કે તેની ઉપર વરસાદનું પાણી પડે છે?—જવાબ—ખુદાના ફરમાનની મતલબ એ છે કે નસાને ઘરબાર અને માણસોની વસ્તી તથા તેઓને જવા આવવાના રસ્તા અને ખેતરની જમીનો અને પાણી વેહવાનાં રસ્તાઓથી દૂર લઇ જવો જોઇએ તેમજ એવું કરવું કે તે જમીનની નીચે બી નહીં જાય કેમકે જમીનનો મીનો તેથી દુઃખી થાય છે. તેમજ એવું કરવું કે તે **કપડાંથી તમામ ઢંકાયલો**બી નહીં થાય કેમકે જો કપડાંથી ઢંકાયલો રહે તોબી પલીદી ઘણી જીઆદેહ થાય છે. તેમજ એવું કરવું કે **તમે તેને પાણીમાંબી નહીં પોંહચાડો,** કેમકે તે નસાની પલીદીથી પાણીનો મીનો સખ્ત દુઃખી થાય છે તેમજ એવું કરવું કે **ખુલ્લો નસો જમીનને**બી નહીં લાગે, કેમકે જમીનનો મીનો તેથી ઘણો દુઃખકારક થાય છે. વાસ્તે કોશેષ કરવી કે ખુલ્લો નસો દખમાં સીવાય જમીનને નહીં લાગે............વલી ફરમાવ્યું છે કે જો (નસો) જમીનની નીચે મુકે અને તેને ઢાંકે તો તેથીબી જમીનને ઘણી રંજ પોંહચે છે કેમકે જમીનની નીચેબી પાણીનો ભીનાશ છે તેથી જો એમ કરે તો તેથીબી જમીન તથા પાણીનો રંજ પોંહચે. માટે એવી એક જગા કરવી કે નસો ઢંકાએલો રહે અને તેની ઉપર સુરજનો તથા ચંદ્રનો પ્રકાશ પડવા છતાં **વરસાદ નહીં પડે.** અને એમ કરવું રવા રાખેલું છે. તોપણ ગમે તે કરે તોબી ખુદાના ફરમાનની મતલબ એ છે કે જો નસો (જમીનમાં અથવા જમીનપર) ઢાંકયો હોય તો તેની પલીદી વધારે થાય છે. અને જેબી જગ્યાએ હોય ત્યાંથી તેમાંનો ભીનાશ આખરે પાણીનેજ પોંહોચવાનો. જો જંગલમાં હોય તો તેથી ઓછી પલીદી થાય છે. કદાચ એવું બને કે તેની ઉપર વરસાદબી પડે તોપણ તે જો જંગલમાં પડે તો જો કે વરસાદ તેની ઉપર પડે તોબી જંગલમાં ઓછું નુકસાન છે એમ સમજવું. કેમકે આ જેહાનમાં બેગુનાહ રહેવું બની શકતું નથી, તોપણ જેમ ગુનાહ ઓછો થાય તે ઉપર કોશેષ કરી શકાય છે. જો એ બાબદમાં અજાણાઓને પુરતી સમજણ આપવા વિષે કહું તો ઘણું લંબાણ થઇ જાય તેથી ટુંકમાં જણાઉં છું કે ખોદાના ફરમાનની મતલબ એ છે કે **તમે તો એમજ કરવું કે તમારે હાથે નસો પાણી અને આતશને નહીં લાગે અને જમીનમાં ડટાયબી નહીં અને વસ્તીની જગા અને ખેતરમાંબી નહીં રહે. અને જો કોઇ જગ્યાએ પાણી અથવા આતશ અથવા ખેતીની અથવા બીજી જમીનપર નસો પડેલો તમારા જોવામાં આવે તો ત્યાંથી તેને લઇને નસાને ઠેકાણે પાડવાની જગા (દાદગાહ અથવા ખુરશેદનીગરશનની જગાએ) લઈ જવો."**

લખેલો એક રવાયત (બે૦ નં૦ ૩ સફે ૨૯ માં) મલ્યો છે. ફારસી پس 'પચ' (પાછલ, પુઠે) ઉપરથી એ શબ્દની ઉત્પત્તિ થઇ હોય. મરનારની લાસને લઇ જાય તેની પુઠે તેની સેવટની જગા લગી જવાથી અથવા થોડેક સુધી ચાલવાથી તે મરનારને આપણે માન આપ્યે છૈયે એવું આજે આપણે તથા બીજી કોમવાલાઓ માન્યે છૈયે તે માન આપવાનો વિચાર અવસ્તાનાં વખ્તનાં લોકોમાંબી હતો એવું અવસ્તાના અથવા કોઇ પાછલી કેતાબોના કોઇબી લખાણ ઉપરથી જણાતું નથી. તોપણ પાછલી કેટલીએક કેતાબોમાં મરનારની પુઠે જવાની ઘણી તાકીદ કરવામાં આવી છે, અને પાયદશે જવાથી ઘણો સવાબ હાંસલ થાય છે એવું કહ્યું છે, પાયદશે જવાની તરતીબ વિષે પાછલી કેતાબોમાં કહે છે કે જેઓ પાયદશે જનારા હોય તેઓએ કપડાનું પેવંદ કરીને જોર વલગીને 'અષહે' લગી સરોશ બાજ ધરીને મરનારની લાસની પુઠે જવું અને લાસને ઠેકાણે પાડીને નસાસાલારો પાછા આવે ત્યાં લગી બાજ મુકવી નહીં. તેઓના ફારેગ થવા પછી પાયદશે જનારાઓએ બાજ મુકીને નીરંગ પાણીથી હાથ મોહોડું ધોવું અને મરનારની નઇઅતે પતેત પઢાઇ રહેવા પછી ઘર તરફ પાછા ફરવું[122]

---

૧૨૨. સદદરે નસર, બાબ ૧૩:—..........."કોશેષ કરવી જોઇએ કે લાસની પછવાડે જેમ બને તેમ જવું, કારણકે ગુજરેલાંની લાસના પછવાડે જેટલાં કદમ જાય તે દરેક કદમે ૩૦૦ અસ્તેર સવાબ લાગે. દરેક અસ્તેરનું વજન ૪ દીરમ છે. એ પ્રમાણે ૩૦૦ અસ્તેરનું વજન ૧૨૦૦ દીરમ. હરેક કદમે એટલો સવાબ લાગે."

બ૦ કા૦ ૨૦ સફે ૪૭:-"અને લાંસનાં તાબુતની પછવાડે જેટલું જવાઈ શકાય તેટલું જવું. કારણકે લાસની પછવાડે જવાથી દરેક કદમે ૩૦૦ અસ્તેર સવાબ લાગે છે. અને દરએક અસ્તેરનું વજન ૪ દીરમ છે. એ પ્રમાણે દરેક કદમે એટલો સવાબ લાગે છે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૫:—નસાને તે જગાએ લઇ જઈને મુકે. પછી તેઓએ રસ્તેથી પાછા ફરવું. જ્યારે આવે ત્યારે તમામ બદન, કપડાં, પીછોડી, વગેરે નીરંગ અને પાણીથી ધોવું."

તમામ અવસ્તાની સને ૧૨૪૦ યજદજરદીમાં છાપેલી કેતાબ સફે ૬૫૯–૬૬૦:—"જે કોઈ ગુજરે તેની પછવાડે પાયદશે જવાની ફરજ છે. જો પાયદશે જઇએ તો તેનો સવાબ હરેક કદમે તનાફુર (૧) એક લાગે, વાસ્તે પાયદશે જવું. પ્રથમ પાદીઆબ કુસ્તી કરીને જે ગુજર્યો છે તેને દરવાજે જઇને ખુરશેદ મેહરની નીઆએશ કરવી. તેટલે ગેહેના સારનારા ગેહે સારી બાજ મુકવાનાં થાય તેટલે પાયદશ જવાના હોય તે બે બે જણ પેવંદ વલગીને સરોશબાજ 'અષહે' સુધી પઢે......
......બાજ તથા પેવંદ મજબુત રાખે, પછી જે ગુજર્યો તેને નસાસાલાર લઇ જાય તેની પછવાડે કદમ (૩૦) ત્રીસ દૂરથી ચાલે. પછી નસાસાલાર દખમાં આગલ ગેહાંન રોઆન સાથે મુકે અને દખમાનાં દરવાજાને સગદીદ કરાવે. પછી દખમાંનો દરવાજો ઉઘાડીને નસો દખમામાં મુકી બાહેર આવીને દરવાજો બંધ કરે. પછી પાયદશે જનારા દૂર સગડી આગલ ઉભાય તે બાજ સરોશની મુકે "નેમસચા ઇઆરમેતેશ ઇજાયા"થી પઢે "હંજદરેમ–જસ મે અંઉઘહે મજદ" પઢે. બાજ મુકીને પછી નમસ્કાર દખમાનો પઢે. અને નીરંગ લઈને સરોશ બાજ પઢ્યા પછે પાણીએ કરી પાદીઆબ કુસ્તી કરીને નેઆએશ તથા પતેત જે ગુજર્યો હોય તેની નઇઅતે પઢીને ત્યાંથી ઘરની તરફ થોડાંએક કદમ ચાલીને જમીન સુજારે. જમણે હાથે કપડાંનું પેવંદ ધરીને તે હાથ જમીન ઉપર

એ બાબદના ફકરાઓ ઉપરથી આપણને બે બાબદો જણાય છે, તે એ કે ૧. પાયદશે જવામાં સવાબ છે, અને ૨. પાયદશે જનારાઓએ પેવંદ કરીને 'અષહે' સુધીની બાજ ધરીને જવું. પેહેલી બાબદમાં એટલે કે પાયદશે જવામાં સવાબ છે એવું કહેવાને અવસ્તામાંથી કાંઇ ટેકો જડતો નથી. તે સાથે જરતોસ્તી શરીઅતની આખી ગોઠવણપર નેગાહ પોંહોંચાડતાંબી કાંઇ જણાતું નથી, કે પાયદશે જવાનો સવાબ જે કહેલો છે તેનું કારણ શું ? બીજી બાબદને એટલેકે પાયદશે જનારાઓએ 'અષહે' સુધીની બાજ લઇને ચાલવું; એને અમે ધારીએ છેએ કે અવસ્તામાંથી નીચે જણાવેલા વિચાર પ્રમાણે કાંઇએક ટેકો મલે છે.

ઉપર આપણે એક ઠેકાણે કહ્યું છે કે દરૂજે નસુશની અસર મુએલાંમાંથી જીવતાંઓ ઉપર હવાની મારફતેબી થઇ શકે, અને લાસ સ્થિર હોય તે વખ્તનાં કરતાં તે જ્યારે હાલતી હાલતમાં હોય ત્યારે તેની વધારે અસર થવાનો સંભવ રહે છે. એના ઉપાય અથવા અટકાવ તરીકે હવાને સાફ કરવાને માટે આતશ ઉપર ખુશબો બાલવાને એક ઉપાય તરીકે ગણ્યો છે. વળી આપણે ઉપર કહ્યું છે કે જો કે હવાની મારફતે જે અસર મુએલાં ઉપરથી જીવતાં ઉપર થવી જોઇએ તે તો થયા વગર રહેજ નહીં તોપણ તે અસર નાહીમતવાનનાં કરતાં હીમતવાન પર ઓછી થાય છે અથવા મુતલક થતી થની. અને એ કારણસર જીવતાંઓને હીમત આપવાનાં એક ઉપાય તરીકે અવસ્તામાં એક ચોકસ અવસ્તા ભણવાનું ફરમાવ્યું છે કે જે ઉપરથી આપણામાં ગેહેસારવામાં તથા સરોશ બાજ ધરી રાખવામાં આવે છે. એવીજ સાહુચેતીનો ત્રીજો ઉપાય સગદીદ ધારવામાં આવ્યો હોય એવું આપણે ઉપર જોયું છે. લાસ સ્થિર હોય તે વખ્તનાં કરતાં જ્યારે તે હાલતી હાલતમાં હોય ત્યારે જરૂર સગદીદ કરવા કહ્યું છે અને સગદીદ તથા ગેહેસારણું અને સરોશ બાજનાં અવસ્તાની મતલબ એક બીજાને મલતી ધારી હોય એવું લાગે છે; કેમકે એક ગેહેસારનારને બદલે લાચારે સગને લેવાની રજા આપી છે. એ ઉપરથી માલુમ પડે છે કે લાસને પાધરૂં અથવા આડકતરી રીતે અડકવાથી થતાં

---

મુકે ને જમણા પગનું ગુઠણ જમીન ઉપર મુકીને ઇઆથા અહુ વઇર્યો (૧) પઢે. આ પછી ત્રણ કદમ ચાલીને ફરી બીજીવાર એમજ પેવંદ જમીનશુ ધરીને ઇઆથા અહુ વઇર્યો (૧) પઢે. ફરી ત્રીજીવારબી એજ રવેશે ઇઆથા અહુ વઇર્યો (૧) પઢી રહયા પછી શરોશબાજ 'અષહે' સુધી પઢીને ઇઆથા અહુ વઇર્યો પઢતાં પઢતાં જે ગુજર્યોય તેને ઘેર જાય. ત્યાં બેશી સરોશ બાજ મુકીને પોતાને ઘેર જાય અને શેતાઓથી ગોસલ કરે. પેહેલાં નીરંગ તમામ બદનને લગાડે તે મુકવીને પાણીએ ગોસલ કરે."

બે૦ નં૦ ૨ સફે ૧૪૪:—"(લાસને ઉઠાવનારાઓ સીવાય) બીજાં માણસો હોય તેઓએ પેવંદ કરવું અને લાસની પુઠે ચાલવું."

બે૦ નં૦ ૨ સફે ૧૪૫:—"બીજું જાણવું કે લાસની પુઠે બબે મરદોએ હમપેવંદ થવું."

બે૦ નં૦ ૩ સફે ૨૯:—"માણસોએ પેવંદ કરી સરોશ બાજ ધરીને લાસની પુઠે જવું."

નુકસાનની સામે સાહુચેતી રાખવાના ઉપાયો જણાવ્યા છે (જેની વિગત ઉપર આપી છે તેમજ નીચેબી આવશે.) તે ઉપરાંત હવાની મારફતે થતાં નુંકસાનનાંબી ઉપલા ત્રણ ઉપાયો આતશપર ખુશબો, ગેહેસારણું તથા સરોશબાજ અને સગની હાજરી—બતાવ્યા છે. એ ઉપરથી સેહેજે સવાલ કરી શકાય છે કે જો એ ત્રણુંડે ઉપાયો એકજ મતલબના હોય તો એઓમાંનો એકજ વાપડયે અને બીજા નહીં વાપડયે તો ચાલે કે નહીં? એનો જવાબ એ છે કે એ ઉપાયો જો કે એક બીજાને બદલે ચાલી શકે અને તે પ્રમાણે અમે ધારીએચકે વંદીદાદની આઠમી પરગરદ (ફ૦ ૧૪-૨૧) માં કહ્યુંબી છે, તોપણ આપણા લોકોએ ડાહાપણની રાહે ત્રણે ઉપાયો એકજ વખ્તે સાથે વાપડવાનો રેવાજ રાખ્યો છે કે તેથી એકને બદલે ત્રણગણી સાહુચેતી રહે. લાસ ઠેકાણે પડી રહે ત્યાં લગીમાં એ ત્રણમાંથી ઓછામાં ઓછા એક ઉપાય ચાલુ રખ્યા વગર જરાબી વખ્ત ખાલી રાખવામાં આવતો નથી. અને કોઇ ઠેકાણે પરદેશમાં અથવા મુસાફરીમાં અથવા બીજી અગવડમાં જો ગેહેસારવાને અથવા સગદીદ કરવાને અથવા આતશ રોશન રાખવાને નહીં બને તો એ ત્રણમાંના જેટલા બને તેટલા ઉપાયો લાચારીને સબબે ચાલી શકે. પણ જ્યાં લગી બની આવતું હોય ત્યાં લગી તો જેટલા વધારે ઉપાયો એકજ વખતે ચાલુ રાખ્યા હોય તેટલો વધારે ફાયદો. જેઓને એ ઉપાયો ઉપર વિશ્વાસ હોય તેઓને થયા વગર નહિં રહે એમા કાંઇ શક નથી. હવે એ ઉપાયોમાંના બે ઉપાયો—સરોશબાજ અને સગની હાજરી—જેમ લાસ ઘરમાં હોય ત્યારે વાપડવાનાં છે તેમજ લાસને ઘરમાંથી કાઢીને છેલ્લી જગાએ લઇ જઇ મુકે ત્યાં લગી રસ્તામાંબી વાપડવા કહ્યા છે. કેમકે તે લાસમાં થતું રસાયણ પૃથક્કરણ તો ચાલુજ રહે છે અને તેથી તેમાંનાં સૂક્ષ્મો હવામાં ફેલાતાં હોવાં જોઇએ એટલુંજ નહીં પણ રસ્તામાં લઇ જતાં લાસ હીલતી હાલતમાં રહે છે તેથી ઉપર કહ્યા પ્રમાણે એ ઉપાયો વાપડવાની વધારે જરૂર છે. તે સૂક્ષ્મો હવાની મારફતે જીવતાંઓ ઉપર લાગુ પડે તેની અસર જોકે ઘણીજ નજીવી છે તોપણ ઉપર આપણે જરતોસ્તી ધર્મની રૂએ જે પુશ્કળ સાહુચેતીનાં ઉપાયો જોઇ ગયા છૈયે તે પ્રમાણે જોતાં જેમ ઘરમાં તેમજ જાહેર રસ્તા ઉપરબી સાહુચેતીનાં ઉપાયો લેવાનું જો કહ્યું હોય તો તેમાં અજબ જેવું નથી. એ રીતે સાહુચેતીના ઉપાયો લેવાની એક બાબદ વંદીદાદની આઠમી પરગરદમાં આવેલી છે. પણ માઠાં ભાગ્યે તેની ઇબારત લગરીક વધારે ખુલાસાભરેલી નથી અને તેથીજ કરીને અમો ધારીએ છૈયે કે લાંબા વખતથી એ બાબદ વિષે આપણા લોકોમાં મતફેર પડેલા જોવામાં આવે છે. થોડાંએક વર્ષની વાત ઉપર મુંબઇમાં એજ બાબદ જોરથી તકરારો ચાલી હતી તે સર્વેને યાદ હશે. સઘળી કોમોમાં તેઓનાં ધર્મશાસ્ત્રોનાં ચોકસ બોલો અથવા ફકરાઓની ઇબારતમાં કાંઇ

સેહેજ અસ્પષ્ટ લખાણ હોવાથી જુદા જુદા ધણીઓ તેનો જુદો જુદો અર્થ ઉઠાડે છે અને તેથી જુદા જુદા રેવાજો અને મતો ચાલે છે તે સર્વેને રોશન છે. ધારા પુસ્તકમાં ચોકસ ઇબારત જો અસ્પષ્ટ હોય છે તો એકજ મુકદ્દમામાં જુદા જુદા ન્યાયાધિશો અને ધારાનાં હીમાયતિઓ જુદા જુદા ચુકાદા અને મતો આપે છે. વાસ્તે જો આ બાબદમાં લાંબા વખ્તથી આપણા લોકોમાં જુદાં જુદાં મતો પડયાં હોય તો તેમાં અચરત થવા જેવું કાંઇ નથી. અમોને અમારી નાકેશ શકિત પ્રમાણે તપાસ કરતાં વંદીદાદમાં આવેલી મજકુર બાબદનો જે અર્થ[123] સુજે છે અને તે ઉપરથી તેની જે મતલબ જણાય છે તે મતલબ નીચે લખવાની રજા લઇએ છીએ. પણ અત્રે ખુલ્લું કબુલ કર્યે છેયે કે એ બાબદનું લખાણ એકુબે જગાએ સ્પષ્ટ

---

૧૨૩. વં૦ ૮ ફ૦ ૧૪–૨૨:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! જે રસ્તે મુવેલાં કુતરાંઓને અને મુવેલાં માણસોને તેઓ અલગ રીતે લઇ જાય તે રસ્તા ઉપર પશુઓ (ગાય, વગેરે)ને ઢોરો (ભારબરદાર)ને, મરદોને, ઓરતોને, અહુરમજદનાં બેટા આતશને, અથવા પાવ કામમાં વાપરવાની બરસમને કયારે આવજાવ કરવા દીયે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:–પશુઓ (ગાય, બકરાં, વગેરે)ને, ઢોરો (ભારબરદાર)ને, મરદોને, ઓરતોને, અહુરમજદનાં બેટા આતશને, અથવા પાવકામમાં વાપરવાની બરસમને તે રસ્તા ઉપર નહીં ફરવા દેવાં."

સુનેરી રંગનાં અને ચાર આંખવાલાં (હરેક આંખ ઉપર એક એક ટીપકીવાલાં) તથા સફેદ રંગના અને સુનેરી રંગનાં કાનવાલાં એવાં કુતરાંઓને ત્રણની સંખ્યા સુધી લઇને ત્યારે તે રસ્તા ઉપર તેઓએ છુટા છુટા ચલાવવા; સપીતમાન જરતોસ્ત! સુનેરી રંગનાં અને ચાર આંખવાલાં (બંધે આખ ઉપર બે ટીપકોવાલાં) તથા સફેદ રંગનાં અને સુનેરી રંગનાં કાનવાલાં કુતરાંઓને ચલાવવાથી તુરત તે દરૂજે નસુશ દૂર થાય છે..........સપીતમાન જરતોસ્ત! જો એ પ્રમાણે (ઉપર કહેલી એ જુદી જુદી સીફતનાં કુતરાઓ સુધાં ત્રણ કુતરાઓને) તે રસ્તાપર છુટા છુટા ચલાવવાને નહીં બને તો, સુનેરી રંગના અને બંધે આંખ ઉગર બે ટીપકીવાલાં પણ સફેદ રંગ અને પીલા કાનવાલા નહીં, એવા કુતરાઓને છ ની સંખ્યા લગી લઇને ત્યારે તે રસ્તા ઉપર છુટા છુટા ચલાવવા. સપેતમાન જરતોસ્ત! સુનેરી રંગના અને બન્ને આંખ ઉપર બે ટીપકીવાલાં પણ સફેદ રંગનાં અને પીલા કાનવાલા નહીં એવા કુતરાઓને ચલાવવાથી તુરત તે દરૂજે નસુશ દૂર થાય છે... ....

સપેતમાન જરતોસ્ત! જો એ પ્રમાણે (ઉપર કહેલી એક ચોકસ સીફતનાં કુતરાં સુધા છ કુતરાઓની ટોળીને) તે રસ્તા ઉપર ચલાવવાને નહીં બને તો સુનેરી રંગ અને બંન્ને આંખ ઉપર બે ટીપકાં નહીં તેમજ સફેદ રંગ અને પીલા કાનવાલાબી નહીં એવા કુતરાઓને નવની સંખ્યા લગી લઇને ત્યારે તે રસ્તા ઉપર તેઓએ ચલાવવા. સપેતમાન જરતોસ્ત! સુનેરી રંગ અને બન્ને આંખ ઉપર બે ટીપકાં નહીં તેમજ સફેદ રંગ અને પીલા કાનવાલા નહીં એવા કુતરાઓને નવની સંખ્યા લગી લઇને ત્યારે તે રસ્તા ઉપર છુટા છુટા ચલાવવાથી તુરત તે દરૂજે નસુશ દૂર થાય છે......

સપેતમાન જરતોસ્ત! એ પ્રમાણે (ઉપર કહેલી બે જુદી જુદી સીફતો સીવાય કોઇબી સીફતનાં નવ કુતરાઓની ટોલીનેબી ચલાવવાને) નહીં બને તો 'યથા અહુ વઇર્યો (જાવત) વાસ્તારેમ–કેમના-મજદા (જાવત) અષહે' એ ફતેહમંદ સખુનો પઢતાં અથોરનાનોએ પ્રથમ તે રસ્તા ઉપર ચાલવું.

ત્યાર પછી મજદયસ્નાનોએ જેમ ગમે તેમ પશુઓ (ગાય, વગેરે)ને, ઢોરો (ભારબરદાર)ને, મરદોને, ઓરતોને, અહુરમજદનાં બેટા આતશને, અથવા પાવ કામમાં વાપડવાની બરસમને તે રસ્તા ઉપર ફરવા દેવાં."

નથી અને એજ મત પ્રોફેસર વેસ્ટરગારડનું બી છે (જુઓ વેસ્ટરગારડની જંદ અવસ્તાની કેતાબનો દિબાચો સફે ૧૯). જો કે જેમ એ વિદ્વાન કહે છે તેમ અમે એ ફકરાઓને જુદા જુદા ધણીઓનાં મતો તરીકે નહીં પણ અસલ લખનારનાં એખલાનાં મત તરીકે સલંગજ ગણીએ છઇએ અને એ અમારા વિચારને આ ટેકો છે કે જેમ એ ફકરાઓને વેસ્ટરગાર્ડ જુદા જુદા ધણીઓનાં મતો તરીકે ભુલથી ગણે છે તેમજ વં૦ ફ૦ ૯, ૩૩-૩૫ને બી તે ગણે છે. પણ તે કાંઇ નહીં પણ ભુલ છે. એ ફકરાઓ સલંગ છે અને તેઓમાં લખવા મુજબ આજ લગી બરશનુમની ક્રિયા થતી આવી છે જે હરએક અથોરનાનને ખબર છે. વાસ્તે અમો જેમ એ નવમી પરગરદના ફકરાઓને સલંગ ગણીએ છૈયે તેમજ મજકુર આઠમી પરગરદના ફકરાઓનેબી સલંગ ગણીને માત્ર એક બે ઠેકાણે બોલોનીજ ભુલ ગણીએ છૈયે તે રીત ઘણે દરજ્જે ખરી છે. હવે એ ફકરાઓની અમુને જે મતલબ જણાય છે તે એ કે આખે રસ્તે પ્રથમ ગુજરેલાંની લાસ, તેની પુઠે ચોક્કસ જુદી જુદી જાતનાં કુતરાંઓની તેઓનાં ચહડતા ઉતરતા ગુણો પ્રમાણે ઓછી અથવા વધતી સંખ્યા, અને જો કુતરાં નહીં તો પેવંદ અને બાજ સાથે એકથી વધારે અથોરનાનોને ચલાવવા, અને તે પછી બીજા મજદયસ્નાનોએ ચાલવું.

એ બાબદનાં લખાણનો અર્થ અમોએ જે કીધો છે અને તે ઉપરથી અમોએ જે ઉપલી મતલબ ઉઠાડી છે તે અર્થ આજ સુધી થતા આવેલા અર્થોથી કેટલોએક તફાવત ધરાવે છે માટે કેટલાએક ચોક્કસ શબ્દોનાં અર્થો વિષે ખુલાસો કરવાની પ્રથમ અગત છે. 'પથ' એ શબ્દનો અર્થ કેટલાએકો 'જગા' કરી લેવા માંગે છે. પણ એ શબ્દ બરાબર એજ રૂપે વં૦ ૮૦ ફ ૧૦૪, ૧૦૬ માં આવેલો છે ત્યાં તેનો અર્થ વગર શકે 'રસ્તે' અથવા 'રસ્તાપર' કરી થાય છે. તેથી આ જગાએબી એ બોલનો અર્થ 'જગા' કરી શકાતો નથી; તમામ અવસ્તામાં અથવા વેદમાં અથવા સંસ્કૃતમાં એ 'પથ' શબ્દનો અર્થ કોઇબી જગાએ 'જગા' કરી મલ્યો નથી. પણ રસ્તો કરીજ મલે છે. એ ઉપરાંત વળી બીજી એર્યન ભાષાઓમાં એને મલતો બોલ 'રસ્તા'નેજ અર્થે મલે છે, જગાને અર્થે મળતો નથી. જેમકે અંગ્રેજી path ઇત્યાદિ. હવે એનો અર્થ 'રસ્તો' એવી રીતે લેતાં તુરત સવાલ ઉઠે છે કે એ 'રસ્તો' કયો ? 'રસ્તો' ઘરમાંનો અથવા ઘરની બાહેરનો ? જો એમ લઇએકે ઘરમાંનો તો ઘરમાંના જે રસ્તા ઉપરથી લાસને લઇ જાય તે રસ્તા ઉપરથી ચોકસ ઉપાય વાપરીને દરૂજે નસુશની અસર દૂર કરવામાં આવે તેજ ઉપાય ઘરની બાહેરનાં રસ્તા ઉપરબી કાંય નહીં વાપરવો ? જાહેર રસ્તા ઉપર લાસનાં સૂક્ષ્મો આસપાસ ફેલાતાં નથી અથવા લાસ હીલતી નથી એમ માનવાને કાંઇ કારણ નથી. જ્યારે એમ છે ત્યારે કુદ્રતી રીતે જણાય છે કે જેમ ઘરમાંનાં તેમજ બાહેરનાં

રસ્તા ઉપરથી તેજ ઉપાય વાપડવો. એમ છતાં કેટલીએક રવાયતવાલાઓ કહે છે કે જાહેર રસ્તા ઉપર દરૂજે નસુશની અસર થતી નથી.[124] એ ઉપરથી અત્રે હીંદુસ્તાનમાં જુદાં જુદાં ગામોમાં જુદા જુદા રેવાજો ચાલે છે. જેઓ એવું માને છે કે ઘરમાંના રસ્તા ઉપરજ દરૂજે નસુશની અસર, થાય છે અને જાહેર રસ્તાપર થતી નથી તેઓ જોકે થોડેક રસ્તે પેવંદે અથવા બાજ વગર લાસની પુઠે ચાલે છે તોપણુ બાકીને રસ્તે તો પેવંદ તથા બાજ સાથેજ ચાલે છે. અને જેઓ એવું માને છે કે જાહેર રસ્તા ઉપરબી દરૂજે નસુશની અસર થાય છે તેઓ આખે રસ્તે બાજ અને પેવંદ સાથે ચાલે છે. પેહેલા રેવાજની સામે આપણી સાદી સમજ વાંધો ઉઠાવે છે. જો જાહેર રસ્તા ઉપર દરૂજે નસુશની અસર થતી નથી તો આખે રસ્તે વગર બાજ અને પેવંદે જવામાં શું અડચણ છે? અને કેટલેક સુધી જવા પછી પેવંદ અને બાજ લેવાની શું જરૂર છે? પાછલા રેવાજને જેમ વંદીદાદ તેમજ આપણી સાદી સમજબી ટેકો આપે છે કે જો એક ચોક્કસ કારણસર સાહુચેતીનો એક ચોક્કસ ઉપાય લેવાનું ધર્મપુસ્તકમાં કહ્યું હોય તો તે પુરેપુરો કામે લગાડવો વાજબી છે, એ રીતે જોતાં 'રસ્તો' એટલે ઘરની અંદરનો તેમજ ઘરની બાહેરનો કોઇબી લઇ શકાય છે. જો ઘરની અંદરનો હતે તો તેમજ જણાવતે. પણુ વંદીદાદમાં કાંઇબી જણાવ્યું નથી તેથી આ બાબદમાં જણાવેલો સાહુચેતીનો ઉપાય ઘરનાં તેમજ બાહેરનાં આખા રસ્તાને લાગુ પડે છે. જે રવાયતવાલાઓ બાહેરના રસ્તાપર દરૂજે નસુશની અસર થતી નથી એમ માને છે, તેઓને વંદીદાદથી કાંઇ ટેકો નથી. એટલુંજ નહીં પણુ રેવાજથીબી ટેકો નથી. કેમકે રેવાજમાં બાહેરને આખે અથવા થોડે રસ્તે પેવંદ અને સરોશ બાજ વાપડવામાં આવેછેજ. આખે રસ્તે પેવંદ અથવા બાજ વગર કોઇ જતા નથી. એ પ્રમાણે વંદીદાદમાં જે રસ્તો કહ્યો છે તે ઘરનો તેમજ બાહેરનો સિદ્ધ કીધા પછી તે રસ્તા ઉપર વાપડવા કહેલા ઉપાયની તપાસ ઉપર અવાય છે. એ ઉપાય મજકુર ફકરામાં શું બતાવ્યો છે? ઉપર કહેલા સાહુચેતીના ત્રણુ ઉપાયોમાંના બે ઉપાયો—સગની હાજરી અથવા સરોશ બાજ—માંનો ગમે તે એક વાપડવા કહ્યોછે. સગનો ઉપાય અમારા વિચાર પ્રમાણે આપણા લોકોમાં લાંબા વખતથી ભુલભરેલી રીતે સમજતા આવેલા છે. સઘળાઓ એવું સમજતા આવ્યા છે કે જે રસ્તેથી લાસને લઇ જાય તે રસ્તા ઉપરથી ચોક્કસ બે જાતનાં કુતરાંઓમાંના કોઇબી એકને ત્રણુ વાર ચલાવવું અને જો તે ત્રણુ વાર પોતાની ખાહેશથી નહીં ચાલે તો છ વાર ચલાવવું. જો છ વારબી ખાહેશથી નહીં ચાલે તો નવ વાર ચલાવવું. અગર કોઇબી સગને ચલાવવાને

---

124. દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૯૯; બે૦ નં૦ ૨ સફે ૩૪; બ૦ ઠા૦ ૨૦ સફે ૧૭૪:—"શેહેરો અને ગામડાંઓના જાહેર રસ્તા અને જેમાંથી પાણી વહે તેવી નેહેરની (સુકી જગાને જો નસો લાગે તો તે) રીમન નથી થતાં."

નહીં બને તો અથોરનાનોએ સરોશ બાજનાં અવસ્તા પઢતાં તે રસ્તા ઉપર ચાલવું. હવે આ સગને ચલાવવાનો ઉપાય એવો તો અગવડભરેલો છે કે જો ઓછામાં ઓછા ત્રણ વખ્ત સગને રસ્તા ઉપર ફેરવે તેટલો વખ્ત લગી જો તે રસ્તો મજકુર ફકરામાં કહેવા મુજબ બંધ પાડે તો તેથી મોહોટી અગવડ થઇ પડે. ત્યારે છ વાર અને નવ વાર ફેરવે તેટલો વાર લગી જો રસ્તો બંધ કરે તો તેમ કરવું નહીં બની શકે એવું થઇ પડે. વલી સગ ખાહેશથી ત્રણ, છ, અથવા નવ વાર ફર્યો છે કે નહીં તે માણસોને કેમ માલૂમ પડે? વાસ્તે અમે ધાર્યે છિયે કે એ સમજણ ભુલભરેલી છે. 'સ્પાનેમ' જેનો અર્થ એક કુતરૂં કરી સમજવામાં આવે છે તે પેહેલી નજરે જોકે એમ જણાય, તોપણ તે 'કુતરાં' કરી સમુદાયવાચક છે (જુઓ 'ગઓમ' બલદો, વં૦ ૧૯ ફ૦ ૨૧, 'આપ્રવ' અથોરનાનો, વં૦ ૮ ફ૦ ૧૯ ઇત્યાદિ. પેહેલવી તથા ફારસીમાં વારેઘડીએ એ રીતે સમુદાયવાચક નામો એકવચનમાં છતાં બહુવચનમાં વપડાય છે.) જે શબ્દોનાં અર્થો ત્રણ વાર, છ વાર, અને નવ વાર કરી કીધા છે તેઓના અર્થો ત્રણની સંખ્યા લગી, છની સંખ્યા લગી અને નવની સંખ્યા લગી થાય છે. અને તેઓ આ ફકરાઓમાં કુતરાંને લાગે છે, ચલાવવાના કામને લાગતા નથી. ('આથ્રિતએમ' અથવા 'આથ્રિતીમ્' સં૦ आ–त्रितयम् અથવા त्रितिम्=त्रितयम्=પે૦ ફા૦ [illegible] = [illegible] =ત્રણની સંખ્યા લગી— 'ક્ષ્વજ્યાચિત્'=સં૦ षोड्‌ढा=षोढा (ઋગ્વેદ ૩, ૫, ૫૫) चित्=પે૦ ફા૦ [illegible] = [illegible] = છની સંખ્યા લગી—'નવમયાચિત્'=સં૦ नवमयाचित्=પે૦ ફા૦ [illegible] = [illegible] [સરખાવો [illegible] કેટલા, [illegible] થોડાં, [illegible] કેટલાં ઇત્યાદિ]=નવની સંખ્યા લગી). વળી એ અર્થમાં અમે જણાવ્યું છે કે ચોક્કસ એ જાતોનાં કુતરાં હાજર હોય તો તેવા ત્રણ કુતરાંની સંખ્યા બસ છે. જો તેવાં નહીં મળી આવે અને તે બેમાંની એક જાતનાં હોય તો છ લેવાં, અને જો બન્ને જાતોમાંનુ એકુએ નહીં હોય તો નવ લેવાં. એ અમારા અર્થને પેહેલવી તરજુમો કરનારાઓ તથા બીજા રવાયત લખનારાઓ ટેકો આપે છે. તેઓ કહે છે કે એ બે જાતનાં કુતરાંઓ એ કામને વાસ્તે ઘણાં સારાં છે. પણ જો તેવાં નહીં મળે તો બીજાં લીએ તો ચાલે (સ્પીગલ પેહેલવી વં૦ ૮ ફ૦ ૪૧ તથા ઉપર સગદીદની બાબદમાં ટાંકેલા દાખલા). જો કોઇબી કુતરાંને લઇ જવાનું નહીં બને તો છેલ્લે અથોરનાનોને સરોશ બાજ પઢતાં પ્રથમ તે રસ્તા ઉપર ચાલવા કહ્યું છે. અથોરનાનોની સંખ્યા એકથી વધારે કહી છે તે ચોક્કસ છે. તોપણ તેઓને એકદમ ચાલવાજ કહ્યું છે. ત્રણ, છ, કે નવ વાર ચાલવાને કહ્યું નથી, તેજ પ્રમાણે કુતરાંઓનેબી એકજવાર ચલાવવાનું હોવું જોઇએ. અને અથોરનાનોની સંખ્યા એકથી વધારે કહેલી છે તેજ પ્રમાણે કુતરાંઓનીબી સંખ્યા એકથી વધારેની કહેલી છે તે મળતું આવે છે. આ છેલ્લો, અથોરનાનોને ચલાવવાનો ઉપાય આપણા લોકોનાં રેવાજમાં

હજી સુધી રહી ગયલો છે. જેઓ ઉપલા ફકરામાં આવેલા 'રસ્તો' એ બોલને ઘરમાંનો રસ્તો કરી ગણે છે, તેઓ, તેમજ જેઓ એ બોલને ઘરમાંનો તેમજ ઘરની બાહેરનાં રસ્તાને લાગુ પાડે છે, તેઓ લાસની પછવાડે જાહેર રસ્તા ઉપર અથોરનાનો સરોશ બાજ અને ગેહેસારણું પઢતા જાય છે તે કામ કોઇબી રીતે ખોટું અથવા વગર જરૂરનું ગણતા નથી. ઘણીખરી વંદીદાદની નકલમાં ઉપર ટાંકેલા છ અને નવની સંખ્યાવાળા બે ફકરાઓમાં કુતરાંઓની જાત બતલાવવાને માટે તેનાં તેજ બોલો આવેલા છે તેમ લેતાં છ અને નવની સંખ્યાનો તફાવત રાખવાનું કાંઇ કારણ જણાતું નથી. તેથી નવની સંખ્યાવાળા ફકરામાં અસલ નકલમાંથી એક બોલ (નાઇત) નીકળી ગયો છે એમ ખુલ્લું માલમ પડે છે. તેથી અમો તે બોલ એ જગે ગણવાનું વાજબી વિચાર્યું છે. કેમકે તેમ નહીં લેતાં જેમ અમારો અર્થ બંધ બેસે નહીં તેમજ આજ સુધી જેમ અર્થ થતો આવેલો છે તે રીતેબી બરાબર બંધબેસતો નથી. અવસ્તાના વખ્તમાં તથા તેની પછીનાં વખ્તમાં લાસની પછવાડે ઘરથી તે છેલ્લી જગા સુધી પ્રથમ કુતરાંઓને ચલાવતા લઇ જઇને તેઓની પુઠે માણસોને ચાલવાનો ચાલ હશે. પણ પાછલા વખ્તમાં અમો ધાર્યે છીએ કે જયારથી કુતરાંઓ પાસે લાસને ખવાડવાનો ચાલ બંધ પડીને ફકત તેઓને લાસ દેખાડવાનોજ રેવાજ પડયો હશે તે વખ્તથી કુતરાંઓને પ્રથમ ચલાવી લઇ જવાનું બંધ થઇને તેને બદલે અથોરનાનોને સરોશ બાજ અને ગેહેસારણું પઢતા પ્રથમ ચાલવાનો રેવાજ પડયો હશે અથવા જુદદીની દોરમાં (કેમકે જુદદીનોને કુતરાં તરફ ઘણો ધીકકાર છે) કુતરાંઓને ચલાવવાનું નહીં બની શકવાથી તેને બદલે અથોરનાનો સરોશ બાજ અને ગેહેસારણું પઢતા પાયદશે આગલ જવાનો ધારો રાખ્યો હશે જે આજ સુધીમાં આપણા લોકોમાં રહ્યો છે. કેટલાંએક શેહેરોમાં જુદદીનોનો દોર ઘણોજ હોવાને લીધે શેહેરની ગીચ વસ્તીમાં પાદીઆબ સાબેત રાખીને બાજ સાથે ગુજરનારની પુઠે અથોરનાનોને પ્રથમ ચાલવાનું અશકય થઇ પડવાથી અમો ધાર્યે છીએ કે શેહેરની બાહેર નીકલ્યા પછી તુરત પેવંદ અને બાજ સાથે ચાલવાનો લાચારીને લીધે રેવાજ પડયો હશે.

જો કે વંદીદાદનાં ફરમાન પ્રમાણે લાસની પુઠે અથોરનાનો સરોશ બાજ (અથવા ગેહેસારણું જેમાંબી સરોશ બાજ આવે છે) પઢતા ચાલવા પછી બીજા જરતોસ્તીઓને કાંઇ અડચણ નથી, તોપણ પાયદશે જનારા બધા જનાઓ સરોશ બાજ સાથે ચાલે તો તેમાં બેવડી સાહુચેતી છે એમ ગણીને પાછલી કેતાબોમાં સર્વે જણને સરોશ બાજ સાથે પાયદશે જવા કહ્યું છે, તે જેમ બીજી બાબદોમાં આપણે જોયું કે જરૂર નહીં છતાં માત્ર સાહુચેતીને ખાતર કેટલાએક ઉપાયો બધી વખ્તે એકસરખા રીતે વાપડવાનો

કાયદો રાખયો છે, તેમજ આ બાબદમાંબી સમજાય છે.

આગલા વખ્તોમાં આપણી જરતોસ્તી કોમમાં કેળવણીનો પ્રસાર મુતલક નહીં હતો તે વખ્તે દીન ધર્મને લગતી હરએક ક્રિયા માર્ગને સારૂં બેહેદીનો દસ્તુરોનાં ફતવા મેળવીને તેઓનાં કેહેવા પ્રમાણે ચાલતા હતા. જો કોઇ બાબદમાં બે કે વધારે દસ્તુરોનાં મત જુદાં જુદાં પડતાં તો કેટલાએકો એકનાં મત પ્રમાણે અને બીજાઓ બીજાનાં મત પ્રમાણે ચાલતા અને જલદીથી ફીરકામાં તડાં પડતાં હતાં. હાલમાં ખુદાની બક્ષેસથી અંગ્રેજી રાજનાં પ્રતાપે કરીને આપણી કોમમાં કેળવણીનો ફેલાવો ઘણો થયો છે. પણ તેનાં પ્રમાણ પ્રમાણે ધર્મ જ્ઞાનનો ફેલાવો થયો નથી. તેથી હજુબી બેહેદીનો હરએક બાબદમાં ચોક્કસ ધર્મગુરૂઓનાં મત પુછીને તે પ્રમાણે ચાલે છે. તેઓમાં પોતાનાં સ્વતંત્ર જ્ઞાનથી હરએક ધર્મ સંબંધી બાબદનું તોલ કરવાને જોઇતું ધર્મજ્ઞાન પસર્યું નથી. તેથી જયારે કોઇએક બાબદમાં બે ધર્મગુરૂઓનાં મતોમાં ફેર પડે છે તો હાલનાં સુધરેલા વખ્તમાંબી કોઇ કોઇ શખ્સો ટોળામાં તડાં પાડી બેસવા જેવું કરે છે, ત્યારે સર્વે સમજુ બેહેદીનો તે વાતને દાબી દે છે તે ઘણું ડહાપણભરેલું છે. જયાં લગી આપણા ધર્મનું જ્ઞાન નજદીક પુરી હાલતમાં પાછું સજીવન થઇને ઘણાએકોમાં ફેલાય નહીં ત્યાં લગી નજીવી અથવા અગતની બાબદોને ખાતર ટોળામાં તડાં પડતાં અટકાવવાં એ દરએક સમજુ જરતોસ્તીની ફરજ છે. અને તેજ પ્રમાણે ગયાં થોડાંએક વર્ષોની વાતપર ગુજરેલાંની લાસની પુઠે પ્રથમ અથોરનાનોને ચલાવીને તેઓની પુઠે બીજાઓએ ચાલવું કે નહીં તે બાબદની તકરારે તડાં પડવા જેવું રૂપ પકડવાનાં ચિન્હો દેખાડવા માંડયાં ત્યારે સમજુ જરતોસ્તીઓએ તે વાતના જોશને ડહાપણ વાપડીને નરમ પાડી દીધો, તે ઘણું વાજબી હતું. વળી કેટલીએક વખ્તે એવું બને છે કે ટોળામાં કાંઇ એક રેવાજ ચાલતો હોય તેમાં દેશ, કાળ, અને સ્થિતિને અનુસરીને કાંઇ ફેરફાર કરવાની અગત જણાય અને તેમ કરવાની કોઇ સચના કરે તો ત્યારેબી ચાલતા આવેલા રેવાજનું જોર એટલું બધું ચાલે છે કે સમજુઓ વટીક તે રેવાજમાં એકદમ ફેરફાર કરતાં અચકાય છે. એ બધું તેની ચોકસ હદમાં રહે ત્યાંસુધી ઠીક છે. પણ વખ્ત જતાં તેના વધારા સાથે માણસોનેબી જુની રીતભાતો અને રેવાજોમાં સુધારો કરવાની જરૂર પડે છે, હવે તે સુધારો ધર્મને કેટલે દરજે અનુકુળ અથવા પ્રતિકુળ થશે તે વિષે અગાઉથી તપાસ કરવી ફાયદાભરેલી છે. એ રીતે જોતાં આજે આપણે જે જમાનામાં અને જે સુધરેલી કોમોનાં સહવાસમાં રહીએ છઇએ અને હવે પછી વખ્ત જતાં જે સુધારો આગલ વધશે તે સઘળાંનો વિચાર કરતાં પાયદશની ગોઠવણ ઉપર ધ્યાંન આપવાની જરૂર જણાય છે. તેથી જો કે એ બાબદ ઉપર આ રિસાલામાં અમારો વિચાર આપવાની

જરૂર નથી તોપણુ હાનેશમંદ જરતોસ્તીઓને સૂચના તરીકે બે સેતર લખવાની રજા માંગી લઇએ છીએ. કારણકે એ બાબદ ઉપર મોડે કે વેહલે આપણા લોકોને ધ્યાંન આપવુંજ પડશે.

થોડુંએકની વાત ઉપર શેઠ મનચેરજી નશરવાનજી દાદીશેઠનાએ આપણાં ગુજરેલાંઓની લાસોને ગાડીમાં મુકીને લઇ જવાનો રેવાજ પડે એવી મતલબથી એક નમુનાની ધાતુની ગાડી ઇંગલંડથી મોકલી તે ઉપરથી પાયદશ કેમ ચલાવવી તે વિષે આપણા લોકોમાં ઉપર જણાવેલી દસ્તુરોની ચર્ચા પછી નવેસરથી એ બાબદની ચર્ચા ચાલી હતી. અને ગાડીમાં ગુજરેલાંની લાસ લઇ જવાની તરફેણ તેમજ વિરૂદ્ધમાં સમજુ જરતોસ્તીઓ તરફથી વિચારો અપાયા હતા. એ બે બાજુના વિચારોની તપાસ ધર્મની રૂએ તથા સાદી સમજથી કર્યે. જેઓ ગાડીમાં લાસને લઇ જવાની વિરૂધ્ધમાં છે તેઓ ચોક્કસ દસ્તુર સાહેબોએ આપણા ધર્મની કેતાબોનાં કેટલાએક ફકરાઓને આધારે જે ફતવા આપેલા છે તેઓને પોતાના મતના ટેકામાં ગણે છે. એ ફકરાઓ ઘણા ખરા આ રીસાલામાં જુદીજુદી જગાઓમાં અમે તપાસ્યા છે તે ઉપરથી વાંચનારને માલૂમ પડશે કે તે ફકરાઓની મતલબ જે રીતે મજકુર ફતવાઓમાં સમજવામાં આવી છે તેમ નથી. એ ફકરાઓ ઉપરાંત ગાડીની વિરૂધ્ધવાલા સાહેબોની બીજી દલીલો અત્રે તપાસીએ. તેઓ કહે છે કે:–

૧. ગાડી અવસ્તાનાં વખ્તમાં જણાયલી છતાં અવસ્તામાં લાસને ગાડીમાં લઇ જવાનું કાંય નથી કહ્યું ? એનો જવાબ એ છે કે અવસ્તાનાં વખ્તમાં ગાડી જણાયલી હતી ખરી પણ તે લાકડાંની ગાડી હતી અને લાકડું નસાને લાગે તે રદ કરવા કહ્યું છે, તેથી લાકડાંની ગાડીમાં લઇ જતા નહીં હતા. એમ છતાં થોડાંએક વર્ષોની વાત ઉપર હિંદુસ્તાનનાં જરતોસ્તીઓ જો ગુજરેલાંની લાસને ઘણે દૂર એક ગામથી બીજે ગામ લઇ જવી હોય તો લાકડાંની ગાડી અથવા ગાડાંમાં લાચારીને સબબે તેને લઇ જતા હતા અને હાલમાંબી લઇ જાય છે; જે પછી તે ગાડી અથવા ગાડાંને રદ કરે છે. અસલના જમાનામાં કોઇને ધાતુની ગાડી બનાવાનો વિચાર સુજયો નહીં તેથી માણસોની ખાંધપરજ અલગ લઇ જવાનું ચાલું રહયું.

૨. ગાડીમાં લાસ લઇ જવાની વિરૂધ્ધમાં બીજી તકરાર એ લાવવામાં આવે છે કે જરતોસ્તી દીનનાં તરીકા મુજબ લાસને અલગજ લઇ જવી જોઇએ અને તે પ્રમાણે તેને ઉઠાવનારાં માણસો અલગ રીતેજ લઇ જાય છે. પણ ગાડીનાં પૈડાં જમીનપર પડેલા હેહેર નસા, જેવા કે બાલ, નખ, છાણ, કચરો વગેરે દરએક પલીદ વસ્તુઓ ઉપરથી ચાલી જાય તેથી લાસનો તે પલીદ ચીજો સાથે સંયોગ થવા બરાબર થાય. તેમજ ત્રામવે અથવા રેલવેનાં પાટાઓ ઉપરથી ચાલી જાય તેથી તે પાટાઓની મારફતે જુદદીનો સાથે સંયોગ કીધેલો કહેવાય. એનો જવાબ એ છે કે જો ગાડીમાં સુકી ઇંટ-

પત્થર અથવા મીટી, પાંથરીને તે ઉપર લાસની ગેહાંન મુકી હોય તો, આપણી નસાની પરહેજના ધોરણ પ્રમાણે પલીદી અથવા દૂરવંદ કે પાણી કસાંનો સંયોગ મુદલ થાયજ નહીં.

એ પ્રમાણે ગાડીમાં ગુજરેલાંની લાસને લઇ જવાની વિરૂધ્ધની તકરાર ઉડી જાય છે. હવે એની તરફની તકરારો તપાસીએ.

૧. અવસ્તામાં અથવા કોઇબી બીજી કેતાબમાં ખુલ્લું અથવા આડકતરૂં કહ્યું નથી કે ગુજરેલાંની લાસને માણસોએજ ઉંચકી લઇ જવી અને બીજી કોઇબી રીતે લઇ જવી નહીં. બલકે કેટલીએક રવાયતોમાં કહે છે કે જો કોઇજ ચારો નહીં રહેતો પાણી ઉપરથી હોડીમાં મુકીને લઇ જવી પડે તો લાસને લઇ જવી, અને એ પ્રમાણે કેટલીએક વખ્તે આપણા લોકો નદીમાં વટીક હોડીમાં લાસ મુકીને દખમે ચહડાવા કેટલાએક કોશો સુધી લાવતા હતા અને લાવે છે. જ્યારે પાણીપર લાસ લાવી શકાય તો જમીનપર અલગ ગાડીમાં લઇ જવામાં ઓછી અડચણ હોવી જોઇએ.

૨. અવસ્તા અને બીજી સર્વે આપણા ધર્મને લગતી કેતાબો એક અવાજે કહે છે કે લાસ ઉપર પાણી પડવા દેવું નહિં. તે છતાં આજે વરસાદમાં લાસને લઇ જવામાં આવે છે તે ધર્મના ફરમાન અને કાનુનથી ઉલટું થાય છે. પણ જો રોશની અથવા હવા આવે તેમ ઉંચેથી ઢાંકેલી ગાડીમાં લઇ જવામાં આવે તો લાસને પાણી નહીં લાગે અને તેથી આપણા ધર્મની મકસદ બર આવે. એ વિષે ગાડીની વિરૂધ્ધ તકરાર કરનારાઓ કહે છે કે વરસાદ તો કુદરતથી વરસે છે તેને આપણે શું કર્યે? વરસાદ સીવાયનાં બીજાં પાણીઓ લાસને નહીં લાગે તેની સંભાળ લેવાની આપણી ફરજ છે, પણ વરસાદનું પાણી લાસને લાગે તેની સંભાળ લેવાની આપણી ફરજ નથી. પણ એ તકરાર બેહુંદી છે. જ્યાં લગી લાસ આપણા સ્વાધીનમાં છે (જુઓ નોટ ૪૧મી તથા ૧૨૧ મી) ત્યાં લગી તે કોઇબી તત્વ સાથે નહીં મળે તેની સંભાળ રાખવાની આપણી ફરજ છે અને જેમ બીજાં પાણીઓથી લાસને અલગ રાખવાની તેમજ વરસાદનાં પાણીથીબી અલગ રાખવાની આપણી ફરજ છે. જ્યારે આપણા સ્વાધિનમાંથી લાસ જઇને તેની ઘટતી જગાએ મુકાય ત્યાર પછી જો કુદ્રતથી તે ઉપર વરસાદ પડે તો તેમાં આપણે જવાબદાર નથી. એ વિષે વંદીદાદમાં એક બીના આવી છે (જેના ફકરા અમો આગળ 'દરીઆમાં પડેલા લાસનાં નસા વિષે' એવે મથાલેની એક બાબદમાં આપીશું) તેમાં દાદાર અહુરમજદ ફરમાવે છે કે જ્યાં લગી માણસોથી બની શકે ત્યાં લગી તો તેઓએ હેહેર અને નસાની પરહેજ કરવી. પણ સૃષ્ટિમાં હેહેર, નસા વગેરેપર વરસાદનું પાણી કુદ્રતને કાયદે વરસે છે એમ જાણીને તેઓએ તેમ પોતાની પાસેનાં નસાપર વરસવા દેવું નહીં. કુદ્રતથી જે બધી જગાએ વરસાદ એકસરખી

રીતે પડે છે તેની મતલબ તદ્દનં જુદી છે. દુન્યાંની આબાદી કરવા અને ઝાડપાન, અનાજ, અને ઘાસ વગેરે ઉગાવવા સારૂ કુદ્રત એકસરખી રીતે બધે વરસાદ વરસાવે છે. કુદ્રત જે કાંઇ કરે છે તે બોહલી મતલબનાં સારાંને સારૂંજ કરે છે. તેમાંથી થોડાંએક ગેરફાયદાબી થાય તેની કુદ્રતને દરકાર નથી. વાસ્તે કુદ્રતનું કામ કુદ્રતને કરવા દેવું, તે વિષે સવાલ પુછવો નહીં. પણ માણુસોએતો તેઓને જે કાનુન હેહેર અને નસાની પરહેજનો ધર્મ ફરમાવે છે અને જેમાં તેઓનો પોતાનો ફાયદો છે તે પુરેપુરો બજા લાવવો.

૩. હાલમાં મી૦ દાદીશેઠે જે ગાડી મોકલી છે તે કરતાં જરા મોહોટી અને ઉંચી ગાડીમાં જો ચાર પથરા જડી બેસાડીને તે ઉપર બે પાતલી 'સ્લીપરો' અલગ જડીને તે ઉપર ગેહાંનના ચારે પગોમાં આગગાડીનાં પઇડાં જેવી ફીરકીઓ જડીને, ગેહાંન ચલાવી બરાબર ગોઠવીને, પથર ઉપંરજ તેને અઠીંગણ આપે, અને પછી ઉપરથી તથા આસપાસથી તેમાં જરાબી પાણી પેલા પથરા તથા ગેહાંનને નહીં લાગે એવી ગોઠવણ કરે અને ઉપરથી અંદર ઉજાશ અને હવા આવવા છતાં વરસાદનું પાણી મુતલક દાખલ નહીં થાય તેવી ગોઠવણ કરે, તેમજ લાસને અડકનારાઓબી નહીં ભીનાય એવું કરે તો તે ગાડી ઉપર જણાવેલું 'કત' અથવા 'અવકન'જ બની રહે છે, કે જે કરવાનું આપણા ધર્મથી ફરમાન છે. એવાં એક ચાલતાં 'કત' અથવા ચાલતાં 'અવકન'માં લાસ મુકવી એ ધર્મનાં ફરમાનથી ઉલટું નહીં, પણ ઓર ધર્મનું જે ફરમાન આજે બજાવવામાં નથી આવતું, તે બજાવવા બરોબર છે. વળી ગાડી બંધ થવાથી જેમ એક બંધ 'કત'માં લાસ હોય તેની પુઠે જનારાઓને સગ અથવા અથોરનાનોને આગલ ચલાવીને પછી ચાલવાની જરૂર નહીં રહે, તેમ જો ગાડીમાં લાસ લઇ જવાનો રેવાજ પડે તો થોડાંએક વર્ષો ઉપર લાસની પુઠે પહેલાં કોણે જવું તે વિષે તકરાર થઇ હતી તેનીબી જરૂર નહીં રહે. કેમકે લાસ જેમ આજે લઇ જવામાં આવે છે તેમ લઇ જવાથી પેહેલે તેની પુઠે કોણે જવું તે સવાલ ઉભો થાય છે પણ જો લાસ એક 'કત' જેવાં નાનાં ઘરમાં લઇ જવામાં આવે તો તે સવાલ રહેજ નહીં. કેમકે 'કત' અથવા 'અવકન'માં લાસ હોય ત્યારે બાજ અને પેવંદ કરવાની જરૂર કેઠે જણાવી નથી. એમ છતાં જો પાયદશે જનારાઓ શરેસ્તા મુજબ બાજ અને પેવંદ સાથે જવા માંગે તો તેમબી જઇ જકે.

૪. અમોએ ઉપર જણાવ્યું છે તેમ જરતોસ્તી ધર્મની રૂએ જેવું એક ગુજરેલાં માણસના આત્માને માન આપવાનું છે તેવું તેની લાસને માન આપવાનું નથી. તોપણ હાલમાં આપણા લોકોનો એવો વિચાર છે કે ગુજરેલાંની લાસને છેલ્લું માન આપવું અને એ વિચાર ઉપરથી કેટલાએકો એવી

તકરાર કરે છે કે હાલની રીત પ્રમાણે લાસની પછવાડે પાયદશે જનારાઓ પગે ચાલીને જાય છે તેથી મરનારને માન મલે છે. પણ એ તકરારબી તકલીફી છે. લાસને ગાડીમાં લઇ જાય તેથી પછવાડે જો તેને માન આપવું હોય તો પાયદશે જનારાઓ પગે ચાલીને જાય તેનો કાંઇ અટકાવ ગાડી વાપરવાથી થતો નથી. આજે આપણા લોકો પગે ચાલીને પાયદશે જાય છે તેથી કેટલી બધી અડચણો છે ? ગુજરનારની છેલ્લી જગાએ તેને સેજદો કરવાની જો કે કોઇની મરજી હોય છે તોપણ જો તે શરીરે અશક્ત અથવા નાતવાન હોય છે તો તેથી તેમ કરવાને બનતું નથી. બીજું, ખુલ્લા દિવસોમાંબી નાતવાન શખ્સોને અને ચોમાસામાં તો સર્વે પાયદશે જનારાઓને વરસાદ, કાદવ, ઇત્યાદિથી ઘણી મેહેનત પડે છે અને પાયદશે જઇ આવવું એ ઘણું ભારી કામ થઇ પડે છે. શું માન આપવા લાયક, કે શું માન નહીં આપવા લાયક, શું નેક કે શું બદ, શું ભલાં કે શું ભુડાં, શું ખરા મોતે મરનાર કે શું આપઘાત જેવો મરગરજાન ગુનાહ કરીને મરનાર, સર્વેની પછવાડે ચાલીનેજ જવાનો સાધારણ શરેસ્તો હોવાથી કરીને પાયદશે પગે ચાલીને જવાથી મરનારને માન આપવાનો વિચારજ આવતો નથી. એ વગેરે પુષ્કળ અડચણોથી કરીને જો કદી લાસને ગાડીમાં લઇ જવામાં આવે અને પાયદશે જનારાઓને વિષે બીજી કાંઇ સારી ગોઠવણો કરવામાં આવે કે જેથી જેઓ ખુશી છતાં અવલમંજલ પોંહોચાડવા જઇ શકતા નથી તેઓને જવાને બની આવે. જેઓ જાય છે તેઓને થાક ચહડે છે અને વરસાદ તથા કાદવ કીચળમાં કંટાળો ખમવો પડે છે તેનો અટકાવ થાય અને જો મરનારને માન આપવાની કાંઇ નવી રીતી શોધી કાહાડવામાં આવે અને બધાંઓની પછવાડે એકસરખી રીતે ચાલવાથી માન અને નહીં માનનો તફાવત રેહેતો નથી તે પણ રાખી શકાય એવું કરવામાં આવે તો તે નહીં પસંદ કરવા જોગ નહીં થાય.

૫. હાલમાં આપણ જરતોસ્તીઓ દેશ પરદેશ ઘણે ઠેકાણે જઇને વસવા લાગ્યા છીએ. અને એવું જણાય છે કે દીનપરદીન આપણા લોકો પૃથ્વીના બધા ભાગોમાં વીખરાતા જઇને વસશે. હવે આપણે જાણીએ છીએ કે આપણા ધર્મની શરીઅત પ્રમાણે જ્યાં જ્યાં જરતોસ્તીઓની વસ્તી થાય ત્યાં ત્યાં દખમાંઓ થવા જોઇએ. દખમાઓ બનાવવા પછવાડે હજારો રૂપીઆનો ખરચ થાય છે. હવે જો ગાડીમાં લાસને લઇ જવાનો રેવાજ આપણા લોકોમાં ચાલે તો દર ગામે ગામ દખમાં બાંધવાની જરૂર રહે નહીં. પંદર વીસ ચોરસ માઇલના રસ્તા વચે જો એક મોહોટું દખમું હોય તો આસપાસનાં સર્વે ગામોમાંથી ગુજરેલાંઓને ગાડીમાં લાવીને દખમે ચહડાવી શકાય અને તેથી હાલમાં એક એક દખમા ઉપર જે ઘણોએક ખરચ અને મેહેનત પડે છે તેનો અટકાવ થાય.

સેવટે આ પાયદશની બાબત પૂરી કરતાં અમે ફરીથી વાંચનારને ખુલ્લુ જણાવ્યે છીએ કે આ બાબત વાંચવા ઉપરથી કોઇએ એમ નહીં વિચારવું કે અમે એક અથવા બીજા જુના રેવાજ અથવા નવા ફેરફારની તરફેણ અથવા વિરૂધ્ધમાં છઇએ. અમારી કહેવાની મતલબ એટલીજ છે કે જરતોસ્તી ધર્મની રૂએ લાસના નસાને અને તેની સાથ અડકાએલી બીજી ચીજોને પાણી નહીં લાગે તેવા કોઇબી ઉપાયથી લાસ ઠેકાણે પડે એટલે બસ છે, પછી તે માણસોથી લઇ જવાય, કે ગાડીમાં લઇ જવાય, કે કોઇબી બીજી રીતે લઇ જવાય.

---

## ૩. સેવટની જગાએ લાસને ઠેકાણે પાડવાની ક્રિયા.

આપણે ઉપર જોયું છે કે જરતોસ્તી ધર્મે લાસને ઠેકાણે પાડવાનો જે ઉપાય બતાવ્યો છે તેની મૂળ મતલબ એ છે કે જેમ બને તેમ ઓછાં નુકસાને લાસની અંદરના કોહોતા રોગઉત્પાદક ભાગોનો નીકાળ આવે, તેનો કોઇબી ભાગ માણસોનાં વપડાશમાં આવતી જમીન, પાણી, ઝાડપાન, વગેરે સાથે નહીં મળે, અને તેનાં સુકાં હાડકાં સાચવી રાખવાનું બની આવે, અને એ સઘળું કામ થતાં જીવતાં માણસોને જેમ બને તેમ ઓછી અડચણ અને પીડા થાય. એ મતલબ બર લાવવાને માટે શું કરવું ? તેને કયાં લઇ જઇને મુકવી ? હાડકાંઓનું શું કરવું ? વગેરે લાસને તેની છેલ્લી જગાએ ઠેકાણે પાડવાની ક્રિયા ઉપર અવસ્તા અને પેહલવી કેતાબોમાં કેટલુંએક લખાણ મલે છે અને રવાયતોનો મોહટો ભાગ એ બાબતોથી રોકાયલો છે.

### લાસની છેલ્લી જગા ઉંચામાં ઉંચી હોવી જોઇએ.

એ ઉપલી મતલબ બર આવે એવી જગા કેઇ હોવી જોઇએ ? વસ્તીવાલી તો નહીંજ, કેમકે તેથી માણસોને પીડા થાય. નીચી જમીનબી નહીં, કેમકે તે ઘણું ભીની અને રોગ ઉત્પન્ન કરનારી હોય છે. તે ઉપર વલી મુરદાં મુકવાથી વધારે રોગકારક થઇ પડે. તે સાથે વળી નીચી જગાએથી માંસાહારી જાનવરોને સેહેલાઇથી લાસ દેખાઇ નહીં આવે. વલી તે નીચી જગાએ મુકેલી લાસની આસપાસ જો પહાડો કે ટેકડા હોય તો દિવસનો ઘણોખરો વખ્ત લાસપર છાંયો પડે અને સુરજનો તડકો નહીં પડે, કે જે તડકો લાસને સુકી રાખવામાં અમુલ્ય મદદ કરે છે. નીચી જગામાં પાણીનો ભીનાશ વધારે રહે છે તેથી નીચી જગામાં મુકેલી લાસમાંનો ભીનાશ વધારે રહે છે કે જેથી ઉપર કહ્યા પ્રમાણે વધારે નુકસાન છે. નીચી જગા લાસોને મુકવાને માટે લાયક નથી પણ ઉંચીજ જગાઓ લાયક છે તેને આજનું વૈદકબી ટેકો આપે છે.[૧૨૫]

---

૧૨૫. ડાકટર ટેલરની 'પ્રીનસીપલ્સ એન્ડ પ્રેકટીસ ઓફ મેડીકલ જુરીસપ્રુડન્સ' સફે ૬૨:—

એ કારણોને લીધે નીચી જગા મુરદાંને મુકવાને લાયકની નથી. વાસ્તે ઉંચી જગા એ કામને માટે લાયક ગણી છે. ઉંચી જગાએથી લાસની ઉપરની હવા ઉપરને ઉપરજ ચાલી જાય છે. વળી ઉંચી જગાએ પવન વધારે હોવાથી લાસ જલદીથી સુકાય છે તેથી બદબો ઓછી થાય છે અને તેના સૂક્ષ્મો વધારે પાસે આવવાથી પૃથક્કરણ ઓછું થાય છે અને તેથી નુકસાન ઓછું થાય છે. ઉંચી જગાએ ઘણો લાંબો વખ્ત સુધી તડકો તપવાથી લાસ જલદીથી સુકાઇને તેનાં સૂક્ષ્મો પાસે આવવાથી પૃથક્કરણ ઓછું થઇને નુકસાન ઓછું થાય છે. ઉંચી જગાએથી માંસાહારી જાનવરોને લાસ સેહેલાઇથી દેખાય છે તેથી તેઓની વધારે સંખ્યા ઉતરીને લાસોનો નીકાળ જલદીથી કરે છે. ઉંચી જગા ઢેડાવદાર હોય છે તેથી તે ઉપરથી પાણી ઢળી જઇને તે સુકીને સુકીજ રહે છે. વાસ્તે ઉંચી જગા એ કામને વાસ્તે તદન બંધબેસતી છે. એટલામાટે જરતોસ્તી ધર્મમાં કહ્યું છે કે મુરદાંને મુકવાની જગા ઉંચામાં ઉંચી જે મળી આવે તે રાખવી. જે જગાએ પહાડોની ઉંચી જગા હોય ત્યાં તે પહાડો ઉપર અને જે જગાએ જમીન સપાટ હોય ત્યાં ઉંચો ટેકડો બનાવીને તે ઉપર જમીનથી અલગ ઉપર લાસને ખવાડવા મુકવાની તરતિબ કરવી.[126]

## લાસને સેવટની જગાએ કેમ મુકવી?

એવી ઉંચી જગા કે જ્યાંથી માંસાહારી જાનવરો તેને જલદીથી જોઇ શકે ત્યાં લાસને મુકવી. પણ કેવી તરતીબથી મુકવી તે વિષે કહ્યું છે કે તેને પત્થર, લોઢાં, અથવા સીસાંનાં તખ્ત, બાજટ, અથવા ઓટલા ઉપર મુકીને તેના બાલો અને પગોને એવી રીતે બંધાવવા અથવા એવી ચોકસાઇથી મજબુત બંદોબસ્તથી તે લાસને મુકવી કે તેને ભક્ષ કરનારાં જાનવરો તે લાસનો ભક્ષ કરવા છતાં તેનાં હાડકાંઓને પાણી, અથવા વનસ્પતિમાં લઇ નહીં જાય. જો તે પ્રમાણે બંધાવવામાં અથવા બંદોબસ્તથી મુકવામાં મજદયસ્નાનો ગફલત કરે અને પેલાં જાનવરો હાડકાંઓને પાણી અથવા ઓરવરોમાં લઇ જાય તો તે ગફલત કરવાને લીધે તેઓ એક ચોકસ દરજ્જે તકસીરમાં આવે છે એવું કહ્યું છે.[127]

---

"જો જમીન ઉંચી ઢેડાવદાર હશે તો ઘણુંકરીને તે સુકી રહેશે. અને તેથી કરીને પૃથક્કરણ ઓછું થશે. પણ જો મુરદાંને નીચી જગા અથવા ખીણમાં દાટયું હશે તો ત્યાંની જમીન ઘણુંકરીને ભીનાશવાલી હોવાને લીધે પૃથક્કરણ જલદીથી થશે."

૧૨૬. વં૦ ૬ ફ૦ ૪૪:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! ગુજરેલાં માણસોની લાસોને કયાં લઇ જઇએ? ઓ અહુરમજદ! અને કયાં મુકીએ?—ત્યારે અહુરમજદે જવાબ દીધોઃ—ઘણી ઉંચી જગાઓ ઉપર અથવા તખ્તો (પલેટફોરમો, ઓટલાઓ) ઉપર ઓ સપેતમાંન જરતોસ્ત! જ્યાંથી માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ તેઓને ઘણી જલદીથી જાણી શકે."

૧૨૭. વં૦ ૬ ફ૦ ૪૬-૪૮:—"તે જગાએ તે મજદયસ્નાનોએ તે ગુજરેલાંને (નીચલી તરફ) તેનાં પોતાનાં પગો સાથે અને (ઉપલી તરફ) તેનાં પોતાના બાલો સાથે લોઢાંની વસ્તુ (ઉભા

વળી લાસ જેમ બને તેમ પાણી અથવા ભીનાશ સાથે નહીં મલવી જોઇએ તેટલામાટે કેટલીએક કેતાબોમાં કહે છે કે જો લાસ અથવા તેને જે જમીન ઉપર મુકવામાં આવે તે તખ્ત અથવા બાજટ અથવા ઓટલો પાણીથી ભીનાયલાં હોય તો તેઓને લુછીને અથવા બીજી હરેક રીતે સુકાં કરીને મુકવાં.[૧૨૮]

લાસનો નીકાળ જેમ જલદી આવે તેમ જીવતાંઓને વધારે સારૂં છે, એટલા માટે અવસ્તા તેમજ બીજી કેતાબોમાં કહે છે કે લાસની ઉપરથી કફન કહાડી લઇને તેને મુકવી કે જેથી માંસાહારી જાનવરો જલદીથી અને સેહેલાઇથી તેની ચાશની કરે. લાસપર કપડું રહેવા દેવાનાં કામને એક જાતની તકસીર ગણી છે.[૧૨૯]

---

ઠોકેલા ખીલા ?) અથવા પત્થરની વસ્તુ (પત્થરની ઉભી જડેલી ખુંટીઓ?) અથવા ઉતરતી કીસમની ધાતુની વસ્તુ (ખીલા ?)ને બાંધવી (અથવા સીવી લેવી.) જો તેમ નહીં કરે તો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ તે (લાસ)નાં હાડકાંઓને પાણી અને ઝાડો તરફ લઇ જાય. ફીરતાર! જો તેઓ (તે લાસને) નહીં બાંધે અને તેથી કરીને માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓ તે લાસનાં હાડકાંઓને પાણી અને ઝાડો તરફ લેતાં જાય તો તે (ગુનાહ)ની શું તોજેશ છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—તે કામના એક 'તનાફુર' ગુનાહને માટે ઘોડાનાં 'અસ્ત્ર' વતે ૨૦૦ 'ઉપાજન' કરે, ઘોડાનાં 'સ્રઓશોચરન' વતે ૨૦૦ 'ઉપાજન' કરે."

દ૦ પે૦ બે૦ સં૦ ૧ સદ ૩:—"લાસને જ્યારે લઈ જાય ત્યારે દખમામાં સીસાં અથવા પત્થરે બાંધવી."

☞ આ ફકરો અસલ પેહલવી લખાણમાં કાંઇએક બીગડેલો છે. અમે વંદીદાદનાં અવસ્તાને આધારે [પેહલવી] (નીચે કરવી)ને [પેહલવી] (બાંધવી)નો બીગડેલો આકાર સમજીને ઉપર મુજબ તરજુમો કીધો છે.—રી૦ બ૦ (જુઓ નોટ ૪૨ મી).

૧૨૮. બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"અને જો દુખમાંની સપાટી ઉપર પાણી હોય તો (લાસને નહીં મુકવી) બાહેર એક જગે રેહેવા દેવી. જ્યારે દુખમાંની સપાટી સુકી થાય ત્યાર પછી ત્યાં તે લાસને મુકવી."

૧૨૯. વં૦ ૮ ફ ૧૦:—"'વીજવોઇસ્ત' અને 'વીજવારેન્ત' (લાસને અલગ રીતે લઈ જનારા ?)† મરદોમાંના બે મરદોએ તે (લાસ)ને પોતાના સ્વાધીનમાં લેવી અને તેને **ખુલ્લી કપડાં વગર** મટોડાંની ઇંટ (નહીં પકાવેલી કાચી ઇંટ) ઉપર, અથવા પત્થર ઉપર અથવા છાં ઉપર સ્થંભની રીતે (ટેકો આપીને જમીનની સપાટીથી અલગ ઉપર) આ જમીન ઉપર મુકવી જ્યાંથી તેને માંસાહારી કુતરાં અથવા માંસાહારો પક્ષીઓ ઘણાં જલદી પારખી કહાડે."

† 'વિજવોઇસ્ત' (અવ૦ વિ–ઉજ–વએશ–ત) ઘણી અલગ રીતે કબુલ કરનારા, ઘણી અલગ રીતે લાસને ઠેકાણે પાડવાનું માથે લેનારાં, એ કામ ખબરદારીથી કરી જાણનારા. 'વિજબારેન્ત' (અવ૦ વિઉજ–બરન્ત) ઘણી અલગ રીતે લઇ જનારા. અથવા જો સતિસપ્તમીને અર્થે ષષ્ઠી લઇને કાળવાચક ક્રિયાવિશેષણ અવ્યય ગણીએ તો અવ૦ 'વિ–ઉજ–દસિ–ત'=યખ (બરફ) તમામ ખલાસ થતાં, બરફ પીગલી જવા પછી, અને 'વિ–ઉજ–વારેન્ત'=વરસાદ તમામ થતાં, વરસાદ ખુલી જવા પછી, એ પ્રમાણેબી અર્થ થઇને આ જગે લાગુ પડી શકે છે.—રી૦ બ૦.

વં૦ ૮ ફ૦ ૨૩–૨૫:—"શરીરવાલાં પ્રાણીઓનાં બનાવનાર, અશો ! ગુજરેલાંની ઉપર જો કોઇ શખ્સ કપડું રહેવા દીએ, વણેલું અથવા ચામડાંનું, માણસનાં મોજાં જેટલુંબી, તો તેની તોજેશ

વળી એ હાડકાંઓનો બંદોબસ્ત ઉપરાંત બીજો ચોકસીનો ઉપાય એવો જણાવેલો જોવામાં આવે છે કે જેઓ જવાનીમાં લાસ લઇ જવાનો ધંધો કરતા હોય તેઓ જ્યારે બુઢ્ઢા થાય અને તે કામ નહીં કરી શકે ત્યારે તેઓને વિષે એવું જણાવેલું માલૂમ પડે છે કે, તેઓએ તે ઉંચી જગાએ તેઓને સારૂં બનાવેલા ગુંબજોમાંજ રહીને લાસનું ગોશ્ત જાનવરોને ખાવા આપીને તેઓ તેનાં હાડકાંઓને વેરવિખર નહીં કરે તે વિષેની નેગેહબાની રાખવી. અથવા બીજા બોલોમાં કહીએ તો 'નસાસાલાર' કે જેનો અર્થ નસાની પાસબાની કરનાર તથા ચોકસી રાખનાર થાય છે, તે જ્યારે જઇફ થાય ત્યારે તેનું કામ એજ કે હરેક લાસનાં હાડકાંઓ નજરમાં રાખે, તેઓને પાસેના પાસેજ રાખે, અને વેરવિખર થઇને બીજી લાસોનાં હાડકાંઓ સાથે અથવા પાણી અને ઓરવર સાથે ભેલાઇ જતાં અટકાવે, જેથી હરેક મરનારના હાંડકાઓ જો તેના વારેસોમાં શક્તિ હોય અને તે હાડકાંઓને કાયદા પ્રમાણે જુદાં જાળવી રાખવાની તેઓની મરજી હોય તો તેઓને જાળવી રાખવાને બની આવે. અગર કોઇના વારસમાં શક્તિ નહીં હોય તેથી અથવા હરેક કોઇ બીજા કારણથી મરનારના હાડકાંઓને જુદાં જાળવી રાખવાને તેઓ નહીં ચાહતા હોય તોબી તે નસાસાલારની ચોકસાઇને લીધે હાડકાંઓ પાણી અથવા વનસ્પતીમાં લઇ નહીં જવાય. એ નસાસાલારની બાબત વિષે આગળ વધારે ખુલાસો આવશે. બુઢા નસાસાલારો ઉપરાંત ચોકસ ગુનાહ કીધેલા શખ્સોનેબી એ કાંમપર લગાડતા હતા જે વિષે આગળ લખવામાં આવશે.

## સુકાં હાડકાંઓને 'અસ્તોદાન'માં મુકવાં.

જ્યારે લાસનું ગોશ્ત, ચામડી, વગેરે ખવાઇ જઇને તેના હાડકાંમાંથી રસી ખપી જાય અને તેઓ તદન સુકાં થઇ જાય ત્યારે તેઓનું શું

---

શું છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'ઘોડાનાં' 'અસ્ત્ર'વતે ૪૦૦ 'ઉપાજન' કરે, ઘોડાનાં 'સ્રઓષોચરન'વતે ૪૦૦ 'ઉપાજન' કરે. કીરતાર! ગુજરેલાંની ઉપર જો કોઈ શખ્સ કપડું રહેવા દીએ, વણેલું અથવા ચામડાંનું, બે પાયચાનાં લેંઘા જેટલુંબી, તો તેની તોજેશ શું છે?-ત્યારે અહુરમજદે જવાબ દીધો:-ઘોડાનાં 'અસ્ત્ર'વતે ૬૦૦ 'ઉપાજન' કરે. ઘોડાનાં 'સ્રઓષોચરન'વતે ૬૦૦ 'ઉપાજન' કરે. કીરતાર! ગુજરેલાંની ઉપર જો કોઇ શખ્સ કપડું રહેવા દીએ, વણેલું, અથવા ચાંમડાંનું, એક મરદનાં આખાં શરીરનાં કપડાં જેટલું, તો તેની તોજેશ શું છે?—ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ઘોડાનાં 'અસ્ત્ર'વતે ૧૦૦૦ 'ઉપાજન' કરે. ઘોડાનાં 'સ્રઓષોચરન'વતે ૧૦૦૦ 'ઉપાજન' કરે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૫૮ તથા ૧૯૧:—"સવાલ-અમોએ સાંભલ્યું છે કે ઇરાનના મુલકમાં મુરદાંને દુખમામાં મુકીને તેની ઉપરનું કફન ફાડી લેવામાં આવે છે, એટલેકે તે કફનને છાતી, હાથ, અને પગથી જુદું કરવામાં આવે છે તે વાજબી છે કે નહીં? અહીયાં હિંદુસ્તાનમાં તમો જેમ કરો છો તેમ અમો કરતા નથી. વાસ્તે તેમ કરવાની શું મતલબ છે, તે ખુલાસો કરીને લખજોજી.—જવાબ-જાણવું કે મુરદાંને દુખમામાં મુકી તેની છાતીપરનાં કફનને ફાડી નાખવું જોઇએ. કફન ફાડી લેવાનું કારણ એ છે કે પક્ષીઓ તે મુરદાંની ચાશની કરે. તેથી તે લાસ જલદીથી ઠેકાણે પડે. અને લાસ જેમ જલદીથી ઠેકાણે પડે તેમ વધારે સારૂં છે."

કરવું તે વિષે વંદીદાદમાં કહે છે કે જો દરેક જણનાં હાડકાં છુટાં રાખવાની મરજી અને શકિત હોય તો તેમ કરવું; અગર શકિત અથવા મરજી નહીં હોય તો સઘલાંને એકઠાં, એક ઠેકાણે મુકવાં. એ હાડકાંઓ મુકવાનું મકાન અથવા વાસણ જે બનાવે તેને અવસ્તામાં 'ઉઝદાન' અને પેહલવીમાં 'અસ્તોદાન' કરી કહે છે. તે ઉપરથી હાલની ફારસીમાં 'સતુદાન' કરી શબ્દ નીકળ્યો છે જે આજનાં વખતમાં જરતોસ્તીઓનાં દુખમાને લગાડવામાં આવે છે જે કેટલેક દરજજે લાગુ પડતો છે. કેમકે દુખમાના ભંડાર અને કુવાઓમાં સુકાં હાડકાં રહે છે. એ 'અસ્તોદાન' બનાવવાની તરતીબ આ પ્રમાણે જણાવી છે:—અસ્તોદાન જેમ જેની શકિત હોય તેમ, ગમે તો પત્થરનું, કે ગમે તો છોંનું, કે ગમે તો મીટી (?) નું બનાવવું. તે એટલું ઉંચું હોવું જોઇએ કે, કુતરૂં, કોહલું, અથવા વરૂ તેમાં કુદીને દાખલ થઇ શકે નહીં. વળી તેનું છજું અથવા ઢાંકણ કરી લેવું જોઇએ, એવું કે, જેથી વરસાદનો એક કતરોબી અંદર દાખલ થઇને હાડકાંઓને લાગે નહીં. વળી એક કેતાબમાં કહે છે કે, 'અસ્તોદાન'નું ભોંયતલ્યું એકજ પત્થરનું બની શકે, અને તેની દેવાલ, છોંય, અથવા કરેલ, અથવા રેતી, અથવા ચુનાની બની શકે, અને તે ભીંતમાં એવાં સુરાખો કરવાં કે સુરજની અથવા બીજી રોશની તેમાં જઇ શકે. એવું 'અસ્તોદાન' બનાવ્વાને તેમાં મરનારનાં પોતાનાં બીછાનાં તથા તકીઆ અથવા ઓઢણાં સાથે (અથવા બીજી યાદગારીની નિસાનો સાથે) તે હાડકાંઓને મુકવાં. જો તેમ કરવાની શકિત અથવા મરજી નહીં હોય તો તે હાડકાંઓને તે મરનારનાં પોતાનાં બીછાનાંપર મુકી, અને તેનુંજ ઓઢણું ઓઢાડીને તેની આગળી ખુરશેદ નીગરશનીવાળી જગાએજ મુકી છાંડવાં.[130]

---

૧૩૦. વં૦ ૬ ફ૦ ૪૯–૫૧:—કીરતાર! ગુજરેલાં માણસોના હાડકાંઓને (તદન સુકાં થવા પછી) અમે કયાં લઇ જઇએ, ઓ અહુરમજદ! અને કયાં મુકીએ? ત્યારે અહુરમજદે કહ્યું:—એ (સુકાવા) પછી તે (હાડ)ને વાસ્તે 'અસ્તોદાન' તુરત કરવું. (તે એવું કે) જેમાં કુતરૂં, કોહલું, અથવા વરૂ જઇ નહીં શકે, અને જેના ઉપલા ભાગથી વરસાદનું પાણી તે (હાડકાંઓ) ઉપર નહીં પડે. જો તે મજદયસ્નાનો શક્તિવાન હોય તો (પોતાની શક્તિ પ્રમાણે ખરચ કરીને) તે (મરનાર)ના પોતાનાં બીછાના અને પોતાનાં ઓઢણાં સહિત (તે હાડકાંઓ)ને ગમે તો પત્થરના બાંધકામમાં અથવા ગમે તો છોંના બાંધકામમાં અથવા ગમે તો મટોડાંનાં (?) (અથવા માંહે પાણી જઇ નહીં શકે તેવાં જાડાં કપડાંનાં?) બાંધકામમાં (મુકવાં). જો તે મજદયસ્નાનો શક્તિવાન નહીં હોય તો તે (મરનાર)નાં પોતાનાં બિછાનાં અને ઓઢણાં સહિત તે (હાડકાંઓ)ને તડકાંથી છવાયલાં તેની આગલી ખુરશેદ નીગરશનીવાળી જમીન ઉપરજ મુકી છાંડવાં." (જુઓ નોટ ૪૨ મી.)

દા૦ દી૦ પુ૦ ૧૭:—"પુછયું છે કે (લાસને ફકત) પરંદાંઓને આપે તે સારૂં, કે શી રીતે કીધેલું સારૂં?" "જવાબ એ કે કુતરાને દેખાડવા પછી, કે જેનું કારણ તેની પોતાની બાબતમાં જાહેર છે—તે નસા (ઇઆને લાસ)ને પહાડ (અથવા ઉંચી જગાએ) નસા ઠેકાણે પાડવાની જગાએ કાયદા પ્રમાણે લઇ જાય. કુતરાંઓ અને પરંદાંઓ તે નસાને પાણીવાલી, ખેતીવાલી, અથવા

અસ્તોદાન મોહોટું કે નાહાનું, વધારે ટકાઉ કે ઓછું ટકાઉ બનાવવું તે બનાવનારાઓની પૈસા સંબંધી શકિત ઉપર આધાર રાખે છે. ઇરાનના કેટલાએક નામોચા પાદશાહોનાં સદીઓ સુધી ટકી રહે એવાં અસ્તોદાનો પહાડોમાં ગોફાઓ કોતરી કહાડીને બનાવેલાં તથા મેદાનોમાં રાક્ષસી પત્થરોનાં બાંધેલાં આજસુધી રહેલાં મુસાફરોનાં જોવામાં આવે છે. તેમજ ઉતરતે વાંધેનાં લોકોનાં હાડકાં ખુમો તથા બરણીઓમાં સાચવી રાખેલાં કોઇ કોઇ જગાઓએથી મલી આવેલાં છે. મોહોટાંઓનાં હાડકાંઓને તેઓની દોલત મુજબ ઉમદા કપડાંજ નહીં પણ જવાહેરો સુધાં અસ્તોદાનોમાં મુકતા હતા તેના દાખલાઓ શાહનામાં વગેરે બીજી તવારીખની કેતાબોમાં જોવામાં આવે છે. શ્રી ઇરાન દેશમાં શીરાઝ શેહેરથી થોડેક દૂર મુરગાબનાં મેદાનમાં સંગેમરમરનાં પત્થરની ઘણીજ મોહોટી લાદીઓનું બનાવેલું ઉપર કહેલાં 'અસ્તોદાન'ની ઢપનું એક મકાન આજ સુધી કાયમ છે, જેને આજે ત્યાંનાં મુસલમાનો બેખબરાંથી 'મષહદે માદરે સુલેમાન(સુલેમાનની માયની કબર) કરી કહે છે, પણ તે મકાન શેહેનશાહ કુરૂસ (સાઇરસ)નું અસ્તોદાન ઠર્યું છે. એક યુનાની તવારીખ લખનાર કહી જાય છે કે, સાઇરસનાં અસ્તોદાનમાં એક કિંમતી તખ્ત ઉપર કિમતી કપડાં તથા જવાહીરોમાં લપેટીને એ ફતેહમંદ નરનાં હાડકાં મુકેલાં હતાં તે જોવાને સિકંદર પાદશાહ ગયો હતો. ત્યાર પછી સિકંદરનાં એક સરદારે તે કિંમતી ચીજો ફરીથી જઇને ચોરી અથવા લુટી લીધી હતી તેથી સિકંદરે તેને સજા કીધી હતી. કેટલાએક ફારસી લખનારાઓ એવી એક દંતકથા કહી જાય છે કે ખલીફ મામુન અલરશીદ નોશીરવાંને આદેલનું 'અસ્તોદાન' જોવા ગયો હતો જયાં તેને કિંમતી કપડાં

---

વસ્તીવાલી જગામાં નહીં લાવે તેટલા વારતે ખચીત કોઇરીતે (અથવા લોહડાં સાથે કાયદા મુજબ, અથવા પત્થરના બાજટ સાથે કાયદા મુજબ, અથવા ઘરની રીતે એટલે જેમ ઘરમાં બાંધીને મુકયો હતો તેમ, અથવા લોહી નહીં લાગે તે રીતે, અથવા કુવાની રીતે)* તેને બાંધવી. કારણકે કાલબુદ ખાનારાં પરદાંઓથી જો તે લાસ ખાધેલી નહીં થાય તો તે સડેલી, કોહવાટભરેલી અને ખરફસ્તરભરેલી થઇ જાય. જયારે તે લાસ ખવાઇ રહે ત્યારે તેનાં હાડકાંઓને કાયદા મુજબ 'અસ્તોદાન' (હાડકાંઓ મુકવાનું બાંધકામ)માં લઇ જાય એવું ઘણી તાકીદથી કહેલું છે—કે જે 'અસ્તોદાન' એવી રીતે જમીનથી ઉઠાવેલું (ઇઆને બાંધેલું) હોય અને ઉપલા ભાગથી એવી રીતે તેનું ઢાંકણ હોય કે જેથી નસાની ઉપર કાંઇબી રીતે વરસાદ નહીં વરસી શકે; અને પાણી તેની ઉપર નહીં રહી શકે. અને તેની ઉપર ભીનાશ નહીં પડે. અને કુતરૂં અથવા કોહલું જઇ નહીં શકે. અને તેને રોશની પોંહચવાને તેમાં સુરાખો કીધાં હોય. તે અસ્તોદાન નાહનું એક પત્થરનું, અને તેનું ઢાંકણ એકજ સુરાખદાર છોલેલા તથા સાફ કીધેલા પત્થરનું હોય, અને તે આસપાસથી છોંય અને 'ગીપા' (ઝેમવરેતેમ=મીટીનાં ગોલા ?= કહરેલ અથવા રેતીનો પત્થર ?)થી ભરી લીધેલું હોય."

* [illegible] શબ્દ અનેક રીતે વંચાય છે તેમાંની કેટલીએક રીતે વાંચતાં જે અર્થો આ જગે લાગુ પડી શકે તેટલા વલાયામાં આપ્યા છે. ૧. 'આહન' લોહડું. ૨. 'બાન' પત્થરનો બાજટ. ૩. 'ખાને' ઘર. ૪. 'અખુન' લોહી વગેરે. ૫. (ખાન) કુઓ.—રી૦ બ૦.

(જે સડીને ખાક થઈ ગયાં હતાં તે)માં એ બુજરગ પાદશાહનાં હાડકાં જોયાં હતાં; ત્યાંથી એ ખલીફાને કેટલોએક ખજાનોબી જડયો હતો.

ઉપલા દાખલાઓ ઉપરથી જણાય છે કે જેઓને પોતાનાં સુકાં હાડકાં તેઓની યાદગારી તરીકે છુટાં જાળવી રાખવાની શક્તિ અથવા મરજી હોય તેઓને તેમ કરવા દેવાની જરતોસ્તી ધર્મે છુટ મુકી છે, અને જેઓ તેમ નહીં કરવા ચાહતા હોય તેઓને એક સાર્વજનિક 'અસ્તોદાન'માં સુકાં હાડકાં મુકવાનું કહ્યું છે. એ પ્રમાણે સુકાં હાડકાંઓ એકઠાં કરીને એક જગે જાળવી રાખવાનું જેમ અવસ્તામાં ફરમાવ્યું છે તેને અનુસરીને પાછલી કેતાબોમાં કહે છે કે દખમામાં જેટલો સુકો નસો હોય તે દર વર્ષમાં બે ચોકસ ટાંકણે (રપીથ્વનની મોસમની આખરે તથા બે હાવનની મોસમની આખરે) ભંડારમાં મુકવો, અને એ પ્રમાણે કરવાનો રેવાજબી અત્રે હિંદુસ્તાનમાં છે.[131] હાડકાંઓ એકએક શખ્સનાં અથવા એકએક કુટુંબનાં અથવા એકએક ટોલાનાં જુદાં જુદાં જાળવી રાખવાં કે બધાં એકઠાં થવા દેવાં તે વિષે જો કોઇની ઇચ્છા જુદાં રાખવાની અથવા નહીં રાખવાની હોય તો તેમ કરવા દેવાની ઉપર અવસ્તામાં આપણે જે છુટ જોઇ તેને મળતોજ કાંઇએક

---

131 ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૬૮; દા૦ હોં૦ ૨૦ સફે ૧૩૧; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪; બે૦ નં૦ ૩ સફે ૮:— "શાપુર ભરૂચીનાં કાગજમાંથી-સવાલ-દુખમામાં જે નસો પરહેજે તે કેમ પર-હેજે ?-જવાબ-નસાસાલારે દુખમામાં જવાનાં કપડાં પહેરવાં. પાદીઆબ (નીરંગ ?) લઇને 'કેમના મજ્દા' અને કુરતીની નીરંગ પઢવી. અને બે ખીસા એટલે કે હાથનાં ઢાંકણ બે પડનાં એવાં કે જે કયેથી ફાટાં નહીં હોય તે 'દસ્તવાનાં'થી હાથ ઢાંકવા. પછી બે નસાસાલારોએ હમપેવંદ થઇને સરોશની બાજ લેવી, અને એક કુતરાંને સાંકળથી બાંધીને પ્રથમ દુખમાનાં દરવાજાને સગદીદ કરવી. પછી દુખમાની અંદરની હરેક જગાને એક બાજુએથી સગદીદ કરવી. પછી નસાસાલારે જે નસો કે **સુકો** થયો હોય તેને લોઢાંની એક મોહોટી ચમચથી લઇને તે નસાને ભોંયરામાં (ભંડારમાં), એટલેકે, દુખમાને **તળીએ** પરહેજવો. અને એક નસાસાલાર મરદે આ તરફથી પેલી તરફ એવી રીતે નહીં ચાલવું કે કોઇ નસો તેના બંધે પગની વચે રહે. (એટલે કે નસો ઓલંગી નહીં જવો) અને બે નસા પડયા હોય તેઓની વચ્ચેથી નહીં જવું. અને નસાને એક બાજુએથી પરહેજ કરવાની મકસદ એ છે કે બે નસાની વચ્ચેથી ચાલવું નહીં થાય. અને એક બાજુએથી નસાને પરહેજ કરતા જવું અને નસાને આહેસ્તેથી તથા દુરસ્તીથી પરહેજવો. અને જે હાડકાંનાં કકડા ઝીણા હોય તેઓને લોહડાંની એક લાંબી ચમચ (સાનસો ?) વતે ચુંટી લેવા અને દુખમાને તલીએ મુકવા. જયારે નસો પરહેજીને ફારેગ થાય, ત્યારે દુખમાનાં દરવાજા બંધ કરવા, અને દુખમાથી બહાર આવ્યા પછી બાજ મુકવી. પછી જંગલમાં જે જગાએ આબાદાની નહીં હોય ત્યાં જવું અને કપડાં ફાડી નીરંગદીન પીઇને સીસીઉં નાહન નાહવું."

બે૦ ન૦ ૩ સફે ૯; દા૦ હો૦ ૨૦ સફે ૧૩૨:—"સવાલ-કાગડાએ અથવા બીજાં કોઇ જાનવરે દુખમામાંથી હાડકું બાહેર લાવી નાંખ્યું હોય તેને કેમ ઠેકાણે પાડવું ?-જવાબ-પેહેલાં સગદીદ કરવું અને લોઢાંના આલાતથી તેને ઉંચકી લેવું. અને દીનનાં હોકમ મુજબ બે નસાસાલારોએ બાજ લઇ પેવંદ કરીને દુખમામાં લાવવું અને તે હાડકાને દુખમાંના ચોતરા ઉપર મુકવું. દુખમાનાં ભંડારમાં તલીએ નહીં મુકવું. પછી જ્યારે કે દુખમાનાં સઘળા નસા પરહેજે, ત્યારે તે હાડકાંનેબી દુખમાને તલીએ પરહેજવું."

રીવાજ અસલના વખ્તથી હિંદુસ્તાનનાં જરતોસ્તીઓમાં ચાલતો આવેલો છે કે, જ્યારે કોઇ પૈસાદાર કે નામીચો જરતોસ્તી ગુજરી જાય છે, ત્યારે જો તેનાં એશીઓની મરજી હોય છે તો અગાઉથી દખમું પરહેજાવીને એટલે કે તે માંહેલાં સઘળાં સુકાં હાડકાંઓ ભંડારમાં મુકાવીને, પછી પેલાની લાસને લઇ જઇને મુકે છે. ઉપર આપણે જોયું તે પ્રમાણે જોતાં જો કોઇ શક્તિવાળા અથવા નામીચા શખ્સનાં હાડકાંઓને બીજાઓનાં હાડકાંઓથી જુદાં મેલાવવાં હોય તો તેમ કરવાની છુટ છે. તે છુટનો કાંઇએક છાયો હિંદુસ્તાનનાં જરતોસ્તીઓમાં વંશપરંપરા ઉતરતા આવેલા આ રીવાજમાં રહ્યો છે. એ રીવાજ વિષે ઇરાનના જરતોસ્તીઓને પુછાવ્યું હતું; ત્યારે તેઓએ ત્યાં ઇરાનમાં એવો રીવાજ નથી, એવું લખી જણાવ્યું છે. અને ત્યાં એ રીવાજ નથી, તેટલા માટે બધાં સુકાં હાડકાંઓને તેનાં ઠરાવેલા દિવસો ઉપર પરહેજવાનું કામબી તેઓએ નાપસંદ કીધું છે![132]

પણ એ રીવાજ ઉપલાં અવસ્તાનાં ફરમાનને અનુસરતો છે, કે જેઓની શક્તિ અથવા મરજી હોય તેઓએ ચોક્કસ મરનાર અથવા મરનારોનાં હાડકાં બીજાઓથી છુટાં રાખવાં. એટલામાટે એ રીવાજ તદન નાપસંદ કરવા જોગ નથી. વળી એજ ઇરાનવાળાઓએ એક વખ્ત એ રીવાજને ટેકોબી આપ્યો હતો. આગળા વખ્તમાં બેહેશ્તી શેઠ નાનાભાઇ પુંજીઆએ સુરતનું દખમુ બંધાવ્યું, તે દખમુ નજદીક તૈયાર થઇ રહ્યું, તેટલામાં તેવણ ગુજરી ગયા. ત્યારે સુરતનાં જરતોસ્તીઓએ તેવણની લાસને જુના દખમામાં એલાહેદી એક પત્થર ઉપર મુકાવી રાખીને નવું દખમુ ઇજાયા પછી તે લાસને ત્યાં લઇ જઇને મુકી હતી. એ વિષેની ચર્ચા થવાથી ઇરાનના જરતોસ્તીઓને સવાલ કરવામાં આવ્યો હતો, ત્યારે તેઓએ

---

૧૩૨. ઇઠો૦ સવાલ ૨૮ મો:—"હિંદુસ્તાનમાં અસલથી રેવાજ ચાલતો આવેલો છે કે, જ્યારે કોઇ તવંગર ગુજરી જાય છે ત્યારે તેને દુખમે પોહચાડવા અગાઉ દુખમુ પરહેજે છે, તે એ કે સુકાઇ ગયલાં અથવા સુકાયા વગરનાં સઘલાં હાડકાં ભંડારમાં નાખે છે, ત્યાર પછી પેલી લાસને દુખમે ચઢાવે છે. બીજું, એક વર્ષમાં બે વખ્ત દખમુ પરહેજવામાં આવે છે. પહેલું, ગાથાના પાંચ દિવસોમાં અને બીજું મેહર મહીનો અને મારેસ્પંદ રોજે. એમ કરવાનું શું ફરમાન છે?"—જવાબ—"દર સાલ બે મરતબે દખમુ સાફ કરવું એ એક એવું કામ છે કે જે વિષે કાંઇ બોલી શકાતું નથી. બીજું, કોઇ પૈસાવાલો બેહેદીન ગુજરી જાય ત્યારે તેની લાસને દુખમામાં મુકયા અગાઉ તે દખમુ પરહેજે છે તેમ કરવાનું કાંઇ ફરમાન નથી. એમ કરવું દીનની રાહે નાલાયક છે. જરતોસ્તીને એમ કરવું સજાવાર નથી. દખમુ જયાં લગી ભરાઇ નહીં જાય ત્યાં લગી તેને પાક કરવું ઘટારત નથી. જે કોઇ એ બાબત ઉપર છાતી ચલાવે છે તેને બેહુ જેહાનમાં નુકસાન છે. એમ કરવાને ફરમાવનાર મરગરજાન થાય છે. જો તમારી તરફ હિંદુસ્તાનમાં કોઇ કેતાબમાં એવું લખ્યું હોય કે દર વર્ષ બે મરતબે દખમુ પરહેજવું જોઇએ તેમજ કોઇ મોહોટું માણસ બેહદીન ગુજરી જાય ત્યારેબી પરહેજવું જોઇએ, તો અમારી ઉપર મોકલી આપજો, કે અમોબી તેથી વાકેફ થઇને તે ઉપર અમલ કરીએ."

તેઓની આગળનાં જમાનામાં સમરકંદ શેહેરનાં રહેવાસી જરતોસ્તીઓએ તેઓના વખ્તનાં એક નામીચા દસ્તુર નામે આદર ફરોખઝાદને એવીજ બાબદનો સવાલ કીધો હશે તેનાં જવાબમાં દસ્તુર આદર ફરોખઝાદે એવો જવાબ આપ્યો હશે કે જો કોઇ જરતોસ્તી ઘણો દીનદાર, મોભાવાલો, અને ટોલામાં ઘણો ઉપયોગી હોય અને તેની. લાસને જો એ પ્રમાણે બીજી લાસોથી છુટી રાખે તો તેમ કરવાની છુટ છે. તે જવાબની શહાદત ઉપરથી નાનાભાઇ પુંજીઆ જેવા નામીચા જરતોસ્તીની લાસને બીજાઓની લાસથી જુદી રાખવાનાં કામને વાજબી ગણ્યું હતું.[133] એ ઉપરથી માલૂમ પડે છે કે એ રેવાજબી ઇરાનમાં હતો.

વલી ચહડ ઉતર બુનીયાદ પ્રમાણે ગુજરેલાંઓની લાસોને જુદી રાખવાનો રેવાજ હિંદુસ્તાનમાં ઘણું એક થયું ચાલતો આવેલો છે. જેમકે જનાકારીથી અથવા જુદદીન માંબાપથી પેદા થયલાંઓને સાધારણ જરતોસ્તીઓનાં દખમામાં ચહડાવાની અડચણ લેવામાં આવે છે, તે રીવાજબી કેટલેએક દરજજે જુદાં અસ્તોદાનો કરવાના પુરાતન રીવાજ પરથીજ ચાલેલો હોવો જોઇએ.

---

૧૩૩. એ૦ ન૦ ૨ સફે ૧૯૦–"(જુઓ સફે ૧૯૦–૧૯૫. નાનાભાઈ પુંજીઆ બાબદનું આખું કાગળ)."

બે૦ ન૦ ૩. સફે ૮; દા૦ હો૦ ૨૦ સફે ૧૩૦:–"કાઉસ માહીયારની બાબદથી–સમરકંદના બેહદીનોએ દસ્તુર આદર ફરોખઝાદથી પુછ્યું કે એક દખમુ ખોદાઇ ગયલું હોય, અને તેને તલીએ પતથર નહીં હોય, તો જ્યાં સુધી કે નવું દખમુ બનાવે, તેટલા વખ્તમાં જો કોઇ શખ્સ જે આએ જેહાંનમાં સવાબના કામ કરનાર હોય, તે મરણ પામે તો તેને કઈ જગાએ મુકવો જોઇએ ?—ફરોખઝાદે જવાબ દીધો કે જ્યાં લગી કે નવું દખમુ તૈયાર નહીં થયું હોય તેટલા વખ્તમાં જો કોઈ શખ્સ ગુજરી જાય તો જુનાં દખમામાંજ એક ખુણામાં તેની નીચે એક નાનો પતથર મુકીને તેને મુકી રાખવું જોઇએ. તે લાસને કાયદા પ્રમાણે તે ઉપર મુકવી. પછી પેલું નવું દખમુ તૈયાર થઇ રહે ત્યારે જો તે શખ્સ ભલી દીનનાંઓની સંભાલ કરનારો અને નેક મનશની રાખવાવાળો હોય તો તે જગાએથી નસાસાલારોએ હમપેવંદ થઇને તે લાસને ઉઠાવીને તેને સૌથી પહેલાં નવા દખમામાં મુકે તો તે યોગ્ય છે. કારણકે આપણા ન્યાગાનો, પહેલવાનો અને પાદશાહોની† લાસોને એ પ્રમાણે રાખતા હતા. વળી કારણકે દીનનું કામ જેમ મોહોટો ફાયદો થાય તેમ કરવાનું છે. પણ તે લાસ ઉપર વરસાદ વરસ્યો હોય તો તે જગાએથી તેને ઉઠાવવી નહીં ઘટે.—જો તે મરનાર ગુનેહગાર હોય તો તેની લાસને નવા દુખમામાં લઇ જવી નહીં ઘટે."

† આ જગે દસ્તુર ફરોખઝાદે જે કહેલું છે તેને ટેકો મલી શકે એવું છે. ૧. વંદીદાદની છઠી પરગરદને છેડે આવેલા લાસને ખવાડીને તેના સુકાં હાડકાંઓને 'અસ્તોદાન'માં મુકવાનું ફરમાન આ વાતને ટેકો આપે છે. ૨. હુખામનીચાન વખ્તનાં સંગેમરમરનાં ભાગેલા અસ્તોદાનનાં બાંધકામો તથા નકશે રૂસ્તમનાં અસ્તોદાનો એ દસ્તુરનાં કહેવાને ટેકો આપે છે. ૩. શાહનામામાં જગો જગોએ પાદશાહો અને પહેલવાનો વિષે લખે છે કે તેઓનાં મરણ પછી દખમા બનાવ્યા પછી તેઓની લાસોને તાબુતોમાં મુકીને દખમાઓમાં મુકી હતી અને દખમાંઓનાં દરવાજા બંધ કીધા હતા. હવે એ દખમા તે 'અસ્તોદાનો'જ હોવાં જોઇએ કે જેઓમાં લાસનું ગોસ્ત ખવાડ્યા પછી હાડકાંઓ મુકાતાં હતાં.—રી૦ બ૦

જો કે વંદીદાદમાં સુકાં હાડકાંઓ મરજી મમાણે છુટાં રાખવાની છુટ મુકી છે અને તે મુજબ હખામનીઆન પાદશાહોનાં વખ્તમાં રીવાજબી હતો, પણ પાછલથી ધારવા મેલે સાસાનીઆન વખ્તમાં સર્વે જરતોસ્તીઓ–શું પાદશાહ કે શું ફકીર–ના હાડકાંઓને એકઠાં એકજ સાર્વજનિક 'અસ્તોદાન'–ભંડાર–માં મુકવાનો રીવાજ આપણા લોકોએ ચલાવ્યો છે તે ઘણોજ પસંદ કરવા જોગ છે અને તેનેજ ચાલુ રાખવો જોઇએ, એમ હરેક સમજુ જરતોસ્તી કબુલ કીધા વગર રહેશે નહીં. આ આપણા ન્યાગાનોનો ખુબીભરેલો રીવાજ એક ઉત્તમ નસીહતનો ઉપદેશ કરે છે કે આ ત્રણ પાંચ દીવસની જીંદગીમાં દોલત, શકિત, અથવા બીજા સબબોથી માણસોમાં ગમે તેવી પદ્દીનો તફાવત રહે પણ તે તફાવત સેવટની આસાએશની જગાએ નથી. મુવા પછી સર્વે બરાબર છે. સર્વેને એકસરખી રીતે કશાબી તફાવત વગર પોતાનાં હાડની પદ્દી બરાબર કરવી પડે છે. તે ઉપરથી આ બોધ લેવાનો છે કે એજ મુજબ સર્વે જણે પોતાનાં કર્તુકોનો હીસાબબી પદ્દીનાં કસાબી તફાવત વગર તે સાચા ન્યાયાધિશની આગલ આપવા વગર છુટકો નથી.

## હાલનું દખમુ.

દખમું એ શબ્દ 'દખ્મ' કરી અવસ્તામાં આવેલો છે, પણ ઉપર જણાવવા મમાણે તે એક એવી ચીજને લગાડેલો છે કે જે જરતોસ્તી ધર્મને નાપસંદ છે. અવસ્તામાં દુખમાને દેવોનું રહેઠાણ કરી ગણ્યું છે. (વં૦ ૭ ફ૦ ૫૫). દુખમાને પુરી નાંખીને જમીન બરાબર કરવા ફરમાવેલું છે (વં૦ ૭ ફ૦ ૫૦). અને તે કામનો મોહોટો સવાબ કહ્યો છે (વં૦ ૭ ફ૦ ૫૧–૫૨). ઉપર આપણે જોયું છે કે દખમુ તે ઘણુંકરીને પુરાતન ખાલડચન અને આસિરિયન લોકો જે ત્રણ તરેહનાં ભઠ્ઠીમાં પકાવેલી મટોડીનાં બાંધકામો બનાવીને તેઓમાં ગુજરેલાંઓને મુકતા હતા તેનું નામ છે. જો એ કલ્પના ખરી હોય તો એ શબ્દનું મૂળ અવસ્તાનાં ધાતુ 'દજ' સં૦ દહ્ બાળવું, સેકવું, કરી ઠરાવી શકાય છે. ભઠ્ઠીમાં બાળીને પાકી કીધેલી મટોડીનું બાંધકામ અથવા વાસણ જેમાં ગુજરેલાંનો નસો અથવા હરેક રીમન અને રદ કીધેલી ચીજ મુકવામાં આવે તેનું નામ દખમુ. હવે સવાલ ઉઠે છે કે આજે આપણા લોકો લાસને સેવટની જગાએ મુકવાનાં બાંધકામને દખમુ કરી કહે છે તે દખમા નામનું બાંધકામ ઉપલું અવસ્તામાંનું પસંદ કીધેલું બાંધકામ છે કે તેથી જુદું છે? અને ઉપર જે જરતોસ્તી ધર્મ મમાણે લાસને ઠેકાણે પાડવાની રીતી જણાવી તે રીતીને કેટલે દરજ્જે મળતું છે? હાલનું દખમુ અવસ્તામાં નાપસંદ કીધેલાં દખમાથી જુદું છે. અવસ્તામાં નાપસંદ કીધેલાં દખમા જમીનની અંદર કહેલાં છે અને તેઓમાં જે લાસ મુકવામાં આવે તે ઉપર તડકો પડે નહીં એવાં કહેલાં છે પણ હાલના દખમામાં

તેથી જુદું જ છે. આજનું દખમુ ઘણું કરીને વસ્તીથી દુર[134] અને ઉંચી જગાએ બનાવવામાં આવે છે, તે જરતોસ્તી ધર્મનાં કાનુન તથા ફરમાનને મળતું છે. આજનું દખમું ચોખુણ નહીં પણ ગોલ બનાવવામાં આવે છે[135] તે જરતોસ્તી ધર્મનાં કાનુન તથા ફરમાનને મલતું છે. કેમકે તેથી ઓછી જમીનપર વધારે લાસોને ઠેકાણે પાડી શકાય છે અને નસાનાં કામમાં જમીન ઓછી રોકાય છે કે જેમ કરવાની જરતોસ્તી ધર્મની મતલબ છે. આજનું દખમુ જમીનની અંદર બનાવતા નથી અને તેમાં લાસ સુરજથી ઢંકાયલી રહેતી નથી, પણ તેનાં તડકામાં મુકવામાં આવે છે તે એ ધર્મનાં કાનુન તથા ફરમાન પ્રમાણેજ છે. લાસને જમીનની સપાટી ઉપર નહીં પણ સુકા પત્થર, છોં, અથવા ઇંટનો ઉંચો ઓટલો જે એક તખ્ત ગણી શકાય તે ઉપર મુકવામાં આવે છે અને મગદુર પોંહચી શકે ત્યાં લગી તે પત્થરનુંજ બનાવવાની ફરજ સમજવામાં આવે છે.[136] તે એ ધર્મનાં કાનુન તથા ફરમાનને મલતું છે. કેમકે તેથી લાસનો તદન અળગ રીતે નીકાળ થાય છે. લાસની ઉપરનાં કપડાં કહાડી લઇને ખુલ્લી મુકવામાં આવે છે તેથી જાનવરો સેહેલાઇથી તેની ચાશની કરી શકે છે તે એ ધર્મના કાનુન તથા ફરમાનને મલતું છે. જે જમાનામાં કુતરાંઓ પાસે લાસની ચાશની કરાવતા હશે તે જમાનામાં લાસને બાંધતા હશે કે કુતરાં પોતાનાં મોહડાંમાં લાસનાં માંસ સુધાંનાં અથવા માંસ વગરનાં મોહોટાં હાડકાં લઇ જઇને પાણી વગેરેમાં નહીં નાંખે. પણ જે વખ્તથી કુતરાંઓને ખાવા આપવાનું બંધ કરીને ફકત પક્ષીઓનેજ ખવાડવા લાગ્યા હશે, કેમકે બેમાંથી એક ગમે તે રીતે ખવાડવાની ધર્મથી છુટ હતી, તે વખ્તથી ઓટલા અથવા તખ્ત ઉપર ફરતી દીવાલ બાંધી લીધી હશે કે હાડકાં તે ઉપરથી વેરાઇને નીચે

---

૧૩૪. દા૦ હો૦ ૨૦ સફે ૧૨૮:—"સવાલ-દખમુ કયાં કરવું?-જવાબ જે જગાએ તે કરે તે જગાએ જમીન સોજી કરવી. તે જગા આબાદાનીથી દૂર હોવી જોઇએ. તેની આસપાસ ખેતી અને આબાદાની નહી જોઈએ માણસોનાં રહેઠાણથી દૂર જોઈએ."

૧૩૫. દા૦ હો૦ ૨૦ સફે ૧૨૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૮; બે૦ નં૦ ૨. સફે ૧૯:—"સવાલ-દખમુ જે બનાવે છે તે ગોલ બનાવવું જોઇએ કે ચોખુણ?—જવાબ—દખમુ ગોલ બનાવવું જોઇએ અને તેનો દરવાજો ઉગમન દિશાએ કરવો."

૧૩૬. બ૦ કા૦ ૨૦ સફે ૧૮૮; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૮:—"સવાલ—બેહેદીનોનાં નસાને દખમામાં લઇ જવામાં આવે તે દખમું શાનું બનાવવું જોઇએ?—જવાબ—ભલી માજદયસ્ની દીનમાં કહેલું છે કે પત્થર અને છોંયનું દખમુ બનાવવું એ ઘણું પસંદ પડતું અને સારૂં છે, પણ જો પત્થર અથવા છોનું બનાવાંવાની મગદુર નહીં હોય તો નાચારેજ **કાચી** ઇંટ અથવા મટોડાનું બનાવવું."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૮; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૮:—"અને **કાચી** ઇંટ તથા છોનુંબી દખમુ કરી શકાય (તોપણ) અંદરથી તો પત્થર અને છોંનુંજ કરવું જોઈએ, એટલા માટે કે નસાની રસી જમીનને નહીં લાગે."

નહીં પડે. અને ઘણું કરીને પક્ષીઓ મોટાં હાડકાં ચાંચમાં લઇને ઉડતાં નથી તેથી કરીને આજના દખમામાં લાસને કોઇબી રીતે બાંધીને હાડકાંઓને સાચવવાની કાંઇ તદબીર કીધેલી જોવામાં આવતી નથી, કેમકે તેની ઘણી જરૂર રહી નથી. તોપણ ઉપર આપણે જોયું કે લાસને બાંધવા અને તેનાં હાડકાં છુટાં નહીં રાખવા કહેલું છે. તે પ્રમાણે બેશક આગલા જમાનામાં જ્યારે કુતરાં લાસની ચાશની કરવામાં વાપડતા હશે ત્યારે અવસ્તામાં લખવા મુજબ હાડકાંઓને બાંધતાં હશે. તે કેમ બાંધી રાખતા હતા તેની રીત જોકે આજે જણાતી નથી તોપણ બાંધવાનો કાંઇએક વિચાર આજે રહી ગયલો લાગે છે, કે જે ત્રણ રીતે ધારી શકાય છે. પેહેલું-આજે આપણા લોકો લાસને ચોકસ બંધોથી ગેહાંન સાથે બાંધે છે. એમજ કદાચ એવી ગેહાંનપર લાસને બાંધીને તેની ચાશની કરાવતા હોય એવી અટકળ કરાય છે. બીજું—નસાસાલાર લાસને દખમામાં મુકીને કાંઇએક નીચેની મતલબની એક પાજંદ નીરંગ બાજમાં પઢે છે કે "એ સ્પંદારમદ અમશાસ્પંદની જમીન! (લાસને) ખસુસન ગેહાંનની ઉપર (જમીનથી અલગ ઉંચા તખ્ત અથવા એટલા 'દાદગાહુ' પર) ધાતુ (અથવા ખનીજ પદાર્થ )ને લગાડવાનું જેમ ફરમાન છે તેમ મેં કીધું છે. (હવેથી) અહુરમજદ અને અમશાસ્પંદો તારી તરફ મોહોડું કરે (નસાથી તારી પાસબાની કરે.)" આ નીરંગમાં લાસને ગેહાંનની ઉપર ધાતુ અથવા ખનીજ પદાર્થનો સંયોગ કરવા કહે છે તે ઉપરથીબી ઉપલીને મલતીજ અટકળ કરાય છે. ત્રીજી અટકલ એવી કરી શકાય છે કે હાલ દુ:ખમાનો તાણો પુરતી વખ્તે ચોકસ રીતે જમીનમાં ખીલા ઠોકીને બંધો બાંધે છે તે પુરાતન વખ્તની લાસને બાંધવાની રીતીનો નમુનો હોય. દરેક લાસને બાંધવાને બદલે દુ:ખમાનો પાયો નાંખતી વખ્તેજ એકવાર તે બાંધવાની ક્રિયા કરવાનું પાછળથી જો કે કુતરાંનો ખપ નહીં રહ્યો હોય તોપણ ઠરાવ્યું હોય. કારણકે આજના વખ્તમાં જે તાણો પુરીને દખમુ બનાવવામાં આવે છે તેની ઉત્પત્તિ વંદીદાદની છઠ્ઠી પરગરદના જે ફકરાઓ ઉપરથી લાસને બાંધી ચાશની કરાવીને પછી સુકાં હાડકાંઓનું અસ્તોદાન કરવાનું ઉપર જણાવ્યું છે તે ઉપરથીજ છે એવું ધારી શકાય છે. દુખમા જેવું પત્થરનું બાંધકામ કરવું તેને વાસ્તે લોઢાંનાં ખીલાઓ જમીનમાં ઠોકીને તેમાં ચોકસ રીતે સુતરની દોરી બાંધવાનું કારણ શું તે કોઇબી રીતે સમજવામાં આવતું નથી. કારણ ફકત એટલુંજ લાગે છે કે આગલા વખતમાં લાસને જે રીતે બાંધતા હશે તેનો કેટલેક દરજ્જે નમુનો એ તાણો પુરવામાં રહી ગયલો છે. બાંધવાની મતલબ એટલીજ હતી કે હાડકાંઓને કુતરાં જેવાં જાનવરો પાણી તથા ઓરવરોમાં લઇ નહીં જાય. પણ આજે પક્ષીઓ ચાશની કરે છે તેઓ તેઓને કુતરાંઓની માફક લઇ જાય એવું કદાચજ બને તેથી આસપાસ ફરતી દીવાલ

સિવાય તેનો કોઇ વધારે રીતે બંદોબસ્ત કરવાની જરૂર નથી. કુતરાંઓને નહીં આપવાનાં કારણથીજ આજનાં વખ્તમાં જુદા નસાસાલારો ત્યાં બધો વખ્ત હાજર રહીને હાડકાંઓનો સંભાળ રાખતા જોવામાં આવતા નથી. આજના વખ્તમાં જો કોઇ ચાહે તો ચોકસ લાસનાં સુકાં હાડકાંનું જુદું 'અસ્તોદાન' બનાવવામાં આવતું નથી પણ દુખમાંનો ભંડાર તે એક સામાન્ય અસ્તોદાન તરીકે રાખેલો છે. તેનું બી કારણ કુતરાંઓ પાસે તુરત ખવડાવી નહીં દેવાનુંજ છે. કેમકે લાંબા વખ્તને લીધે હાડકાંની ચોકસી રખાય નહીં. તોપણ આજના વખ્તમાં દુખમાઓમાં ચાર કુવા ચાર બાજુએ કરવામાં આવે છે તેઓમાં રોશનીં જવાની જાલીઓ મુકે છે અને તે કુવાઓમાં હાડકાંઓ નાંખે છે તેથી એ કુવાઓ અસ્તોદાનોને મળતા આવે છે. ફકત ફેર એટલોજ છે કે એ કુવાઓમાં હાડકાંઓપર વરસાદનું પાણી પડે છે તેથી તેઓમાંના હાડકાં અસ્તોદાનોમાંનાં હાડકાંઓની મીસાલે સુકાં રેહેતાં નથી. પણ અસ્તોદાનોમાં હાડકાં સુકાંજ રાખતા હતા તેનું કારણ એ હતું કે તે હાડકાંઓને જીવતાં ચોખાં આદમીઓ જયારે ગમે ત્યારે જઇને અડકતાં હતાં અને જોતાં હતાં. પણ હાલમાં જીવતાં ચોખાં આદમીઓ તેમ કરતાં નથી તેથી સુકાં હાડકાંઓ કુવાઓમાં પડવા પછી તેપર વરસાદ પડે છે તેથી કાંઇ ખોટું થતું નથી, કેમકે તેઓને કોઇ અડકતું નથી. ભંડારામાં ચારજ કુવા અને ચાર જાળીઓ કરવામાં આવે છે, તે કદાચ અથોરનાન, રથેશ્તાર, વાસ્ત્રીઓશ, અને હુતોક્ષ એ ચાર ટોલાનાં જુદાં જુદાં હાડકાંઓ મુકવાને માટે ચાર અસ્તોદાનો પુરાતન જમાનામાં કરતા હોય તેની નીશાન તરીકે એ ચાર કુવાઓ અને જાલીઓ કરતા હોય; અથવા તો ચાર દિશા દેખાડવાને માટે ચાર જાલીઓ કરતા હોય. જોકે એ એક ફકત અમારી કલ્પણા છે, તોપણ તેને ટેકો આપી શકાય છે, કે ચારજ જાલીઓ કરવાનું કારણ શું? વધતી અથવા ઓછી કાંય નહીં? હાલના દખમામાં હાડકાંઓ સુકાઇ રહ્યા પછી ચોકસ વખ્તે તે સઘળાંઓને એકઠાં કરી દખમાનાં ભંડારમાં મુકવાનું કેટલીએક કેતાબોમાં લખેલું છે; અને તે પ્રમાણે કરવાનો આજેબી હીંદુસ્તાનમાં રેવાજ છે તે સુકાં હાડકાંઓનાં અસ્તોદાનો બનાવવાનાં ફરમાનને મલતું છે. એ પ્રમાણે જોતાં આજની સુરજદા કરવાની રીતોમાં અને અવસ્તાની તથા બીજી પુરાતન કીતાબોમાં જણાવેલી રીતીમાં સઘળી મુખ્ય બાબદો બરાબર મળતી આવે છે. જેમકે લાસને જમીનથી અલગ સુરજના તડકાંમાં મુકવી, તેને જાનવરો પાસે ચાશની કરાવવી, અને તેનાં હાડકાંઓ સુકાયા પછી જાળવી રાખવાં. માટે આજનું દખમુ જરતોસ્તી ધર્મની રૂએ લાસને ઠેકાણે પાડવાની સઘળી મતલબ બર લાવે છે.

જરતોસ્તી ધર્મ પ્રમાણે લાસને ઠેકાણે પાડવાની જગાને 'દાદગાહ' કરી કહે છે, જે શબ્દ અવસ્તા 'દાઇત્યો ગાતુશ' શબ્દ ઉપરથી નીકલેલો છે, જેનો અર્થ "ઘટતી અથવા બનાવેલી જગા" અથવા ઓટલો અથવા પ્લેટ-ફોરમ અથવા તખ્ત કરી થાય છે. અને તે તદન લાગુ પડતો શબ્દ છે. વાસ્તે દખમાને બદલે 'દાદગાહ' કેહેવું વધારે સહી ગણાશે. એ 'દાદગાહ' શબ્દ લાસની છેલ્લી જગાને વાસ્તે વપડાયલો ઘણીખરી કેતાબોમાં મલ્યો છે.[૧૩૭]

આગલ ભરૂચ, નોસારી અને બીજાં ગામોમાં કેટલાએક મોબેદો ફરવરદીઆનને દહાડે અથવા કોઇ બીજી વખ્તે દુખમા આગલ સગડીએ જવાને દાદગાહે જવું કરી કેહેતા હતા. એટલું જ નહીં પણ ભરૂચના મોબેદો તો ત્યાંની સગડીમાં જે આતશ મુકેલો તેની ન્યાએશ કરતી વખ્તે 'આતશ દાદગાહ' કરી બોલતા હતા અને ઘરમાંનાં આતશને 'આતશ દાદગાહ' નહીં પણ 'આતશ આદર' કરી બોલતા હતા. દખમું અને દાદગાહ બન્ને શબ્દો વપડાશમાં હોવાથી કરીને લાસને મુકવાનાં મકાનને દખમુ અને સગડીના મકાનને દાદગાહ કરી કેહેવું એવું તેઓ સમજતા હતા. દુખમાનાં ભંડારમાં જે કુવા બનાવે છે તેઓ "જમીનની નીચે, ખુરશેદને નહીં દેખાતા" બને છે તેઓને કદાચ 'દખ્મ' નામ લાગુ પડે, કેમકે તેઓ પેલા જરતોસ્તી ધર્મને નાપસંદ દખમાઓને કેટલેક દરજ્જે મલતા આવે છે; જો કે તેઓમાં લાસ નહીં પણ સુકાં હાડકાં મુકવામાં આવે છે. અને તેટલા ચોક્કસ ભાગોનું નામ આખા બાંધકામને લગાડીને 'દાદગાહ' (લાસને મુકવાનાં ઓટલા)નેબી દખમુ કેહેવાનો ચાલ પડયો હોય. પણ દખમુ લાસને ખુરશેદ નીગરશની કરવાની જગાનું નામ નથી, અને દાદગાહ એ તેનું ખરૂં નામ છે એમ અવસ્તા ઉપરથી તથા બીજી કેતાબો ઉપરથી માલૂમ પડે છે વાસ્તે તે નામ વાપડેલું વધારે સહી ગણાય.

---

## ૪. લાસને ઘરમાંથી લઇ ગયા પછી કરવાની તેને લગતી ક્રિયા.

એક જરતોસ્તી મોતને બીછાને પડે ત્યારથી તે મરણ પામીને તેની લાસ સેવટની જગાએ લઇ જઇને મુકાઇ રહે ત્યાંસુધીમાં જે જે ક્રિયાઓ કરવી જોઇએ તેઓનું વર્ણન ઉપર આવી ચુકયું છે. હવેથી તેની લાસનાં સંબંધની જે કેટલીએક ક્રિયાઓ આપણા ધર્મની કીતાબોમાં લખેલી મલે છે તેઓનું વર્ણન શરૂ કર્યે છીએ.

---

૧૩૭. સ્પીગલ પેહેલવી વ૦ ૮ ફ૦ ૨૬ ની શરેહ:—"દીમ ઉખ્ઘો દાઇતે'=તેને 'દાઇત્ય' કરી કહે છે."

સ્પીગલ પેહેલવી વં૦ ૫ ફ૦૧૨૭:—"તેજ મીસાલે કે જેમ એક 'દાઇત્ય' (દાદગાહે) લઇ જવાનું માણસ 'દાઇત્ય' (દાદગાહે) લઇ જવાય છે અને (માંસાહારી પક્ષીઓથી) ખવાય છે."

એ વગેરે આ રીસાલામાં ટાંકેલા પેહેલવી, પાજંદ, અને ફારસી કેતાબોમાંનાં પુશ્કલ દાખલાઓમાં 'દાદગાહ' શ.બ્દ છેલ્લી જગાને અર્થે વાપડેલો છે.—રી૦ બ૦

## નવ રાત અથવા મહીના સુધીની દોરી કરવા બાબદ.

વંદીદાદની પાંચમી પરગરદમાં તથા બીજી કેટલીએક ચોપડી-ઓમાં[138] એક બાબદ આવી છે તે ઉપરથી એટલું જણાય છે કે જો કોઇ ઘરમાં કોઇ પાવમહેલનું કામ કરવાનું મંડાણ કીધું હોય અને તે વખતે તે ઘરમાં જો કોઇ માણસ ગુજરે તો તેની લાસને ઠેકાણે પાડવાની અગાઉ તે સઘલી પાવ ચીજોને પ્રથમ તે ઘરમાંથી બાહેર લઇ જવી અને ત્યાર પછી

---

૧૩૮. વં૦ ૫ ફ૦ ૩૯-૪૨:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! તનોમંદ દુન્યાં-માં અમોએ જે ઘરમાં આતશ, અને બરસમ, અને તશતા, અને હોમ, હાવનીમ, વગેરે એકઠું કીધું હોય (પાવકામની તૈયારી કીધી હોય), અહુરમજદ! અને પછી તે ઘરમાં કુતરૂં અથવા માણસ મરણ પામે, તો તે મજદયસ્નાનો કેમ કરે?' ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'સપેતમાન જરતોસ્ત! તે ઘર મધેથી આતશ, અને બરસમ, અને તશતા અને હોમ, અને હાવનીમ, (પ્રથમ) બાહેર લઇ જવાં; (પછી) તે લાસને બાહેર લઈ જવી. જે પ્રમાણે કે દાદગાહે લઈ જવાનું માણસ દાદગાહે લઇ જવામાં આવે છે અને ખવાડવામાં આવે છે તેમ.' 'કીરતાર! તે માણસ અથવા કુતરૂં મરણ પામે તે ઘરમાં તે મજદયસ્નાનો તે આતશ, ઇત્યાદિને (ઉપર કહેલી પાવ કામમાં વપડાતી ૭ ચીજોને) કયારે પાછી લઇ જાય?' ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'તે મજદયસ્નાનોએ, જો શીયાલો હોય તો નવ રાત, અને જો ઉનાલો હોય તો એક મહીના લગી થોભવું. પછી તે મજદયસ્નાનોએ જે ઘરમાં તે માણસ (અથવા કુતરૂં) મરણ પામ્યું હોય તે ઘરમાં તે આતશ ઇત્યાદી (ઉપર કહેલી પાવ-કામમાં વપડાતી છએ ચીજોને) લઇ જવી."

સ્પીગલ પેહલવી વં૦ ૫ ફ૦ ૧૩૪ ની શરેહ:—"અવસ્તાથી એવું જાહેર છે કે દરગાહનાં મકાનમાં આરાધનાની તૈયારી કીધેલી હોય તેમાં એક કુતરૂં અથવા માણસ ગુજરે તો આરાધના આખર કરવી (બંધ પાડવી). કેમકે ભોંયતલીઉં રીમન (જેવું) થાય છે, તે બે (આરાધનાનો સામાન અને લાસ)માંથી જે કાંઈ પહેલે લઇ જવાય તે બહાર લઇ જવું. આતશ જો એ પ્રમાણે (પેહેલે) બહાર (લઇ જવાનું બને તો તે લઇ જવો. જો ગુજરેલાંથી (ત્રણ કદમની હદની અંદરથીબી) બાહાર અપાય તો તે બહાર આપવો. (પણ આતશને બચાવા ખાતર) દીવાલને તોડવી નહીં. રોશને કહ્યું છે કે મટોડાંની હોય તો તોડવી, છાંયની તોડવી નહીં. નવ રાત (અથવા) મહીનાની મુદત લગી (અનુક્રમે સરદી અથવા ગરમીની મોસમ પ્રમાણે) તે ઘર અંદરથી અને બાહારથી "હેહેર' બરાબર (પાવકામ કરવાને નાલાયક) છે."

દ૦ પે૦ સં૦ નં૦ સફે ૧૦:—"જે ઘરમાં ઇજશનેની તૈયારી કીધી હોય (પાવકામની તૈયારી કીધી હોય તેમાં કુતરૂં અથવા માણસ મરણ પામે તો પેહેલું કામ એ કરવું કે આતશને હલાકીથી છોડવવો. જો આતશને નસાથી ત્રણ કદમની વેગલાઇની અંદરથી લઇ જવાતો હોય તોબી દૂર લઇ જવો."

બે૦ ન૦ ૨. સફે ૩૬; દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૩. સફે ૨૬૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૫:—"જો કોઇ ઘરમાં ઇજશનેની (કોઇબી પાવમેહલનાં કામની) તૈયારી કીધી હોય અને જો કોઇ ગુજરી જાય તો પહેલાં આ કામ કરવું:—(ઘરનો) પાસબાન (જે આતશ છે) તેને લઇ જવો. એટલેકે જો તે આતશ દરૂજ (લાસની રોગકારક હવા)ને મારનાર છે તોપણ તે એવું થાય છે કે તે દરૂજને મારી શકતો નથી, તે વખ્ત સુધી કે આતશથી લાસની દૂરી "પેમાનેહ" (ત્રણ કદમની દૂરી)ની અંદર હોય, અને જ્યાં લગી બની શકે ત્યાં લગી ત્રણ કદમ અને ત્રણ પગલાં લાસથી આતશ દૂર લઈ જવો અને જો એટલો નહીં લઇ જઇ શકાય તો ત્યાંજ રહેવા દેવો કે ઠંડો થાય. કેમકે જો આતશની રાખ ત્યાંથી ત્રણ કદમ દૂર હોય તોબી એક તનાફુર ગુનાહ લાગે છે. અને જો એવું થાય કે કોઇબી રીતે લાસને તાપ લાગે તો મરગરજાન ગુનાહ લાગે."

લાસને કાયદા મુજબ લઇ જવી. પછી જો ઠંડીની રૂતુ (હાવન ગેહનાં દહાડા) હોય તો નવ રાત અને ગરમીની રૂતુ (રપીથ્વન ગેહનાં દહાડા) હોય તો એક મહીના લગી થોભીને તે પછી પાવ કામમાં વાપડવાની ચીજો તે ઘરમાં પાછી લાવવી. બીજા બોલોમાં, જો ઘરમાં (અથવા ઘરનાં જે ખંડમાં ?) માણસ ગુજરે તે ઘર (અથવા ઘરનાં ખંડ ?)માં ગરમી અથવા સરદીની મોસમ પ્રમાણે ચોકસ મુદ્દત લગી પાવમેહલનું કામ કરાવવું નહીં. એ બંધી કરવાનું કારણ એવું જણાય છે કે સાધારણ વસ્તુઓ તથા સાધારણ માણસોને લાસને લગતી અથવા એવી બીજી નજીસ અને નુકશાનકારક વસ્તુઓથી દૂર રાખવાની જેટલી સાહુચેતી રાખવાને જરતોસ્તી ધર્મમાં ફરમાવ્યું છે તે કરતાં વધારે સાહુચેતી ચોખી ક્રિયામાં વપડાતી ચીજોને તથા યોજદાથ્રગરીનું કામ કરનારા મોબેદોને દૂર રાખવાની ફરમાવી છે, તે કાનુન પ્રમાણે જે ઘર (અથવા ઘરનાં ખંડ ?)માં લાસ મુકાય તે ઘરની દીવાલો વગેરેમાં હવાની મારફતે લાસનાં જે સૂક્ષ્મો દાખલ થઇને રહ્યાં હોય તે ઉપલી મુદ્દતમાં હવાના આવજાવથી નીકલી જાય; ત્યાર પછી તે ઘરમાં પાવ કામ કરે તો તેમાં ગુજરેલાંનાં નસાની અસર મુતલક રહે નહીં. એ ઉપરથી એવું અનુમાન કરાય છે કે વંદીદાદના કોલ પ્રમાણે નસાનાં સૂક્ષ્મોની અસર એક ઘર (અથવા ઘરનાં એક ખંડ ?)માં જુદી જુદી મોસમમાં જુદી જુદી રીતે રહે

બે૦ નં૦ ૩૦ સફે ૨૬:—"જો કોઈ ગુજરે તો તેની લાસ ઉચકવા પછી (સરદી અથવા ગરમીની મોસમ પ્રમાણે) નવ રાત અથવા ત્રીસ રોજ ગુજરવા પછી જમીન ચોખી કરવી."

ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૩૬:—"(લાસને લઇ જવા) પછી (જે ઉપર તેને મુકી હતી તે) કાચી ઇંટોનો રપીથ્વન અથવા હાવનનો જેમ હીંગામ હોય-રવાયતમા લખવા મુજબ-તેટલા દહાડા થોભીને તે ચોખી કરવામાં આવે છે. અને એકાંત જગે રાખવામાં આવે છે. અને જ્યારે ફરીથી કામ પડે ત્યારે એ મુજબ વાપડવામાં આવે છે."

દ૦ સો૦ રુ૦ મુ૦ ફી૦ નં૦ ૨ સફે ૧૫૨–૧૫૪:—"ઢાંકેલી જગામાં લાસ મુકેલી હોય અને 'કષ' ખેંચેલા હોયતો જો રપીથ્વન હોય તો ત્રીસ દહાડે ધોવી જો રપીથ્વન નહીં હોય તો નવ રાત પછી ધોવી. અને એ મુદતમાં જો કોઇનો પગ 'કષ'માં પડે તો શરીર તેમજ કપડાં નીરંગ તથા પાણીએ ધોવાં જોઇએ."

બે૦ નં૦ ૨ સફે ૩૩; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪; પે૦ દ૦ મે૦ ૨૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૩:—"સવાલ–એક (માલ અથવા છાપરાંથી) ઢંકાયલી જગા હોય અને તે ઢંકાયલી જગામાં એક માણસ અથવા કુતરૂં મરણ પામે તો તે વિષે શું હોકમ છે ?–જવાબ–જો રપીથ્વન જમીનની નીચે હોય તો જ્યારે નવ રાત ગુજરે ત્યારે પાક થાય છે. જો રપીથ્વન જમીનની ઉપર હોયતો જ્યારે ત્રીસ રાત ગુજરે ત્યારે પાક થાય. અને તે ઢંકાયલાંને તલીએની એટલે અંદરની જગાબી એટલોજ વખત રીમન ગણાય."

ટે૦ ન૦ મે૦ સફે ૬૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪ અને ૧૭૫; બે૦ નં૦ ૨ સફે ૩૭:—"વલી જે નસા (માલ અથવા છાપરાંથી) ઢંકાયલી જગામાં મુકેલા હોય અને "કષ" ખેંચેલા હોય અને જો ગરમીની મોસમ હોય તો ત્રીસ રાત ગુજરવા પછી જમીન પાક થાય અને જો સરદીની મોસમ હોયતો નવ રાત ગયા પછી."

છે. રપીથ્વન ગેહનો હીંગામ ગરમીનો છે તે મોસમમાં લાસના વધારે સૂક્ષ્મો બાહેર પડવાનો સંભવ ગણેલો છે તેથી એક મહીનો થોભવા કહ્યું છે. હાવન ગેહનાં દહાડાઓમાં ઠંડીની મોસમ હોય છે તેથી થોડા સૂક્ષ્મો બાહેર પડવાનો સંભવ માનેલો છે તેથી ફક્ત નવ રાતજ થોભવાને કહેલું છે. આ વંદીદાદની મતલબને આજનાં વૈદકશાસ્ત્રથી બી ટેકો મળે છે.[૧૩૯]

દરેક જરતોસ્તી મહીનો ત્રીસ દહાડાનો હોય છે, ત્રીસની સંખ્યા નવની સંખ્યાથી ત્રણ ગણીથી વધારે છે. એ ઉપરથી એવું અનુમાન કહાડી શકાય છે કે પુરાતન જરતોસ્તીઓ એવું માનતા હશે કે શીયાલામાં એક મુરદું કોહે છે તેનાં કરતાં ઉનાલામાં તે ત્રણગણું વધારે કોહે છે. જો એમ નહીં તો નવ દહાડા અને એક મહીનાની મુદત આપવાનું બીજું કારણ શું? હાલના વખ્તમાં થયલી જરતોસ્તીઓની વખ્તની ગણત્રી વિષેની શોધોમાં એવું માલમ પડયું છે કે વંદીદાદનાં વખ્તમાં ૨૭ અથવા ૨૮ દહાડાનોજ મહીનો ગણાતો હતો. પણ પછવાડેથી ત્રણ દહાડા (કદાચ અઠવાડયાં બનાવાની મતલબે, દેપાદર. દેપમેહેર, અને દેપદીન) વધારીને ત્રીસ દહાડાનો મહીનો કરવામાં આવ્યો. જો એ રીતે ગણ્યે તો ૨૭ ની સંખ્યા બરાબર નવની ત્રણગણી આવી રહે છે.

એ ફરમાન ઉપરથી એટલુંજ ઠરે છે કે જે ઘર (અથવા ઘરનાં ખંડ ?)-માં મરનારની લાસ મુકી હોય તે ઘરમાં ચોક્કસ મોસમ પ્રમાણે ચોક્કસ મુદત લગી પાવકામ કરવું નહીં. જો એ ફરમાનની મતલબને આગલ વધારી તે (જેમ ઘણી વખ્તે ઘણી બાબતોમાં આગલા ધર્મગુરૂઓએ કીધું છે તેમ) એક સાહુચેતીને ખાતર આપણાં લોકોએ એવો ધારો પાડયો હતે કે મજકુર મોસમોમાં મજકુર મુદતોં લગી પાવકામને માટે એવું એક ઘર (અથવા ઘરનો ખંડ ?) વાપડવો નહીં, એટલુંજ નહીં પણ કોઇબી માણસે તે ઘરમાં અથવા જે ઠેકાણે તે લાસને મુકી હોય તે ઓરડામાં અથવા તે લાસની જગ્યાએ જવું નહીં, તો તેમાં આપણને કાંઇ અજબ જેવું લાગતે નહીં. પણ એ ફરમાનને પાછલા વખ્તમાં અમે ધાર્યે છીયે કે, જુદીજ રીતે સમજવાથી આપણાં લોકોમાં એવો રેવાજ નીકલ્યો છે કે જે જગાએ લાસને પત્થરની લાદી, રેતી, અથવા સુકી મટોડીનાં ઢેફાં ઉપર મુકી હોય તે જગાએ જો રપીથ્વન ગેહનો એટલે કે ઉનાલાનો હીંગામ હોય તો

---

૧૩૯. 'કોપલંડની ડીકશનરી ઓફ મેડીસીન,' સફે ૩૫૧:—"અનુભવ ઉપરથી માલૂમ પડયું છે કે બીમાર માણુસમાંથી નીકળતી ઝેરી હવાઓ જ્યારે હવા સુકી, **ઠંડી,** અને પવનથી ચાલી જતી હોય છે ત્યારે તનદરૂરત માણસોને કદાચજ અસર કરે છે. અને એવા સંજોગોમાં ઉડતા રોગો કદાચજ જણાય છે, અને જણાય છે તો તે છુટા છવાયાજ જણાય છે. બીજું, જ્યારે વાતાવરણની હાલત **ગરમ,** ભીનાશવાલી, અને સ્થિર હોય છે ત્યારે ઘણુંકરીને દરદોનું જોર ફેલાય છે અથવા તેઓ મરકીનું રૂપ લે છે."

નવ રાત લગી અને જો હાવન ગેહનો હીંગામ એટલે જે શીયાલો હોય તો મહીનાં લગી કોઇએ જવું નહીં અને તેને અલગ રહેવા દેવી. જે જગાએ મુરદાંની લાસને મુકી હોય તે જગા આગલ તેના વધારે સૂક્ષ્મો રહેવા જોઇએ એવા વીચારથી ઉપલી મુદત લગી તે જગાને વાપડવાની બંદી કીધી હોય તો તે એક સાહુચેતી તરીકે ધર્મનાં કાનુનને મલતું છે. તોપણ એમ કરવાનું ફરમાન ઉપલા વંદીદાદનાં ફકરા ઉપરથી સમજવામાં આવે છે, તે એ ફકરાની તપાસ કરતાં અને તેની મતલબ સાથે સરખાવી જોતાં તે ફક-રાની મતલબ તથા તેમાં આપેલી ગરમી તથા સરદીની મોસમોની જુદી જુદી મુદતને તદન જુદીજ અને ઉલટી રીતે આપણા લોકો સમજતાં હોય એવું લાગે છે. ઠંડીની મોસમમાં નવ રાતનો અટકાવ ફરમાવેલો છે તેને ઠેકાણે મહીનાં લગી અટકાવ રાખે છે. અને ગરમીની મોસમમાં મહીનાં સુધીનો અટકાવ ફરમાવેલો છે તેને બદલે માત્ર નવ રાતજ રાખે છે![140] એ પ્રમાણે લાસને મુકેલી જગા અને એટલી મુદત અલગ રાખે તે જગા મર-નારની 'દોરી' અથવા 'કષ'ની જગા કરી કહેવામાં આવે છે. દોરી શબ્દની ઉત્પત્તિ જણાઇ નથી. કદાચ ફારસી 'દૂરી' ઉપરથી હોય. જે કોઇ 'કષ'ની જગાપર ચાલે તેને પોતાનું શરીર અને કપડાં ધોઇને નાહવું જોઇએ એમ કેટલીએક રવાયતોમાં લખેલું મલે છે.[141]

જે ઘર (અથવા ઘરનાં ખંડ?) માં માણસ ગુજરે તેમાં ત્રણ
દહાડા લગી ખાનું પકાવવું નહીં અને ખાવું નહીં અને
કપડાં, આતશ, પાણી, વગેરે લઇ જવું નહીં.

અવસ્તાના એક ફકરા ઉપરથી એવું અનુમાન કરી શકાય છે કે એક

---

૧૪૦. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૯૮ તથા ૧૦૦:—"સવાલ—એક (માલ અથવા છાપરાંથી) ઢંકાયલી જગા હોય અને તેમાં કોઇ માણસ અથવા કુતરૂં મરે તો તે વિષે શું હોકમ છે?—જવાબ—જો રપીથ્વન ગેહનાં દહાડા નહીં હોય તો નવ રાત ગયા પછી તે પાક થાય, પણ જો રપીથ્વનનાં દહાડા હોયતો ત્રીસ રાત ગયા પછી પાક થાય."

જુ૦ મો૦ ર૦ સફે ૩૭, ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૯૩ તથા ૧૦૫; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૯૦; નં૦ ૧૮ સફે ૨૨; દ૦ સો૦ ર૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૪૧:— જે જમીનપર લાસને 'કષ'માં મુકે તેને જો રપીથ્વન હોય તો અગીયારમે દહાડે અને જો નહીં હોય તો ત્રીસ દહાડે નીરંગ અને પાણીથી ધોવી."

બે૦ નં૦ ૨ સફે ૨૬; બ૦ કા૦ ર૦ સફે ૧૭૪:—"જે જગાએ લાસને મુકી હોય અથવા 'કષ'માં મુકી હોય ત્યાં જો તેમાંનો કાંઈ ભીનાશ જમીનમાં ઉતર્યો હોય અથવા લાસનો કોઇ ઉઘાડો ભાગ અથવા બાલ અથવા નખ જમીનને લાગો હોય તો તે જગા એક વર્ષે પાક થાય. જો એમાંનું કાંઇબી જમીનને નહીં લાગું હોય અને જો રપીથ્વનનો હીંગામ હોયતો નવ રાત ગયા પછી (તે જમીન) પાક થાય. પણ જો રપીથ્વનનો હીંગામ નહીં હોય તો એક મહીને પાક થાય એટલેકે ધોઇ શકાય. જો એવું ટાંકણું હોય કે રપીથ્વનનો હીંગામ આવે તો રપીથ્વનની નવ રાત ગુજરવા પછી ધોઇ શકાય, જો રપીથ્વન જાય તો એક મહીનો પછી ધોવું."

૧૪૧. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૫; બ૦ કા૦ ર૦ સફે ૧૭૫:—"જો કોઇ 'કષ'ની જગામાં પગ મુકે તો તેનું શરીર અને કપડાં નીરંગ અને પાણીએ ધોવાં જોઇએ."

ઘર (અથવા ઘરનાં ખંડ?)માં ગુજરેલાંની લાસને મુકી હોય તે જ્યાં લગી ઠેકાણે પડી રહે નહીં ત્યાં લગી તે ઘર (અથવા ઘરનાં ખંડ?)માં માણુસોએ "મીઅજદ"નું ખાનું આપવું નહીં, એટલેકે ધર્મની ક્રિયા કરવાનું ચોખું ખાનું પકાવવું અને ખાવું નહીં.[૧૪૨] તે ફકરામાં "મીઅજદ"નાં ખાનાં વિષે કહ્યું છે તેની મતલબ જેમ કેટલીએક બાબતોમાં જોવામાં આવે છે તેમ આગલ વધારેલી સમજીએ તો તે ઉપરથી એટલુંજ જણાય છે કે જ્યાં લગી લાસ ઘરમાં હોય ત્યાં લગી તે ઘર (અથવા તે ખંડ?)માં કોઇબી ખાનું પકાવવું નહીં અને ખાવું નહીં. પણુ કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે કે જે ઘર (અથવા ઘરનાં ખંડ ?)માં માણુસ ગુજરે તેમાં ખાનું પકાવવું નહીં અને જે કાંઇ ખાનું પકાવેલું હોય તે ખાવું નહીં, એટલુંજ નહીં પણુ તે ઘરમાં કાચી કોરડી ખાવાની ચીજો અને કપડાં વીગેરે અસબાબ હોય તે સઘલો જો રપીટવનની એટલે કે ગરમાની મોસમ હોય તો એક મહીના લગી અને હાવનની એટલે કે ઠંડીની રૂતુ હોય તો નવ રાત લગી કામમાં નહીં લેવાં. બીજા બોલોમાં એટલી મુદત લગી જે ઘરમાં ગુજરેલાંની લાસ મુકી હોય તે ઘર અને તે માંહેલી ચીજોને વાપડવાનું બંધ રાખવું. તે ઘરમાં જે પાણી હોય તેનેબી વાપડવું નહીં. બાહેર બીજા ઘરમાં જઇને ખાનું ખાઇ આવવું અને પાણીબી બાહેરનુંજ પીવું અથવા વાપડવું.[૧૪૩]

---

૧૪૨. વં૦ ૮ ફ૦ ૨૨:—"('અવકન'માં મુકેલી લાસને ઠેકાણે પાડવા) પછી મજદયસ્નાનોએ જેમ ગમે તેમ તે ઘરમાં 'મીયજદ' (ધર્મની ક્રિયામાં વાપડવાનું ચોખું ખાનું) આપવું (અથવા બનાવવું) ગોસ્ત સાથનું, શરાબ સાથનું, (વગેરે) અને જેમ આગલ (કરતા હતા) તેમ ચોખું પરખું કરે વગર તકસીરે (તેનો કાંઈ ગુનાહ નહીં)."

૧૪૩. સ્પીગલ પહેલવી વં૦ ૫ ફ૦ ૧૩૪ ની શરેહ સફે ૬૧:—"નવ રાત તથા મહીનાની મુદત લગી ઘર અંદરથી અને બાહેરથી "હેહેરેગરા" (હેહેર નસા ?) જેવું છે. જે કાંઇ કે તે જગાએ હોય તેબી "હેહેર ગરા" છે. જે કાંઇ કે પાછલથી ત્યાં લાવવામાં આવે તે "અપાદ્રીઆબ" (અપવિત્ર) છે. અને બાલવાની કાઠી જે તે જગાએ હોય તેને છોલવી (પછી બાલવામાં લેવી). પકાવેલું ખાનું (લાસ)થી ત્રણુ કદમની અંદરનું હોય તે ઇજદોની આરાધનામાં હરગેજ નહીં ઘટે. પરીકે કહ્યું છે કે ભલી દીનનાંઓએબી તે ખાનું નહીં ખાવું; † અને પકાવેલું ખાનું જે કે (લાસથી) ત્રણુ કદમની હદથી બાહેરનું હોય તે નવ રાત અથવા મહીનાની મુદત પછી પાદયાબી (ચોખા) કામમાં ઘટે. જે ખાનું કે નહીં પકાવ્યું હોય તે ગમે તો લાસથી ત્રણુ કદમની દૂરીની અંદર હોય અથવા ત્રણુ કદમથી બાહેર હોય તોપણુ નવ રાત અથવા મહીનાંની મુદત પછી જો પકાવે તો બધાં કામમાં વાપડી શકાય. પકાવેલું ખાનું તે એ કે પકાવેલી રોટી, પકાવેલું ગોસ્ત, જે ભુંજેલું અથવા વાસણુમાં પકાવેલું હોય તે."

† ૭૯૭ એને ૯૭ નો બીગડેલો આકાર ગણીને ઉપર મુજબ તરજુમો કીધો છે.—રી૦ બ૦

રપીગલ પે૦ વં૦ ૭ ૫૦ ૬૪ ની શરેહ:—"જો મુકેલી (અગાઉથી કરી રાખેલી) રોટી અથવા કાંઇ બીજી પકાવીને કરી મુકેલી ચીજ હોય તે જો બને તો બીજી જગાએ દૂર કરવી. જો નહીં તો તેજ ઘરમાં તે (મરનારની લાસ મુકી હતી તે) ઓરડાની અંદર નહીં રહે તેમ જુદું કરવું."

૬૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૦-૧૧:—"તૈયાર કીધેલું ખાણું તે ઘરમાંનું સઘલું નહીં

એ ફકરાઓમાં નવ રાત અને મહીના લગી મરનારની લાસ મુકેલાં ઘરને વાપડવાની જે બંધી જણાવી છે તેની મતલબ કેટલેએક દરજ્જે સારી છે. જો કોલેરા અથવા એવાજ કોઇ ઉડતા રોગથી કોઇ મરણ પામે છે તો તેવાં એક કે વધારે મરણ થાય તે ઘરને તથા તે માહેલી ચીજોને કેટલોએક વખ્ત સુધી વાપડવાની આજેબી ડાકટરો અને સરકારની તરફથી બંધી

---

વાપડવું, જે કાંઇ કે નહીં તૈયાર કીધેલું હોય તેને (વાપડવા જોગ થવાને) (ઠંડી અથવા ગરમીની મોસમ પ્રમાણે) નવ રાત અથવા એક મહીનાની મુદ્દત જોઇએ. કપડાંનુંબી એજ પ્રમાણે (જાણવું), સીવાય કે જે શરીરપર પહેરેલાં હોય તે. જે (કપડાં) (બીજાં) કામમાં હોય તે તે વખતે પાક નથી. 'જોર' (આરાધના કરવાનું પાણી) જે લઇ જવાયલું હોય અને તે જગાએ હોય તેનાં પાણીને જમીનપર વેગલું ઢોરી નાંખવું. 'જીવામ' (આરાધના કરવાનું દુધ મેલવેલું પાણી) અને 'ગોત્ર' (આરાધનાં કરવાનું ઘી અથવા ગોસ્ત) નુંબી એજ રીતે (જાણવું). ઇજેલાં (અથવા ઇજવાનાં) કપડાં વિષે વનદ અહુરમજદે કહ્યું છે કે (તે ચોખાં થવાને) નવ રાત અને મહીનાની મુદ્દત (સરદી અથવા ગરમીની રૂતુ પ્રમાણે) જોઇએ. દબીરે (અથવા અફરગે) કહ્યું છે કે જો તેઓને નીરંગ પાણીએ ધોઇ નાંખે તો તેજ વખ્તે ચોખાં થઈ શકે........જો જંગલમાં મરણ પામે તો તૈયાર કીધેલું ખાનું (લાસથી) ત્રણ કદમની અંદરથી હોય તે સઘલું કામમાં નહીં લેવું, પણ જે ચાર કદમથી હોય તે રીમન નથી. તૈયાર કીધેલું ખાનું તે આ, જેમકે રોટી, પકાવેલું અથવા ભુંજેલું અથવા ખાવા લાયક કીધેલું ગોસ્ત........જે ઘર ચોખું થવાને નવ રાત અથવા મહીનાની મુદ્દત જોઇએ તેમાં જો કોઇ શખ્સ આતશને લઈ જાય તો તે લઇ જવાનો એક 'તનાફુર' ગુનાહ, ત્યાં તેને સલગાવવાનો એક 'તનાફુર' ગુનાહ........અને તેમાં પાણી લઇ જવાથી એક 'ફરમાન' ગુનાહ. અને જે જગે તેનો જાન જાય ત્યાં પાણી રેડવાથી એક 'તનાફુર' ગુનાહ, અને તે વતરોગેની જગે પાણી રેડવાથી એક 'ચાતો' ગુનાહ. 'પાદીયાબી' (ચોખી, ધોયલી) વસ્તુ તે (જગા)માં લઇ જાય તે 'અપાદીઆબી' (ફરીથી ધોવાથી ચોખી થાય તેવી) થાય."

બે૦ નં૦ ૨ સફે ૩૬; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૧; બ૦ કા૦ ર૦ સફે ૧૭૫:—"અને તે ઘરમાં જે કાંઇ ખાનું પકાવ્યું હોય તે સઘલું કામમાં નહીં આવે. એટલે કે ખવાય નહીં. રોટી, વાસણમાં પકાવેલી તરકારી, અને પકાવેલું ગોસ્ત, જેબી કાંઇ આતશથી પકાવેલું હોય તે તથા પાણી બાંધેલો આટો, એવુંજ બીજું ઉપયોગમાં લેવું નહીં ઘટે, અને જેટલો ખોરાક કોરડો હોય તે જો રપીથ્વન જમીનની ઉપર હોય તો એક મહીને પાક ગણાય, અને જો રપીથ્વન જમીનની નીચે હોય તો નવ રાતે પાક ગણાય. અને તે ઘરમાં જે કાંઈ કપડાં હોય તેબી એટલીજ મુદ્દતે પાક ગણાય, સીવાય કે જે કાંઇ પહેરેલું હોય અને "જોર" (પેવંદ) જે પકડેલું હોય. અત્રે પાણીમાં જે વાસણ બોરવું તે કપડાંની નીચેથી (કપડાંનું પેવંદ કરીને) બોરવું.

એક 'ચાશતેહ' (શરેહ?) માં એવું કહેલું છે કે જો રપીથ્વન જમીનની ઉપર હોય તો એક મહીને પાક ગણાય અને જો રપીથ્વન જમીનની નીચે હોય તો નવ રાતે પાક ગણાય, અને બીજા 'ચાશતેહ (શરેહ?) માં એવું કહેલું છે કે જો તેજ વખ્તે પાદીયાબથી (નીરંગ પાણીથી) મસલીને (સારી પેઠે લગાડીને?) ધુવે તો પાક થાય..........

અને (માલ અથવા છાપરાંથી) ઢંકાયલી જગા હોય ત્યાં જો કોઇ ગુજરે તો જે કાંઇ ખાનું બનાવેલું હોય તે જેટલું (લાસથી) ત્રણ કદમની અંદર હોય તે રીમન થાય છે, અને જે કાંઇ ત્રણ કદમથી દૂર હોય તે પાક છે."

જુ૦ મો૦ ર૦ સફે ૧૬૪; બે૦ નં૦ ૨ સફે ૧૨૯:—"બીજુ હોશંગ રામીયારને માલૂમ થાય કે અમોએ નરીમાન હોશંગ ભરૂચીને પુછી જોયું; તેણે કહ્યું કે જે ઘરમાં માણસ ગુજરી જાય છે તે ઘરમાંનાં સામનને વાપડવાથી અલગ નથી રાખતા. પણ જે કાંઇ ખોરાક પકાવેલો તે ઘરમાં હોય

કરવામાં આવે છે કે તેટલા વખ્તમાં હવાનાં આવજાવથી તે ઘરની દીવાલો અને સામનો વગેરેમાંથી રોગનાં બીયાં નીકલી જઇને તે ઘર ચોખું થાય. જે સાહુચેતી એવા કોઇ ચોક્કસ દાખલાઓમાં રાખવાની હોય તે બધીજ વખ્તે રાખવાનું ઠરાવ્યું હોય, એવા આપણને ઉપર કેટલાએક દાખલા મલ્યા છે, અને નીચે મલશે. પણ આપણે જોયું કે અવસ્તામાં એટલોબધો વખ્ત બંધી રાખવાનું કહ્યું નથી પણ લાસને લઇ જાય તેટલો વારજ કહ્યું છે. અવસ્તામાં નવ રાત અને મહીનાની બંધી રાખવાનું જે કહ્યું છે તે મરનારનાં ઘરમાં પાવકામ કરવાની બંધી રાખવાનું કહ્યું છે. તેને પાછલથી શરેહ કરનારાઓએ વધારીને આખાં ઘરને વાપડવાનો અટકાવ કરવાનું લખ્યું છે. જોકે તેમ કરવામાં તેઓની મતલબ સારી છે, તોપણ તેથી તે ઘરમાં રહેનારાંઓને અગવડ થઇ પડે એવું છે. તેથી ઘણા પુરાતન

---

તે ઉપયોગમાં લેવા જોગ નથી! અને બેહદીનોએ તે ખાવો નહીં ઘટે. અને જો કોઇ તે ઘરમાં પાણી લઇ જાય તો એક 'તનાફુર' ગુનાહ લાગે છે. અને જો આતશ લઇ જાય તોબી તેમજ છે."

દ૦ સો૦ ૨૦ મુ૦ રી૦ નં૦ ૩ સફે ૨૬:—"અને તે ઘરમાં જે કાંઈ ખાનું બનાવ્યું હોય તે બધું "અકાર" થાય છે એટલે કે ખાવામાં નહીં આવે. તે ખાનું એવું કે, જેવું કે રોટી, પકાવેલી વાણી, અને ભુંજેલું અથવા કાપેલું ગોસ્ત, અને બીજું જે બી કાંઇ જે ઉપર આતશે કામ કીધું હોય તે. અને ગુંદલો આટોબી કામમાં નહીં આવે. અને જે કાંઇ ખોરાક બનાવ્યો હોય તે જો રપીથ્વન જમીનની ઉપર હોય તો એક મહીને પાક થાય છે અને જો રપીથ્વન જમીનની અંદર હોય તો નવ રાતે પાક થાય છે. કપડાંબી જે ત્યાં હોય તેબી એટલેજ વખ્તે પાક થાય છે."

બે૦ નં૦ ૩ સફે ૨૬; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૩; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭;—"જો એક ઘરમાં કોઇ મરણ પામે તો તે ઘરમાં જે કાંઇ ખાનું હોય તે કામમાં નહીં આવે, રોટી અને બીજો પકાવેલો ખોરાક અને ગુંદલો આટો જે જવ અથવા ઘઉં સાથે (ખવાય) તે. એ જાતની વસ્તુઓ ઠંડીમાં નવ રાતે અને ઉનાલામાં ત્રીસ રાતે પાક થાય. કપડાંનુંબી એમજ. જે કાંઇ પેવંદ પકડવામાં વાપડયું હોય તે પાણીએ ધોવું જોઇએ. કપડાંબી જો નવ રાતે અથવા મહીના સુધી રહેવા દીએ તો વધારે સારૂં છે. અને જો તેજ વખ્તે પાદીયાબથી ધોઇ લીએ તો તે વાપડવાં ઘટે. અને જો કોઇ બાહેર ગુજરે તો જે કોઇ કે (લાસથી) ત્રણ કદમની અંદર હોય તો તેને આ હુકમ લાગુ પડે છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩; જુ૦ મો૦ ૨૦ સફે ૮૯; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૯:—"જ્યારે કોઈ માણુસ ગુજરી જાય ત્યારે બીજે ઘરનું ખાનું લાવે છે, અને તે ઘરનું જે કાંઇ હોય તે બીજે ઘર લઇ જવું જોઇએ કે નહીં?—જવાબ—બીજે ઘરનું ખાનું લાવીને ખાવું જોઇએ. અને તે ઘરનું બીજે ઘેર લઇ જવું નહીં જોઇએ. ચાર દહાડા લગી."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"જેબી કાંઇ ખાવાનું તે ઘરમાં બનાવ્યું હોય તે સઘલું નહીં વાપડવા જોગ થાય છે. ભલી દીનનાંઓએ તે ખાવું નહીં ઘટે. અને જો તે ઘરમાં પાણી અથવા આતશ લઇ જાય તો એક 'તનાફુર' ગુનાહ લાગે. અને અશો મરદ ('કષ'ની જમાવી) ત્રણ કે ચાર કદમની અંદર જાય તો એક 'તનાફુર' ગુનાહ લાગે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"બીજું જો કોઇ ગુજરે તો ત્રણ રાત લગી તે ઘરમાં આતશ લઇ જવો નહીં જોઇએ. અને જે કાંઇ તે ઘરમાં પકાવેલું અને બનાવેલું હોય તેબી ખાવું નહીં જોઇએ. કુતરાંને તે આપી શકાય. બીજાં ઘરોનું ખાનું લાવીને ખવાય, પણ તે ઘરનું બીજાં ઘરમાં લઇ જવું નહીં ઘટે મેહેરમ લગી."

વખ્તથી ઇરાનમાંજ એ વિષે જુદાં મત પડયાં હતાં. વંદીદાદની શરેહમાં (પહેલવી વં૦ ૧૦ ફ૰ ૨૦) કહે છે કે હેરાત (અથવા હલબ ?) નાં જરતોસ્તીઓ નવ રાત અને મહીનાં લગી દૂરી રાખવાની જરૂર ગણતા હતા નહીં.[૧૪૪] અને એજ પ્રમાણે ઉપર નોટમાં ટાંકેલા દાખલાઓમાં એક શરેહ કરનારનું મતબી છે. હીંદુસ્તાનનાં જરતોસ્તીઓમાંબી એ રેવાજ નહીં હતો તેથી પાછલથી નરીમાન હોશંગ ભરૂચી જયારે ઇરાનથી હોશંગ રામીયારપર કાગજ લાવ્યો ત્યારે તેમાં ઇરાનવાલાઓએ એ બંદી રાખવાની સખ્ત ભલામન કીધેલી છે. અને ધારવામેલે તેઓનાં લખવા ઉપરથીજ હીંદુસ્તાનનાં જરતોસ્તીઓએ જે ઘરમાં લાસને મુકી હોય તે ઘરમાં ગરમી અને ઠંડીની રૂતુ પ્રમાણે નવ રાત અથવા મહીના લગી લાસની જગાએ ચાલવાનો અટકાવ રાખવાનો રેવાજ પાડયો હશે. અને એટલી લાંબી મુદત લગી ઘરમાં પકાવા ખાવાનું ઘરનાં માણસોને અગવડ ભરેલું થઇ પડે એવું જાણીને પહેલાં ત્રણ દહાડા લગીજ તે ઘરમાં ખાનું પકાવાનું બંધ રાખવાનો રેવાજ પાડયો હશે એવું ધારી શકાય છે. એ રેવાજ પ્રમાણે આજેબી ગુજરાતનાં કેટલેએક ઠેકાણેના જરતોસ્તીઓ જે ઘરમાં માણસ ગુજરે તે ઘરમાં ખાનું પકાવતા નથી પણ બીજા ઘરમાં પકાવે છે, અને ચોખું પાણીબી બીજા ઘરનુંજ વાપડે છે, જેને 'ભાતી ખાવી અથવા ખવાડવી' કરી કહે છે. એમ છતાં પહેલવી 'શાયસ્ત-લા-શાયસ્ત' નામની એક કેતાબમાં એક ફકરો આવેલો છે તેનો અર્થ[૧૪૫] જેમ અમે સમજયે છઇએ તેમ જો ખરો હોય તો એ ખાનું પકાવા અને ખાવાની તથા બીજી કાચી કોરડી વસ્તુઓ અને કપડાં વગેરે વાપડવાની મજકુર બંધી માત્ર ભોંયતલીયાંનાં જે ખંડમાં મરનાર ગુજરે અને તેની લાસ મુકાય તેનેજ લાગુ પડે છે. તેથી અમે આ તથા એની આગમજની બેહુ બાબતોમાં 'ઘર (અથવા ઘરનો ખંડ)' એ પ્રમાણે લખાણ કીધું છે.

## ત્રણ દહાડા સુધી ગુજરનારનાં ખેશાવંદોથી ગોશત ખવાય કે નહીં ?

આપણાં લોકોમાં એવો રેવાજ છે કે કોઇ ગુજરી જાય છે તેનાં ખેશાવંદો ત્રણ દહાડા સુધી ગોશત ખાતા નથી. એ વિષે અવસ્તામાં તપાસ

---

૧૪૪. સ્પીગલ પેહેલવી વં૦ ૧ ફ૦ ૨૦ ની શરેહ=—"ઘણું (અથવા મોહલ્લો) જેમનું તેમ રાખવાની મતલબ એ કે આપણે જે નવ રાત અથવા મહીના લગી 'કષ'ની જગાને અલગ રાખ્યે છીએ તેને તેઓ એક બીજી તરીકેજ (બીજી જમીન જેવીજ) રહેવા દીએ છે અને (તે પર) ચાલે છે."

૧૪૫. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૨:—"આ સઘલું (ખાનું, કપડાં, પાવ ચીજો વગેરે) રીમન થવાનું જે જગાએ જાન જાય અને (લાસ મુકેલું) રીમન ભોંયતલીઉં હોય તે ભોંયતલીયાં વિષેજ ગણવું.."

કરતાં કોઇબી ઠેકાણે પાધરૂં અથવા આડકત્રું ફરમાન મલતું નથી. પણ એક ઠેકાણે કહ્યું છે કે, લાસને ઠેકાણે પાડવાનું પુરૂં કરીને ગોશ્ત અને દારૂ સાથનું ખાનું જેમ આગલ ખાતા હોય તેમ ખાવા દેવું. પણ અવસ્તાના પહેલવી તરજુમાની શરેહમાં એક ઠેકાણે કહ્યું છે કે ગુજરનારનાં ખેશાવંદોએ પેહેલાં ત્રણ દહાડા તાજું ગોશ્ત ખાવું નહીં. તેમજ કેટલીએક પહેલવી અને ફારસી કેતાબોમાં કહે છે કે ગુજરનારનાં ખેશાવંદોએ પેહેલા ત્રણ દહાડા સુધી ગોશ્ત ખાવું નહીં. કારણ કે જો ખાય તો તે ઘરમાં કોઇ બીજું મરણ થવાની ધાસ્તી રહે છે (!) એ વિષેનાં પુષ્કલ ફકરા મલે છે.[૧૪૬]

વલી કેટલાએક સાહેબો એ રેવાજની એવી સમજણ આપે છે કે ગોશ્તનું ખાનું તે મોજમજાહની નીશાની છે. અને મરનારનાં ત્રણ દહાડા

---

૧૪૬. સ્પીગલ વંદીદાદ ૮ ફ૦ ૬૪ પેહેલવી શરેહ સફે ૧૦૯, ૧૧૦:—"કે (પહેલા) ત્રણ દહાડા અને રાતોમાં **તાજું ગોશ્ત** કામમાં નહીં લેવું." "તાજુ ગોસ્ત કામમાં નહી લાવવું."

"(તે ત્રણ રાત્રી દીવસોમાં) **તાજું ગોશ્ત** કામમાં લાવવું નહીં."

સફે ૧૧૦:—ત્રણ રાત લગી **તાજું ગોશ્ત** કામમાં લાવવું નહીં. પરીકે કહ્યું છે કે તેનાં સગાં વહાલાંઓમાંથી જેઓ ત્યાં આવ્યાં હોય તેઓએ (ગોસ્ત) કમ ખાવું." "**તાજું ગોશ્ત** કામમાં નહીં લાવવું."

"પરીકે કહ્યું છે કે તે (પેહેલી) રાત લગી કાંઇબી ચીકાસવાલી વસ્તુ દરૂનપર મુકવી નહીં. વલી એજ પરીકે ચીકાસવાલી વસ્તુથી ઉલતી ચીજ તરીકે મેવો મુકવા કહ્યો છે."

પહેલવી સદદરે બુનદેહેશન સફે ૩૪:—"વલી આબી જરતોસ્તે અહુરમજદને પુછ્યું કે કઇ વખ્તે ગોસ્ત નહીં ખાવું જોઇએ ? અહુરમજદે જવાબ દીધો કે ઘરમાં જયારે કોઇ ગુજરી જાય ત્યારે ત્રણ રાત પુરી થાય ત્યાં લગી તે મુતલક ગોસ્ત દરૂન ઉપર નહીં મુકવું. પણ આ (ચીજો) જેવીકે દુધ, પનીર, મેવો, ઈંડાં, અને મુરબો મુકવાં. અને તે (મરનાર)નાં સગાંઓએબી ગોસ્ત મુતલક નહીં ખાવું.'"

પહેલવી વજરકરદ દીની સફે ૧૦:— "પુછ્યું છે કે જયારે ઘરમાં માણુસનું મરણ થાય ત્યારે ત્રણ રાતમાં **તાજું ગોશ્ત** શા વાસ્તે ખાતા નથી ? અને જો ખાય તો શું ઉલટાપણું થાય ?

જવાબ એ કે આ માટેઃ—"કારણકે તે ઘરમાં "વીઝરૂશત" (વીઝરેશ દેવ=જીવ લેનાર જમ ?)ની ઘાત છે, જે તે ગુજરેલાં ઉપર પહોંચેલી છે તેથી તે મરણ પામ્યું છે; જે કોઇકે તે ખાનું ખાય તેને તે ગુજરેલાંની 'વીઝરૂશત'ની ઘાત તેનાં તન ઉપર પોંહોંચે. તેથી જાદુનું મોત વધારે પોંહોંચે છે અને મરકી વધારે સખ્ત અને ઉતાવલી પોંહોંચે છે અને પેલાને તનદરૂસ્તી આપવી વધારે મુસ્કેલ થાય છે. અને મરવામાં વધારે હલાકી પોંહોંચે છે."

સદદરે નસર બાબ ૭૬:—"જે કોઇ ઘરમાં કોઇએક મરણ પામે ત્યારે ઘટે છે કે ત્રણ દહાડા સુધી **તાજું ગોશ્ત** નહીં ખાવું, અથવા નહીં ઇજાવવું. કારણકે એવી ધાસ્તી છે કે તેમ કરે તો કોઈ બીજું મરણ પામે અને ખેશાવંદોએબી ત્રણ દહાડા સુધી ગોસ્ત નહીં ખાવું."

બ૦ કા૦ ૨૦ સફે ૪૭ તથા ૧૧૦; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૨૦ ૪૨ સફે ૨૨૩; દ૦ દા૦ હો૦ સફે ૧૦૭—"દીનમાં કહે છે કે જે ઘરમાં કોઇ ગુજરી જાય તે ઘરમાં ત્રણ દહાડા સુધી તાજું ગોસ્ત નહીં લાવવું અને નહીં પકાવવું તથા નહીં ખાવું. કારણકે (જોખાય તો) એવી ધાસ્તી છે કે કોઇ બીજા માણુસ તેની પછવાડે મરણ પામે. તેનાં ખેશાવંદોએબી ત્રણ દહાડા લગી ગોસ્ત નહીં ખાવું. વાસ્તે દુધ, પનીર, મછી, ઈંડાં, મુરબો, અચાર, ઇત્યાદિ ઉપર સંતોષ પકડવો, અને તેઓનાં ખેશાવંદોએબી ત્રણ દહાડા સુધી ગોસ્ત નહીં ખાવું."

સુધી મરનારનાં શોકને લીધે તેનાં ખેશાવંદોએ મોજમજાહ કરવી નહીં જોઇએ. તેથી ત્રણ દહાડા ગોશ્ત ખાવાનું મોકુફ રાખ્યે છીએ; પણ એવું કોઇ કેતાબમાં લખેલું જોવામાં આવ્યું નથી.

એ પરહેજી ખાનું ખાવાનાં રેવાજની ઉત્પત્તિ વિષે શોધ કરતાં અમુને એવું માલૂમ પડે છે કે એ રેવાજ ઘણાં જુનાં વખ્તથી વંદીદાદનાં એક વાકયને એક ચોકસ રીતે સમજવાથી આપણા લોકોમાં ચાલતો આવ્યો છે. ઉપર નોટ ૧૪૨ માં વં૦ ૮ ફ્ર૦ ૨૨ નો તરજુમો આપ્યો છે તેની મતલબ એ છે કે મરનારની લાસ છેલ્લી જગાએ ઠેકાણે પડી રહે ત્યાં લગી તેનાં લાગતાં વલગતાંઓએ જે ઘરમાં તે ગુજરયું હોય ત્યાં 'મીઅજદ'નું એટલે ચોખી ક્રિયાનું ચોખું ખાણું બનાવવું નહીં તે પછી જેમ આગલ કરતાં હોય તેમ ગોશ્ત અને શરાબ સુધાંનું ચોખું ખાનું કરી શકાય. આ વાકયનો તરજુમો કરતી વખ્તે પેહલવી શરેહ કરનારાંઓ પોતાની તરફથી તેમાં એટલું ઉમેરે છે કે મજકુર ગોશ્ત અને શરાબ સાથનું મીઅજદનું ખાનું જે કરવું તે ત્રણ દહાડા લગી નહીં કરવું પણ ચેહારમને દહાડે કરવું. એ પ્રમાણે પોતાની તરફથી પેહલવી લખનારાઓએ જે ઉમેરો કીધો છે તે મજકુર ફ્કરામાં 'ગોશ્ત સાથનું' એવો બોલ આવેલો છે તેને આધારે કીધો છે. કેમકે ધારવામેલે તેઓ એવું સમજેલા છે કે ગોશ્ત સાથનું મીઅજદનું ખાનું કરવા જે કહ્યું છે તે ચેહારમની રાતે ગોસ્પંદની કુરબાની (જેની બાબત આગલ બીજા ભાગમાં આવશે) વિષેનું એ ફ્રરમાન આપેલું છે. તે ઉપરથી વલી બીજા પાછલાઓ એવું સમજેલા લાગે છે કે જ્યારે ચેહારમને દહાડે ગોશ્તનું ખાનું બનાવવા કહ્યું છે ત્યારે તેની અગાઉનાં ત્રણ દહાડા ગોશ્ત ખાવાની મનાઇ હશે તેથી એમ કહ્યું છે, માટે એ ત્રણ દહાડા ગોશ્ત નહીં ખાવું જોઇએ. એ પ્રમાણે મજકુર ફ્કરાની અસલ મતલબ ધારવામેલે જુદી રીતે સમજવાથી લાંબા વખ્તથી એ રેવાજ ચાલતો આવ્યો છે. જો અસલ વંદીદાદનાં મૂળ લખાણનેજ વલગી રહ્યે તો તેની મતલબ એટલીજ છે કે જ્યાં લગી એક ઘરમાં લાસ છે ત્યાં લગી તે ઘરમાં ગોશ્તનું ખાનું પકાવવું નહીં.

### મરનારનો શોક.

આપણાં લોકોમાં લાંબા વખ્તથી એક મરનારનો શોક રાખવાની બાબત વિષે મતફેર પડેલો જોવામાં આવે છે. કેટલાએકોનું મત છે કે મરનારની પછવાડે મુતલગ શોક રાખવો નહીં. સર્વે માણસો ખોદાનાં પેદા

---

બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦; ઇ૦ ૨૦ દા૦ હો૦ ૧૯:—"ચોથા દહાડા લગી ગોશ્ત નહીં લાવવું અને નહીં ખાવું જોઇએ."

ઈઠા૦ સવાલ ૭૭ મો:—"જ્યારે કોઇ ભલી દીનનું ગુજરી જાય ત્યારે ત્રણ દીવસ ગોશ્ત ખાવાની છુટ નથી. પણ તે કયાં સગાંઓને વારતે છે? મોહઠાં અને બાપની ગમનાં સગાંઓમાંથી

કીધેલાં છે અને જે વખ્તે તેના હુકમથી એક માણુસ ગુજરીને તેની હજુરમાં પોંહચે તે વખ્તે વટીક રડવાની અને ગમ તથા શોક કરવાની આપણા ધર્મમાં મનાઇ કીધેલી છે, ત્યારે તે પછી મરનારની પછવાડે શોક રાખવાનો હુકમ કેમ ફરી આપ્યો હોય ? વંદીદાદની આખી બારમી પરગરદમાં જે જે બાબતો આવી છે તે મરનારની પછવાડે શોક રાખવા વિષેનાં નિયમોની છે એમ તેઓ માનતા નથી. પણ મરનારનાં ખેશાવંદોએ તેમાં ફરમાવેલી મુદ્દત લગી મરનારની નંઇઅતે બંદગી કરવાની છે એવું સમજે છે. તે બંદગી શું ? તેને વિષે તેઓ કહે છે કે જે ક્રિયા આપણામાં ગુજરેલાંની પછવાડે કરવામાં આવે છે તે. આ મત પ્રમાણે ઘણા લાબા વખ્તથી આપણા લોકોમાં સમજુતી ચાલતી આવેલી હોય એવું માલૂમ પડે છે. કેમકે ધારવામેલે કદાચ વંદીદાદની બારમી પરગરદમાં આવેલી બાબતોની મતલબ વિષે ઘણાં જુદાં મતો પડવાને લીધેજ તે આખી પરગરદનો અસલ પેહેલવીમાં તરજુમો કીધોજ નથી. અને થોડાંએક વર્ષની વાત ઉપર જયારે હાલની રીતે શીખેલા જરતોસ્તી ધર્મનાં અભ્યાસીઓથી પહેલવહેલું આપણા લોકોનાં સાંભળવામાં આવ્યું કે વંદીદાદની બારમી પરગરદમાં મરનારની પછવાડે તેનાં ખેશાવંદોએ શોક પાલવાનું લખેલું છે ત્યારે તેઓને મોટું અચંબાભરેલું લાગું હતું. પણ મૂળ અવસ્તા તપાસી જોતાં તેમાં જે શબ્દો આવેલા છે તે ઉપરથી જણાય છે કે તેમાં ખેશાવંદોને થોભવા, અટકવા અથવા પાછા રેહવાનું જ પેહેલું ફરમાન છે. થોભવું, અટકવું, અથવા પાછા રેહવું તે શાથી ? તેનો કુદ્રતી જવાબ એજ આવે છે કે પોતાનાં હમેશનાં દુન્યાઇ કારોબારથી. આપણી સાદી અક્કલબી કહે છે કે જે ઘર અથવા જે કુટુંબનું એક માણુસ ગુજરે તે આખાં ઘર તથા કુટુંબને એક મોહટું નુકસાન થયલું ગણાવું જોઇએ. અને તે નુકસાનનું તથા મરનારની જુદાઇનું દુઃખ અલબતે વધતું કે ઓછું લાગવું જોઇએ. એક પોતાનું વહાલું આ દુન્યા છોડી જવા પછી તેની લાસ ઠેકાણે પાડીને તુરતજ તેનાં લાગતાંવલગતાંઓ શાદી રામશનીનાં કામમાં અથવા મોજમજાહનાં કામમાં પડે એમ થવું માણસજાતનાં સ્વભાવથી ઉલટું છે. પોતાનાં વહાલાંની જુદાઇની અસર હેવાન વટીકને થાય છે, તો માણસ જેવી ચહડતી લાગણીવાલાં પ્રાણીને તો તે જરૂર થવી જોઇએ. તેથી જો એક માણુસનાં મરણ પછી તેનાં લાગતાંવલગતાંઓનાં દીલો કેટલોએક વખ્ત શાદી રામશની તરફ નહીં દોડે તો તે કુદ્રતી છે. જો તેઓને તેમ કરવા નહીં દીધું હોય અને

---

કોણે નહીં ખાવું ? અને કોણે ખાવું ?"—જવાબ—"તમામ સગાંઓએ ખાવું નહીં જોઇએ. માયની ગમનાં અથવા બાપની ગમનાં કોઇબી સગાએ ખાવું નહીં. એ ત્રણ દીવસમાં પનીર અને ગોસ્ત ખાવું નહીં."

તુરતજ પોતાનાં વહાલાંને વીસારી મુકવા દીધાં હોય તો તેથી માણસનાં હૈડાંને સખ્ત થવાની છુટ મુકવા બરાબર થાય છે. પોતાનાં વહાલાંની જુદાઇથી જે ગમ ઉપજે અને તેથી માણસને રડવું આવે એ કુદ્રતી છે એમ આગલા ધર્મગુરૂઓ સમજતા હોવા જોઇએ. કેમકે અતીશય રડાપીટ અને શોક કરવાથી કશો ફાયદો નહીં થતાં જીવતાંઓને દુ:ખ માત્ર થાય છે. તેટલા માટે ધર્મનાં પુરતી સાહુચેતીનાં કાનુનને અનુસરીને ગુજરેલાંની પુઠે રડવાથી ગુનાહ લાગે છે એવું તેઓ લખી તથા સમજાવી ગયા છે. તોપણ તે રડવાનો ગુનાહ માત્ર હલકે દરજજેનો ગણી ગયા છે.[147] બીજા હાથપર જો માણસને પોતાનાં વહાલાં મરનારનો શોક ગમે તેટલા લાંબા વખ્ત લગી કરવાની અને રાખવાની છુટ મુકી હોય તો કેટલાંએક માણસો એવાં હોય છે કે તેઓ ગમને વીસરતાંજ નથી અને લાંબો વખ્ત સુધી શોક કર્યા કરે છે. ઘણો શોક કરવાથી અને ઘણું લગી શાદી રામશનીથી દૂર રેહવાથી જીવતાંની જીંદગી દુ:ખમાં બરબાદ કીધા બરાબર થાય છે. તેટલા માટે સૂતક અથવા શોકની કાંઇ હદ બાંધવી જોઇએ કે મરનારને લગતાં વલગતાંઓ પોતાનાં નજદીક અથવા દૂરનાં સંબંધ પ્રમાણે વધારે અથવા ઓછો વખ્ત શોક રાખવા પછી પાછાં દુન્યાઇ કારોબારમાં સામેલ થાય. અને જયારે આપણે જોઇએ છેએ કે એવીજ નેમથી એક ઘણીજ મઆકુલ રીતે જરતોસ્તી ધર્મમાં એક મધ્યમ રસ્તો બતાવેલો જોવામાં આવે છે, ત્યારે આપણને તેનું ડહાપણ કબુલ કીધા વિના રેહવાતું નથી. એ ધર્મમાં અતીશય શોક (શીનમોઇ) કરવાની અથવા રાખવાની મનાઇ કીધી છે અને તેમ કરવાને ગુનાહ કરી જણાવ્યું છે. કે જે ઉપરથી પાછલા વખ્તમાં આપણા લોકોમાં એવો વિચાર બેસી ગયો છે કે આપણા ધર્મમાં મુતલક શોક નહીં રાખવાનું ફરમાન છે. પણ એ ભુલ છે. ઘણો રડપીટારો (શીનમોઇ) કરવાની મનાઇ કીધી છે ખરી, પણ ચોક્કસ હદમાં રહીને ચોક્કસ મુદત લગી એક મરનારનાં લાગતાંવલગતાંઓને ભલાઇનાં, શાદી રામશનીનાં, અથવા હરેક બીજા મંગળ કાર્યમાં ભેલાવાથી અટકવાનું રવા રાખ્યું છે અને તે મુદત હરેક જણની અતલગની અથવા દૂરની સગાઇ પ્રમાણે વધતી અથવા ઓછી ઠરાવી છે, અને વળી તે ગોઠવણ આપણને ઘણી સારી અને કુદ્રતનાં કાનુનને મળતી તથા સંસાર વેહવારનાં કારોબારને ઘણી બંધબેસતી માલમ પડે છે. તમામ જરતોસ્તી ધર્મનાં કાયદાઓની નેમ કુદ્રતનાં કાયદાઓની વિરૂદ્ધ જવાની નથી પણ મધ્યમપણું અખ્તીયાર કરીને કુદ્રતને અનુસરીને ચાલવાની છે તે મુજબ જોતાં એ ગોઠવણ ઘણી મઆકુલ કીધેલી જણાય છે.

---

૧૪૭. બે૦ નં૦ ૩ સર્દ ૩૦:—"જો કોઇએ ગુજરેલાંની પુઠે રડવું કીધું હોય તો (તેના ગુનાહની તોબેશને માટે) કોઇબી એક ફરેસ્તાનાં નામથી એક વંદીદાદ ઇજાવવો અથવા ઈજવો."

એ શોક રાખવાની બાબત જે વંદીદાદની બારમી પરગરદમાં આવી છે તેમાં લાંબામાં લાંબો શોક એક વર્ષ લગી અને ટુંકામાં ટુંકો પાંચ દહાડા લગી રાખવા જણાવે છે. તે આ પ્રમાણે છે:—

જો બાપ કે માય ગુજરે તો બેટા અથવા બેટીએ આ પ્રમાણે તેનો શોક પાલવો. જો મરનાર 'દહ્મ' હાલતે એટલે મરવા અગાઉ માજદીયસ્નની દીન પ્રમાણેની તોજેશ કરીને ચોખું થઇને ગુજર્યું હોય તો ત્રીશ દહાડા બેટા બેટીએ તેનો શોક રાખવો અને મંગળ કાર્યથી અટકવું. પણ જો મરનાર 'તનુપેરેથ' હાલતમાં એટલે કે કમોતે ધર્મ પ્રમાણેની તોજેશ કરીને ચોખ્ખું થવા વગર મરણ પામ્યું હોય તો બેટા બેટીએ ૬૦ દીવસ સુધી તેનો શોક રાખવો અને મંગળ કાર્યથી અટકવું. એ મુદત ગુજરવા પછી શોક મુકવાની એક ચોક્કસ ક્રિયા (જે નીચે આપી છે તે) કરીને મંગળ કાર્યમાં સામેલ થવું.—જો બેટો અથવા બેટી ગુજરી જાય તો માય અથવા બાપે, જો મરનાર ઉપર કહ્યા પ્રમાણે 'દહ્મ' હાલતમાં ગુજરી ગયું હોય તો ૩૦ દહાડા, અને જો 'તનુપેરેથ' હાલતમાં ગુજર્યું હોય તો ૬૦ દહાડા, શોક રાખવા પછી ઉપલી ક્રિયા કરીને મંગળ કાર્યમા સામેલ થવું.—જો ભાઇ અથવા બેહેન ગુજરે અને જો તે 'દહ્મ' હાલતે ગુજરે તો ૩૦ દહાડા, અને જો 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૬૦ દહાડા, જીવતાં ભાઇ અથવા બેહને શોક રાખવો. પછી ઉપર મુજબની ક્રિયા કરી શોક મુકવો.—જો માટી અથવા બઇએર ગુજરે, અને મરનાર જો 'દહ્મ' હાલતે ગુજર્યું હોય તો છ મહીના, અને જો 'તનુપેરેથ' હાલતે ગુજર્યું હોય તો બાર મહીના, જીવતાં માટી અથવા બઇએરે શોક રાખવો. પછી ઉપર મુજબ શોક મુકવાની ક્રિયા કરવી.—જો બપાવો કે મમાવો અથવા બપાઇ કે મમાઇ ગુજરે, અને જો 'દહ્મ' હાલતે ગુજરે તો ૨૫ દહાડા અને જો 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૫૦ દહાડા, નબીરા, અથવા નબીરીએ શોક રાખવો. પછી ઉપલી શોક મુકવાની ક્રિયા કરવી.—જો નબીરો અથવા નબીરી ગુજરે અને જો 'દહ્મ' હાલતે ગુજરે તો ૨૫ દહાડા, અને જો 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૫૦ દહાડા, મમાવા કે બપાવા અથવા મમાઇ કે બપાઇએ શોક રાખવો. પછી ઉપલી શોક મુકવાની ક્રિયા કરવી.—ભત્રિજો (ભાઇનો દીકરો અથવા ભાઇના દીકરા કે દીકરીનો દીકરો) અથવા ભત્રિજી (ભાઇની દીકરી અથવા ભાઇના દીકરા કે દીકરીની દીકરી) ગુજરે, તે જો 'દહ્મ' હાલતે ગુજરે તો ૨૦ દહાડા, અને જો 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૪૦ દહાડા, શોક રાખવો. પછી ઉપલી ક્રિયા કરીને શોક મુકવો.—જો કાકો, મામો, માસો કે ફુવો, અથવા કાકી, મામી, માસી કે ફુઇ, ગુજરે તે જો 'દહ્મ' હાલતે ગુજરે તો ૧૫ દહાડા, અને જો 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૩૦ દહાડા ભત્રીજા અથવા ભાણેજે અથવા ભત્રીજી અથવા ભાણજીએ શોક રાખવો. પછી ઉપલી ક્રિયા

કરીને શોક મુકવો.—જો પીત્રાઇ અથવા મમસાઇ (કાકા કે મામાનો દીકરો અથવા કાકી કે મામીની દીકરી) ગુજરે, અને જો તે 'દહ્મ' હાલતે ગુજરે તો ૧૦ દહાડા, અને 'તનુપેરેથ' હાલતે ગુજરે તો ૨૦ દહાડા શોક રાખવો. પછી ઉપલી ક્રિયા કરીને શોક મુકવો,—જો કાકા, મામા કે માસાના દીકરા કે દીકરીનો દીકરો અથવા કાકા, મામા કે માસાના દીકરા કે દીકરીની દીકરી ગુજરે અને જો તે 'દહ્મ' હોય તો પાંચ દહાડા અને જો 'તનુપેરેથ' હોય તો ૧૦ દહાડા શોક રાખવો. અને પછી ઉપલી ક્રિયા કરીને શોક મુકવો.—જો કોઇ એક શખ્સનાં ખાનદાનનો નજદીક અથવા દૂરનો સગો છતાં કોઇ શખ્સ વટલી ગયો હોય અથવા ધર્મ પરનું ઇમાન ઉઠાવી મુકયું હોય તે જો ગુજરે તો તે જાણેકે તે કુટુંબમાં હતોજ નહીં તેથી તેનાં મરવાથી તે શખ્સનાં નજદીકનાં અથવા દૂરનાં ખેશાવંદોને કાંઇ સ્નાન સૂતક નથી એમ ગણીને તેનો શોક પાલવાની સાફ મનાઇ કીધી છે.

'દહ્મ'ના શોક કરતાં 'તનુપેરેથ'નો શોક બેવડી મુદત લગી રાખવા બધી જગાએ કહેલું છે તેનું કારણ એવું જણાય છે કે 'દહ્મ' મરનાર પાક દીનનાં કાયદા પ્રમાણે ગુનાહનો તોજેશ કરીને ચોખી હાલતમાં ગુજરે છે તથા જયાં સુધી જીવતાઓ જાણે છે ત્યાં સુધી તો મરનાર અશો તથા બેહેશતમાં જવા લાયક જણાય છે તેથી જીવતાંઓને કેટલોએક દીલાસો છે તેથી ગમ ઓછો લાગે છે, એ ગમ ફક્ત જુદાઇનોજ છે માટે તેની હદ ઓછી બાંધી આપી છે. 'તનુપેરેથ'ને વાસ્તે 'દહ્મ' કરતા બેવડો વખ્ત શોક રાખવાનું કહ્યું છે. કારણકે એકતો તેની જુદાઇનો ગમ છે અને બીજું તો તે મરનાર તોજેશ કીધા વગર અને ચોખ્ખું થયા વગર ગુજરી ગયું તેનો ગમ છે તેટલા માટે તેનો શોક બેવડો રાખવા કહ્યું છે.—એટલી મુદત ગુજરવા પછી શોહ મુકવાની ક્રિયા કરવી. એ 'દહ્મ' અને 'તનુપેરેથ' વિષે એક જુદી બાબત નીચે આપી છે તે ઉપરથી વધારે ખુલાસો થશે.

બીજું, એ પરગરદ ઉપરથી એવું માલુમ પડે છે કે જેટલો વખ્ત એક માણુસ શોક પાલે તેટલો વખ્ત તેને શાદી રામશની તથા મોજમજાહમાં ભાગ લેવાથી અટકવું એટલુંજ નહીં પણ તેટલી મુદત ગુજરવા બાદ શોક મુકવાની એક ચોક્કસ ક્રિયા કરવી. તે ક્રિયા આ પ્રમાણે છે:—બદન તથા કપડાંને ત્રણ મરતબે ધોવાં, અને ત્રણ મરતબે ગાથા ગાવા. એ ગાથા કયા તે જણાવ્યા નથી. અને એ ક્રિયાબી એજ રૂપે આજના વખ્તમાં રહી નથી, તેથી એ વિષે કોઇબી કેતાબમાં જોવામાં આવતું નથી. પછી આતશને ઇંજવો અથવા ઇંજાવવો, બરસમ બાંધવી અથવા બંધાવવી અને પાણીઓને 'જોર' (હોત્ર, બળીદાન) ચહડાવવું, એટલું કીધા પછી તે માણુસ તથા તેનાં ઘરને થયલો અટકાવ દૂર થાય છે, તેથી જેમ ગમે તેમ પાણી,

ઓરવર, અને બીજી નીઆમતો લાવીને તેઓનો ઉપભોગ કરવો, અથવા બીજા ઓલોમાં હરએક મંગળ કાર્યમાં શામેલ થવું.

આ શોક પાલવાની તથા શોક મુકવાની રીત કેટલેએક દરજ્જે આજેબી આપણા લોકોમાં રહેલી છે, પણ તે ઉપર કહેલી ચોક્સાઇ પ્રમાણે નથી. આજે આપણાં લોકોમાં શોક પાલવાની ચોક્કસ મુદત અથવા મુદતો નથી. ઘણું કરીને આજે આપણા લોકોમાં ચેહારમ પછી બીજે દહાડે મરનારનાં મરદ ખેશાવંદો શોક મુકે છે, અને બઇરાંઓ જેમ જેને ગમે તેટલી મુદત સુધી શોક રાખે છે અને મુકે છે. પણ અવસ્તામાં હરેક ખેશાવંદોને જેટલી ઘટે તેટલી મુદત ઉપર જણાવેલી વીગત પ્રમાણે ઠરાવી આપી છે તે ઘણી ઘટારટ માલૂમ પડે છે. આજનાં વખ્તમાં શોક મુકનાર નાહી, કપડાં ધોઇ, ગાથા પઢીને આતશની આરાધનાં કરતો, અથવા કરાવતો નથી, પણ મરનારનાં થોડાંએક ખેશાવંદો તેનાં ઘરમાંનાં કોઇએક જણને લઇને કોઇબી આતશખાનામાં જઇને સુખડ ચહડાવે છે. તેમજ આજે કોઇ પાણીઓને "જોર" ચહડાવતું નથી, પણ મરનારનાં ઘરમાનાં એકુ જણને લઇ જઇને તેનાં ખેશાવંદો દર્યા, નદી, અથવા હરકોઇ બીજે ઠેકાણે આવાં અરદુઇસુરને ખાન–ફુલ ચહડાવીને ન્યાએશ કરી આવે છે. તોપણ એ રેવાજ બતાવે છે કે શોક પાલવા અને શોક મુકવા વંદીદાદમાં કહ્યું છે તેની કાંઇએક છાયા આપણામાં રહી છે, જો તેમ નહીં હોય તો મરનારનાં ખેશીઓએ આતશખાનાં તથા અરદુઇસુર આગલ જવાનું કારણ શું ?

આ મરનારનો શોક રાખવાની વધતી ઓછી મુદત ઉપરથી જરતોસ્તીઓની સગાઇનો નજદીક તથા દૂરનો સંબંધ માલૂમ પડે છે. જેનો વધારે નજદીકનો સંબંધ છે તેને સારૂ વધારે લાંબો વખ્ત શોક રાખવા કહેલું છે અને જેનો વધારે દૂરનો સંબંધ છે તેને સારૂ વધારે ઓછો વખ્ત શોક રાખવા કહ્યું છે. એ રીતે જોતાં સૌથી વધારે નજદીકનો સંબંધ માટી ધૅયર વચ્ચે છે. તેઓના શોકની મુદત છ અથવા બાર મહીના કહી છે. તેથી ઉતરતો માબાપ અને બચ્ચાં અને ભાઇ બેહનો વચ્ચે છે, તેઓનાં અરસપરસનાં શોકની મુદત ૩૦ અથવા ૬૦ દહાડાની કહી છે. તેથી ઉતરતી સગાઇ પ્રમાવા બપાવા, પ્રમાઇ, બપાઇ, તથા તેઓનાં નબીરાઓ વચ્ચે છે તેથી તેઓનાં શોકની મુદત ૨૫ અને ૫૦ દહાડાની રાખી છે. એઓથી ઉતરતો સગાઇનો હક ભત્રીજા, ભત્રીજી, તથા કાકા, ફુઇ વચ્ચે જણાય છે. ભત્રીજા, ભત્રીજી માટે કાકા અથવા ફુઇએ ૨૦ અથવા ૪૦ દહાડા શોક રાખવા કહ્યું છે. અને ભત્રીજા, ભત્રીજી, અથવા ભાણેજ, ભાણજીને, પોતાના કાકા, મામા, માસા, ફુવા, અથવા કાકી, મામી, માસી, ફુઇને સારૂ ૧૫ અથવા ૩૦ દહાડા શોક રાખવા કહ્યું છે. એઓથી ઉતરતી સગાઇનો હક પીત્રાઇ,

અથવા મમસાઇઓ વચ્ચે ગણેલો છે. તેઓની શોકની મુદ્દત ૧૦ અથવા ૨૦ દહાડાની ઠરાવી છે. અને સૌથી ઉતરતો પરસ્પર સગાઇનો હક પીત્રાઇ અથવા મમસાઇઓનાં છોકરાંઓ વચ્ચે ગણ્યો છે. તેઓના શોકની મુદ્દત સૌથી ઓછી પાંચથી તે દસ દહાડાની ઠરાવી છે. વળી આ વધારે ધ્યાનમાં રાખવા જોગ છે કે જ્યાં લગી એક સગો જરતોસ્તી તરીકે છે ત્યાં લગીજ તે સગો ગણાય છે. ગમે એવો અતલગનો સગો હોય પણ જો તે આપણો હમદીન નહીં રહે તો તેની સાથનો તમામ સગાઇનો સંબંધ તુટી જાય છે. સઘળી સગાઇનો સંબંધ ધર્મપર આધાર રાખે છે. જરતોસ્તી ધર્મમાં બીજા બધા સંબંધો કરતાં હમદીન તરીકેનો સંબંધ સર્વેથી ચડ-ડતો અને ઘણો અતલગનો ગણ્યો છે તે જેમ આ વંદીદાદની બારમી પર-ગરદ ઉપરથી તેમજ મેહર યશ્ત (૧૧૬-૧૧૭) ઉપરથીબી માલૂમ પડે છે.

## 'દહ્મ' અને 'તનુપેરેથ.'

ઉપર જણાવ્યું છે કે દહ્મના કરતાં તનુપેરેથનો શોક બેવડી મુદ્દત સુધી રાખવો તેનું કારણ અમે એવું જણાવ્યું છે કે, તનુપેરેથ કરતાં દહ્મને વિષે દલગીરી ઓછી ઉપજવી જોઇએ. એજ કારણ કુદ્રતી રીતે ધારી શકાય છે. હવે સવાલ ઉઠે છે કે દહ્મ કોણને કહી શકાય કે જેનાં મરણ પછી ખેશાવંદોને ઓછી દલગીરી ઉપજે? અને તનુપેરેથ કોણ હોવા જોઇએ કે જેનાં મરણ પછી ખેશાવંદોને વધતી દલગીરી ઉપજે? દહ્મનો અર્થ સાદી રીતે ભલું અથવા નિર્દોષ માણસ અને તનુપેરેથનો અર્થ ભુડું અથવા પાપી માણસ કરી કરવામાં આવે છે. હવે એક મરનાર માણસ ભલું હતું કે ભુડું હતું તે બીજા કોઇબી માણસે ખાત્રીથી કહેવું તદન અશક્ય છે. એક માણસ જાહેરમાં ભલું દેખાય પણ અંદરથી તે મહા પાપી હોય, તેમજ એક માણસ જાહેરમાં બુરૂં માલૂમ પડે પણ અંદરથી તે ભલું હોય. ત્યારે અમુક મરનાર દહ્મ હતું કે તનુપેરેથ હતું તેનો નિર્ણય કરવો ઘણો મુશકેલ છે. ધારવા-મેલે મરનારને દહ્મ અથવા તનુપેરેથ ઠારવવાને માટે આગલા જમાનામાં એક લલ ભરેલી રીતી વાપડવામાં આવતી હોય એવું માલુમ પડે છે. તે એ કે કેટલાએક પુરાતન ગ્રીક ગ્રંથકારો લખી જાય છે અને તેને મલતું કાંઇએક આપણી કેટલીએક રવાયતોમાંથીબી મલે છે કે, જો એક મરનારની લાસને માંસાહારી જાનવરો તુરત ચાશ્ની કરી જાય તો તે ઉપરથી તેનાં ખેશાવંદો તે મરનારને દહ્મ ગણુતા હતા પણ જો લાસનો જલદી નીકાલ નહીં આવતો હતો તો તેનાં ખેશાવંદો તેને તનુપેરેથ ગણીને લાંબો વખ્ત સુધી તેનો શોક રાખતાં હતાં.[૧૪૮] આ વાત વંદીદાદની બારમી પરગરદમાં

૧૪૮. ધી રીલીજ્યન ઇત્યાદિ, સફે ૧૮૫:—"જ્યારે પક્ષીઓ અને કુતરાઓ મરનારની લાસનું ગોશ્ત તરતજ ખાઇ જતા નથી ત્યારે તેનાં ખેશાવંદો જાણે કે મરનાર એક બુરો માણસ

દફ્મ કરતાં તનુપેરેથનો બેવડો શોક રાખવા જણાવ્યું છે તે માહેલા દફ્મ અને તનુપેરેથને કેમ પારખવા તે વિષે વાપડેલો ઉપાય હોય એવું ધારી શકાય છે. પણ મરનારને નેક અથવા બદ પારખવાની એ રીતી ઘણી ભુલ ભરેલી છે. કોઇ વખ્તે કોઇ માણુસ ખરેખરૂં ભલું હોય અને કોઇ સંજોગોને લીધે તેની લાસનો જલદીથી નીકાલ નહીં આવે તેમજ બીજું માણુસ ખરેખરૂં પાપી હોય તેની લાસનો નીકાલ કોઇ સંજોગોને લીધે જલદીથી થઇ જાય એવું બની શકે. માટે જો એવો વિચાર અને રીતી કોઇબી જમાનામાં આપણા લોકોમાં ચાલી હોય તો તે દફ્મ અને તનુપેરેથના ખરા અર્થો ભુલાઇ જવાથીજ હોવી જોઇએ. માટે એ શબ્દોના ખરા અર્થોની શોધ કરવાની જરૂર છે. અમારી નાકેશ સમજ પ્રમાણે એ વિષે શોધ કરવાથી અમોને તેઓનાં અર્થો નીચે પ્રમાણે માલૂમ પડે છેઃ—

જરતોસ્તી ધર્મનું મત એવું છે કે માણુસના આત્માનું તેનાં પાપથી તારણ થવું બીજા કોઇ ઉપાયપર નહીં પણ તેની પોતાની કરણી ઉપર આધાર રાખે છે. જેવી કરણી તે પ્રમાણે તેનાં મરણ પછી ચોથે દહાડે તેને બદલો મલવાનું એ ધર્મમાં કહ્યું છે. હવે મોત કઇ પલે આવી પહોંચશે તેની કોઇને ખબર નથી. વાસ્તે દરેક જરતોસ્તીએ હમેશાં મોતને યાદ રાખીને જેબી વખ્તે ખોદાનો હોકમ પોંહોંચે ત્યારે તેની હજુરમાં હાજર થવાને તૈયાર રહેવાને, ગુનાહ કરવાથી હમેશાં પરહેજ રહેવાને, અને જાણીજોઇને તથા અજાણપણે ગુનાહ થયા હોય તેઓ માટે દર વખ્તે ગુનાહની 'પતેત' (પસ્તાવો, તોબાહ), અંતઃકરણથી કરતા રેહવાને, અને દરેક ગુનાહની તોજેશ તુરત કરીને રવાનને ચોખું રાખવાને, એ ધર્મમાં ઘણી તાકીદથી ફરમાવેલું છે.[૧૪૯] તોપણ આખર માણુસ નબલું અને ચુકથી ભરેલું છે, અને ગુનાહો—બદ વિચાર, બદ બોલવું, અને બદ કામ—તેથી થતાં રહે

---

હોય એમ ગણીને તેની ઉપર શોક કરે છે. પણ જયારે લાસ તરત ખવાઇ જાય છે તો તેઓ તેને નેક બખ્ત ગણે છે."

સફે ૧૯૩:—"જેની લાસ તુરત ખવાઈ જાય છે તને તેઓ પણોતુ ગણીને માન આપે છે. અને તેનાં આત્માને બીજાઓનાં આત્મા કરતાં ઘણોજ ઉત્તમ ગણીને તેની વખાણ કરે છે તથા તેને દેવતાઇ અંશ ગણે છે કે જે આસમાનપર ભલાંઓનાં રેહેઠાણોમાં જઇને રહે છે."

સફે ૧૯૩:—"ઉપલાજ ફકરામાં તે કહે છે કે જયારે એ ગુજરેલાંની લાસનું ગોસ્ત તુરત ખવાઈ જવામાં આવતું નથી ત્યારે તેઓ એવું માને છે કે મરનાર અપવિત્ર વિચારવાલો હોવો જોઇએ અને તેનો આત્મા બુરો અને અંધારો થઇને નાપાક શેતાનને હવાલે થવો જોઈએ. ત્યારે તેનાં ખેશાવંદો કોઇ એક શખ્સ કે જેણે તદન નાશ પામીને અઢતાં નસીબનો કાંઇએક ભાગબી નહીં મેલવ્યો હોય તેના કરતાંબી તે ઉપર વધારે શોક કરે છે."

૧૪૯. જુઓ વં૦ ૩ ફ૦ ૨૧) "અને જો તેણે કોઇ ગુનાહનાં કામો કીધાં હોય તો તેની તોજેશ પતેત છે. પણ જો તેણે કોઇ ગુનાહનાં કામો નહીં કીધાં હોય તોબી તે માણસે જીવે ત્યાં લગી પતેત કરતા રહેવું."

છે. અને હુન્આઇ કારેઆરમાં તનની તથા આત્માની પવિત્રાઇ દરેક માણુસથી પુરેપુરી જાલવી શકાતી નથી, તેથી જરતોસ્તી દીનમાં માણુસોને તેઓની વધતી અથવા ઓછી પવિત્રાઇ પ્રમાણે 'દહ્મ' અને 'તનુપેરેથ' એવી બે રીતે ઓલખેલાં છે (જુઓ વં૦ પરગરદ ૧૨ તથા ૧૮ ફ૦ ૬૭ મો. ઇત્યાદિ). જે માણસ જરતોસ્તી દીનમાં દાખલ થવા પછી સવાબનાં કામો કરે, પોતાનાં તન તથા રવાંનને ઘણી ચોખાઇમાં રાખે, તન નાપાક થાય કે તરતજ તેને પાછું પાક કરે, રવાંનથી ગુનાહ થાય કે તરતજ તેની તોજેશ કરે. ટુંકામાં દીનદારી ઉપર ઘણો ચુસ્ત અને સાહુચેત રહે, તેને 'દહ્મ' કરી કહ્યું છે (જુઓ વં૦ ૧૩ ફ૦ ૨૩, તમામ અવસ્તાની છાપેલી કેતાબને સફે ૬૨૬, ૬૩૩, ૬૩૫, ઈ૦). જે એટલું બધું સાહુચેત નહી રહેતું હોય તેને 'તનુપેરેથ' કરી કહ્યું છે. જોકે દરેક જણે દહ્મ જીંદગી ગુજારવી જોઇએ, તોપણ જો કોઇ તેવી રીતે નહીં રહ્યું હોય અને અંતની ઘડીએબી પોતાની ચુક જોઇને ખરાં અંતઃકરણથી પસ્તાવો કરે, તો તેની ઉપર દયા કરીને એ ધર્મમાં તેને દહ્મ થવાની છુટ આપી છે, કે જેમ બને તેમ તેનું રવાંન દોજખથી બચે. એ ધર્મમાં કહ્યું છે કે ગમે તેવો એક ખુદાનો બંદો પોતાની ચુક જોઇને પોતાનાં પાપનો પસ્તાવો કરીને ખરાં અંતઃકરણથી પશેમાન થાય તો તે "પસ્તાવો કરવાથી દોજખમાં જવાનો તેનો માર્ગ બંધ થાય છે."[૧૫૦] એ તક આપવામાં કાંઇ નહીં પણ ખોદા

---

૧૫૦. બ૦ કા૦ ૨૦ સફે ૧૯૬:—"ભલી માજદીઅસ્ની દીનમાં જાહેર છે કે પતેત કરવાથી એટલે કે તોબાહ કરવાથી તેનો રસ્તો દોજખ તરફ થતો નથી. અને જે કોઇ કે પતેત કરવું નહીં રાખે તેને બેહેશતનો માર્ગ નથી. પતેત તે છે કે ગુનાહ કીધો હોય તે કરવાનું છોડી દેવું અને તોબાહ તે છે કે (જાણી જોઇને) ફરીથી તે ગુનાહ નહીં કરવો."

સફે ૩૪:—"આ જાણવું જોઇએ કે અહુરમજદે અવસ્તામાં ફરમાવ્યું છે કે જે કોઇ કે પતેત કરે અને ગુનાહથી પાછો ફરે અને બીજી વાર તે ગુનાહ નહીં કરે તો તેનાં રવાંનને દોજખમાં એહેરમન અને દેવોના હાથમાં હું સોંપતો નથી પણ દોજખનાં આજાબથી તેને છોડવું છું."

સફે ૩૪:—"વાસ્તે જાણવું કે જે કોઇએ ઘણો ગુનાહ કીધો હોય તેને, દસ્તુરો અને ધર્મગુરૂઓ અને મોબેદોની હજુરમાં (પતેત અને તોજેશ કીધી હોય તો) મરણ પછી તેનાં પુન અને પાપનો શુમાર થાય છે તે વખતે પુન બાદ થઇને જેટલું પાપ બાકી રહે તેની સજા ત્યાં ચીનવદ પુલ ઉપર તેજ વખત કરીને તેના રવાંનને દોજખમાં પડવા દેતા નથી, કારણકે તેણે ધર્મગુરૂઓની હજુરમાં પોતાના ગુનાહની પતેત કીધી હતી. દીનમાં કહે છે કે, જો તેઓએ પતેત કીધી હોય અને જે ગુનાહ કીધો હોય તેથી પશેમાન થયા હોય તો દોજખનો દરવાજો તેઓની ઉપર બંધ થાય છે. અને તેઓ દોજખમાં પોહોંચતાં નથી. અને જયારે ચીનવદ પુલ ઉપર તેના બાકી રહેલા ગુનાહ પ્રમાણેની સજા પુરી થઇ રહે ત્યાર પછી તેને બેહેસ્તની નીચેનું હમેસ્તગાન કે જે બેહેસ્ત અને દોજખની વચ્ચે છે તેમાં જગા મલે છે, જયાં તે રસ્તાખેજ લગી રહે છે."

સફે ૩૬:—"અને જે વખતે તે મરવા તકોતક થાય ત્યારે તેના બેટા, બેટીઓ, અને ખેશાવંદોની ફરજ છે કે તે બીમારનાં ઓહડાંમાં પતેત મુકે (એટલે કે જો તેને પઢવાની શક્તિ હોય તો પઢવા દીએ, નહીં તો પોતે પઢીને તેને સંભલાવે). કેમકે દસ્તુરોએ કહ્યું છે કે જયારે એ પ્રમાણે

તાલાએ એક દયાળુ બાપની માફક પોતાનાં બચ્ચાંઓ તરફ દયા દેખાડી છે. તોપણ જો કોઇ શખ્સ એમ ધારે કે મરતી વખ્તે પતેત કરીશું, હાલ આપણી મતલબ સાધવા સારૂં ગુનાહ કરી લેવામાં કાંઇ ખોટું નથી. એમ જાણીને જીંદગીમાં ગમે તે ગુનાહો કરે તો તેમ કરવામાં તે એક મોહોટી ચુક કરે છે એવું જરતોસ્તી ધર્મનું કહેવું છે.[૧૫૧] કેમકે મોત કઇ વખ્તે આવી પોહોંચશે તેની તેને ખબર નથી અને એવે ભરોસે તેનું મરણ જો અચાનક થાય તો તે પતેત કીધા વગર રહી જાય. એમ કરનાર શખ્સની હાલત એવી છે કે જેમ એક શખ્સ પાછલથી દવાથી તનદરૂસ્તી મલશે એવે ભરોસે જાણીજોઇને ઝેર ખાય અને પછી જો કદાચ દવા નહીં મલી આવે તો મરણબી પામે. વાસ્તે એવી રીતે તે સાહેબની દયાનો ખોટો ઉપયોગ કરવા ધારનારને તે દયાનો લાભ મલતો નથી. એવા ભુલભરેલા વિચારથી સાવધ રાખવાને માટે જરતોસ્તી ધર્મમાં કહે છે કે જોકે ઉમરે પુગેલાંઓને તેઓનાં ગુનાહની તોજેશ કરવાને માજદ્દીયસ્નની દીને જોગવાઇ આપી છે તોપણ તેઓએ નેક કામો કરવાં તેજ ભલું છે.[૧૫૨]

---

પતેત કરે ત્યારે જો કે તેણે ઘણા ગુનાહો કીધા હોય તોપણ તે દોજખમાં પોહોંચતો નથી. અને તે પતેત દોજખની આગલ દીવાલની માફક થાય છે. કે જેનો વીસ્તાર પૃથ્વી જેટલો મોહોટો હોય છે. પછી તેને તેના ગુનાહ પ્રમાણે ચીનવદ પુલના સર ઉપર સજા કરીને બેહેસ્ત નીચેનું હમેશ-તગાન જે બેહેશત અને દોજખની વચ્ચે છે ત્યાં લઇ જવામાં આવે છે; ત્યાં તે રસ્તાખેજના વખ્ત સુધી રહે છે."

બે૦ નં૦ ૧ સફે ૮૫-૮૬; ઇ૦ ૨૦ દ૦ હો૦ સફે ૨૦૭:—"કોઇએ ઘણો ગુનાહ કીધો હોય અને સરદારો તથા ધર્મગુરૂઓની હાજરીમાં (જો પતેત કરે) તો (ગુજરવા પછી તેનાં કર્તુકોનો શુમાર કરતી વખ્તે) તેનાં સવાબો અને ગુનાહોની ગણત્રી કરીને જેટલો ગુનાહ સવાબ કરતાં વધારે માલૂમ પડે તેની સજા ત્યાં ચીનવદ પુલ ઉપરજ કરીને તેને દોજખમાં પડવા દેતા નથી. કેમકે દીનમાં કહે છે કે પતેત કરવાથી એટલે પાપોનો પસ્તાવો કરવાથી દોજખનો દર-વાજો બંધ થાય છે. અને જયારે ગુનાહ પ્રમાણે ચીનવદ પુલ ઉપર સજા થઇ રહે છે ત્યાર પછી તે બેહેશત અને દોજખની વચ્ચે હમેસ્તગાનની જગામાં રસ્તાખેજ લગી રહે છે."

૧૫૧.-બે૦ નં૦ ૨ સફે ૪૯:—"કોઇ એવા વિચારથી જુઠા સોગંદ ખાય કે પછીથી તેના પાપ ફીટાડવા હું સવાબનાં કામો કરીશ અને આતશખાનાઓને ધર્મ કરીશ અને બીજાં ધર્મખાતાં-ઓમાં પૈસા આપીશ અને તે ગુનાહનો પસ્તાવો કરીશ તો તેનો તે ગુનાહ ફીટી શકે કે નહીં?— જવાબ—જો કોઇ એવા વિચારથી જુઠા કસમ ખાય અને તે પછી ઘણુંબી પુનનાં કામો કરે તોબી ને ગુનાહ તેની ગરદનપરથી નહીં ફીટે, એટલુંજ નહીં પણ જે પુનનાં કામો કરે તેબી તેનાં આત્માને નહીં મલે અને જુઠા સોગંદ ખાવાના ગુનાહની સજા તેને નહીં થાય એવી મતલબથી તેણે પુનનાં કામો કરવાની ધારણા રાખી હોય તે કામો જોકે તે કરે તોબી તેના આત્માને નહીં પોહોંચે. પણ જો કોઈ ગુનાહ થઇ જાય તેનો અંતઃકરણથી પસ્તાવો કરે અને ફરીથી તેવું કામ નહીં કરે તો પસ્તાવાનો મીનો તેજ ગુનાહને સુકવી નાંખે છે કે જેથી તે વધતો નથી."

૧૫૨.-વં૦ ૩ ફ૦ ૪૨:—"ઓ જરતોસ્ત! નેક કામ કીધેલુંજ ભલું છે (જોકે) ભલી માજદી-યસ્ની દીન ઉમરે પુગેલાંનાં (ગુનાહની) પરાયશ્ચિત ઠરાવે છે તોબી."

દા૦ દી૦ પુ૦ ૪૦ ફ૦ ૨૦:—"પતેત અને તોજેશ કરવા કરતાં ગુનાહ નહીં કરવો તે ભલું છે."

હવે એ મરતી વખ્તે પતેત કરીને 'દહ્મ' થવાની ક્રિયા શું છે તે અમે ઉપર અખીઆના ભરવાની અથવા પુનવરો કરવાની જે ક્રિયા જણાવી છે તેજ છે. આ ક્રિયામાં એક માણસ પોતાનાં અંતઃકરણથી પોતાની આખી ઉમરમાં થયલા ગુનાહોનો પસ્તાવો કરીને નવેસરથી માજદીયસ્ની જરતોસ્તી દીનપર ઇમાનલાવે છે અને અશેમ વોહૂ પઢીને અશોઇજ મુક્તિ આપે છે એવો એકરાર કરે છે. એ પ્રમાણે અંતની ઘડીએબી દીનનો કલમો પઢીને જે માણસ પોતાના તન અને આત્માને ચોખ્ખું કરે તેને ખુદાતાલા માફી બક્ષીને નર્કથી મુક્તિ આપે છે. એ પ્રમાણે જે માણસ મરતી વખ્તે દીનની રાહે તન અને રવાનને ચોખ્ખાં કરીને, ગુનાહોની પતેત કરીને, પોતાને પાક કરીને મરણ પામે તેને 'દહ્મ' કહ્યું છે. પણ જો કોઇનું અચાનક બનાવને લીધે અથવા 'દહ્મ' થવાની ક્રિયા નહીં થઇ શકે એવી હાલત– જેવી કે સુવાવડ, દસ્તાન, વગેરેમાં મરણ નીપજે અને તે માણસ પોતાને 'દહ્મ' કીધા વગર મરી જાય તો તેને 'તનુપેરેથ' કરી કહ્યું છે. અને પતેત પશેમાનીનાં છેલ્લા કરદામા 'દહ્માની' કરી એક શબ્દ આવેલો છે તે એ 'દહ્મ' થવાની ક્રિયાનું નામ છે એવું અમે ધાર્યે છેયે. વલી જેમ મોહોટાં માણસોને મરતી વખ્તે 'દહ્મ' થવાનું ફરમાન છે તેમજ બચ્ચાંઓ પુરેપુરી ઉમરે પુગીને જરતોસ્તી ધર્મમાં પુરેપુરાં આવે તેની આગમજ જો તેઓનું મરણ થાય તો તેઓને દીનની રાહે ક્રિયા કરીને તથા સુદરેહ પેહેડાવીને દીનમાં લેવાનો આજે રેવાજ છે તેબી તે બચ્ચાંને ગુજરતી વખ્તે 'દહ્મ' કરવાની 'દહ્માની'નીજ ક્રિયા છે અને તેમ કરવાને અવસ્તાથી ટેકો હોય એવું અમોને લાગે છે. કેમકે અવસ્તામાં એક જગાએ અશો મરદો અને અશો ઓરતોનાં ફરોહરોની આરાધના સાથે (અપેરેનાયુકનાંમ્ દહ્મો-કેરે-તનાંમ્)"દહ્મ કીધેલાં બચ્ચાંઓ"નાં ફરોહરોની આરાધના કીધી છે.[૧૫૩] તે દહ્મ કીધેલાં બચ્ચાં જેઓ સોલ વર્ષની પુરેપુરી ઉમરે પુગીને જરતો-સ્તી દીનમાં પુરેપુરાં આવી રહે તેની અગાઉ, સાત અને સોલ વર્ષની

બે૦ નં૦ ૧ સફે ૬૨:—"દીનમાં જાહેર છે કે દાદાર અહુરમજદે જરતોસ્તને ફરમાવ્યું છે કે જેબી કાંઇ સવાબનું કામ કરવાને તું ચાહે તે કામ આવતા વખ્ત પર મા છોડ, પણ તેથી ઉલટું કોશેશ કરીને તેજ વખ્તે તેને પાર પાડ. એવો વિચાર મા કર કે તે પછી કરીશ. કારણકે કદાચ એવું બને કે જે જમાનો તે ભલું કામ કે જેથી આવતી દુન્યામાં તારી સજા ઓછી થાય તે કરવાની ફરીથી તક નહીં આપે અને તેથી કરીને તે ભલું કામ કરવામાં ઢીલ કરવાથી તુંને બેફાયદે પસ્તાવો કરવો પડે."

૧૫૩.–ઇ૦ હા૦ ૨૬ ફ૦ ૮–૯:–"સર્વે ભલા ગુરૂઓનાં ફરોહરોને અમે આરાધ્યે છીયે. સર્વે ભલા ચેલાઓનાં ફરોહરોને અમે આરાધ્યે છીએ. (ગુરૂ અને ચેલા કોણ કોણ તે વિષે કહે છે કે) સર્વે અશો મરદોનાં ફરોહરોને આરાધ્યે છીએ. સર્વે ભલી ઓરતોનાં ફરોહરોને અમે આરાધ્યે છીયે. સર્વે નહીં ઉમરે પુગેલાં (છતાં, મરતી વખ્તે) દહ્મ કીધેલાં અશોઓનાં ફરોહરોને અમો આરાધ્યે છીયે."

ઉમરની વચ્ચે અથવા મરવા અગાઉ સુદરેહ પેહેડાવીને દીનમાં લીધેલાં તે, એવું ઠરે છે. ત્રણ તરેહની લાસોને લઇ જવાની ગેહાંનો, ત્રણ તરેહની રવાનોની ક્રિયા (જે આગલ આવશે), નવજોત સાત અથવા સોલ વર્ષની ઉમરે કરવી તે વિષેનાં બે જુદાં જુદાં મતો, અને લગ્નને દહાડે પરણતાં જોડાંની નવજોત કરવાનો રેવાજ, એટલી બાબતો સાથે તપાસી જોવાથી અમારી નાકેશ સમજમાં એવું આવે છે કે દરએક જરતોસ્તીએ આખી જીંદગીમાં ઓછામાં ઓછા ત્રણવાર દીનનો એકરાર જાહેરમાં કરવો એવું ઠરાવેલું છે જે વિષે અત્રે થોડુંએક લખવાથી 'દહ્મ' અને 'તનુપેરેથ'ની બાબત ઉપર વધારે અજવાળું પડશે.

સર્વેને જાણીતું છે કે આપણામાં ત્રણ તરેહની ગેહાંનો વપડાય છે. એ ત્રણ ગેહાંનો અમો ધાર્યે છીયે કે ફક્ત ગુજરેલાંઓની ઉમર પ્રમાણે તેઓનાં નાંધલા મોહોટાં કદને માટે ઠરાવેલી છે, એટલુંજ નહીં પણ મરનાર કેટલે દરજ્જે જરતોસ્તી દીનની ફરજો માથે લઇ ચુકયું હતું તે પ્રમાણે ઠરાવેલી છે. જેમ જેમ બચ્ચું મોહોટું થતું જાય અને ચોક્કસ નાધલી તથા મોહોટી ફરજો બજાવવાને લાયકની શકિત તેમાં આવતી જાય તેમ તેમ જાહેર મીજલસ ભરીને તેને માથે તે ફરજો મુકવાનું ઠરાવ્યું છે. એ વિષે બે ટાંકણાં ઠરાવેલાં છે. સાત વર્ષની ઉમરે અને સોલ વર્ષની ઉમરે. એ ઉપરથી કેટલીએક રવાયતોવાલા કહે છે કે સાતમે વર્ષે બચ્ચાંની નવજોત કરવી અને બીજાઓ કહે છે કે સોલમે વર્ષે કરવી. હવે આ બંધેનું કહેવું ખરૂં છે, કેમકે બેવાર નવજોત કરવી જોઇએ. એક ફક્ત સુદરેહ પેહેરાવવાની[૧૫૪] અને બીજી લગ્ન કરવાની. અને તે પ્રમાણે કરવાનો આજે રેવાજબી છે. સાત વર્ષની વયનું છોકરૂં સદરો પેહેડીને કુસ્તી બાંધી શકે, ચોખ્ખું અને અજીઠું સમજીને જાલવી શકે. ઉઘાડે પગે અથવા ઉઘાડે દીલે ચાલવામાં પાપ છે તે સમજીને જાલવી શકે અને જુઠું બોલવું ખરાબ છે તે જાણી શકે. એટલા માટે સાત વર્ષની ઉમરે પેહેલી નવજોત કરવાનું ઠરાવ્યું છે. જે વખ્તથી બચ્ચાંને કલમો પઢાવીને એ ત્રણ બાબતની તથા એવીજ બીજી નાહની નાહની ફરજો તેને માથે મુકવામાં આવે છે. અને તે વખ્તથી તે ફરજોની જવાબદારી તેનેજ માથે આવે છે, માબાપને માથે રહેતી નથી. અને તે બચ્ચું થોડેક દરજ્જે જરતોસ્તી તરીકેનો હક મેલવે છે, તેથીજ સાત વર્ષની અંદરનું જે ગુજરે તેને નલીઆમાં મુકીને લઇ જવામાં આવે છે, પણ સાત અને સોલ વર્ષની વચ્ચેનું ગુજરે તેને નાંધલી ગેહાનપર

૧૫૪. બેં૦ નં૦ ૩ સફે ૩૨—"સાત વર્ષ અને ત્રણ મહીનાની વચ્ચે બચ્ચાંઓને ધર્મના ચાલચલકત શીખવવી, નીરંગ લેવાડવો, અને સદરો પેહેડાવવો, એ ફરજ છે."

"સાત વર્ષ અને ત્રણ મહીનાની ઉમર પછી સદરો પહેડાવવો રચા છે, પછી શું બચ્ચું જીવતું હોય ત્યારે કે શું મરવા પડે ત્યારે."

મુકીને લઇ જવામાં આવે છે.[૧૫૫] તેમજ સાત વર્ષનાં બચ્ચાંની રવાનની જે ક્રિયા કરવામાં આવે તે કરતાં વધારે ક્રિયા સાત અને સોલ વર્ષની વચ્ચેનાં બચ્ચાંની કરવા કહ્યું છે જેની વીગત આગલ આવશે. બીજી નવજોત સોલ વર્ષ પછી કરવા કહીં છે, તે ઉપરથી એવું અનુમાન થાય છે કે એ ઉમરે પુગા પછી છોકરો કે છોકરી ધર્મની સર્વે ફરજો માંથે લેવાને શકિતવાન થાય છે એવું આગલા લોકો સમજતા હતા. અને એટલી ઉમરે પુગેલું માણસ બધી ફરજો માથે લેવાને બેશક લાયક થાય છે. માટે એ વખ્તે જાહેર મીજલસ ભરીને એક જરતોસ્તી તરીકેની તમામ ફરજો તેને માથે મુકવાને સારૂ બીજીવારની નવજોત કરવાનું ઠરાવ્યું છે. એ ઉમરે જરતોસ્તી ધર્મ પ્રમાણે દરેક માણસ પુરેપુરી સમજમાં આવી રહે છે અથવા કાંઇ નહીં તો એ ઉમરે પુગા પછી જરતોસ્તીધર્મની સઘળી ફરજો તેને માથે લાગુ પડે છે અને તે વખ્તથી તે પોતાના કર્તુકોનો જવાબદાર થાય છે. હવે દરેક જરતોસ્તી જે જે ફરજો બજાવવાને બંધાય છે તેમાં આ એક મુખ્ય ફરજ કે છે દરેક જણે 'ખેત્વદથ' કરવું. આ શબ્દ વિષે અમારૂં આધીન મત એવું છે કે ઘણા લાંબા જમાનાથી એનો અર્થ આપણા લોકો ભુલભરેલી રીતે સમજતા આવેલા છે. આપણાં લોકો એનો અર્થ નજદીકનાં ખેશીઓમાં સગાઇ કરવી કરી કરતા આવ્યા છે અને કરે છે અને કેટલીએક વખ્તે આગલા જમાનામાં એ નજદીકના ખેશીઓમાં સગાઇ કરવાનું એટલેબધે દરજ્જે આગલ વધારી મુક્યું હતું કે જે નજદીકની સગાઇમાં આજે આપણા લોકો લગ્ન કરતા નથી તે સગાઇમાંબી લગ્ન કરવામાં આવતાં હતાં એવું કેટલાએકો લખી ગયા છે. પણ એ નજદીકની સગાઇમાં લગ્ન કરવાથી સવાબ લાગે છે એવો વિચાર 'ખેત્વદથ' શબ્દની ઉત્પત્તિ ખોટી રીતે સમજવાથી આપણા લોકોમાં ચાલુ થયો છે અને તે ભુલભરેલો છે એવું અમારૂં આધીન મત છે. એ શબ્દ 'ખએતુ' (ધણી, માલેક, ગૃહસ્થ) અને 'વદથ' (પરણવું, લગ્ન) એ બે શબ્દોના મલવાથી બનેલો છે અને એનો અર્થ ગૃહસ્થ તરીકે લગ્ન કરવાં અથવા લગ્ન કરીને ગૃહસ્થાશ્રમ માંડવો કરી થાય છે. અને ખેત્વદથ કરવાની દરેક જરતોસ્તીની ફરજ છે, તથા ખેત્વદથ કરવાથી સવાબ લાગે છે. એમ જે આપણા ધર્મને લગતાં પુસ્તકોમાં કહ્યું છે તેની મતલબ એ છે કે કોઇબી જરતોસ્તી નર અથવા નારીએ ઉમરે પુગ્યા પછી પરણીને ગૃહસ્થ તરીકે;ઘર માંડયા વગર રહેવું નહીં, અને એવી રીતે ગૃહસ્થાશ્રમથી ઓરત અને મરદે સાથે રેહવાનું કામ સવાબભરેલું ગણ્યું છે તેની મતલબ કુમારાં નહીં રેહવાની તાકીદ કરવાની તેમજ ઓરત મરદે હરામ સંબંધ અને વ્યભિચાર નહીં કરવા વિષે તાકીદ કરવાની અને બાલ-લગન

---

૧૫૫.—બેં૦ નં૦ ૩ સદ્રે ૩૩:—"અગીઆર વર્ષનાંને નાંહની ગેહાંનપર અને બાર વર્ષનાંને મોહોટી ગેહાંનપર બાંધવું."

નહીં કરવાની છે. એત્વદથ કરવું તેનો અર્થ એટલોજ છે કે ઓરત અથવા મરદે કુમારાં અથવા વીધવા કે વાંઢા તરીકે નહીં રેહવું, તેમજ વ્યભિચારબી નહીં કરવો, અને હરામ સંભોગ તથા જનાકારી નહીં કરવી, પણ પરણવું અને તેબી હલાલ રીતે નીકાહ પાડીનેજ અને ઉમરે પુગીનેજ પરણવું. અને એજ રીતે ફરજંદોની વૃધ્ધી કરવી.[૧૫૬] જે જે ઠેકાણે એત્વદથ વિષે અવસ્તામાં લખાણો આવેલાં છે તે તે ઠેકાણે આ અમોએ બતાવેલી મતલબ પ્રમાણે જે સાહેબો અર્થ કરી જોશે અને જરતોસ્તી ધર્મની તમામ નીતિ અને કાનુનોને લગતાં જુદાં જુદાં લખાણોને મેલવી જોશે તેઓને સાફ માલૂમ પડયા વગર રહેશે નહીં કે અમો જે મતલબ બતાવી છે તે ખરી છે અને તે ઉપરથી આપણા ધર્મની ઉત્તમ નીતિ માલૂમ પડે છે.

---

૧૫૬.—જુ૦ મો૦ ૨૦ સફે ૮૬; ટે૦ ન૦ મે૦ સફે ૧૮; બે૦ નં૦ ૧ સફે ૬૪,૮૦:—"દીનમાં ફરમાવેલું છે કે છોકરી જ્યાં લગી નવ વર્ષની નહીં થાય ત્યાં લગી તેણીનું કારજ નહીં કરવું અને બાર વર્ષની નહીં થાય ત્યાં લગી પરણાવવી નહીં કેમકે તેનો ગુનાહ છે."

ટે૦ ન૦ મે૦ સફે ૪૦—"ગ્રહસ્થાશ્રમ માંડવાના સવાબ વિષે પુછયું છે તે વિષે જાણવું કે તે એટલોબધો છે કે તેની પુરેપુરી હદ દાદાર અહુરમજ્દ સીવાય કોઈ જાણે નહીં. આપણે તે પુરેપુરો જાણી શકયે નહીં. કેમકે જો તેઓને પેટે ફરજંદ થાય તો જે કાંઇ સવાબ તે ફરજંદ કરે તે ગોયા માબાપેજ કીધો હોય તેમ થાય. વલી તે ફરજંદનાં ફરજંદો થાય અને એ પ્રમાણે જ્યાં લગી તેનો વંશ દુન્યામાં ચાલુ રહે ત્યાં લગી જે કાંઇ સવાબો તેઓ કરે તે ગોયા તેઓએ પોતેજ કીધા હોય તેમ થાય. અને માબાપ જો દોજખી હોય અને તેઓને કપાલે કાલી ટીલી હોય તો કયામતને દહાડે ફરજંદનાં માગી લેવાથી ખુદાએતાલા તે કાલી ટીલીને દૂર કરે."

બે૦ નં૦ ૧ સફે ૮૦:—"પુછયું છે કે ઓરતોએ પરણવાનો શું સવાબ છે? તેનું જાણવું એ કે દીનમાં એમ જાહેર છે કે છોકરી જ્યારે નવ વર્ષની થાય ત્યારે તેણીનું કારજ કરવું, જ્યારે બાર વર્ષની થાય ત્યાર પછી પરણાવવી, અને જ્યારે દસ્તાન બેસે ત્યારે ખાવંદને ત્યાં મોકલવી. જો ખાવંદને ત્યાં નહીં મોકલે તો તેના બાપ અથવા મા અથવા ભાઇ અથવા કુટુંબનો વડીલ જે કોઇ તેણીને નહીં મોકલે તેને તનાફુર નામનો ગુનાહ લાગે. જો છોકરી પોતાની ખુશીથી નહીં જાય તો તેને તે ગુનાહ લાગે. જો છોકરી ખાવંદને લાયકની છતાં ખાવંદ નહીં કરે તો જોકે હેંસી વર્ષની થઇને ગુજરે અને તેને જોકે સેંકડો અને હજારો સવાબનાં કામો કીધાં હોય તોપણ તેણીને બેહેશત નહીં મલે."

સફે ૯૩:—"બીજું અમારા જાણવામાં આવ્યું છે કે તમે એક બે વર્ષની છોકરીનું કારજ કરોચ તે સારૂં નથી. દીનનો કાયદો એવો છે કે છોકરી તેમજ છોકરો લાયક ઉમરનાં થાય અથવા ચોદ કે બાર વર્ષથી ઓછી ઉમરના નહીં હોય ત્યારેજ તેનું કારજ કરવું."

બે૦ નં૦ ૩ સફે ૩૪:—"છોકરી નવ વર્ષની થવા પછી તેનું કારજ કરવું, તેર વર્ષની થવા પછી પરણાવવી. એથી વધારે ઉમરની હોય તો સારૂં પણ એથી ઓછી ઉમરમાં પદારત નથી. જો કરે તો તેના માબાપને ગુનાહ લાગે છે."

"બેટી દસ્તાન બેસે ત્યાર પછી તેનું લગ્ન કરવું."

જુ૦ મો૦ ૨૦ સફે ૪૫:—"દીનમાં ફરમાવેલું છે કે બેટી નવ વર્ષની થવા પછી તેનું કારજ કરવું. તેર વર્ષની થવા પછી પરણાવવી. એથી વધારે ઉમરે હોય તો ઘટે પણ એથી ઓછી ઉમરે નહીં ઘટે. જો એથી ઓછી ઉમરે હોય તો દર વખ્તે માબાપને એક ફરમાન ગુનાહ લાગે."

ખેત્વદથ શબ્દની જે મતલબ છે તેજ મતલબે કદખોદાઇ એવો શબ્દ આપણામાં વપડાય છે. કદખોદાઇનો સાધરણ અર્થ લગ્ન કરી થાય છે, પણ એનો મૂળ અર્થ ઘરધણી થવું કરી છે. અને ખેત્વદથ તેમજ કદખોદાઇ બંધે શબ્દો દેખાડે છે કે જોકે જરતોસ્તી ધર્મમાં લગ્ન કરવાની ફરજ નાખીને ઘણી તાકીદ કીધી છે તોપણ તે બાલ-લગ્ન કરવાની નથી, પણ ઉમરે પુગીને જુદું ઘર માંડી શકાય એવી હાલતે પોંહોંચ્યા પછીજ લગ્ન કરવા કહ્યું છે. ખેત્વદથ અને કદખોદાઇ એ બંધે શબ્દોજ કહી આપે છે કે ઘર ધણી થઇને પરણવું. અને એજ પ્રમાણે વંદીદાદની ચૌદમી પરગરદમાં છોકરીને પંદર વર્ષની ઉમરની થવા પછી પરણવાનો ઇશારો આવેલો છે. આપણા ધર્મમાં લગ્ન કરીને ફરજંદોની વૃધ્ધી કરવાની તાકીદ કીધી છે ખરી પણ તે લગ્ન બાલ-લગ્ન નહીં પણ ઉમરે પોંહોંચીને ઘર માંડવાની શક્તિ થાય ત્યારે ઘરધણી થઇને પછી લગ્ન કરવાની તાકીદ કીધી છે. અને એવી રીતે લગ્ન કીધા પછી એક માણસ પુરેપુરૂં જરતોસ્તી થઇ રહે છે, અને તે વખ્તથી બધી ફરજો તેને સર આવે છે. એટલા માટે લગ્નને દહાડે નવેસરથી પરણતાં જોડાંની નવજોત એટલેકે જાહેરમાં દીનનો કલમો પઢીને નવેસરથી દીનમાં દાખલ થવાની ક્રિયા કરવામાં આવે છે. અને લગ્ન થવા પછી છોકરા તેમજ છોકરીનાં માબાપોને સર તેઓનાં કૃત્યો વિષેનો જોખમ રેહતો નથી. તેની આગમજ તેઓ પેહેલી નવજોતમાં માથે નાંખેલી તેની ફરજો સીવાય જે કાંઇ સવાબ ગુનાહનાં કામો વધતાં અથવા ઓછાં કરે તેનો જોખમ માબાપને સર રહેવાનું કેટલીએક કીતાબોમાં લખે છે. હવે એ માબાપોને સર ફરજંદોનાં કામોનો જોખમ કયાં સુધી રહે તે વિષે ફરજંદની સોલ વર્ષની ઉમ્મર થાય ત્યાં લગીની હદ ઠરાવી છે. તે ઉપરથી અનુમાન કરી શકાય છે કે સોલ વર્ષની ઉમ્મરે પુગા પછી છોકરા છોકરીઓ પોતાની ફરજો જાહેરમાં પોતાને સર લીયે અને બધી ફરજો જે દહાડે લગ્ન કરીને ઘરબારવાલાં થાય તેજ દહાડે નવેસરથી નવજોત કરીને પોતાને સર લીયે. જો લગ્નને દહાડે ફરીથી એ બીજી નવજોત કરવાની એજ મતલબ નહીં તો બીજી શું હોવી જોઇએ તે સમજી શકાતું નથી. એ સોલ વર્ષની વય પછી લગ્ન કરવા પછી દરએક નર તથા નારીને જેમ પુરેપુરી ફરજો માથે આવે છે તેમજ જરતોસ્તી તરીકાના પુરેપુરા હકોબી મલે છે. અને તેથીજ એ ઉમ્મર પછી જો ગુજરે તો તેને સૌથી મોહોટી ગેહાંનપર લઇ જવામાં આવે છે તથા તેનાં રવાનની ક્રિયાબી સોલ વર્ષની અંદરનાંનાં કરતાં વધારે કરવામાં આવે છે.

એ રીતે આપણુને માલમ પડે છે કે દરેક જરતોસ્તી બેવાર પોતાની નવજોત કરીને જાહેર રીતે દીનનો એકરાર કરે છે તે વખ્તે આગલા થયલા ગુનાહોની પતેત કરીને ફરીથી ગુનાહ નહીં કરવાની કબુલાત આપે છે અને

સવાબો અને અશોઇ કરવાની ફરજ લીએ છે. અને જે કોઇ એ પ્રમાણે કબુલાત આપીને બને ત્યાં લગી તે પ્રમાણે ચાલે છે તેને 'દહ્મ' કહ્યો છે હવે અલબતે માણસમાત્ર ચુકભરેલું છે, તેથી જો બીજીવારની નવજોત પછી સંસારમાં તેનીથી ગુનાહો થયા હોય તે માટે અંતની ઘડીએબી જો એજ પ્રમાણે ગુનાહોનો અંતઃકરણથી પસ્તાવો કરીને અશોઇને વખાણે તો તેનાં પસ્તાવા અને માજદયસની દીન ઉપરનાં સાબેત યકીનને ખાતર તે રેહેમતનો ખાવંદ તેનાં ગુનાહોને બક્ષીને તેના રવાનને દોજખથી છોડવે એવી મતલબથી અંતની ઘડીએ ત્રીજીવાર જાહેર એકરાર કરવાના ફરમાનો હાદોખ્ત નુસ્ક અને પતેત પશેમાનીમાં આવેલાં છે (જુઓ નોટ ૪૫ મી). તેઓને આધારે આપણામાં બીમાર માણસોની અંતની ઘડીએ એક ક્રિયા કરવામાં આવે છે તે ગોયા તે શખ્સની ત્રીજીવારની નવજોત થાય છે કેમકે એ ક્રિયા નવજોતને તદન એકમલતી છે. જેમ નવજોતમાં ધર્મગુરૂની હજુર પતેત પઢીને ગુનાહની તોજેશ કરવામાં આવે છે તેમજ એ વખ્તેબી તેની હજુરમાં પતેત પઢાય છે. જેમ નવજોતમાં દીનનો કલમો પઢાય છે અને જાહેરમાં દીનનાં ઇમાનનો એકરાર કરવામાં આવે છે તેમજ એ વખ્તેબી કરવામાં આવે છે. વલી એ વખ્તને ઘટતા કેટલાએક બોલો પેલા બીમાર પાસે બોલાવવામાં આવે છે કે જેઓની મતલબ તમામ ગુનાહોથી તોબાહ કરીને અશોઇજ સર્વેથી ઉત્તમ ચીજ છે એવો એકરાર કરાવવાની છે. સેવટે જેમ નવજોતમાં ધર્મગુરૂઓને બખીયાનાની સખાવત કરવામાં આવે છે તેમજ એ વખ્તેબી કરવામાં આવે છે. એ રીતે જોતાં એ છેલ્લાં વખ્તની ક્રિયા ઘણી અસરકારક, મઆકુલ, અને તદન ઘટતી છે. માટે જે કોઇ એ ક્રિયા કરીને ગુજરે તેનેજ 'દહ્મ' એટલે ભલો અથવા ભલી દીનપરના ઇમાનનો એકરાર કરીને ગુજરનાર કેહેવું વાજબી છે. અને જે કોઇથી અચાનક મોતને લીધે અથવા દસ્તાનની, સુવાવડની, કે એવીજ કોઇ બીજી અડચણને લીધે જાહેર દીનનાં એકરારની ઉપલી ક્રિયા નહીં થઇ શકી હોય તેને 'તનુપેરેથ' કેહેવું વાજબી છે. કેમકે 'તનુપેરેથ' એ શબ્દ 'દહ્મ'ના મુકાબલામાં વાપડયો છે. અને એ રીતે જોતાં 'દહ્મ' થઇને ગુજરનારનાં ખેશીઓને એક જાતનો મરનારનાં રવાન વિષે દીલાસો છે કે જેવો દીલાસો 'તનુપેરેથ'ના રવાન વિષે નથી. તેથી 'દહ્મ'નાં ખેશીઓ કરતાં 'તનુપેરેથ'નાં ખેશીઓને બેવડો શોક રાખવાની વંદીદાદ જે છુટ મુકે છે તે કારણસરની જણાય છે. બીજું જેમ કેટલાએકો સમજે છે તેમ ગુજરનારની પછવાડે તેનાં ખેશીઓએ ફક્ત શોક રાખીને શાદી રામશનીમાં ભેલાવાથી દૂર રહેવું એટલુંજ નહીં પણ તેટલા દહાડા મરનારની નઇયતે ચોક્કસ બંદગીબી કરવી તો તે પણ 'દહ્મ' અને 'તનુપેરેથ'ની આ પ્રમાણે સમજણ લીધા પછી લાગુ પડતું ઠરે છે. કેમકે 'દહ્મ'ને સારૂં જેટલી બંદગી કરવાની જરૂર હોય તે કરતાં વધારે અથવા બેવડી

બંદગી 'તનુપેરેથ'ને સારૂં ઉપલાંજ કારણ થકી કરવી જોઇએ. બાકી જીવતાંઓનાં વિચાર ઉપરથી અથવા લાસ જલદી અથવા મોડેથી ખવાય તે ઉપરથી એક ગુજરનારને 'હશ્ર' અથવા 'તનુપેરેથ' ઠરાવવું બેહુદું છે.

આ બીનાં પુરી કરતાં આપણા લોકોની સહરો પેહેડાવવાની નવજોત અને લગનની નવજોત અને છેલ્લી અખીયાણા ભરવાની ક્રિયાઓની આપણા ઘણા નજદીકના આર્યબંધુ હિંદુઓના શાસ્ત્રમાં જે ચાર આશ્રમો કહ્યાં છે તેઓની સાથે સેહેજ સરખામણી કરીશું. હરેક ધર્મચુસ્ત હિંદુએ આખી જીંદગી ચાર ભાગમાં કહાડવા કહ્યું છે, તેને ચાર આશ્રમો કરી કહે છે. પેહેલો બ્રહ્મચર્ય આશ્રમ જે વખ્તે કુમારા રહીને વિદ્યાભ્યાસ કરવો. એ આશ્રમ આપણા લોકોની પેહેલી સાત વર્ષની નવજોતથી બીજી લગનની નવજોત સુધીના વખ્તને મલે છે. બીજો ગાર્હસ્થ્ય અથવા ગૃહસ્થાશ્રમ જે વખ્તે પરણીને ઘર માંડીને સંસાર ચલાવવો. એ આશ્રમ આપણા ધર્મ પ્રમાણે 'ખેત્વદથ' અથવા 'કદખોદાઇ' કરીને ઘરધણી (નમાનોપઇતિ) થઇને સંસાર ચલાવવો તેને મલે છે. ત્રીજો વાનપ્રસ્થ્ય આશ્રમ, જે વખ્તે ઘર છોડીને જંગલમાં એકાંતવાસે રહેવું, અને ચોથો સન્યાસ એટલેકે દુન્યા તદન છોડીને વેરાગ લેવો. એ બે આશ્રમોને મલતું જરતોસ્તીઓમાં કાંઇ નથી. કારણકે જરતોસ્તી ધર્મ ઘરબાર છોડીને વનમાં જઇ વસવું અથવા વેરાગ લેવો અને દુન્યાને તરક કરવી મના કરે છે. અને જીંદગીના છેડા સુધી ઉદ્યોગી રેહવાની તાકીદ કરે છે. અને એજ સબબથી પરણતાં જોડાંનો કોલ બંધાવતી વખ્તે તે કોલ જીંદગીનાં છેડા સુધીનો ('અંદાજીંદઈ પેમાન') લેવામાં આવે છે. તોપણ જેમ જરતોસ્તીઓમાં 'હશ્ર' અને 'તનુપેરેથ'ના શોકમાં તફાવત રાખવાનું જણાવેલું છે તેમજ હિંદુઓમાં જે મરનારે સન્યાસ લીધો હોય તેનું સૂતક રાખવાની રીતમાં અને જે સન્યાસ લીધા વગર મરણ પામે તેનું સૂતક રાખવાની રીતમાં તફાવત જણાવેલો છે; તે પરથી સન્યાસ લેનારની 'હશ્ર' સાથે અને તે નહીં લેનારની 'તનુપેરેથ' સાથે કેટલેક દરજ્જે સરખામણી થઇ શકે છે. વળી જેમ જરતોસ્તીઓમાં ગુજરતી વખ્તે દીનનો એકરાર કરવાની ક્રિયા છે તેજ પ્રમાણે રોમન કેથોલીક પંથના ખ્રિસ્તીઓમાંબી એક ક્રિયા છે જેને અંગ્રેજીમાં extreme unction કરી કહે છે. તેમજ જરતોસ્તીઓમાં દીનના એકરારની સાધારણ રીતે બોલાતી નવજોતની ક્રિયા જે આખી જીંદગીમાં એકથી તે ત્રણવાર કરવામાં આવે છે તેને મલતીજ ક્રિયા રોમન કેથોલીક લોકોમાં આખી જીંદગીમાં પાંચવાર કરવામાં આવે છે જેને અંગ્રેજીમાં the five sacraments કરી કહે છે.

---

## ૫. જે માણુસો અથવા ચીજો લાસના સંબંધમાં આવે તેઓને પાછી ચોખ્ખાઇ આપવાનાં ઉપાયો.

ખ્રિસ્તી, મુસલમાની, અને કેટલેક દરજ્જે હિંદુ ધર્મ પાલનારા રીવાજો સાથે સરખાવતાં જરતોસ્તી ધર્મ પાલનારાઓના ચોખ્ખાઇ અને નાપાકી વિષેના રીવાજો વધારે છે. તેઓ જેમ પરંપરાથી પળાતા આવેલા છે તેમ પાળવામાં આવે છે. પણ તેઓને પાળવાની મતલબ શું ? તે પાળવાથી ફાયદો શું ? અને નહીં પાળવાથી નુકસાન શું ? તે વિષેની કશી માહીતગારી ઘણાખરા નજદીક સર્વે જરતોસ્તીઓમાં કોતાહ છે. તેથી કરીને ઘણાખરા કાચી બુદ્ધિનાઓ ચોખ્ખાં અને અડકાયલાંને એકબીજાથી જુદાં રાખવાના કામને વેહમભરેલું અને ફોકટની અગવડ કરનારૂં સમજે છે. પણ જો એ રીવાજોને મલતીજ તાકીદ કોઇ વખ્તે શીખેલા દાકતરોની તરફથી કરવામાં આવે છે તો તેઓ તે બોલેબોલ બજા લાવે છે. તેથી અમુક માણસ અથવા ચીજને ચોખ્ખી અથવા અડકાયલી કેમ ગણવી તે વિષેનાં જરતોસ્તી ધર્મનાં જ્ઞાનને લગતો ભાગ જે એ ધર્મનું એક ખાસ રૂપ છે અને જે વિષે એ ધર્મની ચોપડીઓમાં ઘણું વીગતે લખાણ આવેલું છે તે વિષે જુદીજ ચોપડીઅથવા ચોપડીઓ લખાવવી જોઇએ. આ રીસાલામાં માત્ર એક ગુજરનારના શરીરને ઠેકાણે પાડવાને લગતી તથા તેના આત્માના ફાયદાને કીજે કરવાની ક્રિયાઓનું જ માત્ર વર્ણન કરવાનું છે. તેથી એ બાબત આ રીસાલાને લગતી નથી, તોપણ એ ચોખ્ખાઇ અને અપવીત્રાઇની અતીશ્ય સંભાલ રાખવાની રીતીઓ વિષે થોડું ઘણું બીજા દરેક જરતોસ્તીનાં જાણવામાં આવે તો સારૂં એમ જાણીને લાસના સંબંધમાં આવેલાં માણસો તથા ચીજો કે જેઓની અપવીત્રાઇ ઘણીજ ચહડતી ગણવામાં આવે છે તે વિષે કેટલીએક બાબતો નીચે લખ્યે છૈયે. તેમાં અમારી મતલબ વાંચનારને એટલું દેખાડવાની છે કે જરતોસ્તી ધર્મમાં ચોખ્ખાઇ અને અપવિત્રાઇના જે જે કાયદાઓ ઠરાવેલા છે તેઓની મતલબ જીવતાંઓની તનદરૂસ્તી અને સુખશાંતી જાળવવા સીવાય બીજી કશી નથી.

ઉપર જણાવવામાં આવ્યું છે કે દરૂજેનસુશની એટલે નસાના કોહવાટ અથવા તેથી ઉડતા રોગની ખાસ્યત બીજા ઉડતા રોગોની અથવા ચેપોની ખાસ્યતને મલતી હોય એવું જરતોસ્તી ધર્મની કેતાબોના લખાણો ઉપરથી માલૂમ પડે છે. જેમ એક ઉડતા રોગ અથવા ચેપી રોગના ફેલાવાનો અટકાવ કરવાને માટે દાકતરો ઘણીજ બારીક ચોકસાઇથી સાહુચેતીના તથા નીવારણના ઉપાયો લેવાડે છે તેજ પ્રમાણે જરતોસ્તી ધર્મની કેતાબોમાં નસાની જીવતાં આદમીઓપર થતી માઠી અસરનો અટકાવ કરવાને તથા તેની ચયલી અસર દૂર કરવાને ઘણીજ બારીક રીતે તપાસ રાખવાના

કાયદાઓ વથા ઉપાયો કહેલા જોવામાં આવે છે. લાસના સૂક્ષ્મો જીવતાં માણસોને અથવા બીજી વસ્તુઓને પાધરી રીતે અથવા આડકતરી રીતે જેમ વધતા અથવા ઓછા લાગેલા હોય તેમ, તથા તે સૂક્ષ્મો લીધેલી ચીજમાં તેઓને પોતામાં ચુસવાની અથવા તેઓને ઓછા અથવા વધતા ફેલાવવાની શક્તિ હોય તેમ, અથવા તે ચીજના પોતાના સૂક્ષ્મો જેમ પાસે પાસે અથવા દૂર દૂર હોય તેમ, અથવા એક ચીજ એકજ ઠેકાણે સ્થિર હોય અથવા ગતીમાં હોય તેમ, અથવા એક ચીજ વાપડવા કરતાં તેને રદ કરવાથી વધારે નુકસાન થતું હોય તેમ, તે સઘલી બાબતો ઉપર નજર રાખીને તેઓની અંદરથી મુરદાર સૂક્ષ્મો કહાડી નાખીને તેઓને પોતાની અસલ નિરપકારી હાલતમાં લાવવાના ઉપાયો ઘણાં બારીક રીતે અને લાંબી વીગતે દેખાડેલા છે. જુદાં જુદાં આદમીઓ તથા જુદી જુદી વસ્તુઓ જેઓ લાસના સંબંધમાં આવ્યાં હોય તેઓને કેમ સફાઇ આપવી તે વિષેના ફકરા નીચે જુદાં જુદાં મથાળાંઓ હેઠલ આપ્યા છે. એ જુદી જુદી રીતે સફાઇ આપવામાં શું શું મતલબો માલૂમ પડે છે તે દરેક બાબતમાં આજનાં વૈદકશાસ્ત્રની કેતાબોમાંના ફકરાઓ સાથે સરખાવીને જેટલું અમારી નાકેશ સમજમાં જણાયું છે તેટલું વીગતે આપવાની કોશેશ કીધી છે. તોપણ અમે ઉપર કહ્યું છે તેમ જરતોસ્તી ધર્મમાં સાહુચેતીને ખાતર ઘણાંજ સેહેજ નુકસાનની ધાસ્તીમાંબી મોહોટામાં મોહોટાં નુકસાનની સાંમણે વાપડવાના ઉપાયો ફરમાવ્યા છે કે જેથી જોઇયે તે કરતાં વધારે ખાત્રી રહે (જુઓ નોટ ૫૫ મી). તે કાનુન પ્રમાણે કેટલાએક ઉપાયો જેઓ એ ધર્મશાસ્ત્રની બારીકીથી અજાણ્યા હોય તેઓને પેહેલી નજરે કદાચ નવાઇ જેવાં અથવા જોઇએ તેથી વધારે અથવા બીન જરૂરનાં અથવા માણસોને તેઓનાં કામકાજમાં વારેઘડીએ અગવડો અને અડચણો કરનારાં માલૂમ પડે તેમાં નવાઇ જેવું નથી. પણ જ્યારે તેઓની આખી ગોઠવણપર સામટી નજર પોંહોંચાડયે છાયે ત્યારે તેઓની મતલબ સારીજ માલૂમ પડે છે. વાસ્તે અત્યંત સફાઇ રાખવાનાં કાનુનને જરતોસ્તી ધર્મમાં કેટલી અગત આપેલી છે. અને તે કાનુનની ખુબી સમજીને પછી તેની રૂયે ધોવા ધાવાને લગતી બાબતો સમજવાથી તેઓનું મઆકુલપણું કેટલું માલૂમ પડે છે તે વાંચનારાઓની સમજમાં ઉતરે એટલા માટે 'યઓજદાથ્રગરી'નાં કામ વિષે (જો કે આ રીસાલાને તેની સાથે કાંઇ સંબંધ નથી તોપણ) નીચે એક નહાની બાબત લખવાની રજા લીયે છીયે.

## યઓઝદાથ્ર આપવું અથવા દરૂજેનસુશને દૂર કરવું.

જરતોસ્તી ધર્મનો મૂળ પાયો નેક વિચાર, નેક વાણી, અને નેક કરણી, અખત્યાર કરવાં, તથા બદ વિચાર, બદ વાણી, અને બદ કરણી છોડી દેવાં

એ ઉપર રચાયલો છે. આ ટુંકા બોલો બોહલી મતલબથી વાપડેલા મલે છે. તેમાં નેક કરણીનું લક્ષણ ટુંકમાં જણાવવાને એવું આપેલું છે કે હરએક જણે એવી રીતે ચાલવું કે "જે કાંઇ આપણે માટે કોઇએ કીધું હોય તો આપણને સારૂં નહીં લાગે તે આપણે બીજાને માટેબી નહીં કરવું," અને બદ કરણીનું લક્ષણ એવું આપેલું છે કે "જે કાંઇ આપણે માટે કોઇએ કીધું હોય તો આપણને સારૂં નહીં લાગે તે આપણે બીજાને માટે કરવું." આ વચન પ્રમાણે હરએક માણસે બીજા માણસને નુકસાન થાય તેવું કરવું નહીં જોઇએ એટલુંજ નહીં પણ બીજાને જેથી નુકસાન થવા જેવું હોય તેનો અટકાવબી કરવો જોઇએ એવું કહ્યું છે. એ રીતે એક માણસ ચાલે તોજ તેણે બદ કરણી છોડીને નેક કરણી વાપડેલી કહેવાય એવું જરતોસ્તી ધર્મ શીખવે છે. હવે માણસોને થતાં ઘણી તરેહનાં નુકસાનોમાં એક એ છે કે કુદ્રતની વસ્તુઓમાં બીગાડો થાય છે અને તે બીગાડાથી માણસોની તનદરૂસ્તીને હલાકી પોંહોચે છે. એ જાતની માણસોને થતી હલાકી પોતે નહીં કરવાની તથા એ જાતની થયલી હલાકીને દૂર કરવાની અથવા દૂર કરવામાં મદદ કરવાની અથવા તેમ નહીંજ થાય તેની સાહુચેતીના ઉપાયો લેવાની જરતોસ્તી ધર્મે હરએક જણ ઉપર ફરજ નાંખી છે. એટલા માટે કેવી હાલતમાં પોતે રહેવું અને કેવી હાલતમાં કુદ્રતની બધી વસ્તુઓને રાખવી તથા બગડેલી ચીજોને કેમ સમારવી કે જેથી કોઇને નુકસાન નહીં થાય તે જાણવાને તથા કામમાં લાવવાને એ ધર્મમાં જેટલું શીખાડયું છે તેને યઓઝદાથ્રગરીનો હુન્નર કરી કહે છે; યઓઝદાથ્રગરીનું એક નાંધલું જેવું શાસ્ત્ર છે જે જરતોસ્તી શાસ્ત્રની એક શાખા છે.[૧૫૭] જો કે યઓઝદાથ્રગરીની વિદ્યા અથવા હુન્નરનો ઘણો ભાગ ગુજરેલાંની લાસથી તથા બીજા નસાઓ અને હેહેરોથી માણસો તથા ચીજોને ચોખ્ખાઇ આપવાનું તથા જાહેર તનદરૂસ્તી સાચવવાનું કામ શીખાડે છે અથવા કરે છે તોપણ એ શાસ્ત્રને જરતોસ્તી શરીયતમાં ઘણું અગત્યનું ગણ્યું છે. કારણકે જો કે એ ધર્મનો મૂળ પાયો રવાન અથવા આત્માની પવિત્રાઇથીજ માણસને આ જેહાનમાં સુખ અને પેલી જેહાનમાં બેહેશત હાંસલ કરવાનું શીખાડે છે, તોપણ એ ધર્મની વિદ્યા એવું શીખાડે છે કે જેટલી આત્માની પવિત્રાઇ જાળવવાની અગત્ય છે તેટલીજ બદનની તનદરૂસ્તી અને પવિત્રાઇ જાળવવાનીબી અગત્ય છે.[૧૫૮] આત્માની પવિત્રાઇ

૧૫૭.–ધી રીલીજીઅન ઇત્યાદિ સફે ૯:—"સર્વે બની શકે એવી હાલતો જેમાં એક માણસ પોતાને અથવા પોતાની આસપાસની બીજી ચોખ્ખી ચીજોને આલુદા કરી શકે તે સર્વેને વિષે એમાં સાહુચેતી રાખી છે અને સર્વે બાબતોમાં કેટલીએક તોજેશો અને કેટલાએક ચોખ્ખું કરવાના ઉપાયો ફરમાવ્યા છે."

૧૫૮.–જુ૦ મો૦ ૧૦ સફે ૭૭:—"જાણવું કે ભલી દીનનાએ તેમાં ખસુસન યોઝદાથ્રગરીનું કામ કરનાર એવું કે જેમ અંતઃકરણ તેમજ શરીર અને કપડાંબી ચોખ્ખાં રાખવાં."

જાળવી એટલે બસ છે, તનની સફાઇ અને તનદરૂસ્તી જાળવવાની અગત્ય નથી, એવો વિચાર, જે કેટલાએકોનાં મત પ્રમાણે ખરી દીનદારી છે તે વિચાર જરતોસ્તી ધર્મ પ્રમાણે અધુરી દીનદારી છે. એટલુંજ નહીં પણ તનની સફાઇ અને સુઘડાઇ ઉપર મનની સફાઇ અને નેકીનો ઘણે દરજ્જે આધાર છે એવા વિચારને જરતોસ્તી ધર્મની વિધા ઘણો ટેકો આપે છે. જેનું તન પાક તેનું રવાન પાક જલદીથી થઇ શકે છે.[૧૫૯] રવાન એક ચેરાગની

---

૧૫૯—ધી રીલીજીઅન ઇત્યાદિ સફે ૮૮:—"ઇરાનીઓના અસાધારણ વિચારોમાં શરીરની ચોખ્ખાઇ અને આત્માની પવિત્રાઇ વચ્ચેનો તફાવત તદન સેહેલો છે. શારીરીક, અને આત્મીક, પવિત્રાઇ વચ્ચેનો સંબંધ ફકત એક નિસાન બતાવનાર અને વિચારી શકાય એટલુંજ માત્ર નહીં પણ તદન બંધબેસતો અને ખરેખરો છે. કેમકે ઇરાનીઓના વિચાર પ્રમાણે પવિત્ર શરીરમાંજ એક પવિત્ર આત્મા રહી શકે અને તેથી ઉલટું જયારે આત્માએ પાપ કરીને પોતાને નાપાક કીધો હોય ત્યારે ઘણાએક દાખલાઓમાં શરીરનેબી પાક કરવુંજ જોઇએ. આ બાબતજ જરતોસ્તી ધર્મમાં દરેક ચીજ ચોખ્ખાઇ ઉપર કેવી રીતે મુખ્ય આધાર રાખે છે તે શરૂઆતમાં સમજાવવાને પુરતી છે. ચોખ્ખાઇ માત્ર ક્રિયાઓમાંજ નહીં પણ ઇમાનમાંબી આસમાની રૂહોની બનાવટમાંબી અને નીતિની કેળવણીમાં તો સૌથી મુખ્યજ છે. કેમકે જયાં લગી એક શખ્સ આ વિચારનું અગત્યપણું અને મુખ્યપણું ધ્યાનમાં રાખશે નહીં ત્યાં લગી એ ધર્મમાં જે (ચોખ્ખાઇ સંબંધી) વિચારનો અંદરનો સંબંધ અને તેનું આગળ વધવું છે તેનું ખરેખરી રીતે સમજવું તેથી નહીં બની શકશે."

સફે ૧૭૭:—"એથી કરીને પવિત્રાઇનો વિચાર બાંધવામાં વટીક આપણે ઇંદ્રિઓને લગતી ચોખ્ખાઇ અને આત્માની પવિત્રાઇ વચ્ચે તફાવત રાખવાની કાંઇ જરૂર નથી. કારણ કે જે કાંઇ વસ્તુ રૂપે ચોખ્ખું છે તે ઇરાનીઓના અંતર્જ્ઞાન વિચારો પ્રમાણે નીતિની રાહેબી ભલું છે અને તેથી કરીને તેનેબી ફરેસ્તાઇ ગણવું. કેમકે (નેક વસ્તુઓ તેમજ નેક ગુણો) થી એકસરખી રીતે ખોદાની સેવા બજાવી શકાય છે. પણ જે અપવિત્ર છે તે માત્ર શરીરનેજ બીગાડે છે એટલુંજ નહીં પણ આત્માનેબી બીગાડે છે. શરીરની ગેરસફાઈની મારફતે એહરેમન આત્મામાં દાખલ થાય છે. આ વિચારો ઉપરથી (જરતોસ્તી ધર્મની) અજાયબ જેવી રીતભાતો અને તાકીદો સંપૂર્ણ રીતે સમજી શકાય છે."

સફે ૧૭૯:—"ઇરાનીઓમાં સફાઇ અને મલાહજા વિષેની લાગણી ઘણી ખેડેલી હતી. જેબી કોઇ વસ્તુ જરાબી ગેરસફાઇ અથવા સુગ લાગે તેવું અથવા નાપસંદ પડે તેવું કાંઇબી ધરાવે છે તેની તરફ તેઓને નહીં દાબી શકાય એવો કમકમાટ ઉત્પન્ન થતો હતો. કેટલેક દરજ્જે એ વાતને આ ખરી વાત સાથે સંબંધ છે કે ઘણુંકરીને જે જે વસ્તુઓ ગંદી હોય છે તેઓ તનદરૂરતીનો નાશ કરનાર અને નુકસાનકારકબી હોય છે. પણ કેટલાએક દાખલાઓમાં જરતોસ્તીઓ જેને અપવિત્રાઇ કરી ગણે છે તેનું કારણ એજ ગણી શકાતું નથી. ઇરાનીઓને એક ચોકકસ દરજ્જે સફાઇ વિષેની એક જુદી છટ્ઠી લાગણી હતી. તેઓના વિચાર પ્રમાણે તે જાતની સઘળી વસ્તુઓ અંધારાં અને અસ્પષ્ટતામાંથી ઉત્પન્ન થતી હતી. એવી ચીજોમાં તેઓના વિચાર પ્રમાણે બદરૂહો રહે છે. અને જો તેઓ તમને પોતાને અડકવા દીએ તો તેથી કરીને તેઓ તે બદરૂહોને પોતાની અંદર દાખલ કરે કે જેઓ તેઓની ઉપર ગાલેબ થઇ જાય. માણસનાં શરીર ઉપરની તેમજ બાહેરની વસ્તુની દરેક ખરાબ અને નજીસ ચીજોને તેઓ નાપાક કરી ગણતા હતા. માણસનાં શરીરમાંથી નિકળતા સર્વે ત્વકારો, તેની થુક, અને સ્વાસ વટીક, એટલુંજ નહીં પણ ભયંકર (ઉડતાં) દરદવાલાં માણસો વટીક. પણ અપવિત્ર વસ્તુઓમાં સૌથી અપવિત્ર તો ગુજરેલાંની લાસ, મુએલાં જનાવરો, અને માણસોનાં કાલબુદો, અને એ ઉપરથી લોહી વટીક, ગણાતાં હતાં."

સફે ૧૮૧:—"પણ સૌથી વધારે દરેક જણે પોતાને મુરદાંથી સંભાળવાની જરૂર હતી. દરાયસ પેહેલો એક દરવાજાની અંદરથી દાખલ નહીં થયો કેમકે તેના માલપર એક મુરદું પડેલું હતું.

અને તન એક ફાનુસની મીસાલે છે. ફાનુસ જેટલી વધારે મેલી તેટલી ચેરાગની રોશની ઓછી પડે છે. અને ફાનસ જેટલીબી વધારે સાફ તેટલી ચેરાગની રોશની વધારે પડે છે. તેમજ તન જેટલી ઓછી ચોખ્ખાઇનું તેટલું રવાનબી ઓછાં કૌવતનું થાય છે. અને તન જો વધારે ચોખ્ખું હોય તો રવાનબી વધારે કૌવત મેલવે છે. રવાન એક સ્વાર છે અને તન એક ઘોડો છે, ઘોડો જેમ વધારે તનદરૂસ્ત તેમ સ્વાર વધારે દૂર પોંહોંચી શકે છે. તેમજ જેનું તન વધારે પાક તેનું રવાન વધારે નેકીની બુલંદીએ ચહડે છે. રવાન એક ઘરધણી છે અને તન તેનું ઘર છે. ઘર જેમ વધારે સફાઇદાર તેમ ઘરધણી વધારે જોરાવર રહે છે. એટલા માટે રવાનની સફાઇ માટે તનની સફાઇનેબી જરૂરની ગણીને યઓઝદાઅગરીનાં કામને અગત્યનું ગણ્યું છે.[૧૯૦]

બંદગી કરતી વખ્તે અથવા હરેક બીજી ધર્મની ક્રિયા કરતી વખ્તે મનની પવિત્રાઇ રાખવા ઉપરાંત તનની ચોખ્ખાઇ રાખવાની અગત્ય જેમ જરતોસ્તી ધર્મમાં જણાવી છે તેમજ બીજા ધર્મોમાંબી જણાવી છે. હિંદુ, મુસલમાન, અને યાહુદીઓનાં ધર્મોમાં બંદગી અથવા ભકિત શરૂ કરવા અગાઉ આખા શરીરે નહાવાની અથવા મોહડું ધોવાની જરૂર જણાવી છે. એજ પ્રમાણે દુન્યાના બીજા ઘણા ધર્મોમાં તનની ચોખ્ખાઇને નીતિને લગતાંજ નહીં પણ ધર્મના એક મુખ્ય ભાગ તરીકે ગણી છે. ફરક માત્ર એટલોજ છે કે બીજા ધર્મોમાં શરીરની સફાઇ ઉપર થોડું ધ્યાન આપ્યું છે અને જરતોસ્તી ધર્મમાં ઘણું આપ્યું છે. એક કાબેલ વિદ્વાન લખે છે કે સર્વે

---

પોરફીરીના કહેવા પ્રમાણે મોબેદો એ બાબત એટલીબધી સંભાળ રાખતા હતા કે તેઓ કોઇ મુરદાર વસ્તુને અડકતા નહીં હતા એટલુંજ નહીં પણ જેઓનો ધંધો જનાવરોને મારવાનો હતો, જેવા કે કસાઇઓ અને શીકારીઓ, તેઓની સાથેબી તેઓ કાંઇ સંબંધ રાખતા હતા નહીં. એમ છતાં પણ જેઓ નસાને અડકવાથી અપવિત્ર થયા હોય તેઓને ધર્મની ક્રિયાઓથી પાછાં ચોખ્ખાં કરવાનું કામ એ ધર્મગુરૂઓનુંજ હતું."

૧૯૦. દા૦ ૨૦ સફે ૨૦૪—મહાન ધર્મગુરૂ માનુશચહેરે ગોશનેદમાને 'સીરજાન'નાં બહેદીનો જોગ લખેલાં કાગજમાંથી:—"કેમકે રવાનનો છુટકારો મેલવવાનું ઉમદા હથીયાર અને માનસોની ઉત્તમ નેકી તે માનસોની ચોખ્ખાઇ કહેલી છે. 'રવાનને માટેની માણસોની ચોખ્ખાઇ પવિત્રાઈમાં એ પ્રમાણે છે કે તેજ જન્મ લીધા પછીનું ઉત્તમ કામ છે.' એટલે કે જયારથી જન્મ લીએ ત્યાર પછી રવાનને માટેની ચોખ્ખાઇ એજ ચીજ ભલી છે. વલી બીજી જગાએ એવું જણાવેલું છે કે રવાનની ચોખ્ખાઇ શરીરની ચોખ્ખાઈથીબી મેલવી શકાય છે. જેમકે તે વિષે કહેલું છે કે જે ચોખ્ખાઇ મેલવવાને ચાહતો હોય તેણે કહેવું જોઇએ કે 'હું ગુજરેલાંનાં બદનને અડકેલો છું તેથી હું મનશની, ગવશની, અને કુનશનીથી અશક્ત છું.' એનો ખુલાસો એવો કીધેલો છે કે દીમનીને લીધે મનશની, ગવશની અને કુનશનીથી સવાબનું કામ કરવાને અશક્ત છે. 'મને ચોખ્ખાઇ આપો.' એટલેકે મને નહવાડો. એનો ખુલાસો એમ કીધો છે કે જે શખ્સનું શરીર ચોખ્ખું નથી તે શખ્સ જયાં લગી નાહે નહીં ત્યાં લગી મનશની, ગવશની, અને કુનશનીથી સવાબનું કામ કરી શકતો નથી અને તેથી કરીને તે પોતાનાં રવાનને પાક કરી શકતો નથી. એ પ્રમાણે રવાનની ચોખ્ખાઇને માટે તનની ચોખ્ખાઇ વગર ચાલે એવું નથી."

જણુને તે જોવા, સુંઘવા, સાંભળવા, ચાખવા, અને લાગવાની પાંચ ઇંદ્રિઓ હોય છે, પણ જરતોસ્તીઓને શરીરની ચોખ્ખાઇ અને સફાઇ એટલેબધે દરજ્જે વાપડવાની છે કે ગોયા તેઓને ચોખું અને નહીં ચોખ્ખું પારખવાને એક છઠ્ઠી ઇંદ્રી થઇ પડે છે. (જુઓ નોટ ૧૩૨ મી) રીમન તનને ચોખ્ખું કરનાર યોઝદાથ્રગરનું કામ અને ઓધ્ધો એટલાં તો અગત્યનાં છે.[૧૬૧] કે એ કામની સારી કેળવણી જેણે લીધી હોય તેનેજ યઓઝદાથ્રગરીનું કામ કરવા દેવામાં આવતું હતું. (વં૦ ૯ ફ૦ ૧)[૧૬૨] જે કોઇ તે કામમાં કસુર કરે તેને મોહોટી સજા કરવા કહી છે. (વં૦ ૯ ફ૦ ૪૭-૫૦) કારણ કે વંદીદાદ અને આપણા ધર્મને લગતી બીજી કેતાબોમાં કહે છે કે યોઝદાથ્રગરી એટલે સફાઇનું કામ બરાબર નહીં બજાવાથી માણસોમાં અને દુન્યાની બીજી ચીજોમાં અનેક દુ:ખ, દરદો, નુકસાન, અને ખરાબીઓ પોંહોંચે છે, અને દુન્યાની આબાદી તથા વૃધ્ધીનો ઘણો ઘટાડો થાય છે (વં૦ ૯ ફ૦ ૫૧-૫૭). માણુસો તથા ચીજોને નસા વગેરેની નુકસાનકારક અસરમાંથી સફાઇ આપનારને યઓઝદાથ્રગર કરી કહે છે. યઓઝદાથ્રગરનું કામ એ છે કે જે માણસો અથવા વસ્તુઓ એક ચોક્કસ ઠેડવેલી સફાઇની હાલતથી ઓછી સફાઇની અથવા માણસોને નુકસાકારક હાલતમાં આવ્યાં હોય તેઓને પાછી સાફ કરીને તેઓની અસલ સફાઇની તથા બીનનુકસાનકારક હાલતમાં લઇ જવી. તેમજ જે માણસો તથા ચીજો ચોક્કસ સફાઇની હાલતમાં હોય તે હાલતથી વધારે સરસ સફાઇની હાલતમાં તેઓને લઇ જવાં. એ વધતી ઓછી સફાઇને વધતી ઓછી ચોખ્ખાઇ કરી કહી છે, અને વધતાં ઓછાં મેલાંપણાને તથા નુકસાનકારકપણાને વધતી ઓછી રીમની કરી કહી છે. ચોખ્ખાઇ અને પવિત્રાઇ એ શબ્દો સફાઇને બદલે મુકાતા બીજા શબ્દો છે અને રીમની એ શબ્દ ગેરસફાઇ અથવા મેલાપણાને બદલે મુકાતો બીજો શબ્દ છે. દરેક ચહડતે ઉતરતે દરજ્જેની

---

૧૬૧. દા૦ ૨૦ સફે ૨૦૪: 'સીરજાન'નાં બહેદીનો જોગ લખેલાં કાગજમાં માનુશચેહરે ગોશનેદમાન કહે છે કે:—"તે કે જે તેને (ચોખ્ખો થનારને) દીનની રાહે ચોખ્ખાઇ આપનારો હોય તે દીનની ક્રિયાથી વાકેફ હોવો જોઇએ. અને જયારે એમ છે ત્યારે તમામ દીનદારો અને દાના દીનદસ્તુરો મધેથી જે કોઇ માજદયરની દીનથી ઘણો વાકેફ, ઘણો સવાબકાર, તમામ ઘર, મોહલ્લા, ગામ, અને દેશમાં ઘણો ચહડતો, જુબાનથી ભલું બોલનારો, સાચું બોલનારો, ગાથાઓને ગાનારો, દીનની ક્રિયાઓથી વાકેફ, મદદ પોંહોંચનારો, વખણાયલી ખાસીયતનો, પોતાનાં રવાનનું ભલું ઇચ્છનારો, અશો મરદ હોય, તે જો ચોખ્ખાઇ આપવાનું કામ સરનજામ પોંહોચાડવાનું મનપર લઇને તેનો ફેલાવો કરે તો તે ઘણું ખુબીભરેલું છે."

૧૬૨.—ધી રીલીજીયન ઇત્યાદિ સફે ૨૩૦:—"મોબેદો પોતે ચોખ્ખાઈવાલા હતા તેથી તેઓનેજ બીજાં માણસોને ચોખ્ખાં કરવાનો અને પવિત્ર માણસોએ કઇ કઇ વસ્તુઓથી હમેશાં દૂર રહેવું જોઇએ તે વિષેનું જ્ઞાન આપવાનો હક હતો."

સફે ૨૩૧:—"ગમે તે રીતે, પણ વિશેષે ગુજરેલાંઓની લાસોને અડકવાથી જે ગેરસફાઇઓ લાગુ પડે તેથી માણસોને તેઓ (મોબેદો) ચોખ્ખાં કરે છે."

ચોખ્ખાઇ તથા રીમનીને વાસ્તે જુદાં જુદાં નામો છે. યઓઝદાથ્ર એટલે સફાઇ અને રીમની એટલે ગેરસફાઇની એક ચોક્કસ શ્રેઢી (scale) ઠરાવી છે અને તેપ્રમાણે માણસો તથા ચીજોની સફાઇનું માપ કીધું છે જે વિષેનો કાંઇએક વિચાર નીચે પ્રમાણે આપી શકાય.

જેમ એક રસાયણી પદાર્થોની ગદલાઇ અથવા નિર્મળતાનું માપ કરવાને વાસ્તે તેઓની એક ચોક્કસ હાલતને પરિમાણ (standard) તરીકે ઠેઉવી રાખે છે, જેમકે પાણીની નીર્મળ હાલતનું સાધારણ પરિમાણ ગરમીથી બાફ કરીને ગાળેલું પાણી (distilled water) ઠરાવેલું છે અને તેની સાથે સરખાવી જોઇને બીજા પાણીઓની ગદલાઇ અથવા નિર્મળતાનું માપ કરે છે, તેમજ જે વસ્તુઓ તથા માણસો કોઇબી નજીસાત, મુરદાર અથવા રોગજનક વસ્તુને નહીં લાગેલાં અથવા લાગવા પછી જેમ જોઇએ તેમ સાફ કરવામાં આવેલાં હોય તેઓની તે વખતની હાલતને ચોખ્ખાઇની સાધારણ હાલત (normal state) ઠરાવી છે, તેને 'પાદીઆવી' કરી કહે છે. પાદીઆવી એટલે પાદીઆબની હાલતમાં જે ચીજને અડકવાથી અડકનારની સફાઇને હરકત નહીં થાય તે. એ હાલતથી ઉતરતી સફાઇની હાલતમાં માણસ અથવા વસ્તુ આવે તો જેટલે દરજ્જે તે નીચી મેલાંપણાની હાલતમાં ગઇ છે તેટલે દરજ્જે ઓછી અથવા વધતી ઠરાવેલી રીતોએ તેને ધોઇને પાછી પાદીઆબી હાલતમાં લાવવાના ઉપાયો કહ્યા છે. તેજ પ્રમાણે એક વસ્તુ પાદીઆબી હાલતમાં હોય તેને વધારે સફાઇ આપીને વધારે ઉંચી સફાઇની હાલતમાં લઇ જવાની ક્રિયાઓબી બતાવી છે. સાધારણ સફાઇ, અથવા ચોખ્ખાઇ તે આપણે જેને પાદીઆબનું સાબેત રહેવું કરી સમજ્યે છીએ તેને ઠરાવ્યું છે. એક માણસના પાદીઆબ સાબેત છે, એમ કહેવાનો અર્થ એ કે તે માણસ સાધારણ સફાઇની હાલતમાં છે.

પાદીઆબવાલાં માણસના હાથમાં કાંઇ હેહેર જેવા કે બાલ, કે નખ, કે સુકકું હાડકું આવે એટલે તેના પાદીઆબમાં ખલલ સમજવામાં આવે છે, તે માણસ પીશાબ કરે અથવા કુદરતી હાજતથી ફારેગ થઇ આવે એટલે એક નાહની જેવી ગલીચાંમાં તે આમેજ થાય છે તેથીંબી તેના પાદીઆબ ભાગે છે. માટે જો તે ફરીથી પાદીઆબ કરે તો તે પાદીઆબ કરવાથી પાછી અસલ સાધારણ સફાઇની હાલત મેલવી શકે છે. એથી વધારે ગલીચ વસ્તુ, જેવી કે મુરદાર લોહી, રસી, પરૂ અથવા એવીજ બીજી વધારે નુકસાનકારક વસ્તુઓ સાથે કોઇ આમેજ થાય તો તેને આખું શરીર ધોવા કહ્યું છે કે તેથી તે પાછું અસલ હાલતમાં આવે. તેમજ વલી જે લોકો મુએલાંની લાસના સંબંધમાં આવે તેના વધતાં ઓછાં પ્રમાણની ગલીચાં પ્રમાણે તેઓને ચઢતી ઉતરતી જાતનાં બરશનુમો (સ્નાનો) નાહવાનું ઠરાવેલું છે.

એ સઘળી બાબતો વીગતે યઓઝદાથ્રગરીના શાસ્ત્રમાં સમાય છે. યઓઝદાથ્રગર જે જે માણસો અને વસ્તુઓ પાદીઆવી હાલતથી નીચી હાલતમાં જાય તેઓના ઉપાયો લાગુ પાડીને તેઓને પોતાની પાદીઆવી હાલતમાં લાવે છે. જેમ માણસોને ચહડતી ઉતરતી ગંદલાઇનાં પ્રમાણ પ્રમાણે નહવાડીને પાદીઆબી હાલતમાં લાવવાનું છે, તેજ પ્રમાણે બીજી વસ્તુઓનેબી તેઓની બનાવટ, બાંધણી, હાલત, વધતાં ઓછાં પ્રમાણની તેઓની ગલીચી, તેઓનોઉપયોગ,-તેઓની છત, અછત, વગેરે અનેક બાબતો ઉપર નજર રાખીને તે પ્રમાણે તેઓને સાફ કરવાના ઉપાયો યઓદાથ્રગરીએ બતાવ્યા છે

વલી જેમ એક અપવિત્ર થયલી વસ્તુને પવિત્ર હાલતમાં લાવવાનું યઓઝદાથ્રગરીનું કામ છે તેમજ એક પાદીઆબી વસ્તુને તેની ચહડતે દરજ્જેની સફાઇ ઉપર લેઇ જવાનુંબી તેનુંજ કામ છે. તેના વલી તેજ પ્રમાણે પવિત્રાઇના ચહડતા દરજ્જા કહ્યા છે.—એક જીવતાં અથવા એક વહેતાં પાણીમાં એક વાસણ બાહેરથી પકડીને ત્રણવાર ભરીને દરેક વખ્ત પાણી બાહેર નાખી દઇએ અને પછી ચોથીવાર પાણી ભરીએ તો પાદીઆબી પાણી કરતાં તે પાણી વધારે ચોખ્ખું ગણવા ઠરાવ્યું છે તેની અંદરની સપાટી ત્રણવાર ધોઇને સાફ કરવામાં આવી છે તેથી તેને કોઇ નુકસાનકારક સુક્ષ્મો વલગેલાં નથી અથવા તેની આગલી હાલત કરતાં ઓછાં વલગેલાં છે તેથી તે માંહેલાં પાણીથી ઓછું નુકસાન થવાનો સંભવ છે, માટે તેને પહેલે દરજ્જેની ચોખ્ખાઇનું ગણવામાં આવે છે. અને તે પાણીથી જે વસ્તુ ધોયેલી હોય તે પહેલે દરજ્જેની ચોખ્ખાઇમાં આવેલી ગણાય છે. માણસનો હાથ અથવા બીજી વસ્તુ એવાં પાણીથી ધોયા વગર જો એ પાણીમાં પડે તો તે પહેલે દરજ્જેની ચોખ્ખાઇથી ઉતરીને સાધારણ ચોખ્ખાઇની હાલતમાં આવેલું ગણાય છે. એ ચોખ્ખું પાણી અલબતે બીજાં સાધારણ પાદયાબી પાણી કરતાં વધારે નિર્મલ છે, કેમકે તે જે વાસણમાં મુકાય છે તે વાસણનો અંદરનો ભાગ ત્રણવાર સાફ થયલો છે. એ સાધારણ પાદયાબી કરતાં ચહડતી પહેલે દરજ્જેની ચોખ્ખાઇ છે.—પહેલે દરજ્જેની ચોખ્ખાઇવાલાં પાણીનું એક વાસણ ભરી તેજ દરજ્જેની ચોખ્ખાઇનાં બીજાં વાસણ વતે (ચોકસ ભણતર ભણતાં) તેમાં પાણી નાંખવું. એવી રીતે કે પેલું વાસણ તમામ ભરાઇને પાણી છલકાઇને બહાર પડે. એવી રીતે ત્રણ મરતબે ત્રણ ધાર નાંમવી. અને ત્રણ વખ્તે પાણી છલકાઇને બહાર પડવા દેવું. એ પાણી બીજે દરજ્જેની ચોખ્ખાઇનું ગણાય છે, અને એને "પાવ" પાણી કરી કહે છે. તથા એ બીજે દરજ્જેના પાવ પાણીથી ધોયલી વસ્તુનેબી "પાવ" કરી કહે છે. મોહડાંમાંથી કાંઇ છાંટો અથવા નાંકમાંનો દમ વટીક તેને નહીં લાગે તેટલા માટે પદાંન બાંધ્યા સિવાય તે પાણીને અડકવાની.

મનાઇ કીધી છે. અને જો પદાંન બાંધ્યા વગર અડકે તો તે બીજે દરજજેની સફાઇમાંથી પહેલે દરજજેની સફાઇમાં આવેલું ગણાય છે. અને તેને બીજે દરજજેની સફાઇમાં લાવવાને માટે ઉપલીજ ક્રિયા ફરીથી કરવી જોઇએ. એ સફાઇનું પાણી પહેલે દરજજેની સફાઇનાં પાણી કરતાં વધારે નિર્મલ અને વધારે હલકું છે તેની સમજ આ રીતે આપી શકાય છે: આપણે જોઇએ છીએ કે વરસાદનું પાણી પડે છે ત્યારે જે ઠેકાણે ઉપરથી ધોધ પડે છે તે ઠેકાણે જેમ જેમ વધારે ધોધ પડે છે તેમ તેમ તે ઠેકાણેનું પાણી વધારે સાફ અને હલકું થતું જાય છે,—એ બીજે દરજ્જેની પાવ વસ્તુને ઘણીવાર પાવ કીધી હોય છે તેને વલી ત્રીજે દરજ્જેની ચોખ્ખાઇવાલી ગણી છે, તે વસ્તુઓને અડકવાને બરશનુમ તથા પાદીયાબની સફાઇ મેલવવી, અને પદાંન બાંધવું તેટલુંજ ફક્ત બસ નથી, પણ અડકનારે સૌથી સરસ સફાઇની હાલતમાં આવવું જોઇએ. જેમકે, આતશબહેરાંમ પાસે જનાર વડી ખુબની સૌથી ચહડતી સફાઇ કીધેલો હોવો જોઇએ.—એ પ્રમાણે સાધારણ સફાઇની ચીજોને ચહડતે દરજ્જેની સફાઇમાં લઇ જવાનું ઇજશને, વંદીદાદ, બાજ, વગેરે ધર્મની ક્રિયાઓમાં કરવામાં આવે છે. સાધારણ વહેવારમાં પાદીયાબી હાલત બસ ગણાય છે.

એજ પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે જેને અડકવાથી પાદીયાબ ભાગે અને પાછા પાદીયાવ કીધાથી સાધારણ ચોખ્ખાઇની હાલતમાં આવી શકાય તે પહેલે દરજ્જેની અપવિત્રાઇ છે. બીજે દરજ્જેની અપવિત્રાઇ, જેવીકે દસ્તાન, સુવાવડ, ઇત્યાદિ બીજા હેહેર અને એક વર્ષ ઉપરના સુકા નસાના સંબંધમાં આવવાથી થતી છે, કે જે હાલતમાંથી આખાં શરીરે નહાવાથી પાદીયાબી હાલતમાં આવી શકાય છે. ત્રીજે દરજ્જેની અપવિત્રાઇ તે કે જે મુરદાંના લીલા નસાના સંબંધમાં આવવાથી થાય છે. તે હાલતમાંથી બરશનુમનું ચહડતું સ્નાન કરવાથી સાધારણ હાલતમાં પાછું આવી શકાય છે, અને તેથીબી વધારે જે અપવિત્રાઇ થાય કે જેનાં ઉપાયો બરશનુમ વગેરે યઓઝદાથ્રગરીથી થઇ શકે નહીં તેઓને પાદીયાબી હાલતમાં તો લવાતાં નથી માટે તેઓને એક ચોક્કસ રીતે બીજી બધી વસ્તુઓથી અને માણસોથી દૂર રાંખવાનાં ઉપાયો બતલાવેલા છે.

એ સઘલી જાતજાતની ચહડતી ઉતરતી શરીર સંબંધી તથા વસ્તુઓ સંબંધી ગેરસફાઇઓને દૂર કરવાનાં કામને તે માણસો તથા ચીજોને "યઓઝદાથ્ર આપવું" (ચોખ્ખાઈ આપવી) કરી કહે છે. એ કામ ઘણાજ પુરાતન જમાનાંનું એક જાતનું સ્નાનવૈદક (hydropathy or baths) હોય તેવું લાગે છે. એ ચોખ્ખાઇ આપવાની રીત જેમ જરતોસ્તી ધર્મમાં તેમજ ઘણાખરા બધા પુરાતન ધર્મોમાં જોવામાં આવે છે. જેમકે હીંદુઓમાં ચોક્કસ સ્નાનો છે, યાહુદીઓમાં ચોક્કસ નહાનો છે, જે ઉપરથી

ખ્રીસ્તીઓમાં 'બાપટીઝમ' એટલે પાણીથી સંસ્કાર આપવાનો રેવાજ આજ લગી ચાલતો આવેલો છે.

વલી જરતોસ્તી ધર્મમાં જેમ ગેતીને લગતી વસ્તુઓને નસા વગેરે નુકસાનકારક ચીજોની અસરથી "યઓઝદાથ્ર" આપવાનું કહ્યું છે, તેમજ મીનોઇ વસ્તુઓ જેવું કે દીલ, આત્મા, મન વગેરેનેબી ચોક્કસ તાજેશો અને ક્રિયાઓ કરાવીને ગુનાહરૂપી અપવિત્રાઇથી "યઓઝદાથ્ર" આપવાનું કહ્યું છે, જેમ ગેતીને લગતા માણસનાં ભાગો જેઓમાં કોહોતી વસ્તુઓથી કરીને દરૂજ (નુકસાન, રોગ) પેવસ થાય છે તેને "યઓઝદાથ્ર" આપવાના, એટલેકે તેઓને પોતાની અસલ ચોખ્ખી હાલતમાં લાવવાના ઉપાયો બતલાવેલા છે તેમજ આત્મા જે નીતિ સંબંધી ગુનાહોથી રોગીષ્ટ થાય છે. તેનેબી "યઓઝદાથ્ર" આપવાના એટલે ચોખ્ખા કરવાના ઉપાયો બતાવેલા છે. જરતોસ્તી ધર્મમાં બાહેરની સફાઇ મેલવવાનાં ઉપાય ઉપર ઘણું ધ્યાંન આપેલું છે, અને આત્માની સફાઇ ઉપર તેટલું ધ્યાંન આપ્યું નથી, એમ કેટલાએકો ભુલથી બોલે છે. પણ આદમીમાંની મીનોઇ ચીજોનેબી "યઓઝદાથ્ર" આપવાના ઉપાયો જરતોસ્તી ધર્મમાં બતલાવેલા છે. જેવા કે પશ્ચાતાપ, પરાયશ્ચિત, આરાધનાઓ, સખાવત અને એ વગેરે બીજા રવાનને ચોખ્ખાઇ આપવાનું કામ કરનારને 'અઓષાવરેજ' અને તેનાં કામને 'અઓષ્યા' કરી કહેલાં છે. આત્માને થતા રોગો એટલે ગુનાહો, તેઓના ચહડ ઉતર દરજ્જા, તેઓના ઉપાયો. વગેરેનો કાંઇએક વિચાર આપવા સારૂં આ ચોપડીને છેડે એક વધારો આપ્યો છે.

એ સઘલી શરીર સંબંધી તથા આત્મા સંબંધી પવિત્રાઇનું અને અપવિત્રાઇનું જ્ઞાન એટલુંતો બારીક છે અને માણસો તથા ચીજોને સફાઇ આપવાના ઉપાયો એટલાતો ચહડતા ઉતરતા છે કે તેઓનો બારીકીથી અભ્યાસ કરનારને માલૂમ પડે છે કે એ દરેક બાબતમાં ચહડતા ઉતરતા ઉપાયો બેહુદગીથી અથવા જેમ ગમે તેમ બતલાવેલા નથી. પણ તે દરેકમાં કાંઇ નહીં ને કાંઇ મતલબ છે. તેઓ શરીરના તેમજ આત્માના રોગોના ફેલાવાની સાંમણે સાહુચેતીની તથા બીજી એક અથવા બીજી ઉમદા મતલબો પાર પાડવાને માટેના છે, તે સાથે તેઓ બંધબેસતા, બની આવતા, અને તનદરૂસ્તી તથા સફાઇ અને આત્માનું નિર્મળપણું જાળવવાને ઘણાજ લાગુ પડતા છે. પણ આ જગાએ તે બધું વીસ્તારવાથી લંબાણ થાય છે તેથી ટુકું કરીને ફક્ત લાસના સંબંધની બાબત ઉપર આવ્યે છૈયે.

### ગુજરેલાંની લાસના નસાને અડકવાથી માણસ તથા ચીજોને થતી વધતી ઓછી રીમની.

બધું સામટી રીતે જોતાં એવું માલૂમ પડે છે કે નસા અથા લાસના

સૂક્ષમોની અસર માણુસો તથા ચીજોની ઉપર ત્રણ રીતે થતી ગણેલી છે. અને નસાના સંબંધમાં આવેલાં માણુસો તથા વસ્તુઓને પાછાં ચોખ્ખાં કરવાની કેટલીએક ચહડતી ઉતરતી રીતીઓ તેઓને લાગુ પડેલી નસાની અસરના પ્રમાણ પ્રમાણે જણાવેલી છે.

૧. લાસમાંની કોઇ લીલી એટલે તરી અને ભીનાશવાલી ચીજ જીવતાં માણુસનાં શરીરનાં કોઇ ખુલ્લા ભાગને અથવા કોઇ બીજી નક્કર અથવા પ્રવાહી ચીજને કસાબી અંતર વગર પાધરી લાગે તો એવી રીતનાં લાગવાને "હમરીદ" (અવસ્તામાં 'હાંમરએથ્ર') થવું કરી કહ્યું છે.[163]

૨. એથી ઉતરતી રીત એ કે એક માણુસ અથવા ચીજ લાસને હમરીદ રીતે લાગેલી હોય તે માણુસ અથવા ચીજનું બીજા માણુસ અથવા ચીજને લાગવું. એવી જાતનાં લાગવાને "પતરીદ" (અવસ્તા 'પઇતિરએથ્ર') કરી કહ્યું છે.[164]

હવે જે ચીજ પતરીદ રીતે રીમન કરે છે તે ગમેતો નક્કર હોય કે ગમેતો પાણીરૂપી પ્રવાહી હોય. હવા વતરોગે કોઇબી નક્કર અથવા પ્રવાહી વસ્તુનાં સાંધન (medium) થી દરૂજે નસુશની અસર ફેલાય તેને સારૂં અવસ્તામાં 'ફ્રાબ્નઓઇતિ' એવું ક્રિયાપદબી વપડાય છે.

અવસ્તાનાં મુખ્ય ભાગમાં તથા પાછલી ઘણીખરી કેતાબોમાં માણુસ અથવા ચીજો ઉપર આ બે રીતેજ થતી લાસનાં સૂક્ષમોની અસર મુખ્ય ગણીને ઘણાખરા તેઓનાજ ઉપાયો બતાવેલા છે.

૩. પણ વલી હવાની મારફતે થતી લાસના સૂક્ષમોની અસરને એક ત્રીજી જાતની રીમની ગણેલી છે કે જે અલબતે પતરીદ કરતાંબી ઓછી રીમની છે. એ રીમની લાગુ પડવાને અવસ્તામાં 'ઉપદ્વાંસઇતિ' કરી કહે છે. પણ પાછલી ભાષાઓમાં એને વિષે કોઇ ચોક્કસ શબ્દ ઠેડવેલો નથી. એ રીમની ઘણીજ થોડી તેમજ ઘણી બેમાલૂમ છે. અમે તેની રોગકારક અસર કોઇ ચોક્કસ સંજોગોમાં કોઇ શખ્સને વધારે થાય તો તેજ સંજોગોમાં બીજાંને ઓછી થાય અથવા મુતલક નહીં થાય. કોઇ મજબુત બાંધાના પણ નબલાં મનનાં માણસને તેની અસર થાય, અને કોઇ નબલાં બાંધાનાં પણ મજબુત મનનાં અને હીમતવાન માણસપર તેની અસર નહીંબી થાય. એમ બની શકે એવું છે તોપણ ઘણી વખ્તે નાહાની બાબતોની બેદરકારી રાખવાથી મોહોટાં નુકસાનકારક પરિણામો નીપજે છે એવા વિચારથી સાહુચેતીના એક કાનુન તરીકે તેવી નાહાની રીમનીનેબી

---

૧૬૩.—દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૩:—" 'હમરીદ' તે છે કે તેનું શરીર નસા સાથે લાગેલું થાય."

૧૬૪.—દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૩:—" 'પતરીદ' તે છે કે જે નસા સાથે લાગું હોય તેને લાગે."

નજીવી ગણીને છોડી દીધી નથી, પણ તેની સાહુચેતીના ઉપાયો બતલાવ્યા છે. એ ત્રીજી જાતની રીમનીને 'પલીદ' (અવસ્તા 'ઉપરએથ્વ') એવું નામ આપણી સગવડને સારૂં આપીશું. હવાનાં સાંધન (medium) થી દરૂજે નસુશની અસર એક જગેથી બીજી જગે ફેલાય તેને સારૂ અવસ્તામાં 'ઉપદાંસઇતિ' એવું ક્રિયાપદબી વપડાય છે.

માણસોને નક્કર તથા પ્રવાહી પદાર્થોની મારફતે ઉડતા રોગો તથા ચેપોનાં ફેલાવાની બે રીત આજનાં અંગ્રેજી વૈદકશાસ્ત્રમાં જણાવેલી છે: તેઓને 'કન્તેજન' (contagion) અને 'ઇનફેકશન' (infection) કરી કહે છે. એ માંહેલુ 'કન્તેજન' જરતોસ્તીઓની 'હમરીદ' તથા 'પતરીદ' રીમનીને અને 'ઇનફેકશન' પલીદ રીમનીને ઘણેક દરજ્જે મલે છે. તે ઉપર આપેલાં હમરીદ, પતરીદ, અને પલીદ રીમનીઓનાં બચાનોને અંગ્રેજી વૈદકની ચોપડીઓમાંનાં કેટલાએક ફકરાઓ સાથે મેલવ્યાથી તુરત માલૂમ પડે છે.[૧૬૫]

---

૧૬૫.—જેમ્સ એચ પીગફોર્ડ એમ૦ ડી૦ ની 'હાઇજીની' સફે ૧૬૦:—"પૃથવીની સપાટીપર મરકી ફેલાવનારી અને કોહતી વસ્તુઓમાંથી નીકલીને વાતાવરણને બીગાડનારી વરાળોથી વાયુરૂપી ઝેરી વરાળો કે જે પ્રાણીને લગતી અથવા વનસ્પતીને લગતી વસ્તુઓનાં કોહોવાટનાં ફેરફારોથી નીપજે છે, તેઓથી અથવા તે બેઉ સાથે મલવાથી, અથવા જે સઘલી વસ્તુઓ શરીરને ખરડનારી, બીગાડનારી, નીપજે છે અથવા કોહોવાડનારીઓ છે તે સઘલીઓનાં એકઠાં મલવાથી વાંતાવરણની હવાની હાલત જે બીગડે તે બીગાડાને 'ઇનફેકશન' (infection) મરકી અથવા ઉડતો રોગ સમજવામાં આવે છે."

સફે ૧૬૧:—"હવાના બીગાડાથી અથવા રોગી બદનોમાંથી બાહેર પડેલી વસ્તુઓમાંથી નીકલતી ખરાબ હવાઓથી, અથવાતો ચોક્કસ ઝેરો ચુસેલી પ્રવાહીઓનાં લાગવાથી, અથવાતો તેઓના પાધરા અથવા આડકતરા સંસર્ગથી એક રોગી ઉપરથી તનદરૂસ્ત માણસમાં ઉડતા રોગને દાખલ કરવાનાં કામને 'કનટેજન' (contagion) સ્પર્શ અથવા ચેપ કરી સમજવામાં આવે છે."

કોપલન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીસીન' સફે ૩૪૫:-"કવેસનીનાં વખ્તથી 'ઇનફેકશન' એ શબ્દ બીમાંર માણસથી તનદરૂસ્ત માણસને જે દરદ હવામાં પથરાયલી રોગી હવાની મારફતે આપવામાં આવે તેને સાધારણ રીતે લગાડવામાં આવ્યો છે. અને 'કનટેજન' એ શબ્દ પાધરી અથવા આડકતરી રીતે લાગવાથી જે એક ચોક્કસ દરદ ફેલાવવામાં આવે તેને લગાડવામાં આવ્યો છે."

સફે ૩૪૯:-"બીજા કેટલાએક મેલો તેમાં ખાસ કરીને રોગી પ્રાણીઓ માંહેલા, જ્યારે નહીં સકાપ પડેલી ચામડીને વટીક લાગે છે ત્યારે કેટલીએક વખ્તે ભયંકાર દરદો ઉત્પન્ન કરે છે. એનાં દાખલા "મેલીગનેનટ પસત્યુલ" અને બીજાં દરદો જેનું વર્ણન ઉપર કીધું છે તેમાંથી મલે છે, પ્રાણીઓ માંહેલી કોહોતી વસ્તુઓનો ચેપ લગાડવાથી અને ઝેરી જાનવરોનાં ડંખથી આખાં શરીરને એક ઘણી અજાયબ રીતે રોગ ઉડે છે. પેહેલાં ચેપની રીતથી જે રોગ પેદા થાય છે તેં ધીમો, ઉકલાટ કરનારો, અને "એંડીનીમીક" તાપ છે. પણ એ પ્રમાણે જે દરદો ઉભરી આવે છે તે બીજાઓમાં ફેલાઇ શકતાં નથી. સીવાય કે જે માણસમાં તે દરદ ઉભર્યું હોય તેની રોગી રસીનો ચેપ બીજાં માણસને લગાઢવામાં આવે અથવાતો તેનાં મરણ પછી તે મુએલાં શરીરમાંની રસી બીજાને લગાડવામાં આવે ત્યારે."

ડોકટર સ્મીથના 'ડીસઇનફેકટન્ટસ એન્ડ ડીસઇનફેકશન,' સફે ૧૮:-"જ્યારે એક કોહોતી વસ્તુ બીજી એક સાજી વસ્તુને લાગે છે અને પોતાનો કોહોવાટ તેમાં દાખલ કરે છે તે કોહોવાટ

હમરીદ રીમનીને સૌથી વધારે નુકસાનકારક ગણેલી છે તેથી તે દૂર કરવાનાં ઉપાયોબી સૌથી ચહડતે દરજ્જેના કહ્યા છે. પતરીદનું નુકસાન તેથી ઉતરતું ગણ્યું છે તેથી તેના ઉપાયો તેથી ઉતરતે દરજ્જેનાં કહેવાય છે, અને ત્રીજી જાતની પલીદ રીમનીની અસર તેથીબી ઉતરતી ગણેલી છે તેથી તેના ઉપાયોબી તેવાજ હલકા કહ્યા છે. માણસો અથવા ચીજો જેઓની ઉપર હમરીદ, પતરીદ, અને પલીદ રીતે દરૂજે નસુશની વધતી અથવા ઓછી અસર લાગુ પડી હોય તે અસરોનાં દરજ્જા અને તે અસરો લાગેલી વસ્તુઓને ચોખ્ખી હાલતમાં પાછી લાવવાનાં ઉપાયો ટુંકમાં નીચે પ્રમાણે છેઃ—

૧. સૌથી ચહડતામાં ચહડતી જાથુકની હમરીદ રીમની, કે જે રીમનીને દૂર કરવાનો ઉપાય મુતલક રેહેતો નથી. એ રીમનીની અસર તલે આવેલાં માણસ અથવા ચીજને 'અયોઝદહ્ય' (નહીં ચોખ્ખું કરાય એવું) કરી કહે છે. તે માણસો અને ચીજોને અલગ રાખીને કામે લગાડવા કહ્યું છે જેની વીગત આગલ આવશે.

૨. ચહડતી જાતની હમરીદ રીમની. એ રીમનીથી રીમન થયલું માણસ મોહોટું બરશનુમ નાહીને નવ રાત લગી (segregation) દૂર બેસીને પોતાની અસલ ચોખ્ખી હાલતમાં આવી શકે છે તથા ચીજોને ચોક્કસ રીતે ધોવાથી તેઓ અસલ સાફ હાલતમાં આવી શકે છે.

૩. ઉતરતી જાતની હમરીદ રીમની. એ રીતે રીમન થયલાં માણસને "સીશીઉ નોહોન." (سی شوی) કે જે એક ઉતરતી જાતનું બરશનુમ છે, અને જેમાં બરશનુમ નહાવા પછી નવ રાત દૂર બેસવાની જરૂર નથી, તે નહવાડયાથી તે પોતાની અસલ ચોખ્ખી હાલતમાં આવે છે. એ રીતે હમરીદ થયલી ચીજોને ચોક્કસ રીતે ધોવાથી તેઓ પોતાની અસલ હાલતમાં આવે છે.

૪. પતરીદ રીમની. એ રીમની લાગુ પડેલાં માણસને ફક્ત ચોક્કસ રીતે સાદું નહાવાથી સફાઇ મલે છે. અને એ રીતે પતરીદ થયલી વસ્તુઓનેબી સાફ કરવાનું વધારે સેહેલું હોવું જોઇએ.

૫. પલીદ. એ સૌથી ઉતરતી જાતની હવાની મારફતે થતી રીમની અથવા તો નસાથી ઉડતા રોગને આધીન થવાની ધાસ્તીથી થતું નુકસાન છે. તેની અસર કોઇબી રીતે મુએલાં શરીરને લાગવાથી નહીં, પણ ફક્ત તેમાંથી ઉડતા સૂક્ષ્મો હવાની મારફતે લાગવાથી થાય છે; અથવા તો કાંઇ બેમાલુમ રીતે સેહેજ અસર થઇ હોય એવો શક અથવા બીહીક મનમાં હોય અને તે બીહીક રાખવાથી કરીને જે નુકસાન થાય તે છે. એનો ઉપાય સાદું

---

ફેલાવવાનું કામ એક રોગીને લાગવાથી તનદરૂસ્ત માણસને રોગ લાગુ પડે તને કેટલેક દરજ્જે મલતું આવે છે."

નહાવું અથવા મોહોડું હાથ ધોઇને પાદીઆવ કરવો, બદનને ખુશબો લગાડવી, હવામાં લોબાન વગેરે સુગંધી વસ્તુઓની ધુપ કરવી, મનને હીંમત આપે એવા ગાથાનાં અને બીજા કલામો પઢવા, ઇત્યાદિ છે.

આ જુદે જુદે દરજ્જેની રીમનીના વર્ગો તથા તેઓની વધતી ઓછી અસરો પ્રમાણેના ચહડ ઉતર ઉપાયો જે જરતોસ્તી ધર્મમાં જણાવ્યા છે, તેઓ લગભગ તેમજ આજનાં અંગ્રેજી વૈદકશાસ્ત્રની ચોપડીઓમાં જણાવેલી ઉડતા રોગોની ચહડતી ઉતરતી અસરો અને તેઓના ઉપાયોને મલતા આવે છે તે તેઓમાંના કેટલાએક ફકરાઓ સાથે સરખાવવા ઉપરથી માલૂમ પડે છે.[૧૬૬]

એ ફકરાઓની મતલબ અને જરતોસ્તી ધર્મપુસ્તકોમાં જણાવેલી રીમનીનાં ઉપાયોની મતલબ એકજ છે. તોપણ આટલું ધ્યાનમાં રાખવું જોઇએ કે આજનાં સુધરેલાં અંગ્રેજી વૈદકમાં જે ઉપાયો ચોક્કસ મોહોટી બાબતોમાં ચોક્કસ વખ્તેજ વાપડવાની જરૂર જણાવી છે તેઓને જરતોસ્તી ધર્મમાં એ ધર્મનાં અતીશે સાહુચેતી વાપડવાનાં કાનુન પ્રમાણે મોહોટી અથવા નાંધલી બધી જાતની રીમનીમાં બધે વખ્તે વાપડવાનું ફરમાવ્યું છે.

રીમની એટલે શું અને ચોખ્ખાઇ એટલે શું તે વિષેની શરૂઆતની સમજણ ઉપર મુજબ આપવા પછી જુદાં જુદાં રીમન માણસો અને ચીજોને

૧૬૬:—કોપલન્ડની 'ડીક્ષનરી ઓફ મેડાસીન-ઇનફેકશન' સફે ૮૫૯:—"મરકીનાં ફેલાવાથી બચાવ કરનાર અને તેની અસરોને ઓછી કરનાર ઉપાયો બે વર્ગોમાં વેહેંચાય છેઃ—પેહેલું, જે ઉપાયો કે મરકી ફેલાવનારી ચીજોને દૂર રાખીને અથવા તેઓનો નાશ કરીને જીવતાંઓનો બચાવ કરે છે તે, તથા ઉડતા રોગની અસર તળે આવેલાં માણસો અથવા ચીજો સાથેનો સંબંધ અટકાવાથી જે બચાવ થાય છે તે. બીજું તે ઉપાયો કે જેઓ રોગની અસરનો અગાઉથી અટકાવ કરનારા છે અને જેઓ હવાની મારફતે ઉડતા અથવા પાધરી રીતે સંબંધમાં આવવાથી ઉડતા રોગોની અસરની સામણે માણસોને અગાઉથી કૈવત આપીને તેઓનો બચાવ કરે છે તે. એઓમાંનાં પેહેલા વર્ગનાં ઉપાયો વળી નીચલા વિભાગોમાં વેંહેંચાય છેઃ—પેહેલું, ઉડતા રોગની અસર તળે આવેલાં માણસ અથવા ચીજને બીજાં તનદુરસ્ત માણસોને અડકવાથી કેટલીએક મુદત લગી દૂર રાખવાં. બીજું, ઉડતા રોગની અસર તળે આવેલી સઘલી વસ્તુઓને દૂર રાખવી અથવા તેઓનો અથવા તેવી સઘલી ચીજોનો નાશ કરવો. ત્રીજું, હવા અથવા બીજી કોઇબી પ્રવાહી અથવા વાયુરૂપી પદાર્થમાં ઉડતા રોગજનક સૂક્ષ્મો પીગલાવી નાખવા અથવા તેઓનો નાશ કરવો."

રોબર્ટસની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૯૩:—"જે માણસોમાંથી ઉડતા રોગો ફેલાવાનો સંભવ હોય તેઓને જાહેર જગાઓમાં બીજાઓ સાથે ભેલાવા નહીં દેવા જોઇએ."

સફે ૯૪:—"'કવારેનટાઇન' (ચાલીસ દિવસ લગી અડકવાની મનાઇ)ની ચાલ જારી રાખવાનીબી જરૂર પડે છે."

સફે ૯૨:—"જેટલું બની શકે તેટલું બીજાં માણસોથી દૂર રાખવું જરૂર છે, અને ઘણાએક દાખલાઓમાં તો નજદીક તદન દૂર રાખવાની જરૂર છે."

"કોપલન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીસીન ઇનફેકશન' સફે ૩૬૨:—"ઉડતા રોગને આધીન થયલાં શરીરમાંથી પાધરી નીકલતી અથવા બીજી ચીજોમાં થઇને નીકલતી ઝેરી હવાઓ આપણાં શરીરને

ચોખ્ખી કરવાની વિગતો શરૂ કર્યે છીએ. પ્રથમ સૌથી ચહડતે દરજ્જેની રીમનીનું બયાન, ત્યાર પછી માણુસોને થતી ચહડ ઉતર દરજ્જેની રીમનીનું બયાન, અને તે પછી માણુસોએ વાપડવાની હુન્નરથી બનાવેલી વસ્તુઓને થતી રીમનીનું બ્યાન, અને તે પછી કુદ્રતના તત્વોને થતી રીમનીનું બયાન કરીશું. અને સેવટે એ સર્વે જુદી જુદી અને ચહડ ઉતર રીમનીઓની અને તેઓને દૂર કરવાની જુદી જુદી રીતીઓની વિગતો ઉપરથી શું સાર નીકલે છે તે જણાવીશું.

### નહીં ચોખ્ખાં કરી શકાય એવાં માણુસો તથા ચીજો.

સર્વે કોઇને જાહેર છે કે માણુસનાં શરીરની ખાસીઅત એવી છે કે તેને જો એક ચોક્કસ આદત પડી હોય અને તે આદત ઘણાં વખ્ત સુધી ચાલુ રહી હોય તો તે શરીરનું ખમીર તે આદતના ખવાસનું બની જાય છે, જે ફરીથી ઘણા ચાંપતા ઉપાયોથીબી કદાચજ પોતાની અસલ ખવાસપર લાવી શકાય છે, જેમકે કેટલાએકોને જો ચોક્કસ કોહોવાટના અથવા રગતપીતના અથવા ગરમીનાં અથવા ચેપી રોગો થાય છે તેઓ જો ચોક્કસ હદની અંદર હોય છે તો તેઓનાં ઉપાયો થઇ શકે છે, પણ તે હદની બાહેર જાય છે તો તેઓનાં ઉપાયો રેહેતા નથી, તેથી તેવા લોકો જોકે તુરત મરી જતાં નથી તોપણ બીજાં માણુસોને તેઓથી સંભાલ રાખીને ઘણું દૂર રેહેવું પડે છે, કેમકે નહીં તો તે રોગો તેઓનેબી ઉડવાનો સંભવ રહે છે. કેટલીએક વખ્તે ચોક્કસ જાતના દરદોવાલાં માણુસોને પોતાની ઓલાદ વધારવાથી અટકાવવાની જરૂર છે. અને જો તેમ સમજીને તેઓ પોતે તે નહીં કરે અથવા સરકાર અથવા મંડલી જો તેઓને પોતાની ઓલાદ નહીં વધારવાની ફરજ પાડે તો બેશક માણુસજાતને બહુ ફાયદો થાય. કેમકે માબાપની અસર બચ્ચાંમાં ઉતરવાનો કુદ્રતનો નીયમ એવો તો ચોક્કસ છે કે સેંહકડે નેવું ટકા માબાપને જે રોગ કે ખામી હોય છે તે તેઓનાં બચ્ચાંઓમાં ઉતરે છે અને પ્રજા નબલી અને રોગી થતી જાય છે. એટલુંજ નહીં પણ માબાપની ચુકથી બચ્ચાંઓપર નાહક ઘાટકીપણું ગુજરે છે. માટે એવાં માણુસોને તેઓ સારાં થાય ત્યાંસુધી અથવા જો સારાં થવાની આશા નહીં હોય તો તેઓ જીવે ત્યાંસુધી તેઓને માટે વસ્તીથી દૂર એકાંતમાં જગાઓ અથવા આશ્રમો કરી રાખીને ત્યાં ઘટતી સંભાળ, ચોકસાઇ, અને બંદોબસ્તથી રાખ્યાં હોયતો આખી વસ્તીની જાહેર તનદરૂસ્તીને તેથી ફાયદો થાય અથવા નુકસાન થવાની સામણે

---

નહીં લાગે તેની સંભાળ રાખવાને દરેક અકલમાં આવે તેવા ઉપાયો વાપડવા જોઇએ. તે ઉપાયોમાંનાં જેટલું બને તેટલું ઘણુંજ ચોકસાઇથી પોતાને દૂર રાખવું, અથવા જેઓ તે રોગોને આધીન થયા હશે એવો સંભવ હોય તેઓની સાથનો સંબંધ ઘણોજ બંધ રાખવો, એ ઉપાયો ધ્યાંન આપવા જોગ છે."

સાહુચેતી રહે. ઘણુંએક એવાં દરદો છે કે જેનાં દરદીઓથી દૂર રહેવાને અથવા તેઓની પાસે ઘટતી સંભાલથી જવાને આજના ડાકતરો મજબુત ભલામન કરે છે. એવા રોગીઓને વસ્તીથી દૂર રાખવાનું આગલા જરતોસ્તીઓમાં ચાલુ હતું એવું અનુમાન કરી શકાય છે. વંદીદાદની બીજી પરગરદમાં જમશેદનાં 'વર' માંહેલી તનદરૂસ્તીનું બયાન કીધું છે તેમાં વસ્તીમાંથી ચોકસ જાતનાં દરદીઓને દૂર રાખવાનું જણાવ્યું છે (વં૦ ૨. ફ૦ ૨૯–૩૭). તેજ પ્રમાણે હીરોડોટસ અને બીજા તવારીખ લખનારાઓ કહી જાય છે કે પુરાતન ઇરાનીઓમાં કેટલાએક ચોક્કસ રોગોને આધીન થયલાં માણસોને વસ્તીથી બાહેર રાખવામાં આવતાં હતાં.

એજ પ્રમાણે જે લોકો જીવતાંઓની તનદરૂસ્તીને નુકસાન કરે તેવી ચીજોનાં સંબંધમાં હદથી બાહેર અથવા જાથુક અથવા વારેઘડીએ આવ્યા કરે છે તેઓને તે ચીજોનું ખમીર થઇ જવાથી તેઓનાં શરીરોમાં કાંઇ નુકસાન માલૂમ પડતું નથી, પણ પેલી નુકસાનકારક ચીજ સાથે જાથુક સંબંધ રાખવાથી તેઓનાં શરીરોની ખાસીઅત એવી થઇ જાય છે કે બીજાંઓ જો તે માણસોની સાથે નજદીકનો સંબંધ રાખે તો તેઓની તનદરૂસ્તીને ઘણી અથવા થોડી હાની પોંહાંચે. માટે તેઓથી દૂરી રાખવી એ કાંઇ નહીં પણ એક જાતની સાહુચેતી છે. કહેવત છે કે અત્તારની પાસે બેઠાથી આપણાં કપડાં ખુશબો મેલવે છે અને લુહારની પાસે બેઠાથી તેઓને દાઘ લાગે છે, તે કહેવત જેમ મનની નીતિની બાબતમાં લાક્ષણીક રીતે ખરી છે તેમજ શરીરની આરોગ્યતાની બાબતમાં બોલેબોલબી ખરી છે. એટલા માટે જરતોસ્તી ધર્મે સાહુચેતીની રૂએ જે લોકો નસાને પોતાનાં શરીરમાં પચાવી દે અથવા વારેઘડીએ અથવા દરરોજ લાસ અથવા બીજી નજીસાતનાં સંબંધમાં આવ્યા કરતા હોય તેઓને તેમ કરવાથી તેઓનાં શરીરનું ખમીર દરૂજે નસુશની એટલેકે લાસનાં અથવા બીજા નસાનાં કોહવાટના સૂક્ષ્મોની અસરનું થઇ જાય છે અને ફરીથી સાફ કરી શકાતું નથી. એમ ગણીને બીજા માણસોથી તેઓને વધતાં અથવા ઓછાં વેગલાં રાખવાનું ઠરાવ્યું છે. જેવાકે નસા ખાનાર,[૧૬૭] નસાને તથા બીજી નજીસાતને

---

૧૬૭.–વં૦ ૭ ફ૦ ૨૩–૨૪:–"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! તે માણસો કયારે ચોખ્ખાં થાય, અશો અહુરમજદ! જેઓ ગુજરેલાં માણસો અથવા કુતરાંઓનાં નસાને ખાય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:–અશો જરતોસ્ત! તેઓ ચોખ્ખાં કરી નહીં શકાય એવાં છે. તેઓ માણસોને રોગ (સં૦ ग्राह) ઉતપન્ન કરનારાં તથા તેઓને બુઢા નાતવાન (સં૦ जाठ) કરનારા છે. અને તેઓ માણસોને (તેઓની) આંખોમાંથી સફેદ કીકીને બાહેર કાઢવાનો રોગ ઉત્પન્ન કરે છે. તેઓનાં (શરીરોનાં) દરેક છીદ્ર) નખ, બાલ, રૂઆં વગેરે શીંગડાંની માફક જે ઉગે છે અને જેમાં જીવશક્તિ ફરતી નથી તે)માં તે દરૂજે નસુશ ગાલેબ થાય છે. (તેથી કરીને) પછી તેઓ જીવે ત્યાં લગી ચોખ્ખાં નહીં કરાય એવાં થાય છે."

પાણી તથા આતશમાં મેલવવાનું કામ કરનાર અને તેમ કરીને પોતાનાં શરીરને ચોખ્ખું નહીં કરનાર (જુઓ નોટ ૩૫ મી)[૧૬૮] જાથુકનો નસા સાલાર,[૧૬૯] ગોર ખોદીને મુરદાં દાતનાર, ગરદન મારનાર, ફાંસી ચહડાવનાર, દાઇપણાંનો ધંધો કરનાર, સુવાવડી તથા અડકાયલી ઓરતોને અડકીને તેઓની ચાકરીમાં રહેવાનો ધંધો કરનાર, હમામી, નરખ ઉચકનાર, જાહેર કચરો સાફ કરનાર, ચમાર, ખાલપો, ફસ ખોલનાર, જળો મુકનાર, અને સૌથી ઓછે દરજ્જે હજામ,[૧૭૦] ઇત્યાદિ એવા દરેક ધંધાવાલાઓ કાંઇ નહીં ને કાંઇ વધતા અથવા ઓછા નુકસાનકારક નસા અથવા નજીસાત સાથે જાથુક સંબંધ રાખે છે. તેથી જોકે તેઓને તેનું ખમીર થઇ જાય છે તોપણ બીજાઓ જેઓનું ખમીર તેઓનાં જેવું નથી તેઓ જો તેઓનાં સંબંધમાં આવે તો તેઓબી તે વખતે ઓછે દરજ્જે નસાના સંબંધમાં આવેલા ગણાય. એટલા માટે જેમ જેનો ધંધો વધારે ખરાબ અથવા ઓછો ખરાબ નસા અથવા નજીસાત સાથે સંબંધ રાખવાનો છે તેમ તેનાં પ્રમાણ પ્રમાણે તેઓથી વધતા ઓછા દુર રહેવાનું અથવા તેઓને અડકે તો ચોક્કસ રીતે પાછા સાફ થવાનું વધતા ઓછા પ્રમાણમાં કહેલું છે. વંદીદાદમાં તથા આપણાં ધર્મને લગતી બીજી કેતાબોમાં કહે છે કે જે માણસો હમેશાં નસાના સંબંધમાં આવ્યા કરે છે તેથી તેઓનાં શરીરોના મોહોટાં તથા નાહાનાં છીદ્રોને રસ્તે નસાના સૂક્ષ્મો વારેઘડીએ દાખલ થયા કરે છે અને તેઓનાં

---

૧૬૮.–વં૦ ૭ ફ૦ ૨૫–૨૭:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર અશો ! તે માણસો કયારે ચોખ્ખાં થાય, અશો અહુરમજદ ! જેઓ ચોખ્ખાં થયા વગર (જાથુક) નસાને તથા નજીસાતને પાણી તથા આતશ તરફ લેઇ જાય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:– અશો જરતોસ્ત ! તેઓ ચોખ્ખાં કરી નહીં શકાય એવાં છે... ........................નસાનું કામ કરનારા દરવંદો (કેમકે) તેઓનાં (શરીરોનાં) દરેક છીદ્રમાં તે દરજે નસુશ ગાલેબ થાય છે (તેથી કરીને) પછી તેઓ જીવે ત્યાં લગી ચોખ્ખાં નહીં કરાય એવાં થાય છે."

૧૬૯.–વં૦ ૩. ફ૦ ૧૪:-"હરેક કોઇ એક જણે મુરદારને લઇ જનાર થયા કરવું નહીં, પણ જો એક જણ મુરદારને લઇ જવાનુંજ કામ કરે અથવા નાકથી, આંખથી, જીભથી, મોહોડાંથી, પેશાબની વાટેથી, અથવા ઝાડાની વાટેથી, (દરજે) નસુશ (નસાના સૂક્ષ્મોની અસર) તેને આમેજ થયા કરે તો તે (કામો કરનારાઓ) નાં દરેક નખ, બાલ ઇત્યાદિ (Scales)માં દરજે નસુશ (નસાનાં સૂક્ષ્મોની અસર) ગલબો કર્યા કરે છે. તેથી પછી તેઓ જીવે ત્યાં લગી ચોખ્ખાં નહીં કરાય એવાં રહે છે."

૧૭૦.– બ૦ કા૦ ૨૦ સફે ૧૮૪,૧૯૦; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૦:–"વલી જાણવું કે ઘોર ખોદવાનો, બાલ તથા નખને લગતો, હમામખાનાને લગતો, અને સંઘરા મુકવાને લગતો ધંધો કરનારનાં સંબંધ રાખનારે બરશનુમ નાહીને ચોખ્ખો થવાની જરૂર છે, અને જે કોઇકે બરશનુમ નાહીને ચોખ્ખો નહીં થયો હોય તે જો ખાંધ્યયાનો ધંધો કરે તો તે રીમન રહે છે."

. ધી રીલીજીયન, ઇત્યાદિ, સફે ૨૨૯:–"પોરફીરી કહે છે કે ચોખ્ખાઇ જાળવવામાં તેઓ (પુરાતન ઇરાનીઓ) એટલીબધી હદ લગી જાય છે કે તેઓ માત્ર મુરદાર ગોસ્તથી દૂર રહે છે એટલુંજ નહીં પણ તેઓ કસાઇઓ અને શીકારીઓથીબી દૂર રહે છે."

શરીરનું ખમીરજ ગોયા એવું થઇ જાય છે કે ગમે તેટલા સફાઇ આપવાનાં ઉપાયો વાપડયે તોબી તેઓની અસલ હાલત પાછી મેલવવી અશકય છે. એટલામાટે તેઓને 'અયોઝદય' (નહીં ચોખ્ખાં કરી શકાય એવાં) કરી કહ્યાં છે. વંદીદાદનાં વખ્તમાં જરતોસ્તીઓમાં જેમ કેટલીએક ચીજો અને હુન્નરો નહીં જણાયલા હતા તેમજ કેટલાએક ધંધાઓબી નહીં જણાયલા હતા તેથી તે ધંધાવાલા આદમીઓને બીજા આદમીઓથી અલગ રાખવાનાં લખાણો મલતાં નથી. પણ પાછલથી જેમ જેમ તે ધંધા જરતોસ્તીઓમાં જણાતા ગયા તેમ તેમ તે ધંધાદારીઓનો વધતો અથવા ઓછો નસા અને બીજી ગલીચીઓ સાથેનો સંબંધ જોઇને તે પ્રમાણે તેઓથી વધતી અથવા ઓછી દૂરી રાખવાનાં કાયદા આપણા લોકોએ પાછલથી દાખલ કીધેલા પાછલી કેતાબોમાં મલે છે. એ જેમ બધી બાબતોમાં આપણાં લોકોએ મૂળ અવસ્તાની તથા ધર્મની મતલબને વલગી રહીને પાછલા વખ્તમાં રેવાજો અને ધારાઓ ઘણી બાબતોમાં પાડયા છે તેને મલતુંજ છે. વાસ્તે જ્યાંલગી એ મતલબથી 'અયઓઝદય' માણસોને બીજાઓ નહીં અડકે અને તેઓને તેઓના નસા, રીમની વગેરે સાફ કરવાનાં કામો કરવા દીએ ત્યાંલગી કાંઇ વાંધાભરેલું નથી, પણ વંદીદાદની મતલબને મલતુંજ છે. આ જરતોસ્તી ધર્મનાં મતને મલતુંજ મત આજનાં કેટલાએક કાબેલ અંગ્રેજ તબીબોનુંબી છે, જે તેઓની કેતાબો ઉપરથી માલૂમ પડે છે.[૧૭૧] તે ઉપરથી ખુલ્લી રીતે દેખાય છે કે જેઓનું કામ વધતે

૧૭૧.—કલીનીકલ મેદીસીન-વોલ્યુમ ત્રીજું—સફે ૪૧:—"વાતાવરણમાં ફેલાયલો એકજ રોગી સૂક્ષમ મીસર દેશની કબરોમાં પડેલા ઘંઉનાં દાણાની માફક છુપો રહી શકે છે. પણ જો ઘંઉને બાહેર કાઢીને તેને લાયકની જગ્યામાં વાવ્યો હોય તો તે તેમાં ઉગીને બીજા અનેક ઘંઉનાં દાણા તેમાંથી પેદા થશે. તેમજ જો પેલો એક સૂક્ષમબી જો તે બીજા સૂક્ષમોને જન્મ આપવા લાયકની જગ્યામાં મુકાય તો જે જે તત્વોના સંબંધમાં તે આવશે તેઓને ખરચે તે પોતાની જાતનો વધારો કરશે. તેનાં અનુકુલ સાધનમાં અને તેની જાત પ્રમાણે તે પોતાને ઉભરાવવાનાં જુદા જુદા દેખાવોને જન્મ આપશે. કોણ જાણે કેટલા બધા એવા રોગના સૂક્ષમો હવામાં છુટા ઉડતા હશે અને ચોક્કસ અનુકુલ સંજોગોની વાત જોતા રહેલા હશે કે જેમ થતાંજ તેઓ પોતાની હસ્તી જાહેર કરીને ઉગી નીકલીને પોતાની જાતનો વધારો કરીને ધારેલો રોગીષ્ટ જુસ્સો ઉત્પન્ન કરે ! આ વાત શું કહેવામાં આવી નથી કે પરૂમાંથી પરૂ પેદા થાય છે ?"

સફે ૫૦:—"વલી આ સારીપેઠે જણાયલું છે કે અગાઉથી ચેપ લગાડી મુકયો હોય તો ઘણું-કરીને પાછલથી લાગતા ચેપથી નુકસાન થતું નથી."

સફે ૫૧:—"એવું જણાય છે કે પેહેલીજ વાર ચેપની રસી બદનમાં દાખલ થાય છે ત્યારે તેમાંની સઘલી ચીજો જે તેનીથી ચેપવાલી થઇ શકે તેઓને એકદમ જુસ્સો આપી દીએ છે. તથા તેનો એવી રીતે તો નાશ કરે છે કે બીજીવાર ખમીર એટલે કે ચેપ જો દાખલ કીધા હોય તો ત્યાં તેને પોતાનું કામ કરવાને કાંઇ વસ્તુ મલતી નથી. એજ પ્રમાણે રોગી ચેપની અસરનું નહીં લાગુ પડવું વારેઘડીએ તેનાં સંબંધમાં આવવાથીબી ધારવામાં આવેલું છે."

દાકતર સ્મીથની 'દીસઇન્ફેકતન્તશ એન્ડ દીસઇનફેકશન' સફે ૨૯:—"જે પ્રાણી વસ્તુઓ કે

અથવા ઓછે દરજ્જે નસા, નજીસાત અથવા રોગજનક વસ્તુઓનાં સંબંધમાં આવવાનું હોય અથવા જે માણુસો અને ચીજોનું ખમીર નસાને લગતું થઇ ગયું હોય તેઓ સાથે બીજા માણુસોએ સંબંધમાં આવવાથી તેઓને કાંઇ ફાયદો નથી પણુ ઓર નુકસાન થવાનો સંભવ રહે છે, એટલા માટે જરતોસ્તી ધર્મમાં સરેશ્તાનાં સાહુચેતીનાં કાનુન પ્રમાણે એવા લોકોને તથા ચીજોને બીજાઓથી દૂર રાખવાનું ઠરાવ્યું છે તે ફાયદાકારક છે.

જેમ માણુસોની રીમની ચોકકસ કારણોથી દૂર નહીં કરી શકવાને લીધે તેઓને 'અયોઝદય' (નહીં ચોખ્ખાં કરવાં જોગ) ગણીને બીજા માણુસોને તેઓને અડકવાની મનાઇ કીધી છે. તેમજ કેટલીએક નીર્જીવ વસ્તુઓનેબી ચોકકસ કારણોથી 'અયઓઝદય' ગણીને તેઓને અડકવાની મનાઇ કીધી છે. જેમકે મટોડીની અથવા લાકડાંની અથવા 'ફ્વાક્ષ' નામની એક વસ્તુ

---

મુખ્ય કરીને નુકસાનકારક જાણુવામાં આવેલી છે તે માનસો અને પશુઓ ઇત્યાદિનું નરખ, છાન, વગેરે છે એમાં કાંઇ શક નહી. જ્યાંમધી આપણે જાણ્યે છૈયે ત્યાંસુધી જ્યારે એ વસ્તુઓનું પૃથક્કરણુ થાય છે ત્યારે તેનું જે પરિણુામ નીપજે છે તે નજદીક આખાં પ્રાણીનાં શરીરનાં પૃથક્કરણુથી જે પરિણુામ નીપજે છે તેજ છે. એક ખાલકુવામાંની વસ્તુઓનાં કોહવાથી જે પરિણુામો નીપજે છે તે અને એક કબ્રસ્તાનનાં કોહવાટથી જે પરિણુામો નીપજે છે તેઓ વચ્ચે શું તફાવત છે તે કહેવાને આપણે શકિતવાન નથી."

રોબર્ટસ 'થીઅરી એન્ડ પ્રેકતીસ ઓફ મેડીશન.' સફે ૮૩:—"ઘણી વખતે સુજેલી અથવા ફુલ્લા ઉઠેલી ચામડી અથવા ફુલ્લાઓમાંની રસી અને બીજા પદાર્થોની મારફતે ઝેર બદનમાં લાગુ પડે છે. પરમો, ટાંકી અથવા ચાંદી, સાતલા, 'ગ્લેન્ડર્સ,' 'પ્યુરીફીરલ,' 'પેરીતોનીતીસ,' ઉપરથી એના દાખલા મલે છે. વલી તે 'પેપ્યુલીસ' અથવા 'વેસીકલસ'ની અંદર તેમજ સીતલાના સુકા પોપડાઓની વસ્તુઓમાં હોય છે. ઘણાંએક ઉડતાં ઝેરોની આપણુને લાગે એવી હસ્તી નથી પણ તેઓ શરીરમાંથી નીકલતી જાતજાતની હવાઓ અને મેલની અંદરથી નીકલે છે. તેમાં મુખ્ય કરીને જે જે વાયુરૂપી પદાર્થો ફેફસાં અને ચામડીમાંથી નીકલે છે, તેઓમાં 'સ્કાર્લેતીનાં'નું ઝેર ચામડીનાં 'એપીઠેલીયમ'નાં સંબંધમાં પુશ્કલ છે, જે એ દરદમાં નાંખવામાં આવે છે. કોલેરા અને 'તાઇફ્રોઇડ' તાવ માત્ર મલમૂત્રોની મારફતેજ લાગુ કરવામાં આવે છે. એવું માનવામાં આવે છે કે જે મલમૂત્રો જેબી મેલની સાથે મલે છે તેમાં તેની પોતાની ખાસ્યત દાખલ કરે છે. કુતરાંનું હડખું એ ઉડતા રોગનો એક દાખલો છે કે જે એક ચોક્કસ મેલ એટલે કે મોહડાંની લબની મારફતે લાગુ થાય છે."

સફે ૮૪:-"ઉડતા રોગોનું ઝેર એક માણુસની પાસે પોંહોંચ્યું કે તેની **ચામડીને તથા તેની થુક ઈત્યાદિ ઉત્પન્ન કરનારા અવયવો, મોહડું, નાક, ગલું, નસકોરાં, ખોરાક ગળવાની નલી, ઇત્યાદિને વલગી જાય છે અને વલી તે વખ્તે ફેફસાંનાં હવા લેવાનાં છીદ્રોમાં** વટીક દાખલ થઇ જાઈ છે. ચામડી જો સુજેલી, નરમ, અને **ભીનાશવાલી** હોય છે તો તેઓને અંદર ચુસાવાનું કામ જલદીથી આગલ વધે છે અથવા તો કેશરૂપ નસો જો નબલી અને ઘીલી પડી ગયલી હોય છે તો તેથીબી તે ઝેર સહેલાઇથી દાખલ થાય છે. અને જખમ અથવા છોલાયલી ચામડીની હાજરીમાં તો તેને ચુસાવાનું કામ ઘણીજ સહેલાઇથી થાય છે."

સફે ૮૫:—"ઉડતા રોગનું ઝેર એકવાર લાગ્યા પછી ઘણુંકરીને તેનાં બીજીવારનાં હુમલાની અસર બદન પર થતી નથી. પણુ એમ કાંઇ હમેશાં બનતું નથી. તોપણુ બીજીવારનો હુમલો ઘણું કરીને નરમ હોય છે."

(જેનો અર્થ ચોક્કસ જણાયો નથી)ની બનાવેલી ચીજો નસાના સંબંધમાં આવે તો તેઓનાં પોતાનાં સૂક્ષ્મો એટલાબધા દૂર દૂર છે, અથવા તેઓની ચુસવાની શકિત એટલીબધી છે કે તેઓના છિદ્રોમાં નસાંના સૂક્ષ્મો તદ્દન પેવસ્ત થઇ જાય છે અને કહાડી શકાતાં નથી એમ ગણીને તેઓને ચોખ્ખાં કામમાં વાપડવાની મનાઇ કીધી છે. (જુઓ વં૦ ૭. ફ ૭૫ વગેરે બીજી કેતાબો.) એ વિષે આગલ વધારે ખુલાસો આવશે.—તેમજ વળી પાણીનાં જુદા જુદા જથ્થા, જેવાકે તલાવ, કુવા, બરફના ઢગલા, ઇત્યાદિનેબી 'અયઓઝદય' ગણ્યા છે. કેમકે પાણીમાં સૂક્ષ્મો ઉપલી ચીજોનાં સૂક્ષ્મો કરતાંબી વધારે છુટા છુટા છે અને તેમાં નસાના સૂક્ષ્મો વધારે પીગલવાનો સંભવ છે. તોપણ પાણીઓનાં જથ્થાઓમાં તેઓની જુદી જુદી હાલતો પ્રમાણે વધતામાં વધતી કેટલી વધારે ઓછી દુરી લગી નસાના સૂક્ષ્મો ફેલાઇ શકે તેનો શુમાર કાઢીને તે પ્રમાણે તેટલા હદની અંદરનાં પાણીને 'અયઓઝદય' ગણીને રદ કરવા કહ્યું છે જે વિષેની વીગતબી આગલ આવશે.

હવે જે માણસો તથા ચીજોમાં નસાની અસર એટલીબધી દાખલ થઇ ગઇ હોય કે તે જરતોસ્તી ધર્મ પુસ્તકોએ વાપડવા કહેલા ચહડતા ઉપાયોથી નહીં નીકલી શકે તો તેઓને નહીં ચોખ્ખાં કરી શકાય એવી ગણીને બીજા માણસોએ ચોખ્ખી એટલેકે સફાઇની હાલતમાં તેઓને અડકવું નહીં એવો કાયદો ઠરાવ્યો છે, તે જોકે માણસોની તનદરૂસ્તી તથા સફાઇ જાલવવાના એક સાહુચેતી તરીકે સારો છે તોપણ જે માણસો તેવી હાલતમા રહે તથા જે ચીજો તેવી હાલતમાં આવે તેઓનું શું કરવું તથા તેઓને કયાં અને કેમ રાખવાં તે વિષે એવું ઠરાવ્યું છે કે જેટલી નાજીવ વસ્તુઓ 'અયઓઝદય' થઇ હોય તેઓને તેઓની વધતી ઓછી રીમની પ્રમાણે તેવાંજ ગંદાપણાંને લગતાં કામોમાં તેવાં રીમન માણસોએ પોતાનાં વપડાશમા લેવાં; અને જયાંસુધી કે તે વસ્તુઓ ઘસાઇ પાસાઇને તદ્દન કામમાં નહીં આવે એવા થાય ત્યાંલગી તેઓને ઉપ્યોગમાં લેવી. કારણકે જરતોસ્તી ધર્મમાં કોઇબી ચીજને અકારત જવા દેવાનું નાપસંદ કીધેલું છે અને એ કાનુન પ્રમાણે રીમન થયલી જે જે ચીજો ચોખ્ખા કરી નહીં શકાય તેઓને જો તેવીજ હાલતમાં માણસોથી વાપડી શકાય તો વાપડવા દેવાની કાંઇ અડચણ રાખી નથી. અને આજેબી આપણા લોકોમાં રેવાજ છે કે કેટલીએક ચીજો જે ચોખ્ખી કરી શકાતી નથી તે ઘેડા, ભંગીઆ, વગેરેને વાપડવા આપવામાં આવે છે. કેટલીએક ચીજો જે ચોખ્ખી કરી નહીં શકાય તેમજ તેવાં માણસોનેબી આપવાથી તેનાં સૂક્ષ્મો ઉડીને બીજી વસ્તુઓમાં દાખલ થવાનો અથવા કોઇ બીજી રીતે નુકસાન થવાનો સંભવ હોય તો તેઓને જોકે

નસો જમીનમાં દાટવાની અથવા 'દખ્મ'માં મુકવાની મનાઇ કીધી છે તોપણ વધારે નુકસાનને બદલે થોડું નુકસાન થાય એવી મતલબથી જમીનમાં દાટવાની અથવા 'દખ્મ'માં મુકવાની રજા આપી છે (વં૦ ૮. ફ૦ ૧-૩), 'અયઓઝદય' પાણી જમીનપર રેડયા સીવાય બીજો ઉપાય નથી તેથી તેનેબી જમીન ઉપર બીજા માણસો તથા ચીજોનાં સંબંધમાં નહીં આવે તેવી સંભાળથી ખાલી કરવાની રજા આપી છે (વં૦ ૬. ફ૦ ૩૦-૪૧). જુદી જુદી જાતનાં અનાજ, ઘાસ, તેલ, ઇત્યાદિનો જેટલો ભાગ 'અયઓઝદય' થયો હોય તેને જેમ વધતી ઓછી રીમની હોય તેમ વધતી અથવા ઓછી સફાઇનાં જાનવરો જેવાં કે બલદ, ગાય, ઘોડા, ઉંઠ, ગધેડા, વગેરેને ખવાડવા અથવા નહીં ખવાડવાનું રવાયતોની કેતાબોમાં લખે છે. કેટલોએક રીમન ખોરાક જે ગાયને ખવાડવાની મના કીધી છે તે ગધેડાને ખવાડવાની રજા આપી છે તે ઉપરથી જણાય છે કે ગધેડા કરતાં ગાયની વધારે સંભાળ રખાવી છે. કારણકે ગાયનું દુધ માણસોનાં ખાવામાં આવે છે. કેટલાએક રીમન ખોરાકને કોઇબી જાનવરને ખાવા દેવાની મના કીધી છે. અને એ વગેરે બીજું ઘણું બારીક વિગતે લખાણ મલે છે. પણ તે બધા ફકરા અત્રે ટાંકવાથી લંબાણ થાય તેથી ટુંકું કરીને એક સાધારણ કાયદા તરીકે આટલુંજ કહેવું બસ થશે કે જેટલી ચીજો પાછી ચોખ્ખી કરી નહીં શકાય તેઓને જેમ ઓછો બીગાડ અને માણસોને ઓછું નુકસાન થાય તેમ ઠેકાણે પાડવી.

## 'અયઓઝદય' માણસનું શું કરવું?

હવે જે માણસ 'અયઓઝદય' (નહીં ચોખ્ખું કરી શકાય એવું) થયું હોય તેને શું કરવું? દરએક વિચારવંત વાંચનારને આ વિચાર સેહેજ આવવો જોઇએ કે જે ધર્મ હલકી કીમતની સાધારણ રીતે જથ્થાબંધ મલી આવતી વસ્તુઓનોબી અનઘટતો બીગાડ કરવાની મના કરવાનો કાનુન શીખવે છે અને તે ચીજો જોકે રીમન થાય તોબી તેઓને રીમન કામોમાં ઉપયોગમાં લેવા કહે છે કે કાંઇબી ચીજ અકારત નહીં જાય તેજ ધર્મે નહીં ચોખ્ખું કરી શકાય એવાં માણસનેબી કોઇ રીતે ઉપયોગમાં લેવાનું બતાવેલું હોવું જોઇએ. અને અમોને શોધ કરતાં એવું જણાય છે કે જેમ 'અયઓઝદય' ચીજોને તેમજ 'અયઓઝદય' માણસોનેબી તેઓને લાયકનાં કામોમાં ઉપયોગમાં લેવાના ઉપાયો બતાવ્યા છે. તોપણ લાંબા વખ્તથી એ વિષે આપણા લોકોમાં જુદાં જુદાં મતો પડયાં હોય એવું અમોને ભાસે છે, કેમકે આપણી કેતાબોમાં 'અયઓઝદય' (નહીં ચોખ્ખાં કરી શકાય એવાં) માણસોને ચોકકસ સંજોગો પ્રમાણે કેટલીએક બાબતોમાં ફકત 'રીમન', બીજી બાબતોમાં 'રીમન અને મરગરજાન'

કરી કહ્યાં છે[૧૭૨] તેને આપણા લોકો એવું સમજતાં આવેલા લાગે છે કે જ્યાં ફકત રીમન કરી કહ્યું હોય ત્યાં તે માણસને ચોકસ રીતે નહવાડવાથી તે ચોખ્ખું થાય; પણ જ્યાં મરગરજાન અથવા રીમન અને મરગરજાન કરી કહ્યું હોય ત્યાં તે માણસને મારી નાંખવા કહેલું સમજવું. આ 'રીમન' અને 'રીમને મરગરજાન'ની બાબત આપણને ઘણી અગત્યની છે અને અમારૂં આધીન મત છે કે જો કે એ બાબત આ રીસાલાને લગતી નથી તોપણ એ બાબત ઉપર જરતોસ્તી ધર્મનાં એક મુખ્ય ફરમાન, તથા તે ફરમાનની આપણા લોકોમાં લાંબા વખ્તથી ચાલતી આવેલી અમારા વિચાર પ્રમાણે ભુલભરેલી સમજનો આધાર છે તેથી એ બાબત વિષે જેટલું અમોને અમારી અત્યાર લગીની શોધમાં માલૂમ પડયું છે તેટલું નીચે લખવાની રજા લઇએ છીએ.

વંદીદાદમાં નીચલાં કામ કરનારાં માણસોને તેઓ જીવે ત્યાંસુધી 'અયઓઝદય' (નહીં ચોખ્ખાં થઇ શકે એવાં) કહ્યાં છે:—

૧. મુવેલાં માણસ અથવા મુએલાં કુતરાંઓનાં નસાને ખાનાર. (જોકે

---

૧૭૨. દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૫; બે૦ નં૦ ૨. સફે ૫૦; બે૦ નં૦ ૩. સફે ૩; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૬; દ૦ સો૦ ૩૦ મુ૦ રી૦ નં૦ ૨ સફે ૧૫૨—૧૫૪; જુ૦ મો૦ ૨૦ સફે ૨૪—૫૪:—

ફકત રીમન:—

૧. વગર પેવંદે નસાને અડકવું. ૨. અજાણે નસો ખાવો. ૩. (અજાણે ?) નસો પાણી અથવા આતશમાં લેઇ જવો. ૪. દાંત ગલાઇ જવો. ૫. લોહી ગલાઇ જવું. ૬. મોહડાંની ચામડી ગલાઇ જવી. ૭. મોહડાંમાં ફોફઇયા ઉઠે તેમ ગરમ ખાનું ખાવું ૮. (અજાણે ?) દસ્તાનમાં સંભોગ કરવો.

ફકત મરગરજાન:—

૧. દાઝી ગયા પછી એક વર્ષમાં બરશનુમ નહીં નાહવું. ૨. કુતરાંને ગરમ ખાનું અથવા ભોકાતું હાડકું ખવાડવું કે તેનાં મોહડાંમાં ફોફઇઆ ઉઠે અથવા જખમ કરે. ૩. ચારવાર જનકારી કરવી જુદદીન સાથે. ૪. ધર્મ ખાતે મુકેલું ખાઇ જવું. ૫. એક વર્ષ લગી ગાહામબાર નહીં કરવો. ૬. મના કીધેલી ચીજ વેચવી અથવા ખરીદવી. ૭. કાંઇબી ચીજ કીમત આપ્યા વગર લેવી. ૮. પંદર વર્ષની ઉમર પછી ગુલામબારગી કરવી ૯. જે ચીજો વેચવાની અથવા ખરીદવાની મનાઇ હોય તે ચીજો વેચવી અથવા ખરીદવી. ૧૦. કુતરીનો હમેલ તોડી પાડવો. ૧૧. હમેલદાર ઓરતનો સંભોગ કરીને બચ્ચાંને નુકસાન કરવું. ૧૨.(જાણીજોઇને ?) દસ્તાનવાલીનો સંભોગ. ૧૩. જાદુ કરવું અથવા કરાવવું ૧૪. અશોમરદને મારવું. ૧૫. આતશબહેરામ બુજાવવા. ૧૬. 'સતર' તોડવું. ૧૭. આશમોગી કરવી. ૧૮. પાણી તથા આતશમાં નસો લેઈ જવો. ૧૯. સગે-આબીને મારવું. ૨૦.ભલી દીનથી વટલવું. ૨૧. ચોરી કરવી ૨૨.કૌલ તોડવો. ૨૩. કીનો રાખવો. ૨૪. અશો મરદને આજાર દેવો. ૨૫. ચુગલી કરવી. ૨૬. કૃતઘ્નતાનું કામ કરવું. ૨૭. પાણી અને આતશમાં દસ્તાન લઇ જવું. ૨૮. રાહજની કરવી. ૨૯. આપઘાત કરવો.

રીમન અને મરગરજા:—

૧. જાણીજોઇને નસો ખાવો. ૨. જાણીજોઇને નસો પાણી અથવા આતશમાં લેઇ જવો અથવા મોકલવો. ૩. લોહીને પાણી અથવા આતશમાં લેઇ જવું. ૪. કુતરીના હમેલને તોડી પાડવો. ૫. સગે-આબી અને તેની જાતીના કેટલાંએક પ્રાણીઓને મારવું. ૬. સંભોગથી હમેલ તોડી પાડવો.

આજના વખ્તમાં એશ્યા ખંડમાં મનુષ્યભક્ષક આદમીઓ કોઇ ઠેકાણે ઘણાં હોય એવું આપણે જાણતા નથી, તોપણ પુરાતન જમાનામાં તેવા લોકો ઘણાં એક હોવાં જોઇએ. નહીંતો તેઓની ખબર વંદીદાદમાં લીએ નહીં. વં૦ ૭. ફ૦ ૨૪ પ્રમાણે મરદુમખોર માણસના શરીરમાંથી તે જીવે ત્યાંલગી નસાની અસર જતી નથી.)

૨. જરતોસ્તી અથવા જુદદીન જે પાછો ચોખ્ખો થયા વગર એટલેકે જાથુક નસાને તથા નર્ક વગેરે નજસાતને પાણી અથવા આતશમાં લેઇ જનાર હોય. (જેવા કે ઢેડા, ભંગીઆ, પજાવા કરનારા, મુરદાંઓને પાણીમાં નાખવા તથા બાલવા લઇ જવાનો ધંધો કરનારા, ઇત્યાદિ) (વં૦ ૭. ફ૦ ૨૫—૨૭)

આ પ્રકારનાં માણસોને આપણા ધર્મની પાછલી કેતાબોમાં અને આપણા લોકોમાં ચાલતી આવેલી સમજુતીમાં જરતોસ્તી છતાં જાણી-જોઇને હેહેર અને નસાઓને પાણી તથા આતશ સાથે મેલવવાનો ગુનાહ કરનાર કરી ગણ્યા છે, કે જેઓનાં ગુનાહને પતેત પશેમાનીમાં "હેહેર અથવા નસાને પાણી અથવા આતશમાં લઇ જવાનો અથવા પાણી અથવા આતશને હેહેર અથવા નસામાં લઇ જવાનો ગુનાહ" કરી ગણ્યો છે.

૩. એકનો એકજ જણ જરતોસ્તીઓની લાસને લઇ જવાનો ધંધો કરનાર, નસાસાલાર (વં૦ ૩ ફ૦ ૧૪)

આ પ્રકારના માણસોને આપણા ધર્મની ઘણીખરી કેતાબોમાં અને આપણા લોકોમાં ચાલતી આવેલી સમજુતીમાં જરતોસ્તી છતાં ગુજરેલાંને એકલો અડકનાર અથવા સગદીદ, પેવંદ, સરોશ બાજ, વગેરે ક્રિયાઓ કરીને અડકવાનાં જે કાયદાઓ ઠરાવેલા છે તેમાંનો કોઇબી કાયદો તોડીને બે-કાયદે નસાને અડકનાર કરી સમજવામાં આવે છે. પણ કોઇ કોઇ કેતાબોમાં કેટલીએક બાબતોપર નજર રાખીને એવા માણસની રીમનીનાં પ્રમાણમાં વધઘટ જણાવેલી મલે છે.[173]

---

૧૭૩. સ્પીગલ પહેલવી વં૦ ૩. ફ૦ ૪૪—૪૯ શરેહ સુધાં— "જે કે 'રીસ્ત' એટલે કે મુવેલું છે તેને કોઈબી એખલાં માણસે (પોતાનાં)તનપર નહીં લેઇ જવું. આ (વાત) સખુનથી કહું છું (એની મતલબજ જણાવું છું) કે તે મુએલું છે તે તે જાણનો નહોય તો (એટલે કે અજાણે અડકે તેને આ હુકમ લાગુ પડતો નથી.) કેમકે જે કે મુએલું છે તેને જો કોઇ એકલું માણસ પોતાના તનપર લેઇ જાય તો તે મુએલાંના નાકમાંથી, આંખમાંથી, જીભમાંથી, ગાલમાંથી, છુપા ભાગમાંથી, શરીરમાંથી, 'નસુશ' તે (અડકનાર)ની ઉપર મલશે. તે ગુનેહગારનાં નખો, કે જે તે ગુનેહગારોપર મુકાયલા છે તેઓપર તે દરજે નસુશ ગલબો કરશે. કેટલાએકો મુએલાનાં નખ(માંથી દરજે નસુશ ગલબો કરશે કરી) કહે છે પછી તે હંમેશલગી નહીં ચોખ્ખું થઈ શકે તેવું થશે. અવરતાથી જાહેર (આ અવરતાનો ખુલાસો) એ છે કે એવું બને કે જે મુએલું હોય અને તેથી સગદીદ કીધી નહીં હોય અને તેને હલાવે તો મરગરજાન ગુનાહ છે એમ તે જાણતો હોય તોજ (તે રીમન છે). જે એમ જાણતો હોય કે તે કે જે બદનપર લેઇ જવામાં આવે તેને સગદીદ થઈ નહીં હોય તે છતાં તે લેઇ જઇ શકાય તો તે (શખ્સ)ને આ (બાબત) લાગુ પડતી નથી. (એટલે કે જે માણસ આ કામ

એઓ ઉપરાંત ચોક્કસ તકસીર કરનારાઓને તેઓની તકસીરો ઘણી મોહોટી હોવાને લીધે તથા પરાયશ્ચિત કરવાની સાધારણ હદની બહાર જવાને લીધે તેઓની સજા એવી મોહોટી કીધેલી છે કે "તેઓને માટે 'યઓઝદાથ્ર' નથી" એમ કહી તેઓને 'અયઓજદય' ગણ્યા છે, તેઓની વીગત નીચે મુજેબ છે:—

---

કરવામાં મરગરજાન થવાનો જોખમ છે એવું અગાઉથી જાણતો નહીં હોય તેથી જો એ કામ થાય તો તેને એ વાકય લાગુ પડતો નથી). જો કે એકસરખી રીતે (હંમેશાં) લેઇ જયા કરતો હોય (જેનો ધંધો મુરદાં લઇ જવાનો હોય) તો તેનો કાયદો રીમન અને મરગરજાનથી જુદો નથી. એટલેકે તે ચોખ્ખો થઇ નહીં શકે. તેણે જે રીતે અલગ રેહેવું જોઇએ તેની રીત આગલ (નીચે) જણાવી છે. (જુઓ વં૦ ૩. ફ૦ ૧૫—૨૧–રી૦ બ૦). અફરગે કહ્યું છે કે (આ બાબતમાં) ઉપાય (અથવા લાચારી) શક્તિ (અથવા અશકતપણું) ગણત્રીમાં લેવું નહીં જોઇએ (એટલે કે ગમે તેવા સંજોગોમાં જો કોઇ શખ્સ બેકાયદે નસાના સંબંધમાં આવે તો તેને મરગરજાનજ ગણવો જોઈએ). ગોગોશસ્પે કહ્યું છે કે ઉપાય અથવા શકિત ધ્યાનમાં લેવાં જોઇએ. (એકલા અડકવાનો અથવા સગદીદ વગર અડકવાનો અથવા જે જે કાયદા ઠરાવેલા છે તેમાંનાં કોઈબી કાયદાથી ઉલટી રીતે અડકવાનો) મરગરજાન ગુનાહ છે એમ જાણતોજ હોવો જોઇએ એવી કાંઇ જરૂર નથી (એટલે જાણતો હોય કે નહીં હોય પણ જો નાચારીને સબબે અથવા અશકત હોવાને લીધે ઠરાવેલા કાયદાઓમાંનો કોઇ કાયદો તોડે તો તેને દરગુજર કરી શકાય). કેમકે જો જાણતા હોય કે એ પ્રમાણે (મરગરજાન થવાનો જોખમ છે અને તેને પોતાને કશી નાચારી અથવા અશકતાઇ નથી, તે છતાં બેકાયદે અડકે) તો ખસુસ તેનો ગુનાહ મરગરજાન થાય. રોશને કહ્યું છે કે સગદીદ નથી થઈ તે જાણે એટલી અકકલ હુશીયારી તેને હોવી જોઈએ (એટલે અચાનક અથવા ગફલતથી અજાણપણે અડકે તો મજકુર ગુનાહ લાગતો નથી પણ અકકલ હુશીયારીથી બેકાયદે અડકે તો મજકુર ગુનાહ લાગે કેમકે) નસા (વિષેનું (અવસ્તાનું) પ્રમાણ આ પ્રમાણે છે:–"આંખ ઇત્યાદિથી લેઈ જવાયલો (નસો માણસને તકસીરવાર કરતો) નથી." (જુઓ વં૦ ૫. ફ૦ ૩—૪, ૭—રી૦ બ૦). (એટલે અંજાણપણે નસાને અડકી પડનાર ગુનેહગાર થતો નથી). જો બેવાર લીએ અને મુકે (એટલે લેઇને ચાલે નહીં) તો દર વખ્તે મરગરજાન થાય. જો એકવાર આ (એક) કદમથી લીએ (એટલે લેઇને એક કદમ ચાલે) તો બે મરગરજાન. જો એકસરખી રીતે (કાયદા પ્રમાણે સચકાર કરીને) બાંધેલો છે એમ જુએ અને એકવાર (બેકાયદે) લીએતો એક મરગરજાન કરતાં વધારે નથી. જે કાંઇ કે તે (મુએલાં) માણસની સાથે જોડાયલું હોય તે જો તેની ઉપરથી (બેકાયદે) ખીસાડે તો રીમન અને મરગરજાન થાય. જો કોઇ પશુ (ભારબરદાર જાનવર જેવાં કે ઘોડા, ખચ્ચર, ઉંટ, વગેરે જેઓને 'સતોર' કહે છે અને જેઓની બાબત નીચે આવે છે તે નહીં પણ ગાય, બકરી વગેરે ખસુસન જેઓનું દુધ, ગોસ્ત વગેરે ખાવામાં આવે તે)ની મારફતે (મુએલાં)માણસને ખીસાડે તો તે (પશુ)નું શરીર રીમન કરવાને લીધે તેને એક તનાફુર ગુનાહ શરૂ થાય છે. અગર તે કે જેનાં હવાલામાં નસો હોય તે જો તે નસાને (લાગેલો હોય) ત્યારે ફરમાવે (કાંઇ માંગવા કરવા બીજાઓને કહે) ત્યારે જો તેનો સખુન હોઠમાં નહીં હોય (બાજમાં નહીં પણ ખુલ્લું બોલે) તો તેબી મરગરજાન થાય. જો તે (નસો) એક બાજુએ હોય અને તેની જગામાં (કાંઇ) નાખે તો તે (નાંખનાર) રીમન નહીં થાય. "નહીં" અને "જો" (એ બોલોથી શરૂ થતાં જે બે વાકયો મૂળ અવસ્તામાં ઉપર આવેલાં છે) તે વિષે એક શખ્સની કીધેલી શરેહમાં (કહેલું) છે કે "જો" (એ બોલથી શરૂ થતાં વાકય પ્રમાણે રીમન થવા કહેલું છે તે) જો તેની ઉપર કોઇ પક્ષી તે (નસા)ને લાગેલું (કાંઇ) નાંખે (એટલે તે પોતે તેને નહીં અડકે પણ અચાનક તેની ઉપર આવી પડે) તો તેથી કંઇ રીમન નહીં થાય, સિવાય કે 'હમમરજે' થાય (ખુલ્લી ચામડી નસાને લાગે). પક્ષી (ની નાંખવાની

૧. રીમની દૂર કરીને સફાઇ આપવાનું કામ જરતોસ્તી ધર્મની નજરમાં એટલું તો અગત્યનું છે કે જો એક બરશનુમ નાહીને સફાઇ મેળવનાર શખ્સ તેને નહવાડનાર યઓઝદાથ્રગરને તે રાજી થાય તેમ તેની મહેનતનો બદલો નહીં આપે અને તેને જોઇને બીજાઓબી એ પ્રમાણે કરવા માંડે અને એ રીતે ચાલ્યા કરે તો યઓઝદાથ્રગરો પોતાનું કામ છોડી દીએ

---

બાબતમાં) જે (પક્ષી)ની સગદીદ નહીં થઇ શકે તે ગણવું. જો તે પક્ષી "સારીમર" (સગદીદ કરવાનું એક પક્ષી) હોય તેને નસો દેખાડવાને માટે તેની તરફ ચલાવે (અને તે વખ્તે એવો બનાવ બને) તોબી તે રીમન નહીં થાય (કારણકે તે પોતે જઇને અડકતો નથી તેથી તેની તેમાં તકસીર નથી). ભારબરદાર જાનવર પર (લાસને) બાંધી મુકી હોય તેને ખેંચે તો હું જાણતો નથી કે સંબંધમાં આવેલા એક મરદ પ્રમાણે થાય કે સંબંધમાં આવેલા બે મરદો પ્રમાણે થાય. (પણ) રોશને કહેલું છે કે સંબંધમાં આવેલા બે મરદ પ્રમાણે થાય. (કારણકે જેમ માણસને બદલે સગ સાથે કીધેલી 'જોર' ચાલી શકે તેમ પેલું ભારબરદારી જાનવરો 'જોર' તરીકે ચાલે ?) 'તુંબાન' (એટલે લેંઘાના પાયચાના આકારની (?) લાકડાંની જમીનમાં પાણી ચલાવવાની બંધ પરનાલ અથવા મોરી) માં નહીં હોય તેવાં પાણી અને નીરંગ (એ પ્રવાહીઓમાં પડેલા નસાને કોઇ અડકે તે) વિષે. પાણી(માં અડકે તે) વિષે મને કાંઇ ખુલ્લી વાકેફી નથી. રોશને કહ્યું છે કે (ચોક્કસ સંજોગોમાં) પાણીમાં (જો બેકાયદે અડકે) તો (રીમન) થાય (પણ) નીરંગમા નહીં થાય, 'તુંબાન'માં (રીમન) થાય (પણ બીજાં) પાણીમાં નહીં થાય, અને (તુંબાનનું) પાણીબી તે જાણવું કે જ્યારે તેમાં હાથ બોરે અને તે લાંકડાના ભાગ લગી ઉતારે અને તે પેવંદ સાથનો નહીં હોય તોજ (તુંબાનમાં રીમન થાય). જો તેને નીરંગનાં વાસણમાંથી નીચેથી ઉપરે લાવે તો જ્યાં લગી કે તે નીરંગના વાસણમાં હોય ત્યાં લગી જો વગર પેવંદે હોય તો તે (રીમન) થાય. 'તુંબાન' તે છે કે જમીનમાં નીચલી તરફ તે ઉપરથી પાણી ચાલે.—સગદીદ નહીં કીધેલા નસાને જો બે મરદો ખસેડે તોબી બેહુ જણે બરશનુમ નાહવું અને કપડાં "ખશવશમાંઓંગહો" (રીમન કપડાં ધોવાની રીત) પ્રમાણે ધોવાં અને માત્ર અડકવાનુંબી એજ પ્રમાણે જાણવું. જે નસાને સગદીદ થઇ હોય તેને જો પોતાના તને (ચામડીને લાગે તેમ) ખસેડે તો તેણે બરશનુમ નાહવું અને કપડાંને "ખશવશમાં-ઓંગહો"ની રીતે ધોવાં. જો માત્ર અડકે (એટલે ખુલ્લી ચામડી નહીં લાગે) તો નીરંગ પાણીએ નાહવું. જો તેનાં તનને રીમન કરે (એટલે ખુલ્લી ચામડી લાગે) તો તેને બરશનુમ નાહવું જોઇએ. (નહીંતો) તેને એક તનાફુર ગુનાહ શરૂ થાય છે. (હેહેર નસા વગેરેનો સંયોગ થવા પછી ચોખખાઇ કરવામાં સુસ્તી અથવા ગફલત અથવા ખાયકી કરવાથી આગલ વધનારા ગુનાહો શરૂ થાય છે. એ વિચાર પ્રમાણે આ જગે એક તનાફુર ગુનાહ શરૂ થવા કહ્યું છે તેની સાબેતીને માટે બીજા નુસકોનાં અવસ્તા-ઓની દલીલોથી કહે છે કે) "જે શખ્સ એક 'જોર'† (ક્રિયાથી હલાલ કીધેલાં ગોસ્પંદની ચરબીનું બલીદાન) આતશને ચહડાવવાની માનતા કરે ઇત્યાદિ" (આ પદો જે ફરદાની શરૂમાં આવેલાં છે) ત્યાં જાહેર છે કે જે કોઇ રસીવાલા કુલ્લા અથવા છાગરાવાલો§ હાથ પાણીને લગાડે તે(ની તકસીર) એ પ્રમાણે (તેની બરાબરની) થાય કે જેમ કે હેહેર આતશમાં લઈ ગયો હોય. (બીજા અવસ્તા) જેમ ખરાબ વસ્તુ માણસને આજાર દીએ" ઇત્યાદિ (એ પદો જે જગાએ આવેલાં છે) તે

---

† વંદીદાદ ૧૯ ફ૦ ૪૦; દાદેસ્તાને દીની પુ૦ ૮૭ ૫૦ ૧૧—૧૫ (જુઓ નોટ ૪૨૪) ને સરખાવીને આતશને ચહડાવવાનાં 'જોર'નો ઉપર મુજબ અર્થ કીધો છે:— [illegible] ધાતુનો પહેલવી તરજુમો હંમેશા [illegible] = [illegible] કરી થાય છે જેનો એક અર્થ 'માનતા કરવી' કરી થાય છે (જુઓ રવાયતો વગેરે).—[illegible] અને [illegible]ને વેસ્તરગાર્ડને આધારે સુધાર્યાં છે.

§ [illegible] એ ફારસી [illegible] અને [illegible] 'રસીવાલો કુલ્લો અથવા છાગરો'ને મલે છે.

અથવા પુરતો બદલો નહીં મલવાથી જેમ કરવું જોઇએ તેમ નહીં કરી શકે અને તેથી માણસોમાં ગંદાપણું (રીમની) વધી જાય અને રોગોનો ફેલાવો તથા વધારો થઇને માણસોનાં સુખમાં ખલલ અને તેઓની આબાદાની અને ચોખ્ખાઇમાં ઘટાડો થાય. માટે જો કોઇ બરશનુમ નાહનાર પોતે

---

જગાએ જાહેર છે કે જે કોઇકે પાણી અને આતશમાં હેહેર લઇ જાય તે(ની તકસીર) એ પ્રમાણે (તેની બરાબરની) થાય કે જેમકે અશો (ચોખ્ખાં) માણસ પાસે તે નસો લઇ ગયા હોય. (એટલે પાણી અને આતશ સાથે નસો મેલવવાનું પરીણામ માણસને નુકસાન થવામાંજ આવે છે તેથી એ તકસીરબી માણસને આજાર દીધા બરાબરની છે). જો તે (રસીવાલો હાથ) કે જેણે (પાણીએ નહીં પણ) નીરંગે ધોવો જોઇએ તેને એ રીતે રીમન કરે તો તેને 'ખુર' નામના ગુનાહ શરૂ થાય છે. જો તે ('ખુર' ગુનાહ વધતાં વધતાં એટલો થાય કે તે)ને 'તનાફુર' ગુનાહ શરૂ થાય, તો તેનો 'ખુર' શરૂ નહીં થાય. (એટલેકે તે પછી તે 'ખુર' બંધ પડીને વધવાથી અટકે) જો તેને 'ખુર' શરૂ થયલો હોય તો (તે 'ખુર' વધીને 'તનાફુર' થઇ રહે ત્યાં લગીજ વધે અને) તેને 'તનાફુર' શરૂ નહીં થાય (એટલે એ બાબતનો 'ખુર'ગુનાહ વધીને 'તનાફુર' થવા પછી તે 'તનાફુર' આગલ નહીં વધે પણ વધવાનું કામ મોકુફ થાય). (એ વિષે પ્રમાણનાં અવસ્તા) "પેહેલા (નવા) (ગુનાહ)ની નજદીક જઇ રહે છે ત્યારે પેહેલો (નવું નામ ધારણ કીધેલો) નીચે બેસે છે." (એટલેકે કોઇબી આગલ વધતા ગુનાહની જો તુરત પ્રાયશ્ચિત કરે તો તે ફીટી જાય; નહીં તો જ્યાં લગી તેથી ઉપરનાં ગુનાહ જેટલું તેનું વજન થાય ત્યાં લગી તે વધતો રહે, પછી વધવાથી અટકે.). (ત્યાં લગી વધતા ગુનાહો વિષે કહીને મૂલ વાત પાછી શરૂ કરે છે). જો એવું બને કે (અડકનાર તુરતજ) દર વખ્તે નાહે અને (ગુનાહ થવા પછી) તેને ફીટાડવાનો રસ્તો નહીં પકડે તો જો તે ચીજનાં નસા હોવા વિષે તે બેશક હોય પણ પોતે તેને અડકવા વિષે શકમંદ હોય તોબી તેણે નાહવું. પણ જો તે ચીજનાં નસા હોવા વિષે શકમંદ હોય અને જોકે પોતે અડકવા વિષે બેશક હોય તો તેને નાહવાની જરૂર નથી. જો તે તે જગાએ ગયો હતો અથવા તે જગાએ નહીં ગયો હતો એ વિષે શકમંદ હોય તો જે પ્રમાણેકે તે ચીજનાં નસા હોવા વિષે શકમંદ હોય તેમ ગણવું, અગ્રગે 'દખ્મ' (રીમન ચીજો નાખવાની જગાનાં ખાડા)નું પ્રમાણ (સંજોગ પ્રમાણે રીમનીની વધઘટ) ગણવા કહ્યું નથી. ગેગેશસ્પે નહીં જાણેલાં (દખ્મ)નું (ધ્યાંનમાં લેવા) કહ્યું છે."

☞—આ નોટમાં ટાંકેલુ લખાણ એક બાબતમાં ઘણું અગત્યનું છે તેથી અમે લંબાણથી એ આખાં લખાણનો તરજુમો આપ્યો છે. જરતોસ્તીઓની દંતકથાઓમાં એક કથા એવી છે કે તેહેમુરસ્પ પાદશાહને એક ભયંકાર ચામડીનું દરદ થયું હતું તે તેની ઉપર ગોસ્પંદોનો નીરંગ લગાડયા કીધો તેથી દફે થયું હતું. તે દહાડેથી ઇરાનીઓમાં એવો કાયદો ચાલતો આવેલો હતો કે કોઇને રસીદાર ફુલ્લા અથવા મોટા છાગરા પડે અથવા એવુંજ કોઇ ચામડીનું દરદ થાય તો તેને પાણી નહીં લગાડવું પણ નીરંગ લગાડવો અને તે ઉપર સુકી મટોડી લગાડવી અને રસી સુકાવા પછી પાણી લગાડવું. રસી નીકલતી ચામડીના ભાગને તે દરૂસ્ત થઇ રહે ત્યાં લગી પાણી નહીં લગાડવાનાં કાનુનને આજનાં કેટલાએક અંગ્રેજી દાકતરોબી પસંદ કરે છે. તેઓ એ કાનુનને dry dressing એટલે સુકું રાખીને રૂજવવું કરી કહે છે. વખ્ત જતાં એ કાયદો એક ધર્મના કાયદા તરીકે થઇ પડયો. કારણકે રસી અથવા પરૂને પાણી સાથે નહીં મેલવવું એ જરતોસ્તી ધર્મનો મુખ્ય કાયદો છે. ફુલ્લા, છાગરા, જખમો, વગેરે હરેક બીજાં ચામડીનાં દરદ ઉપર પાણી નહીં લગાડવાની મતલબનાં લખાણો કોઇ કોઇ ઠેકાણે રવાયતોમાં જોવામાં આવે છે. અને એવા ભાગોને પાણી સાથે આમેજ કરવું તે હેહેરને પાણી સાથે આમેજ કરવા બરોબર ગણાય છે. પતેત પશેમાનીનાં પાંચમાં કરદામાં નખ, બાલ, દાંત, દાંતણ, અને એવીજ બીજી હેહેરની વસ્તુઓને પાણી તથા આતશ સાથે આમેજ કરવાનો ગુનાહ કહેલો છે. તે ઠેકાણે "દસ્તે વવી" નેબી એક હેહેર પ્રમાણે ગણ્યો છે. એજ શબ્દ

ચોખ્ખાઇ મેલવીને તે નહવાડનાર યઓઝદાથ્રગરને તેની મહેનતનો ઘટતો બદલો નહીં આપે તો તેની સજા તરીકે તે શખ્સને જીવે ત્યાં લગી 'અય-ઓઝદય' ગણવા કહ્યો છે (વં૦ ૯ ફ૦ ૪૦-૪૧).

૨. વલી એજ યઓઝદાથ્રગરીનાં એટલેકે ચોખ્ખાઇ અને સફાઇ આપવાનાં કામની અગત્ય એટલીબધી ગણી છે કે જો કોઇ શખ્સ યઓઝદાથ્રગરીનું કામ બરાબર શિખ્યા વગર ઠગાઇથી ખોટી રીતે કરે અથવા શિખવા છતાં તેમાં ગફલત અથવા જાણીજોઇને ખાયકી કરીને બરાબર નહીં કરે તો તેથીબી વંદીદાદમાં કહે છે કે ગંદાપણું અને દરૂજે નસુશ (રોગનો ફેલાવો) નહીં જતાં તેમના તેમ રહે છે અથવા વધારે થાય છે અને માણસોમાં વધારે પીડાકારી થાય છે. માટે એ કામ બરાબર જાણ્યા વગર અથવા જાણવા છતાં ગફલત કે ખાયકીથી જેમ તેમ કરનાર જુઠા યઓઝદાથ્રગરનેબી 'અયઓઝદય'ની સજા કરવા કહી છે (વં૦ ૯ ફ ૪૯-૫૦).

૩. માણસ અથવા કુતરાંનો નસો જમીનમાં ડાટીને બેથી વધારે વર્ષો લગી જાણીજોઇને જોગવાઇ છતાં પાછું નહીં કહાડનારને માટે 'યઓઝદાથ્ર' નથી કરી કહ્યું છે (વં૦ ૩ ફ૦ ૩૮-૪૨).

---

ઉપલા ફકરામાં આવેલો છે તેનો અર્થ અમોંએ ઉપર આપ્યો છે તે શબ્દ ઉત્પત્તીને આધારે તેમજ રસીભરેલા અવયવને પાણીથી દૂર રાખવાનાં માઅકુલપણાને આધારે તદન બંધબેસતું છે. તોપણ ઘણાં જુનાં વખ્તથી "દસ્તે ષવી"નો અર્થ આપણાં લોકો રાતનો હાથ એટલે કે વસીદો હાથ કરી સમજતા આવ્યા છે, અને વસીદા હાથને નીરંગ લગાડીને પઢવાની એક નીરંગ મુસલમાની વખ્તની પછી બનાવેલી લાગે છે, કેમકે તેમાં શેતાન એવો અરબી બોલ આવેલો છે. કુદરતી હાજતોથી ફારેગ થવા બાદ હાથ મોહડું માત્ર પાણીથીજ ધોવાનું ફરમાન છે, પણ સહવારે ઉંઘમાંથી ઉઠવા પછી નીરંગ લગાડીને પાણીથી ધોવાનું ફરમાન છે, એમ દરેક જરતોસ્તી જાણે છે. પણ એ બે વચ્ચે એટલો બધો તફાવત રાખવાનું કારણ શું તે જણાતું નથી. જો ઉર્વ્યન્ત ને દુર્ઘ એટલે કોઇબી જાતનો મેલ (કે જે પ્રમાણેબી એ શબ્દનો અર્થ થઈ શકે છે) સાથે મેલવ્યે તો કોઇબી જાતનો મેલ લાગેલા હાથને નીરંગે ધોઇનેજ પછી પાણીએ ધોવો જોઇએ એવી મતલબ ઉઠે છે. પણ તેવું આપણાં ધર્મનું ફરમાન અથવા રેવાજ છે એમ આપણે કાંઈ જાણતા નથી. બેશ્ચીત એ વિષે વધારે શોધ થવાની જરૂર છે. તોપણ આટલુંતો ખરૂંજ છે કે બામદાદની વખ્તે સુતેલા ઉઠીને નીરંગ લેવાનું આપણને અવસ્તાનું ફરમાન છે, અને તે અવસ્તા જે ઉપર ટાંકયા છે તેજ છે એમ જે આજસુધી આપણામાંનાં કેટલાએકો માનતા આવ્યા છે તે ભુલભરેલું છે. તે જેઓ ઉપલા ફકરાને ધ્યાંનથી તપાશી જોશે તેઓને માલૂમ પડયા વગર રહેશે નહીં.—રી૦ બ૦.

દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૧૪:—"જે કોઇ નસાને તનપર લઇ જાય તે મરગરજાન એટલે તે વખ્તે મરગરજાન થાય કે જ્યારે નસો સગદીદ કીધેલો નહીં હોય, અને ઉપાય તથા શક્તિ હોય અને પોતાનું કામ નહીં હોય તે છતાં તેને હવાલે (લઇ જાય) અથવા એક સરખી રીતે (હંમેશાં) હલાવ્યા (લઇ જયા) કરે અથવા જાણતો હોય કે (એમ કરવાનો) મરગરજાન ગુનાહ છે તોજ. નસો સગદીદ કીધેલો છે અથવા સગદીદ નહીં કીધેલો છે અને (તેને અડકનાર) માણસ ઉપાય અથવા શક્તિ વગરનો છે, અથવા મોત અથવા જખમી થવા (નો સંભવ) છે, (ઇત્યાદિ હરેક બીજાં કારણો) એ પ્રમાણે નસાની બાબતમાં ધ્યાંનમાં લેવાં જોઇએ."

૪. જાણીજોઇને ગોલામબારગી કરનાર અને કરાવનારનું 'ચઓઝહાચ' નથી (વં૦ ૮ ફ૦ ૨૭-૩૦). (ચોક્કસ અપવાદોમાં આ ગુનાહ કરવાની આ સજામાં ઘટાડો કરવાનું અથવા એ સજા રદ કરવાનું અને ચોક્કસ પ્રાયશ્ચિત કરવાનું કહ્યું છે).

૫. નસા આતશમાં બાલનાર (?) (વં૦ ૧ ફ૦ ૧૭).

૬. 'અષવઘ' અથવા આશમોઘ એટલેકે દીનની સમજ ઉલટી રીતે આપીને તે પ્રમાણે ચાલનાર (વં૦ ૧૮ ફ૦ ૮-૧૨).

એ પ્રમાણે અમારા વિચાર પ્રમાણે પેહેલા ત્રણ જનને વંદીદાદમાં જે 'અચઓઝદચ' એટલે જીવે ત્યાં લગી જેઓનાં શરીર ચોખ્ખાં નહીં કરી શકાય એવાં કહ્યા છે તેઓમાં એક જણને પોતાનાં શરીરની ચોકક્સ હાલતને લીધે અને બે જણને તેઓનાં ગુનાહને લીધે અથવા ધંધાનેસર એવા જણાવ્યા છે અને પાછલા છ જણને ચોખ્ખાઇ નહીં આપવી કરી જે કહ્યું છે તે તેઓનાં મોહોટા ગુનાહોની સજા તરીકે કહ્યું છે. એ બાર પ્રકારનાં માણસોમાં અમે કેટલાંએકોને ધંધાને સર ચોખ્ખાં નહીં થઇ શકે એવાં ગણ્યાં છે, અને કેટલાએકોને તેઓનાં ગુનાહની સજા તરીકે ચોખ્ખાં નહી થઇ શકે એવાં ગણ્યાં છે. એ સઘલી પ્રકારનાં માણસોને આજ સુધી આપણા લોકો ચોક્કસ જાતનાં ગુનેહગારો કરીજ સમજતા આવેલા છે અને તેઓને 'મરગરજાન' કરી કહે છે. એઓમાંનાં પેહેલા ત્રણમાંનાં ત્રીજા પ્રકારનાં માણસનું તથા બીજા છમાંના પેહેલા, બીજા, અને છઠ્ઠા પ્રકારનાં માણસોનું શું કરવું તે વિષે વંદીદાદમાં જે લખાણો આવેલાં છે તે એકના એકજ છે. તેઓની મતલબ આપણાં લોકો એવી સમજે છે કે તેઓને મારી નાંખવા કહ્યું છે. તેથી તેને આધારે બીજા બધા 'અચઓઝદચ' કે જેઓ તેઓનાં વિચાર પ્રમાણે મરગરજાનો છે તેઓનેબી મારી નાંખવા એવું આપણાં લોકો સમજતા આવેલા છે. પણ અમારૂં આધીન મત એ છેકે વંદીદાદ ૩, ફકરો ૧૪-૨૧ ઉપરથી જે શખ્સને આપણા લોકો ગુજરેલાંને એકલો લઇ જનાર કરી સમજતા આવ્યા છે અને તેને જુવાનીમાં બેઠો ખવાડીને બુઢો થાય ત્યારે તેને મારી નાંખવો એવું સમજે છે તે ભુલ છે. જ્યારે એક ગુનેહગારને મારીજ નાંખવો છે તો તેને બુઢો થાય ત્યાં સુધી બેઠો ખવાડવાની શું જરૂર છે? એકદમ મારી કાંય નહીં નાંખવો? પણ અમારી શોધથી અમોને એવું માલૂમ પડે છે કે એ લખાણની મતલબ એ છે કે જે એકનો એક માણસ લાસને લઇ જવાનો ધંધો કરતા હોય તેને તેના ધંધાને લીધે બીજા માણસોથી અલગજ રહેવું જોઇએ; તે પ્રમાણે તે રહે તેથી તેને બીજો ધંધો કરીને પોતાનું ગુજરાણ કરવાને બને નહીં માટે મજદયસ્નાનોએ તેને જુવાન અને શક્તિવાન હોય ત્યાં લગી અલગ રાખીને ખોરાક તથા કપડાં

આપવાં અને તેની પાસેથી તેનું કામ લેવું, પછી જ્યારે તે બુઢો અથવા અશક્ત થાય ત્યારે ઉંચી જગા ઉપર એક આશ્રમ કરીને ત્યાં રાખવો, તે પછી લાસોને લેઇ જવાનું કામ તેની પાસે કરાવવું નહીં, પણ બીજાઓ જે લાસોને લેઇ આવે તે લાસોને પક્ષીઓને ખાવા આપવાનું તથા તેઓનાં હાડકાં વગેરે વેરાઇને પાણી અને વસ્પતીમાં નહીં જાય તેની તકેદારી રાખવાનું કામ કરાવવું. એ કામનો એટલોબધો સવાબ ગણેલો છે કે તે કરનારનાં સર્વે ગુનાહોની તોજેશ કીધા બરાબર તે થાય છે.[174] સરખાવો

---

૧૭૪. વં૦ ૩ ફ૦ ૧૪:—"હરેક કોઇ એક જણે મુરદારને લેઇ જણાર થયા કરવું નહીં. પણ જો એક જણ મુરદારને લેઇ જવાનુંજ કામ કરે, અથવા નાકથી, આંખથી, જીભથી, મોહડાંથી, પીશાબની વાટેથી અથવા ઝાડાની વાટેથી (દરજે) નસુશ (નસાનાં સૂક્ષ્મોની અસર) તેને આમીજ થયા કરે તો તે (કામો કરનારાઓ)નાં દરેક નખ, બાલ ઇત્યાદિ (Scales, nails, hair, pores, &c.) માં દરજે નસુશ (નસાનાં સૂક્ષ્મોની અસર) મલઓ કર્યા કરે છે તેથી પછી તેઓ જીવે ત્યાં લગી ચોખ્ખાં નહીં કરાય એવાં રહે છે. કીરતાર ! આ (ઉપર કહેલાં) મુરદાનું કામ કરનાર માણસની જગ્યા કયાં હોય ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:–આ પૃથ્વીથી જે (જગા) ઘણી પાણી વગરની, ઘણી વનસ્પતી વગરની, ઘણીજ ચોખ્ખી મટોડીવાલી અને ઘણીજ સુકી મટોડીવાલી, અને તે રસ્તાપર (ગાય વગેરે ખોરાક આપનારાં) પશુઓને અને (ભારબરદાર) ઢોરોને અને અહુરમજદનાં આતશને અને અશોઇથી બીછાવવાની બરસમને અને અશો માણસને ઘણીજ ઓછી જા–આવ કરવા દેતા હોય તે. કીરતાર ! આતશથી કેટલી દૂરીએ ? પાણીથી કેટલી દૂરીએ ? બીછાવવાની બરસમથી કેટલી દૂરીએ ? અશો માણસોથી કેટલી દૂરીએ ? ત્યારે અહુરમજદે જવાબ દીધો ?— આતશથી ત્રીશ કદમ, પાણીથી ત્રીશ કદમ, બીછાવવાની બરસમથી ત્રીશ કદમ, અશો માણસોથી ત્રીશ કદમ. આ પૃથ્વીની જગામાં તે મજદયસ્નાનોએ તે (મુરદારને લઇ જનાર)ને વાસ્તે આસપાસ થરીઓ (અથવા નીકોરીઓ) બનાવવી. (તે માણસને આપવાના) ખોરાકને માટે અને કપડાંઓને માટે (તે થરીઓ અથવા નીકોરીઓની) પછવાડે તે મજદયસ્નાનોએ અટકવું. (તે માણસોએ કોઇબી ખોરાક અથવા કપડાંને અડકવું નહીં. અને બીજાં ચોખ્ખાં માણસો તેઓને જે ખોરાક અને કપડાં આપે તેઓએબી તેઓની રહેવાની જગ્યામાં જવું નહીં, પણ ઉપલી હદની બહાર તે ખોરાક અથવા કપડાં મુકવાં જયાંથી તે માણસ તેઓને લીયે). ઘણાં સખ્ત (મજબુતી આપનારા ?) (ખોરાકો)માંના ખોરાકો તે ખાય અને ઘણાં ઘસાયલાં (વસ્ત્રો) માંનાં વસ્ત્રો તે પહેરે. તમામ તે વખત લગી કે તે બુઢો અથવા નાતવાન અથવા મરદીનાં કૌવત વગરનો થાય ત્યાં લગી. જ્યારે તે બુઢો અથવા અશકત અથવા મરદીના કૌવત વગરનો થાય ત્યારપછી મજદયસ્નાનોએ પહાડોનાં (અથવા ઉંચી જગાઓનાં)અલગ† રેહઠાણપર ઘણો મજબુત અને ઘણો સાંકડો‡ અને જ્યાંથી ઘણો દૂર લગી દેખાય એવો* (મીનારાનાં આકારનો) એક ચામડાંનાં વિસ્તાર જેટલોઇ ગુંબજ[1] તે (બુઢા નસાસાલર)ને માટે બનાવવો[2] (કે તે ત્યાં રહીને) સર્પેનાં-મીનોને લગતાં માંસાહારી પ્રાણીઓ તથા ગીધની જાતનાં પક્ષીઓ મયેનાં ઘણું ખાનારાં પ્રાણીઓને

---

† 'ઉપમિતીમ્'=અલગ રહેઠાણપર, અલગ રહે તેમ (સરખાવો વં૦ ૫. ફ૦ ૫૩, ૫૪ તથા વં૦ ૧૨ ફ૦ ૧ ઇત્યાદિ). ‡ સરખાવો ફા૦ تنگ સાંકડું. *સરખાવો અવ૦ 'વએધયન'=બુરજ, મીનારો ઇ૦. ‡સરખાવો અં૦ hide. [1].'કમેરેધ'=ફા૦ گنبد ગુંબજ. એ શબ્દ 'કમેરેધ'='માથું' ઉપરથી નીકલ્યો છે. કેમકે ગુંબજનો આકાર માથાંને મલતો આવે છે. [2].'વીનાથયેન'એ 'વીદાથયેન'નું બગડેલું રૂપ છે. તેની સાબેતી એ કે વં૦ ૧૮. ૫૦ ૧૦ માં એને બદલે 'કેરનુયાત' શબ્દ આવેલો છે જે 'વીદાયયેન'નો તરજુમો છે. વલી સરખાવો 'નમાનેમ વીદાતેમ' ઇ૦.

વંદીદાદ ૭ ફકરા ૫૧–૫૪). અને એજ પ્રમાણે બીજા બધા 'અયઓઝદય'ઓ' (જેઓ ચોખ્ખાં નહીં થઈ શકે) જેઓને આપણા લોકો મારી નાખવા જોગ ગણતા આવેલા છે તેઓનું બી સમજવું. અમારૂં આધીન મત એ છે કે જરતોસ્તી શરીયતમાં (કદાચ ખુન સિવાય) કોઇબી ગુનાહને માટે મારી નાખવાની સજા છેજ નહીં (જુઓ વધારો). આ અમારા વિચારની વિરૂદ્ધ આપણા ધર્મની ઘણીએક કેતાબોમાંથી લખાણો મલે છે તેઓ એક આવાજે કહે છે કે આપણાં ધર્મમાં લાસને એકલાએ અડકવાની સખ્ત મનાઇ કીધી છે, અને જે કોઇ એકલો અડકે તે મરગરજાન (મારી નાખવા જોગ) થાય છે તે અમો સારી પેઠે જાણયે છેયે. તોપણ યાદ રાખવું કે એ તમામ લખાણો જે થયાં છે તેઓનું અસલ મૂળ ઉપલું વંદીદાદની ત્રીજી પરગરદ માંહેલું લખાણજ છે કે જેની મતલબ એકલાએ લાસને અડકવું નહીં અને જે અડકે તે કદી ચોખ્ખો નહીં થાય અને તેને જુવાનીમાં બેઠો ખવાડીને બુઢો થાય ત્યારે ગરદન મારવો. એવું ભુલભરેલી રીતે સમજવાથીજ એ વિચાર વંશપરંપરા ઉતરતો આવીને બધી ચોપડીઓમાં લખાતો આવ્યો છે. પણ એ પ્રમાણે સમજતાં કેવી બેહુદી વાત કબૂલ રાખવી પડે છે તેનો દાનેશમંદોએ વિચાર કરવો જોઇએ. એક જણ મારી નાંખવા જોગ થવા છતાં તેને જુવાનીમાં બેઠો ખવાડીને બુઢો થાય ત્યારે કતલ કરવો ! હાલ જમાનેનાં કેટલાએક સાહેબો એ ત્રીજી પરગરદનાં લખાણને બે ભાગમાં બે જુદી જુદી બાબતોનું ગણે છે, અને એવું સમજે છે કે એકલા એક જણે લાસને અડકવું નહીં અને જે નસાસાલારનો ધંધો કરે તેને જુવાનીમાં ખોરાક અને કપડાં પોંહોંચાડવાં અને બુઢાપામાં પેનશન કરી આપવું. (જુઓ શેઠ ખ૦ રૂ૦ કામાનાં ઇનામનો એર્વદ કાવશજી એદલજી કાંગાવાલો વંદીદાદનો ગુજરાતી તરજુમો). પણ એ રીતે લેતાં પાછલા ભાગમાં વ્યાકરણ પ્રમાણે ખુલ્લો અર્થ થતો નથી એટલુંજ નહીં પણ લખાણનો કેટલોએક ભાગ છોડી દેવો પડે છે. તેથી જોકે એ રીતે કેટલેક દરજ્જે અસલ મતલબ જણાય છે તોપણ અમે જે અર્થ ઉપર નોટ ૧૭૪ મીમાં આપ્યો છે તેથી પુરેપુરી મતલબ જણાય છે, અર્થ બરાબર અને અક્કલમાં ઉતરે એવો થાય છે, અને લખાણનો કોઇ ભાગ છોડી દેવો

---

લાસો ખાવા આપે, આ પ્રમાણે ફરમાવેલો થઇને કે 'તે (જમીન) [3]નું (નસાથી) તું રક્ષણ કર[4] (તારા) સર્વે બુરાં વિચારો અને બુરાં વચનો અને બુરાં કામો (તારી ઉપર) રહેવાથી પાછાં હઠશે.[5] અને જો તેણે કાંઈ બીજાં બુરાં કામો કીધાં હોય તો માત્ર પતેતજ તેનું પ્રાયશ્ચિત છે, અને જો તેણે બીજાં બુરાં કામો નહીં કીધાં હોય તોબી તે માણસ જીવે ત્યાં લગી પતેત કરવી."

---

[3],જુઓ પહેલવી તરજુમો અને સરખાવો નસાસાલાર નસાને દુખમામાં મુકાને જે નીરંગ બાજમાં પઢે છે તે અથવા જો ઇરઉ લાસને લગાડયે તો આ પ્રમાણે અર્થ થાય:–'તે (લાસ)નું (તેનાં હાડકાં સચવાય તેમ) તું રક્ષણ કર.' [4].અવ૦ 'અવાઓ'=વેદિક અવા: (તું રક્ષણ કર). [5].અવ૦ 'પઇતિ'=પાછું, 'મિથ'=રહેવું, ઉતરવું.

પડતો નથી, સંબંધ બરાબર ઉતરે છે, એટલુંજ નહી પણ અમે જે મતલબ ઉઠાડયે છેએ તેને ખુદ વંદીદાદથી તથા બીજી રીતે ટેકો મલે છે. પેહેલું— વંદીદાદ ૮. ફ૦ ૮૭-૧૦૩ માં કહે છે કે જો કોઇ શખ્સ જંગલમાં એકલો નસાને અડકયો હોય તો અમુક રીતે નાહીને ચોખ્ખું થવું; જે વિષેની બાબત આગલ આવશે. હવે જો એકલો અડકનાર મારી નાંખવા જોગ ન હોય તો તેને ચોખ્ખો થવાનો ઉપાય બતાવેલો નહીં હોવો જોઇએ. એજ પ્રમાણે એક રવાયતમાં નાચારીને સબબે એક જરતોસ્તીને એકલો અડકવાની રજા આપી છે. અને તે પછી શીશીઉં નહાન નાહીને ચોખ્ખો થવા કહ્યું છે.[૧૭૫] બીજું—વંદીદાદમાં ૬. ફ૦ ૨૬-૨૯ માં હરેક મજદયસ્નાનને પાણીમાંથી નસો બાહેર કહાડવાની ફરજ સમજાવી છે તેમાંથી એકલો અડકી શકે એવું લખાણ મલે છે. કે જે પ્રમાણે બીજી કેતાબોમાંથી કહે છે.[૧૭૬] જો એકલો અડકનાર મારી નાંખવા જોગજ ગણાતો હતે તો એ પ્રમાણે લખતે નહીં. ત્રીજું—એજ ત્રીજી પરગરદનાં લખાણના પેહેલવી તરજુમાની શરેહમાં એ કામ કરનારને 'અયોકબર' કરી કહ્યો છે તે શબ્દનો અર્થ

---

૧૭૫. બે૦ નં૦ ૩ સફે ૫:—"જો જરતોસ્તી એકલોજ હોય અને બાજબી નહીં જાણતો હોય તો પછી તે નશાને પેવંદ અને બાજ વગર ઠેકાણે પાડવો; એટલે કે પાણીમાંથી બાહેર લાવવો અને પોતાનાં તનપરનાં કપડાં ફાડીને રદ કરવાં અને શીશીઉંનાહન નાહવું."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૫૯:—"સવાલ—જો કોઇ આદમીનાં નસાને અડકે તો તેનું કેમ?—જવાબ—જો કોઈ નસાનો પાધરો સંયોગ કરે તો તેનું શરીર રીમન થાય છે. તેણે બરશનુમ નાહવું. આંગમાં જે કપડાં હોય, જેવાં કે સદરો, કુસ્તી, એ વગેરે જેબી કાંઇ હોય તે રીમન છે તેથી તે પરહેજવાં."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૯:—"સવાલ—કોઇ શખ્સ સરીઆમ રસ્તામાં એક નસો જુએ અને તે પાણીમાં પોહોંચશે અથવા વેરાઇ જઇને માણસોને રીમન કરશે એવી ધાસ્તી હોય અને જો તેને સગદીદ કરવાનું તથા જોર થઇને અડકવાનું નહીં બની શકતું હોય તો વગર સગદીદ કરવે અને વગર જોર થવે કોઈ તેને અડકે તો તે ઘટારત છે કે નહીં?—જવાબ—તમારા કહેવા પ્રમાણેની કોઇ જગા ઉપર નસાને સગદીદ અને પેવંદ વગર અડકવાની છુટ છે. અને જો જુદદીનબી તેને અડકે તો ચાલે. પણ ઘટે છે કે તેને નસાઓને મુકવાની જગાએ લેઇ જવો અને બધી ઘટતી રીત બજા લાવવી. અગર તેમ નહીં તો રસ્તાથી બાજુપર થોડેક દૂર અને પાણીથી બાહેર તો તેને લઈ જવોજ."

૧૭૬. (જુઓ નોટ ૯૬) વં૦ ૬. ફ૦ ૨૭:—"ઓ જરતોસ્ત! જે જગાએથી મુએલાં શરીરને તે નજદીક પોહોંચે તે જગા સુધી તેણે આગલ ચાલવું અને તે મુવેલાંને પગના નલા સુધીના પાણીમાંથી અથવા ગુઠણ સુધીનાં પાણીમાંથી અથવા કમ્મરપુર પાણીમાંથી અથવા માણસપુર પાણીમાંથી વટીક બાહેર લઇ જાય."

દા૦ હો૦ ૨૦ સફે ૧૨૩:—"એક ગુજરેલા બેહેદીનની લાસ પાણીમાં હોય અને તે જગાએ જો એકજ બેહેદીન હોય તો તેણે દસ્તાના બાંધીને તેનાં પેવંદથી તે નસાને પાણીમાંથી બાહેર લાવવો. અને જો કોઇ શખ્સ નહીં હોય તો નાચારે એકલાએ તે લાસને પરહેજવી. એટલેકે પાણીથી બાહેર લાવવી. જો બાજબી નહીં આવડતી હોય તો વગર બાજે અને વગર પેવંદે પાણીમાંથી નસાને બાહેર લાવવો. પછી શરીરમાં જે કપડાં હોય તે ફાડી નાંખવાં અને શીશીઉં નાહન નાહવું."

કેટલીએક જગાએ જેમ હંમેશાં નસાને અડકવાનું કામ કરનાર કરી થાય છે તેમજ મુએલું બચ્ચું જણનારી ઓરત કરીબી થાય છે. એઓને બરશનુમ નાહીને ચોખ્ખા થવાનાં લખાણો મલે છે.[177] ચોથું—લાસને એકલો અડકનારને આપણા લોકો જેમ મરગરજાન સમજતા આવ્યા છે તેમજ 'ઉદ્ર' નામનાં એક જાનવરને મારનારનેબી મરગરજાન સમજતા આવેલા છે તે છતાં તે ગુનાહની તોજેશ વંદીદાદની ચોદમી પરગરદમાં જણાવી છે. જો એક ચોક્કસ ગુનાહ કરનાર મારી નાખવા જોગજ હોય તો તેની તોજેશ કેમ ફરમાવે? વાસ્તે મરગરજાનને મારી નાંખવો કરી જે આપણા લોકો સમજે છે તે બરાબર નથી. કેમકે મરગરજાન ગુનાહની તોજેશ થઇ શકે

---

૧૭૭. પેહેલવી અરદા વીરાફનામું, બાબ ૩૮. ફ૦ ૪—૭:—"સરોશ અશો અને આદર ઈજદ કહેવા લાગા કે આ રવાન તે બુરા મરદનું છે કે જે જીવતો હતો ત્યારે **પાણી તથા આતશમાં પોતાના શરીરપર તેમજ બીજાં માણસોનાં શરીરોપર હેહેર અને નસા લેઈ જતો હતો અને જાથુકનો 'અયોકબર'** (નસાને એકલો લેઇ જનાર) તથા રીમન થતો હતો તે છતાં **નવગેરેહથી( એટલે બરશનુમ) નહીં નાહતો હતો."**

☞ હવે જો એકવાર એકલું અડકવાથી એક માણસ મારી નાંખવા જોગ ગણાતું હતે તો આ ફકરામાં તેને 'જાથુક' અડકવાની વાતજ નહીં કરને, તેમજ તેને બરશનુમ નાહીને ચોખ્ખો થવાનું-બી નહીં કહેતે. તેમજ જો નસાને પાણી તથા આતશમાં લેઇ જનારો જે અલબતે મરગરજાનજ કહેવાય તેનેબી બરશનુમ નાહીને ચોખ્ખા થવાનું નહીં લખતે. પણ ખરી મતલબ આ ફકરા ઉપરથી એ ઉઠે છે કે 'અયોકબર' અને 'મરગરજાન' જો ધારા પ્રમાણે તોજેશ કરીને બરશનુમ નાહે તો ચોખ્ખો થઇ શકે છે. પણ જો **હંમેશાં** (☞) નસા સાથે આલુદેહ થવા છતાં **ચોખ્ખો નહીં** થાય તોજ તે જરતોસ્તી ધર્મથી ઉલટો ચાલે છે. અને તેથી તે ગુનેહગાર ગણાય છે.

જુ૦ મો૦ ૨૦ સફે ૩૯: બ૦ કા૦ ૨૦ સફે ૧૯૬:—"શરીરના સર્વે ભાગો ધોવા આંગલાના એટકાં સુધી. પછી 'અયોકબરે' કુતરાંપર હાથ મુકવો.........ઉત્તર દિશાથી 'અયોકબરે'બીજા પત્થર પર જવું........."

સફે ૬૯:—"ચોકસી રાખવી કે 'અયોકબર'નાં માથાં અને શરીરપર કાંઇ નહીં રહે."

"બરશનુમ નહવાડનારે 'અયોકબર'નાં માથાંપર ચમચો મુકવો."

"પછી તે ચમચાએ 'અયોકબર'પર નારંગ રેડવો."

"પછી 'અયોકબરે' સગને હાથ લગાડવો." "'અયોકબરે' સગ સાથે 'કષ'માં જવું."

"પછી બરશનુમ નહવાડનારે 'અયોકબર'ના હાથપર ત્રણ ચમચા મીટી આપવી."

"પછી 'અયોકબર'નાં માથાં ઉપર પંદર મુઠી ખાક મુકવી;"

"અને 'અયોકબરે' બાલ અને શરીર તમામ સુકકું કરવું."

"પછી બીજીવાર 'અયોકબરે' સગને હાથ લગાડવો."

"'અયોકબરે' હાથ અને મોહડું ત્રણવાર ધોવાં."

"અને દરએક વખતે 'અયોકબરે' બરશનુમ નહવાડનાર સાથે 'નેમસ્યા.........ઇજાચા' પઢવું. પછી એક જામ પાણી 'અયોકબર'નાં માંથાંપર રેડવું. 'અયોકબરે' કપડાં પહેડવાં. બરશનુમ દેનારે 'અયોકબર' સાથે બાજ મુકવી. પછી 'અયોકબરે' કુસ્તી કરવી."

☞ આ ફકરાઓમાં મુએલું છોકરૂં જણીને એકતાલીસમે દહાડે બરશનુમ નાહનારી ઓરતને 'અયોકબર' કરી કહી છે. જો 'અયોકબર' કદી ચોખ્ખું નહીં થઇ શકતું હતે તો તેને આ ડેકાણે નહાન નાહીને ચોખ્ખું થવાનું નહીં લખતે—રી૦ બ૦.

છે (જુઓ વધારો). પાંચમુ-વંદીદાદ ૩. ફ૦ ૩૯—૪૨ માં કહે છે કે ગમે તેવો ગુનાહ માણસ કરે, નાહનો કે મોહટો, કે ઘણો અજીમ ગુનાહ, તેની તોજેશ ચોક્કસ શરતે માજદીઅસ્ની દીનમાં સમજાવેલી છે. એ દેખાડે છે કે મારી નાંખવાની સજા જરતોસ્તી ધર્મમાં નથી, અને મરગરજાનોને મારી નાંખવા એવું આપણા લોકો સમજતા આવ્યા છે તે ચુક છે. (જુઓ વધારો)

હવે જેમ નસાને લઇ જવાનો ધંધો કરનાર તથા નસાની તકેદારી રાખનાર (નસાસાલાર) એક 'અયઓઝદ્દય' એટલે નહીં ચોખ્ખો થઇ શકે એવો છે તેને જેમ અલગ રીતે ખાણું તથા કપડાં આપી નસાની પરહેજ કરવાનું કામ તે જીવે ત્યાં લગી જુવાની અને કૌવંતમંદીમાં વધારે અને બુઢાપા અથવા અશકત હાલતમાં ઓછું કરાવવાનું ઠરાવેલું છે; તેમજ બીજાઓ જેઓને નહીં ચોખ્ખાઇ આમવા જોગ ગણ્યા છે તેઓનું શું કરવું તે વિષે એવું ઠરાવ્યું છે કે જેમ એવા ધંધા કરનારાઓ પોતાના ધંધાનેસર નસો તથા ગલીચાઇ સાફ કરવામાં ઉમર ગુજારે તેમજ ચોખ્ખાઇ નહીં આપવાજોગ ગુનાહગારોબી નસા તથા ગલીચી સાફ કરીને જાહેર તનદરૂસ્તીને લગતું કામ કરે અને ગુજરેલાં જરતોસ્તીઓની લાસો જાનવરો પાસે ભક્ષ કરાવવામાં આવે તેઓનાં હાડકાં વગેરેને તે જાનવરો પાણી, ઓરવર, વગેરેમાં નહીં લેઇ જાય તેની તકેદારી રાખે. વદીદાદમાં જે શખ્સ જાણીજોઇને દીનનાં ફરમાનોને ઉલટી રીતે સમજાવે અને દીનનાં કામોને ઉલટી રીતે કરે તેનાં ગુનાહને 'અષવદ્ગી' અથવા આષમોગી કરી કહ્યા છે. (વં૰ ૧૮. ફ૦ ૮-૧૨) અને તે ગુનાહની જે સજા તેજ બેથી વધારે વર્ષો સુધી નસાને જમીનમાં દાટી રાખનારનેબી કરવા ફરમાવેલી છે. (વં૰ ૫. ફ૦ ૧૪) તે સજા કયા પ્રકારની અને તેનાં ચહડતા ઉતરતા પ્રમાણની વીગત શું તે વિષે કહેલું છે કે ગુજરેલાંઓના લીલા નસાઓ, જીવતાંઓનાં નજીસાત વગેરે હેહેરો, અડકાયલી વસ્તુઓ, અને મુરદાંનાં કફન વગેરેથી ભરેલાં ભઠ્ઠીમાં બાલીને બનાવેલાં ખુમો (દખ્માઓ) વગેરે પરહેજવાના કામો, તથા જરતોસ્તીઓની લાસોને જાનવરો પાસે ખવડાવે તેઓનાં હાડકાં વગેરે પાણી તથા ઝાડપાનમાં તેઓ નહીં લેઇ જાય તેની તકેદારી રાખવાના કામો તેઓ પાસે કરાવવાં (જુઓ નોટ ૧૧૯મી). એ સજાઓમાં કહેલાં શેહેર સુધરાઇની મજુરીને લગતાં તથા મુરદાં અને બીજી નજીસાતને લગતાં કામો વંદીદાદમાં જે રીતે ગુનાહગારો પાસે કરાવવાનું કહ્યું છે તેજ રીતે આજેબી ચોક્કસ દેશોમાં તથા રાજ્યોમાં જોવામાં આવે છે. શેહેર સુધરાઇનું કામ (જેવું કે ગલીચી સાફ કરવાનું, કચરો સાફ કરવાનું, રસ્તા સમારવાનું ઇત્યાદિ) જેમ એ કામનો ધંધો કરનારા લોકો પાસે તેમજ સરકારના કેદીઓ પાસેબી કરાવવામાં આવે છે. એ પ્રમાણે જોતાં વંદીદાદની મૂળ મતલબ જે નસા, રીમની, વગેરેની પરહેજ કરાવીને વસ્તીનાં માણસોની તનદરૂસ્તી જાલવવાની અને હેહેર તથા નસા, પાણી, આતશ, ઓરવરો વગેરેમાં નહીં મલવા દેવાની

છે તે મતલબ બર લાવવાને માટે જેમ ધંધાદારી સાફ કરનારાઓને તેમજ ચોક્કસ મોહોટી તકસીર કીધેલા જનમ સુધીના કેદીઓનેબી તેઓનાં ગુનાહોનાં પ્રમાણ, શરીરની શક્તિ, વગેરે બાબતો ધ્યાનમાં લેઇને વધતાં અથવા ઓછાં સફાઇનાં કામપર લગાડવાનું અને તેઓને એકસરખી રીતે વસ્તીથી બાહેર અલગ રાખવાનું વંદીદાદમાં ફરમાવ્યું છે. વંદીદાદમાં ચોક્કસ દરજ્જેનાં ગુનાહોની તાજેશ 'ઉપાજન' (જુઓ વધારો)થી કરવા કહેલી છે. પણ જે ગુનાહોની તાજેશ 'ઉપાજન'ની હદની બાહેર જાય છે તે જાતનો ગુનાહ કરનારને માટે કહે છે કે "તેને સારૂં 'ચઓઝદાથ્ર' નથી." એવા દરેક ગુનાહને પાછલી કેતાબોમાં 'મરગરજાન' એવે નામે કહ્યા છે. 'મરગરજાન'નો અર્થ એકુબે ચોપડીઓ સીવાય બધે 'મારી નાંખવા જોગ' ('ફા૦ મરગ=મોત અને અરજાન=લાયક) કરી આજસુધી આપણા લોકો સમજતા આવ્યા છે, અને તે પ્રમાણે ઉપર વંદીદાદમાંથી જણાવેલા 'નવજન' તથા બીજા કેટલાએક ગુનાહ કરનારાઓ જેઓનાં કામોની તાજેશ 'ઉપાજન' વગેરે ઉપાયોની હદથી બહાર જાય છે તેઓને મારી નાંખવા જોઇએ એવું આપણી ઘણીખરી કેતાબોમાં લખેલું મલે છે, પણ અમારૂં આધીન મત પકકું છે કે આપણા લોકોમાં એ એક મોટી ભુલ લાંબા વખ્તથી ચાલતી આવેલી છે અને તેથીજ કરીને મરગજાન બોલ સાંભલતાં આપણાં લોકો કમકમીને તથા બીહીને ઘાભરાં પડી જાય છે. ખરૂં છે કે મરગરજાન ગુનાહોને મોહોટે દરજ્જેના ગુનાહો ગણેલા છે અને તેમપ્રમાણે તેઓની તાજેશોબી ઘણી મોહોટી છે તોપણ તે ગુનાહ કરનારને જરતોસ્તી ધર્મમાં મારી નાંખવા કહ્યા નથી. પણ જેમ બીજા ગુનાહોની તાજેશ થઇ શકે છે તેમજ એ દરજ્જેનાં ગુનાહોનીબી તાજેશ થઇ શકે છે. જોકે તે ઘણી ભારી હોય છે. 'મરગરજાન' અને 'અયોકબર' એ શબ્દો અસલમાં શું છે અને પાછલથી તેઓને શું સમજીને તે ઉપરથી શું મતલબ આપણા લોકો સમજ્યા છે અને જરતોસ્તી ધર્મની શરોયતમા ગુનાહોનાં દરજ્જા અને પ્રમાણો કેમ ગણેલાં છે તે વિષેની બાબતો આપણા ધર્મને લગતી ચોપડીઓમાં વેરાતી પડેલી છે તેઓને તારવી કહાડીને ધર્મનાં ધારા પુસ્તક તરીકે જો એક ચોપડી બનાવવામાં આવે તો એ બાબત ઉપર ઘણું અજવાળું પડે અને પુરાતન જરતોસ્તીઓમાં ધર્મ સંબંધી, સંસાર સંબંધી, રાજ સંબંધી, વગેરે ગુનાહોની સજાઓ કેમ થતી હતી તે માલૂમ પડે. એ બાબતમાં અમોને જે કાંઇ થોડુંએક જણાયું છે તેને એક ખરદા તરીકે વધારાનાં આકારમાં આ રીસાલાની પછવાડે આપ્યું છે તેમાં દેખાડયું છે કે મરગરજાનની મતલબ મારી નાખવા જોગ નથી પણ નસા, હેહેર, વગેરે ગલીચીઓને (પાજંદ 'મરગ'=અવસ્તા 'મહરક' વં૦ ૧. ફ૦ ૪૩) સાફ કરવાનું કામ કરવાની (પાજંદ 'ગરજીદન'=અવસ્તા 'અપવિવરેજ' વં૦ ૫. ફ૦ ૧૪ ઇત્યાદિ) કેદી તરીકેની શીક્ષાની છે

અને 'અયોકબર'ની મતલબ લાસને એકલો લેઇ જનાર તેમજ એકનો એક જણુ જે લાસોને લેઇ જવાનો ધંધો કરનાર હોય તે કરીબી થાય છે. હાલ અત્રે આ નહીં ચોખ્ખાં કરી શકાય એવાં માણસો વિષેની બાબત પુરી કરતાં આટલું જણાવવું બસ છે કે વંદીદાદમાં અને જરતોસ્તી ધર્મની કેટલીએક મોતેબર કેતાબોમાં કેટલાક ધંધાદારીઓ જેઓનું કામ નસા, નજીસાત, વગેરે સાફ કરવાનું છે, તેઓને હંમેશે લગી બીજાં માણસોથી અલગ રહેવા કહ્યું છે અને તે ઉપરાંત ચોક્કસ ગુનાહ કરનારાઓની તોજેશ અથવા સજાનાં બદલામાં તેઓ પાસે તેવુંજ હેહેર, નસા, નજીસાત, વગેરે ઠેકાણે પડાવવાનું કામ કરાવવા કહ્યું છે. તેઓ જીવે ત્યાં લગી અથવા તેઓના વધતા ઓછા ગુનાહ પ્રમાણે જેટલી લાંબી અથવા ટુંકી મુદત ઠરાવી હોય ત્યાં લગી અથવા જેટલુ વધતું અથવા ઓછું સખ્ત કામ કરાવવું હોય તે વિષે 'અઓષાવરેજ' નામના એક ધર્મગુરૂ અથવા ઓધ્ધેદારની તરફથી ફટવો આપવામાં આવે તે પ્રમાણે તેટલો વખ્ત તે કામ જે પ્રકારનુ કરવા કહ્યું હોય તેમ તેઓ પાસે કરાવવું એવું કહ્યું છે (વં૦ ૫. ફ૦ ૧૪ તથા ૨૫-૨૬.)

## 'હમરીદ'.

હમરીદ થવું એ શબ્દ અવસ્તાના "હાંમ્રએઠવ" ઉપરથી નિકળેલો છે અને તેનો અર્થ કાંઇબી પેવંદ એટલે ઢાંકણના આંતરા વગર લાસના નસા અથવા તેની પ્રવાહિ સાથે આમેજ થવું કરી થાય છે. હમરીદને 'યઓઝદાથ્ર' આપવામાં એટલે ચોખ્ખું કરવામાં લાસની હાલત, તથા હમરીદ થનાર માણસ અથવા ચીજની જાત, બાંધની અને હાલત જોઇને તે પ્રમાણે તેને ચોખ્ખું કરવાનું કહેલું છે. જે લાસનો નસો જાનવરોથી ખવાયલો અથવા નહીં ખવાયલો એક વર્ષ સુધી સુરજના તડકામાં પડી રહીને તદન સુકકો થઇ ગયો હોય અને તેમાં ભીનાશનો એક કતરોબી નહીં રહ્યો હોય તેને જો કોઇ હમરીદ રીતેબી અડકે તો તેને કાંઇ નુકસાન નથી એમ કહ્યું છે, અને તેથી કરીને તેને કોઇબી રીતે 'યઓઝદાથ્ર' લેવાની જણાવી નથી.[૧૭૮] જે લાસનો નસો લીલો હોય તે જો 'અઇવિધ્રિપ્ત' એટલે કે માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી ખવાયલું હોય અને તેને

---

૧૭૮. વં૦ ૮ ફ૦ ૩૩-૩૪:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો ! તે માણસો કયારે ચોખ્ખાં કરવા જોગ થાય, અશો અહુરમજદ ! જેઓ સુકા અને એક વર્ષની અગાઉ મરણ પામેલા નસાને અડકયા હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત ! તેઓ અડકવા જોગ છે. સુકકું સુકામાં પેવશ થતું નથી (તેટલા માટે અડકવાની કાંઇ ફીકર નથી). જો સુકકું સુકામાં પેવશ થતું હતે તો જલદીથીજ મારી તમામ શરીરવાલી આલમ ઘણાખરા એ નસાઓ જે કે આ ધરતી ઉપર મુએલા પડે છે તેથી કરીને (ઇ૦ ૫૩. ૫૦૯ તથા ૪૬ ફ૦ ૧૧ માં કહ્યા પ્રમાણે) જાણીજોઇને ચોખ્ખાઇનો નાશ કરનારા ઠહીને (તેઓનાં શરીરો) મરગરજાન (ચોખ્ખાં નહીં કરવાજોગ) અને તેઓનાં રવાનો (મુઆ પછી) પોકારતાં (દાજખી) થતે."

અડકવાથી જો કોઇ હમરીદ થયો હોય તો, કારણકે તેમાંની નુકસાન કરનારી વસ્તુનો મોહોટો ભાગ નીકળી ગયો છે માટે, તે હમરીદ થયલાએ ફકત ગાવના નિરંગ અને પાણીથી પોતાના બદન તથા કપડાંને ધોઇ લીધાથી તેને પુરતી સફાઇ અને ચોખ્ખાઇ મલે છે એવું કહ્યું છે. (જુઓ વં૰ ૮. ફ૰ ૭૬). પણ જો લાસનો લીલો નસો 'અનઅઇવિત્રિપ્ત' એટલેકે માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી ખવાયલો નહીં હોય તો તેને પાહડીયાં (એક ચોકકસ આકારમાં ખોદેલા ખાડા અથવા નીકારીઓની અંદરની જમીન) ઉપર નહાંનું બરશનુમ નાહવું કરી કહ્યું છે; અને તેની વીગત વંદીદાદ ૮. ફકરા ૩૭–૭૨ સુધી જણાવેલી છે.[179] એ બરશનુમ નાહયા પછી નવ રાત અલગ બેસવાની જરૂર જણાવી નથી. પણ જો તે લાસના નસામાંની કાંઇએક રસી, લોહી, પરૂ, વગેરે કાંઇબી પ્રવાહી ચીજ પેલા અડકનારનાં શરીરને લાગે (?) તો, કારણકે ખુદ લાસમાંની પ્રવાહી પેલાનાં શરીર ઉપરનાં છિદ્રોની મારફતે તેના બદનમાં પેવશ થવાનો સંભવ છે, એટલા માટે તેને નવ રાતનું વડું બરશનુમ લેવાની જરૂર જણાવી છે (જુઓ વં૰ ૯. ફ૰ ૧).[180] એ પ્રમાણે હમરીદ માણસને ચોખ્ખું અથવા સાફ કરવાનું કહેલું છે.—માણસ વત-રોગેની બીજી ચીજો હમરીદ થઇ હોય કે પતરીદ થઇ હોય તોબી તેઓને ચોખ્ખી અથવા સાફ કરવાનું ઘણુંખરૂં એકસરખુંજ કહેલું છે જેની વિગત આગલ જતાં આપવામાં આવશે.

---

૧૭૯ વં૰ ૮ ફ૰ ૩૫—૭૨:—"શરીરવાલા ખાકીઓનાં બનાવનાર, અશો! તે માણસો કયારે અડકવા જોગ થાય, અશો અહુરમજદ! જેઓ મુએલાં કુતરાંઓ અથવા મુએલાં માણસનાં (નહીં સુકાઇ ગયલા, એક વર્ષની મુદતની અંદરના) નસાને અડકે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત! તેઓ અડકવા જોગ થાય છે તે આ પ્રમાણે:—જો તે નસો માંસાહારી પક્ષીઓ અથવા માંસાહારી કુતરાંઓનો ખવાયલો હોય તો (અડકનારે) પોતાના બદનને ગાવના નીરંગથી અને પછી પાણીથી સારી પેઠે ધોવું. એ પ્રમાણે તે ચોખ્ખો થાય છે.—પણ જો તે નસો માંસાહારી કુતરાં તથા માંસાહારી પક્ષીઓથી ખવાયલો નહીં હોય તો મજદયસ્નાનોએ... .......(ત્યાંથી નાહનું બરશનુમ નહવાડવાની વીગત ફ૰ ૭૨ સુધી આપેલી છે. એ બરશનુમ નાહ્યા પછી નવ રાત લગી અલગ બેસવાનું કહ્યું નથી.)."

૧૮૦. વં૰ ૯. ફ૰ ૧—૩૬:—"પુછ્યું જરતોસ્તે અહુરમજદને, 'અહુરમજદ! મીનો! અતી સુદીના કરનાર! શરીરવાલાં ખાકીઓના બનાવનાર, અશો! ત્યાં શરીરવાલી આલમમાં **રસી સાથે આમેજ થઈને હમરીદ થયલાં** (?) બદનને ચોખ્ખું કરી શકે તેવા શખ્સને કેમ શોધી કાહડે (કેમ જાણે કે અમુક શખ્સ તે કામને લાયક છે)?' ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'તે નર અશો હોવો જોઇએ. જે વાણીથી સાચુંજ વચન બોલનારો હોય, 'માંથ્ર' પઢેલો હોય, અશો હોય, અને જે માજદયસ્નની દીનનાં યોજદાથ્રેગરીનાં કામથી વાકેફ હોય.

તે શખ્સે આ જમીન ઉપર..........(ત્યાંથી ૩૬ માં ફકરા લગી મોહોટું બરશનુમ જેમાં નવ રાત લગી અલગ બેસવા કહેલું છે તેની વીગત આપી છે)."

બ૰ કા૰ ૨૦ સદે ૧૮૦:— "જો ખુલ્લું શરીર અથવા હાથ ખુલ્લા નસાને લાગે તો તે સબ-બથી જોર સાથે બરશનુમ કરવું."

"જો ખાત્રીથી જાણે કે નસાની રસી લાગી છે તો બરશનુમ કરવું જોઇએ."

## 'પતરીદ'.

પતરીદ થવું એટલે એક માણસ અથવા વસ્તુ, હમરીદ થઇ હોય એટલેકે લાસને લગતી કોઇ તર ચીજને કશાબી અંતર વગર લાગી હોય તે માણસ અથવા ચીજને લાગવું, પછી તે હમરીદ થયલી ચીજ નક્કર હોય અથવા મવાહી હોય. હમરીદ થવામાં લાસનાં લીલા નસા સાથે પાધરો સ્પર્શ થવો જોઇએ, પતરીદ થવામાં હમરીદ થયલી વસ્તુ અથવા માણસનો સ્પર્શ થવો જોઇએ.

## 'પતરીદ' માણસ.

જો કોઇ શખ્સ લાસને કપડાંનું પેવંદ કરીને અડકે તો તે અડકનારને હમરીદ થવાની ધાસ્તી નહીં રહે અને તે ફક્ત પતરીદજ થાય. એટલા માટે નસાસાલારોને અથવા હરેક અડકનારને હાથે 'દસ્તાના' (પાજંદ 'દસ્તવાનેહ' પેહેલવી 'દસ્તપાનેહ' હાથનું ઢાંકણ) બાંધવાનું આપણાં ધર્મની કેતાબોમાં કહ્યું છે (જુઓ નોટ ૯૫ મી ઈ૦).[૧૮૧] પણ જો તે દસ્તાના કપડાંની અંદર થઇને મુરદાંની રસી માણસને લાગે તો તેને હમરીદ રીમન ગણ્યો છે.[૧૮૨] કારણકે એ રીતે લાસની મવાહી સાથે પાધરો સંબંધ થવાથી તે માણસ હમરીદ થાય છે. પતરીદ થનાર સાદી રીતે નિરંગ અને પાણીથી નાહે તો તે ચોખ્ખો થાય છે.[૧૮૩] જે પ્રમાણે આજેબી લાસને ખાંધ મારનારાઓ કરે છે.

## જુદા જુદા ધંધાવાલાઓ લાસના નસાથી કેટલે દૂરથી રીમન થાય છે?

હાલ જમાનેના કેટલાએક કાબેલ ડાકતરોનું મત છે કે જેમ જેમ એક ઉડતા રોગની અસર વધારે અને વધારે માણસોપર લાગુ પડે તેમ તેમ તે ઓછી થતી જાય છે.[૧૮૪] એને કેટલેએક દરજ્જે મલતુંજ લખાણ દરૂજે નસુશની અસરના ફેલાવા વિષે આપણા ધર્મને લગતી કેટલીએક કેતાબોમાં મલે છે.[૧૮૫] તોપણ આપણા ધર્મમાં પતરીદ રીમનીની અસરથી જે

---

૧૮૧. બે૦ ન૦ ૨. સફે ૯૫, ૧૪૪; પે૦ દે૦ મે૦ ફા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૨૨:—"બે બેહદીનોએ......ચાર પેતાવા સીવવા અને એકેક હાથ ઉપર બાંધવા."—"બે નસાસાલારો હોય...... તેઓએ હાથ કપડાંથી ઢાંકવા."

બે૦ નં૦ ૩. સફે ૧૭:—"નસાસાલાર હમપેવંદ થયલો હોય અને જેના હાથ ઉપર 'દસ્તાના' હોય અને ગફલતથી ખુલ્લી લાસ ઉપર દસ્તાના સુધાનો હાથ લગાડે તો તેથી તે રીમન થતો નથી. પણ જ્યારે કે લાસ દખમામાં મુકીને પાછા આવે ત્યારે તે દસ્તાનાઓને પરહેજ કરવા જોઇએ."

૧૮૨. બ૦ કા૦ ૨૦ સફે ૧૮૦; દા૦ હો૦ ૨૧ સફે ૧૩૪:—"જો ચોક્કસ જાણે કે નસામાંની પ્રવાહી લાગી છે તો બરશનુમ કરવું જોઇએ.

૧૮૩. બ૦ કા૦ ૨૦ સફે ૧૭૨:—"(નસાસાલારો સિવાય) બીજાં જે માણસો ખાંધ્યા તરીકે ગયાં હોય તેઓએ પોતાનાં તનને અને કપડાંને નિરંગ અને પાણીથી ધોવાં."

૧૮૪. રોબર્ટની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન. સફે ૮૫:—"એવું માનવામાં આવેલું છે કે ઘણાં માણસોમાં દાખલ થવાથી ઉડતા રોગનું જોર નરમ થતું જાય છે."

૧૮૫. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧. સફે ૧૦૦; બે૦ ના૦ ૨. સફે ૩૭; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે

માણસ અથવા ચીજ આલુદેહ થાય તે વિષેની સાહુચેતી તે માણસે અથવા ચીજે સાધારણ હુન્યાઇ કારોબારમાં જેટલી વધતી અથવા ઓછી પવિત્રાઇ ધરાવવી જોઇએ તેના પ્રમાણ પ્રમાણે વધતી અથવા ઓછી રાખવા કહી છે. નીર્જીવ વસ્તુઓને વિષે આગલ લખવામાં આવશે. જીવતાં પ્રાણીઓમાં સૌથી ચહડતી ચોખ્ખાઇ અથોરનાન એટલે ધર્મગુરૂ રાખે છે અથવા તેનાં ધંધાની રૂએ તેને રાખવી ઘટે છે. તેથી બીજાઓ કરતાં તેની ઉપર નાપાકીની અસર વધારે થાય છે અથવા તેણે વધારે ચોખ્ખો રહેવાની જરૂર છે એમ જણાવ્યું છે; અને તેથી લાસને જેટલે તફાવતેથી બીજાઓને પતરીદ રીતે અપવિત્ર થવાની ધાસ્તી નથી જણાવી ત્યાંથીબી તેને અપવિત્ર થવાની ધાસ્તી ગણીને શક મટાડવા સારૂં પોતાને પતરીદ રીમન થયલો ગણીને નવેસરથી પવિત્ર થવાની જરૂર જણાવી છે. અથોરનાનથી ઓછી અપવિત્ર થવાની ધાસ્તી રથેસ્તારને, તેથી ઓછી બીજા જરતોસ્તીઓને, તેથી ઓછી ચાર જાતનાં ચહડતે ઉતરતે દરજ્જેનાં કુતરાંઓ વટીક (જેઓ અવસ્તાનાં જમાનામાં મજદયસ્નાનોનાં ઘરમાં પલાતાં હોવાં જોઇએ)ને વાસ્તે કહેલી છે. અને તે માણસો તથા કુતરાંઓને અલબતે તે પ્રમાણે ચોખ્ખાં કરવાની જરૂર જણાવી છે પણ એક બદદીન કે જે માજદીયસ્ની દીનનાં કાયદાઓને અનુસરીને ચાલતો નથી તથા એક જરતોસ્તી છતાં બદ રાહે ચાલનારો માણસ કે જે પેલા બદદીન કરતાંબી બદતર કહેવાય તેને પતરીદ થવાની કેટલી ધાસ્તી છે તે કાંઇ કહી શકાય નહીં તેથી તેઓને વિષે કાંઇ જણાવ્યું નથી.[૧૮૬]

---

૧૦૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૫; દ૦ સો૦ ૩૦ મું૦ ફી૦ ના૦ ૨. સફે ૧૫૩:—"જો એક જગાએ એક (માણસોનું) ટોળું સુતેલું હોય અને તેમાંથી એક જણ ગુજરી જાય તો તેની ચારે બાજુએ એક બીજા સાથે લાગેલા અગીઆર જણા સુધી સઘળા રીમન થાય. જો બધા એક બીજાને "હમગરજેહ" (કાંઈબી પેવંદ વગર ?) અડકેલા હોય તો."

દ૦ પે૦ બે૦ સં૦ ના૦ ૧ સફે ૧૪:—"અગીઆરમાં સાથે "હમગરજે" થવાથી એજ રીતે પતરીદ કરે છે."

૧૮૬. વં૦ ૫. ફ૦ ૨૭–૩૮:—"શરીરવાલાં ખાકીઓના બનાવનાર, અશો ! માણસો એકજ તખ્તપર (ધોલીયા, લાકડાંના પ્લાટફોરમ, બાજટ, ઇત્યાદિ ઉપર) સુતા હોય, એકજ બીછાને અથવા છુટે છુટે બીછાને, એકજ ઓઢણે અથવા છુટે છુટે ઓઢણે અને તે (તખ્ત) ઉપર (મરનાર) વતરોગે (અથવા કોઇબી) બે અથવા પાંચ અથવા પચાસ અથવા સો મરદો હોય, ઓરતોબી એજ પ્રમાણે હોય, તે પછી તેમાંનું એક જણ મરણ પામે (અથવા રસીદાર થાય), તો તે માણસોમાં તે દરૂજે નસુશ કેટલે દરજ્જે 'અખ્તિ,' 'પવિતિ,' અને 'આહિતિ'થી ફેલાય છે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—જો તે (અડકાયલો શખ્સ) અથોરનાન હોય તો આ પ્રમાણે દરજે નસુશ ગાલેબ થાય છે. જો ૧૧ વસા ફેલાય છે તો ૧૦ વસા પેલાને પતરીદ કરે છે ($\frac{૧૦}{૧૧}$) [એજ મુજબ રથેશતાર $\frac{૯}{૧૦}$ ઇ૦ ઇ૦ ઇ૦].

દાદાર ! પછી જો 'ઉરૂપીશ' કુતરો હોય તો સપેનામીનોની પેદાયશ મધેથી તે ઉરૂપીશ કુતરો કેટલે દરજ્જે હમરીદ થાય છે અને કેટલે દરજ્જે પતરીદ કરે છે† ત્યારે અહુરમજદે જવાબ દીધો:—

---

† 'હાંમ્—રએથ્વયેઇતિ'=Causes himself to be '*hamrid*' 'પઇતિ—રએથ્વયેઇતિ'=Causes others to be '*patrid.*'

એ ચહડતે ઉતરતે દરજજેનું રીમન થવું તે પતરીદ રીતેજ રીમન થવા વિષેનું કહેલું છે, એ બાબત વંદીદાદની પાંચમી તથા સાતમી પરગરદોમાં તથા બીજી કેતાબોમાં લખાણો આવેલાં છે તેની મતલબ આ પ્રમાણે છે:–

જો એક પાટીઆંની જમીન ઉપર, પાટીઆંના પ્લેટફોર્મ ઉપર, લાકડાંના ઘોલ્યા, કે બાજટ કે તખ્ત ઉપર, બીછાવેલી જાજમ અથવા સાદડી ઉપર અથવા એવીજ રીતે કોઇ બીજી એવીજ નક્કર વસ્તુની ઉપર બે, પાંચ, પચાસ, કે સો કે ગમે એટલા મરદો અથવા ઓરતો બેઠાં અથવા સુતાં હોય, તે ઉપર જો એકાદ માણસ કે કુતરૂં મરણ પામે તો તે મરનારથી અગીઆર માણસને છેટે કોઇ અથોરનાન હોય તો તેટલે છેટેથીબી તેને પોતાને પતરીદ ગણીને ચોખ્ખો થવું. એટલે છેટેથી બીજા જરતોસ્તીને પતરીદ થવાની ધાસ્તી નથી. એજ પ્રમાણે રથેશ્તાર દસ જણુને છેટેથી, વાસ્તરીઓશ નવ જણુને છેટેથી, ઇત્યાદિ રીતે પોતાનાં ધંધા અથવા કામમાં ચોખ્ખાઇની જેટલી જરૂર હોય તેનાં દરજજા પ્રમાણે દરએક જરતોસ્તીએ પોતાને પતરીદ રીમન ગણવાનું કહેલું છે. જેવું જેનું કામ વધારે ચોખ્ખાઇ પરખ્ખાઇનું તેમ તેને વધારે દૂર છતાંબી પોતાને સાફ રાખવાની તાકીદ જણાવી છે.

---

સપેનામીનોની પેદાયશ મધેથી એ ઉરૂપીશ કુતરો હમરીદ થતો નથી અને પતરીદબી કરતો નથી.

દાદાર! ત્યારે જો ઘાતકી બે પગનો દુરવંદ (બદદીન) હોય, તેમજ જો ના અશો 'આશમોગ' હોય, તો સપેનામીનોની પેદાયશો મધેથી કેટલે દરજ્જે તે હમરીદ થાય છે અને કેટલે દરજ્જે પતરીદ કરે છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—જેમ કોઇએક ઘણોજ સુકકો વર્ષ એકની અગાઉ મરી ગયલો કોઇ દેડકો (હમરીદ થાય છે અને પતરીદ કરે છે) તેમ. કારણકે ઓ સપેતમાન જરતોસ્ત! સપેનામીનોની પેદાયશો મધેથી ઘાતકી બે પગો દરવંદ તેમજ ના અશો આશમોગ જીવતાં જીવત હમરીદ થાય છે, જીવતાં જીવત પતરીદ કરે છે, જીવતાં જીવત પાણીને ખરાબ કરે છે, જીવતાં જીવત આતશને બુઝાવે છે, જીવતાં જીવત ગોસ્પંદને આડે માર્ગે લેઇ જાય છે, જીવતાં જીવત ભલાં માણસને બેહોશ કરે અથવા જાન લીએ એવો ફટકો મારે છે, કે જે પ્રમાણે મુવા પછી તે કરતો નથી. કારણ કે ઓ સપેતમાન જરતોસ્ત! જીવતાં જીવત ઘાતકી બે પગો દરવંદ તેમજ ના અશો આશમોગ અશો મરદની જીંદગી, ખોરાક, કપડાં, લાકડું, નમદો, અને ધાતુ, છીણવી લીએ છે કે જે પ્રમાણે મુવા પછી તે કરતો નથી. (એટલેકે દરવંદ કે જે નામ ઉપલી ખાસીઅતોવાલાં માણસને લગાડેલું છે તેથી જીવતાં જીવત બીજાઓને આજાર પોંહોંચવાની જેટલી ધાસ્તી છે તેટલી મુવા પછી નથી; વાસ્તે એવો માણસ જીવ્યા કરતાં મુવો ભલો. [સરખાવો 'અપ્રાજાદુ'નો પેહલવીમાં છાપેલો કીસ્સો, બાબ ૨ જો ફ૦ ૩ ઇ૦] તેને અને માજદયસ્ની ધર્મના કાયદાને કશી નીસબત નથી તેથી તે વિષે સવાલજ કીધેલો જણા છે).

દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૦; બે૦ નં૦ ૨. સફે ૩૭; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૪; ખ૦ કા૦ ર૦ સફે ૧૭૫; દ૦ સો૦ ર૦ ફુ૦ રી૦ નં૦ ૨ સફે ૧૫૩:—"જો એક જગાએ એક (માણસોનું) ટોળું સુતેલું હોય અને તેમાંથી એક જણ ગુજરી જાય તો તેની ચારે બાજુએ એક બીજા સાથે લાગેલા અગીઆર જણા સુધી સઘળા રીમન થાય. જો બધા એક બીજાને "હમગરજેહ" (કાંઇબી પેવંદ વગર?) અડકેલા હોય તો."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૪:–"અગીયારમાં સાથે 'હમગરજેહ' થવાથી એજ રીત પતરીદ કરે છે."

## જુદદીનની લાસને અડકવાથી શું માણસ રીમન નહીં થાય ?

પણ એ ઉપલી બાબત જે વંદીદાદમાં આવેલી છે તેનો અર્થ આજ સુધી આપણા ઘણાખરા લોકો અમે ઉપર આપેલી સમજણથી ઉલટો સમજતા આવેલા લાગે છે. તેઓ એવું સમજે છે કે ગુજરેલાં જરતોસ્તીની લાસ ઉપર દરૂજે નસુશનો ગલબો થાય છે અને જુદદીનની લાસ ઉપર થતો નથી. અને અથોરનાનની લાસ ઉપર સૌથી વધારે, રથેશ્તારની લાસ ઉપર તેથી ઓછો, વાસ્ત્રીઓશની લાસ ઉપર તેથી ઓછો, એ પ્રમાણે થાય છે. પણ એમ માનવું અનુભવ વિરૂદ્ધ છે. જો દરૂજે નસુશના ગલબાનો અર્થ કોહતા સૂક્ષ્મોના ફેલાવાની અસર કરી ગણયે તો જેમ જરતોસ્તીની લાસ તેમજ જુદદીનની લાસબી એકસરખી રીતે કોહે છે. ત્યારે એ પ્રમાણે કહેવું કે જરતોસ્તીની લાસ કોહે છે અને જુદદીનની લાસ કોહતી નથી તે અક્કલથી ઉલટું છે; અને કેટલીએક રવાયતોમાં જુદદીનની લાસને અડકવાથીબી જરતોસ્તીની લાસને અડકવાથી જેટલી રીમની પોંહોંચે અને જે પ્રમાણે નાહીને શુદ્ધ થવું જોઇએ તેમજ થવા કહેલું છે.[૧૮૭] તેથીબી સાબેત થાય છે કે આપણા ઘણાખરા લોકોમાં જે ઉપલો વિચાર ચાલતો આવ્યો છે તે ભુલભરેલો છે અને કેટલાએક જેમ અમે એ બાબતની સમજણ આપી છે તેમબી સમજતા આવ્યા છે.*

---

૧૮૭ દ૦ સો૦ ર૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૫૨:—"વાહણ વિષે—ઘણાં એક માણસો વાહણમાં હોય, બેહદીનબી વાહણમાં હોય, અને **જુદદીન** મરણ પામ્યો હોય અને બેહદીનને તેની ખબર નહીં હોય ને પાછલથી ખબર પડે ત્યારે જો તે બેહદીન અહુરમજદની દીનના કાંઇ કામને વાસ્તે ગયો હોય તો તેણે એક સોજી જગાએ બેસીને આખું બદન નિરંગ અને પાણીથી ધોવું; પણ જો દુન્યાઈ દોલતને ખાતર ગયો હોય તો તેનું તન રીમન થાય છે. તેથી તેને બરશનુમ લેવું જોઈએ કે પાક થાય."

બ૦ કા૦ ૨૦ સફે ૧૫૭, ૧૮૩, ૧૮૮:—"જો કોઇ ભલી દીનનો માણસ **જુદદીનના** નસાને અડકે તો તે રીમન થાય છે; તેણે બરશનુમ નાહવું જોઇએ."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૪૦; બે૦ નં૦ ૩ સફે ૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૫૭, ૧૮૮:—"જો એક બેહદીન **જુદદીનના નસા**ને અડકે તો રીમન થાય તેણે બરશનુમ નહાવું જોઇએ. કોઇ જગાએ જુદદીનનો નસો પડયો હોય કે જે પાણી તથા આતશમાં પોંહોંચશે એવી ધાસ્તી હોય અથવા રસ્તે જતાં માણસો તેને અડકશે એવી ધાસ્તી હોય તો ઘટે છે કે બે બેહદીનોએ તે નસાને ઠેકાણે પાડવો અને પોતાને તથા પોતાનાં કપડાંને નિરંગ અને પાણીથી ધોવાં."

બે૦ ના૦ ૩. સફે ૫:—જો નસો પાણી કે આતશમાં મલે તેવી જગામાં અથવા પાણીમાં માલૂમ પડે, પછી તે નસો જરતોસ્તીનો હોય કે **જુદદીનનો** હોય તોપણ જુદદીનને હાથે તેને ઠેકાણે પડાવવો. જો જુદદીન નહીં મલી આવે તો નાચારે જરતોસ્તીઓએ ત્રણ પડનું કપડું હાથે વીંટાળીને પેવંદ કરી સરોશ બાજ લેઇને ઠેકાણે પાડવો. જો જરતોસ્તી **એકલોજ** હોય અને બાજ નહીં જાણતો હોય તો પછી તે નસાને પેવંદ અને બાજ વગર ઠેકાણે પાડવો અને પોતાનાં તનપરનાં કપડાં ફાડીને રદ કરવાં અને સીશીઉં નહાન નહાવું."

* એજ બાબતનાં વંદીદાદની પાંચમી પરગરદમાંના ફકરા જે અમે ઉપર નોટ ૧૮૬ મીમાં

## માણુસોની વસ્તીથી દૂર એકાંત જંગલમાં કોઇ માણુસ લાસના નસાને અડકે તે વિષે.

જો કોઇ માણુસ એકાંત જંગલમાં જ્યાં જોઇએ તેવી રીતે સેહલાઇથી કોઇ બીજું માણુસ તેને નહવાડે તેવું નહીં બની શકતું હોય તેવી જગામાં લાસને અડકયું હોય તો તેને ચોખ્ખું થવાને માટે વંદીદાદની આઠમી પરગરદમાં એક બાબત આવી છે તેનો મતલબ પુરેપુરી અમોને જણાતી નથી તોપણ કાંઇએક નીચે પ્રમાણે હોય એવું લાગે છે:—

જો તે લાસ માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી ખવાયલી હોય અને જો ત્યાંજ બની આવે તો તે માણુસે ગાવના નીરંગે પોતાનાં બદનને ધોવું. તે એવી રીતે કે ત્રીસવાર સારી પેઠે બદન ધોવાય તેમ. જો તેમ નહીં બને તો ત્રીસવાર ફક્ત બદનપર હાથ ફરી રહે તેમ નીરંગનો ઓછો જથ્થો વાપરીને નાહવું. જો તેમબી નહીં બને તો લાચારે આખ્ખાં શરીરને માથાંથી તે પગ સુધી સારી પેઠે એકવાર ધોવું. જો લાસ માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી ખવાયલી નહીં હોય તો પંદરવાર નીરંગથી બદનને સારી પેઠે ધોવું. જો તેમ નહીં બને તો પંદરવાર બદનપર હાથ ફરી રહે તેમ નીરંગનો ઓછો જથ્થો વાપરીને નાહવું.—જો ત્યાંજ જંગલમાં તેમ નહાવાને નહીં બની શકતું હોય તો તે જગાએથી એક 'હાથ્ર' (ફરસંગ?) લગી વસ્તી તરફ આગલ ચાલવું અને તેટલામાં જે જે માણુસો મલે તેઓને પોતે લાસને અડકવા વિષે બાંગે બુલંદ જણાવવું અને અરજ કરવી કે મને પાક કરો. હરેક જણે તેને પાક કરવાની ફરજ છે. જો તેટલામાં તેને કોઇ પાક નહીં કરે તો બીજા એક 'હાથ્ર' લગી ચાલવું અને તેટલામાં જે કોઇ મલે તેઓને એજ પ્રમાણે અરજ કરવી. જો તેઓબી તેને પાક નહીં કરે તો ત્રીજો 'હાથ્ર' આગલ ચાલવું અને જેઓ મલે તેઓને એજ પ્રમાણે અરજ કરવી. જો કોઇ તેને પાક નહીંજ કરે તો પછી તેની કાંઇજ તકસીર નથી. વાસ્તે પોતાના હાથે નીરંગ પાણી લઇને નહાવું અને સર્વેના સંબંધમાં આવવું. રસ્તામાં જેમ બને તેમ વહેતાં પાણીમાં

---

ટાંકયા છે તે જુદદીન સાથે ખાનું ખાવું કે નહીં તે બાબતની તકરારમાં વારેઘડીએ ઢાંકવામાં આવે છે. પણ એ ફકરાઓને તે બાબત સાથે કશોબી સંબંધ નથી, અવસ્તામાં જુદદીનને 'અન્યો-વરેન' અથવા 'અન્યો તકએષ' કરી કહે છે. તેની સાથે ખાનું ખાવું કે નહીં તે બાબતની શોધ જો કરવી હોય તો ખચ્ચીત મજકુર ફકરાઓમાં નહીં પણ બીજે ઠેકાણે કરવી જોઇએ. આપણે આજે જુદદીનને 'દરવંદ' કરી કહીએ છે એ તે કેટલેક દરજ્જે ખોટું છે. 'દરવંદ'ના લક્ષણો મજકુર ફકરાઓમાં જણાવેલાં છે તે ઉપરથી એ શબ્દ મોહોટા અનીતિમાન, ચોર, લુટારા, અથવા ખુનીને લાગુ પડે છે; અને તે જેમ બુરાઇભરેલા જુદદીનને લાગુ પડે તેમજ તેવા જરતોસ્તીનેબી લાગુ પડે. તેથી 'દરવંદ'નો ખરો અર્થ જુદદીન નહીં પણ બદદીન અને દોજખી કરી થાય છે, પછી તે ગમે તે ધર્મ કે ટોલાને લગતો હોય.

ઉતરવું નહીં પડે તથા આતશમાં બાલવાનાં લાકડાંઓને અડકવું નહીં થાય તેની સંભાળ રાખવી. પણ જો તેમ સંભાળ નહીં રાખે તો તેને ચોક્કસ ગુનાહ લાગવાનું કહ્યું છે.[૧૮૮] કેટલાએક શરેહ કરનારાઓ કહે છે કે જો

---

૧૮૮. વં૦ ૮. ફ૦ ૯૭-૧૦૭:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! તે શખ્સો કયારે ચોખ્ખા થાય, ઓ અશો અહુરમજદ! જેઓ વેરાન જંગલોની દૂરની જગામાં નસાને અડકયા હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત! તેઓ પાક થાય. આ પ્રમાણે—જો તે નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓનો ખવાયલો હોય, (અને જો ત્યાંજ બની શકતું હોય) તો પોતાના શરીરને ગાવના નીરંગે કરી આસપાસથી ચોખ્ખું કરે, જો બને તો ત્રીસવાર સારી પેઠે ધોવાએ કરી, (જો તેમ નહીં બને તો) ત્રીસવાર બદનપર હાથ ફરી રહે તેમ ધોવાએ કરી, (અને જો તેમ નહીં બને તો) એકવાર માથાંથી તે પગ લગી સારી પેઠે ધોવાએ કરી. પણ જો નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી નહીં ખવાયલો હોય (અને જો ત્યાંજ બની શકતું હોય) તો પોતાનાં બદનને ગાવના નીરંગે કરી આસપાસથી ચોખ્ખું કરે, (જો બને તો) પંદરવાર સારી પેઠે ધોવાએ કરી (અને જો તેમ નહીં બને તો) પંદરવાર બદનપર હાથ ફરી રહે તેમ ધોવાએ કરી (જો તેમબી નહીં બને તો) ત્યાંથી (જંગલની જગાથી) આગળ ચાલતાં પેહેલા 'હાથ્ર' લગી તેણે આગળ ચાલવું. જો ત્યાં શરીરી આલમનો કોઈ શખ્સ મલી આવે તો તેણે પોતે (નસાને) અડકવા વિષે બાંગે બુલંદ જણાવવું કે 'હું ત્યાં ગુજરેલાંનાં બદનને અડકયો છું તેથી કરીને નેક મનશ્નીની, નેક ગવશ્નીની, અને નેક કુનશ્નીની ઉપર અખત્યાર રાખી શકતો નથી. (નેક કામોમાં ભાગ લઇ શકતો નથી) વાસ્તે મને પવિત્રાઇ આપો.' એ પ્રમાણે ચાલતાં પેહેલા (હાથ્ર)ને પોંહોંચે, અને જો તેને કોઇ પાક નહીં કરે તો તે (અડકનાર)નાં કામનો એક તૃતીયાંશ તેઓને બક્ષવામાં આવે છે (તેને ચોખ્ખો નહીં કરવાથી જેટલું નુકસાન થવાનો ગુનાહ થાય તેનો એક તૃતીયાંશ તેઓને સર જાય છે.) આગળ ચાલતાં બીજા 'હાથ્ર' લગી તેણે આગલ ચાલવું. જો ત્યાં શરીરી આલમનો કોઈ શખ્સ મલી આવે તો તેણે પોતે (નસાને) અડકવા વિષે બાંગે બુલંદ જણાવવું કે—'હું ત્યાં ગુજરેલાંનાં બદનને અડકયો છું તેથી કરીને નેક મનશ્નીની, નેક ગવશ્નીની, નેક કુનશ્નીની ઉપર અખત્યાર રાખી શકતો નથી. (નેક કામોમાં ભાગ લઇ શકતો નથી) વાસ્તે મને પવિત્રાઇ આપો.' એ પ્રમાણે ચાલતાં બીજા (હાથ્ર)ને પોંહોંચે અને જો તેને કોઇ પાક નહીં કરે તો તે (અડકનાર)નાં કામનો અર્ધો હિસ્સો તેઓને બક્ષવામાં આવે છે (તેને ચોખ્ખો નહીં કરવાથી જેટલું નુકસાન થવાનો ગુનાહ થાય તેનો અર્ધો હિસ્સો તેઓને સર જાય છે). આગળ ચાલતાં ત્રીજા 'હાથ્ર' લગી તેણે આગલ ચાલવું. જો ત્યાં શરીરી આલમનો કોઇ શખ્સ મલી આવે તો તેણે પોતે (નસાને) અડકવા વિષે બાંગે બુલંદ જણાવવું કે 'હું ત્યાં ગુજરેલાંનાં બદનને અડકયો છું. તેથી કરીને નેક મનશ્નીની, નેક ગવશ્નીની, અને નેક કુનશ્નીની ઉપર અખત્યાર રાખી શકતો નથી. (નેક કામોમાં ભાગ લઇ શકતો નથી) વાસ્તે મને પવિત્રાઇ આપો.' અને જો તેને કોઇ પાક નહીં કરે તો તે (અડકનાર)નું આખું કામ તેઓને બક્ષવામાં આવે છે (આએ ગુનાહ તેઓને સર જાય છે). ત્યાંથી તેણે આગળ ચાલવું અને જે પેહલું ઘર, મોહલ્લો, ગામ, અથવા શેહેર મલે ત્યાં પોતે તે નસાને અડકવા વિષે બાંગે બુલંદ (ઉપર મુજબ) જણાવવું. જો કોઇ તેને ચોખ્ખો નહીં કરે તો તેણે (અડકનારે) પોતાનાં શરીરને (સાધારણ સાદી રીતે) ગાવના નીરંગ અને પાણીથી આસપાસથી ધોવું અને એ પ્રમાણે (કરવાથી) પોતાને પાક થયલો ગણવો.

કીરતાર! પણ જો તે રસ્તામાં વચ્ચે પાણી હોય (અને તે પાણીમાં થઇને પેલા શખ્સને ચાલવું પડે) તો તે પણી તેને તાજેશ લાગુ પાડે તે તાજેશ શું છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ઘોડાનાં 'અસ્ત્ર'થી ચારસો, અને 'સ્રઓષો-ચરન'થી ચારસો 'ઉપાજન' તે શખ્સે કરવા.

કીરતાર! વલી જો તે રસ્તામાં વચ્ચે (આતશમાં બાલવા જોગ) ઓરવરો હોય) અને તે

કે તે શખ્સથી સર્વેનાં સંબંધમાં આવી શકાય તોપણ તેને કાંઇ 'પાવ' કામ નહીં કરવું જોઇએ.[૧૮૯]

ઉપર આપણે જોયું છે કે એક માણુસ વસ્તીમાં જો વગર ખવાયલી લાસને અડકે તો તેને ચોખ્ખો કરવાને ખવાયલી લાસને અડકવાનાં કરતાં વધારે નહાવાનું કહેલું છે. પણ આ જગે જંગલમાં નહીં ખવાયલી લાસને અડકનારનાં કરતાં ખવાયલી લાસને અડકનારને વધારે નહાવાને કહેલું છે. એ ઉલટું દેખાય છે. તે કદાચ એમ બન્યું હોય કે લખનારાઓની ગફલતથી પાછલું આગળ અને આગલું પાછલ લખાયું હોય. અથવા તો એજ લખાણ ખરૂં હોય અને એની મતલબ એવી હોય કે વસ્તીવાલી જગામાં

---

ઓરવરોને અડકીને પેલા શખ્સને ચાલવું પડે અને પછવાડેથી કોઇ શખ્સો તે ઓરવરોની કાઠી આતશમાં બાલે) તો આતશ તેને તોજેશ લાગુ પાડે તે તોજેશ શું છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ઘોડાનાં 'અસ્ત્ર'થી ચારસો અને 'સ્રઓષો-ચરન'થી ચારસો 'ઉપાજન' તે શખ્સે કરવાં."

૧૮૯. સ્પીગલ પહેલવી ૧ં૦ ૮. ફ૦ ૨૯૯ની શરેહ:—"ત્રણ 'હાથ' લગી જાય ત્યાં લગી જેમ બને તેમ વસ્તીવાળી જગામાં નહીં જવું (શેહેર અથવા ગામથી બહારોબહાર જવું). ત્રણ જણને કહેવું કરે (તેઓ તેને નહીં ચોખ્ખો કરે) એટલા વખ્તમાં (તાજ તે પછી) લાચારીથી તે શખ્સને હાથે (પોતે ચોખ્ખો નહીં હોવાને લીધે) જે કાંઇ ગુનાહ થાય તે પેલાઓને સર જાય. જો કે તે શખ્સ એ પ્રમાણે પોતે પોતાને સાફ કરે (અને પોતાને જો કે ચોખ્ખો થયલો ગણે) તોપણ તેણે આખે કામ કરવું-'ફ્રવરાને (દીનનો એકરાર)* કરે અને પછી ખેતીનું કામ કરે'. કેટલાએક કહે છે કે તે સઘળું કામ કરી શકે પણ તેણે ઇજદોની ઇજશનેથી દૂર રહેવું."

દ૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૨૨:—"વંદીદાદની આઠમી પરગરદમાં કહે છે કે જો કોઇ શખ્સ બરશનુમ નહવાડનારથી ૬૦ ફરસંગ દૂર હોય અને રીમન થાય તો કોઇનાં અવયવથી (કોઇને હાથે) તે લેવું જોઇએ. નીરંગ લગાડવો અને તેને સુકકો કરવો અથવા ખુદ ગાવથી નીરંગ લેઇને પોતાની ઉપર રેડવો (?) જ્યાં લગી કે તમામ જગ્યાએ પોહોંચે. પછી પોતાને નીરંગનાં ભીનાશથી મીટી લગાડીને સુકકો કરવો. એ પ્રમાણે ત્રીસવાર કરીને મીટીથી સુકવવું; પછી એકવાર પાણીએ ધોવું. તોપણ જે કાંઇ ઇજશને આરાધનાને માટે બનાવેલું હોય તેથી તેણે દૂર રહેવું."

ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૫, ૧૨૩; બ૦ કા૦ ર૦ સફે ૧૮૫, ૧૯૧; બે૦ નં૦. ૨ સફે ૪૩:—"વંદીદાદની આઠમી પરગરદમાં એમ ફરમાવેલું છે કે જેઓ કોઇ નહાન નહવાડનારથી દૂર હોય અને જો ત્રીસ ફરસંગ દૂર હોય અને જો અપવિત્ર થાય તો તેઓને ઘટે છે કે પોતાને પંદરવાર નીરંગે ધોઇને ખાકવતે સુક્કા કરે, અને પછી જ્યારે નહાન નહવાડનારની પાસે જાય ત્યારે નહાન નહાય, અને એટલીવાર 'ધોવાનુ" કહ્યું છે તેની મતલબ એ કે જો કોઇ ઝાડ અથવા પાણીને લાગે તો તેને ઓછું આજુરદા કરે. અને જો નહાન નહવાડનારથી ૬૦ ફરસંગ દૂર હોય તો જેમ ઉપર કહ્યું તેમ ત્રીસવાર કરે અને પછી પોતાને કામે લાગે. પણ આરાધનાથી દૂર રહે, જ્યાં લગી કે નહાન નહવાડનાર મલે અને તેનીથી નહાન નાહે ત્યાં લગી. અને તે પોતે જો ધર્મપર ચુસ્ત હોય અને દીનનાં ફરમાનપર દીલ રાખતો હોય તો તેણે એ પ્રમાણે કરવું જોઇએ?—જવાબ—વંદીદાદની આઠમી પરગરદમાં એમ ફરમાવેલું છે તેની ગવાહી અવસ્તાથી જાહેર છે. એટલે કે ત્રીસવાર (ગાવનું) મુતર નીચે છોડવાથી નીચે છોડે એટલે કે નીરંગ ત્રીસવાર સુકકું કરવાની કોઇબી અવસ્તાની ગવાહી જાહેર નથી."

---

*'ફ્રવરાને'......કામ કરે' એટલા બોલો અવસ્તા ભાષાનાં છે તે બીજી કોઇ જગ્યાથી અત્રે ટાંકી બતાવ્યા છે. એજ બોલો વંદીદાદ ૧૯. ફકરો ૪૧ માં આવેલા છે પણ ત્યાં પેહેલો શબ્દ 'ફ્રવરાને'ને અર્થે નહીં પણ 'ખેતી' (ફ્રકઈરે=ફ્રકઇર્ય) ને અર્થે છે.—રી૦ બ૦.

જંગલના કરતાં હવા વધારે ઘેરાયલી રહે છે તેથી વગર ખવાયલી લાસના વધારે સૂક્ષ્મોનો જથ્થો હવામાં ભરાઇ રહે છે અને જલદીથી વીખરાઇ જતો નથી. પણ જંગલમાં વગર ખવાયલી લાસનાં સૂક્ષ્મોને વીખરાઇ જવાને જલદીથી બને છે. અથવા બીજા બોલોમાં બંધ હવાવાલી જગામાં લાસ જેટલી સબરે છે તેટલી ખુલ્લી હવાવાલી જગામાં સબરતી નથી. બંધ હવાવાલી ચોક્કસ વીસ્તારની જગામાં લાસનાં સૂક્ષ્મોનો જેટલો જથ્થો ઘેરાઇ રહેવાનો સંભવ છે તેટલાજ વીસ્તારવાલી ખુલ્લી હવાની જગામાં તેથી ઓછો જથ્થો ઘેરાઇ રહેવાનો સંભવ છે. બંધ હવાવાલી જગામાં લાસ લીલી રહે છે પણ ખુલ્લી હવાવાલી જગામાં લાસ સુકાઇ જાય છે, તેમાં ખસુસન જંગલમાં સુરજનો તડકો અને ફુંકાતો પવન લાસનું ઝેર જેટલું બનું ઓછું કરી નાંખે છે તેટલું છાયાદાર અને પવન વગરની વસ્તીવાલી જગામાં તે ઓછું થતું નથી. એટલા માટે નહીં ખવાયલી લાસનું ઝેર ખવાયલી લાસનાં ઝેર કરતાં વસ્તીવાલી જગામાં વધતું અને જંગલની જગામાં ઓછું ગણેલું હોય.

હવે આ બાબત ઉપરથી આપણને બે જુદી જુદી બાબતો ઉપર વિચાર કરવાનું બને છેઃ—પેહેલું, જેમ ઉપર કહ્યું છે તેમ જો લાસના નસાને એકલો અડકનાર કદી પાક નહીંજ થઇ શકે એવું આપણા ધર્મનું મત હતે તો જંગલમાં નસાને એકલો અડકનારને ચોખ્ખો થવાનાં આ ઉપાયો નહીં બતાવતે. વાસ્તે જો કે આંગને નહીં લાગે તેમ અલગ રીતે લાસના નસાને લઇ જવાને બને તેટલા સારૂં આપણામાં એકલાં માણસે ગુજરેલાંના નસાને નહીં અડકવાનો કાયદો રાખવામાં આવેલો છે તે ઘણો સારો છે; તોપણ જો કોઇને જંગલમાં કે મુસાફરીમાં કે હરેક બીજા નહીં ઉપાય થઇ શકે તેવા સંજોગમાં અડકવાની ફરજ પડે તો તેને જીવે ત્યાં લગી ચોખ્ખો નહીં થઇ શકે એવી ધાસ્તી નથી, પણ તે કાયદા પ્રમાણે નાહીને ચોખ્ખો થઇ શકે. બીજું કેટલાએક બેખબર લોકો એમ માનતા હતા.[૧૯૦] અને માને છે કે જો કોઇ ગુજરેલું માણસ પાછું જીવતું થવાથી વસ્તીમાં આંવવા માંગે તો તે એકલો દુખમાંના ગુજરેલાંઓના નસાઓને અડકેલો તેથી તેને ચોખ્ખો નહીં કરી શકાય એવો હોવાથી તેને પાછો વસ્તીમાં દાખલ

૧૯૦. ધી રીલીજીયન ઇત્યાદિ સફે ૧૮૧:—"એગાથીયાસ પારસીઓની ગુજરેલાંઓની લાસને ઠેકાણે પાડવાની રીતનું બયાન કરતાં કહે છે કે જ્યારે કોઇને મુએલું જાણીને ઠેકાણે મુકયું હોય તેમાં જો જીવ પાછો આવે તો દરેક જણ તેની આગળથી નહાસી જાય છે, જાણેકે તેની ઉપર કાંઇ મોટો શ્રાપ પડયો હોય અને જાણેકે તે અહેરેમનને લગતો થઇ ચુકો હોય તેમ. અને તેઓ તેને જલદીથી દુન્યાદારીનાં સાધારણ કામોમાં ભાગ લેવા દેતા નથી. જ્યાં લગી કે મોબેદો તેની ઉપર જે ધારેલું મોત આવી પોહોંચ્યું હતું તેથી જે તેને આલુદગી થઇ હોય તેથી તેને ચોખ્ખો કરે અને તે એ પ્રમાણે નવો જન્મ લીએ ત્યાં લગી."

કરવાની જરતોસ્તી ધર્મની મનાઇ છે તે વિચાર કેવળ ભુલભરેલો છે કેમકે આ બાબત ઉપરથી ખુલ્લું જણાય છે કે એકલો અડકનારજ ચોખ્ખો થઇ શકે છે.

### લાસના નસાનાં સંબંધમાં આવેલી હમરીદ અથવા પતરીદ થયલી નીર્જીવ વસ્તુઓ અને ગાય ઢોરોને ચોખ્ખાં કરવાની બાબત.

જેમ હમરીદ તથા પતરીદ થયલાં માણસોને જુદી જુદી રીતે ચોખ્ખાં કરવાનું જણાવ્યું છે તેમ હમરીદ અથવા પતરીદ થયલી ચીજો તથા જનાવરોને વાસ્તે એવો કોઇ તફાવત ખુલ્લી રીતે જણાવ્યો નથી. તેઓને વિષે એકજ રીતે ફરમાન આપેલાં છે, તોપણ દરેક ચીજને વિષે જુદી જુદી તરતીબો બતાવી છે.

### હોમ.

હોમ જો લાસનાં સંબંધમાં આવે તો તેને ચોખ્ખો કરવાની રીત આ પ્રમાણે જણાવી છેઃ—જો હોમનો રસ કહાડેલો હોય અને તે રસને નસો લાગે તો તે રસ તદન રદ કરવો. પણ જો હોમ રસ કહાડયા વગરનો વનસ્પતિરૂપે હોય તો જ્યાંથી તેને નસો લાગે ત્યાંથી ચાર આંગળપુર કાપી કહાડીને તેટલો રદ કરવો અને બાકીનાને ઘરને ભોંયતળીએ (અથવા ઘરનાં અંદરનાં ભાગમાં?) જમીનપર બીછાવીને એક વર્ષની મુદત લગી પડયો રહેવા દેવો. ત્યાર પછી તે હોમ પવિત્ર માણસોના વટીક ખાધામાં આવે તો કાંઇ ચીંતા નથી એમ કહ્યું છે.[૧૯૧]

હવે આ જગોએ હોમ જેવી ચીજ પાવ કામમાં વપરાતી છતાં, તેનો નકામો બીગાડ કરવા કહ્યો નથી. પણ જેટલોબી ઉપયોગમાં લાવી શકાય તેને એ રીતે સાફ કરીને અને પોતાની મેળે સુકાવા દઇને તેમાંના નસાની અસર મુતલગ નહીં રહેવાની ખાત્રી થવા પછી તેને ખપમાં લેવાનું કહેલું છે.

---

[૧] ૧૯૧. વં૦ ૬. ફ૦ ૪૨-૪૩:—“શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! તે હોમ ક્યારે ચોખ્ખો ગણાય, ઓ અશો અહુરમજદ! જે મુએલાં સગ અથવા મુએલાં માણસના નસાને લાગ્યો હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધોઃ—અશો જરતોસ્ત! તેઓ આ પ્રમાણે પાક થાય.—રસ કહાડેલો હોમ જો ‘અખ્તિ’ (અખ્તર, નજીસાત?) ‘મહર્ક’ (મુરદાર વસ્તુઓ) ‘નસા’ (વગેરેને) લાગે તો તે પાક નહીંજ થાય. પણ રસ કહાડયા વગરનો હોમ (સલી) (નસા વગેરેને લાગો) હોય* તો (જે જગેથી નસા વગેરે લાગુ હોય ત્યાંથી) ચાર આંગળપુર (પાક નથી) અને બાકીનાને ઘરને ભોંયતળીએ (અથવા ઘરની અંદરના ભાગમાં) જમીન ઉપર (પાંથરીને) મુકી છાણુવો. તમામ ત્યાં લગી કે એક વર્ષની મુદત ગુજરે. એક વર્ષની મુદત ગુજરવા પછી જેમ આગળ કામમાં લેતા હોય તેમ અશો મરદોને મરજી પ્રમાણે ખાવા જોગ છે.”

* આ જગે [illegible]; [illegible] કરી જે શબ્દો છે તેમાં છેલ્લાની સાથે [illegible]નો અધ્યાહાર વ્યાકરણ પ્રમાણે થઇ શકે છે.—રી૦ બ૦.

જો હોમનો રસ કહાડેલોજ હોય અને તેની અંદર નસાના સૂક્ષ્મો મલે તો અલબત્તે તે પીનારનાં પેટમાં જવાથી નુકસાન છે તેથી તેને તદ્દન રદ કરવા કહેલું છે, પણ જો આખી સલી હોય તો (જો કે લાકડું છે અને ખાવાની જણસ છે તે છતાં) તેનો જેટલો ભાગ કામમાં લઇ શકાય તેને રદ કરવા કહ્યું નથી, પણ એક વર્ષ લગી સુકાતો પાડી રાખવા કહેલું છે, કે તેટલા વખ્તમાં તેની અંદર નસાની કાંઇબી અસર પેવસ થઇ હોય તો તે નીકલી જઇને તે સાફ થઇ રહે. આ ફરમાન યાદ રાખવું ઘણું અગત્યનું છે. કારણ કે એ ઉપરથી કોઇબી ચીજને ઉડાઉપણે બરબાદ નહીં કરવાના જરતોસ્તી દીનના એક મૂળ કાનુનનો એક દાખલો મલે છે. ઘણી વખ્તે આપણા લોકો કીમતી ચીજો ફક્ત અડકાવાથી કરીને મોહોટું નુકસાન ખમીને રદ કરી નાંખે છે પણ તેમ કરવાની હમેશાંજ જરૂર નથી. જો તે ચીજો શુદ્ધ કરીને કામમાં લઇ શકાતી હોય અથવા જો કોઇ બીજી રીતે ઉતરતી ચોખ્ખાઇની જગાએ કામે લગાડી શકાતી હોય તો તેની તજવીજ કરીને તેમ કરવું એ તેને સદંતર ભાંજી તોડીને રદ કરવા કરતાં જરતોસ્તી ધર્મને વધારે પસંદ છે.

### કપડાંની જાતની રેસાદાર ચીજો.

લાસનાં નસાનાં સંબંધમાં જેટલાં કપડાં અથવા કપડાંની જાતની વસ્તુઓ આવે તેઓને ચોખ્ખાં કરવાની રીત આ પ્રમાણે કહી છે:–ચામડાંનાં જોડા વગેરે વસ્તુઓ અથવા રૂ, ઉન, સણ અથવા હરેક બીજી સાખાદાર વસ્તુનાં વણેલાં અથવા ગુથેલાં કપડાં અથવા કપડાંની બનાવેલી કાંઇ વસ્તુ હોય, અને જો તે ઉપર મરનારનાં બદનમાંથી નીકલેલી કાંઇબી રસી અથવા નજીસાત દાખલ થઇ હોય તો તેટલા ભાગને તદ્દન ફાડી કકડા કરીને જંગલમાં દૂર એલાહેદી જગામાં દાટી દેવાં. પણ જો કાંઇબી પ્રવાહી વસ્તુઓને અથવા તેઓના જેટલા ભાગને, લાગી નહીં હોય તો તે ચામડાંની વસ્તુ હોય તો તેને ત્રણવાર ગાવનાં નીરંગે ધોવી, ત્રણવાર મટોડામાં રોલવી, અને ત્રણ મરતબે પાણીથી ધોવી, અને ત્રણ મહીના લગી ઘરમાં રોશની આવવાનાં માર્ગ ઉપર વખાતી રાખવી; અને જો તે ચીજ ચામડાંની નહીં હોય અને સાખાની વણેલી અથવા ગુંથેલી વગેરે હોય તો તેને છવાર ગાવના નીરંગથી ધોવી, છવાર મટોડામાં રોલવી, છવાર પાણીએ ધોવી, અને છ મહીના લગી ઘરમાં રોશની આવવાના માર્ગ ઉપર વખાતી રાખવી. એ રીતે કરવા પછી તે ચીજો પાછી વપડાશમાં લેવાની છુટ આપી છે. તોપણ તેઓને ઘણી ચોખ્ખાઇનાં કામમાં વાપડવાની મનાઇ કરી છે અને ફક્ત અડકાયલી હાલતનાં માણસોને મલીન કામોનાં વાપડવાની છુટ આપી છે. કે તેનો ઘટતો ઉપયોગ થાય અને તેવાં હલકાં કામમાં બીજાં

# સારાં કપડાં વપડાઇને તેઓનો બીગાડ નહીં થાય. જો કોઇ વગર જરૂરે તેવાં હલકાં કામમાં સારાં કીમતી કપડાંનો ઉડાઉપણે બીગાડ કરે તો તે કામનો ગુનાહ કહ્યો છે.[૧૯૨] નસા સાથે આલુદેહ થયલાં કપડાં ૨૬

૧૯૨. વં૦ ૭. ફ૦ ૬–૧૫:—"(કોઇ ગુજરી જાય) ત્યાં તે (મરનાર)નું બીછાનું કે જે ઉપર તે સુતેલો હોય, અને ઓઢણું જે તેણે ઓઢયું હોય, ઓ દાદાર! તે બીછાના ઉપર અને તે ઓઢણાં ઉપર તે દરૂજે નસુશ 'અખ્રિ' 'પવિતિ,' અને 'આહિતિ' સાથે કેટલે લગી ફેલાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—સૌથી ઉપલાં બીછાનાં લગી અને સૌથી અંદરનાં ઓઢણાં લગી તે દરૂજે નસુશ 'અખ્રિ,' 'પવિતિ,' અને 'આહિતિ' સાથે ફેલાય છે. શરીરવાલાં ખાકીઓના બનાવનાર, અશો! તે કપડાં કયારે ચોખખાં થાય, ઓ અશો અહુરમજદ! જે મુએલાં સગ અથવા માણસોના નસાને લાગાં હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત! તેઓ પાક થાય. આ પ્રમાણે:—જો ચામડાનું અથવા વણાતનું હોય અને તે ઉપર રસી અથવા ચરકીન, અથવા વામીટ લાગું હોય તો તે મજદયસ્નાનોએ તે (કપડાં)માંનો તેટલો (ખરાબ થયલો ભાગ) કપડું કાપી કાહડીને દાટવું. પણ જો રસી અથવા નજીસાત અથવા વામીટ નહીં લાગું હોય તો તે મજદયસ્નાનોએ તે કપડાં ગાવના નીરંગથી ધોવાં, જો ચામડાંનાં હોય તો ત્રણવાર ગાવના નીરંગથી ધોવાં, ત્રણવાર મટોડાંમાં રોલવાં, ત્રણવાર પાણીએ ધોવાં, અને ત્રણ મહીના લગી ઘરનાં રોશની આવવાનાં વજાડીયાં આગલ સુકાતાં મુકવાં. પણ જો વણતનું કપડું હોય તો છવાર ગાવના નીરંગથી ધોવું, છવાર મટોડાંમાં રોલવું, છવાર પાણીથી ધોવું, અને ૭ મહીના લગી ઘરનાં વજાલીયાં આગળ સુકાતું મુકવું."

વં૦ ૫. ફ૦ ૫૭–૬૧:–"શરીરવાલાં ખાકીઓના બનાવનાર, અશો! તે (લાસના અથવા બીજી નજીસાતના સંબંધમાં આવેલાં) કપડાં ચોખખાં કીધાં પછી અને ધોવા પછી જોતી, હાવનાન, આતરેવક્ષ, ફ્રબેરેતાર, આબેરેતાર, આસ્નાતર, રથ્વિશ્કર, સરોષાવરેજ, અથ્રોરનાન, રથેસ્તાર, અથવા વાસ્ત્રીઓશને માટે અડકવા જોગ કયારે ગણાય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—તે કપડાં સાફ કીધા અને ધોવા પછીબી જોતી, હાવનાન, આતરેવક્ષ, ફ્રબેરેતાર, આબેરેતાર, આસ્નાતાર, રથ્વિશ્કર, સરોષાવરેજ, અથ્રોરનાન, રથેસ્તાર, અથવા વાસ્ત્રીઓશને માટે અડકવા જોગ નહીં ગણાય. પણ જ્યારે મજદયસ્નાનનાં ઘરમાં ઓરત દશતાનવાલી હોય (તેથી) અથવા જ્યારે (કોઇની) છુપી જગા* ચીરાવાલી (જખમવાલી) (અથવા) છુંદાયલી (થવાથી કરીને) ખરડાયલી હોય (અને તેથી તે અલગ બેસે) ત્યારે ત્યાં તે તેનાં બીછાનાં તરીકે રહે અને ઓઢણાં તરીકે ઓઢવામાં આવે તમામ તે

---

* [illegible]ને [illegible]=[illegible] = [illegible] સંભોગ કરવો એ ધાતુપરથી નીકલેલો ગણીને ઉપર મુજબ અર્થ કીધો છે. એજ ધાતુપરથી વં૦ ૧૮. ફ૦ ૫૩–૫૯ માં આવેલા [illegible] શબ્દનો અર્થ 'સંભોગ' કરી લેતાં અને 'અનઅઇવ્યાસ્ત' નો અર્થ 'નહીં પેહેરેલું, નાગું' અને 'અનબ્દાત' નો અર્થ 'નહીં નાડું બાંધેલું, નાગું' (ફા૦ [illegible] છુટી અથવા [illegible] નાડું અથવા નેફો) કરી લેતાં જરતોસ્તી ધર્મનું એક સુંદર વ્યભિચાર નિષેધક ફરમાન ખુલ્લું થાય છે. જેમકે:—"સરોશે (ધારમિષ્ટપણાંએ) દરૂજ (સૃષ્ટિદ્રોહ)ને પુછ્યું કે ચોથો તુંને ફલદ્રુપ કરનાર કોણ?—જવાબ–પરણેલા પુરૂશ અને પરણેલી સ્ત્રી વ્યભિચારથી નિર્લજ્જ સંયોગ કરે તે. ચારવાર જો એ હરામ સંભોગ થાય તો આયુધથી મારનાર (અવ૦ 'યાતુ'=વેદીક यातु આયુધ) મોહોટા ભયંકર માણસો (અવ–'જેંદ'=ફા૦ [illegible]) દુન્યાનો નાશ કરે તેટલો નાશ થાય છે. અને એ ગુનાહનું કશું નિવારણ (કોઇબી તોજેશ કરવાથી) છેજ નહીં." (એ ગુનાહ 'હમેમાલાન ગુનાહ' છે કે જે વ્યભિચારિણી સ્ત્રીનો માટી જો માફ કરે તોજ છીટે, બીજી કોઇબી પરાયશ્ચિત કરવાથી નહીં છીટે એમ ઘણીએક ચોપડીઓમાંબી લખાયલું મલે છે. જુઓ વધારો).—રી૦ બ૦.

(હદ) લગી કે હાથે તાણતાં ફાટી જાય (તદન ઘસાઇ જાય). કેમકે અહુરમજદે કપડાંને લગતી વસ્તુઓને નકામી ગુમાવી દેવાને માટે બનાવી નથી; નહીં એક 'અસ્પેરેન' (દેરમ ?) ની કીમતની અથવા નહીં એટલીબી કીમતની જેટલીકે એક કાંતનારી જુવાંન સ્ત્રી છોડી દેવા જોગ એટલા પ્રમાણમાં (એટલે છોડી દેવા જોગ ગણીને) છોડે. અને જો તે મજદયસ્નાનો તે ગુજરેલાં ઉપર છોડી દેવા જોગ એટલા પ્રમાણમાં (કપડાંની વસ્તુ) (છોડી દેવા જોગ ગણીને) છોડે જેટલું કે તે કાંતનારી સ્ત્રી છોડી દેવા જોગ એટલાં પ્રમાણમાં (એટલે કે છોડી દેવા જોગ ગણીને) છોડે, અને જો તે (એ કામ કરનાર શખ્સ) જીવતો (જીવતાં જીવત) અશો નહીં થાય (તેની તાજેશ નહીં કરે), તો મુએલો (મરે ત્યારે) તેને ઉત્તમ જીંદગી (બેહેસ્ત) બક્ષવામાં આવતું નથી."

૬૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૨૧:—"જે કપડાં કામમાં નહીં આવે તે આઃ—જેપર નસો લાગે તે. તેબી જો ઘણુંજ અથવા તદન કામમાં નહીં આવે તેવું હોય તો. જે (કપડાં)પર તે (નસો) સડયા કીધો હોય અથવા જેને મુરદાંનું હેહેર (ઝાડો વગેરે) લાગું હોય તેટલા તેના ભાગને ફાડી કહાડવો, બાકીનું 'ફ્શ્વમાઓઇહ્હો'ની રીતે (એટલે વધતાંમાં વધતું છવાર નીરંગ, છવાર ખાક, અને છવાર પાણીએ ધોવું, અને છ મહિના બારીએ વખાતું કરવું) ધોવું......... ફ્શ્વમાઓઇહ્હો' ની રીતે ધોવાનાં કપડાંની વીગત અવરતાથી.—જો ચામડાંનું કપડું હોય તો ત્રણવાર નીરંગે ધોવું, દર વખ્તે ખાકથી સુકકું કરવું, ત્રણવાર પાણીએ ધોવું, અને ત્રણ માસ લગી સુરજને દેખઇતું મુકી છાણવું. ત્યાર પછી અડકાયલી હાલત જેમાં આરાધના નહીં કરી શકાય તેમાં અથવા દસ્તાનવાલી ઓરતના ખપમાં આપવું. બીજાં કપડાં જો તેપર ફચ્યાં હોય તો વણેલાં કપડાંની માફક. ઉન, કોઇબી બારીક રેસા અથવા કાચું રેશમ (floss), રેશમ વલ દીધેલું, બાલ, ઉંટનાં બાલ, વગેરે સર્વેનું ધોવું વણેલાં કપડાં મુજબજ. વણેલાં કપડાં (ઉપલી રીતે) છવાર ધોવાં. ઉન, જો જોડાયલી (કપડું તઇયાર કીધેલું ?) હોય અને જો એક (ભાગ) બીજા સાથે લપેટાયલો હોય અને તેપર જો લાસ લાગે તો એક કીધેલાંને લીધે તમામ રીમન છે, જો મેંઢાં, મેંઢાંની જુદી (કાચી વસ્તુ ?) હોય તો જેટલી જગે નસો લાગે તેટલીજ રીમન."

દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૦; બ૦ કા૦ ૨ સફે ૧૭૬; બે૦ નં૦ ૨ સફે ૩૭:— "સવાલ—નસાથી રીમન થયલાં કપડાં જે કે ધોવાથી પાક થાય અથવા ધોવાથી પાક ન થાય એવાં કયાં કપડાં છે ? અને જે કપડાં કે ધોવાથી પાક થાય છે તેઓને કેમ ધોવાં જોઇએ ?—જવાબ— પેહેલું, મરનારની પીશાબ અથવા તેનાં મોહડાંમાંનું, ગલાંમાંનું પાણી જો કપડાં ઉપર પડયું હોય તો પ્રથમ જેટલા ભાગ ઉપર તે લાગું હોય તેટલો કકડો ફાડીને નાંખી દેવો. બાકીને નીરંગ અને પાણીથી ધોવું એટલે તે પાક થાય છે. બીજું, દસ્તાનવાલી ઓરતનું અથવા જીવતાં માણસનું હેહેર તેને લાગું હોય તો જ્યારે નીરંગથી ધોય ત્યારે લોહીનો રંગ નહીં ફરે તો તે કકડાનેબી કાપીને રદ કરવો જોઇએ; બાકીનાને નીરંગ અને પાણીથી ધોવું એટલે તે પાક થાય છે.

ત્રીજું, એ કે જે કપડાં ઉપર લાસનું લોહી અથવા રસી લાગી હોય તેને લાસની સાથે પેવંદ થઇને સગદીદ કરવી જોઇએ. અને પછી જેટલો ભાગ આલુદેહ હોય તેટલો કાપી કહાડીને રદ તથા દૂર કરવો. અને બાકીનાં કપડાંને (નીરંગ અને પાણીથી) છવાર ધોવું. અને દરેક વખ્તે સુરજનાં તડકામાં અથવા મીટીથી સુકવવું, પછી પાણીથી ધોવું, ત્યાર પછી તેને એવી જગાએ મુકવું કે સુરજનો તડકો અને ચંદ્રની ચાંદણી તે ઉપર જાથુક પડે અને પવનબી તે કપડાંને લાગતો રહે. એ પ્રમાણે તેને ૭ મહીના લગી મુકી રાખવું. ત્યાર પછી તે કપડું દસ્તાનવાલી ઓરતના ખપને માટે આપવું. અથવા જે શખ્સ આરાધનાનું કામ નહીં કરતો હોય તેના ખપમાં આપવું. પણ એવું નહીં થવું જોઇએ કે તે ઉપર કુસ્તી બાંધવામાં આવે (એટલે કે તેનો સદરો બનાવવો નહીં). જો તેમ થવા દે તો કુસ્તી વગર ચાલવાનો 'કોશાદેહ દવારસ્ની' ગુનાહ લાગે. અને જે કપડાં કે દસ્તાનવાલી

**આપણા ધર્મનું ફરમાન હાલ જમાનેનાં કાબેલ દાકતરોનાં લખાણો સાથે સરખાવી જોતાં ઘણુંજ મબઆકુલ માલૂમ પડે છે.**[193]

ઓરત રાખે તે અને કોઇ શખ્સ કુસ્તી સુધાં નસાને અડકીને રીમન થયો હોય તે બંધેને આ પ્રમાણે ધોવાં. ફકત નીરંગથીજ એકવાર સારી પધે ધોઇને તડકાંમાં સુકવવું. પછી બીજીવાર નીરંગે ધોઇને તડકાંમાં સુકવવું. એ પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે ૭ મરતબે ધોવું. પણ પાણી વાપડવું નહીં(?)........જે કપડું કે ત્રણ મરતબે દસ્તાનમાં છોડે અને નહીં ધોય અથવા જે કપડાં ઉપર લાસ લઈ જવામાં આવે અને જો તે કપડું ધોયું નહીં હોય તો પછી તેને તેજ કામને માટે અલાહેદું રાખવું. કેમકે તે ધોઇને પાક કરી શકાતું નથી. અને જે કપડું કોઇએ પહેરેલું હોય અને નસા ઉપર તેનો પગ મુકાય અને જે કપડાં ઓરતે પહેરીને મુવેલાં બચ્ચાંને જન્મ આપ્યો હોય તો તે કપડાંનેબી નસા સાથે રીમન થયલાં હોય તેવાંજ ગણવાં."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૭૯; તથા ના૦ ૧૮ સફે ૧૧; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૦; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૧; જુ૦ મો૦ ૨૦ સફે ૨૨:—"બચ્ચું મરણ પામ્યું હોય તેનું મુતર અથવા લોહી જે કપડાંને લાગું હોય તે કપડાંનો તેટલો કકડો ફાડીને પરહેજ કરવો. બાકીનાં કપડાંને છવાર ધોઇને છવાર નીરંગથી અને ત્રણવાર પાણીથી ધોવું એટલે તે પાક છે."

ખ૦ કા૦ ૨૦ સફે ૧૭૩;—"દસ્તાનાં એટલે કે નસાસાલારો હાથપર જે બેવડાં કપડાં બાંધે છે તેઓને ફાડી ઘણા કકડા કરીને દખમાંની નજદીક દાટવા.",

ખ૦ કા૦ ૨૦ સફે ૪૮:—"બીજું જે કપડું લાસના નસાપર પડીને રીમન થાય તે કપડાંને જો મરનારનું લોહી અથવા મુતર (અથવા હરેક નજીસાત) લાગી હોય તો જેટલું કપડું ખરાબ થયું હોય તેટલું કાપી કહાડીને દાટવું; બાકીનાંને છવાર નીરંગ અને પાણીથી ધોઇને એવી જગાએ મુકવું કે ૭ મહીનાં લગી આફતાબ અને માહતાબ તેની ઉપર પ્રકાશે. ત્યાર પછી તે કપડાં દસ્તાનવાળી ઓરતનાં અથવા હરેક અલગ રાખવાજોગ કામના ઉપયોગમાં વાપડે તો તે ચાલે."

૧૯૩. રીચર્ડસનની 'ડીઝીઝીસ ઓફ મોડરન લાઇફ' સફે ૮૯:—"વનસ્પતી તથા પ્રાણીઓ માંહેલા ઝેરી સૂક્ષ્મો તનદુરસ્ત માણસોનાં શરીરને લાગવાને અને અસર કરવાને બધી બાજુએ જઇ શકે. તેઓ સુકકી, નક્કર, પણ ઘણીજ બારીક, ખુલ્લી આંખે નહીં દેખાય એવી, વસ્તુનાં આકારમાં હવામાં ઉડે અને ત્યાંથી પ્રાણીઓનાં દમમાં અથવાં મોહડાંને વાટે ગલાંમાં દાખલ થાય. તેઓ કપડાંની ચીજોની મારફતે દાખલ થાય, પાણીમાં પીગલીને દાખલ થાય, અથવા પાણીનાં બાફને મલીને હવાની મારફતે દાખલ થાય. વનસ્પતી તથા પ્રાણી માંહેલાં ઝેરો જીવતાં પ્રાંણીઓનાં શરીરોમાં ઘણીએક રીતે દાખલ થાય છે. પણ તેઓને અડકવાથી તો હંમેશાં દાખલ થાય છે."

કોપલન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીસીન—ઈનફેકશન' સફે ૩૫૦:—"તોપણ કહેવાને પુરતા સબબો છે કે ઉડતા રોગનો ભોગ થયલાં માણસે પહેરેલાં કપડાં અથવા તેનું બીછાનું તેજ ઉડતા રોગને કેટલાએક બલકે ઘણાએક મહીનાંઓ ગુજરવા છતાંબી જો તે કપડાં અને બીછાનાં ખુલ્લી હવાથી બંધ રાખ્યાં હોય તો પાછા ફેલાવે છે."

સફે ૩૫૧:—"ઉડતા રોગના ભોગ થયલાં માણસની બરદાશી કરવાને જે માણસ રહે તેનાં કપડાં વટીક લોકો ધારે છે તેનાં કરતાં વધારે લાંબો વખ્ત સુધી તે રોગી સૂક્ષ્મો પોતામાં રાખે છે. એવા ઘણા થોડા જણ હશે કે જેઓ આ વાત ઉપર વાંધો લેશે કે ઘણી વખ્તે ઉડતા રોગથી બીમાર થયલાં માણસની દવા કરવા આવેલા દાકતર અને તેની ચાકરીમાં રહેલાં માણસોનાં કપડાંની મારફતે ઉડતા રોગો ફેલાયલા છે."

સફે ૩૬૦:—"બીછાનાંની ચીજો, પીછાં, ઉન અથવા પશમ, પોશાકનાં કપડાં, ઈત્યાદિ જેઓએ રોગી હવા ચુસેલી હોય તેઓ તે ઉડતા રોગોને કોઇબી ઘણા દૂરનાં ભાગો સુધી ફેલાવે છે. મુરદાંનાં વાઢાકાપ કરવાનાં ઓરડામાંનાં કપડાંઓએ જે પ્રાણીને લગતી કોહતી વસ્તુનાં સૂક્ષ્મો અથવા તેમાંની

કપડાંની વસ્તુઓને જુદી જુદી રીતે ધોવાનાં ફરમાનમાં ત્રણ મહીનાની મુદતમાં ત્રણવાર અને છ મહીનાની મુદતમાં છવાર ધોવા કહેલું છે તેનું સમજવું કેમ ? એક પછી એક ત્રણવાર ધોઇને એટલા મહીનાં લગી સુકાતું રાખવું કે આંતરે આંતરે ધોઇને સુકવવું. એ વિષે આ જગાએ કે બીજી કોઇ જગાએ કાંઇ જણાવેલું નથી. પણ ઘણી વખ્તે એક બાબતનો ખુલાસો તેને બીજી બાબતો સાથે સરખાવીને કરી શકાય છે તે રીતે આ બાબતને બરશનુમ સાથે સરખાવતાં એનો ખુલાસો કરી શકાય છે. જેમ બરશનુમની નવ રાતમાં દર ત્રણ રાતે એકવાર નહાવાનું ઠરાવ્યું છે તેમજ આ કપડાંની બાબતમાં ત્રણ અથવા છ મહીનામાં દર મહીને એકવાર ધોવાનું લાગે છે.

બીજું, આ જુદી જુદી જાતનાં કપડાંઓને જુદી જુદી રીતે વધતાં ઓછાં ધોવાનું જે કહ્યું છે તેમાં વસ્તુની બાંધણી પ્રમાણે તેને સાફ કરવાનો કાનુન બતાવ્યો છે. ચામડાંનાં રેસા અથવા તેનાં સૂક્ષ્મો રેસાદાર રૂ, ઉન, સણ, વગેરેની બાધણીનાં કરતાં વધારે પાસેપાસ છે તેથી પાછલી જાતની ચીજો કરતાં પેહેલી જાતની ચીજોમાં લાસનાં સૂક્ષ્મો ઓછાં દાખલ થઇ શકે છે તેથી તેવી વસ્તુઓ ઓછે મરતબે ધોવાથી સાફ થાય છે. પણ રૂ, ઇત્યાદિ સાખાદાર વસ્તુઓમાં તેઓના પોતાના સૂક્ષ્મો વધારે દૂર દૂર હોવાને લીધે તેઓમાં લાસનાં સૂક્ષ્મો વધારે પેવસ થઇ શકે છે. એટલુંજ નહીં પણ તેઓની ચુસવાની શકિતબી વધારે હોય છે. તેટલા

---

હવા ચુસી હોય તે ઘણા મહીનાં પછીબી માલૂમ પડે છે. જો તે કપડાંને ખરાબ હવા ચુસવા પછી તરતજ કોઇ બંધીયાર જગામાં મુકવામાં આવ્યાં હોય તો. વાસ્તે એવી વસ્તુઓને ધોવાની તથા ખુલ્લી હવાના આવજાવની જગામાં વખાતી રાખવાની, અને બીજી રીતોથી ચોખ્ખી કરવાની અગત્ય પુરતી રીતે દેખઇતી છે."

સફે ૩૬૧:—"ઉડતા રોગવાલાં દરદીનાં સઘળાં બીછાનાં અને કપડાં એકદમ ગરમ પાણીમાં અથવા કોઈબી આલકલીવાલા તેજાબનાં પાણીમાં બોરવાં જોઈએ. અને ઘણો વખત સુધી તેઓને તેમાં બોરવા પછી તેઓને ખુલ્લી હવામાં વખાતાં નાંખવાં જોઇએ. અને કોઇ કોઇ વખ્તે કલોરીનનું પાણી તેઓની ઉપર છાંટવું જોઈએ."

રોબર્ટની 'થીયરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૮૪:—"વલી ઉડતા રોગનાં તત્વો વારેઘડીએ કપડાંની વસ્તુઓમાં ભરાઈ રહે છે, તેમાં મુખ્ય કરીને ઉનનાં કપડાં, રેશમી અથવા રૂનાં કપડાં, બીછાનાં અને ઓઢણાં, તરાઇ, ગોદરાં, બાલનાં કપડાં, અને બીજી ઘણીએક એવી વસ્તુઓમાં. અને એ પ્રમાણે તેઓનો ફેલાવો થાય છે."

સફે ૯૨:—"મોહડાં તથા નાકમાંનો મેલ ચીથરાંઓ ઉપર સાફ કરનારી દવાઓ છાંટીને તેઓથી સાફ કરવો અને તે ચીથરાંઓને તરતજ બાળી નાંખવાં."

સફે ૯૩:—"સઘલાં કપડાં, બીછાનાં, ઇત્યાદિ એકદમ સાફ કરનારી પ્રવાહી પદાર્થોવાલાં વાસણોમાં મુકાવવાં. એ પ્રવાહીઓમાં મુખ્ય કરીને "કલોરાઇદ ઓફ લાઇમ" જાણવી અને ત્યાર પછીજ તેઓને તે ઓરડામાંથી બાહેર કહાડીને ધોઇ નાંખવાં."

માટે તેઓને વધારે મરતબે ધોવાનું અને વધારે દહાડા પછી વપડાશમાં લેવાનું કહેલું છે કે તેટલા વખ્તમાં લાસના સૂક્ષ્મો તેમાંથી તદન નીકળી જાય. તોપણ તે પછી તે કપડાંની વસ્તુ સાધારણ વપડાશમાં લેવા કહ્યું નથી. પણ જો ઘરમાં કાંઇ અડકાયલી નજીસાત સાફ કરવાનાં કામમાં કપડું વાપડવું પડે તો તે કામમાં તે કપડું વાપડવાને કહેલું છે. અને એ બધું કરવાની મતલબ જેમ જીવતાંઓની તનદરૂસ્તી જાલવવાની સાવચેતી રાખવાની તેમજ કોઇબી ચીજનો અણઘટતી રીતે અને ઉડાઉપણે અથવા બીનજરૂરે બીગાડ નહીં થાય તેનો અટકાવ કરવાનીબી છે.

વલી બીજી એક બાબત આ બાબત ઉપરથી ધ્યાંનમાં રાખવા જોગ એ છે કે આપણા લોકોમાં એક વિચાર એવો છે કે કુદ્રતની ચીજોને, જેવી કે પાણી, આતશ, ઓરવર, જમીન, વગેરેને આપણે સાફ રાખ્યે છીએ અથવા આપણને તેઓને સાફ રાખવાનું આપણા ધર્મનું ફરમાન છે, તેનું કારણ એ છે કે તે દરેક ચીજપર એક એક ફરેસ્તો ઉપરી છે. તે ફરેસ્તો તે કામ કરવાથી આપણથી રાજી રહે અને નાખુશ નહીં થાય. એ વિચાર પાછલા જમાનામાં આપણા ધર્મની ઉંડી ફીલસુફીની સમજ નીકલી જવાથી ઉત્પન્ન થયલો લાગે છે. કુદ્રતની વસ્તુઓને ચોખ્ખી અને સાફ રાખવાનાં ફરમાનની મતબલ ફરેસ્તાને ખુશી રાખવા કરતાં જીવતાં માણસોનાં ફાયદા સાચવવાની વધારે છે. ઘણી ચોક્કસાઇથી તપાસ અને વિચાર કરતાં આપણને માલૂમ પડે છે કે જે જરતોસ્તી ધર્મ મુએલાંની લાસનાં નસા જમીનમાં દાટવાની મના કરે છે તેજ ધર્મ મુએલાંનાં નસાની રસી લાગેલાં કપડાંને જમીનમાં દાટવા ફરમાવે છે. જો ફરેસ્તાની નાખુશી એક બાબતમાં હોય તો બીજી બાબતમાંબી હોવી જોઇએ. પણ અસલ મતલબ તેમ નથી. મતલબ જીવતાં માણસોનાં ફાયદાની છે. લાસ તો ખવાડી દેવાથી તેથી થતું નુકસાન અટકાવી શકાય છે. પણ નસાની રસી લાગેલી કપડાંની વસ્તુ ખવડાવી શકાતી નથી અને ઘરમાં રહેવા દીએ તો બીજી ચીજો સાથે આમેજ થવાની ધાસ્તી છે તેથી તેને દાટવા કહ્યું છે; કેમકે તેથી જીવતાં માણસોને કાંઇ ઘણું નુકસાન થતું નથી.

**નસાનાં સંબંધમાં આવેલાં બાળવાનાં લાકડાં અથવા કાઠી.**

બાળવાનાં લાકડાંનો ઢગલો અથવા ગંજી જો લાસનાં સંબંધમાં આવે તો તેઓને આ પ્રમાણે ચોખ્ખાં કરવાનું કહેલું છે:-જો લાસ માંસાહારી જાનવરોથી નહીં ખવાયલી હોય, અને લાકડાં જો સુક્કાં હોય તો જે ગમથી નસો લાગે તે ગમથી એક બીલ્લસ લગીના લાકડાં લઇને જમીનપર મુકવાં અને એકવાર પાણીએ ધોવાં એટલે તે પાક છે; પણ જો લાકડાં લીલાં હોય તો જે ગમથી નસો લાગે તે ગમથી એક કોણી લગીનાં લાકડાં

લઇને એકવાર પાણીથી ધોવાં એટલે તે પાક છે. જો લાસ માંસાહારી જાનવરોથી ખવાયલી હોય અને જો લાકડાં સુક્કાં હોય તો જે ગમથી નસો લાગે તે ગમથી કોણી લગીના જમીનપર મુકીને એકવાર પાણીથી ધોવાં એટલે તે પાક છે; પણ જો લાકડાં લીલાં હોય તો જે ગમથી નસો લાગે તે ગમથી આખા હાથપુર લાકડાં લેઇને જમીનપર મુકવાં અને એકવાર પાણીથી ધોવાં એટલે તે પાક છે. લાકડું ગમે તો જાતે સખ્ત એટલે ઘણું નક્કર હોય અથવા ગમે તો નરમ અને પોચું હોય, ગમે તેવું હોય તેની ઉપર કાંઇ નજર રાખવા કહ્યું નથી.[૧૯૪]

આ જગોએ સફાઇ કરવામાં બે બાબતો ઉપર નજર રાખી છે:— ૧. લાકડાંની સુક્કી અથવા લીલી હાલત—૨. લાસનાં નસાની ખવાયલી અથવા નહીં ખવાયલી હાલત. એ બે તફાવતો ધ્યાંનમાં લેવાની મતલબ શું ? એ મતલબ આ પ્રમાણે લાગે છે. બાળવાના લાકડાં જેવી બાંધણીની નિર્જીવ વસ્તુઓ જે લીલી હોય છે તેઓનાં પોતાના સૂક્ષ્મોની વચ્ચેનાં છિદ્રોમાં ભીનાશ અથવા પાણી રહે છે તે ભીનાશ અથવા પાણી સુક્કી ચીજોનાં છિદ્રોમાં હોતાં નથી. પાણી લાસનાં સૂક્ષ્મો પોતામાં પીગલાવાનાં તથા લાંબે સુધી પોંહોંચાડવાનાં કામમાં મદદ કરે છે તેથી સુક્કી વસ્તુનાં કરતાં લીલી

૧૯૪. વં૦ ૭. ફ૦ ૨૮—૩૧:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો ! તે કાઠી કયારે પાક થાય, ઓ અશો અહુરમજદ ! જે મુએલાં કુતરાં અથવા મુએલાં માણસનાં નસાને લાગી હોય ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત ! તેઓ પાક થાય. આ પ્રમાણે:—જો તે નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીથી નહીં ખવાયલો હોય અને જો લાકડાં સુક્કાં હોય તો એક બીલ્લસ લગી અને જો લીલાં હોય તો કોણી લગીનાં ચાર (બાજુઓમાં)ની કોઈબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીનપર મુકવાં અને એકવાર (તે ઉપર) પાણી છાંટવું એટલે તે પાક છે. પણ જો નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીથી ખવાયલો હોય અને જો લાકડાં સુક્કાં હોય તો એક કોણી લગી અને જો લીલાં હોય તો બગલ સુધીનાં આખા હાથ લગીનાં ચાર (બાજુઓમાં)ની કોઇબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીન ઉપર મુકવાં અને એકવાર (તે ઉપર) પાણી છાંટવું એટલે તે પાક છે. જેટલું જેટલું સુક્કાં લાકડાંઓનું, જેટલું જેટલું લીલાં લાકડાંઓનું (કહ્યું છે) તેટલું તેટલુંજ સખ્ત લાકડાંઓનું અને નરમ લાકડાંઓનુંબી ચાર (બાજુઓમાં)ની કોઇબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીન ઉપર મુકવું અને એકવાર પાણી છાંટવું એટલે તે પાક છે."

૯૦ પેં૦ બેં૦ સં૦ નં૦ ૧ સફે ૨૬:—"(નસાને લાગેલી) બાળવાની કાઠી જો લીલી હોય તો જેટલી હોય તેટલી દરએક (ચીર)ને એક બીલ્લસની લંબાઇથી અને જો સુક્કી હોય તો એક બીલ્લસ અને બે આંગલપુર, કાપવી અને એક વર્ષ લગી મુકી છાણવી અને તેપર પાણી લાગવા નહીં દેવું. શોરચોશે કહ્યું છે કે તે આતશોને વાસ્તે ચાલે. કુશતનબુજીદે કહ્યું છે કે જેમ અવસ્તામાંથી જણાય છે તેમ તેને ધોવી તોપણ તે જંગલમાંના 'દખ્મ'માંજ ચાલે (એટલે ચોખ્ખાં કામમાં વાપડવી નહીં)."

બેં૦ નં૦ ૩ સફે ૪૩; ખ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"બાળવાની કાઠી જે આલુદેહ થઇ હોય તે જેટલી કે હેહેરથી ખરડાયલી (?) હોય અથવા જે કે આલુદેહ થઇ હોય તેટલી પરહેજવી અને જે આલુદેહ નહીં થઇ હોય તે પાક છે."

વસ્તુ વધારે સૂક્ષ્મો લઇ શકે છે તથા વધારે લાંબે સુધી તેઓને ફેલાવી શકે છે. એ કારણથી સુક્કાં લાકડાં કરતાં લીલાં લાકડાંમાં લાસનાં વધારે સૂક્ષ્મો વધારે લાંબે લગી ફેલાયલા ગણીને સુક્કાં લાકડાં કરતાં લીલાંનો વધારે ભાગ ચોખ્ખો કરવા કહ્યો છે. બીજું, લાકડાંની બાબતમા નહીં ખવાયલી લાસનાં કરતાં ખવાયલી લાસને લાગેલાં લાકડાંનો વધારે ભાગ અપવિત્ર ગણીને ચોખ્ખો કરવા કહ્યો છે તેની મતલબ આ પ્રમાણે લાગે છે. નીર્જીવ વસ્તુઓનાં બાબતમાં એક વાત ધ્યાનમાં રાખવી જોઇએ કે તેઓ સુક્કી અથવા લીલી હાલતો ઉપરાંત જુદા જુદા સંજોગોમાં વધારે અથવા ઓછા સૂક્ષ્મોનો જથ્થો પોતામાં ચુસી શકે છે તથા વધારે અથવા ઓછા જલદીથી ફેલાવી શકે છે. તે એમકે, નીર્જીવ વસ્તુઓ જે સૂક્ષ્મોને પોતામાં ચુસે છે તેઓ કોઇ પ્રવાહી પદાર્થ સાથે મલેલાં નહીં હોય ત્યારે તેઓનો જેટલો જથ્થો ચુસે છે તેનાં કરતાં જો તે સૂક્ષ્મો પ્રવાહી પદાર્થમાં મલેલા હોય તો તેઓનો વધારે જથ્થો પોતામાં ચુસી શકે છે. નિર્જીવ વસ્તુઓને પ્રવાહી પદાર્થો સૂક્ષ્મોનો વધારે જથ્થો ચુસવામાં અને તેઓને પોતામાં વધારે ફેલાવામાં મદદ કરે છે. હવે જે નસો ખવાયલો નહીં હોય તેને જો કાઠી લાગે તો તે કાઠીને કાંઇ ભીનાશ લાગતો નથી તેથી સૂક્ષ્મો તેમાં વધારે ફેલાતાં નથી. પણ જો નસો ખવાયલો હોય તો તેનું ગોશ્ત, ચામડી, વગેરેનાં ભાગો તે માંહેલી લોહી, રસી વગેરે પ્રવાહી પદાર્થોથી ભીનાયલા હોય છે તેથી જો તેવો ભીનો ભાગ કાઠીને લાગે તો તે પ્રવાહીની મદદથી લાસનાં સૂક્ષ્મો કાઠીમાં વધારે દૂર લગી ફેલાઇ શકે છે. એટલા માટે નહીં ખવાયલી લાસ, કે જેમાં સૂક્ષ્મો વધારે છે તે છતાં, તેને લાગેલાં લાકડાંને સાફ કરવાનુ ખવાયલી અને તેથી કરીને ઓછા સૂક્ષ્મોવાલી લાસને લાગેલાં લાકડાંનાં કરતાં ઓછું કહેલું દીશે છે. આપણે ઉપર જોયું છે કે લાસ જો માંસાહારી જાનવરોએ ખાધેલી હોય અને તેને જો જીવતું માણસ અડકે તો તેની ચોખ્ખાઇ કરવાનું કામ વગર ખાધેલી લાસને અડકનારને ચોખ્ખાઇ કરવાનાં કામ કરતાં ઓછું કહ્યું છે. પણ આ જગોએ ખવાયલી લાસને લાગેલાં લાકડાંને સાફ કરવાનું કામ નહીં ખવાયલી લાસને લાગેલાં લાકડાં સાફ કરવાનાં કામ કરતાં વધારે કહ્યું છે તેની મતલબ શું ? નહીં ખવાયલી લાસને અડકેલાં માણસને ચોખ્ખો કરવામાં ચહડતે દરજ્જેની સફાઇ આપવા કહ્યું છે પણ તેજ લાસને લાગેલાં લાકડાંને ઉતરતે દરજ્જેની સફાઇ આપવા કહ્યું છે અને તેથી ઉલટું ખવાયલી લાસને અડકેલાં માણસને ઓછે દરજ્જેની સફાઇ આપવા તથા તેજ લાસને લાગેલાં લાકડાંને વધતે દરજજેની સફાઇ આપવા કહી છે. તેની મતલબ એ છે કે જીવતું પ્રાણી પોતાની જીવ શાકતથી કરીને નિર્જીવ

વસ્તુના કરતાં વધારે જલદી અને સેહેલાઇથી લાસમાંના સૂક્ષ્મો પોતામાં લેઇ શકે છે. એટલુંજ નહીં પણ થોડા સૂક્ષ્મો લેવા છતાં તેની જીવ શકિત તેનાં બદનમાં તેઓને જલદીથી વધારી મુકીને જોરથી આસપાસ ફેલાવે છે, પછી તે લાસનાં સૂક્ષ્મો ભીનાશ સાથના હોય અથવા ભીનાશ વગરનાં હોય એથી કરીને જીવતાં માણુસની બાબતમાં ફકત લાસનાં સૂક્ષ્મોનો જથ્થો જો વધારે હોય તો વધારે સૂક્ષ્મો દાખલ થવાનો સંભવ જાણીને ચહડતું નહાવાનું કહેલું છે. પણ એ પ્રમાણે નિર્જીવ વસ્તુઓ કરી શકતી નથી તેથી તેઓને માટે એ સૂક્ષ્મોનો વધતો અથવા ઓછો જથ્થો ધ્યાંનમાં લીધો નથી. સૂક્ષ્મોનો જથ્થો ગમે એટલો હોય, વધતો હોય કે ઓછો હોય, તોપણ જો તે સૂક્ષ્મો ભીનાશ સાથે મલેલાં હોય તો વધારે જથ્થો તેઓમાં વધારે દૂર લગી દાખલ થવાનો સંભવ છે એમ જાણીને ખવાયલી લાસ કે જેનાં સૂક્ષ્મો ઉપર કહેવા પ્રમાણે વધારે ભીનાશ સાથે મલેલા છે તેને લાગેલાં લાકડાંને નહીં ખવાયલી લાસને લાગેલાં લાકડાં કરતાં વધારે ધોવા કહ્યું છે.

## નસાનાં સંબંધમાં આવેલાં બાળવા સીવાયનાં મોહોટાં અથવા નહાનાં લાકડાં.

બાળવા સીવાયનાં મોહોટાં અથવા નહાનાં, ઘર બાંધવાનાં અથવા બીજા સામાનો બનાવવાનાં લાકડાંઓને જો નસો લાગે તો તેઓનું કેમ કરવું તે વિષે અવસ્તામાં કાંઇ લખાણ મલ્યું નથી, પણ પાછલી કેતાબોમાં કહે છે કે જેટલા ભાગને લાસમાંની અથવા જીવતાંની નજીસ પ્રવાહી લાગી હોય તેને ઉપરથી છોલી કહાડીને બાકીનું લાકડું પાક ગણવું.[૧૯૫]

## નસાનાં સંબંધમાં આવેલી અનાજ, ઘાસ, અને એવીજ બીજી કાચી કોરડી ખોરાકની વસ્તુઓ.

જો અનાજ અથવા ઘાસ લાસનાં નસાનાં સંબંધમાં આવે તો તેને નીચે પ્રમાણે સાફ કરવાનું કહેલું છેઃ—જો લાસ માંસાહારી જાનવરોની ખવાયલી નહીં હોય અને અનાજ અથવા ઘાસ, સુકકું હોય તો જે ગમથી લાસનો નસો લાગે તે ગમથી એક કોણી લગીનો અનાજ અથવા ઘાસ

---

૧૯૫. બે૦ નં૦ ૩. સફે ૪૩ઃ—"સવાલ—એક મોહોટાં અથવા નહાનાં લાકડાંપર એક જગે કાંઇ પલીદ વસ્તુ પડે તેટલી જગાને જરા ધોઇ હોય તો બાકીની ચોખ્ખી ગણાય કે નહીં?—જવાબ—દસ્તાન વતરોગે જીવતાંનાં હેહેરને અથવા કુતરાં કે માણસનાં નસાને જેટલું લાગું હોય તેને છોલવા પછી ચાર મહીનાં અને દસ દહાડે તે પાક ગણાય."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૫ઃ—"એક લાકડું એક જગેથી જખમ(નાં લોહી વગેરેથી ખરડાયલું) થાય તેને પાણી અથવા આતશ સાથે લગાડવાનો હોકમ શું?—જવાબ—જેટલી જગાએ ખરડાયલું હોય તેટલું કાપી કહાડવું, બાકી ચોખ્ખું છે. જો નાહીં કાપે અને તે પાણી કે આતશને લાગે તો નસો તેઓને લગાડવા જેવું થાય."

જમીન ઉપર મુકીને એકવાર પાણીએ ધોવાથી તે સાફ થાય છે. પણ જો અનાજ અથવા ઘાસ લીલું હોય તો આખા હાથ જેટલું જે બાજુએથી લાસ લાગે તે બાજુએથી કહાડીને જમીન ઉપર મુકવું. અને એકવાર પાણીએ ધોવું એટલે તે પાક છે. જો લાસ માંસાહારી પક્ષીઓની ખવાયલી હોય અને અનાજ અથવા ઘાસ સુકકું હોય તો આખ હાથપુર જે બાજુ-એથી લાસ લાગે તે બાજુએથી લઇને જમીનપર મુકીને એકવાર પાણીએ ધોવાથી તે સાફ થાય છે. પણ જો તે અનાજ અથવા ઘાસ લીલું હોય તો જે બાજુએથી લાસ લાગે તે બાજુએથી એક વામપુર તે અનાજ અથવા ઘાસ લઇને જમીન ઉપર મુકીને એકવાર પાણીએ ધોવું કે તે પાક છે. અનાજ અથવા ઘાસ ગમે તે જાતનો હોય અથવા ગમે તેવી હાલતમાં હોય તે ઉપર કાંઇ નજર રાખવા કહ્યું નથી.[૧૯૬] આ જગોએબી લાસની હાલત

૧૯૬. વં૦ ૭. ફ૦ ૩૨–૩૫:—"શરીરવાલાં ખાકાંઓનાં બનાવનાર, અશો! તે અનાજ અને ઘાસ કયારે પાક થાય, અશો અહુરમજદ! જે મુવેલાં કુતરાં અથવા મુએલાં માણસોના નસાને લાગાં હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:–અશો જરતોસ્ત! તેઓ પાક થાય છે. આ પ્રમાણે—જો તે નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી નહીં ખવાયલો હોય અને જો (તે અનાજ, ઘાસ, ઇત્યાદિ) સુકકું હોય તો એક કોણીપુર અને જો લીલું હોય તો આખાં હાથપુર ચાર બાજુ-ઓમાંની કોઇબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીન ઉપર મુકવું અને એક-વાર પાણી છાંટવું એટલે તે પાક છે. પણ જો તે નસો માંસાહારી કુતરાં અથવા માંસાહારી પક્ષીઓથી ખવાયલો હોય અને જો (તે અનાજ, ઘાસ, ઈત્યાદિ) સુકકું હોય તો આખા હાથપુર અને જો લીલું હોય તો એક વામપુર (ચાર બાજુઓમાં)ની કોઇબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીન ઉપર મુકવું અને એકવાર પાણી છાંટવું એટલે તે પાક છે. જેટલું જેટલું સુકકાનું અને જેટલું જેટલું લીલા અનાજનું (કહ્યું છે) તેટલું તેટલુંજ ખેડવાથી ઉગાવેલી અથવા ખેડાયા વગર ઉગેલા દાણા ઇત્યાદિનું તેટલું તેટલુંજ છાલામાં (અથવા પાલામાં અથવા ખાડામાં ધરાયલા અથવા છાલામાં નહીં ધરાયલા અનાજનું તેટલું તેટલુંજ ખલીમાં જાહાટકેલા અથવા ખલીમાં નહીં જાહાટકેલા અનાજ ઇત્યાદિનું, તેટલુ તેટલુંજ ભરડેલા અથવા નહીં ભરડેલા અનાજ ઇત્યાદિનું, તેટલું તેટલુંજ દળેલા અથવા નહીં દલેલા અનાજ ઇત્યાદિનું, અને તેટલું તેટલુંજ શેકેલા અનાજ ઇત્યાદિનું, (ચાર બાજુઓ)ની કોઈબી બાજુએ (જે ગમથી નસો લાગે તે ગમ)થી આ જમીન ઉપર મુકવું અને એકવાર પાણી છાંટવું એટલે તે પાક છે."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૨૬—"અનાજને વિષે એક મત થયા છે કે જેટલાને નસો લાગે તેટલો ભાગ રીમન છે. જે કે પાલું વીટાલીને અથવા (ખાડા વગેરેમાં) ભરી રાખ્યો હોય (અથવા છાલાં કે કણુસમાંથી બહાર નહીં કહાડયો હોય.) અથવા જાહાટકીને સાફ કીધેલો (નહીં?) હોય, તેને જેટલી જગાએ તે લાગો હોય તે વિષે જુદાં મત થયાં છે. સોસ્યોશે કહ્યું છે કે જેટલી જગે નસો લાગો હોય તેટલોજ રીમન છે. ગોગોશસ્પે કહ્યું છે કે તમામ રીમન છે. ઘાસ તમામ રીમન છે. અખરોટ (અથવા નાલીએર) જોડાયલી હોવાને લીધે તમામ રીમન છે. તેનાં અને બદામનાં ઠોટલા તથા મગજ બેઉનું ધોવું લાકડાં પ્રમાણે છે, દાડમ, દરાખ, એ અખ-રોટ પ્રમાણે છે. ખજુર, જો તેનું છાલું જોડાયલું નહીં હોય (ગર કહાડેલું હોય) તો તે રીમન છે. અને છાલું અને ઠરીયો (હોય તો) (ગર કહાડેલો નહીં હોય પણ અસલ હાલતમાંજ હોય તો) પાક છે. ખજુરને ચોખ્ખું કરવાનું અનાજ પ્રમાણેજ છે. જો છાલાંને (નસો) લાગે અને જો છાલું, ઠરીઓ, અને ખજુર જોડાયલાં હોય તો તમામ રીમન (નથી?) છે. ખજુર જો છાલાં સાથે લાગેલું

**અને અનાજ અથવા ઘાસનાં સુક્કાં અથવા લીલાંપણું તથા અનાજ તેનાં છાલાં અને સરોટીયાંમાં છે અથવા સાફ કરીને બાહેર કહાડવામાં આવેલો**

નહીં હોય અને છાલાંને (નસો) લાગે તો ખજુર પાક છે. તેને ચોખ્ખું કરવાનું લાકડાં પ્રમાણે. દાડમ, બાદરંગ (નારંગી, કમલા, ચીકુવરા, વગેરેની જાતનાં છાલવાલાં ફળો), બેહફળ, શેબફળ, જમરૂખ અને બીજાં ફળોનું (જાણવું એ કે) જો ફળ સાથે તેનું (કુદરતી) ઢાંકણ (છાલ) તેની ઉપર બાહેર હોય તેને જો નસો લાગે તો તેને રીમન થવું નથી પણ જો તેનું (કુદરતી) ઢાંકણુ (છાલ) તેની ઉપર બાહેર નહીં હોય તો તેને અનાજની માફક ચોખ્ખું કરવું, બાદરંગની જાતનાં ફળો તમામ છાલ સાથનાં હોય છે. ગોસ્ત, માખણ, ઘી, દુધ, દહી, પનીર, અચાર, મુરબ્બા, (ઇત્યાદિ) ચોખ્ખાં થઇ નહીં શકે."

રપીગલ પહેલવી વં૦ ૭. ફ૦ ૯૨ ની શરેહ—"જો પાણી સાથે મેલવેલું હોય (અને નસો લાગે) તો તે નહીં ઘટે (ચોખ્ખું નહીં થઇ શકે). એટલુંજ નહીં પણ જોવા પછી એક વર્ષની મુદતમાંબી જો બને તો ચોપગાંઓને ખાવાબી નહીં આપવો. જો તેની ઉપર (કાંઇ ઢાંકણુ) હોય તો જો બને તો તેને કામમાં લેવાથી પાછું નહીં રાખવું. જો કે તેને એ પ્રમાણે ધોઇને ચોખ્ખું કરે તોબી તે ઇજદોની આરાધનામાં તો હરગેજ નહીં વાપડવું. પરીકે કહ્યું છે કે ભલાઓએબી તેને ખાવામાં નહીં લેવું, જે ફળને છાલ હોય તે છોતરાંમાંનાં (અનાજ)નીજ મીસાલે છે, જેને છાલ નહીં હોય તેને જો (નસો) લાગે તો તેનું (ચોખ્ખું થવું) કાંઇ નથી. અફરગે કહ્યું છે કે બાદરંગની જાતનાં ફળો (નારંગી, કમલા, ઇત્યાદિ)ને સર્વેને છાલ હોય છે. જે અનાજ કે (વચ્ચે કાંઇ પડ કરીને) છુટો કીધો હોય તે પાક થાય. જો ઘાસનું પડ હોય તો એકઠો હોય તેમજ ગણાય. ઘાસબી પોતાની જાતની ચીજ સાથે એકઠીજ ગણાય. જો અનાજનાં ઢાંકણુ (પાલાં વગેરે)માં ભરેલો હોય તો એકઠોજ ગણાય; જો પડ તેની ઉપર લપેટેલું હોય અને જો તેને એવી રીતે લેઈ શકાય કે તેનું તે ઉપર જવું નહીં થાય તો તે છુટો કીધેલા બરાબર છે. રોશને કહ્યું છે કે ઢાંકણુની અંદર જે કાંઇ હોય તે આલુદા નહીં થાય. છુટાં (લીસી છાલવાલાં) જેમકે દાડમ, ખજુર, ઇત્યાદિ. એકઠાં (સાખાદાર કોટલાંવાલાં) જેમકે નાળીએર, બદાંમ, ઇત્યાદિ. છુટાંનાં વર્ગની દરેક ચીજ ચોખ્ખી કરી શકાય સીવાય કે ગોસ્ત, દુધ, ઇત્યાદિ. રાખ અને મટોડી વિષે કેટલાએકો કહે છે કે રાખને લાકડાં પ્રમાણે ગણવી અને મટોડીને ઘાસ પ્રમાણે,"

બે૦ નં૦ ૨. સફે ૨ઃ—"સવાલ—અનાજનાં ઢગલામાં નસો દેખાય તે નસાનું શી રીતે કરે, જો ઘાસ્તી હોય કે તેને હલાવવાથી રીમન થાય, અને ખલીની ઉપર હોય તો તે વિષે શું હોકમ છે?—જવાબ—એ જુદદીનોએ જોડ થઇને તે નસાને સગદીદ કરીને લેઇ જવો જેમ બને તેમ ભીનાશ નહીં રહે તેમ."

બે૦ નં૦ ૨. સફે ૪૨:—"સવાલ—જે ખાવાની ચીજપર કજાથી નસો લાગે તે વિષેનો શું હોકમ છે?—જવાબ—(ખાવાની વસ્તુને નસો લાગવા તો દેવો નહીંજ જોઇએ પણ) જો નજરચુકથી તે જગે નસો લાગો હોય અથવા (લાગેલો હશે એવી) ભ્રાંતિ હોય તો તેટલા ભાગને રીમન ગણવો (તે રદ કરવો) અને તેની આસપાસનો ભાગબી (પેલા રીમન સાથે) ઉંચકી લેઇ જવો. અને આસપાસથી જેટલું ઉંચકી લીએ તેને જો કોઇ જગે મુકીને ગધેડાના ખાવામાં મુકે તો તે ચાલે અને જેટલો (અનાજ) ઉચકી લીએ તે જમીન સુધી (જમીનપરની ઘાસ સુધાં) લેઇ લેવો. કેમકે બારીક સૂક્ષ્મો ઘાસ સાથે લાગી રહે છે, અને જો નસોબી ત્યાં મુકાયો હશે એવો સંદેહ હોય તો ચાલે ત્યાં લગી તો લેઇને પરહેજવું. તે એમકે તેની આસપાસનો થોડોએક ભાગ લેઇને એલાહેદી જગે મુકીને ગધેડાંને ખાવા આપવો. અને જેટલો ચોખ્ખો ભાગ તેને લાગેલો હોય કે જે ઉપર નસો નહીં પોહોંચ્યો હોય તે પાક છે. કારણ કે સાફ કીધેલો તે અનાજ હોય છે. જેટલો કે શરોતીયાંમાં હોય તે લાગેલો ગણાય."

છે તે ઉપર નજર રાખી છે તે સઘલું ઉપર બાળવાનાં લાકડાં અને વાપડવાનાં કપડાંની વસ્તુઓને વિષે કહ્યું તે પ્રમાણેજ છે અને તેથી કરીને તેનો ખુલાસોબી તેજ પ્રમાણેજ છે અને તેથી કરીને તેનો ખુલાસોબી તે પ્રમાણેજ સમજવો.

## નસાનાં સંબંધમાં આવેલાં વાસણો, દાગીના, વગેરે ખનીજ પદાર્થોની બનાવેલી ચીજો.

વાસણો અથવા ઘરેણાં અને દાગીના અથવા હરેક ખનીજ પદાર્થની બનાવેલી વસ્તુ જો લાસનાં નસાનાં સંબંધમાં આવે તો તેઓને પાછી અસલ હાલતમાં લાવવાનું આ પ્રમાણે કહ્યું છે:—જો સુનાની ચીજ હોય તો એકવાર ગાવનાં નીરંગે ધોવી, એકવાર મટોડાંએ ઉજાડવી અને એકવાર પાણીએ ધોવી એટલે તે સાફ થાય છે. જો રૂપાંની ચીજ હોય તો બેવાર ગાવનાં નીરંગે ધોવી, બેવાર સુકી મટોડીએ ઉજાડવી, અને બેવાર પાણીએ ધોવી કે તેથી તે સાફ થાય છે. જો લોઢાંની હોય તો ત્રણવાર ગાવનાં નીરંગે ધોવી, ત્રણવાર મટોડાંએ ઉજાડવી, અને ત્રણવાર પાણીએ ધોવી, કે તે સાફ થાય છે. જો ત્રાંબાં અથવા બીજી હલકી ધાતુની હોય તો ચારવાર ગાવનાં નીરંગે ધોવી, ચારવાર મટોડાંએ ઉજાડવી, અને ચારવાર પાણીએ ધોવી, કે તે સાફ થાય છે. જો પત્થરની હોય તો છવાર ગાવનાં નીરંગે ધોવી, છવાર મટોડામાં ઉજાડવી, અને છવાર પાણીએ ધોવી, કે તે સાફ થાય છે. પણ જો મટોડાંની હોય, લાકડાંની હોય અથવા ચીની (?)ની હોય તો તેઓને તદ્દન રદ કરવી કેમકે તેને ચોખ્ખી થઇ નહીં શકે એવી કહી છે.[૧૯૭]

---

બ૦ કા૦ ૨. સદ ૧૭૭:—"સવાલ—અનાજની વસ્તુને જો અચાનક નસો લાગે તો તે વિષે શું હોકમ છે?—જવાબ—જેટલા ભાગની ઉપર નસો લાગેલો હોય તેટલો ભાગ રીમન છે. જેટલાને લાગો હોય એવો સંદેહ હોય તેનેબી રીમન ગણવો. જે અનાજ સાફ કીધેલો હોય તેને જેટલી જગાએ નસો લાગો હોય તેટલોજ રીમન ગણવો."

૧૯૭. વં૦ ૭. ફ૦ ૭૩–૭૫:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! ખાવા પીવા (અથવા વાપડવા)નાં કામમાં આવે તેવાં વાસણો કયારે પાક થાય, અશો અહુરમજદ! જે મુએલાં સગ અથવા મુએલાં માણસોનાં નસાને લાગાં હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત! તેઓ પાક થાય, આ પ્રમાણે:—જો સુનાનું હોય તો એકવાર ગાવના નીરંગથી ધોવું, એકવાર મીટીથી ઉજાડવું, અને એકવાર પાણીથી ધોવું કે તેથી તે પાક છે. પણ જો તે રૂપાનું હોય તો બેવાર ગાવનાં નીરંગથી ધોવું, બેવાર મીટીથી ઉજાડવું, અને બેવાર પાણીથી ધોવું કે તે પાક છે. પણ જો લોહડાનું હોય તો ત્રણવાર ગાવના નીરંગે ધોવું, ત્રણવાર મીટીથી ઉજાડવું, અને ત્રણવાર પાણીથી ધોવું, એટલે તે પાક છે. જો 'હઓસફન' (ઉપલી વતરોગે બીજી ઉતરતી ધાતુઓનું ?) હોય તો ચારવાર ગાવનાં નીરંગે ધોવું, ચારવાર મીટીથી ઉજાડવું, અને ચારવાર પાણીથી ધોવું, એટલે તે પાક છે. પણ જો પત્થરનું હોય તો છવાર ગાવનાં નીરંગથી ધોવું, છવાર મીટીથી ઉજાડવું, અને છવાર પાણીથી ધોવું, એટલે તે પાક છે. પણ જો મટોડીનું અથવા લાકડાંનું અથવા ચીનીનું (?) હોય તો કદી પાક થઈ શકે નહીં."

જો કાચની, જહવેરાતની, કેરબાની, અકીકની, હીરાની, અબનુશનાં લાકડાંની, અથવા મોતીની, ઇત્યાદિની કોઇ ખનિજ પદાર્થની વસ્તુ હોય તો તે વિષે અવસ્તામાં કાંઇ કહેલું નથી. કદાચ એ ચીજો અવસ્તાનાં વખ્ત માં જણાયલી નહીં હશે. પણ પાછલી કેતાબોમાં તેઓને સાફ કરવા વિષે જુદાં જુદાં મતો મલે છે. કેટલાએકો કહે છે કે સુનાં પ્રમાણે ધોવી, કેટલાએકો કહે છે કે બીજી ખનિજ પદાર્થો પ્રમાણે ધોવી, કેટલાએકો લોહડાં પ્રમાણે ધોવા કહે છે, અને કેટલાએકો કહે છે કે કોઇબી રીતે ધોવાથી એ ચીજો પાક થાય નહીં.[૧૯૮]

---

૧૯૮. સ્પીગલ વ૰ ૭. ફ૰ ૧૮૮ પેહેલવી શરેહઃ–"સઘલું જવાહીર લોહડાંની ચીજ પ્રમાણે ગણવું. બીલોરને સુનાં પ્રમાણે ગણવું. કેરબો, જવાહીર, અકીક.........હીરા (?) અબનુસનું લાકડું, અને મોતી વિષે વિરૂધ્ધ મતના થયા છે. કેટલાએકો કહે છે કે સુનાં પ્રમાણેજ ગણવું. કેટલાએકો કહે છે કે બીજી ખનિજ પદાર્થ પ્રમાણે ગણવું, અને કેટલાએકો કહે છે કે તેઓને ધોવાનું નથી (પાક નહીં થઇ શકે)."

દ૰ પે૰ બે૰ સં૰ નં૰ ૧ સફે ૨૫:—"સુનાંને જો નસો લાગે તો એકવાર નીરંગે ધોવું, એકવાર મીટી લગાડીને સુકકું કરવું, અને એકવાર પાણીએ ધોવું, એટલે તે ચોખ્ખું થાય છે. રૂપાને બેવાર નીરંગે ધોવું, બેવાર મીટીએ સુકકું કરવું, અને બેવાર પાણીએ ધોવું, એટલે તે પાક છે. (એજ રીતે) લોહડાંને ત્રણવાર, પોલાદને ચારવાર, અને પત્થરને છવાર. અફગે કહ્યું છે કે બીલોરને સુનાં પ્રમાણે, કેરબાને પથ્થર પ્રમાણે, અને બધી જાતનાં જહવેરાતો લોહડાં પ્રમાણે (ધોવાં). મોતી, કેરબો, લાલ, ફીરોજા, અકીક, પરવાલું, હાડકાંની ચીજો, અને બીજા કીમતી પથ્થરા જે નામ બનામ કહ્યા નથી તેઓનું ધોવું એજ (લોહડાં?) પ્રમાણે. લાકડું જો કામમાં લેવાય તેવું હોય તો તે ધોવાય નહીં (રદ કરવું), જો વપડાશમાં લેવાનું નહીં હોય તો તેને એકવાર ધોવું, (અને દૂર રાખવું). મટોડીની વસ્તુ અને શીંગડાંની વસ્તુ ધોઇને ચોખ્ખી નહીં કરાય. બીજી ખનિજ વસ્તુઓ જો વપડાશમાં લેવાની નહીં હોય તો તેઓને એકવાર ધોઇને દૂર રાખવાનું જાહેર છે."

જુ૰ મો૰ ૨૦ સફે ૪૭; દ૰ સો૰ ૩૦ મુ૰ ફી૰ નં૰ ૧ સફે ૫૬:—"દીનમાં કહે છે કે જે ધાતુ નસાથી રીમન થઇ હોય તેને કેમ ધોવી? સુનું એકવાર નીરંગ, એકવાર ખાક, અને એકવાર પાણીએ ધોવાથી પાક છે. રૂપું બબેવાર ધોવાથી, લોહડું ત્રણ ત્રણવાર ધોવાથી, પોલાદ ચાર ચારવાર ધોવાથી પાક થાય છે. બીલોર, કેરબો, અકીક, ફીરોજા, અને બધી જાતનાં પથ્થરો છવાર નીરંગ, છવાર ખાક, અને છવાર પાણીએ ધોવાથી પાક થાય છે. હીરો ઉપલીજ રીતે ત્રણવાર ધોવાથી પાક થાય છે. કાંસું ને ત્રાંબું ઉપર કહ્યા પ્રમાણે છવાર ધોવાથી પાક થાય છે."

બ૰ કા૰ ૨૦ સફે ૪૮:—"દીનમાં કહે છે કે સોનું નસાથી રીમન થાય તો એકવાર નીરંગે ધોવું, પછી એકવાર સુક્કાં મટોડાંથી ઉજાડવું, પછી એકવાર પાણીથી ધોઈ લેવું. એજ પ્રમાણે જો રૂપું હોય તો બેવાર કરવું. જો ત્રાંબું, કલ્લઇ, સીસું, અથવા કાંસું હોય તો એ પ્રમાણે ત્રણવાર ધોવું. જો તીખું લોહડું હોય તો એ પ્રમાણે ચારવાર, અને જો પથ્થર હોય તો છવાર ધોવું. જો નીલમ, લાલ, કેરબો, 'શબ ચેરાગ' નામનો હીરો, મોતી, અકીક, બીલોર, એ વગેરે બીજી એવીજ ખનિજ પદાર્થો હોય તેઓને જેમ ઉપર કહ્યું છે તેમ છવાર ધોવા પછી તેને પાક ગણવું. દરેક મરતબે પહેલાં નીરંગે ધોવી પછી સુક્કાં મટોડાંથી ઉજાડવી અને પછી પાણીથી ધોવી. એ પ્રમાણે બેવાર, ત્રણવાર ચારવાર, છવાર જેમ કહ્યું છે તેમ ધોવી. મોતીને વાસ્તે બે રીતે કહેવામાં આવેલું છે. પણ ઘણાખરાઓ એકમત થયલા છે કે છવાર ધોવાં. અને તમામ મીટીની તથા લાકડાંની વસ્તુઓ રદ કરીને દૂર રાખવા કહી છે."

લાસનો નસો લાગેલી ખનીજ પદાર્થોની બનાવેલી વસ્તુઓને તેઓનાં વિશેષ ગુરૂત્વાકર્ષણનાં વધતાં ઓછાં પ્રમાણ પ્રમાણે જુદી જુદી રીતે સાફ કરવાનું આપણા ધર્મને લગતાં પુસ્તકોમાં કહેલું મલે છે. તેને મલતું જ કેટલું એક લખાણ યાહુદીઓનાં ધર્મ પુસ્તકોમાંથી મલે છે. અને ધાતુઓને ચોખ્ખી નહીં રાખવાથી માણસોને અતીશય નુકસાન થાય છે, અને તેઓને સાફ કરીને વપરાસમાં લીધાથી પુષ્કળ ફાયદાઓ થાય છે. તેની સચ્ચાઇ વીષે હાલ જમાનેનાં કાબેલ દાકતરોબી શાક્ષી પુરે છે.[૧૯૯]

ખનીજ પદાર્થોને ચોખ્ખી કરવાની બાબતમાં આપણાં ધર્મને લગતી કેતાબોમાં લાસની ખવાયલી અથવા નહીં ખવાયલી હાલત ઉપર નજર રાખી નથી. પણ દરેક ખનીજ પદાર્થના સૂક્ષ્મો કેટલા પાસે પાસે અથવા દૂર દૂર છે તે ઉપર નજર રાખીને સાફ કરવાનું કહેલું છે. જે પદાર્થનું વિશેષ ગુરૂત્વાકર્ષણ વધારે હોય છે એટલે કે જેનાં સૂક્ષ્મો વધારે પાસે પાસે હોય છે તેમાં લાસનાં સૂક્ષ્મો ઓછા દાખલ થવાનો સંભવ છે તેથી તેઓને ઓછી વાર ધોવાથી સાફ થયલી ગણેલી છે. પણ જેઓનું વિશેષ ગુરૂત્વાકર્ષણ ઓછું હોય છે એટલે કે જેઓનાં સૂક્ષ્મો વધારે દૂર દૂર હોય છે તેઓમાં લાસનાં સૂક્ષ્મો વધારે દાખલ થવાનો સંભવ છે તેથી

---

બે૦ નં૦ ૩ સફે ૪૨:—"જો સુનું હોય તો એકવાર પાદીઆબે (નીરંગ, ખાક, અને પાણીએ) ધોવું. જો રૂપું. હોય તો બેવાર, જો પીતલ, ત્રાંબું, કલ્લઈ, સીસું અથવા કાંસું હોય તો ત્રણવાર, જો તીખું લોહડું હોય તો ચારવાર, અને પથ્થર હોય તો છવાર ધોવું."

દા૦ ર૦ દા૦ હો૦ સફે ૯૩:—"સવાલ—ધાતુ નસાથી રીમન થઇ હોય તેને કેમ ધોવી?—જવાબ—સુનું એકવાર નીરંગ, એકવાર મીટી, અને એકવાર પાણીએ ધોવું એટલે તે ચોખ્ખું થાય છે. રૂપું બેવાર નીરંગ, બેવાર મીટી, અને બેવાર પાણીએ. લોહડું ત્રણવાર. તીખું લોહડું ચારવાર. કાચ, કેરબો, અકીક, ફીરોજો, અને સર્વે જાતનાં પથ્થર છવાર નીરંગે, છવાર મીટીએ, અને છવાર પાણીએ ધોવાથી પાક. હીરાને છવાર ધોવો. કાંસાંને અને ત્રાંબાંને ત્રણવાર."

બ૦ કા૦ ર૦ સફે ૧૭૩:—"ગેહાનને છવાર મીટીએ ચોખ્ખી કરવી. અને જો નસાનું લોહી અથવા રીમની તેને લાગી હોય તો તેને છવાર નીરંગે ધોવી."

૧૯૯. ડાકટર સ્મીથની 'ડીસઇનફેકટન્ટસ એંડ ડીસઇનફેકશન, સફે ૬:—"બાઇબલમાં આપણે વાંચ્ચે છૈયે કે જે વાસણને કોહોતી વસ્તુ લાગી હોય તેને સાફ કરવાની કેટલીબધી સંભાળ લેવામાં આવતી હતી અને રોગજનક સૂક્ષ્મો ચુસનારી વસ્તુઓ ઉપર તેઓની અસર કેવી થાય છે, તેનાં ઘણાં પુરાતન જમાનામાં કીધેલાં અવલોકનનાં પરિણામનો ખુલ્લી રીતે પત્તો મેલવ્યે છૈયે. તેઓમાં લોહડાંનાં અને લાકડાંનાં વાસણોને જુદી જુદી રીતે સાફ કરવામાં આવતાં હતાં. પદાર્થોનાં સૂક્ષ્મોનું પાસે પાસે અથવા દૂર દૂર રહેવું તથા તેઓને ચુસવાની શક્તિ કે જે પદાર્થોનાં ગુણો માંહેલો એક સેહલો ગુણ છે તે કારણ શોધી કહાડવા અગાઉ દુન્યાએ કેટલું બધું ખમ્યું હશે તે આપણને ખુલ્લું માલૂમ પડે છે."

રોબર્ટની 'થીઅરી એંડ પ્રેકતીસ ઓફ મેડીસીન' સફે ૯૨:—"તેઓની પીશાબ, થુક, ઇત્યાદિ બીજો મેલ વાસણોમાં સાફ કરનારી દવાઓ છાંટીને તેઓમાં લેવાં તથા તે દવાઓ સાથે પુરેપુરી રીતે મેલવી નાંખવાં અને જો બને તો બાજરૂની ઓરડી જુદીજ વાપડવી."

તેઓને વધારે વાર ધોવાનું કહેલું છે. અને એ મુળ કાનુન જો ધ્યાનમાં રાખ્યો હોય તો તે હરેક ખનિજ પદાર્થને લાગુ પડી શકે.

નસાને અડકેલાં મોહોટાં અથવા નહાનાં ઢોર વિષે.

જો કોઇ ગોસ્પંદે નસો ખાધેલો હોય તો તેને વિષે વંદીદાદમાં કહે છે કે એક વર્ષ લગી તેનું ગોશ્ત અથવા દુધ ચોખ્ખી ક્રિયાનાં કામમાં વાપડવું નહીં. એક વર્ષ પછી ચોખ્ખાં માણસો તેનો ગમે તેમ ઉપયોગ કરી શકે.[૨૦૦] બીજે ઠેકાણે લાસનાં નસાથી આતશ, પાણી, વગેરે માણસોને વાપડવાની ચીજોને દૂર રાખવાનાં લખાણો વંદીદાદમાં અને બીજી કેતાબોમાં આવેલાં છે, ત્યાં લખે છે કે 'પશુ અને ઢોરો'ને જ્યાં લાસનાં નસા હોય ત્યાં 'ઘણાં કમ ફરવા દેવાં.' દાદેસ્તાને દીની નામની એક પહેલવી કેતાબમાં (સવાલ ૧૬ મો, ફ૦ ૨૫-૨૭ જુઓ નોટ ૪૨ મી) લખે છે કે નસાની અસરથી ગોસ્પંદોનાં દુધપર માઠી અસર થાય છે. વળી ઉપર આપણે જોયું છે કે વંદીદાદના પહેલવી તરજુમાંની શરેહમાં અને બીજી રવાયતોમાં ભારબરદાર જાનવરોની પીઠ ઉપર લાધીને લાસને હંમેશાં દાદગાહે લઇ જવાની મનાઇ કીધી છે. એ વગેરે બીજી કેટલીએક ચોપડીઓમાં ગોસ્પંદોની ચોખ્ખાઇ જાલવવાનાં લખાણો મલે છે. એ રીતે એક હાથપર નસો ખાવા છતાં ફકત એક વર્ષ લગી તે નસો ખાધેલાં ગોસ્પંદનું ગોશ્ત અથવા દુધ વપડાશમાં લેવાની મનાઇ કીધેલી છે અને તેબી વલી ચોખ્ખી ક્રિયામાંજ. અને બીજા હાથપર ગોસ્પંદોને નસાથી દૂર રાખવાની તાકીદ કીધી છે. પણ

---

૨૦૦. વં૦ ૭. ફ૦ ૭૬-૭૭;—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! તે ગોસ્પંદો કયારે પાક થાય, અશો અહુરમજદ! જેઓએ મુવેલાં કુતરાં અથવા મુવેલાં માણસનાં નસાને ખાધો હોય? ત્યારે અહુરમજદે જવાબ દીધોઃ—અશો જરતોસ્ત! તેઓ પાક થાય, આ પ્રમાણેઃ—એક વર્ષની મુદતની અંદર (નસો ખાધેલાં ગોસ્પંદની) દુધની ચીજ અથવા તેનું ગોસ્ત 'જોર' અને 'બરસમ'માં (પાવ ક્રિયામાં) લઇ જવા જોગ નથી. એક વર્ષની મુદત પછી જેમ આગલ ખાતા હોય તેમ અશો મરદો વ્હીક મરજી પડે તેમ તે ખાય."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૬:—"એક ટોલું જેમાં એક ગોસ્પંદ હોય તેણે જો નસો ખાધો હોય, (એક વન અથવા જીવતું ઝાડ જેમાંનાં એક ઝાડની સાથે નસો મલ્યો હોય), એક લાકડાંનો ઢગ જેમાંની એક લાકડાંની ચીરને રસી લાગી હોય તો આફ્રગે કહેલું છે કે તે ટોલાને અને તે વન (અથવા જીવતાં ઝાડ)ને (રીમનીનાં) શકભરેલું કરવું નહીં પણ પેલી લાકડાંની ચીરને રદ કરવી."

સફે ૨૪:—'ગોસ્પંદ જાતનાં (જાનવરો)માંથી જેઓએ નસો ખાધો હોય તેઓનું દુધ, છાન, બાલ, અને ઉન એક વર્ષ લગી રીમન છે. હમેલદારીમાં જો ખાધું હોય તો (પેટમાંનાં) બચ્ચાંએબી તે ખાધેલું ગણાય (તેથી)માથી જનમ્યા પછી એક વર્ષે તે બચ્ચું ચોખ્ખું ગણાય. જો નરે ખાધો હોય અને માદાનો સંગ કરે તો માદા રીમન નથી. જો નસો ખાધો હોય અને તે હજમ નહીં થયો હોય તેટલાં તે મરી જાય તો તે જેમ ચામડાંમાં નસો હોય તેમ છે."

જુ૦ મો૦ ૨૦ સફે ૧૮; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૩:—"જો કોઇ ગોસ્પંદ નસો ખાય તો એક વર્ષની મુદત લગી તેનું દુધ અને બીજી ચીજ હેહેર નસા બરાબર ગણવી."

જેમ માણસો અને બીજી નિર્જીવ વસ્તુઓ નસાનાં સંબંધમાં આવે તો તેઓને કેમ પાછી ચોખ્ખી કરવી તે વિષેનાં લખાણો મલે છે. તેમ જો કોઇ મોહોટું અથવા નહાનું ઢોર નસાને હમરીહ અથવા પતરીહ રીતે અડકયું હોય તો તેને કેમ પાછું ચોખ્ખું કરવું તે વિષેનું ખુલ્લું કે આડકતરૂં લખાણુ અમોને જણાયલું નથી. તેથી જેટલા ઇશારાઓ મલ્યા છે તેઓ ઉપરથી એટલોજ સાર કહાડી શકાય છે કે જેટલાં ઘરગતુ પાળેલાં જાનવરો જેવાં કે ગાય, બલદ, ઘોડા, ગધેડા, બકરાં, મરઘાં વગેરે જેઓનું દુધ, ગોશ્ત, ઇંડાં, વગેરે માણસોનાં ખાધામાં આવે, અથવા જેઓની ઉપર માણસો સ્વારી કરે, તેઓ જો નસાનાં સંબંધમાં આવે તો તે જાનવરોને એક વર્ષ લગી વપડાશમાં નહીં લીએ અને અલગ રાખીને તે પછી વાપડે તો ધર્મનાં કાનુનો મમાણે થાય.

## લાકડાંના ધોલ્યા અથવા નમદાનાં બીછાંના ઉપર કોઇ ગુજરી જાય તે વિષે.

લાસનાં સંબંધમાં આવેલાં બાળવાનાં લાકડાં તથા ચામડાં, રૂ, વગેરેનાં કપડાંઓની બાબતો ઉપર આવી છે. તેઓ સીવાયની બીજી લાકડાંઓની બનાવેલી તૈયાર વસ્તુઓ તથા નમદાનાં બીછાંનાં જો લાસનાં નસાનાં સંબંધમાં આવે તો તેઓનું શું કરવું? જો કોઇ લાકડાંનાં ધોલ્યા, બાઝત, તખ્ત, કે એવાંજ બીજા કાંઇ રાચરચીલાં ઉપર અથવા નમદાનાં ગાલીચા અથવા બીછાંના ઉપર ગુજરી જાય તો તે રાચરચીલાં અથવા બીછાંનાં વિષે વંદીદાદની આઠમી પરગરદની શરૂઆતમાં એક બાબત આવેલી છે તે ઉપરથી અનુમાન કરાય છે કે તે ચીજોને રદ કરવી. કેમકે તે ઠેકાણે તેઓને 'દખ્મ'માં એટલે કે નસાનાં સંબંધમાં આવવાથી રદ કીધેલી ચીજો મુકવાને સારૂં જમીનમાં બનાવેલાં, ભઠ્ઠીમાં પકાવેલી ઇંટોનાં ભોયરાંમાં અથવા ભઠ્ઠીમાં પકાવેલાં કોઠી, ખુમ, વગેરે જેવાં વાસણમાં લેઇ જવા કહે છે.[૨૦૧] એનું કારણ એવું લાગે છે કે એ ચીજો હમરીહ થયલી

---

૨૦૧. વં૦ ૮. ફ૦ ૧-૩:—"જયારે લાકડાંના તખ્ત, (બાઝત, ધોલ્યા, અથવા એવાંજ કોઇ રાચરચીલાં) ઉપર અથવા નમદાનાં બીછાનાં ઉપર કુતરૂં અથવા માણસ મરી જાય ત્યારે તેઓ જે મજદયસનાનો છે તેઓએ કેમ કરવું? ત્યારે અહુરમજદે જવાબ દીધો કે (તે ધોલ્યા અથવા બીછાનાં અથવા બીજી ચીજ)ને અગાઉથી દખ્મે (અડકાયલી ચીજો મુકવાનાં ભોયરાં અથવા મીટીનાં વાસણમાં) મોકલવાં, અથવા પછવાડેથી દખ્મે મોકલવાં. જો તે લાસને પહેલે લઇ જવા જોગ જાણે તો તે લાસને લઇ જવી અને તે રાચરચીલાંને એમનું એમ રહેવા દેવું (તે પછી લઈ જવું). તે ઘરને ખુશબો કરવી, 'ઉર્વાસન'ની અથવા 'વોહુગઓન'ની અથવા 'વોહુકેરેતી'ની અથવાં 'હધાનએપત'ની અથવા કોઇબી ઘણી સુગંધી વનસ્પતીની.—જો તે રાચરચીલાંને પેહેલે લેઇ જવા જોગ જુવે તો તે રાચરચીલાંને લેઇ જવું અને તે લાસને એમની એમ રહેવા દેવી (તે પાછલથી લેઇ જવી). તે ઘરને ખુશબો કરવી 'ઉર્વાસન'ની અથવા 'વોહુગઓન'ની અથા 'વોહુકેરેત'ની અથવા 'હધાનએપત'ની અથવા કોઇબી ઘણી સુગંધી વનસ્પતીની."

છે એવું એ ફકરાની એબારત ('અવબેરેત' નહીં પણ એકદમ 'ઇરિથ્યાત' કરી કહ્યું છે તે) ઉપરથી ઠરે છે. અને જ્યારે પતરીદ થયલું વટીક લાકડાંનું વાસણ ઉપર કહ્યા પ્રમાણે ધોઇને પાક કરી શકાતું નથી ત્યારે હમરીદ થયલાં લાકડાંનું તખ્ત, અથવા નમદાનું બીછાનું ચોખ્ખું કરી શકાય નહીં તેમાં કાંઇ અજબ જેવું નથી. એ રીતે એ ચીજો 'અયઓઝદય' (નહીં ચોખ્ખી કરી શકાય તેવી) ઠરે છે. હવે જેમ 'અયઓઝદય' માણસને દૂર રાખવાનું ઠરાવ્યું છે તેમજ 'અયઓઝદયં' ચીજોનેબી એવી રીતે દૂર રાખવાનું કહેલું લાગે છે કે ફરીથી તે વસ્તુઓ જીવતાંઓનાં સંબંધમાં આવી શકે નહીં. એ રીતે 'દખ્મ' નામના પાકી ઇંટના બાંધેલા ખાડાઓ અથવા ભઠ્ઠીમાં પકાવેલાં મીટીનાં વાસણોનો ઉપયોગ માલૂમ પડે છે. જોકે તેઓમાં લાસોને મુકવાની મનાઇ કીધી છે તોપણ કદી ચોખ્ખી કરી નહીં શકાય તેવી ચીજોને મુકવાની રજા આપી છે કે તે ચીજો જેમ માણસોનાં સંબંધમાં નહીં આવે તેમજ પાધરી જમીનનાં સંબંધમાંબી નહીં આવે.

ઉપર રીમન કપડાં વિષેની બાબત આવી છે (વં૦ ૫. ફ૦ ૬-૨૨) તે ઉપરથી જણાશે કે નમદા સીવાયનાં ચામડાં અથવા રૂ વગેરેનાં કપડાંની વસ્તુનાં જેટલા ભાગને નસાની પ્રવાહી લાગી હોય તેટલો ફાડીને દાટી દેવા ફરમાવ્યું છે. બાકીનાને નજીસાત વગેરે સાફ કરવાનાં મલીન કામમાં વાપરવાની રજા આપી છે. તેમ જાડી ઉનના નમદા જેવાં કપડાંને કરવાની રજા

---

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૨૨:—"જો ગાલીચાપર મરણ પામે અને જો ગાલીચો નમદાની ફરશપર તેને લાગીને એક કીધેલો (જડી લીધેલો ?) હોય તો નમદો અને ગાલીચો બેહુ રીમન. જો અલગ કીધેલો (નહીં જડેલો) હોય તો નમદો પાક છે. જો કેટલીએક ગાદીઓ (અથવા ગોદડાં)ની એક બીજાપર ચોર કીધેલી હોય પણ જોડેલી નહીં હોય અને તેને નસો લાગે તો જે એકને નસો લાગે તેજ માત્ર રીમન છે એમ બધા એકમત થયા છે. ઉન સાથની ગાદીનું નમદા સાથનાં ગાલીચા પ્રમાણેજ છે. કેટલીએક ગાદીઓ (અથવા ગોદડાં) જેઓની નીચે (પાટી?) બાંધી મુકેલાં હોય તેઓનાં બંધ (પાટી?)ને જો નસો લાગે તો તે બંધ અને ગાદી (અથવા ગોદડાં) બેહુ રીમન. પણ જો ગાદી (ગોદડાં)ને નસો લાગે પણ બંધ (પાટી?)ને નહીં લાગે તો ગાદીઓ (ગોદડાં) સઘલી એકઠી કીધેલી હોવાને લીધે રીમન છે. પણ બંધ (પાટી?) પાક છે."

દ૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૯૯; બે૦ નં૦ ૨ સફે ૩૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪; દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૩ સફે ૨૬૪:—"જો કોઇ શખ્સ નમદા ઉપર ગુજરી જાય અને બીજો નમદો તે બાજુએથી એલાહેદો નાંખેલો હોય અને જો તે પેહેલા નમદાને લાગેલો હોય તો તે ધોઇ નહીં શકાય."

બ૦ કા૦ ૨૦ સફે ૪૮:—"જે લાકડાં ઉપર મુરદાંને લેઇ જાય, અથવા મુરદાંને ધુએ, અથવા જે લાકડું કે (મુરદાનાં લોહી અથવા હરેક પલીદીથી આલુદેહ થયું હોય અથવા જે લાકડાં ઉપર કે દસ્તાનવાલી ઓરત પોતાનો ખુલ્લો પગ અથવા કોઇબી ખુલ્લો અવયવ લગાડતી હોય અથવા જે લાકડાં ઉપર કે માણસોને સુલી કે ફાંસી ચહડાવતા હોય તે સઘલાં લાકડાં દૂર કરવાં જોઇએ તથા તેને અડકવું નહીં જોઇએ.........એટલા માટે બાળવાંબી નહીં જોઇએ પણ એવી જગાએ મુકવાં કે કોઇ તેને નહીં લીએ તથા હલાવે નહીં, તથા બાળે નહીં, તથા માણસોનાં કામમાંબી લાવે નહીં."

આપી નથી, પણ તેને આખું રદ કરવા કહ્યું છે. તેની મતલબ એવી જણાય છે કે બીજી બધી રેસાહાર ચીજો કરતાં જાડી ઉનમાં નસાના સૂક્ષ્મો વધારે ભરાઇ રહેવાનો અને ગમે તેમ ધોવાથીબી નહીં નીકલવાનો સંભવ માન્યો છે. આ વિચારને આજનાં સુધરેલાં વૈદકથી ટેકો મલી શકે છે.[૨૦૨]

હવે એ રીમન થયલી ચીજો ઘરને લાગેલી હતી તે ઘરને લાસનાં સૂક્ષ્મોની કાંઇ અસર થઇ હોય તેથી તેને સાફ કરવાની મતલબે એજ ફ્રકરાઓમાં ફરમાવે છે કે તે ઘરને ખુશબોઇની ધુપ કરવી. આ ફરમાનનેબી આજનું સુધરેલું વૈદક ટેકો આપે છે.[૨૦૩]

---

૨૦૨. રીચર્ડસનની 'ડીઝીઝીસ ઓફ મોડરન લાઇફ' સફે ૮૬:—"ઉડતા રોગોનાં ઝેરોનો અટકાવ કરી શકાય છે. એ ઝેરોની અસરમાં આવેલાં પ્રાણીઓને દૂર રાખવાથી, ચાંપતા ઉપાય લેઇને રોગી અને ખરાબ હવાને સાફ કરવાથી, અથવા જે કપડાંની વસ્તુઓ ઝેરી સૂક્ષ્મોથી ભરાયલી હોય તેઓનો નાશ કરવાથી ઉડતા રોગોનો અટકાવ કરવામાં જે ફતેહો મલેલી છે તે ઉપરથી એ વાત સાબેત થયલી છે."

કોપલેન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીશીન ઇનફેક્શન' સફે ૩૫૦:—"તોપણ કહેવાને પુરતા સબબો છે કે ઉડતા રોગનો ભોગ થયલાં માંણસે પેહેરેલાં કપડાં અથવા તેનું બીછાનું કેટલાએક બલકે ઘણાએક મહીનાઓ ગુજરવા છતાંબી જો તે કપડાં અને બીછાનાં ખુલ્લી હવાથી બંધ રાખ્યાં હોય તો તેજ ઉડતા રોગને પાછો ફેલાવે છે."

સફે ૩૫૧:—"ઉડતા રોગનાં ભોગ થયલાં માણસની બરદાસ્ત કરવાને જે માણસ રહે તેનાં કપડાં વટીક લોકો ધારે છે તેનાં કરતાં વધારે લાંબો વખ્ત સુધી પેલાનાં રોગી સૂક્ષ્મો પોતામાં રાખે છે. એવાં ઘણાં થોડા જણ હશે કે જેઓ આ વાત ઉપર વાંધો લેશે કે ઘણી વખતે ઉડતા રોગથી બીમાર થયલાં માણસની દવા કરવા આવેલા દાકતર અને તેની ચાકરીમાં રહેલાં માણસોનાં કપડાંની મારફતે ઉડતા રોગો ફેલાયલા છે."

સફે ૩૬૦:—"બીછાનાંની ચીજો, પીછાં, ઉન અથવા પશમ, પોશાકનાં કપડાં ઇત્યાદિ જેઓએ રોગી હવા ચુસેલી હોય તેઓ તે ઉડતા રોગોને કોઇબી ઘણા દૂરનાં ભાગો સુધી ફેલાવે છે. મુરડાંનાં વહાડકાપ કરવાનાં ઓરડામાંનાં કપડાંઓએ જે પ્રાણી વસ્તુમાંનાં કોહતાં સૂક્ષ્મો અથવા ખરાબ હવા ચુસી હોય તે ઘણા મહિના પછીબી માલૂમ પડે છે, જો તે કપડાંને ખરાબ હવા ચુસવા પછી તુર્તજ કોઈ બંધ્યાર જગામાં મુકવામાં આવ્યાં હોય તો. વાસ્તે એવી વસ્તુઓને ધોવાની તથા ખુલ્લી હવાના આવજાવની જગામાં વખાતી રાખવાની અને બીજી રીતોથી ચોખ્ખી કરવાની અગત્ય પુરતી રીતે દેખઇતી છે."

૨૦૩. કોપલેન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીસીન' સફે ૩૫૯:—"ઉડતા રોગની અસર તલે આવેલાં માણસોને રેહવાની જગાઓને સાફ કરવી, તે ઠેકાણે ધુપ કરવી, વગેરે બીજી રોગોને દૂર કરનારી ક્રિયાઓ કરવી જોઇએ. અને જે ઘરમાં ઉડતો રોગ માલૂમ પડે તે ઘર તથા તેની આસપાસનાં ઘરો અને જગાઓ સાથનો સંબંધ તદન બંધ કરવો અથવા ત્યાં જવાનાં ચોકસ અટકાવો રાખવા."

સફે ૩૬૦:—"પુરાતન જમાનામાં કપુર, લોબાંન, મુર (અગર ?), દામર, અને......ચીજોની ધુપ કરવાથી અને બીજી પુસ્કલ ખુશબોદાર સુગંધી અને તેજી આપનારી જડી–બુટીઓની મદદથી જે ફાયદાઓ મેલવવામાં આવતા હતા તે અનેક સંજોગોને લીધે હતા. તેઓને વાપડવાથી જે લોકો તેઓને વાપડતા હતા તેઓને વિશ્વાસથી કરીને હિંમત આવતી હતી એટલુંજ નહીં પણ તેઓ ઉડતા રોગનાં સૂક્ષ્મોની અસરને કેટલેક દરજ્જે નબલી પાડતા હતા. તેઓમાંથી અને બીજી

વલી એજ જગાએ કહે છે કે જો તે ચીજો લાસની અગાઉ લેઇ જવાનું અને તો તેમ લેઇ જવી, અને લાસને રહેવા દઇને પાછળથી લઇ જવી અને જો લાસ પેહેલાં લઇ જવાનું અને તો તેને લેઇ જઇને એ ચીજો રહેવા દેવી અને પાછળથી લેઇ જવી. એ ઉપરથી ઠરે છે કે તે ચીજોને લાસની સાથે લેઇ જવાય નહીં એને કાંઇ એક મલતોજ આજેબી આપણામાં એક રેવાજ છે કે જો કોઇ ઓરત સુવાવડી અથવા એવીજ બીજી હાલતમાં ગુજરે છે તો તેનાં કપડાં વગેરે સામાન જુદો લેઇ જાય છે. કેટલાએકો તો કપડાં વગેરેને દટાવે છે અને કેટલાએકો ઢેડા ભંગીયાઓને આપી દે છે. તો પણ તે કપડાં વગેરેને મરનારની લાસ સાથે લેઇ જતા નથી.

### અનાજ, ઘી, તેલ, શરાબ, વગેરે ભરી રાખવાનાં મોહોટાં વાસણોને લાસનાં નસા લાગે તે વિષે.

પકાવા ખાવાનાં સાધારણ વાસણો જે માણસોનાં દરરોજનાં વપડાસમાં આવતાં હોય તેઓ જો લાસનાં સંબંધમાં આવે તો તેઓને સાફ કરવાની બાબત ઉપર આવી છે. પણ જે વાસણો દરરોજનાં વપડાસનાં અને ખાવા-પીવાનાં નહીં હોય પણ વખારમાં ખાનાપીનાની કાચી વસ્તુઓ ભરી રાખવાનાં કામમાં આવતાં હોય, જેવાં કે અનાજ ભરવાનાં મોહટાં કોઠારો તથા કોઠીઓ અને બરણીઓ, ઘી, તેલ, ભરવાની બરણીઓ, શરાબ ભર-વાનાં ખુમો, વગેરે, તેઓ જો લાસનાં સંબંધમાં આવે તો તેઓને ચોખ્ખાં કરવાનું અવસ્તામાંથી મલતું નથી, પણ અવસ્તાની શરેહોમાંથી તથા બીજી

---

તેજી આપનારી અને સુગંધી વસ્તુઓમાંથી નીકલતી ધુપ ઘણી વખતે નેસોમાંથી નિકલતી રોગી હવાઓથી જે અસર થતી હતી, તેને દૂર કરતી હતી. કારણકે તેઓથી જે તબીયતનું મંદ થવું ઉત્પન્ન થાય તેનો તેઓ અટકાવ કરતી હતી."

ડોકટર સ્મીથની 'ડીસઇનફેકટન્ટસ એંડ ડીસઇનફેકશન' સફે ૧૨:—"આતશ સાફ કરનાર તરીકે ઘણીએક રીતે વાપડવામાં આવતો હતો, ખુશબોઇઓ, ફુલો, તેમજ સરકો અને બીજી તરેહતરેહવાર ખુશબોદાર ચીજો સાથે આતશબી પુરાતન જમાનામાં મરકીની વખતે શેહેર માંહેલી હવાને સાફ કરવાનાં અને તેને ફરીથી તાજી કરવાના ઉપાય તરીકે વાપડવામાં આવતો હતો."

"સફાઇ કરવાના એક મોહોટા ઉપાય તરીકે આતશ મુખ્ય દરજ્જો લેવાને લાયક છે અને તે પ્રમાણે હમેશાં તેને તે દરજ્જો આપવામાં આવેલો છે. એથી કરીને આતશથી ચોખ્ખું કરવાનો અર્થ જેમ આગલા વખતમાં જાણવામાં આવ્યો હતો તેમ હાલમાંબી કરી શકાય. તે એ કે મનની તેમજ શરીરની મોહોટામાં મોહોટી બગડેલી હાલતને સુધારનાર."

રોબર્ટની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૮૪:—"વલી ઉડતા રોગનાં તત્વો વારે-ઘડીએ કપડાંની વસ્તુઓમાં ભરાઇ રહે છે તેમાં મુખ્ય કરીને ઉનનાં કપડાં, રેશમી અથવા રૂનાં કપડાં, બીછાનાં અને ઓઢણાં, તલાઇ, ગોદડાં, બાલનાં કપડાં, અને બીજી ઘણીએક એવી વસ્તુ-ઓમાં, અને એ પ્રમાણે તેઓનો ફેલાવો થાય છે."

"વારેઘડીએ તે ઘરનાં અસબાબ તથા રાચરચીલાંમાં અથવા માળ્યાનાં થડમાં અથવા ઓરડા-ઓની દેવાલોમાં ભરાઇ રહે છે. અને એ પ્રમાણે ઘણી મુદત પછીબી તે ઉડતો રોગ પાછો ઉડે છે, જો તે ઘરનો સામાન તથા ઓરડા વગેરે બરાબર રીતે સાફ કીધા નહીં હોય તો."

કેતાબોમાંથી મલે છે, તેઓનું ઘણુંખરૂં મત એવું માલુમ પડે છે કે તે મોહોટા હાગીનાંઓને રદ કરવાની જરૂર નથી તેથી તેઓએ તેના કેટલાએક ઉપાયો બતાવેલા છે, જેમકે એક મોહોટા ખુમમાં શરાબ ભરેલો હોય તે ખુમને બાહેરથી નસો લાગે તોબી તે માંહેલો શરાબ પાક ગણ્યો છે.[૨૦૪] પણ જો શરાબની અંદર નસો પડે અને તે નસો ખુમને નહીં લાગો હોય તો શરાબને રીમન ગણ્યો છે અને ખુમને રીમન ગણ્યું નથી. કેટલાએકોએ એ ખુમ તથા શરાબ બંધેને રીમન ગણ્યા છે.[૨૦૫] જો બરણીમાં ઘી, અથવા તેલ ભરેલું હોય અને તે તેમાંથી તવાઇને બાહેર ફુટી નિકળતું હોય તેવાં વાસણને નસા લાગે તો તેને વાપડવાથી રદ કરવા લખે છે.[૨૦૬] જો અનાજ ભરેલી કોઠીને બાહેરથી નસો લાગે તો કોઠીને રીમન ગણીને અનાજને પાક ગણ્યો છે. પણ જો અનાજમાં નસો પડે અને કોઠીને નહીં લાગે તો જેટલી જગાએ નસો પડયો હોય તેટલી જગાએથી અનાજ કહાડીને રદ કરવા કહેલો છે. પણ જો કોઠીને તથા તેમાં ભરેલી વસ્તુને બંધેને નસો લાગે તો તે વાસણ રદ કરવા કહ્યું છે.[૨૦૭]

---

૨૦૪. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"જો ખુમની બાહેરથી તેને નસો લાગો હોય અને તે ખુમની અંદર શરાબ હોય તો તે શરાબ પાક છે.

૨૦૫. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"જો ખુમમાં શરાબ હોય અને તેમાં મરણ પામે અને જો તેનો કોઇ બાલ અથવા ગોસ્તનો કકડો જરાબી ખુમને નહીં લાગો હોય તો તે શરાબ રીમન છે, ખુમ રીમન નથી.........જો ખુમમાં શરાબ હોય તેમાં લાસના ગોસ્તનો કકડો પડે તો તે બંધે કામમાં નહીં આવે અને રીમન થાય છે. કેમકે 'પતવંદાક'? (સંયોગ?) કરે છે."

સ્પીગલ પહેલવી વં૦ ૬. ફ૦ ૯ ની શરેહ:—"જો શરાબનાં ખુમમાં મરણ પામે તો તે ખુમ કામમાં નહીં આવે અને (તેમાંનો દારૂ એ પ્રમાણે થાય કે જેમ એક ખાવાનું (નસાથી) ત્રણ કદમની અંદર હોય તેમ (કે જે રદ કરવા જોગ છે). જો શરાબમાં મરણ પામે અને જો તેની કાંઇ ચીજ ખુમને નહીં લાગી હોય તો (શરાબ કહાડી નાંખીને) ખુમ જંગલનાં કામમાં (રીમન ચીજો મુકવામાં) વાપડી શકાય."

૨૦૬. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"જો ખુમમાં ઘી ભરેલું હોય અને તેને બાહેરથી નસો લાગે અથવા જો અંદરથી લાગે તો કારણકે ઘી બાહેર આવીને પાછું અંદર જાય છે એટલા માટે ખુમ તથા ઘી બંધે રીમન છે. તેઓને જંગલમાં લઇ જવાં. તેમાં કાંઈ ચીજ મુકવી નહીં ઘટે."

૨૦૭. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭:—"અને જો તે (ખુમ)-માં અનાજ હોય (અને તેને બાહેરથી નસો લાગે) તો ખુમ રીમન છે અને અનાજ પાક છે. અને જો ખુમની અંદર (નસો પડયો) હોય અને ખુમને નહીં લાગ્યો હોય (પણ ખુમમાં અનાજ, ઇત્યાદિને લાગ્યો હોય) તો જેટલી જગાએ નસો લાગે તેટલી જગાએથી અનાજને સાફ કરી કહાડવો. લાસનાં ગોસ્તનો કકડો લાગ્યો હોય તેટલાનેજ સાફ કરી કહાડવો અને તે મુએલાંનાં ગોસ્તની રસી જુદી લેઇ જવી અને જુદી નાંખવી. અને જો બાલ અથવા નસા ખુમને લાગેલા હોય તો ખુમ રીમન છે. પણ જંગલમાં ઘટે (એટલે તદન ભાંજી નાંખવું નહીં પણ અડકાયલાં કામમાં વાપડવું)."

એ સઘલી બાબતો ધ્યાંનમાં લેતાં માલૂમ પડે છે કે જેટલા ભાગથી નુકસાન થવાનો સંભવ હોય તેટલાનેજ વપડાશથી દૂર કરવાને કહેલું છે. એક ભાગને થકી આખાં વાસણ અથવા જથ્થાને રદ કરવાની જરૂર ગણી નથી, તોપણ, અલબત્તે, જેમ વધારે સાહુચેતીને ખાતર તે વાસણોને અથવા તે માંહેલી ચીજોને વધારે સાફ કીધી હોય અથવા અલગ કીધી હોય તેમ વધારે સારૂં, એમ આપણે આપણાં ધર્મના અતિશય સાહુચેતીનાં કાનુનને આધારે તથા કાબેલ ડાક્ટરોનાં કહેવાને આધારે કહી શકીશું.[૨૦૮]

ઘરના કોઇ ભાગને લાસનો નસો લાગે તે વિષે.

ઘરની જમીન અથવા માળ્યો અથવા અગાસી, છજ્યાં, છાપડાં અથવા બારી બારણાં, દાદર, દીવાલ, ફરસબંધી, જાલ્યાં, વગેરેને લાસનો નસો લાગે તો તેને કેમ ચોખ્ખાં અથવા સાફ કરવાં તે વિષે અવસ્તામાંથી કાંઇ લખાણ મલતું નથી, પણ તેની ખુટ વંદીદાદની શરેહ કરનારાઓ તથા પાછલી કેતાબો પુરી પાડે છે.

જો એક તખ્ત અથવા ઘોલ્યો અથવા એવુંજ કાંઇ બીજું રાચ-રચીલું હોય અને તેના પૈયા જમીન સાથે લાગેલા નહીં હોય તેને જો લાસના નસાનો કોઇ ભાગ લાગે તો તે ઘરની જમીન રીમન ગણી નથી.[૨૦૯]

---

૨૦૮. રોબર્ટની 'થીયરી એન્ડ પ્રેકતીસ ઓફ મેડીસીન.' સફે ૮૪:—"વારેઘડીએ તે ઘરનાં અસબાબ, તથા રાચરચીલાંનાં અથવા માળ્યાના થડમાં, અથવા ઓરડાઓની દેવાલોમાં ભરાઇ રહે છે અને એ પ્રમાણે ઘણી મુદત પછીબી તે ઉડતો રોગ પાછો ઉડે છે જો તે ઘરનો સામાન અથવા ઓરડા વગેરે બરાબર રીતે સાફ કીધા નહીં હોય તો."

૨૦૯. દ૦ પે૦ બે૦ સં૦ ન૦ ૧ સફે ૫:—"જો એક તખ્ત કે જેનાં પૈયા જમીન સાથે લાગેલા નહીં હોય (તે ઉપર મરણ પામે) અને તે તખ્ત ઉપર તેનો કોઇ બાલ અથવા અવયવ રહ્યો હોય તો, (રીમની) નીચે (જમીનમાં) જતી નથી."

સ્પીગલ પેહેલવી વં૦ ૬. ૫૦ ૯ ની શરેહ:—"જો કોઈ લાકડાંની ચીજ (જેવી કે ઘોલ્યા, બાઝત, વગેરે)પર મરણ પામે અને જો 'માદેવર' (?) એક ચોક્કસ જાતનું લાકડાંનું રાચરચીલું જેનો જમીન સાથે પાધરો સંબંધ થતો હતો ?)પર મરણ પામે તો જમીન રીમન છે. જો તેપર મરણ પામે કે જેથી તે (જમીન) છુટી (?) હોય તો જમીન ચોખ્ખી છે. જો 'દોજાનુ' (?) (એક ચોક્કસ જાતનું લાકડાનું રાચરચીલું જેનો જમીન સાથે પાધરો સંબંધ થતો હતો અને કોઇ વખતે નહીંબી થતો હતો ?)પર મરણ પામે જેથી તે (જમીન) છુટી (?) હોય તો જમીન ચોખ્ખી છે. જો 'દોષાનેહ' (?) (એક ચોક્કસ જાતનું લાકડાંનું રાચરચીલું જેનો જમીન સાથે પાધરો સંબંધ કોઇ વખતે થતો હતો ને કોઈ વખતે નહીં થતો હતો ?)પર મરણ પામે અને જો (તેનાં શરીરની) કાંઇ ચીજ પૈયાને લાગી નહીં હોય તો જમીન ચોખ્ખી છે, જો કાંઈ ચીજ પૈયાને લાગી હોય પણ પૈયા જમીનને લાગેલા નહીં હોય તો જમીન ચોખ્ખી છે. જો કોઇ ચીજ પૈયાને લાગી હોય અને પૈયા જમીનને લાગેલા હોય તો જમીન રીમન છે. જેમ મારને વિષે છે (કે જો લાસને લાગેલું લાકડું જમીનથી અલગ હોય તો જમીનને રીમન ગણવી નહીં. તેમજ (ઘોલ્યા વગેરેનુંબી જાણવું')."

પે૦ દ૦ પે૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧:—"અગરજો કોઇ તખ્ત (ઘોલ્યો, કોચ, બાસતી, ઇત્યાદિ) ઉપર ગુજરી જાય અને તે તખ્તને પૈયા હોય અને તે ગુજરનારનો કોઈબી બાલ અથવા

પણ જો જે ઠેકાણે લાસને કષમાં મુકી હોય તે ઠેકાણે તેમાંની કાંઇબી મવાહી વસ્તુ જમીનમાં પચે તો તે લાસને કાયદા પ્રમાણે ક્રિયા કરીને ગેહાન પર મુકીને લેઇ જાય ત્યારે જેટલે સુધી તે મવાહી જમીનમાં પચી હોય તેટલી જમીનનું મહોડું ખોડીને તેની ગાંસડી બાંધીને લેઇ જવી અને જંગલમાં કોઇનાં સંબંધમાં નહીં આવે તેમ તેને દૂર કરવું અને પેલી ઘરમાંની જમીનને એક વર્ષ લગી રીમન ગણીને અલગ રાખવી.[૨૧૦]—છોંયનો કોબો કીધેલી અથવા પાકી ઇંટની ફરસબંદી કીધેલી જગા ઉપર કોઇ મરણ પામે તો તે છોંય તેમજ ઇંટોને રીમન કહી છે. જો તે છોંય અથવા ઇંટોને ઉખેડી કહાડે અને બીજો નવો થર તેને બદલે નાખે તો તે જમીન પાક ગણી છે.[૨૧૧] જો એક પથ્થર ઉપર કોઇ મરણ પામે અને તે પથ્થર જમીનમાં જડી લીધેલો હોય અને જો તે પથ્થર અને તેની નીચેની જમીન એમનાં

---

અવયવ તે તખ્તની ઉપરજ હોય અને કોઇબી પૈયાને લાગેલો નહીં હોય તો રીમની જમીન ઉપર ઉતરતી નથી, પણ જો પૈયાને લાગું હોય તો રીમની નીચે ઉતરે છે."

દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૩ સફે ૨૬૩; બે૦ નં૦ ૨ સફે ૩૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪:—"અને જો લાકડાંનાં તખ્તા ઉપર તનથી જાન જુદો થાય અને જો તે તખ્તાને પૈયા હોય એવી રીતે કે મરનારનો કોઇબી ભાગ કોઇબી પૈયાને લાગેલો નહીં હોય તો રીમની જમીનમાં ઉતરતી નથી. પણ જો તખ્તાને પૈયા નહીં હોય અથવા મરનારનો કોઇબી ભાગ પૈયાની ઉપર હોય તો રીમની જમીનમાં દાખલ થાય છે."

૨૧૦. બે૦ નં૦ ૩ સફે ૨૭:—"કોઇ મરણ પામે તેને 'કષ'માં મુકયું હોય તેની લાસમાંથી કાંઇ પ્રવાહી જમીનમાં મલે તે વિષે શું હોકમ છે?—જવાબ—પ્રથમ ને લાસને સગદીદ કરી ગેહ સારીને બીજીવાર સગદીદ કીધા પછી નસાસાલારોએ તેને ગેહાનપર મુકવી. પછી તે મવાહી સાથે મલેલી જમીનને લોહડાં અથવા ધાતુનાં ઓજારથી જ્યાં લગી તે પ્રવાહી પોહોંચી હોય ત્યાં લગી ખોડવી. પછી તે ખોડેલાં મટોડાંને બેવડાં કપડાંમાં મજબુત બાંધીને ગેહાન સાથે બાંધીને લઇ જવું...... અને જેટલી જગાએ લાસની પ્રવાહી લાગી હોય તેટલી જગાને એક વર્ષ લગી રીમન ગણવી."

૨૧૧. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૫:—"જો છોંયની કોબો કીધેલી જગ્યા ઉપર મરણ પામે તો તે છોંય રીમન છે. જો તે છોંયને ઉખેડી કહાડે અને બીજો થર નાંખે તો (તે જમીન) પાક છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧:—"જો કોઇ છોંયની કોબો કીધેલી જમીન ઉપર ગુજરી જાય એવી રીતે કે લાસનો ખુલ્લો ભાગ છોંયને લાગે તો તે છોંયની જમીન રીમન છે. જો છોંયને ઉખેડી કહાડે અને જો રપીથ્વન જમીનની નીચે હોય તો તે જમીન નવ દહાડે પાક થાય. અને જો જમીનની ઉપર હોય તો ત્રીસ દહાડે પાક થાય."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭; જુ૦ મો૦ ૨૦ સફે ૩૨; દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૩૪:—"પાકી ઇંટનાં બાંધેલાં ઘરની ઉપર લાસ પડી હોય તો તે લાસની બરોબર તેટલીજ જગાએ આસપાસથી ઈંટ અથવા છોંય ઉખેડી નાંખવી. પછી ઘર એક મહીને પાક ગણવું."

"ભોંયતળીયે મુકેલી લાસ વિષે જો ભોંયતળ્યું પાકી ઇંટનું હોય તો લાસનાં શરીર જેટલો (બધો ?) નસો નીચે લેઇ જવો પછી લાસની ગરદન આગલથી તેર ઇંટો ઉખેડી કાહાડવી. બાકી એક વર્ષે પાક થાય છે."

એમ રહેવા દીયે તો એક વર્ષે તે બંધે પાક ગણાય. પણ જો તે પથ્થરને તુરત ખોડી કહાડે તો ફક્ત તે પથ્થર રીમન છે, અને તેને ઉપર ખનિજ પદાર્થોની બાબતમાં જણાવ્યા પ્રમાણે ધોઇ લેવો. જો એક મોહોટી લાજી જમીનમાં જડેલી હોય તેનો થોડોએક ભાગ બહાર હોય અને તેને લાસ લાગે તો લાજીનાં જેટલા ભાગને લાસ લાગે તેટલો ભાગજ રીમન ગણ્યો છે; જો તેને એમની એમ રહેવા દીયે તો તે તથા તેની નીચેની જમીન એક વર્ષે પાક થાય છે. જો તે ઉખેડી કહાડે તો ઉપર કહ્યા પ્રમાણે ધોઇ લેવી કે તે પાક છે. તેજ પ્રમાણે જે પથ્થર જમીનમાં જડેલો નહીં હોય તેને લાસ લાગે તો માત્ર તે આખા પથ્થરનેજ ઉપર કહ્યા પ્રમાણે ધોઇ લેવો.[૨૧૨]

---

૬૦ સો૦ ૨૦ મુ૦ રી૦ નં૦ ૩ સફે ૨૬૩; બે૦ નં૦ ૨ સફે ૩૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪:—"અને જો છાંયનો કોબો કીધેલી જમીન ઉપર કોઇ ગુજરી જાય અને લાસનો કોઇ ખુલ્લો ભાગ છાંયને લાગે તો તે છાંયને ઉખેડી નાંખવી. અને જો રપીથ્વન હાજર હોય એટલે કે જમીનની ઉપર (ગરમીની મોસમ) હોય તો ત્રીસ રાત ગુજર્યા પછી જમીનને ધોવી કે તે પાક છે. તે છાંય ઢાંકેલી હોય તો તમામ ઉખેડી કહાડવી અને જો રપીથ્વન જમીનની નીચે (સરદીની મોસમ) હોય તો નવ રાત ગુજર્યા પછી ધોવાથી પાક થાય છે. તોપણ છાંયને તો ઉખેડી કહાડવી જોઇએ."

૨૧૨. ૬૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૫:—"જો એક પથ્થર ઉપર મરણ પામે અને તે પથ્થર જમીનમાં જડી લીધેલો હોય તો તે પથ્થર અને તેની નીચેની જમીન એક વર્ષે પાક થાય છે. પણ જો તે પથ્થર ખોડી કહાડે તો ફક્ત તે પથ્થર રીમન છે. તેજ વખ્તે તેને (કાયદા પ્રમાણે) ધોઇ લેવો. જો એક પથ્થર જમીનમાં થોડો જડેલો અને થોડો છુટો હોય તે ઉપર મરણ પામે તો તે પથ્થરની જેટલી જગાએ નસો લાગો હોય તેટલો તે રીમન છે. જો તેને એમનો એમ રહેવા દીયે તો એક વર્ષની મુદતે જમીન સાથે પાક થાય. જો ખોડી કહાડે તો તે પથ્થર આખો રીમન ગણવો અને તેજ વખ્તે (કાયદા પ્રમાણે) ધોવો. જો પથ્થર જમીન સાથે જડેલો નહીં હોય તો જમીનની ઉપરનો આખો પથ્થરજ ધોવો."

સ્પીગલ પેહલવી વં૦ ૬. ફ૦ ૯ ની શરેહ:—"જે કાંઇકે 'અવા જમી યક કરદેહ' (એટલે જેમાં રીમન ચીજ સાથે તેની નીચેની જમીનમાં પાણી લગી નીચે રીમની ઉતરી શકે તે) હોય તે ઉપર જો મરણ પામે તો તે જમીન અને (જેપર મરણ પામે) તે ચીજ (ના કેટલોએક ભાગ ?)ને રીમન કરે. જે કાંઇ કે 'જુદા કરદેહ [૫ ચીજે ખેશ]' (એટલે કે ચીજની જેટલી જગાને નસા લાગે તે ચીજજ રીમન ગણાય તે) હોય તે (જમીન)ને (રીમન) નહીં કરે. પણ ઈંટ, ધુળ, અને રેતીને એ રીતે (બેઉ રીતે) જાણવામાં આવે છે. એજ પ્રમાણે રાખનો ભુકો, પથ્થરનો ભુકો, છાંયનો ભુકો, મટોડાંનો ભુકો, અથવા કરેલ (અથવા પથ્થરનાં આટા ?) નો ભુકો, વગેરે એક બીજા સાથે એટલે 'જુદા કરદેહ ૫ ચીજ ખેશ'ની અને 'અવા જમી યક કરદેહ'ની ગણે છે. પથ્થરની અને છાંયની વસ્તુ 'જુદા કરદેહ' છે તેને અફરગે 'યક કરદેહ' ગણવા કહ્યું છે. ગોગોશસ્પે કહ્યું છે કે તેટલી જગાના પથ્થરને જો રહેવા દીયે તો તે જમીન સાથે તેની મુદતનાં પ્રમાણ મુજબ (જ્યારે જમીન એક વર્ષે પાક થાય ત્યારે વગર ધોવે) પાક થઇ રહે, જો તેને ખોડી કહાડીને ધોઇ લાયે તો તેજ વખ્તે પાક થાય, જો ખોડી કહાડે પણ ધોય નહીં તો હરગેજ પાક નહીં થાય."

૬૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૯:—"ઇંટ, મટોડું, અને ચુનો (?) '૫ ચીજે ખેશ જુદા કરદેહ'ની અને 'અવા જમી યક કરદેહ'ની છે. '૫ ચીજે ખેશ જુદા કરદેહ' તે એ કે તેને જેટલી જગાએ નસો લાગે તેટલો ભાગજ રીમન ગણાય તે 'અવા જમી યક કરદેહ' તે એ કે પાણી સુધી રીમની નીચે લઇ જાય. છાણાં, રાખ, (પથ્થરનો ?) આટો, અને બીજી ચીજનો ભુકો '૫ ચીજે ખેશ યક કરદેહ' અને 'અવા જમી

જે જમીન ઉપર કપડું બીછાવીને મરનારને મુકયું હોય તે કપડાંની બાહેર જો લાસનો કોઇ ભાગ પડે તો તેટલી જગા રીમન ગણી છે. તેટલી જગા ઉપર પાણી નાખ્યે અને તેનો ભીંનાશ જ્યાં લગી નીચે પોહોંચે ત્યાં લગી-નું તેટલું મટોડું રીમન ગણ્યું છે.[213] પણ તેને કેમ સાફ કરવું તે વિષે કાંઇ કહ્યું નથી. ઉપલી પથ્થર જડેલી જગાના દાખલા ઉપરથી કહી શકાય કે જો તેટલું મટોડું ખોડી કહાડીને દૂર કરે અને તે ખાડો પુરી લીયે તો તે જમીન પાક ગણાય. પણ જો તેમ નહીં કરે તો તે જમીનને એક વર્ષ સુધી પડતર રહેવા દેવી ત્યાર પછી તે પાક છે (વં ૬.૧૬૦ ૧). જમીન ઉપર પાણી નામીને તેની તપાસ કરવા કહી છે તેની મતલબ એ કે જમીન સખ્ત છે કે નરમ તે માલૂમ પડી આવે. નરમ મીટીની અથવા કાંકરી અથવા રેતીની જમીનમાં એક જગાએ પાણી નાખ્યે તો તેજ જગાની નીચે તે પાણી ઉતરી જાય છે અને આસપાસ અથવા આગળ રેલો ચાલતો નથી, પણ પથ્થરની અથવા બીજી સખ્ત ખડકની કે ચીકની મટોડીની જમીન ઉપર

---

જુદા કરદેહ' છે, 'પ ચીજે ખેશ યક કરદેહ' તે એ કે જો તેને નસો લાગે તો તે તમામ રીમન, 'અવા જમી જુદા કરદેહ' તે એ કે જો તેને નસો લાગે તો જમીનને રીમન નહીં કરે.'

બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૪; પે૦ ૬૦ મે૦ ૨૦ લા૦ નં૦ ૪૨ સર્દ ૨૧૧:—"અને કોઇ શખ્સ પથ્થરની લાદી ઉપર મરણ પામે અને જો તે પથ્થર ફરસબંદીથી જમીન ઉપર જડી લીધો હોય તો તે પથ્થર એક વર્ષે પાક થાય. પણ જો તે પથ્થરને ઉખેડી કહાડે અને જેમ ફરમાવેલું છે તેમ છ-વાર નીરંગ, ખાક અને પાણીથી ધોય તો તે પાક થાય. અને જો પથ્થર ઘણોજ મોહોટો હોય અને જમીનમાં જડી લીધો હોય અને તે ઉપર જો કોઇ શખ્સ મરણ પામે તો જેટલા ભાગ ઉપર લાસ પડી હોય તેટલો ભાગ રીમન થાય અને તે એક વર્ષે પાક થાય. પણ જો તેને જમીનમાંથી ઉખેડી કહાડે તોબી તે રીમન છે. તેને (ઉપર કહ્યા પ્રમાણે) ધોય તો પાક થાય. અગરજો એક મોહોટો પથ્થર જમીન ઉપર જડયા વગરનો હોય અને તેની ઉપર કોઈ શખસ મરણ પામે તો તે પથ્થરબી રીમન છે. તેને (ઉપર કહ્યા પ્રમાણે) ધોવો જોઇએ."

૬૦ સો૦ ૨૦ મુ૦ રી૦ નં૦ ૩ સર્દ ૨૬૩; બે૦ નં૦ ૨ સર્દ ૩૪; બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૪:—"અને જો કોઇ શખ્સ પથ્થરની સલ ઉપર ગુજરી જાય અને તેની ખુલ્લી લાસ પથ્થરને લાગી હોય અને જો તે પથ્થર ફરસબંદીમાં જડી લીધેલો હોય તો લાસના વીસ્તાર જેટલો તે પથ્થરનો ભાગ રીમન થાય તે એક વર્ષે પાક થાય. જો તે પથ્થરને જમીનમાંથી ઉખેડી કહાડે તો જેટલો તે હોય તેટલો તે રીમન છે. તેને ધોઈ નાંખે તો તે પાક થાય. અને જે પથ્થરની સલ ઉપર મરી જાય અને તેને નસાનો ખુલ્લો ભાગ લાગે તે નસાવાળો પથ્થર જોકે જમીનથી જુદો હોય (જમીનથી જડી લીધેલો નહીં હોય) તોબી તે પથ્થર રીમન થાય છે. જેમ તે વિષે ફરમાવ્યું છે તેમ તેને ધોવો જોઇએ."

૨૧૩. ૬૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સર્દ ૪; પે૦ ૬૦ મે૦ ૨૦ લા૦ નં૦ ૪૨ સર્દ ૨૧૧: બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૭:—"મેદીઓમાહનાં (શરેહ કીધેલા) વંદીદાદની પાંચમી પરગરદમાં એમ કહે છે કે જે જગાએ જાન જાય ત્યારે જો કપડાં ઉપર તે મરણ પામે અને તેનો બાલ અથવા કોઇ અવયવ તે બીછાનાંપરથી જમીનને જો કે આખો નહીં (લાગેલો)બી રહ્યો હોય તોબી એક-સરખી રીતે રીમની જમીનમાં પાણી નીચે જાય ત્યાં લગી પોંહોંચે છે."

બે૦ નં૦ ૨. સર્દ ૩૪; બ૦ કા૦ ૨. સર્દ ૧૭૪:—"(માળ અથવા છાપરાંથી ઢંકાયલી ઘરની) જમીનને (ગુજરેલાનો) બાલ, અથવા હાથ અથવા કોઇ અવયવ ખુલ્લો લાગે તો જેટલો તે નસો

પાણી રેડયે તો તે ત્યાંને ત્યાંજ ઉતરતું નથી પણ આસપાસ ફેલાય છે અથવા રેલો ચાલે છે. તે ઉપરથી જમીન સખ્ત છે કે નરમ તે માલૂમ પડી આવે છે. જેટલે દરજ્જે વધતી અથવા ઓછી જમીન નરમ હોય છે તેટલે દરજ્જે તેમાં વધતું અથવા ઓછું પાણી સમાઇને તે તર થાય છે. તર થઇ રહેવા પછી વધારે પાણી પડે તો તે ત્યાંને ત્યાં રહેતું નથી પણ આસપાસ ફેલાઇને અથવા રેલો ચાલીને નીકળી જાય છે. હવે જમીનમાં જેટલું વધારે અથવા ઓછું નીતરૂં અથવા ગદલું પાણી ચુસવાની શકિત[૨૧૪] હોય તેનાં પ્રમાણ પ્રમાણે તેટલોજ લાસના સૂક્ષ્મો ચુસવાની આ શકિત સમજીને તેટલે લગીની જમીનને રીમન ગણેલી લાગે છે.—જો લાસનો કોઇ ભાગ માળ્યાના ઉપલા થર તથા દાદર બંધેને લાગે તો જેટલા ભાગને લાગે તેટલો ભાગ તેનાં હેઠ સુધાં રીમન ગણ્યો છે. તે જગાએથી ત્રીસ કદમ અને ત્રણ પગલાંના તફાવતની અંદર યઓઝદાગ્રગરીમાં વપડાતી ચોખ્ખી વસ્તુઓ લેઇ જવાની મના કીધી છે.[૨૧૫] પણ જો માળ્યાના થરનેજ લાગી હોય અને દાદરઆરીને લાગી નહીં હોય તો માળ્યાનો ઉપરનો તેટલો ભાગજ રીમન છે, હેઠ રીમન નથી. જો તેને ખોડી કહાડીને નવો થર નાંખે તો તુરત વપડાય; નહીં તો એક વર્ષ એમનું એમ રહેવા દે તો ત્યાર પછી તે પાક ગણાય. માળ્યાનો થર કાચો અથવા પાકો હોય તે બંધેનું એકજ રીતે ગણવું. અગાસી,

---

હોય તેટલી જમીન પાણી પોહોંચે ત્યાં લગી રીમન થાય અને ઉપલી તરફથી છેક ઉપલા ભાગ સુધી રીમન થાય તે એક વર્ષે પાક થાય."

૨૧૪. બે૦ નં૦ ૩ સફે ૫; બ૦ કા૦ ૨૦ સફે ૪૭૫:—"બીજું એ કે (છાયામાં) જો નિર્મળ પાણી (અથવા પ્રવાહી) (સાધારણ) જમીનપર રેડયે તો એક વર્ષે નીચેનાં પાણીને મલી રહે (એટલે મીટીમાં ચુસાયલા [percolated] તેના સૂક્ષમો તેમાંથી તદન નિકલીને તે મીટી પાછી અસલ જેવી હતી તેવી થઇ રહે. જો ગદલું પાણી હોય તો એમ થવાને ત્રણ વર્ષ જોઇએ. જો નસાનું રીમન પાણી હોય તો નવ વર્ષ જોઇએ. સ્નાન કીધેલું અથવા પાદીઆબ કીધેલું હોય તો ત્રણ વર્ષ."

૨૧૫. દ૦ સો૦ ૩૦ મુ ફી૦ નં૦ ૧ સફે ૩૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"પણ જો માળ્યા ઉપર કોઈ મરી ગયું હોય તો લાસનાં તનને નીચે લેઈ જવું. જયાં સુધી પાણી પોહોંચે ત્યાં સુધી તે જગા રીમન. એક વર્ષ સુધી રીમન રહે છે. જો માળની અંદર વજાડયું હોય અને તે નસાની જગ્યા તે ઘરના વજાડયાં ઉપર હોય તો ઘર એક વર્ષ સુધી રીમન છે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—

"પાકી ઇંટના ઘરનાં છાપડાંની ગચી ઉપર નસો હોય તો તે નસાના વીસ્તાર જેટલી આસપાસથી ઇંટો અને છોય ઉખેડી કહાડવી. પછી ઘર એક મહીને પાક ગણાય."

"જો માળપર મુરદું હોય તો તેનાં શરીરનાં વીસ્તાર જેટલો ભાગ નીચે લેઈ જવો. અને ઘર એક વર્ષ લગી રીમન ગણવું."

"જો માળની અંદર વજાડયું હોય અને તે ઘરનાં વજાડયાંની જગામાં નસો હોય તો તે ઘર એક વર્ષ લગી રીમન છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૮:—"પાકી ઇંટનાં ભોંયતલયાં

ઝરૂખો, છાપરું, ઇત્યાદિ વિષેબી એમજ સમજવું.[૨૧૬] જો શેહેરની ભાગ-
ળના દરવાજાને લાસનો કોઇ ભાગ લાગે તો તે દરવાજાને તેના કામને સારૂં

ઉપર જો નસો હોય તો તેનાં વીસ્તાર જેટલી અને ત્યારપછી તેની આસપાસની બીજી તેર ઇંટો ઉખેડી કહાડવી. બાકીનું એક વર્ષે પાક થાય."

૨૧૬. દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૬; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૧; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪-૧૭૫:—"જો માળ ઉપર મરણ પામે અને જો તેનો કોઈ અવયવ અથવા બાલ માલ્યાને છેડે (દાદરબારીને લાગેલો) હોય તો જેટલું તેનું શરીર છે તેટલો માલ્યો પાણી પોહોંચે ત્યાં લગી (ની નીચેની જમીન સુધાં) રીમન છે. અને તે ઘરમાંની તમામ 'બરસમ' (યએઝદાગરીમાં વપડાતી ચોખ્ખી વસ્તુઓ) જે જગાએ કે રીમની જમીનમાં નીચે ઉતરે છે ત્યાંથી ત્રણ પાટલીપુરનાં ૩૦ કદમ લગી દૂર હોય તે 'બરસમ' રીમન નથી. પણ જો તેનો કોઇ બાલ અથવા અવયવ દાદરબારીને લાગો નહીં હોય તો (તેનાં શરીર જેટલો) માલ્યોજ રીમન છે."

"જો ઘરની ઉપર મરણ પામે તો જેટલું તેનું શરીર હોય તેટલો ભાગ પાણી નીચે જાય ત્યાં લગી (નીચેની જમીન સુધાં) રીમન છે. એક વર્ષ પછી તે ભાગ અને તેની નીચેની જમીન પાક થાય છે."

"બાંધેલા પુલને વિષેબી માલ્યા પ્રમાણેજ જાણવું."

"જો કાચા માલ્યા ઉપર મરણ પામે અને જો તેનો કોઈ અવયવ અથવા બાલ દાદરને (માલ્યાના પેઢીયાં)ને નહીં લાગો હોય તો રીમની નીચે ઉતરતી નથી (હેઠે રીમન ગણાતો નથી) પણ જો લાગે તો હેઠે ઉતરે છે (હેઠે રીમન ગણાય છે). જો બને તો માલ્યો કહાડીને બીજો થર નાખે તો પાક છે."

સ્પીગલ પહેલવી વં૦ ૬ ફ૦ ૯ ની શરેહ:—"જો માળપર મરણ પામે અને જો (તેના શરીરની) કાંઈ વસ્તુ તે ઇમારતનાં લાકડાંના ભામને નહીં લાગી હોય તો (માત્ર) તે માળજ છાપડાં લગી રીમન છે. 'તહીહ' (માળની જે સપાટી પર મરણ પામ્યાં હોય તે=ફા૦ ~ સપાટી, પડ)ની ઉપરનું છાપડું પાક છે. જો ઈમારતનાં લાકડાંના ભામને (તેનાં શરીરને) કાંઇ વસ્તુ લાગેલી હોય તો છાપડાં સુધાં માળ રીમન છે અને પાણી (નીચે જાય ત્યાં લગીની) હેઠની જમીનબી રીમન છે. 'તહીહ'નાં છાપડાં વિષે ખુલ્લું (જણાયલું) નથી. (પણ) જો વાંસના (માલ્યા) પર મરણ પામે તો બેહુ (માર અને છાપડું) રીમન કરે. 'જા' અને 'તહીહ' જે જગે (માળપર અથવા ભોંયતલ્યે) તે (નસો) પડી શકે (લાગેલો હોય) તેને 'જા' (=ફા૦ جا જમીન) કહેવી અને જે જગે (ભોંયતલ્યે કે માળપર) જાન જાય તે (ખંડ) 'તહીહ' કહેવું. કેટલાએકોનું મત એવું છે કે (માળપર મુએલાનો નસો ?) 'જા'ને રીમન કરતો નથી."

બે૦ નં૦ ૨. સફે ૩૪:—"ઘરબાર હોય તેમાં જે જગે નસો લાગો હોય તે જગે એક વર્ષની અંદર જાય તો એક તનાફુર ગુનાહ લાગે અને શરીર તથા કપડાં ધોવાં જોઇએ. જો તે જગે આતશ રોશન કરે તો એક તનાફુર ગુનાહ લાગે. જો તે જગે પાણી રાખે તો અથવા રેડે તો એક તનાફુર ગુનાહ લાગે. ઢાંકેલી જગામાં નસો મુકાયો હોય તો ઉનાલામાં ત્રીસ રાત સુધી અને શીયાલામાં નવ રાત સુધી એ પ્રમાણે અલગ રાખવું જોઇએ."

બે૦ નં૦ ૨. સફે ૩૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪:—"માલ્યાની નીચે માણસ અથવા કુતરૂં મરણ પામે તેનો બાલ અથવા બીજો હરેક ભાગ જમીનને લાગે તો તેટલી જમા પાણી જાય ત્યાં લગી રીમન છે. એક વર્ષ લગી તેની નીચે અને નસાની પાસે જવું નહીં, દૂર રહેવું, બરસમ (પાવ મેહેલની કોઇબી વસ્તુ) ત્રણ કદમની અંદરથી તેની પાસેથી લઇ જાય તો તે અવાવ થાય."

"જો કોઇ માળપર ખુલ્લો નસો લાગે પણ દીવાલથી અલગ હોય તો માળ રીમન છે. તેની રીમની હેઠને પોહોચતી નથી."

રહેવા દેવા કહ્યું છે. ભાગલના દરવાજામાં નહાનો દરવાજો હોય તેને જો લાસ લાગે તો કેટલાએકોનું મત છે કે તેને વાપડવો અને કેટલાએકો કહે છે કે રદ કરવો.[૨૧૭]–બીજા હરેક બારીબારણા વિષે ઘણાખરાઓ એક-મત છે કે તે રદ કરીને દસ્તાનખાનાં, નસાખાનાં, વગેરેમાં વાપડવાં.[૨૧૮] કેટલાંએક રવાયતવાલાઓ કહે છે કે તે રદ કરવાની જરૂર નથી.[૨૧૯] દીવાલને નસો લાગે તે જેટલા ભાગને લાગે તેટલો ભાગ પાણી પોંહોંચતાં લગી એક [વર્ષ]વેર રીમન ગણવો એમ કેટલીએક રવાયતોમાં કહે છે.[૨૨૦]

આ સઘલી જુદી જુદી વીગતો ઉપરથી માલૂમ પડે છે કે ઘરનાં ભાગો મધેથી જેટલા ભાગો લાકડાંનાં છે તેઓ જો સેહલાઇથી રદ કરી શકાય તો

---

બે૦ ન૦ ૨. સફે ૧૩૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"લાકડાંનાં ઘરપર ઇંટનો થર હોય તેપર જો કોઇ નસો લાગે તો તેનો શું હુકમ છે ?–જવાબ–જો નસો લાકડાંને લાગવાથી તે લાકડું આલુ-દેહ થયું હોય તો તે ઘર અને અસબાબ રીમન છે."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૪:–"અને જો છાપડાંપર મરણ પામે તેને જયાં લગી હેઠે ઉતારે ત્યાં લગી (તે રીમન), (નહીં તો) એક વર્ષ લગી રીમન."

૨૧૭. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૭:–"જે દરવાજાને નસો લાગે તે વિષે. શેહેર અને અને ગામની ભાગળ વિષે એકમત થયા છે કે તેને તેનાં કામને સારૂ રહેવા દેવી. ભાગળની બારી વિષે વિરૂદ્ધ મતના થયા છે. ગોગોશસ્પે કહ્યું છે કે તેને તેનાં ઠામમાં રાખવું કેમકે તે ચાલી શકે છે. અને સોસ્યોશે કહ્યું છે કે નહીં ચાલે."

૨૧૮. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૭:—"અને બીજાં બારણા વિષે એકમત થયા છે કે તે નહીં ચાલે. પોતાની વાપડવાની જગાનું બારણું દસ્તાનખાનાંમાં વાપડી શકાય. 'દખ્મ'નું (બારણું) કાંઇબી કામમાં નહીં વપડાય. શુભસ્થાનનું અશુભસ્થાને વપડાય."

બે૦ નં૦ ૩ સફે ૨૩:—"બારણાંને લાસ લાગે તો બારસાખ સુધાં ખોડીને તે રીમન છે માટે પરહેજવું."

૨૧૯. બે૦ નં૦ ૨ સફે ૧૮:—"સવાલ—નહાનું અથવા મોહોટું લાકડું હોય તેને કાંઇ પલીદ વસ્તુ લાગે તો તેટલી જગાને વાંસલાએ છોલી કહાડીયે તો બાકીનું પાક ગણાય કે નહીં ? જવાબ–દસ્તાન સીવાય જીવતાંઓનાં શરીરમાંનું જે કાંઇ હેહેર (રીમની) અને સગ અથવા માણસના નસા જેટલા ભાગને લાગું હોય તો તેને છોલી કહાડવા પછી ચાર મહીના અને દશ દહાડા રહેવા દઇને પછી ચોખ્ખું ગણવું."

દા૦ હો૦ ૨૦ સફે ૧૩૪; બે૦ નં૦ ૩ સફે ૧૫:–"નસાસાલાર લાસને લેઇ જતો હોય અને તેનું કપડું બારણાંને અથવા હરેક (ઘરનાં) લાકડાંને લાગે તો નાચારે તેને પાક ગણવું ધોવું નહીં. (નહીં અડકવું એવો સાહુચેતીનો હોકમ એટલા માટે આપ્યો છે) કે માણસો બેદરકાર નહીં થાય."

૨૨૦. બે૦ નં૦ ૨. સફે ૩૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૪:–"જો કોઇ શખ્સ કપડાપર મરણ પામે પણ તેનો કોઇ બાલ કે અવયવ દીવાલને લાગે તો તે કપડું રીમન છે અને તે દીવાલના જેટલા ભાગને નસો લાગે તેટલો ભાગ પાણી પોંહોચે ત્યાં લગી રીમન છે તે એક વર્ષે પાક થાય."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૫:–"જે કાંઇ (નસો) દીવાલ ઉપર હોય અને દીવાલ જો જમીનની સપાટી ઉપરથીજ ઉઠાવેલી હોય......અને કારણકે રીમની દેવાલના સપાટી ઉપરથી નીચે ઉતરે છે તેથી જેમ બીજી બાબતોમાં ચીજો ઓછી અથવા વધતી રીમન ગણેલી છે તે પ્રમાણે તે (દીવાલમાંની પથ્થર, ઇંટ, મટોડું વગેરે) ચીજોપર લાસ જેટલા ભાગને લાગે તેટલા ઉપર નસુશ ગાલેબ થાય છે.–અને બાંધેલા પુલનું માળ પ્રમાણે સમજવું."

રદ કરવા અને જો તેમ નહી બનતું હોય તો એક વર્ષ લગી પડતળ રાખીને પછીથી વપડાશમાં લેવા એવું કહ્યું છે. લાકડાં સીવાયના બીજા ભાગો જો ફાયદાસર ધોવાને અને તો ધોઇને કામમાં લેવાને કહ્યું છે નહીં તો એક વર્ષ લગી પડતળ રાખીને પછીથી વપડાશમાં લેવાની છુટ મુકી છે. એમ કરવામાં ઇંટ, મટોડું, છોં, પથ્થર અને લાકડું, એટલી ચીજો મધેથી જે વસ્તુમાં પ્રવાહી પદાર્થને વધારે ચુસવાની શકિત છે તેને જે પદાર્થોમાં ઓછી પ્રવાહી ચુસવાની શક્તિ છે તેનાં કરતાં વધારે રીમન થવાનો સંભવ ગણ્યો છે એમ સાફ માલૂમ પડે છે. અને એ ઉપરથી બીજી હરેક ચીંજોને વિષે જો કે અવસ્તામાંથી પાધરૂં લખાણ નહીં મલે તોપણ રીમન થયલી વસ્તુનાં પોતાનાં સૂક્ષ્મો દૂર દૂર હોય તો તે વધારે રીમન થાય છે અને પાસે પાસે હોય તો ઓછી રીમન થાય છે એવો એક કાનુન ઉપર જણાવ્યો છે તે કાનુન પ્રમાણે તેઓને વધતી અથવા ઓછી રીમન ગણીને તે પ્રમાણે તેઓને ચોખ્ખી કરવાના ઉપાય લાગુ પાડી શકાય.

માણસોને રહેવાનાં ઘરમાં દરૂજે નસુશની જે અસર ભરાઇ રહી હોય તેને દૂર કરીને ઘરને ચોખ્ખું અથવા સાફ કરવાની જે બારીક વીગતો આપણા ધર્મની પાછલી ચોપડીઓમાં મલે છે તેઓની મતલબ ખચ્ચીત ઘણી ફાયદાકારક છે અને ઘરમાં રહેનારાઓની તનદરૂસ્તી જાળવવાની તેમાં અતીશય સાહુચેતી રાખેલી છે તેને આજનું સુધરેલું વૈદકબી ટેકો આપે છે.[૨૨૧]

---

૨૨૧. કોપલન્ડની 'ડીક્ષનરી ઓફ મેડીસીન–ઇનફેકશન' સફે ૩૫૯:—"ઉડતા રોગની અસર તળે આવેલાં માણસોને રહેવાની જગાઓને સાફ કરવી, તે ઠેકાણે ધુંપ કરવી, વગેરે બીજી રોગોને દૂર કરનારી ક્રિયાઓ કરવી જોઇએ. અને જે ઘરમાં ઉડતો રોગ માલૂમ પડે તે ઘર તથા તેની આસપાસનાં ઘરો અને જગાઓ સાથનો સંબંધ તદન બંધ કરવો અથવા ત્યાં જવાના ચોક્કસ અટકાવો રાખવા."

"મોહોટાં વેપાર–વનજવાળાં શેહેરો અને ગીચ વસ્તીવાળી જગાઓ જ્યાં કોઈબી રોગને ઉત્પન્ન થવાનો તદન અટકાવ કરવાના સાહુચેતીનાં ઉપાયો અથવા તેવાં રોગી માણસો અથવા ચીજોને તદન દૂર રાખવાનું પુરેપુરૂં નહીં બની શકતું હોય ત્યાં તેમ કરવાની તજવીજ જો પુરેપુરી નહીં થઇ શકે તો રહેવાસીઓને તેથી જેટલા ફાયદા થાય તેથી નુકસાન વધારે થવાનો સંભવ રહે છે. પણ જે જગાઓમાં તે જગાઓની કુદરતી જગાને લીધે અને બીજા સંજોગોને લીધે તેમ બરાબર બની શકતું હોય તો ત્યાં તે ઉપાયો કામે લગાડવા જોઇએ. જોકે એવી જગાએ જવાનો અટકાવ કરવાથી થોડો વખત અગવડ અથવા નુકસાન થાય તોપણ, કેમકે ઘણા જણની સલામતીને વાસ્તે થોડાંએક જણનો ફાયદો છોડી દેવો જોઇએ."

રોબર્ટસની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૮૪:—"કોલેરા અને ટાઇફોઇડ ફીવરનું ઝેર ફેલાવાને માટે પીવાનું પાણી એ ઘણુંજ ભયભરેલું સાધન છે, કારણકે રોગીનાં શરીરમાંથી નિકળેલો મેલ તેમાં દાખલ થઇ જાય છે."

સફે ૯૩:—"ભોંયતળીયું, બારણાં, બારીઓ, ઇત્યાદિબી એ જાતની કાંઇ વસ્તુથી વારેઘડીએ ધોવાં જોઇએ."

"મકાનને વારેઘડીએ ધોવાની તથા તેમાં ચુનો ફેરવવાની જરૂર છે."

## કુદરતી તત્વોમાંથી નસાની અસર દૂર કરવા વિષે.

માણસો અને ગોસ્પંદો, ઘરગતુ પ્રાણીઓ અને તેઓના વપડાશમાં આવતી ખાવા પીવાની, પહેરવાની, ઓઢવાની અને વાપરવાની તથા શૃંગારની વગેરે હુન્નરથી બનાવેલી ચીજો અને માણસો તથા ગોસ્પંદોનાં રહેવાનાં મકાનોને નસાની અસરથી સાફ કરીને ચોખ્ખાં કરવાની બાબતો ઉપર આવી છે. હવેથી કુદ્રતી તત્વોનાં જથ્થા જેવા કે પાણીની નદી, નેહેર, કુવા, તલાવો, વગેરે, તથા આતશ અને પૃથ્વી અને તે ઉપર ઉગેલાં જાહડો અને ખેતરો, વગેરેમાંથી નસાની અસરો દૂર કરવાની બાબતો શરૂ કર્યે છેયે.

## જુદા જુદા પાણીઓનાં જથ્થાઓમાં તથા આતશમાં લાસનો નસો પડે તે વિષે.

ઉપર આપણે જોયું છે કે બીજી બધી વસ્તુઓ કરતાં આતશ અને પાણીથી લાસનાં અથવા હરેક બીજા નસાને તથા હેહેરને દૂર રાખવાની ઘણી તાકીદ જરતોશ્તી ધર્મમાં જણાવી છે, તે એટલે સુધી છે કે જો કોઇ મજદયસ્નાન પગે ચાલીને અથવા દોડતો અથવા ઘોડેસ્વાર થઇને અથવા ગાડીમાં બેસીને જતો હોય તેવામાં જો તેનાં જોવામાં અથવા જાણવામાં આવે કે તે જગાએ આતશમાં અથવા પાણીમાં હેહેર અથવા નસા પડેલા છે તો તેને માંથે ફરજ મુકી છે કે ત્યાં અટકીને હેહેર અથવા નસાને આતશ અથવા પાણીમાંથી દૂર કરવા અથવા કરાવવા. જો તેમ કરે તો તેનો મોહોટો સવાબ અને જો તેમ કરવામાં આળશાઇ અથવા કસુર કરે તો તેનો મોહોટો ગુનાહ કહેલો છે (વં૦ ૬, ફ૦ ૨૬–૨૯ અને ૮. ફ૦ ૭૩–૯૬). કોઇબી પાણી અને કોઇબી આતશ સાથે કોઇબી હેહેર અને કોઇબી નસાનો સંયોગ થતો અટકાવવાને માટે કોઇબી ઉપાય પડતા નહીં મુકવાની તાકીદ જણાવી છે, તેનું કારણ દેખઇતું છે કે બીજી બધી ચીજોનાં કરતાં આતશ અને પાણીની મારફતે લાસનાં સૂક્ષમો જીવતાંઓનાં બદનોમાં જવાનો વધારે સંભવ છે. આતશ નસા તથા હેહેરનાં સૂક્ષમોને હવામાં ઘણાં ફેલાવે છે અને તે હવા માણસોનાં દમમાં જવાથી તેઓને નુકસાન થાય છે, અને પાણીમાં લાસનાં સૂક્ષમો વધારે પીગળીને મલે છે. અને તે પાણી પીધાથી અને શરીરને ધોવાનાં તથા બીજા ઉપયોગમાં લેવાથી માણસોમાં તેની નુકસાનકારક અસર વધારે ફેલાય છે તેથી એ તત્વોને નસા તથા હેહેર સાથે નહીં મલવા દેવાની માણસોએ ઘણી ચોક્કસાઇ રાખવી અને એ બાબતમાં ગફલત કરવાથી તેઓ ગુનેહગાર થાય છે એવી મતલબનાં ફરમાનો જરતોશ્તી તમામ કેતાબોમાં એક આવાજે આપ્યાં છે અને એ બાબત એ ધર્મનો એક મુખ્ય કાનુન તરીકે થઇ પડી છે. પતેત પશેમાનીમાં "હેહેર. ઉ. નસા. ઓએ. આવ. ઉ. આતશ. બુર્દન. અયાવ. આવ. ઉ. આતશ. ઓએ. હેહેર.

ઉ. નસા બુર્દન." (જીવતાંઓની ગલીચી અથવા મુવેલાંઓનાં નસાઓને પાણી અથવા આતશ સાથે મેલવવા અથવા આતશ પાણીને જીવતાંઓની ગલીચી અથવા મુવેલાંઓના નસા સાથે મેલવવાં) તે કામને ગુનાહભરેલું ગણ્યું છે તેને ટેકો આપે તેવું લખાણ કદાચજ આપણા ધર્મને લગતી કોઇ કેતાબમાં નહીં મલશે. એ શબ્દોમાં જણાવે છે કે દરએક મજદયસ્નાનોની ફરજ છે કે આતશ અને પાણી સાથે હેહેર અથવા નસાને નહીં મલવા દેવા, એટલુંજ નહીં પણ જો એ તત્વોમાં તેઓ પડેલા હોય તો તેમાંથી તેઓને બાહેર કહાડીને સુકકી જમીનપર મુકવાની બનતી કોશેશ કરવામાં કસુર કરવી નહીં.[૨૨૨]

## દર્યામાં પડેલા લાસના નસા વિષે.

દર્યાનો વિસ્તાર મોહોટો હોય છે. તેનાં પાણીનો જથ્થો બીજાં પાણીઓનાં જથ્થા કરતાં બહુ મોહોટો છે. દર્યાનું પાણી માણસોઅને જાનવરોની વપડાશમાં થોડું આવે છે અને પીધામાં તો મુતલક આવતું નથી. તેમાં પુશ્કળ જાતનાં ખારો હોય છે. તેઓ તેમાં પડેલી કોહતી વસ્તુઓનું જલદીથી રૂપાંતર કરે છે. એટલુંજ નહીં પણ તે પાણી હમેશાં હીલતું રહે છે. વલી દહાડામાં બેવાર ભરતી-ઓટ થઇને ઘણાં જોશથી તેને હલાવે છે તેથી તેનું પાણી તે માંહેલા સઘલા પદાર્થોને હંમેશ ઘસાતા રાખીને અંતે એવા તો બારીક કરી નાંખે છે કે જો દર્યામાં કાંઇ ગલીચી અથવા નસો પડયો હોય તો તેનાં ભાગો જલદીથી એટલાબધા અટવાઇ જાય કે તેઓની કાંઇબી લાગુ પડે તેવી અસર માણીને થઇ શકે નહીં. એટલા માટેજ ધારવા મેલે જો કે અવસ્તાના જમાનામાં દર્યો જણાવેલો હતો તોપણ દર્યામાં પડેલા લાસના નસાથી દર્યાનું કેટલે હીસ્સે પાણી ખરાબ થાય છે અને તેનું કેમ કરવું તે વિષે જરતોશ્તી ધર્મનાં પુસ્તકોમાં કાંઇ જણાવ્યું નથી. તોપણ દાદાર અહુરમજદની તરફથી અશો જરતોશ્તને માણસોએ હેહેર તથા નસાઓની પરહેજ રાખવાનાં અને તેમાં કસુર કરે તો ગુનાહ લાગવાનાં ફરમાનો આપવામાં આવ્યા ત્યારે સ્વભાવીક રીતે અશો જરતોશ્તનાં મનમાં સવાલ ઉઠવાથી આપણા પેગમ્બર સાહેબ દાદાર અહુરમજદને પુછે છે કે હેહેર અને નસા પાણીમાં મલવાથી અટકાવ કરવાની માણસોને તું તાકીદ કરે છે પણ પૃથ્વીપર પુશ્કળ ઠેકાણે હેહેર અને નસાઓ ઉપર તારી કુદ્રતથી વરસાદ પડીને તે હેહેર નસા સુધાં પાણી દર્યામાં જઇ પડે છે તેથી દર્યાનું પાણી બીગડે છે કે નહીં ? અને તેમ થવા દેવાનો અટકાવ કરવાની માણસોની ફરજ છે કે નહીં ? અને નસા, હેહેર, વિગેરે, નજીસ

૨૨૨. ૬૦ ૧૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૭:—"જો કોઇ જાણીજોઇને એક નસો પાણીમાં નાખે તો તેજ વખત તેને મરગરજાન ગુનાહ લાગે. જો એકવાર નાંખે તો એક મરગરજાન, જો દસને એકઠાં નાંખે તોબી એક મરગરજાન, જો જુદા જુદા નાંખે તો દરેકને માટે એક એક મરગરજાન."

ચીજોપર વરસાદનું પાણી પડવાનું અને તેજ પાણી સેવટે દર્યામાં પડવાનું જે કામ કુદ્રતથી થાય છે તેજ કામ જે માણસો કરે તો તેઓને ગુનાહ કેમ લાગે? તેનાં જવાબમાં અહુરમજદ એવી મતલબનું કહે છે કે, આખી પૃથ્વીપર પડેલી લાસો, હેહેર, નસા, પલીદી, ગલીચી, વગેરે સઘલું વરસાદનાં પાણીથી ધોવાઇને સેવટે દર્યામાં જઇ પડે છે તે છતાં તમારે જાણવું જોઇએ કે દર્યાને રીમની પોંહોંચતી નથી કારણકે તેનાં પાણી હમેશાં હીલતાં રહે છે તેથી દર્યાને પોતાની મેળે સાફ થવાની શકિત છે. તે એટલા સુધી કે દર્યામાં કુલ જેહાનનાં નસા અને રીમની ધોવાઇને પડવા છતાં હું મારી કુદ્રતથી એજ સાગરમાંથી વરાળ રૂપે પાણી ઉપર લેઇને તેનો વરસાદ વરસાવું છું અને તેથી જમીન ઉપર ઝાડો ઉગાવીને માણસો તથા બીજાં પ્રાણીઓને ખોરાક પુરો પાડું છું. જો કે એ પ્રમાણે માણસો અને ઢોરોની જીંદગી ઉગારવાને માટે ખોરાક ઉત્પન્ન કરવાને બીજાં અગણીત શુભ મતલબનાં કુદ્રતનાં કામો કરવાને વરસાદ એકસરખી રીતે બધી જગે વરસાવાનો કુદ્રતનો કાયદો છે તે કોઇથી ફેરવી શકાય નહીં તોપણ કુદ્રતમાં એમ બને છે તેટલા માટે માણસેબી તેમ કરવું નહીં. કુદ્રતનાં બોહલા કાયદાઓથી કેટલીએક વખ્તે જેમ એક હાથપર ઘણો ફાયદો તેમ બીજા હાથપર થોડું નુકસાનબી થાય છે, પણ તે થોડાં નુકસાનને અટકાવવાને સારૂં ઘણો ફાયદો છોડી દેવાય નહીં. વાસ્તે કુદ્રતમાં જે થાય છે તેનો દાખલો લેઇને માણસોએ જેથી પોતાને નુકસાન થાય તેનો અટકાવ કરવાની સુસ્તી કરવી નહીં. તેઓની તો ફરજ છે કે જેથી પોતાને નુકસાન થતું હોય તેનો અટકાવ અને ઉપાય કરવો અને "જન્મ લીયે ત્યારથીજ માણસને માટે ચોખ્ખાઇ સૌથી ઉત્તમ છે" એવો કાનુન જે માજદયસ્ની જરતોશ્તી દીને ઠરાવ્યો છે તેનેજ વળગી રહીને ચાલવું.[૨૨૩] (સરખાવો નોટ ૧૨૧ મી)

---

૨૨૩. વં૦ ૫. ફ૦ ૧૫–૨૫:—"શરીરવાળાં ખાકીઓનાં બનાવનાર, અશો! (અમોને પાણી સાથે નસો નહીં લાગવા દેવાની મના કરીને લાસને 'કત'માં મુકવા તેં ફરમાવ્યું છે, પણ તું પોતે તો) 'વોરૂકષ' દર્યામાંથી પવન અને બાફની મારફતે પાણી લે છે, તું જે અહુરમજદ છે, અને તું અહુરમજદજ તેને લાસ ઉપર લેઇ જાય છે, અને તું અહુરમજદજ 'દખ્મ' (રીમન ચીજો નાખવાનાં ખાડા અથવા વાસણો) ઉપર લેઈ જાય છે, અને તું અહુરમજદજ તેને 'હેહેર' (ગલીચી તથા સુક્કા નસા) ઉપર લેઇ જાય છે, અને તું અહુરમજદજ તેને હાડકાં ઉપર લેઈ જાય છે, અને તું અહુરમજદજ અણદીઠ રીતે (તે આલુદેહ પાણીઓને) બધે ફેલાવે છે, અને તે (આલુદેહ પાણીઓ)ને એકંદર 'પુઇતિક' દર્યા (મહાસાગર)માં તું મેલવે છે (ત્યારે તે મહાસાગરનું કેમ કરવું ?) ત્યારે અહુરમજદે જવાબ દીધો:—અશો જરતોસ્ત! જેમ તું રાસ્ત કહે છે તેમ હું અહુરમજદજ પવન અને બાફની મારફતે 'વોરૂકષ' દર્યામાંથી પાણી લેઉં છું. હું અહુરમજદજ તેને લાસ ઉપર લેઇ જાઉં છું, હું અહુરમજદજ તેને 'દખ્મ' (રીમન ચીજો નાંખવાના ખાડા અથવા વાસણો) ઉપર લેઇ જાઉં છું, હું અહુરમજદજ તેને હાડકાં ઉપર લેઇ જાઉં છું, હું અહુરમજદજ અણદીઠ રીતે

## મીઠાં વહેતાં પાણીમાં લાસનો નસો પડે તે વિષે.

કુવા, તલાવ, વગેરેનાં થંભ પાણીઓમાં નસો પડે તો તેનાં સૂક્ષ્મો ત્યાંને ત્યાંજ ફેલાય છે. પણ નહી, નાળાંનાં અને એવાંજ બીજાં વહેતાં પાણીઓમાં જો નસો પડે તો તેનાં સૂક્ષ્મો થંભ પાણીનાં કરતાં એકની એક જગાએ ઓછા ફેલાય છે કારણ કે પાણી ગતીમાં હોવાને લીધે લાસનાં સૂક્ષ્મો ઘસડાઇ જાય છે. એટલા માટે આપણા ધર્મને લગતી કેતાબોમાં વહેતાં પાણીમાં જો લાસનો નસો ઘસડાઇ જતો હોય તો પાણી જે તરફ વહેતું હોય તેની નીચલી તરફ ત્રણ કદમની વેગલાઇ લગી, ઉપલી તરફ નવ કદમની વેગલાઇ લગી, અને બંધે બાજુએ છ છ કદમના તફાવત લગી પાણીને નહીં વાપડવા જોગ ગણ્યું છે. લાસનાં નસાને પાણીમાંથી બાહેર કહાડીને સુક્કી જગા ઉપર મુકવા પછી અને ત્રણવાર ઉપલી તરફથી પાણીની છાલક મારવા (?) પછી (અથવા ત્રણવાર તે જગેથી પાણી લેઇને અલગ જગે ખાલી કીધા પછી) તે વેહતું પાણી વપડાશમાં લેવા કહ્યું છે.[૨૨૪]

---

(આલુદેહ પાણીઓ)ને બધે ફેલાઉં છું, અને તે આલુદેહ પાણીઓને એકંદર 'પુઇતિક' દર્યા (મહાસાગર)માં હું મેલવું છું. (પણ) તે (પાણી)ઓ દર્યાના ભાગમાં હમેશાં વેહતાં (હીલતાં) રહે છે (દરરોજ ભરતી—ઓટને લીધે કદીબી સ્થિર રહેતાં નથી) (તેથી) તે પાણીઓ સાફ થઈને 'પુઇતિક' દર્યા (મહાસાગર)માંથી (વરાળ રૂપે ઉપર જઇને વરસાદ રૂપે જમીન ઉપર પડીને ત્યાંથી નદી નાળાંઓ વગેરેમાં થઈને પાછાં) 'વોરૂકષ' દર્યામાં વહે છે (તથા તેજ પાણીઓ) સારાં સારાં ઝાડોને પોહોચે છે અને તેથી કરીને મારાં સઘલી જાતનાં, સેંકડો, હજારો અને લખો ઝાડપાનો ઉગે છે. હું અહુરમજદજ તે (ઉપલાં આલુદેહ પાણીથી ઉગેલાં ઝાડપાનો)ને ચોખ્ખાં માણસોનાં ખોરાક અને સારી ઉત્પત્તિ (દુધ, ઘી, વગેરે) આપનારાં ગોસ્પંદોના ચારા તરીકે પોહોંચાડું છું કે મારાં માણસો તે અનાજો ખાય અને સારી ઉત્પત્તિ (દુધ, ઘી, વગેરે) આપનારાં ગોસ્પંદો તે ચારો ચરે. (હું જે કરૂં છું તે ચોક્કસ સારી મતલબને માટે કરૂં છું પણ તે ઉપરથી તમો માણસોએ મારાં ફરમાનથી ઉલટી રીતે કરવું નહીં. તમોએ તો, તું જરતોસ્તે ગાથામાં જે વચન કહ્યું છે તે વચન પ્રમાણેજ ચાલવું). ઓ સાચ્ચા જરતોસ્ત ! તું રાસ્તી બોલનારે આ વચન ઘણો સારો અને ઘણો સરસ કહ્યો છે કે (ઇજશને ૪૮. ફ૦ ૫) "માણસને માટે જન્મ લીધા પછી ઉત્તમ ચીજ સફાઈ છે." (એમ કહીને) અશો અહુરમજદે અશો જરતોસ્તનાં મનનું સમાધાન કીધું. (તેણે કહ્યું કે) ઓ જરતોસ્ત ! 'સફાઇ' તેજ છે કે જે માજદયસ્નની દીન છે (એટલે કે) દરએક માણસે પોતાની જીંદગીને નેક વિચારોથી, નેક સખુનોથી, અને નેક કામોથી, ચોખ્ખી કરતા રહેવું. ફીરતાર ! આ (ઉપર કહેલો ગાથાનાં ફકરા માંહેલો) કાયદો જે દેવથી વિરૂધ્ધ (દેવયસ્નની ધર્મમાં નથી કહેલો અથવા દેવો એટલે બધી બુરાઇઓને દૂર કરનારો છે) અને જરતોસ્તનો જોડેલો છે તે બીજા (હું જરતોસ્તના) સખુનો ("સ્પવંગહામ્. જરથુસ્ત્રિનાંમ્") ઉપર મોહટાઇએ, સરસાઇએ, અને ભલાઈએ કેટલી મોહટાઈ, ભલાઇ, અને સરસાઇ ધરાવે છે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—"આ દેવથી વિરૂધ અને જરતોસ્તનો જોડેલો (ઉપર કહેલો ગાથાનાં ફકરા માંહેલો) કાયદો બીજા (તારા) સખુનો ઉપર મોહટાઇએ, ભલાઈએ, અને સરસાઇએ, તે મીસાલે મોહટાઇ, ભલાઇ, અને સરસાઇ ધરાવે છે કે જેમ 'વોરૂકષ' દર્યો બીજાં પાણીઓ ઉપર (મોહટાઇ, ઇત્યાદિ ધરાવે છે) તેમ........"

૨૨૪. વં૦ ૬. ફ૦ ૩૯-૪૧:—ફીરતાર ! વહેતાં પાણીમાં તે દરૂજે નસુસ 'અખ્તિ, પવિતિ, અને આહિતિ'થી કેટલો ફેલાય છે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—"પાણીની નીચાનમાં ત્રણ કદમ

અવસ્તાની શરેહ કરનારાઓ તથા બીજા રવાયત લખનારાઓ એટલું વધારે કહે છે કે લાસનાં નસાને વહેતા અથવા સ્થિર ગમે તેવા પાણીમાંથી બાહેર કહાડીને સુક્કી જમીન ઉપર મુકે ત્યારે સંભાળ રાખવી કે તેમાંથી પાણી નીપરાઇને પેલાં અસલ પાણીમાં પાછું જઇને મલે નહીં.[૨૨૫] એ સંભાળ

---

લગી, પાણીથી ઉંચાણમાં નવ કદમ લગી, અને બીજી બાજુઓએ છ છ કદમ લગી. તમામ ત્યાં લગી તે પાણી નહીં ચોખ્ખું ગણવાજોગ તથા નહીં પીવાજોગ છે જ્યાં લગી કે તે નસો બાહેર લેઇ જવામાં આવે. જેટલો હોય તેટલો નસો પાણીમાંથી બાહેર લેઇ જઇને **સુક્કી** જમીન ઉપર મુકવો. નસો બાહેર લેઇ જવા પછી અને ત્રણવાર ઉપલી તરફથી પાણીની છાલક મારવા (?) પછી (અથવા ત્રણવાર તે જગેથી પાણી લેઇને અલગ જગે ખાલી કીધા પછી ?) તે પાણી પાક અને માણસો તથા ઢોરોને જેમ આગલ પીતાં હોય તેમ પીવાજોગ થાય છે."

જુઓ મો૦ ૨૦ સફે ૮૫; બે૦ નં૦ ૩ સફે ૫૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"સવાલ-પાણીમાં નસો હોય અને પાણી વહેતું હોય તો તેનું કેમ ?–જવાબ–પાણીની ઉપલી બાજુએ નવ કદમ લગી, નીચલી બાજુએ ત્રણ કદમ લગી, અને આસપાસની બાજુઓએ છ કદમ લગી (પાણી રીમન ગણવું). જો તે નસો આખો હોય તો. પણ જો તેનાં કકડા થઈ ગયા હોય તો જેટલું કે ચીકાસ-ભરેલું વહે તેટલો તે પાણીનો ચશમો રીમન છે."

દા૦ હો૦ ૨૦ સફે ૧૧૯, ૧૨૦; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૨ સફે ૧૫૨–૧૫૪; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૭, ૧૮૧, ૧૮૨:—"જાણવું કે જે નેહેરમાં સદા વહેતું પાણી હોય તેમાં જો નસો પડેલો હોય તે નહીં દેખાય અને પાણી પીવાય, ઉપલી, નીચલી, અથવા આસપાસની બાજુઓથી, તો આ પ્રમાણે જાણવું કે જે તરફથી તે પાણી આવે છે તે તરફ લાસથી નવ કદમ લગીનું પાણી રીમન છે. એક કદમ ત્રણ પાટલી બરાબર. નીચલી તરફથી નસાપરથી આવેલું પાણી ત્રીસ કદમ લગી રીમન છે. બેઉ બાજુએ છ છ કદમ લગી પાણી રીમન છે. જો નસો ફાડેલો (વેરાઇ જતો) હોય અને નીચલી બાજુએથી પાણી પીવામાં લેવું હોય તો દસ શેર (?) તેલ તે નસાની આસપાસ રેડવું અને તપાસ કરવી કે કયાં લગી તેલ પાણીમાં દેખાય છે. જ્યાં લગી કે તેલ બરાબર જોઇ શકાય ત્યાં લગીમાંથી જો કોઇએ પાણી પીધું હોય તો તે રીમન છે, પણ જે જગાએ તે તેલ નહીં માલૂમ પડે ત્યાંથી જો પાણી પીધું હોય તો તે ચોખ્ખું છે."

૨૨૫. દ૦ પે૦ બે૦ અં૦ નં૦ ૧ સફે ૧૮:—"જયારે (લાસને પાણીમાંથી) બાહેર લાવવા ચાહે ત્યારે પોતાનાં કપડાં ઉતારી મુકવાં, કેમકે નહીં તો કપડાં રીમન કરે. જે કાંઇ પેહેલાં સારીપેઠે લાવી શકાય તે બાહેર લાવવું. વળી જો તે પાણીની પોહોળાઇની બાજુએ લાવી શકાય તો તેમ લેઈ આવવું (કે તેથી કરીને થોડું પાણી નસાને લાગે). જો તેમ નહીં બને તો પાણીની લંબાઇના બાજુએથી બાહેર લેઇ આવવું, અને સગદીદ કરવા માટે અને (જોર થવા) બે માણસને માટે થોભવું નહીં. તેને પાણીની નજદીકથી એટલું દૂર લેઇ જવું કે જયારે તેને મુકે ત્યારે લાસમાંથી જે પાણી બાહેર આવે તે પાછું પાણીને મલે નહીં, કેમકે જો નસામાંથી બાહેર આવીને તે પાણી એકસરખી રીતે પાછું પાણીને મલે તો મરગરજાન થાય."

"જો (લાસને) પાણીમાંથી બાહેર નાંખવા ચાહે તો મરદબુદે કહ્યું છે કે એ રીતે નાખે કે જેમ બને તેમ તે નસાનું પાણી એકસરખી રીતે પાછું પાણીને નહીં મલે. રોશને કહ્યું છે કે જેમ બને તેમ દૂર નાખવું."

"તેને પાણીપર ખેચી શકાતું હોય પણ ઉંચકીને (બાહેર) મુકવાનું નહીં બનતું હોય; જો એમ કરી શકાતું હોય કે ઉંડાં પાણીમાંથી છાલકાં પાણીમાં લેઇ જવાય અને જો તે પાણી જોડાયલાં હોય તો તેમ કરવાની છુટ છે, પણ જો છુટાં છુટાં હોય તો છુટ નથી."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૧; દા૦ હો૦ ૨૦

રાખવાનું વાજબી દીસે છે, કેમકે જેમ બને તેમ પાણીમાંથી લાસનાં સૂક્ષ્મો દૂર કરવાની મતલબ છે તેઓ જો પાછા નીપરાઇને તેમાં પડે તો તે જેનું તેજ થાય.

વેહેતાં પાણીમાં લાસ અથવા કોઇબી નસો તણાઇ જતો હોય ત્યારે પાણીના રેહની ઉપલી તરફથી તે નીચલી તરફ ઘસડાય છે. તેથી લાસનાં સૂક્ષ્મો પીગલીને નીચલી તરફનાં પાણીમાં ફેલાય તેનાં કરતાં ઉપલી તરફના પાણી ઉપરથી તો ખુદ તે લાસજ ઘસડાતી આવેલી છે, તેથી ઉપલી તરફ વધારે સક્ષ્મોનો જથ્થો ફેલાવો જોઇએ તેથી ઉપલી તરફ નવ કદમ

---

સફે ૧૨૦:—"જ્યારે પાણીમાંથી લાસને બાહેર લાવે ત્યારે જે તરફ કે જલદીથી બાહેર લાવી શકાય તે તરફ બાહેર લાવવી અને પાણીથી એટલે દૂર લેઇ જવી કે લાસમાંથી જે પાણી વહે તે પાછું પેલાં પાણી સાથે જઇને નહીં મલે."

દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૭; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૨; દા૦ હો૦ ૨૦ સફે ૧૧૯: બે૦ નં૦ ૨ સફે ૪,૫૪:—"જ્યારે લાસને પાણીમાંથી બાહેર લેઇ જાય ત્યારે જો એવી રીતે લેઇ જાય કે લાસમાંથી પાણી વહીને પાછું પાણી સાથે જઇ મલે તો તે સઘલું રીમન થાય છે. અને જે કાંઈ કે દૂર લેઇ જવાયલું હોય તે સઘલું રીમન થાય છે, અને જો નસાને એવી રીતે બાહેર લેઇ જાય કે તેમાંથી નિકળેલું પાણી પાછું પાણી સાથે નહીં મલે તો પેલું પાણી પાક છે, જો પાણીમાં તેનો ચીકાશ મળેલો હોય તો તે પાણી રીમન છે, કોઇ કામમાં નહીં ઘટે તેથી તેને સુકાઇ જવા દેવું."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૧; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦; બે૦ નં૦ ૨ સફે ૧૮૩:—"અને બીજું એક 'ચાશતેહ' (શરેહ)માં કહેલું છે કે એવી છુટ છે કે નસાને પાણીનાં કીનારાથી દૂર લેઈ જવો એટલે સુધી કે નસામાંથી જે પાણી વહે તે પાછું જઇને પાણી સાથે નહી મલે—વલી બીજા 'ચાશતેહ' (શરેહ)માં કહેલું છે કે તેને ઉઠાવીને એટલે દૂર લેઇ જવું કે જ્યાંસુધી તમામ લેઇ જઇ શકાતું હોય ત્યાંસુધી."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૧:—"તેને પાણીની નજદીકથી એટલે દૂર લેઇ જવું કે જ્યારે તેને જુદું મુકે ત્યારે તે નસામાંથી જે પાણી બાહેર આવે તે (પાણી) પાછું પેલાં પાણીનાં નહીં જાય, કેમકે જો નસામાંથી પાણી બાહેર આવે તે એકસરખી રીતે પાછું પેલાં પાણીમાં જાય તો મરગરજાન છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૧:—"નસાને પાણીથી દૂર એવી રીતે નાંખવો કે તેમાનું પાણી પાછું કોઇબી પાણીમાં નહીં જાય."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૨; દા૦ હો૦ ૨૦ સફે ૧૨૧:—"જો બાહેર લાવી નહીં શકે તો જે જગાએ પાણી વધારે હોય તે જગાએથી પાણી ઓછું હોય તે જગાએ નસાને લેઇ જવો અને જેમ બને તેમ જલદીથી સુકકો કરવો."

"જો એવું થાય કે નસો લાવતાં થાકી જાય અને લાવી નહીં શકે અને કશો ઉપાય નહીં રહે તો કોશેશ કરવી કે જે જગાએ પાણી વધારે હોય તે જગાએથી જે જગાએ પાણી ઓછું હોય તે જગાએ નસાને લેઇ જવો."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૯:—"તેને તે પછી સગ દેખાડવો અને બે જણાઓએ લેઇ જવું. પાણીમાંથી બાહેર નાખવાને ચાહે તો મરદબુદે કહેલું છે કે એવી રીતે બાહેર નાખવું ઘટે કે ખસુસન જેમ બને તેમ તે નસામાંનું પાણી એકસરખી રીતે પાછું પેલાં પાણીમાં નહીં પોંહાંચે." રોશને કહ્યું છે કે દૂર બાહેર નાંખે તો ઘટે."

સુધી અને નીચલી તરફ ત્રણ કદમ સુધી પાણીને વપડાશમાં લેવાની મના કીધી છે. લાસની બંધે બાજુઓમાંથી એક બાજુએ લાસનાં જેટલા સૂક્ષમો ફેલાય તે કરતાં બીજી બાજુએ વધારે ફેલાય એવું માનવાને કાંઇ કારણ નથી. એટલા માટે બેઉ બાજુએ છ છ કદમ લગી પાણી વાપડવામાં લેવાની મનાઇ કીધી છે.

જે લાસ પાણીપર તરતી ઘસડાઇ જતી હોય તેને ઉપલી બીના લાગુ પડે છે. પણ જે લાસ વહેતાં પાણીમાં એક જગાએ પડી રહેલી હોય અને તેની ઉપરથી અથવા નીચેથી પાણી ચાલી જતું હોય તો તે પાણી વિષે અવસ્તામાં કાંઇ હદ જણાવી નથી, તોપણ ઉપલા દાખલા ઉપરથી લાસનાં સૂક્ષમોને ફેલાવાનાં મૂળ કાનુન ઉપર નજર રાખીને કહી શકાય કે જે તરફથી પાણી વહે છે તે તરફ ઉપરથી ત્રણ કદમ અને લાસની બંધે બાજુઓથી છ છ કદમ પાણી રીમન ગણાય; અને જે તરફ પાણી વહી જાય છે તે તરફ કોઇબી હદ મુકરર કરી શકાતી નથી, કેમકે તે બાજુએ તો લાસને ધોયલું પાણી જાથુક ઉતરતું જાય છે માટે તે લાસનો નસો બાહેર કહાડવા પછી થોડોવાર લગી પાણી વેહવા દીધા પછી હેઠવાઇનું પાણીબી ચોખ્ખું ગણાય (?) કાંઇએક એવીજ મતલબનું લખાણ કેટલીએક કેતાબોમાંથીબી મલે છે.[૨૨૬]

પાણી રોગજનક સૂક્ષમોને વધારવા તથા ફેલાવાનું મોહોટું સાધણ છે તેથી પાણીને નસાથી સાફ કરવાનાં કામને આજનું વૈદકશાસ્ત્ર મજબુત ટેકો આપે છે.[૨૨૭]

**તલાવ, અથવા બીજાં થંભ પાણીમાં લાસનો નસો પડે તે વિષે.**

તલાવ, ટાંકાં, હોજ, ખાડા વગેરેમાંનાં થંભ પાણીમાં લાસનો નસો પડે તો તેની સઘલી બાજુએથી છ છ કદમનાં તફાવત લગીનાં પાણીને વપડાશમાં લેવાની મના કીધી છે. એ પાણીમાંથી નસો બાહેર લેઇ જવા

---

૨૨૬. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૧૯:—"અફરગે કહ્યું છે કે પાણીની ઉપર હેઠેની બાજુ ઉપર ખેંચવું ઘટે. પણ ઉપરની બાજુએ ખેંચવું નહીં ઘટે. કેમકે નીચલી બાજુનાં પાણીને ધારતી પોંહોંચી ચુકી છે. પણ ઉપલી બાજુને ધારતી પોંહોચી નથી. મેદીઓમાહે કહ્યું છે કે ઉપલી તરફ ખેંચવું ઘટે નીચલી તરફ ખેંચવું નહીં ઘટે."

સફે ૨૦:—"કારણકે (રસીથી) તર થયલાં પાણીને ધારતી પોંહોંચેલી છે; તેને હવેથી ધારતી નહીં લેઇ જવી. અને તે નીચેનું પાણી જેને ધારતી પોંહોંચી નથી તેને તો સેવટે તે ધારતી પોંહોંચશે."

૨૨૭. રોબર્ટસની 'થીઅરી એન્ડ પ્રેકટીસ ઓફ મેડીસીન' સફે ૮૪:—"કોલેરા અને ટાઇફોઇડ ફીવરનું ઝેર ફેલાવાને માટે પીવાનું પાણી એ ઘણુંજ ભયભરેલું સાધન છે. કારણકે રોગીના શરીરમાંથી નિકળેલો મેલ તેમાં દાખલ થઇ જાય છે."

સફે ૮૫:—"એવું માનવામાં આવેલું છે કે ટાઇફોઇડ ફીવર અને કોલેરાના ઉડતા રોગોનું ઝેર પાણીથી અતીશય વધી પડે છે."

પછી તે પાણીમાંથી વધતામાં વધતું અર્ધો હીસ્સો અને ઓછામાં ઓછું એક પંચમાંશ પાણી બાહેર કહાડી નાંખવું. જો પાણી પુશ્કળ હોય અને તંગી પડવાની ધાસ્તી નહીં હોય તો વધારે ભાગ પાણી કહાડી નાંખવું, પણ જો પાણીનો વધારે જથ્થો રાખવાની જરૂર હોય તો ઓછું પાણી કહાડી નાંખવું. ત્યાર પછી તે પાણી વપડાશમાં લેવાય.[૨૨૮]

સ્થિર પાણીમાં લાસનાં સૂક્ષ્મો એકબાજુનાં કરતાં બીજીબાજુએ વધારે ફેલાય છે એવું માનવાને કાંઇ કારણ નથી, એટલા માટે ચારે બાજુએ છ છ કદમ લગી પાણી રીમન ગણ્યું છે. નસો દૂર કીધા પછી પાણીમાં લાસનાં જે સૂક્ષ્મો પીગલેલા હોય તેઓને તેમાંથી દૂર કરીને પાણી ખાલેશ બનાવવું જોઇએ, પણ તેમ સેહેલાઇથી બની શકતું નથી તેથી તેમાંનું કેટલુંએક પાણી રદ કરવા કહ્યું છે કે તેથી કરીને લાસનાં સૂક્ષ્મોનો જથ્થો કમ થાય. પણ જો તેમ કરતાં પાણીનો તંગી પડવાનો સંભવ હોય તો ફક્ત પાંચમો ભાગ પાણીજ રદ કરવા કહ્યું છે કે એક નાંહનું નુકસાન દૂર કરવા જતાં બીજું મોહોટું નુકસાન આવી પડે નહીં.

### કુવા, અને ફુટતા ઝરાનાં પાણીમાં લાસનો નસો પડે તે વિષે.

જમીનમાંથી ફુટતા ઝરા અથવા કુવાના પાણીમાં જો લાસનો નસો પડેલો હોય તો તેને વિષે કહેલું છે કે તે લાસનાં નસાને તે પાણીમાંથી બાહેર કહાડીને સુકકા જમીન ઉપર મુકવો. ત્યાર પછી જેમ ઉપર સ્થિર પાણીને વાસ્તે કહેલું છે તેમ તેનું પાણી વધતામાં વધતું અર્ધો ભાગ અને ઓછામાં ઓછું એક પંચમાંશ, જેમ સવલ પડે તેમ, કહાડી નાંખવું. ત્યાર

---

૨૨૮. વ૦ ૬ ફ૦ ૩૦—૩૨:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો! સ્થિર પાણીમાં તે દરૂજે નસુશ 'અગ્નિ, પાવતિ, અને આહિતી' સાથે કેટલા ફેલાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ચારે બાજુઆમાંની દરેક બાજુએ છ છ કદમ લગી. તમામ ત્યાં લગી તે પાણી અપવિત્ર અને નહીં પીવાજોગ છે જયાં લગી કે તે નસા બાહેર લેઇ જવામાં આવે. નસો જેટલો હોય તેટલો પાણીમાંથા અલગ રીતે બાહેર લેઇ જઇને સુકકી જમીન ઉપર મુકવો. પછી તેમાંનાં પાણીને બાહેર કહાડી નાંખવું ગમે તો અર્ધો હીસ્સો, ગમે તો એક તૃત્યાંશ, ગમે તો એક ચતુર્થાંશ, અથવા ગમે તો એક પંચમાંશ જેમ બની આવે અથવા જેમ નહીં બની આવે તેમ. નસાને બાહેર લેઈ જવા પછી અને પાણીનાં હીસ્સા બાહેર કહાડવા પછી તે પાણી જેમ આગળ વાપડતા હોય તેમ ચોખ્ખું અને માણસો તથા ઢોરોને મરજી પ્રમાણે પીવાજોગ થાય છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૨; દા૦ હો૦ ૨૦ સફે ૧૧૯, ૧૨૧:—"જો પાણી સ્થિર હોય તો છ કદમ અને ત્રણ પગલાં નસાની આસપાસથી રીમની પોંહોંચે છે અને જો નસો વેરાઇ ગયો નહીં હોય અથવા તેમાંનું લોહી અને રસી પાણી સાથે મલી નહીં ગયું હોય તો છ કદમનાં પ્રમાણમાં રીમન નથી. નસાથી ત્રણ કદમ દૂર હોય તે ચોખ્ખું ગણાય તોપણ નાચારનુંજ એ ફરમાન જાણવું. જો નસાથી ત્રીસ કદમથી પાણી લીએ અથવા છ કદમથી પાણી લીએ તોબી તે પાક છે, પીવાઇ શકાંય."

પછી તે પાણી વપડાશમાં લેવું.[૨૨૯] એમ કરવાની મતલબ ઉપર તલાવનાં પાણી વિષે જણાવી છે તેજ છે.

જો નસો ઘણા દહાડા લગી પાણીમાં રહ્યો હોય, અથવા તેની રસી પાણીમાં ઘણી પેવસ થઇ હોય, અથવા તેને તલ્યે લાકડું અથવા પાકી ઇંટો જડેલી હોય (કે જેઓને રીમન થવાનો વધારે સંભવ ગણવામાં આવેલો છે) તો સાહુચેતીને ખાતર કેટલીએક પાછલી રવાયતોમાં કહે છે કે એક વર્ષ લગી તે પાણી જો બની શકે અને વધારે નુકસાન અથવા અડચણ જેવું નહીં હોય તો વાપડવાનું બંધ રાખવું.[૨૩૦]

---

૨૨૯. વં૦ ૬. ફ૦ ૩૩-૩૫:—"કીરતાર! કુવાનાં અને ફુટતા ઝરાનાં પાણીમાં દરજે નસુશ 'અગ્નિ, પવિતિ, અને આહિતિ' સાથે કેટલે લગી ફેલાય છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:— જ્યાં લગી કે તે નસો બાહેર લેઈ જવામાં આવે ત્યાં લગી તે પાણી અપવિત્ર અને નહીં પીવા જોગ છે. જેટલો નસો હોય તેટલો પાણીમાંથી બાહેર લેઇ જઇને સુક્કી જમીન ઉપર મુકવો. પછી તે મધેનું પાણી બાહેર રેડવું; ગમે તો એક તૃત્યાંશ, ગમે તો એક ચતુર્થાંશ અથવા ગમે તો એક પંચમાંશ, જેમ બની આવે તેમ અથવા જેમ નહીં બની આવે તેમ. નસો બાહેર લેઇ જવા પછી અને પાણીનો હીસ્સો બાહેર કહાડયા પછી તે પાણી જેમ આગળ વાપડતા હોય તેમ ચોખ્ખું અને માણસો તથા ઢોરોને મરજી પ્રમાણે પીવાજોગ થાય છે."

૨૩૦. દા૦ હો૦ ૨૦ સફે ૧૨૧; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૭: બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭; જુ૦ મો૦ ૨૦ સફે ૩૦; દ૦ સો૦ ફ૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૩૧:—પાકી ઈંટથી બાંધેલા કુવાને તલ્યે લાકડું ચણેલું હોય તેની ઉપર જો રસીવાલો નસો હોય તો તેને બે જણે પેવંદ કરીને બાજ લેઇને લેવો. ત્રણ પડની (?) કોથલીઓ હાથપર પેહેરવી, લોહોડાંના મોહોટા કરછાની દોલ (?) બનાવીને તેનું લાંબું પેવંદ હાથ સાથે બાંધવું. 'અષહે' લગી બાજ લેઇને એક જણે કુવામાં ઉતરવું. લોહડાંનો કરછો લેઇને જે નસો કોરે હોય તેને કરછામાં મુકીને તેને પાણીથી અલગ કરવો. તે લાસનો સેહેજેક ભાગ પાણીમાં રહે તેમ રાખીને તેની ઉપરનાં તમામ પાણીને પાણીમાં નીપરાઇ જવા દેવું. પછી એવી રીતે દોલ (?) માં તેને મુકવું કે તેનું પાણી પાછું પાણીમાં નહીં જાય. જો જાય તો પેલાઓ રીમન થાય તેથી તેઓને બરશનુમ કરવું જોઇએ. જો પાણી નહીં જાય તો તે રીતે નસાને બાહેર લાવીને સુકકો થાય ત્યાં લગી એક જગે મુકવો. પછી સગદીદ કરીને (કાયદા પ્રમાણે) દાદગાહે લેઇ જવો.—જો તે નસો રસીવાલો અને વેરાઇ ગયલો હોય તો પાણી-માંથી દોલ (?)માં મુકવો. કુવાને વાપડવો બંધ કરવો. કુવાના વરાને એક માણસપુર ઉંચો કરીને એક વર્ષ થાય ત્યાં લગી ભલી દીનનાં લોકોએ તેનું પાણી નહીં પીવું.—જો નસો આખો હોય તોબી એક વર્ષ થાય ત્યાં લગી કુવાનો વરો એક માણસપુર ઉંચો કરવો. એક વર્ષ પછી કુવાનું પાણી ચોખ્ખાં તરીકે કહાડવું. પછીથી તે પાણી પીવાની કાંઇ ધાસ્તી નથી. તે લાકડું અને પાકી ઈંટોને જો જંગલ બીઆબાન (?)માં હોય તો તે (કુવા)પર ઢાંકણ કરવું (કે તેમાં કોઇ બીજો નસો એક વર્ષમાં પડે નહીં?) જો રસી લાગી હોય તો પાંચ ઇંટનાં થર લગી નીચેથી અને પાંચ ઇંટનાં થર લગી ઉપરથી તેઓને ઉખેડી કહાડવી તેઓને કોઇ બીજાં ચોખ્ખાં કામમાં નહીં વાપડવી. જો ઢાંકણ પથ્થર અથવા પકાવેલી મીટીનાં વાસણનું હોય તો એક વર્ષ પછી તે (ઢાંકણ) કામમાં આવી શકે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૮૨:—"અને તે કુવાનું મોહોડું બંધ કરાવ્યા વગર નહીં રાખવું. અને હમેશાં સંભાળ રાખવી કે કોઇ તે કુવાનું પાણી નહીં પીએ અથવા નહીં હીલાવે કેમકે જો પાણી પીએ તો નસા ખાધા બરાબર થાય અને જો કોઇએ તે પાણીને હલાવ્યું હોય અથવા અનજાણપણે

## બરફ, અથવા કરાંનાં પાણીમાં લાસનો નસો પડે તે વિષે.

બરફ અથવા કરાંનાં એટલે કે બંધાઇ ગયલાં પાણીમાં જો લાસનો નસો પડે તો ચારેગમથી બરફ અથવા કરાંને ત્રણ ત્રણ કદમ સુધી રીમન ગણ્યાં છે. લાસનો નસો બાહેર કહાડીને સુકકી જમીન ઉપર મુકવા પછી તેટલી જગાનાં બરફ અથવા કરાં પીગલીને તેનું પાણી ઉપરથી વહી જાય. ત્યાર પછી બાકીનાં બરફ અથવા કરાં જે પીગલીને તેનું પાણી થાય તેને વપડાશમાં લેવું.[૨૩૧]

બરફ અને કરાં તે કાંઇ નહીં પણ બંધાઇ ગયલું પાણી છે. પણ પાણી બંધાઇ જવાથી કરીને તેની સાધારણ હાલતમાં તેનાં સૂક્ષમો જેટલા છુટા રહે છે તેથી બંધાઇ ગયલી હાલતમાં ઓછા છુટા રહે છે એટલેકે પાસે-પાસ આવે છે તેથી કરીને લાસના સૂક્ષમો તેઓમાં ઓછા પેવશ થઇ શકે છે. તેટલા માટે સાધારણ પાણીમાં જ્યારે થંભ હોય ત્યારે ચારે બાજુએ છ છ કદમ પાણીને રીમન ગણ્યું છે ત્યારે બરફ તથા કરાંને એટલેકે બંધાઇ ગયલાં પાણીને હરેક બાજુએથી ત્રણ ત્રણ કદમ રીમન ગણ્યું છે. કેમકે તેમાં ઓછા સૂક્ષમો દાખલ થવાનો સંભવ છે. બરફમાં મુકેલી લાસ અથવા કોઇબી ચીજ કોહોતી નથી તે સર્વેને રોશન છે. તે છતાં વધારે સાહુચેતીને ખાતર આસપાસનાં ત્રણ કદમનાં તફાવત લગીનું બરફનું પડ ઉપરથી તવાઇને તેનું પાણી વહી ગયા પછી બરફને વાપડવાની છુટ મુકી છે.

## લાસના નસાને લાગેલા આતશ વિષે.

કોઇએ મુરદાંની લાસ અથવા કોઇ નસો આતશની ઉપર કાંઇ વાસણમાં પકાવા મુકયો હોય અથવા નસો આતશમાં ભુંજાતો અથવા બળાતો હોય તેવામાં જો કોઇ મજદયસ્નાન ત્યાં જઇ પુગે અને જો તેનીથી બની શકતું હોય તો તે આતશને સાફ કરવાની અથવા કરાવવાની જરતોશ્તી દીનમાં તેને માથે ફરજ નાંખેલી છે. તે આતશ સાફ કરવાની રીત એવી

---

તે કુવાનું પાણી પીધું હોય તો તે શખ્સ રીમન થાય અને કુવાનો ધણી મરગરજાન થાય. અને જે ધણીએ કે પાણી પીધું હોય અથવા હલાવ્યું હોય તેણે બરશનુમ નહાવું. તે કુવાની પડોશમાં ત્રણ કદમ દૂર બીજો કુવો હોય અથવા ખોડે તેનું પાણી પીવાઈ શકાય."

૨૩૧. વં૦ ૬. ફ૦ ૩૬–૩૮:—"કીરતાર ! બરફ અથવા કરાંનાં પાણીમાં તે દરૂજે નસુશ 'અપ્રિ. પવિતિ, અને આહિતિ' સાથે કેટલેસુધી ફેલાય છે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ચારે બાજુઓમાંની હરેક બાજુએ ત્રણ ત્રણ કદમ લગી. તમામ ત્યાં લગી તે પાણી અપવિત્ર અને નહીં પીવા જોગ છે જ્યાં લગી કે તે નસો બાહેર લેઈ જવામાં આવે. જેટલો હોય તેટલો નસો પાણીમાંથી બાહેર લેઇ જઇ સુક્કી જમીન ઉપર મુકવો. નસો બાહેર લેઇ જવા પછી અને (તે પરનો બરફ) પીગલીને પાણી થવા પછી તે પાણી જેમ આગળ વાપડતા હોય તેમ ચોખ્ખું અને માણસો તથા ઢોરોને પીવાજોગ થાય છે."

બતાવેલી લાગે છે કે જો જરૂર માલૂમ પડે તો તે નસા બાળતા અથવા પકાવતા આતશને તુરત તહાડો પાડવો. અગર તેમ નહીં તો તે પોતાની મેલે આસ્તે આસ્તે ઠંડો થાય તેમ કરવું. તેની રીત એ કે પ્રથમ તેની ઉપરના નસો પકાવવા મુકેલાં વાસણને દૂર કરવું અથવા કરાવવું. જો નસો આતશ ઉપરજ ભુંજાતો અથવા બળતો હોય તો ખુદ તે નસાને દૂર કરવો અથવા કરાવવો. ત્યાર પછી જો તે જગે તુરત મલી આવે તો જલદીથી સલગી ઉઠે એવી વનસ્પતીની કાઠી (જેવી કે બરૂનો ગર, વગેરે) આતશનાં બળતાંની ઝાલ ઉપર રાખીને બળતાંને લાગ્યા વગર તે ઝાલથીજ તેને ઉંચેથી અલગ સલગવા દેવી અને પછી આતશને ત્યાં રહેવા દેવો કે ત્યાં તે ઠંડો થાય. જો તે જગે તે તુરત નહીં મલી આવે તો બીજી કોઇ કાઠી જે ત્યાં મલી આવે તેના જલદીથી સલગી ઉઠે તે ભાગની સાથે તે આતશનો ઉંચેથી સંયોગ કરવો. પછી તે ઝાલથી અથવા આતશનાં સંયોગથી સલગાવેલી કાઠીથી એક પછી એક તેવીજ બીજી નવ કાઠીઓ પેલા નસો પકાવતા આતશની આસપાસ એક બીલસને તફાવતે કુંડાળાનાં આકારમાં (અથવા તેથી આગલ એક એક બીલસને તફાવતે લાંબી, સરખી, હારમાં?) સલગાવવી. તે એવી રીતે કે જેમ જેમ આગલી કાઠીનો આતશ બુજાઇ જવા આવે તેમ તેમ તેની પછીની બીજી કાઠી તેમાંથી સલગતી જાય. જ્યારે પાછલી સલગી રહે ત્યારે આગલીનો આતશ પોતાની મેલે ઠંડો થાય. એક નવો આતશ સલગે તેની અને જેમાંથી તેને સલગાવ્યો છે તેની વચ્ચે પેવંદ રાખતા જવું. એ પ્રમાણે એક પછી એક પેવંદથી આસપાસ (અથવા સરખી હારમાં?) નવ જગોએ કાઠી સલગાવવી, ત્યાર પછી નવમી કાઠીના આતશ ઉપર સુગંધી કાઠી અને ખુશબોદાર ચીજો મુકવી. તેની ખુશબો પવનથી કરીને ચારેગમ ફેલાય તેથી હજારો દરદરૂપી દેવ દરૂજો વગેરે માણસોને થતાં નુકસાનો દૂર થાય છે એવું કહ્યું છે. ત્યાર પછી તે ચોખ્ખા આતશને તેની ઘટતી જગાએ ('દાદગાહમાં') પોંહોંચાડવાથી એ કામ કરનારને મોહોટો સવાબ લાગવાનું જણાવ્યું છે.[૨૩૨]

---

૨૩૨. વં૦ ૮ ફ૦ ૭૩—૮૦:—"શરીરવાલાં ખાકીઓના બનાવનાર, અશો! તેઓ જે મજદયસ્નાનો છે તેઓ, પગે ચાલતાં, અથવા દોડતાં, અથવા સ્વારી કરતાં, અથવા ગાડીમાં બેસીને જતાં, નસો પકાવતા આતશ આગળ આવી પોંહોંચે (જે આતશો) નસો (વાસણમાં) પકાવતા હોય અથવા નસો ભુંજતા હોય, તો તે મજદયસ્નાનો કેમ કરે.? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—(જો તેઓનું ચાલે અથવા બીજી અડચણ નહીં થતી હોય તો) તે નસો પકાવતા (આતશ)ને બુજાવવો (અથવા તેની મેલે બુજવા દેવો) અથવા બીજાઓ પાસે તેને બુજાવવો. પછી તે પકાવવા મુકેલાંને દૂર લેઇ જવું અથવા તે (ભુંજવાં?) મુકેલાંને દૂર લેઇ જવું. (જો તેઓનું નહીં ચાલે અને તે નસો પકાવનારાઓ આતશને બુજાવવા નહીં દીએ અથવા તે બુજાવવાનું નહીં પરવડતું હોય તો) તે આતશથી ઝાલે કરીને કાઠી સળગાવવી. તે વનસ્પતીની (કાઠી) કે જે 'આદરચેહેર' (એકદમ

જેમ નસો પકાવતા આતશને સાફ કરવા વિષે કહ્યું છે તેમ જે આતશોનાં બળવાથી બીજી કેટલીએક નાખુશ બો નિકલતી હોય કે જેથી જીવતાં માણસોની તનદરૂસ્તીને હાણી પોંહોંચતી હોય તેવા આતશોનેબી ઉપલીજ રીતે સાફ કરીને તેઓની ઉપર ખુશબો મુકવાનું કહેલું છે. અને તે ખુશબોના ફેલાવાથી દરદરૂપી બેહદ દેવ દરૂજોને નાબુદ થવાનું કહ્યું છે. અને જે કોઇ વધતે ઓછે દરજજેની બદબોઇ ફેલાવીને દરદરૂપી દેવોને મદદ કરનારા આતશોને એ પ્રમાણે સાફ કરીને તેઓ ઉપર ખુશબો મુકે

---

સળગી ઉઠે એવી) છે તે અથવા તો તે આતશને છુટો પાડીને વીખરી નાંખે. (જો કાઠી સળગાવે તો) તે કાઠીનું એક અગ્નિ કુંડાળું (પેલો નસો પકાવતા આતશના આસપાસ) (અથવા આતશોના હાર ?) બનાવે. (અગ્નિ પંકિત એવી રીતે કે) જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. એવી રીતે પેહેલાં પેવંદથી ત્યાં તે ઝાલથી સલગેલી કાઠી) ને જમીન ઉપર મુકવી. નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે. એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગળ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. એવી રીતે બીજીવાર પેવંદથી ત્યાં તે (પહેલીવાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો. નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે. એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગળ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. એવી રીતે ત્રીજીવાર પેવંદથી ત્યાં તે (બીજીવાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો. નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે, એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગળ ચલાવે તેમ તેમ ઘણો જલદી ઠંડો થતો જાય. ચોથીવાર પેવંદથી ત્યાં તે (ત્રીજીવાર લીધેલા આતશને) જમીનપર મુકવો નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે એવા રીતે કે જેમ જેમ જુદો લેઈ જાય અને જેમ જેમ જુદો આગળ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. પાંચમીવાર પેવંદથી ત્યાં તે (ચોથીવાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો. નસો પકાવતા આતશથી એક ઝાઝો બીલ્લસને તફાવતે એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગલ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. છઠ્ઠીવાર પેવંદથી ત્યાં તે (પાંચમીવાર લીધેલા આતશ)ને જમીનપર મુકવો. નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગલ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. સાતમીવાર પેવંદથી ત્યાં તે (છઠ્ઠીવાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગલ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. આઠમીવાર પેવંદથી ત્યાં તે (સાતમીવાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે એવી રીતે કે જેમ જેમ જુદો લેઇ જાય અને જેમ જેમ જુદો આગલ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. નવમીવાર પેવંદથી ત્યાં તે (આઠમી વાર લીધેલા આતશ)ને જમીન ઉપર મુકવો નસો પકાવતા આતશથી એક ઝાઝી બીલ્લસને તફાવતે એવી રીતે કે જેમ જેમ જુદો લેઈ જાય અને જેમ જેમ જુદો આગળ ચલાવે તેમ તેમ ઘણો જલદીથી ઠંડો થતો જાય. પછી જો કોઇ પવિત્રાઇથી, ઓ અશો જરતોસ્ત! (તે આતશ ઉપર 'ઉરવાસના' અથવા 'વોહુગઓન' અથવા 'વોહુકેરેતી' અથવા 'હધાનમેપત' અથવા કોઇબી ઘણી સારી ખુશબોદાર વનસ્પતીની કાઠી લેઇ જાય (સલગાવે) તો જેબી (બાજુની જગા) લગી પવન આતશની ખુશબોને ફેલાવે ત્યાં લગી અહુરમજદનો આતશ, મીનોઇ દેવો, અંધારી તોખમના ઝુંડાઓ, અને તેઓથી બેવડાં 'યાતુ' અને 'પરીકા'ને હજારગણેર સામણે થાય છે."

અને તેઓને ઘટતી જગાએ પોંહોંચાડે તે શખ્સને ચહડતે ઉતરતે દરજ્જેનાં નુકસાનને અટકાવવાનાં દરજ્જા પ્રમાણે વધતો ઓછો સવાબ લાગવાનું કહ્યું છે. (જુઓ વં૦ ૮. ફ૦ ૮૧-૯૬).

એ ઉપરથી આપણા લોકોમાં આતશખાનાંઓ બનાવવાનું ચાલતું આવેલું છે. આતશખાનાંઓ બનાવવાનાં બીજાં કારણોમાંનું એબી એક કારણ છે, અને એ કારણની સમજણ વિષે લાંબા વખ્તથી આપણા લોકોમાં, એવો વિચાર બેઠેલો છે કે મુરદાંને બાળવાંમાં, ભઠ્ઠીઓમાં, કારખાનાઓમાં, ઇત્યાદિ બીજી જગાઓમાં આતશ ઉપર અજાબ પડે છે તે અજાબમાંથી તેને છોડવવાને લીધે તે છોડનારને સવાબ લાગવાનું કહ્યું છે. જેમ આતશને તેમજ પાણી, એરવર, ઇત્યાદિ બીજી કુદ્રતી વસ્તુઓમાં નસો મેલવવાથી તે વસ્તુની ઉપરનો મવકલ ફરેસ્તો દલગીર થાય છે તથા તેઓમાંથી રીમની દૂર કરવાથી તે મવકલ ફરેસ્તાઓ રાજી થાય છે અને તેટલા માટે તેમ કરનારને સવાબ લાગે છે એવોબી વિચાર આપણા લોકોમાં છે. પણ એ વિચાર કેટલી અધુરી સમજણનો અથવા ભુલભરેલો છે તે આ અને આગળ ગયલી બાબતો અને વળી આગળ જતાં એક બાબત એ વિષેની લખવામાં આવશે તે ઉપરથી માલમ પડશે. કુદ્રતી વસ્તુઓનો આપણે એવો ઉપયોગ કર્યે કે જેથી માણસોની તનદરૂસ્તીને અથવા સુખશાંતી અને આબાદીને હાંણી પોંહોંચે તોજ મવકલ ફરેસ્તો નાખુશ થાય છે. અને જો તેઓનો ઉપયોગ માણસોને ફાયદો થાય તેવી રીતે કર્યે તો તેઓ રાજી થાય છે એમ જે કહેવામાં આવેલું છે તે માત્ર ગૂઢ અને ભેદભરેલી ભાષામાં કહેલું છે. જેની ખરી મતલબ તો માણસજાતનું ભલું કરવા સિવાય બીજી કશી નથી.

આતશને નસાથી સાફ કરવાની અને તેથી કરીને અંતે હવાને સ્વચ્છ કરવાની રીતીની મતલબ આ પ્રમાણે જણાય છે. આતશમાં નસો બાળવાથી હવામાં બીગાડો થાય છે. અને લાસનાં સૂક્ષ્મો હવામાં ફેલાઇને માણસોની તનદરૂસ્તીને ઇજા કરે છે. તેથી ઉલટું આતશમાં ખુશબો બાળવાથી હવામાંનાં નુકસાનકારક સૂક્ષ્મોની ખરાબ અસર દૂર થઇને તેથી માણસોની તનદરૂસ્તીને ફાયદો થાય છે. એટલા માટે માજદયસ્ની દીનમાં આતશમાંથી ગંદકી નિકલે એવી કાંઇબી ચીજ તેની ઉપર પકાવવાની અથવા તેની અંદર બાળવાની મનાઇ કીધી છે. પણ જો કામ ધંધાનેસર તેમ કરવું પડે તો તે કીધા પછી આતશ ઉપર ખુશબો મુકવાનું કહ્યું છે, એટલેકે જેટલી હવાને બીગાડી તેટલી તેને પાછી સમારવી. એજ કાનુનથી સવાર સાંજનું ખાણું પકાવ્યા પછી આતશ ઉપર ખુશબો મુકવાનું કહ્યું છે.[૨૩૩] અને

૨૩૩. ઇ૦ હા ૬૨. ફ૦ ૭:-"આ સપેંતમાનની ઓલાદના (જરતોસ્ત)! અહુરમજદનો આતશ તે તમામ શખ્સો જેઓને વાસ્તે તે રાતનું ખાણું તથા દિવસનું ખાણું હમેશાં પકાવે છે તેઓને

એજ કાનુન પ્રમાણે નસો પકાવતો, ભુંજતો, અથવા બાળતો આતશ જો એક જરતોશ્તીથી બની શકતું હોય તો તેમાંથી તે નસો દૂર કરીને ઠંડો પાડવા કહ્યું છે. અથવા જો તેનીથી નહીં બની શકતું હોય તો તેને ત્યાંને ત્યાં રહેવા દેઇને તે મધેથી જે બદબોભરેલો ધુમાડો નિકલતો હોય તેની આસપાસ એક બીજું ખુશબોઇનાંધુમાડાનું પડ બનાવવા કહ્યું છે કે જેથી પેલી બદબોઇની અસરથી હવામાં દરદરૂપી દેવોને મદદ થતી હોય તેની સામણે થઇને તેનો અટકાવ કરે. એજ કાનુનથી હરએક જાતની ભઠ્ઠીઓ, તંનુરો, વગેરેમાંનાં આતશોનાં નુકસાનકારક ધુમાડાઓ વસ્તીથી દૂર કરીને તે નુકસાનકારક ધુમાડાઓને બદલે વસ્તીમાં ખુશબો રાત દિવસ બાળવાનું ફરમાવ્યું છે. એજ કાનુન પ્રમાણે મોહલે મોહલે આદરાનો તથા શેહેરે શેહેર આતશબેહેરાંમો સ્થાપવાનું કહ્યું છે, કે દહાડાની પાંચે ગેહોમાં તથા બીજે હરએક વખ્તે તે આતશો ઉપર જાથુક ખુશબો ધુપાવવાથી માજદયસ્નાનોની વસ્તીની જગાઓમાં હવા સાફ રહે અને તેઓમાંથી દુઃખ દરદોનો ઘટાડો થઇને તેઓનાં સુખ તથા આબાદાનીનો વધારો થાય.[૨૩૪] એ રીતે જોતાં આતશને પાક અને સાફ કરવામાં અને તે ઉપર જાથુક ખુશબો ધુપાવવામાં હવાને પાક કરવાની અને તેથી માણસોની આરોગ્યતા અને સુખ સંપતિ વધારવાની મતલબ છે.

## ઝાડને લાસનો નસો લાગે તે વિષે.

ઉપર આપણે જોયું છે કે બાળવાની કાઠીને લાસનો નસો લાગવા છતાં તેનો થોડો ભાગજ બીગડેલો ગણીને બાકીનો ચોખ્ખો ગણવાની છુટ આપી છે. તેમજ દાણાં અથવા ઘાસના ઢગલાને નસો લાગે તો તેનોબી થોડોજ ભાગ રદ કરીને બાકીનો વાપડવાને રજા આપી છે. પણ લીલું અથવા સુક્કી છાલનું ઝાડ ઉગ્યું હોય તેને જો લાસની રીમની લાગે તો તે ઝાડનું કેમ કરવું, તેને એમનું એમ રદ કરવું, કે તેનો થોડો ભાગ રદ કરવો તે વિષે અવસ્તામાંથી કોઇબી પાધરૂં ફરમાન મલતું નથી. અવસ્તામાં જેટલે ઠેકાણે ઓરવરને નસાની રીમની લાગે તે વિષે લખાણો મલે છે, તે ઉપરથી એવો સાર કહાડી શકાય છે કે માણસોએ જેમ બને તેમ જાણી-જોઇને વનસ્પતીને નસો લાગવા દેવો નહીં અને પક્ષીઓ અથવા બીજાં જાનવરો લાસના નસાને વનસ્પતીમાં નહીં લેઇ જાય તેની ખુબ

---

જણાવે છે કે સર્વેથી તે (આતશ) સારી ખુશબો તથા સરસ ખુશબો અને ખ્યારનું લેઈ જવું ચાહે છે."

☞ એ વગેરે પુશ્કલ ન્વાયતોમાં એજ બાબતના લખાણો મલી આવે છે.

૨૩૪. બે૦ નં૦ ૨ સર્દ ૨૧:—"બીજું અમારા જાણુવામાં આવ્યું છે કે ભલી દીનનાંઓની વસ્તીમાં દરએક તરફ આતશખાનાંઓ નથી અને દરએક જણ ઘરમાં આતશ (જેમનો તેમ) રાખે છે. દીનમાં એવું ફરમાવેલું છે કે જે આતશ ઉપર ખાણું પકાવી રહે તેપર (ખુશબો મુકયા વગર) બીજીવાર ખાણું પકાવવું નહીં."

તકેદારી રાખવી. જો એ બાબતની કસુર અથવા ગફલત કરવામાં આવે તો તેનો ગુનાહ કહ્યો છે. (વં૦ ૬. ફ ૧–૨૫, ૪૬–૪૮.) જો કોઇ રીમન થયલો માણસ જરૂરનેસર વનસ્પતીને રસ્તે ચાલતાં જંગલમાં અડકે અને તે વનસ્પતીનું લાકડું જો આતશમાં બાળવાનું હોય તો તેટલા માટે તે શખ્સને ચોક્કસ તોજેશ કરવાનેકહ્યું છે (વં૦ ૮. ફ૦ ૧૦૬–૧૦૭.) પણુ તે વનસ્પતીને રદ કરવી કે નહીં તે કાંઇ કહ્યું નથી. એજ પ્રમાણે પાછલી કેતાબોમાં જો કોઇ માણુસ ઝાડ ઉપર અથવા ઝાડને લાગીને મરણુ પામે તો તેને શી રીતે જમીનને લાગ્યા વગર અલગ ઉતારીને લેઇ જવું તેની તરતીબ જણાવી છે અને કેટલીએક ચોપડીઓમાં તે ઝાડનાં ચોક્કસ ભાગોજ માત્ર કાપીને રદ કરવા કહ્યું છે; આખાં ઝાડને રદ કરવા કહ્યું નથી.[૨૩૫] વલી વંદીદાદની

---

૨૩૫. દ૦ પે૦ સં૦ નં૦ ૧ સર્ફે ૭–૮:—"જો ઝાડ ઉપર મરણ પામે અને તેની છાલ લીલી હોય અને તેને પડવાની ધાસ્તી નહીં હોય તો તેને નીચે નહીં ઉતારવું (અલગજ લેઇ જવું) પણુ જો પડવાની ધાસ્તી હોય તો તેનાં શરીર જેટલું નીચે ઉતારવું.

જો ઝાડની છાલ સુકકી હોય અને જો (પડવાની) ધાસ્તી હોય અથવા નહીં હોય તોબી નીચે લાવવું.

જો ઝાડની લીલી ડાંખલી ઉપર મરણુ પામે અને તેને પડવાની ધાસ્તી નહીં હોય તો નીચે નહીં લાવવું (અલગજ લેઇ જવું).

પણ જો (પડવાની) ધાસ્તી હોય અથવા જો ઝાડની ડાલી સુકકી હોય જો તે (બેહુ બાબતોનું) સાથે હોવું હોય જો જરાબી તેનો કોઈ બાલ અથવા અવયવ ઝાડને લાગી રહેવાનો સંભવ હોય તો તેનાં શરીર જેટલું નીચે ઉતારવું.

પણ જો ઝાડને લાગી રહેવાનો સંભવ નહીં હોય પણ તેને પડવાની ધાસ્તી હોય તોબી નીચે નહીં લાવવું."

બે૦ નં૦ ૨ સફે ૩૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૫, ૧૭૭:—"જો કોઇ એક ઝાડપર મરણુ પામે જેની છાલ લીલી હોય. જો ઝાડપરથી નહીં પડે તો રીમની જમીનમાં નહીં જાય...જો ઝાડની છાલ સુકકી હોય અને કોઇ તેપર મરણુ પામે તો પાણી પોંહોંચે ત્યાં લગી રીમની નીચે જાય. જો ઝાડનાં થડપર નહીં પણ ડાળીપર હોય........અને તેનો કોઇ અવયવ અથવા બાલ ફળદ્રપ ઝાડપર પડે તો રીમની જમીનમાં નહીં ઉતરે. જો ફળદ્રુપ ઝાડપર કોઇ અવયવ અથવા બાલ પડે તો રીમની જમીનમાં પોંહોંચે. એક વર્ષ લગી જેટલી જગાએ નસો લાગો હોય તેટલી જગાએ રીમની જમીનમાં ઉતરે.

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૧૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭; જી૦ મો૦ ૨૦ સફે ૨૯; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૯:—"ઝાડપર એક નસો હોય (અથવા) તેની એક ડાલપર નસો હોય અને માણસો અનજાણુપણે નીચે બેઠાં હોય, પછી જ્યારે માલૂમ પડે ત્યારે તેઓએ શરીર અને કપડાં ત્રણવાર નીરંગ અને પાણીએ ધોવાં. પછી તેઓ જોડાયલાં હોય કે છુટાં હોય તોબી બે જણે પેવંદથી બાજ લેઇને છવાર નીરંગ અને પાણીએ ધોયલાં કપડાં હાથો ઉપર બચાવ તરીકે લપેટીને બાંધવાં. ત્રણવાર કુતરાંને આંગલીની ઇશારત કરીને જે જગાએ તેઓ જોય તે જગાએ તે જોઇને 'સગદીદ' કરે તેમ કરવું. ત્રણ પડનું કપડું હાથો ઉપર બચાવ તરીકે બાંધવું. તે ત્રણ પડ સુધાં તે ડાલીને કાપવી અને નસાને નીચે પડવા દેવો. ફરીથી સગદીદ કરીને (ધારા પ્રમાણે) દખમાહે લેઇ જવો.—જો ઝાડના થડપર હોય તો (એજ રીતે) લાસનો શરીર જેટલો ભાગ કાપીને પરહેજવું. અને જે જગાએ કે ડાલીપર નસો હોય તેટલી તે કાપીને પરહેજવી."

પાંચમી પરગરદની શરૂઆતમાં પહાડોની ખીણમાં બાળવાનાં લાકડાંનાં જે ઝાડો ઉગ્યાં હોય તેની ઉપર જો કોઇ પક્ષી લાસનો નસો ખાઇને તેનું વામીટ અથવા હગાર નાંખે અથવા તેનો કોઇ કકડો લાવીને મુકે અને પછી કોઇ શખ્સ જઇને બેખબરીથી તેનું લાકડું કાપીને ધારા પ્રમાણે છોલીને બાળવાના કામમાં લે તો તેથી તે ગુનેહગાર થાય કે નહીં એવો સવાલ છે; તેનાં જવાબમાં કહેલું છે કે એવી રીતે જનજનાવરોથી, પવનથી, અથવા એવીજ બીજી કોઇ રીતે આવી પડેલા નસાને લાગેલાં ઝાડનાં લાકડાંને બેખબરીથી બાળનાર ગુનેહગાર થતો નથી. તે ઉપરથી એવું અનુમાન થાય છે કે તે ઝાડને કાપનાર માણસ બેખબરીને લીધે ગુનેહગાર થતો નથી, એટલુંજ નહીં પણ તે તેને છોલીને વાપડે છે કે, જે છોલેલી છાલ સાથે નસાનો ભાગ દૂર થાય છે. તેથી જેમ ઉપર બાલવાના લાકડાંની બાબતમાં જણાવ્યું છે તેમ બાકીનો કાઠીનો ભાગ રદ કરવાની જરૂર નહીં જોઇ હોય.[૨૩૬] વલી વંદીદાદની છઠ્ઠી પરગરદમાં કહે છે કે

જુઓ મો૦ ૨૦ સફે ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"સવાલ-ઝાડપર નસો હોય તેની નીચે માણસો હોય તેનું કેમ? જવાબ—જે શખ્સ કે બરાબર તેની નીચે (એકલો) બેઠેલો હોય તે રીમન છે. બીજું જે (એકલા)ની ઉપર તે નસાનો છાંયો પડે તે રીમન છે. જો એક ટોળું મલીને બેઠું હોય તો તે બધેનું પેવંદ થયું તેથી તેઓ જો પોતાનાં કપડાં અને શરીરને નીરંગ અને પાણીથી ધોય તો તેઓ ચોખ્ખાં થાય."

૨૩૬. વં૦ ૫. ક૦ ૧-૪:—"ખીણોની ઉંચી જગાઓમાં કોઇ માણસ મુએલું પડયું હોય. તેની નજદીક કોઇ પંખેરૂ પહાડની ઉંચ્ચી જગાપરથી તે ખીણની ઉંડી જગામાં ઉડીને જાય. તે મુએલાં માણસનાં શરીરને ખાય. અને તે પંખેરૂ તે ખીણની ઉંડી જગામાંથી પહાડની ઉંચી જગાએ પાછું ઉડી જાય. તે એક ઝાડ પર ઉડીને બેશે (જે ઝાડ બદામરીને જેવું) કઠણ લાકડાંનું હોય અથવા (બરૂની જાતનું) નરમ સાખાવાલું હોય. તે ઉપર તે (બાંધેલાંને) ઓકે અથવા તેનો હગાર કરે અથવા તેનો કકડો મુકીને ચુંથે ત્યારપછી કોઇ માણસ ખીણોની ઉંડી જગાઓમાંથી પહાડોનાં શીખરો ઉપર જાય. તેજ ઝાડ જે ઉપર તે પક્ષી (હતું) તેની પાસે જાય અને તેનાં લાકડાંને આતશપર બાળવાને પસંદ કરે. તેને કાપીને પાડે અને તેના કકડા કરે અને તેની છાલ છોલી કહાડે અને અહુરમજદના બેટા આતશપર મુકીને સલગાવે (જેમ) 'ઘટતી તપાસ કરીને (આતશપર) મુકવુ'' (એવો હોકમ છે તે પ્રમાણે) તો શું તેની કાંઇ તોજેશ છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો—કુતરાંથી લઇ જવાયલો, પક્ષીથી લઇ જવાયલો, વરૂથી લઇ જવાયલો, પવનથી લઇ જવાયલો, માંખથી લઇ જવાયલો, (અથવા એવીજ કોઈ બીજી રીતે ઝાડ કાપનાર માણસને ખબર નહીં હોય તેમ તે ઉપર લઇ જવાયલો) નસો તે માણસને તકસીરવાર કરીને રીમન કરતો નથી.† જો એવા નસા જેવા કે કુતરાંથી લઇ જવાયલા, પક્ષીથી લઇ જવાયલા, વરૂથી લઈ જવાયલા, પવનથી લઇ જવાયલા, માંખથી લઈ જવાયલા, (અથવા એવીજ કોઇ બીજી રીતે ઝાડ કાપનાર માણસને ખબર નહીં હોય તેમ તે ઉપર લઇ જવાયલા) નસા તે માણસને તકસીરવાર કરીને રીમન કરતા

† 'નોઈત...નોઇત' એ પ્રમાણે બે નિષેધાર્થક અવ્યયોનો અર્થ એક નિશ્ચયાર્થક અવ્યય કરી લોકે થાય છે તોપણ કેટલીએક વખ્તે પુરાતન ભાષાઓમાં તેઓનો અર્થ એક નિષેધાર્થક અવ્યયનોજ થાય છે. જેઓ અંગ્રેજીમાં લોર્ડ બેકનના, કવિ સ્પેનસરના તથા શેકસ્પીઅરના ગ્રંથો વાંચશે તેઓને એના ઘણા દાખલા મલશે.—રી૦ બ૦

ખેડુતે ખેતર ખેડયા અગાઉ અને બાગબાને બાગના ક્યારા બનાવ્યા અગાઉ તે જગા ઉપર નસો પડયો હોય તે શોધીને બાહેર કહાડવો.[૨૩૭] અને એજ બાબત પાંચમી પરગરદમાં કહે છે કે એકવાર સારી ચોકસાઇથી તપાસીને નસા વગેરે કહાડીને ખેતર ખેડયા પછી અથવા બાગનાં ક્યારા બનાવ્યા પછી અને તેઓમાં છોડવાઓ ઉગાવીને પાણી ચલાવ્યા પછી જો કોઇ જનજાનવર લાસને લગતી કાંઇ ચીજ ખેંચી લાવીને ત્યાં નાંખે તો તેટલા માટે તેનો ધણી ગુનેહગાર નથી એટલુંજ નહીં પણ તે ધણીએ તે આખું ખેતર અથવા બાગ રદ કરવાની જરૂર નથી.[૨૩૮] એ સઘલાં ઉપરથી

---

હતે તો જલદીથી મારી તમામ શરીરવાળી આલમ (સર્વે માણસો) (ઇ૦ ૫૩ ફ૦ ૯. તથા ૪૬. ફ૦ ૧૧ માં કહ્યા પ્રમાણે) જાણીજોઇને ચોખ્ખાઇનો નાશ કરનારા ઠહીને (તેઓનાં શરીરો) મરગરજાન (કદી ચોખ્ખાં નહીં કરાય એવાં) અને તેઓનાં રવાનો (મુવા પછી) પોકારતાં (દોજખી) થતે. આઓ જે પુશ્કળ નસા ધરતી ઉપર મુએલાં પડે છે (અને માણસોની જાણ વગર અથવા તેઓનાં અખત્યારમાંથી ગયા પછી તેઓના કેટલાએક ભાગો આતશ, પાણી, વગેરે તત્વોમાં મલે છે) તેને લીધે."

૨૩૭. વં૦ ૬. ફ૦ ૬. ૨૫:—"કીરતાર! જો તે માજદયસ્નાનો રોપણી કરવાની જમીનને પાણીથી તર કરવાને, ખેડવાને, અને બી વાવવાને, ચાહે તો તે માજદયસ્નાનો કેમ કરે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—ત્યાં તે માજદયસ્નાનોએ તે જમીનમાં હાડકાં, બાલ, નખ, નીજાસત અને લોહી વગેરે પ્રવાહીઓ નહીં રહે તે વિષે સારી પેઠે તપાસ કરવી. કીરતાર! જો તે હાડકાં, બાલ, નખ, નીજાસત અને લોહી વગેરે પ્રવાહીઓ નહીં રહે તે વિષે સારી પેઠે તપાસ નહીં કરે તો તેની તોજેશ શું છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—એ વિષેના તનાફુર ગુનાહને વાસ્તે ઘોડાના 'અસ્ત્ર'વતે બસો 'ઉપાજન' કરે અને 'સ્રઓષોચરણ' વતે બસો. કીરતાર! જો (ઉપલી ખેડવાની જગોમાં દેખાવા છતાં) ગુજરેલાં માણસ અથવા સગનાં હાડકાંને, સૌથી નહાંની આંગલીના સૌથી આગલનાં બેટકાં જેટલુંબી, રહેવા દે અને જો તે (હાડકાં)માંથી રસી અથવા પ્રવાહીનો રેલો (જમીનમાં) ઝરકે તો તેની તોજેશ શું છે?—(જવાબ)—ત્રીસ 'ઉપાજન' ('અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે'). કીરતાર! (એ પ્રમાણે) જો વચલી આંગલીને સૌથી આગલનાં બેટકાં જેટલું રહેવા દે, ઇત્યાદિ તો તેની શું તોજેશ? (જવાબ) પચાસ 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર! (એ પ્રમાણે) જો સૌથી મોહોટી આંગલીનાં સૌથી આગલનાં બેટકાં જેટલું રહેવા દે, ઇત્યાદિ તો તેની શું તોજેશ છે?—(જવાબ) સીતેર 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર! (એ પ્રમાણે) આંગલાં જેટલું મોહોટું અથવા પાંસલી જેટલું મોહોટું રહેવા દે, ઇત્યાદિ, તો તેની શું તોજેશ છે?—(જવાબ) નેવું 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર; (એ પ્રમાણે) બે આગલાં જેટલું મોહોટું અથવા બે પાંસલી જેટલું રહેવા દે તો તેની શું તોજેશ છે?—(જવાબ) બસો 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર! (એ પ્રમાણે) જો બાજુ જેટલું મોહોટું અથવા થાપા જેટલું મોહોટું રહેવા દીયે તો તેની શું તોજેશ છે?—(જવાબ) ચારસો 'ઉપાજન' અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર! (એ પ્રમાણે) જો માણસના માથાં જેટલું રહેવા દીયે તો તેની શું તોજેશ છે?—(જવાબ) છસો 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે). કીરતાર! (એ પ્રમાણે) જો આખાં શરીરને રહેવા દીયે તો તેની શું તોજેશ છે?—(જવાબ) એક હજાર 'ઉપાજન' (અસ્ત્ર અને સ્રઓષોચરણ વતે)."

૨૩૮. વં૦ ૫. ફ૦ ૫-૭:—"કીરતાર! કોઈ માણસ અનાજનાં ખેતરને પાણીથી તર કરે તે (પાણી) ચીલામાં ગયું હોય, એ પ્રમાણે બીજીવાર અને એજ પ્રમાણે ત્રીજીવાર (ઈત્યાદિ તે પાણી તે ચીલામાં ગયું હોય,) ચોથીવાર (પાણી ગયા) પછી કોઈ કુતરૂં અથવા કોહલું, અથવા વરૂ,

અનુમાન કરી શકાય છે કે જો કે માણસોએ જાણીજોઇને વનસ્પતીમાં નસો દાખલ કરવો એ કામ ગુનાહભરેલું ગણ્યું છે, તોપણ જે ઝાડને નસો લાગો હોય તે આખાં ઝાડને રદ કરવાની જરૂર જણાવી નથી.

### માણસનાં રહેઠાંણની નહીં એવી જમીનને નસો લાગે તે વિષે.

જમીનને લાસનો નસો લાગે તે વિષે જુદી જુદી જાતની જમીન પ્રમાણે તેને પાક થવાનું કહ્યું છે. જો જમીનમાં 'દખ્મ' (પાકી ઇંટનું બાંધકામ અથવા ભઠ્ઠીમાં પકાવેલું વાસણ) બનાવીને નસો તેમાં મુકયો હોય તો તે નસો તમામ કહાડીને તે દખ્મું ભોંય બરાબર કરવાથી તે જમીન પાક સાફ થયલી ગણી છે. (જુઓ નોટ ૨૬). જો સાદી રીતે જમીનમાં મુરદું દાટીને રહેવા દીધું હોય તો પચાસ વર્ષે તે જમીન પાક થવાનું કહ્યું છે (જુઓ નોટ ૩૩). પણ જો કોઇએક ખુલ્લી જગાએ લાસ પડી રહે તો એક વર્ષે તે જગા પોતાની મેળે પાક થવાનું કહેલું છે.[૨૩૯] એક વર્ષની અંદર તે જમીનને

---

નસાને (તે ખેતરમાં) ખેંચી લાવે તો તે (પાણી ચલાવનાર)ને વાસ્તે શું તોજેશ છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—કુતરાંથી લઇ જવાયલો, પક્ષીથી લઇ જવાયલો, વરૂથી લઇ જવાયલો, પવનથી લઇ જવાયલો, માંખથી લઇ જવાયલો, (અથવા એવીજ કોઇબીજી રીતે ખેતરને પાણીથી તર કરનાર માણસને ખબર નહીં હોય તેમ તે ઉપર લઇ જવાયલો) નસો તે માણસને તકસીરવાર કરીને રીમન કરતો નથી. જો એવા નસા જેવા કે કુતરાંથી લઇ જવાયલા, પક્ષીથી લઈ જવાયલા, વરૂથી લઈ જવાયલા, પવનથી લઇ જવાયલા, માંખથી લઇ જવાયલા, (અથવા એવીજ કોઇ બીજી રીતે ખેતરને પાણીથી તર કરનાર માણસને ખબર નહીં હોય તેમ તે ઉપર લઇ જવાયલા) નસા તે માણસને તકસીરવાર કરીને રીમન કરતા હતે તો જલદીથી મારી તમામ શરીરવાલી આલમ (સર્વે માણસો) (ઇ૦ ૫૩. ફ૦ ૯. તથા ૪૬. ફ૦ ૧૧માં કહ્યા પ્રમાણે) જાણીજોઈ ચોખખાઇનો નાશ કરનારા ઠરીને (તેઓનાં શરીરો) મરગરજાન (કદી ચોખખાં નહીં કરાય એવાં) અને તેઓનાં રવાનો (મુવા પછી) પોકારતાં (દોજખી) થતે આએ જે પુશ્કલ નસાઓ ધર્તી ઉપર મુએલાં પડે છે (અને માણસોની જાણ વગર અથવા તેઓનાં અખત્યારમાંથી ગયા પછી તેઓનાં કેટલાએક ભાગો, આતશ, પાણી વગેરે તત્વોમાં મલે છે) તેને લીધે."

બ૦ કા૦ ૨૦ સફે૦ ૧૮૨:—"જો કોઇ ખેતર અથવા એવી જગામાં પાણી ચલાવવાનો હોય તો જેટલી જગે પાણી જવાનું હોય તેને ત્રણવાર ફરી ફરીથી તપાસવી. જો કોઇ જગે નસો, અથવા હેહેર, અથવા રીમની હોય તો તેને દૂર કરવું, પછી ખેતરમાં પાણી ચલાવવું. જો એ પ્રમાણે કીધું હોય અને ખેતરમાં પાણી લેઇ જઇને તેને બંધ કીધું હોય અને પાણીનો માર્ગ બંધ કીધો હોય અને નસો માલૂમ પડે તો જો પાણી ફેરવીને બીજી જગાએ લેઈ જવાય તો લેઇ જવું અથવા જો નસો લેઇ જવાય તો તે લેઇ જવો અને તે વખતે જો કે સગદીદ અથવા પેવંદ એ બેમાંનું એકબી નહીં થઇ શકે તોબી **વગર સગદીદે અને વગર પેવંદેબી** તે લેઇ જવું (કેમકે જો તેમ નહીં કરે અને) **એકાએક પાણી નસાને લાગે તો તે મરદ રીમન થાય.**

૨૩૯. વં૦ ૬. ફ૦ ૧:—"કેટલી લાંબી મુદત લગી તે જમીન નહીં જવા જોગ (અલગ રાખવા જોગ) છે જે ઉપર કુતરાં અથવા માણસો મરણ પામેલાં હોય? ત્યારે અહુરમજદે કહ્યું:—અશો જરતોસ્ત! એક વર્ષની મુદત લગી તે જમીન નહીં જવા જોગ (અલગ રાખવા જોગ) છે, જે ઉપર કુતરાં અથવા માણસો મરણ પામ્યાં હોય."

ખેડવાની મનાઇ કીધી છે.[૨૪૦] જો ઘર વગેરેની છાયાદાર જગા ઉપર લાસ પડે તો તેનેબી એક વર્ષે પાક થવાનું કહ્યું છે.[૨૪૧] કેટલાએકોનું મત એવું છે કે જેમ વહેતાં પાણીની નેહેરને લાસની આસપાસનાં ચોક્કસ તફાવત સીવાય બધેથી પાક ગણેલી છે તેમજ જાહેર રસ્તાનેબી પાક ગણવો (જુઓ નોટ ૧૧૯ મી). પણ એ વિચાર બહાલ રાખવાને આંચકો લાગે છે. કારણકે વહેતાં પાણીમાં તો હમેશાં પાણી ચાલુ રહે છે તેથી લાસનાં સૂક્ષ્મો એકની એક જગાએ રહેતા નથી પણ જમીન ઉપર તો તેમ રહેવાનો સંભવ છે, તેટલા માટે રસ્તાને સાફ થવાની મુદતની કાંઇ હદ હોવી જોઇએ.

---

૨૪૦. વં૦ ૬. ફ૦ ૨-૫:—"એ પછી (ત્યાં લાસ પડવા પછી) માજદયસ્નાનોએ તે જમીન જે ઉપર કુતરાં અથવા માણસો મરણ પામ્યાં હોય, તેપર એક વર્ષની મુદતની અંદર વાવણી કરવી નહીં. અથવા તે ઉપર પાણી જવા દેવું નહીં. (એ મુદત) પછી માજદયસ્નાનોએ તે અલગ રાખેલી જમીનપર મરજી પડે તેમ વાવણી કરવી, અને મરજી પડે તેમ તે ઉપર પાણી ચલાવવું. જો માજદયસ્નાનો તે જમીન કે જેપર કુતરાં અથવા માણસ મરણ પામ્યાં હોય તેપર વાવણી કરે, જો પાણી છોડે, એક વર્ષની મુદતની અંદર, તો તે જે માજદયસ્નાનો છે તેઓ 'નસુસ્પય'* નામના ગુનાહની રીતે પાણી જમીન, અને ઓરવરોને ખરાબ કરવાની તકસીર કરે છે. કીરતાર ! જે જમીન-પર કુતરાં અથવા માણસો મરણ પામે તેપર જો માજદયસ્નાનો એક વર્ષની મુદતમાં વાવણી કરે અથવા જો પાણી ચલાવે તો તેની શું તોજેશ છે? ત્યારે અહુરમજદે કહ્યું:—'એ (ગુનાહ)નાં પ્રત્યેક 'તનાફુર'ને માટે ઘોડાનાં 'અસ્ત્ર'થી ૨૦૦ અને 'સ્રઓષોચરણ'થી ૨૦૦ 'ઉપાજન' કરે."

સ્પીગલ પેહેલવી વં૦ ૬. ૫૦ હની શરેહ:—"આ તે જમીન વિષેનું ગણવું કે જે ઉપર (તે મરનારનો) જીવ ગયો હોય. અને જો તેનો એક બાલ વટીક જમીનપર રહી ગયો હોય તો બદનની લંબાઇ પોહલાઇ જેટલી જમીન પાણી સુધી (નીચે ખોદતાં પાણી મલે ત્યાં સુધી અથવા ઉપરથી પાણી નાખ્યે અને જ્યાં લગી તે સમાયા કરે તેટલાવારમાં જેટલે લગી નીચે પાણી ઉતરે ત્યાં લગી) તમામ રીમન છે. તેથી તેને જેમની તેમ રહેવા દેવી. અને (મજકુર અવસ્તાનાં ફકરામાં, પે૦ વં૦ ૬. ફ૦ ૨-૫) કહે છે કે વર્ષની મુદત આખર થવા લગીમાં તેને ખેડવી નહીં અને ખોડવી નહીં અને તેની ઉપર પાણી રાખવું નહીં, જો (વર્ષ પુરૂં થવા અગાઉ) તેને ખેડે અથવા તેમાં વાવે તો એક તનાફુર ગુનાહ. જો તેપર પાણી છોડે તો એક તનાફુર ગુનાહ. જો ત્રણે (કામો) કરે તો બે (ત્રણ ?) તનાફુર ગુનાહ. જો તેની ઉપર લીલું લાકડું લગાડે તો તેને ખોડયા(ના ગુનાહ) બરાબર થાય અને તેની ઉપર ચાલ્યા બરાબર થાય. (તે જમીનને) ઢાંકણ (જાથુકનું) કરવું નહીં. અને તેની ઉપર (કાંઈ ઢાંકણ) ચલાવવુંબી નહીં. જો ઢાંકણ કરે અથવા ચલાવે તો (તેનો ગુનાહ જે થાય તે ઉપલા 'નસુસ્પય') ગુનાહ કીધેલા (બરાબર) નહીં ગણાય."

૨૪૧. બ૦ કા૦ ૨૦ સફે ૧૮૭:—"સવાલ—એક ઘર અથવા જગ્યામાં નસો પડયો હોય તે વિષેનો શું હોકમ છે?—જવાબ—જે જગાએ નસો પડયો હોય તે જેટલા વીસ્તારની જમીનને લાગો હોય તેના પોપડા ઉખેડીને દૂર કરવા એક વર્ષ પછી તે જમીન ચોખ્ખી થાય. તેને નીરંગ પાણીએ ધોવી જોઇએ.

---

* 'નસુસ્પય' (પે૦ 'નસા નિગાની') ગુનાહ તે શું તે વિષે એવી સમજુતી છે કે કોઇબી રીતે નસાને સાચવી રાખવાનાં કામનાં ગુનાહનું એ નામ છે. અને આ જગે એનું લક્ષણ એવું જણાય છે છે કે મીટી, ભીનાશ, વનસ્પતી, અને નસો એ ચારનો એકથો સંયોગ કરવાનાં કામનાં ગુનાહનું એ નામ છે.—રી૦ બ૦.

## જરતોશ્તી ધર્મ કુદ્રતી વસ્તુઓપર અજાબ નહીં પડવાને માટે તેઓની જતન રાખવાને ફરમાવે છે કે માણસોનાં ફાયદાને માટે?

ગુજરેલાંની લાસનાં નસાનાં સંબંધમાં આવેલાં માણસો, જાનવરો, અને બીજી કુદ્રતી તથા માણસની બનાવેલી ચીજોને ધોઇ સાફ કરીને પાછી ચોખ્ખી કરવાને કેટલીએક તરતીબો જરતોશ્તી ધર્મની રૂએ જણાવી છે તેમાં ઘણીખરી બાબત સાથે તેની મતલબ અમે ઉપર જણાવવાની તજવીજ કીધી છે તે ઉપરથી વાંચનારાઓનાં જોવામાં આવશે કે એ તરતીબો બતાવવામાં કાંઇ નહીંને કાંઇ મતલબ છે, વગર કારણે જેમ ધ્યાંનમાં આવે તેમ અથવા બધે એકસરખીજ રીતે ધોવાધોવાનું કહ્યું નથી. જ્યાં વધારે નુકસાનની ધાસ્તી અથવા સંભવ છે ત્યાં વધારે સંભાળ રાખવાને અને વધારે સફાઇનાં ઉપાયો વાપડવાને જણાવ્યું છે. જ્યાં ઓછું નુકસાન થવાનો સંભવ છે ત્યાં ઓછા ઉપાયો વાપડવાને જણાવ્યું છે. તેમજ કોઇબી ચીજને બીનકારણે વ્યર્થ કરવાને અને બીગાડવાને ફરમાવ્યું નથી. વલી જેમ બને તેમ સૌથી મોહોટા સાહુચેતીના ઉપાયો લેવાને ફરમાવ્યું છે કે નહાનાં નુકસાનને માટે બીજાં મોહોટાં નુકસાનનાં જેટલી સાહુચેતી રાખી હોય તો મુતલગ ધાસ્તી રહે નહીં અને એ સાહુચેતીને ખાતર સર્વે જાતના ગુજરેલાંઓને અડકવાની મનાઇ કીધી છે અને જો અડકે તો જેમ ઘટે તેમ, પણ ચહડતામાં ચહડતી ચોખ્ખાઇ અથવા સફાઇ લેવાનું ફરમાવ્યું છે. ખરૂં છે કે દરેક જણ જે મરણ પામે છે તે ઉડતા રોગથી મરતું નથી માટે હરએક મુરદાંને અડકવાથી ઉડતો રોગ લાગવાની ધાસ્તી હોતી નથી, તોપણ સૌથી મોહોટું નુકસાન થવાની ધાસ્તીની સાંમણે જે સાહુચેતી રાખવી જોઇએ તેજ સાહુચેતી દરેક વખ્તે રાખવાને ફરમાવ્યું છે કે તેથી કરીને મુતલગ નુકસાન નહીં પોંહોંચવાની બેવડી ખાત્રી રહે. બીજું સફાઇના જે જે ઉપાયો બતાવ્યા છે તે એવા છે કે તેઓને આજનું વૈદકશાસ્ત્ર ટેકો આપે છે.

---

બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૫:—"જો કોઇને ફાંસી ચહડાવે અને તેનું શરીર એવી રીતે લટકતું હોય કે તેનો કોઇબી ભાગ તે લાકડાંપર નહીં હોય તો રીમની જમીન ઉપર નીચે ઉતરતી નથી. પણ જ્યારે તેને લાકડાં ઉપરથી નીચે લાવે ત્યારે જો તેનો કોઇ ખુલ્લો ભાગ તે જમીનને લાગે તો પાણી લગી રીમની નીચે જાય છે અથવા જ્યારે તેને જમીન ઉપર મુકે ત્યારે જો તેનો કોઇ ખુલ્લો ભાગ જમીનને લાગે તો પાણી લગી રીમની નીચે જાય છે. પણ જો હવામાં હોય અને એવી અતરંગ રીતે તેને નીચે ઉતારે કે તેનો કોઇબી ભાગ નીચે નહીં પડે અને નસાનો કોઇબી ખુલ્લો ભાગ જમીનને લાગવા દીધો નહીં હોય તો રીમની જમીનને લાગુ થતી નથી."

બ૦ કા૦ ૨૦ સર્દ ૧૭૫:—"ઇંટ, બટોડું, અથવા કપડાં ઉપર કોઇ નસો મુકે તેનો ખુલ્લો ભાગ તેને લાગો હોય તો તે નસાનો જેટલો વીસ્તાર હોય તેટલે લગાની તે વસ્તુને જમીનપરથી ઉખેડી કહાડવી અને તે જમીન રીમન ગણાતી નથી. પણ તેમાં એક અપવાદ છે તે એ કે છાણાં, રાખ, અને એવીજ બીજી જે નરમ વસ્તુ હોય તેને જો નસો લાગે તો જેટલી જમીન તેનાં સંબંધમાં હોય તે રીમન થાય."

ડાકટરો કહે છે કે ગાય બલદનાં નીરંગમાં કાર્બોલીક એસીડ (કેટલાએકોનાં કહેવા મુજબ 'ફેનીલીક એસીડ'-જે કોલસાનાં ડામરમાંથી છે—જુઓ ધી લાનસેટ, ૧૨ મી જુન ૧૮૭૫, સફે ૩૯) નામની એક વસ્તુ છે તેમાં ગલીચી દૂર કરવાનો અને રોગી હવાનો નાશ કરવાનો એક ગુણ છે તેથી તે સફાઇ આપવાનાં કામમાં ઘટતો છે, સુક્કી મટોડીમાંબી એજ ગુણ છે. જે આજનાં વખ્તમાં નજીસાત સાફ કરવાના કામમાં વાપડવાને બધી તરફથી પસંદ કરવામાં આવી છે. (જુઓ શેઠ ખ૦ ૨૦ કામાના ઇનામનો રેસાલો—વંદીદાદ સફે ૫૩ મે નોટમાં). પાણી સફાઇ આપવાનો મુખ્ય ઉપાય છે તે સર્વેને રોશન છે. બરશનુમ અથવા ન્હાન એ કાંઇ નહીં પણ પુરાતન જમાનાની 'હાઇડ્રાપથી (Hydropathy or Baths) છે. હવામાંની રીમની દૂર કરીને તેને ચોખ્ખી કરવાને માટે આતશ ઉપર ખુશબો બાળવાને જરતોશ્તી ધર્મ ફરમાવે છે. એ ઉપાય હરેક જમાનામાં હરેક માણસોથી પસંદ કરવામાં આવેલો છે. અને તે કાંઇ નહીં પણ એક જાતનું હવાની ગલીચી દૂર કરવાનું કામ (deodorization) છે. એ રીતે માલૂમ પડે છે કે મુરદાંની રસી તથા તેમાંની ફેલાતી રોગીશ્ટ હવાની માઠી અને તનદરૂસ્તીને નુકસાન કરનારી અસર દૂર કરવાની મતલબેજ એ સફાઇને લગતા ઉપાયો વાપડવાને ફરમાવ્યા છે એટલુંજ કરીને જરતોશ્તી ધર્મે સંતોષ પકડયો નથી, પણ દરદ થવા પછી તેની દવા કરવા કરતાં તે દરદ નહીંજ થાય તેની સાહુચેતી તરીકે કુદ્રતી વસ્તુઓનાં જથ્થા જેવા કે જમીન, પાણી, આતશ, વનસ્પતી, ઇત્યાદિમાં લાસનાં નસાનો કોઇ ભાગ નહીં મલવા દેવાની તેણે તાકીદ કીધી છે, અને જે શખ્સ જાણીજોઇને અથવા અનજાણપણે તે કુદ્રતી વસ્તુઓને મુરદાંનાં નસાથી અથવા બીજી નુકસાનકારક ચીજોથી બીગાડે તે શખ્સને તે કામથી બીજા માણસોને થતાં નુકસાનનાં પ્રમાણ પ્રમાણે વધતો અથવા ઓછો ગુનાહ લાગવાનું કહ્યું છે. અને તે ગુનાહોની તોજેશ કરવામાં વલી એવી નેમ રાખી છે કે જેટલે દરજજે તેણે કુદ્રતી વસ્તુઓને બીગાડી હોય અને તેથી માણસોને જેટલું નુકસાન થવાનો સંભવ હોય તેટલે દરજજે અથવા તેથી વધારે તે શખ્સે તે વસ્તુઓને પાછી સાફ કરવી અથવા સાફ કરવામાં મદદ કરવી. અને નુકસાનનો બદલો ઘણુંકરીને જે બાબતમાં નુકસાન કીધું હોય તેજ બાબતમાં ભરી આપવો, જેમકે જે કામથી જીનાં નાશકારક જીવજંતુઓનો ઉપદ્રવ થાય તેનાં ગુનાહની તોજેશમાં તે જીવજંતુઓ મરાવવા. નસો દાટવાનો ગુનાહ કરનારે તેણે નસાથી જમીન, પાણી, વગેરે તત્વોને સાફ કરવાં. એજ પ્રમાણે જે જાતનું નીતિભંગ કરનારૂં કામ, જેવું કે જનાકારી વગેરે કીધું હોય, તેની તોજેશ તરીકે તેથી ઉલટી તેને મુકાબેલની સારી નીતિનું કામ, જેમકે જનાકારીની તોજેશ તરીકે હકહલાલનાં

લગનો (ખેતુઓદથ) કરાવવાં વગેરે ફરમાવેલું છે, કે જે આપણા ધર્મનો ધ્યાંનથી અભ્યાસ કરનારને માલૂમ પડે છે. એ સઘલું જોતાં માલુમ પડે છે કે એ સઘલાં ફરમાનો આપવામાં મુખ્ય નેમ એકજ રાખેલી છે. તે એ કે જીવતાં માણુસોની તનદરૂસ્તી સચવાય, તેઓમાંથી દુઃખદરદો દફે થાય,[૨૪૨] તેઓની આબાદાનીનો વધારો થાય, અને તેઓ તન, મન, અને ધનથી શક્તિવાન થઇને ઘણી નેક અને નિર્દોષ અને સદ્દાહસંપજભરેલી જીંદગી ગુજારે અને સુખાકારી સાથે તેઓનાં બનાવનારે તેઓને જેવી રીતે જીંદગી ગુજારવાની અને જેટલી લાંબી જીંદગી ગુજારવાની નેમ રાખી છે તે નેમ પ્રમાણે તે ગુજારીને આખરે બહેશ્તનો બદલો પામે. માજ્દયસ્ની જરતોશ્તી ધર્મ દરેક બાબતમાં ફરમાન આપતાં જે મુખ્ય નેમ રાખે છે તે એક ટુકા વાકયમાં સમાવી છે તે દરેક જરતોશ્તીએ બલકે દરેક માણુસે પોતાની છાતીમાં કોતરી રાખવા જોગ છે. તે એ કે "ગેતી. પ. કામે. તન., મીનો. પ. કામે રવાન." (જીવતાં જીવત સુખ અને મુવા પછી બહેસ્ત).

એ જીવતાં માણુસોની તનદરૂસ્તી અને આબાદાનીને ખાતર કુદ્રતી વસ્તુઓને સાફ રખાવવાની જરતોસ્તી ધર્મની મતલબ લાંબી મુદત થઇ આપણા લોકો એક જુદી રીતે સમજતા આવ્યા છે. તે એ કે કુદ્રતી દરેક વસ્તુને બીગાડવાથી તે ચીજ ઉપર અજાબ પડે છે અને તેથી કરાને તે ચીજ ઉપર મવકલ કીધેલો ફરેસ્તો નાખુશ થાય છે અને તેટલામાટે તેમ કરનારને ગુનાહ લાગે છે. પણ ઉપર જણાવેલી બાબતો ધ્યાંનમાં રાખતાં માલૂમ પડશે કે કુદ્રતી ચીજો ઉપર અજાબ પડે છે અને તેથી તેઓ ઉપર મુકરર કીધેલો ફરેસ્તો દલગીર થાય છે એમ કહેવાનાં ભેદનો ખુલાસો એ છે કે કુદ્રતી ચીજોને બીગાડતાં તે ચીજોપર અજાબ પડતો નથી પણ પાધરી અથવા આડકતરી રીતે જીવતાં માણુસો ઉપર અજાબ પડે છે અને દુન્યાંની

---

૨૪૨. બે૦ નં ૧ સર્ફે ૫૮; દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સર્ફે ૬:—(અહુરમજદ જરતોસ્તને કહે છે કે) "અને જો (સાત અમશાસ્પંદોને લગતી સાત પદાર્થો—માણસ, ઢોર, આતશ, ખનીજ-પદાર્થો, જમીન, પ્રવાહી વસ્તુઓ, અને વનસ્પતીઓને રીમનીથી) નહીં સાચવે અને સારી હાલતમાં નહીં રાખે તો તે (ખાકી) **દુન્યામાં ભારી રોગો ઘણો થાય અથવા અકાલ મોતો ઘણાં થાય** અને તેથી કરીને (તે સંભાલ અને પરહેજ નહીં કરનાર) આ (મીનોઇ) દુન્યામાં સજા પામે."

બે૦ નં૦ ૧ સર્ફે ૭૦:—"અને ખોદાએ પેગમ્બરોને એટલા વાસ્તે મોકલ્યા કે માણુસો જાણે કે **આ સઘલું ખોદાતાલાએ માણુસોને માટે બનાવ્યું છે. જેથી માણુસોને ઘટારટ છે કે એ ચીજોને સંભાલે અને હમેશાં બગાડે નહીં. જે કાંઇ જોઇએ તે કામમાં લે અને તેઓની જાલવણી કરવામાં તકસીર નહીં કરે કે તેથી કરીને તેઓ એક બીજાની જીંદગીને મદદ કરે અને તેઓનાં શરીરો સુખ અને રાહતભરેલાં રહે અને** (મરણ પછી) તેઓનાં આત્માઓ બહેસ્તમાં પોહોંચે."

આબાદાની અને વૃદ્ધીનો ઘટાડો થાય છે. અને એજ કારણથી કુદ્રતી ચીજોને બીગાડનાર માણસોને નુકસાન કરનાર હોવાથી ફરેસ્તાઓને નાખુશ કરનાર એટલેકે ગુનેહગાર ગણાય છે. દરૂજે નસુશ એહેરેમનની તરફનો એક દેવ છે અને એહેરેમન ખોદાનો દુશ્મન છે તેથી ખોદાની ચીજોને અજાબ પાડવાની મતલબથી દરૂજે નસુશને મુરદાંમાં દાખલ કરે છે કે તે તેમાં ભરાઇને તેને ખરાબ કરે અને તે ખરાબ થયલું મુરદું ખોદાની બનાવેલી ચીજોમાં દાખલ થઇને તે નિર્જીવ ચીજો કે જેઓને કાંઇ લાગણી નથી તેઓ ઉપર અજાબ પાડે અને તેથી તે ચીજો ઉપર મવકલ કીધેલા ફરેસ્તાઓને દલગીર કરે એવું ભુલભરેલું મત જરતોશ્તી ધર્મની મુલ ઉમદા ફીલસુફીમાં નથી. પણ પાછલા વખ્તનું છે, જો દરૂજે નસુશ એક દેવજ હતે તો તેનું જોર થંભ પાણીમાં અમુક તફાવત સુધી અને વહેતાં પાણીમાં અમુક તફાવત સુધી ચાલે છે. માંદગીથી મરનાર ઉપર તે એકદમ ગલબો કરે છે અને એકાએક મરનાર ઉપર એક ગેહ બદલાય તેટલા વખ્ત પછી કરે છે. જે વસ્તુઓનાં સૂક્ષ્મો પાસે પાસે હોય તેઓનાં કરતાં જેઓનાં સૂક્ષ્મો દૂર દૂર હોય તેઓની ઉપર વધારે ગલબો કરે છે. નિર્જીવ વસ્તુઓનાં કરતાં જીવતાં માણસનાં બદનમાં ઘણો ફેલાય છે અને ઉભરે છે, લીસી સપાટીવાલી ચીજો કરતાં ખડબચડી અથવા બાલ, ઉન, રેસા વગેરેવાળી સપાટીની ચીજોમાં વધારે લાગુ પડે છે. નહીં ચુસનારી વસ્તુઓ કરતાં ચુસનારી વસ્તુઓમાં વધારે, અને સુક્કી કરતાં ભીનાશવાલીમાં વધારે લાગુ પડે છે, ઇત્યાદિ તફાવતો જે બતાવેલા છે તે બતાવતે નહીં. જો નસાને લાગેલી ચીજોથી કુદ્રતની ચીજો ઉપર અજાબ પડે એવું એ ધર્મની મુળ ફીલસુફીએ માન્યું હતે તો એક ઠેકાણે જમીનમાં નસો દાટવાની મના કરીને બીજે ઠેકાણે નસાની રસીથી ખરડાયલાં કપડાં જમીનમાં દાટવાનું ફરમાવતે નહીં. મુરદાંને જમીનમાં દાટવાથી જમીનનો ફરેસ્તો દલગીર થાય છે, પણ જમીનપર ખેતી કરવાથી તે રાજી થાય છે. એ ભેદની મતલબ એ કે પેહેલાં કામથી માણસોને અંતે ખમવું પડે છે અને છેલ્લાંથી તેઓને લાભ થાય છે, અને તેટલા માટેજ પહેલું કામ ગુનાહભરેલું અને છેલ્લું કામ સવાબભરેલું ગણ્યું છે. એજ પ્રમાણે જો નસાને લાગેલાં લાકડાં બાળવાથી આતશ ઉપર અજાબ પડે છે એવું માન્યું હતે તો નસાને લાગેલાં લાકડાંનો ચોક્કસ ભાગ કહાડી નાંખીને બાકીનાં બાળવાની રજા આપતે નહીં. આતશને બુજાવવાથી આતશ ઉપર અજાબ પાડવાનું હતે તો નસો પકાવતા તથા બીજા આતશોનાં મોહોટા ભાગને એક પછી એક નવ વખ્ત પોતાની મેલે ઠંડો થવા દેવાની રજા આપતે નહીં. માણસોને અગવડ પડે કે સગવડ પડે, ગમે તે થાય તોબી એહેરેમનની તરફનો દરૂજે નસુશ જેને લાગો તે આખું

રદ્દજ કરવું જોઇએ, કારણકે તેથી અહુરમજદની નિર્જીવ ચીજો ઉપર અજાબ પડે છે એવું જો મત જરતોશ્તી ધર્મની મૂળ ફીલસુફીનું હતે તો અનાજની વખારને, અથવા ઘાસની ગંજીને, અથવા પાણીનાં તલાવને, જરાબી નસો લાગતાંજ તે સઘલું રદ્દ કરવા ફરમાવતે અને માણસોને તેઓનાં ઘટતા ભાગો વાપડવામાં લેવાના કરતાં ભુખે મરવાને અથવા પાણીની ટીપણી સોસવાને ફરમાવતે. જો પાણીને નસો લાગવાથી પાણીપર અજાબ પડે છે એવું માન્યું હતે તો પાણીનેજ અપવિત્ર થયલી ચીજોને ધોવાનાં કામમાં લેતે નહીં. જો જમીનપર લાસ મુકવાથી જમીનપર અજાબ થતો માન્યો હતે તો જુદા જુદા સંજોગોમાં જુદી જુદી મુદતે નસો હટાયલી તથા નસો મુકાયલી જમીનને પાક થવાનું જણાવતે નહીં. અને મીટીને નસો સાફ કરવાનાં કામમાં વાપડવાને કહેતે નહીં. હોમ જેવી પાવકામમાં વપડાતી ચીજને જો નસો લાગે તો તેને ઘરની જમીન ઉપર ચોક્કસ મુદત સુધી પાંથરી રાખીને પાછલથી તેને વપડાશમાં લેવાની રજા આપી છે તે કદી આપતે નહીં. એ સઘલી બાબતો જ્યારે ધ્યાંનમાં લેઇએ છીએ ત્યારે આપણે એકજ અનુમાન કહાડી શકયે છેયે કે એ સઘલાં ફરમાનો આપવામાં માણસોની તનદરૂસ્તી; સુખાકારી, વૃદ્ધી, અને આબાદીની જાલવી રાખવાની તથા તેમાં વધારો કરવાનીજ નેમ રાખી છે. પણ એ મુખ્ય નેમ ધ્યાંનમાં રાખીને એ ફરમાનોનો અભ્યાસ નહીં કરવાને લીધે પાછલા વખ્તમાં એવો વિચાર નિકલ્યો છે કે કુદ્રતની નિર્જીવ વસ્તુઓમાં નસો મેલાવાથી તે ચીજો ઉપર અજાબ પડે છે, અથવા તે ચીજો ઉપર મવકલ કીધેલા ફરેસ્તા દલગીર થાય છે. એ પાછલો વિચાર જે આજે ઘણાખરા જરતોશ્તીઓમાં લાંબા વખ્તનો ઉતરતો આવેલો જોવામાં આવે છે તે અસલ ધર્મની મૂળ ફીલસુફીને તેની ભેદભરેલી મતલબથી જુદીજ રીતે સમજવાથી ઉભો થયલો છે અને તેટલા-માટે તે ભુલભરેલો છે એવું ખુલ્લી રીતે જણાય છે. કુદ્રતી તત્વોની સફાઇ રાખવાની ("પરહેજ") જે જે તરતીબો, જેવા કે નસા, નજીસાત, મુરદાર, એઠવાડો, વગેરેથી દૂર રહેવું, તેઓને આતશ, પાણી, લાકડું, કપડાં વગેરેથી દૂર રાખવાં, અને જો તેઓનો તેઓ સાથે સંયોગ થાય તો કેટલીએક ચીજોને રદ્દ કરવી, બીજી ચીજોને ચોખ્ખી કરી લેવી, વગેરે જે જે રીતીઓ આજનાં જરતોશ્તીઓમાં બીજી કોમો સાથે સરખાવતાં ઘણીજ વધારે પાલવામાં આવે છે તે કયા મૂળ કાનુનથી પાલવાનું ધર્મે ફરમાવેલું છે તેની સમજણ અમે ઉપર આપી છે તેની ગેરહાજરીમાં અને તેનું કારણ પાછલા વખ્તનાં વિચાર પ્રમાણે તે નિર્જીવ તત્વોપર અજાબ પડવાનું સમજવાથી કરીને અને તે કારણ દરેકનાં મનનું સમાધાન કરે એવું નહીં હોવાથી કરીને ખુદ જરતોશ્તીઓએ તરતીબોને નકામી, અગવડ કરનારી,

અને માણસને કુદ્રતનાં તત્વોનો સરદાર ગણવાને બદલે તેઓનો પુંજારી બનાવનારી ગણે છે, અને જુદ્દીનો આપણા ધર્મપર હુમલો કરે છે કે પારસીઓ પોતાનો ધર્મ એક ખુદાને માનવાનો કહે છે પણ તે તો કુદ્રતી તત્વોની પુંજા કરવાનો છે એમ તેઓની તે ચીજો વાપડવાની રીતીઓ અને તેઓની તેઓ જે મતલબ જણાવે છે તે ઉપરથી સાબેત ઠરે છે. પણ જાણવું કે એ બધું ખોટું આળ જે આપણા પાક ધર્મપર મુકાય છે તે મજકુર "અજાબ પડવાનાં" ભુલભરેલા વિચારને લીધેજ મુકાય છે. એ તત્વોને ચોખ્ખાં રાખવાનાં ફરમાનોની આપણાં ધર્મની મૂળ નેમ તો સુઘડાઇ જાલવવાની, મ્યુનીસીપાલીટીને મદદ કરવાની, રોગોનો અટકાવ અને ઉપાય કરવાની, અને માણસની આબાદીમાં વધારો કરવાનીજ છે તેને તત્વોનો ગુલામ બનાવવાની નથી.

---

## કમોતે મરનારની લાસને ઠેકાણે પાડવાની ક્રિયા.

ઉપર અમે ગુજરેલાંઓની લાસોને બે પ્રકારની—સાધારણ મોતે મરનારની અને અસાધારણ મોતે મરનારની—ગણીને તેઓને ઠેકાણે પાડવાની ક્રિયાઓને બે વિભાગોમાં વેંહેંચી છે. તે મધેથી પેહેલા વિભાગની સાધારણ મોતે મરનારની લાસની ક્રિયાની વિગત ઉપર પુરી કીધી છે. અને અત્રેથી અસાધારણ મોતે મરનારની લાસને ઠેકાણે પાડવાની ક્રિયા શરૂ કર્યે છેયે.

### કમોતે મરનારની ઉપર દરૂજે નસુશની અસર.

ઉપર આપણે જણાવ્યું છે કે વંદીદાદની સાતમી પરગરદમાં અચાનક મોતે મરનાર ઉપર એક ગેહ બદલાય તેટલો વખ્ત ગુજરવા પછી દરૂજે નસુશનો ગલબો થાય છે એમ કહ્યું છે. તેનું કારણ એ છે કે અચાનક મોતે મરનારનું શરીર તરતજ કોહોવા માંડતું નથી. વાસ્તે જો તેની લાસને તેટલા વખ્તની અંદર અડકવામાં આવે તો તેથી નહાવાની જરૂર નથી. જે લાસો ઉપર બીજી ગેહમાં દરૂજે નસુશનો ગલબો થવા વિષે કહ્યું છે તેઓનાં વર્ગમાં રોગથી પીડાયા વગરનાં સાજાંતાજાં માણસો જેઓ કોઇ કારણને લીધે એકાએક ગુજરી જાય તેઓની લાસોને ગણવી. જેવી કે વાઘ, વરૂ, કુતરાં, અથવા એવાંજ કોઇ બીજા દરંદાં જાનવરે મારી નાંખેલાં માણસની લાસ, (સાંપ, અથવા વિચ્છુ અથવા એવાંજ બીજાં ઝેરી જાનવરોનાં ઝેરથી જેઓ એકાએક ગુજરી જાય તેઓને એ વર્ગમાં ગણવાં નહીં, કેમકે તેઓની લાસ ઝેરી છે—તેજ પ્રમાણે ઝેર ખાધેલાં માણસની લાસબી ઝેરી ગણાય)—તરવારનાં ઝટકાથી, ફાંસી દીધાથી, સુલી ચહડાવવાથી, બંદુકની ગોલીથી, તોપને મોહડે મુકવાથી, ડુબી જવાથી, આગમાં બળી જવાથી, ઉંચી જગાએથી

પડવાથી, અચાનક હેબતથી, કોઇ ભારી બોજામાં દબાઇ જવાથી, સાંચામાં દબાઇ જવાથી, અથવા એવીજ કોઇ બીજી રીતે મરનારાંઓની લાસો એ વર્ગમાં આવે છે. (જુઓ નોટ ૫૧ મી). તેથી તેવી લાસોને એક ગેહ જેટલા વખ્ત લગી અડકવાથી અડકનાર રીમન નહીં ગણાય. પણ તેણે માત્ર સાદી રીતે નહાવું અને પોતાનાં કપડાં ધોઇ લેવાં[૨૪૩] એવું કહ્યું છે.

### દરંદાં જાનવરે મારી ખાધેલાંની લાસ.

ફાડી ખાનારાં જાનવરે મારી નાંખેલાં માણસની લાસ માલૂમ પડયા પછી તે સબબથી તેને વિષે કાંઇ વિશેષ ક્રિયા કરવાનું અવસ્તામાં અથવા બીજી કોઇ કેતાબોમાં જણાતું નથી. એક રવાયતમાં કહે છે કે નસાસાલારોએ એ જાતની લાસને કાયદા પ્રમાણે ઠેકાણે પોંહોંચાડવી અને તેઓને સરેશ્તા કરતાં કાંઇ વધારે નહાવા કરવાની જરૂર નથી.[૨૪૪]

### ડુબી ગયલાની લાસ.

ડુબી ગયલાંની લાસ ત્રણ દરજજેની ગણીને તેની ત્રણ રીતે ઠેકાણે પાડવાની તરતીબ જરતોશ્તી ધર્મમાં જણાવી છે. ડુબી જનારની લાસ ૧. તુરતનીજ પાણીમાં પડેલી હોય, ૨. આગલી ગેહમાંની પડેલી હોય, ૩. અથવા ઘણાં લાંબા વખ્તની પડેલી હોય અને તે કોહીને છુટી પડી ગઇ હોય.

૧. ડુબી જનારની લાસ જો તુરતજ પાણીમાંથી બાહેર કહાડવામાં આવે તો તેજ ગેહમાં તેની ઉપર દરૂજે નસુશનો ગલબો નથી. વાસ્તે તેને જીવતાં શરીર લેખેજ ગણવું એવો એક રવાયત લખનારનો અભિપ્રાય માલૂમ પડે છે.[૨૪૫] અને એ વિચાર ભુલભરેલો લાગતો નથી. કારણકે એક સાજું તાજું માણસ એકાએક ગુજરી જાય તેનાં શરીર ઉપર દરૂજે નસુશનો ગલબો એટલેકે લાસનું પૃથક્કરણ તુરત લાગુ પડે નહીં.

૨. જો લાસ તેજ ગેહમાં પડેલી નહીં હોય પણ અગાઉની પડેલી હોય તો તે વિષે વંદીદાદની છઠ્ઠી પરગરદમાં કહે છે કે દરેક મજદયસ્નાનની ફરજ છે કે વગર વખ્ત ખોવે તેને પાણીમાંથી બાહેર કહાડવાને મદદ કરવી.

---

૨૪૩. બેο નંο ૩ સફે ૨૩:—"તેણે પોતાનાં કપડાં નીરંગ અને પાણીથી જલદી ધોવાં."

૨૪૪. પેο ૬૦ મેο ૨૦ લાο નંο ૬૮ સફે ૧૩૩; બેο નંο ૩. સફે ૯:—"શાપુર ભરૂચીની રેવાયતથી:—સવાલ—જો કોઇને વાઘ, અથવા વરૂ, અથવા કોઈ જાનવરે મારી નાંખ્યો અથવા ચોરે મારી નાંખ્યો હોય અને એક મહીના પછી તેની લાસ માલૂમ પડે તો શું કરવું? જવાબ—પેહેલાં તો ખાત્રી કરવી કે તે લાસ તે ધણીની છે. પછી પેહેલાં સગદીદ કરવી અને નસાસાલારોએ દીનની રાહે તેની લાસને પરહેજીને દુખમામાં મુકવી. નસાસાલારોનાં કપડાં પાક છે એટલે કે સીશીક નહાવાની હાજત નથી."

૨૪૫. બેο નંο ૨ સફે ૨, તથા ૪૬:—સવાલ—કોઇ બચ્ચું પાણીમાં પડે અને તેને પાણીમાંથી બાહેર લાવે ત્યારે એવું ગુમાન હોય કે તે જીવતું હશે, પણ તે તેમ નહીં હોય તો તે વિષે શું હોકમ છે?—જવાબ—પેહેલાં તો તેને જીવતાં તરીકેજ ગણવું."

ગુઠણુપુર, કમ્મરપુર, અથવા તેથીબી વધારે જેટલાં પાણીમાં જઇ શકાય ત્યાંસુધી જઇને તે લાસને પાણીમાંથી બાહેર કહાડવી, અને સુકકી જગાપર લાવીને મુકવી.[૨૪૬] અવસ્તામાં એટલુંજ કહેલું છે. અલબત્તે એ પછીથી લાસને ધારા પ્રમાણે ઠેકાણે પાડવી. એક રવાયતમાં કહે છે કે જો બની શકે તો બે જરતોશ્તીઓએ હાથે દસ્તાનાં બાંધીને અને પેવંદ થઇને તથા બાજ લેઇને તે લાસને પાણીમાંથી બાહેર લાવવી. પણ જો તેમ નહીં બને તો લાચારે એકજ જણે વગર બાજે અને વગર પેવંદે લાસને પાણીમાંથી બાહેર લાવવી. પછી પોતાનાં આંગમાંના કપડાં ફાડીને રદ કરવાં અને સીશીઉં નહાન નહાવું.[૨૪૭]

૩. જો લાસ ઘણી કોહીને તેનાં કકડા છુટા પડી ગયા હોય તો તે વિષે વંદીદાદની છઠ્ઠી પરગરદમાં કહે છે કે જેટલા કકડા હાથમાં ધરીને પાણીમાંથી બાહેર લાવી શકાય તેટલા બાહેર લાવીને સુક્કી જગા ઉપર મુકવા અને પાણીમાં કોઇ હાડકાં, અથવા બાલ, અથવા ચિરકિન, અથવા ચામડી અથવા લાસનો કોઇબી ભાગ રહેવા દેવો નહીં. જેટલું લવાય તેટલું ફરી ફરીથી તજવીજ કરીને બાહેર લાવીને સુકકી જગા ઉપર મુકવું.[૨૪૮] ત્યાર પછી અલબત્તે તેને કાયદા પ્રમાણે ઠેકાણે પાડવું.—બીજી કેતાબોમાં કહે છે કે પાણીમાંથી કકડા બાહેર લાવે ત્યારે દર વખ્તે સુકકી જમીન

---

૨૪૬. વં૦ ૬ ફ૦ ૨૬–૨૭:—'શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો ! તે માજદયસ્નાનો પગે ચાલતાં, અથવા દોડતાં, અથવા સ્વારી કરતાં, અથવા ગાડીમાં જતાં, વહેતાં પાણીમાં લાસને લગતી કોઇબી ચીજને પોહોંચે તો તે માજદયસ્નાનો કેમ કરે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—' અશો જરતોશ્ત ! જોડા ઉતારે અને કપડાં ઉતારે તેટલે થોભવું. (પછી) આગલ ચાલે અને પાણીમાંથી ગુજરેલાંને બાહેર લેઈ જાય, ઓ જરતોશ્ત ! પગની ફીચપુર પાણી હોય તેમાંથી, ગુઠણપુર પાણી હોય તેમાંથી, માણસની ઉંચાઇ જેટલું પાણી હોય તેમાંથી, તમામ એટલે સુધીથી કે જેટલે લગી તે મુએલાં શરીરને નજદીક જઇ શકે તેટલે સુધીથી."

૨૪૭. બે૦ નં૦ ૩ સફે ૫:—"બીજું એ કે કોઇ બેહદીન ગુજરી ગયો હોય કે જેની લાસ પાણીમાં હોય તો જરતોશ્તીએ હાથે દસ્તાનાં બાંધીને અને પેવંદ થઇને તે લાસને પાણીમાંથી બાહેર લાવવી અને જો તે જગાએ બીજો કોઇ નહીં મલી આવે તો લાચારે **એકલાએ તે લાસને પરહેજવી.** એટલેકે પાણીમાંથી બાહેર લાવવી. જો બાજબી નહીં આવડતી હોય તો **વગર બાજે અને વગર પેવંદે** પાણીમાંથી નસો બાહેર લાવવો. પછી પોતાનાં તનમાં જે કપડાં હોય તેને ફાડી નાંખવાં અને સીશીઉં નહાન નહાવું."

૨૪૮. વં૦ ૬ ફ૦ ૨૮–૨૯:—"શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર, અશો ! પણ જો તે (પાણીમાં લાસને લગતી ચીજ કોહીને રસીભરેલી થઇ હોય અથવા સડી ગઇ હોય (કકડા છુટા પડી ગયા અથવા હાથ લગાડતાં કકડા ભુકલા થઇ જાય)તો માજદયસ્નાનો કેમ કરે ? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—જેટલું તેનાં બંને હાથોથી પકડાય તેટલું પાણીમાંથી બાહેર લેઇ જવું અને સુક્કી જમીન ઉપર હાડકાં, બાલો, નખો, નીજાસત, લોહી વગેરે પ્રવાહી ઇત્યાદિ રહેવા દેઇને પાણીને રીમન રાખવાની તકસીર કરવી નહીં."

ઉપર પેલાં માણુસે પોતાનાં હાથ નીરંગથી ધોવા અને તે ઉપર મટોડી મસલીને સુકવવા.[૨૪૯]

કેટલીએક કેતાબોમાં કહે છે કે કોઇબી લાસના નસાને પાણીમાંથી બાહેર લાવે અને લાવીને સુક્કી જમીન ઉપર મુકે ત્યારે એવી સંભાલ રાખવી કે તેમાંથી વહેતું પાણી પાછું પેલાં પાણી સાથે અથવા બીજાં પાણી સાથે મલે નહીં.[૨૫૦]

જો લાસ પાણીમાં ઘણી દૂર ગઇ હોય અને સેહેલાઇથી સુક્કી જમીન ઉપર લાવીને મુકાય તેમ નહીં હોય તો એક કેતાબમાં લખે છે કે લાચારે તેને જે જગાએ પાણી વધારે હોય તે જગાએથી લેઇ. જઇને જે જગાએ ઓછું પાણી હોય ત્યાં રાખવી.[૨૫૧]

આ સઘળી તરતીબોની મતલબ પાણીને નસો નહીં લાગવા દેવો અને નસાને જેમ બને તેમ સુકકો રાખવો એવો જે આપણાં ધર્મનો મૂળ કાનુન છે તે સાચવવાની છે.

## વહાણમાં લાસને કેમ લેઇ જવી ?

જો કોઇ શખ્સ વહાણમાં ગુજરી જાય, અથવા કોઇ ગુજરેલાંની લાસને વહાણમાં મુકીને લેઇ જવી હોય તો તેનું કેમ કરવું તે વિષે અવસ્તામાંથી કાંઇ બીના જણાતી નથી. પાછલી કેતાબોમાં કહે છે કે લાસને ગેહાન ઉપર મુકીને પાણીથી અત્રંગ ઉંચકીને વહાણમાં મુકવી, તેનું કોઇબી

---

૨૪૯. બે૦ નં૦ ૨ સફે ૪:—સવાલ—લાસ ભારી હોય અને એકલાથી નહીં લાવી શકાય તો તેનો શું હોકમ છે ? જવાબ—કકડે કકડે લાવે અને દરવખ્તે પાણીમાંથી બાહેર લાવે. ત્યારે હાથને પાદીયાવ (નીરંગ)થી ધુવે. અને ખાકથી સુક્કા કરે. એ પ્રમાણે જેટલા કકડા લાવ્યા હોય તે દરેક કકડે એક તનાફુર ગવાબ તેને લાગે."

૨૫૦. બે૦ નં૦ ૨ સફે ૪:—"થંભ પાણીમાં નસા હોય તો છ પગલાં અને ત્રણ કદમ તે નસાની આસપાસ પાણી રીમન છે. અને જો લાસ વેરાઇ ગયલી નથી અને તે મધેથી લોહી અને રસી પાણીમાં મલી ગઇ નથી તો તે નસાની આસપાસ બધી તરફથી છ પગલાં લગી રીમન છે. હવે તે નસાથી ત્રણ પગલાં દૂર હોય ત્યાં નીરંગ રેડયે તો તે પાણી પાક થાય અને પીવાઇ શકાય કે નહીં ?—જવાબ—જ્યારે લાસને પાણીમાંથી બાહેર લેઇ જાય ત્યારે એવી રીતે લેઇ જવી કે નસામાંથી જે પાણી જાય તે પાછું પાણી સાથે નહીં મલે અને જો પાછું પાણી સાથે મલે તો તે રીમન થાય. અને તે બીજે દૂર લેઈ જવામાં આવ્યું હોય તે સઘળું રીમન થાય. અને લાસને એવી રીતે બાહેર લેઇ ગયા હોય કે લાસમાંથી જે પાણી નિકલે તે પાછું પાણી સાથે નહીં મલે તો તે પાણી પાક છે. અને જેટલાં પાણીમાં રસી મલેલી હોય તે તમામ પાણી રીમન છે. તે તમામ સુકાઇ જાય ત્યાં લગી કોઇબી કામમાં વાપડવું નહીં. ખેતીનાં કામમાંબી વાપડવું નહીં. અને જે કોઇ તે પાણીને અડકે તેને લાસને અડકયો હોય તે પ્રમાણે ગણવો."

૨૫૧. બે૦ નં૦ ૨ સફે ૫:—"જો એવું બને કે નસો લાવતાં થાકી જાય અને લાવી નહીં શકે તો લાચારે કોશેશ કરવી કે જે જગાએ પાણી વધારે હોય તે જગાએથી જે જગાએ ઓછું પાણી હોય તે જગાએ લેઇ જવો."

કપડું વહાણને લાગવા દેવું; નહીં તેજ વહાણમાં તે લાસને અડકેલાઓએબી એક બીજી ગેહાન મુકીને તે ઉપર બેસવું પણ તે વહાણમાં બીજા ચોખ્ખાં આદમીઓએ બેસવું નહી.[૨૫૨]

આ તરતીબબી એજ દેખાડે છે કે લાસનાં નસા તથા તેને અડકેલાં માણસોને અડકવા નહીં દેવાનો કાનુન જાળવવો.

### આતશમાં બળીને મરી ગયલાંની લાસ વિષે.

આગમાં બળીને મરનારની લાસ વિષેબી અવસ્તામાંથી કાંઇ બીના જણાતી નથી. એક રવાયતમાં કહે છે કે જો કોઇ આગમાં બળીને મરી જાય અને તેની લાસ બાહેર દેખઇતી હોય તો ધારા પ્રમાણે સગદીદ કરી કપડાં પહેરાવી કુશ્તી બંધાવીને ગેહાનપર બાંધીને કાયદા મુજબ ઠેકાણે પાડવી. પણ જો લાસ દેખઇતી નહીં હોય અને મટોડાંની નીચે દટાઇ ગઇ હોય તો બે જણાઓએ હમપેવંદ થઇને બાજ ધરીને એક લોહડાંનાં હથ્યાર વડે મટોડું ખસાડવું અને લાસ માલૂમ પડે ત્યારે તેને સગદીદ કરીને કાયદા પ્રમાણે દાદગાહે પોંહોંચાડવી.[૨૫૩]

### સુદ્રેહ કુસ્તી વગર ગુજરી જનારની લાસ વિષે.

કોઇબી જરતોશ્તી જરૂરનાં કારણ સિવાય સુદ્રેહ અથવા કુસ્તી વગર રહેતો નથી. પણ જો એવું બને કે કોઇબી જરતોશ્તીનાં તનપર સુદ્રેહ અથવા કુસ્તી નહીં હોય અને એવામાં તે મરણ પામે તો તેની લાસનું કેમ કરવું ? એ વિષે અવસ્તામાં કાંઇ કહેલું નથી. પણ વંદીદાદનાં પહેલવી તરજુમાંની શરેહમાં (?) અને એક રવાયતમાં કહે છે કે જો કોઇ એવી હાલતે મરણ પામે તો પ્રથમ તેને સગદીદ કરવી, અને બે નસાસાલારોએ ચાર ચાર પડનાં દસ્તાનાં હાથે બાંધીને અને પેવંદ કરીને તથા બાજ લેઇને તે લાસને સુદ્રેહ કુસ્તી પહેડાવવી અને પછી દીનનાં કાયદા પ્રમાણે તેને ઠેકાણે પાડવી. અને પછી પેલા દસ્તાનાં ફાડીને રદ કરવાં.[૨૫૪]

---

૨૫૨. જુ૦ મો૦ ૨૦ સફે ૩૫; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૩૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૮૮; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નાં૦ ૧૮ સફે ૨૧; નાં૦ ૩૦ સફે ૮૯:—"કોઇ શખ્સ ગુજરી ગયો હોય અને તેને ગેહાનમાં મુકયો હોય તો કીનારેથી અતરંગ ગેહાનને લેઇને હોડીમાં મુકવી. એવી રીતે કે લાસનાં કપડાં હોડીને નહીં લાગે. વલી ગેહાનને ઉઠાવનારાઓબી હોડીમાં બીજી ગેહાન ઉપર બેસે તો ચાલે. પણ બીજાં ચોખ્ખાં આદમીઓએ તે હોડીમાં બેસવું નહીં જોઇએ."

૨૫૩. જુ૦ મો૦ ૨૦ સફે ૨૭; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૭; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"જો કોઇ માણસ બળી મુવો હોય અને જો લાસને ઇંટ મટોડાંની બાહેર જુએ તો બાજ સાથે સગદીદ કરવી, કપડાં પહેડાવવાં, કુસ્તી બાંધવી, પછી ગેહાનપર બાંધીને દુખમે લેઇ જવું. પણ જો મટોડાંની નીચે હોય તો બે જણાઓએ હમપેવંદ થવું અને બાજ ધરીને એક લોહડાંની ચમચ હાથમાં પકડવી. પથ્થર (?) મટોડું વગેરેને ચોખ્ખાં તરીકે ખસેડવું. જયાંસુધી કે લાસનું શરીર દેખાય ત્યાંસુધી. પછી સગદીદ કરીને લાસને બાહેર લાવીને દાદગાહે લેઇ જવી."

૨૫૪. બે૦ નં૦ ૨ સફે ૧૭–૧૮; દા૦ હો૦ ૨૦ સફે ૧૩૪–૧૩૫:—"ત્રીસ અથવા પચાસ

### અચાનક મોતે મરનાર 'તનુપેરેથ' છે.

અચાનક મોતે મરનારથી ગુજરવા અગાઉ પોતાની છેલ્લી ક્રિયા થઇ શકતી નથી તેથી તે 'તનુપેરેથ' રીતે મરનાર ગણાય. એજ વર્ગમાં બીજાં કેટલાંએક મરનારાંઓ જેઓની છેલ્લી ક્રિયા કોઇ બીજા કારણોને લીધે કાંઇ કરવામાં આવતી નથી તેઓબી મુકાય. જેવાં કે દસ્તાંન અથવા સુવાવડની હાલતમાં ગુજરનારી ઓરત, ઇત્યાદિ.

### દસ્તાંનવાળી ઓરત ગુજરે તે વિષે.

જો કોઇ ઓરત દસ્તાંનની હાલતમાં ગુજરે તો તેની લાસની શું તરતીબ કરવી તે વિષે અવસ્તામાંથી કાંઇ બીના જડતી નથી, પણ પાછલી કેતાબોમાં લખે છે કે તેણીને નહવાડી લેવું વાજબી નથી માટે તેણીનાં ગુજરવા પછી ધારા પ્રમાણે બે શખ્સોએ બાજ પેવંદ સાથે સગદીદ કરીને તેણીની લાસને સચકવી, અને ધારા પ્રમાણે નીરંગ અને પાણીથી નાહીને પાક થવું.[૨૫૫]

### હમેલદાર ઓરત ગુજરે તે વિષે.

જો કોઇ ઓરત પેટમાં બચ્ચાં સાથે ગુજરી જાય તો તેણીની લાસને વિષે અવસ્તામાંથી કોઇ બાબત જણાયલી નથી પણ પાછલી કેતાબોમાં કહે છે કે પેટમાંનો હમેલ ચાર મહીનાં અને દશ દહાડાનો થયો હોય તો તે ઓરતને ચાર જણે પેવંદ વળગીને કફન પહેડાવવાં. તેણીની લાસને ચાર નસાસાલારોએ ઠેકાણે પાડવી અને ચાર મોબેદોએ તેની ગેહ સારવી. વળી લખે છે કે જો બને તો બે (?) કુતરાંની સગદીદ કરવી[૨૫૬] અને એમ

---

વર્ષની કોઇ ઓરત અથવા મરદ સુતેલું હોય અને મરી જાય અને તેનાં બદનમાં સુદ્રેહ અને કુસ્તી નહીં હોય તો જરૂરને લીધે પ્રથમ તેને સગદીદ કરવી. અને બે નસાસાલારોએ ચાર દસ્તાનાં હાથમાં પહેઠવાં અને પેવંદ કરીને તથા બાજ લેઇને તે મુરદાંનાં તનને સુદ્રેહ કુસ્તી પહેડાવવી. અને એક ચોખ્ખી ચાદર લેઇને તેને બેવડી કરવી અને લાસની ઉપર ઢાંકીને દીનનાં કાયદા પ્રમાણે પરહેજ કરવી. પછી પેલા નસાસાલારોના દસ્તાનાં પરહેજ કરવા જોઇએ. અને નસાસાલારોનાં કપડાં પાક છે."

૨૫૫. જુ૦ મો૦ ૨૦ સફે ૨૭; દ૦ સો૦ ૩૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"દસ્તાંનવાલી ઓરત એક દીવસ, બે દીવસ, ત્રણ દીવસનાં દસ્તાંનની હોય ને મરણ પામે તો બે શખ્સોએ જઇને બાજ સાથે કુતરૂં લેઇ જવું અને તે દસ્તાંનવાલી ઓરતને 'કથ'માં લેઇ જવી. પછી લાસને લેઇ જવાનો જેમ ધારો છે તે પ્રમાણે તેઓએ પોતાનું બદન અને કપડાં નીરંગ અને પાણીથી ધોઇને પાંક કરવાં. તે દસ્તાંનવાલી ઓરતને નહવાડવી નહીં જોઇએ કેમકે તેનો મોહોટો ગુનાહ છે"

બે૦ નં૦ ૩ સફે ૪૧:—" જે ઓરત દસ્તાંનની શરૂની હાલતમાં ગુજરે તેને નીરંગ લગાડીને સુદ્રેહ કુસ્તી પહેડાવવાં, દસ્તાંનવાલીનાં શરીરપર પાણી નહીં રેડવું."

૨૫૬. પે૦ વં૦ દી૦ સફે ૧૪૬:—"એક બાબત એ છે કે જો હમેલદાર ઓરત મરણ પામે અને ચાર મહીનાં અને દશ દહાડાનું છોકરૂં પેટમાં હોય તો ચાર મરદો પેવંદ કરીને તે ઓરતને કપડાં પહેડાવે અને ચાર નસાસાલારો તેને દુખમાંમાં લેઇ જાય. અને ચાર યોઝદાથ્રગર મોબદો ગેહ સારે. બને તો બે સગ દેખાડે. અને એ કામમાં સખ્ત પરહેજ જાણવી જોઇએ."

કરવાનું કારણ એવું બતાવે છે કે હમેલદાર ઓરત અને તેણીનો હમેલ મલીને બે લાસો થાય છે.[૨૫૭] પણ ત્યાં એક સવાલ ઉઠે છે કે મરનારનાં પેટમાં એકજ બચ્ચું છે તે કેમ માલૂમ પડે? કદાચ બે અથવા વધારેબી હોય. તેથી જ્યાં લગી બચ્ચું માયથી જુદું થયું નથી ત્યાં લગી તેની એકજ લાસ કાં નહીં ગણાય? સેવટની જગાએબી માય અને બચ્ચાંની લાસો જુદી જુદી મુકાતી નથી.

### ઓરત બચ્ચાંને જન્મ આપતાં ગુજરે તે વિષે.

જો કોઇ ઓરત જણુતી વખ્તે ગુજરી જાય તો તેની લાસની તરતીબ વિષેબી અવસ્તામાંથી કાંઇ બીનાં જડતી નથી. પાછલા વખ્તની એક કેતાબમાં લખે છે કે જો છોકરૂં કકડે કકડે બાહેર આવ્યું હોય તો પેહેલાં માયને સગદીદ કરવી અને પછી બચ્ચાંને.[૨૫૮]

---

૨૫૭. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૨૨; બ૦ કા૦ ૨૦ સફે ૪૮:—"બાબ ૮૫—જો હમેલદાર ઓરત ગુજરી જાય તો ચાર જણે તેણીને ઉંચકવી કેમકે તે બે નસા છે. અને જ્યારે પાછા આવે ત્યારે કપડાં પરહેજ કરીને દાટવાં અને નીરંગ તથા પાણીથી નહાવું. એટલામાટે કે બીજાંઓ જલદીથી મરણ નહીં પામે અથવા અપવિત્રાઇ નહીં થાય."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૯૧; જુ૦ મો૦ ર૦ સફે ૧૮; બ૦ કા૦ ર૦ સફે ૧૭૩; દ૦ સો૦ રૂ૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૩; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૭૫ તથા નં૦ ૧૮ સફે ૭:—"જે ઓરતનાં પેટમાં બચ્ચું હોય તે મરણ પામે તો ચાર નસાસાલારોએ પેવંદ કરીને તેણીની લાસને ઉઠાવવી. અને બીજાઓએ ખાંધીયા થવું, એ રવેશે લાસને લેઇ જવી. ચારે નસાસાલારોને બરશનુમ નહાવાની જરૂર નથી. પણ જો ચારથી ઓછા હોય તો તેઓ રીમન થાય છે, એ ખુબ જાણવું. અને જો ચારમાંથી એકનું પેવંદ તુટી જાય તો ચારે જણા રીમન થાય છે."

બ૦ કા૦ ર૦ સફે ૧૭૩ અને ૧૭૬:—'હમેલદાર ઓરત ગુજરી જાય તો ચાર જણે પેવંદ કરીને તેણીની લાસને લેઇ જવી. કારણકે તે બે નસા છે. જો બે જણા ઉઠાવીને દાદગાહે લેઇ જાય તો બંધે જણા રીમન થાય છે. તેઓને બરશનુમ નહાવાં જોઇએ. કારણકે બચ્ચું માયનાં પેટમાં છે તેથી તેને કોઇબી ઉપાયથી સગદીદ કરી શકાતું નથી. વાસ્તે એ પ્રમાણે જેમ કહ્યુંછે તેમ કરે તો ઠીક થાય."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૧; બે૦ નં૦ ૩ સફે ૪૨:—"સવાલ—હમેલદાર ઓરત ગુજરે તેની લાસને કેમ ઠેકાણે પાડવી?—જવાબ—સગદીદ કરવી અને ચાર જણે પેવંદ કરીને પરહેજવી. જો જણુતી વખ્તે ગુજરી જાય તો પ્રથમ તે ઓરતને સગદીદ કરવી અને પછી ગર્ભસ્થાનમાંનાં ફરજંદને સગદીદ કરવી. તોપણ ચાર જણે અડકવું. જો બે જણ અડકે તો બંધે રીમન થાય."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૩:—"વનંદ અહુરમજદે કહ્યું છે કે હમેલદાર ઓરતને (ચાર મરદોએ અડકવું, જો તેમ નહીં બને તો) બે મરદોએ અડકવું. પણ બંધે જણે બરશનુમ નહાવું (કેમકે તેઓ રીમન થાય છે)."

દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૫૭:—"જે ઓરત હમેલદાર ગુજરે તેને બધો વખત જોર વલગી રહે તેવાં ચારથી ઓછાં માણસોએ લેઈ જવી નહીં. કેમકે બીજી લાસને સગદીદ કીધા પછી બે મરદો જોર વલગીને અડકે તો રીમન નહીં થાય. પણ હમેલદાર ઓરતને જોર વલગીને બે સગ દેખાડવા જોઇએ. અને જોર વલગેલા ચાર મરદો અડકે તો રીમન નહીં થાય. અને જો બે મરદો અડકે તો નવગરેહથી (બરશનુમ) નહાવું."

૨૫૮. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૨૧૫; બ૦ કા૦ ૨૯ સફે ૧૭૩:—"જો એક

## સુવાવડી ઓરત ગુજરી જાય તે વિષે.

બાલકને જન્મ આપવા પછી સુવાવડમાં જો કોઇ ઓરત ગુજરી જાય તો તેણીની લાસની તરતીબ વિષે અવસ્તામાંથી કાંઇ લખાણ મલ્યું નથી, તેમજ કોઇ પાછલી કેતાબોમાંથીબી જડયું નથી. બધી સામટી ગોઠવણ પ્રમાણે જોતાં દશ્તાનવાલી ઓરતની જે તરતીબ ઉપર જણાવી છે તેજ સુવાવડીનેબી લાગુ પડી શકે.

## મુએલું બચ્ચું અવતરે તે વિષે.

ઓરત મુએલું બચ્ચું જણે તે બચ્ચાંની લાસની તરતીબ વિષે અવસ્તામાંથી કાંઇ ફરમાન જડયું નથી. પાછલી કેતાબોમાં લખે છે કે તે બચ્ચું ચાર મહીના અને દસ દીવસની મુદતની અંદરનું હોય તો તેને જરતોશ્તીઓની લાસોને મુકવાની જગાએ નહીં મુકવું પણ તેની પાડોશમાંની કોઇ જગ્યાએ "પરહેજવું" (?) અને જો તે બચ્ચું ચાર મહીના અને દસ દીવસની પછીનું હોય તો તેને નસો કરી ગણવું અને બીજી લાસોની માફક ઠેકાણે પાડવું. જો તે બચ્ચું કેટલા દહાડાનું છે તેની બરાબર ખબર નહીં હોય અથવા તે વિષે સંદેહ હોય તો લખે છે કે એક વાસણ નીરંગથી ભરવું અને લાસને સગદીદ કરીને બે જણાઓએ તેને નીરંગમાં બોલવી જો તેનો રંગ સુફેદીપર આવે તો તેને ઉપલી મુદત પછીનું ગણીને નસો કરી જાણવું અને કાયદા પ્રમાણે ઠેકાણે પાડવું. પણ જો તે બચ્ચું રાતા રંગનું માલમ પડે તો તેને ઉપલી હદની અંદરનું ગણીને દાદગાહની પડોશમાં આવેલી કોઇ જગાએ "પરહેજવું" (?) ૨૫૯

---

હમેલદાર ઓરત જણતી વખ્ત મરણ પામે અને એવું થાય કે બચ્ચાંનો કોઇ કટકો બાહેર આવ્યો હોય તો પેહેલાં માયને સગદીદ કરવી અને પછી બચ્ચાંને."

દા૦ હો૦ ૨૦ સફે ૧૨૦; બ૦ ફા૦ ૨૦ સફે ૧૭૭:—"જો હમેલદાર ઓરત જણતી વખ્તે ગુજરી જાય અને એવું બને કે બચ્ચું થોડુંએક બાહેર આવેલું હોય તો પેહેલાં માયને સગદીદ કરવી પછી બચ્ચાંને.—જો બચ્ચું મુએલું અવતરે તો તે જગે કુતરૂં લઈ જવું જોઇએ કે બચ્ચાંની માય બચ્ચાંનાં ઢાંકણમાંથી તેનું મોહડું ખુલ્લું કરે અને સગદીદ કરે કેમકે ઢાંકણમાંથી નસાને સગદીદ નહીં થાય."

૨૫૯. પે૦ વ૦ દી૦ સફે ૧૭૮:—"એક બાબત એ છે કે જો હમેલદાર ઓરત એક મહીનાથી તે ચાર મહીના અને દસ દહાડાનું મુવેલું બચ્ચું જણે તો તેને દુખમામાં નહીં લેઇ જવું. અને ઓરત બાર રાતે પાક થાય. અને ચાર માસ અને દસ દીવસ પછીનું હોય તેને નસો કરી ગણવું. તેને દુખમામાં મુકવું ઘટારત છે. સંદેહ મટાડવાને માટે સોશીઓસે કહેલું છે કે મહીના અને દહાડા ગણવામાં જો સંદેહ હોય તો આ પ્રમાણે અજમાયશ કરવી. એક વાસણને નીરંગથી પુર કરવું અને સગદીદ કરીને બે જણાઓએ તેને નીરંગમાં નાખવું. જો તેનો રંગ સફેદીપર આવે તો તેને નસો કરી ગણવું. અને તેને દુખમે ચહડાવવું. અને ઓરત ચાલીસ દહાડે પાક થાય. અને જો તે બચ્ચું સુરખીવાલું માલૂમ પડે તો તેને દુખમે નહીં ચહડાવવું. પણ જંગલમાં અથવા દખમાંની આસપાસની જગામાં પરહેજવું. જેમકે અવસ્તામાં જાહેર છે કે 'જો હમેલદાર-ઓરતને મુએલું બચ્ચું અવતરે અને બચ્ચું ચાર મહીના અને દસ દીવસનું નહીં હોય તો

## સાત વર્ષની અંદરનું બચ્ચું ગુજરે તેની લાસ બાબત.

સાત વર્ષની અંદરના બચ્ચાંને સુદ્રેહ કુસ્તી પહેડાવેલી હોતી નથી તેથી તેની લાસને એક ચોક્કસ આકારનું પરનાલનાં જેવું પતરૂં અથવા ધાતુનું મોહોટું નલીઉ જે વાંચનાર જરતોશ્તીના જોવામાં આવ્યું હશે તેમાં મુકીને લઇ જવામાં આવે છે. એટલાં બચ્ચાંની લાસની ક્રિયા બાબત અવસ્તામાં કાંઇ હોકમ જોવામાં આવતો નથી. પાછલી કેતાબોમાં બે જુદાં જુદાં મતો જોવામાં આવે છે. ઇરાનવાલાઓનું એવું મત છે કે સાત વર્ષની અંદરનું બચ્ચું ગુજરી જાય તો બે નસાસાલારોએ પેવંદ સાથે બાજ લેઇને એક ચાદરમાં લપેટીને તેને સેવટની જગાએ મુકી આવવું. હીંદુસ્તાનવાલાઓનું મત છે કે તે બચ્ચાંની લાસ ઉપર ગેહબી સારવી જોઇએ. કારણકે તેઓ કહે છે કે દરૂજે નસુશનાં ગલબાના અટકાવ માટે ગેહ સારવાનું છે તે જેમ મોહોટી લાસને તેમજ નહાની લાસનેબી લાગુ પડે છે.[૨૯૦]

## સાત અને પંદર વર્ષની વચ્ચેની ઉમ્મરનું ગુજરે તેની લાસની ક્રિયા.

સાતથી તે પંદર વર્ષની ઉમરંનું કોઇ છોકરૂં ગુજરે તેની લાસની

---

તે મુએલાં બચ્ચાંને દુખમે નહીં ચહડાવવું. તે ઓરતે બાર રાત પછી તેનાં તનને પાક કરવું. અગર જો ચાર મહીના અને દસ દીવસ કરતાં વધારે દહાડા થયા હોય તો માઝદયસનાનોએ તે મુએલાં બચ્ચાંને દુખમામાં મુકવું અને પેલી ઓરતે ચાલીસ દીવસ પછી પોતાનાં તનને પાક કરવું. ઓ સપેતમાન જરતોશ્ત! એટલે કે ચાલીસ દીવસ સુધી પરહેજથી દૂર બેસવું."

બે૦ નં૦ ૨ સફે ૧૩૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"સવાલ જે ઓરતનું છોકરૂં મુવેલું પડે અને તે ત્રણથી તે દસ મહીના સુધીનું હોય તેને દુખમે પોહોંચાડવું કે નહીં?—જવાબ-અમારી તરફ એક મહીનાથી તે ચાર મહીના અને દસ દીવસ સુધીનું બચ્ચું હોય તેને દુખમાંની નજદીક અથવા જંગલમાં સુકકી જગા હોય ત્યાં લેઇ જાય છે. અને ચાર મહીના અને દસ દીવસથી તે દસ મહીના સુધીનું હોય છે તેને દુખમે લેઈ જઇએ છીએ તેનું કારણ એ કે તેમાં જીવ (રવાન) દાખલ થયું હોય છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—"અને જે ઓરત કે મુવેલું બચ્ચું જણે તેની આગલ સગ લઇ જવો જોઈએ કે તે બચ્ચાંની માય બચ્ચાંનું મોહડું ખુલ્લું કરે અને તેને સગદીદ કરે, કેમકે બચ્ચાંની લાસને સગદીદ કરવી જોઇએ."

બે૦ નં૦ ૩ સફે ૩૮:—"જે ઓરતને એક માસથી તે ચાર માસ સુધીનું મુવેલું બચ્ચું પડે તેને દખમાના પાયા આગલ લેઇ જવું. તે બચ્ચાંની ગેહ સારવારની, સરોશ કે સીઆવ કરવાની ફરજ નથી. કેમકે તેમાં જીવ દાખલ થતો નથી. જે ઓરત ચાર મહીના અને દસ દાહડા પછી મુવેલું બચ્ચું જણે તેની ગેહ સારવી અને દખમામાં મુકવું. અને તેને સારૂં કપડું ઇજવું અને એક સરોશ ઇજવાની ફરજ છે."

૨૯૦. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૧૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩; બે૦ નં૦ ૨ સફે ૧૨:—"સવાલ-એક દીનથી તે ત્રણ વર્ષ લગીનું બચ્ચું ગુજરી જાય તેનું શું કરવું?—જવાબ-ભલી દીનથી જાહેર છે કે એક દીનથી તે સાત વર્ષ લગીનું બચ્ચું ગુજરી જાય ત્યારે બે જણે અવસ્તાની બાજ લઇને તથા પેવંદ કરીને તેની લાસની પુઠે દુખમાથી ત્રીસ કદમ રહે ત્યાં લગી જવું."

ક્રિયા વિષેની અવસ્તામાંથી કાંઇ મલતું નથી. લાસને વિષે કેટલીએક કેતાબોમાં કહે છે કે બાર વર્ષની અંદરનું છોકરૂં હોય તો તેને ગેહાનપર બંધ બાંધીને લેઇ જવાની જરૂર નથી. બાર વર્ષનું અથવા બાર વર્ષની ઉપરનું હોય તો ગેહાન ઉપર બંધ બાંધી લેઇ જવું.[૨૬૧] આજનાં રેવાજમાં એટલી ઉમ્મરનાં છોકરાને બે જણે ઉંચકવાની નહાની ગેહાનપર મુકીને લેઇ જવામાં આવે છે.

---

૨૬૧. બેo નંo ૩ સફે ૩૧:—"જે બચ્ચું સાત વર્ષ અને ત્રણ મહીનાનું થઇને ગુજરે તેને સુદ્રેહ કુસ્તી પહેડાવીને પછી કપડાં પહેડાવવાં અને તેની પાયદશે જતાં પેવંદ કરવું. જે કોઇ હાજર હોય તેઓએ દખમાં લગી બાજ અને પેવંદથી તેની લાસની પુઠે જવું. અને નસાસાલારોએ લાસને દાદગાહે ચહડાવવા પછી સર્વે જણે બાજ મુકવી. નીરંગ પાણી લેઇને કુસ્તી કરવી. અને મરનારની નઇઅતે ન્યાએશ અને પતેત કરવી."

પેo દo મેo રાo લાo નંo ૧૮ સફે ૬ તથા નંo ૩૦ સફે ૭૪; દo સોo ૨૦ મુo ફીo નંo ૧ સફે ૧૧૦; બo કાo ૨૦ સફે ૧૭૩; ઇo ૨૦ દાo હોo સફે ૯૦; જુo મોo ૨૦ સફે ૧૫:—"જો બાર વર્ષનું બચ્ચું ગુજરે તો તેને ગેહાન ઉપર બંધ બાંધીને લેઇ જવું.......દસ વરસનું અથવા અગ્યાર વર્ષનું ગુજરે તો તેને ગેહાન ઉપર નહીં લેઈ જવું."

# ભાગ ૨ જો.

---

ઉપર શરૂઆતની સમજણમાં જણાવ્યું છે કે જરતોશ્તી ધર્મની ફીલસુફી પ્રમાણે માણસ કેટલાએક 'ગેતી'ને લગતા એટલે ખાકી ભાગો અને કેટલાએક 'મીનો'ને લગતા એટલે નાખાકી ભાગોના સાથે મલવાથી બનેલું છે, અને જ્યારે તે બેહુ જાતના ભાગો એકબીજાથી જુદા પડે છે ત્યારે તે મરણ પામે છે. મરનારનાં ગેતીને લગતા ભાગોનું એટલે તેનાં શરીરનું જીવતાં માણસોએ શું કરવું તેનું બયાન પેહેલા ભાગમાં આવી ગયું. આ ભાગમાં તેનાં મીનોને લગતા ભાગોની તરફ બજાવવાની જીવતાંઓની ફરજો એટલે કે "રવાન અને ફરોહર"ને લગતી ક્રિયાનું બયાન સમાવ્યું છે. એ ક્રિયાઓની વિગત આગલ કહ્યા પ્રમાણે અવસ્તા અથવા તેવીજ કોઇ પુરાતન કેતાબમાં સીલસીલાબંધ લખેલી મલતી નથી. તોપણ અમે એ બાબતનાં જેટલાં જુદા જુદા જમાનાઓનાં લખાણો એકઠાં કીધાં છે તેઓ ઉપરથી ઉપજાવી કહાડીને એ ક્રિયાઓની વિગત સીલસીલાબંધ આપવાની તજવીજ કીધી છે, અને જે જે ઠેકાણે અમારી નાકેશ સમજ પ્રમાણે ક્રિયાઓનાં કારણો અથવા સમજણો અને ખુલાસાઓ આપી શકાય તેટલા આપવાની તજવીજ કીધી છે. આત્મા શું છે તે પકકેપણે સમજવું અને તે પછી તેને માટે મરણ પછી કરવામાં આવતી ક્રિયાઓ સમજવી એ આપણી નેમ છે. પણ આજ સુધીનાં આપણાં જ્ઞાનથી આપણે તે ખાત્રીપૂર્વક સંપૂર્ણ રીતે સમજ્યે છેયે એમ છાતી ઠોકીને કહી શકાશે નહીં. તોપણ એ બાબતમાં જે જે લખાણો મલી આવે તેઓનો અભ્યાસ કરવાની અને તેઓ ઉપરથી આપણી શોધ આગલ ચલાવવાની ઘણી જરૂર છે એમાં કાંઇ શક નથી. વાંચનારા દાનેશમંદ જરતોશ્તીઓને જણાવવાની જરૂર છે કે આપણા આર્યનબંધુ હીંદુઓનાં ઋષિઓએ બનાવેલાં મૂળ પુસ્તક વેદો અને તેઓની પછી બ્રહ્મવાદીઓએ અને આચાર્યઓએ બનાવેલાં બ્રાહ્મણો, અરણ્યકો, તથા ઉપનિષદો ઉપરથી પાછલા વખ્તમાં બનેલાં વેદાનુયાયી શાસ્ત્રો જેવાં કે જૈમિનિની પૂર્વ મીમાંસા (a philosophical treatise on exegetics and its logic), બાદરાયણની ઉત્તર મીમાંસા (Indian Pantheism), ગૌતમનું ન્યાયશાસ્ત્ર (logic), કપિલનું સાંખ્ય શાસ્ત્ર, પતંજલીનું યોગ શાસ્ત્ર (the philosophy of the union of the human spirit with the Supreme Spirit), કણાદનું વૈશેષિકી શાસ્ત્ર (atomic school of philosophy), ઇત્યાદિ, તેમજ વેદ વિરૂદ્ધ શાસ્ત્રો જેવાં કે બૌદ્ધ ધર્મની પાલીપિટાકાઓ, ચાર્વાક (materialistic and heterodox

philosophy), ઇત્યાદિ, મતના શાસ્ત્રો અને વળી તે ધર્માનુયાયી તેમજ ધર્મ વિરૂદ્ધ અનેક શાસ્ત્રો ઉપરથી વાદવિવાદો થઇને નિકલેલાં જુદાં જુદાં અનેક મતો અને ફીલસુફીઓ જેવાં કે ઉત્તરમીમાંસાની શરેહપરથી શંકરાચાર્યએ ચલાવેલું અદ્વૈત વેદાંત મત (the non-dualistic philosophy or the philosophy of one Universal Spirit), રામાનુજે ચલાવેલું વિશિષ્ટાદ્વૈત વેદાંત મત (the eclectic non-dualistic philosophy, or the philosophy of the identity in part of the human Spirit with the Supreme Spirit), મધ્વાચાર્યએ ચલાવેલું દ્વૈત વેદાંત મત (the dualistic philosophy or the philosophy of the non-identity of the human spirit with the Supreme Spirit), અને વલ્લભાચાર્યએ ચલાવેલો પુષ્ટી માર્ગ અથવા શુદ્ધાદ્વૈત વેદાંત મત (the pure non-dualistic philosophy, or a form of Epicurianism), ઇત્યાદિને લગતાં અનેક પુસ્તકો આજે બધાં ઘણુંખરાં સીલસીલાબંધ લખેલાં સલામત અને શીખી શકાય એવી ખેડાયલી હાલતમાં રહેલાં છે અને તેથી હીંદુ ધર્મ અથવા ફીલસુફીને લગતી કોઇબી બાબત વિષે કાંઇ માહિતી મેલવવી હોય તો સેહેજ મેહનતે તેને લગતાં પુસ્તકોમાંથી તે મલી શકે છે, તેમ જરતોશ્તી ધર્મ અને ફીલસુફીના બાબમાં બની શકતું નથી. માઠાં ભાગ્યે આપણુ જરતોશ્તીઓનાં પુરાતન મૂળ પુસ્તકો જે અશો સપેતમાન જરતોશ્તના ગાથા અને બીજા એકવીસ નુસકો કરી ગણાતાં હતાં તેઓ ઉપરથી જરતોશ્તી વિદ્વાનોએ હીંદુઓની માફક ઉપજાવેલાં શાસ્ત્રો હતાં એવું કોઇ કોઇ ઠેકાણેનાં લખાણો, અને ઘણીખરી નાકેશ ચોપડીઓ, કેટલીએક ચોપડીઓમાંથી ટાંકેલા લખાણો, વગેરેપરથી ધારવાને બની શકે છે; તોપણ તે શાસ્ત્રો આજે સીલસીલાબંધ તૈયાર નથી. તેથી જે કામ હીંદુઓનાં વડીલો કરી ગયા છે અને તેનો લાભ આજે આખી દુન્યા લે છે તે કામ હાલના અને હવે પછીના જરતોશ્તી વિદ્વાનોએ કદાચ એકવાર ફરીથી કરવાનું છે. અને પૂરાતન માજદયસ્નાનોથી આપણને વારસામાં મલેલાં જે થોડાં પુસ્તકો જુદી જુદી જુબાનોમાં લખાયલાં આપણી પાસે રહ્યાં છે તેઓનો અભ્યાસ અને અભ્યાસનાં સાધનો અને શોધો, જુસ્તજુઇયો, તકરારો, વગેરે વધારીને તેઓ ઉપરથી નવાં પુસ્તકો બનાવીને આપણા પુરાતન ધર્મ અને ફીલસુફીનું જ્ઞાન જે કાંઇ રહેલું છે તે ઉપરથી એકવાર ફરીથી પાછું સજીવન કરીને ખીલવવાનું છે. જરતોશ્તી ધર્મની પુરાતન અને ઉંડી ફીલસુફીનાં ફરમાનોની મતલબો અને કારણો સમજવાને અને સમજાવવાને જે બોહળા એલમનો ખપ પડે છે તેમાં જેમ લાસને ઠેકાણે પાડવાની બાબતનાં ફરમાનોનાં ખુલાસાઓને માટે સિદ્ધ

પદાર્થ વિજ્ઞાન અથવા કુદ્રતના એલમ તથા વૈદકશાસ્ત્રની માહીતગારીની જરૂર પડે છે તેમ રવાન અને ફરોહર વગેરે માણસોના મીનોઇ ભાગોને સમજવાને માટે અને તેઓને લગતી ક્રિયાઓના ફરમાંનોના ખોલાસાઓને માટે માનસિક વિદ્યા અથવા આત્મતત્વ જ્ઞાનની જરૂર છે, અને કુદ્રતની વિદ્યાનાં કરતાં માનસિક વિદ્યાને લગતી બાબતો સમજવાનું તથા સાધારણ વાંચનારને સમજાવવાનું કેટલું બધું કઠણ છે તે સર્વે સાહેબોને રોશન હોવું જોઇએ. તેથી આ ભાગમાં સમાવેલી બાબતો અને તેઓનાં ખોલાસાઓ જો પુરતી રીતે અમોથી આપી નહીં શકાયા હોય તો હજુર આપણું એ બાબતોનું જ્ઞાન શરૂઆતનું જ છે તે ઉપર નિગાહ પોંહોંચાડીને વાંચનારા સાહેબો દરગુજર કરશે એવી આશા રાખ્યે છેયે. ક્રિયાઓનું વર્ણન શરૂ કરવા આગમજ અત્રે શરૂઆતમાં બે ત્રણ બાબતો આપણા ધર્મ તથા ફીલસુફીને લગતા ઇશ્વર સંબંધી, જગત અને તેની ઉત્પત્તિ સંબંધી, મનુષ્યનો આત્મા અને તેની શક્તિઓ સંબંધી, આત્મા અને જગત વચ્ચેનાં તેમજ વસ્તુઓનાં પરસ્પર સંબંધ સંબંધી, આત્માનો મોક્ષ સંબંધી, વગેરે વિચારો શું અને કેવા છે તેનો કાંઇએક કાચ્ચો ચિતાર વાંચનારને આપવા સારૂં ઘણી મેહનતે કેટલુંએક ઉપજાવી કહાડીને લખવાની અમે કોશેશ કર્યે છેયે એ અમારી કોશેશ આજ સુધી લખાયલાં અથવા છપાયલાં આપણા ધર્મને લગતાં ગુજરાતી પુસ્તકોમાં પેહેલ્લીજ છે અને ટુંકમાં તે એક ખરડા તરીકેજ છે, તેમાં કદાચ કોઇ ઠેકાણે અમે ભુલબી કીધી હશે, અને આગળ જતાં કદાચ અમારીજ તરફથી અથવા બીજાઓ તરફથી તે ભુલો દેખાડવામાં આવે અથવા એ બાબતો ઉપર વધારે અજવાળું નાખવામાં આવે તોપણ હવે આપણે આપણાં પુસ્તકોના માત્ર જેવા તેવા તરજુમાઓ અને નહાની નહાની સાધારણ સમજણની ચોપડીઓ છપાવીને તેથી ધર્મનું ખરૂં જ્ઞાન વધશે એમ સંતોષ પામવો નહીં જોઇએ. પણ હીંમતથી બોલીને તથા વધારે શોધો કરીને આપણાં ધર્મનાં ખરાં જ્ઞાનને ખેડીને ખીલવવાની ઉલટ પકડવી જોઇએ, એમ કોણ વાંચનાર જરતોશ્તી કબુલ નહીં કરશે ? અને જો તેવી રીતની શોધ આગળ વધારવામાં નમુના તરીકે જે બે ત્રણ બાબતો અમે નીચે લખી છે તે ગમે તેવી અધુરી અથવા એકબારગી ભુલભરેલીબી હશે તોપણ જો તેઓ કેટલેએક દરજ્જે ઉપયોગી થઇ પડે તો શું તે ચહાવા જોગ નથી ?

ઇ૦ સ૦ ૧૪૯૨ માં કોલમ્બસે નવી દુન્યાની શોધ કીધી અને પૃથ્વીનો આકાર ગોળ છે એવું દેખાડી આપ્યું અને ઇ૦ સ૦ ૧૬૨૦ માં લોર્ડ બેકને પ્રાચીન વિદ્વાનોનાં કહેલાંને આધારેજ માત્ર નહીં પડી રહેવું પણ નવી સ્વતંત્ર શોધો કરીને કુદ્રતી વિદ્યાનો અભ્યાસ કરવો એવો નવો રસ્તો

ચાલુ કીધો. ત્યાર પછી ઘણાએક વિદ્વાનો આવ્યા અને તેઓએ ઘણીએક નવી શોધો કીધી. તેથી પ્રાચીન વિદ્વાનોના ભુગોળ, ખગોળ, વગેરેનાં જ્ઞાનથી જુદુંજ જ્ઞાન આજે આપણે ધરાવતા થયા છૈયે. તેથી કરીને દેખઇતુ છે,કે પ્રાચીન લખનારાઓનુ કહેલુ આજની વિદ્યાને કેટલીએક બાબતોમાં મલતુ નહીં આવે તેમાં કાંઇ અજબ થવાનુ નથી. આપણા વડીલો જે લખી ગયા છે તે પોતાના વખ્તનાં જ્ઞાન પ્રમાણે લખી ગયા છે. તેઓ પૃથ્વી, આકાશ, ઇત્યાદિ વિષે કેટલુ અને કેવું જ્ઞાન ધરાવતા હતા તે જાણીને તે પ્રમાણે તેઓનાં લખાણોને વાંચ્યે તોજ તેઓની ખરી મતલબ આપણે સમજી શકયે. ધર્મશાસ્ત્રમાં વટીક વિદ્યાને લગતી કોઇ બાબત લખનારના જમાનામાં જેમ સમજાયલી હોય તેમ લખેલાં હોય તે જો આજના વિચારોને મલતી નહીં આવે અથવા અધુરી અથવા ફેરફાર માલુમ પડે તો તેથી કાંઇ તે ધર્મશાસ્ત્ર ઉપર સખુન જતો નથી. ધર્મશાસ્ત્રનુ કામ નીતિ, ભક્તિ, અને મરણ પછીની આપણી અવસ્થા અને મીનોઇ આલમ વિષે શીખવવાનુ છે. તે બાબતો તે જે પ્રમાણે શીખવે છે તે ખરી કે ખોટી છે તે ઉપર તે શાસ્ત્રનાં ખરાં કે ખોટાંપણાનો મદાર રહે છે. વિદ્યાને લગતી કોઇ બાબત જો ધર્મશાસ્ત્રમાં તે વખ્તનાં જ્ઞાન પ્રમાણે લખેલી હોય તો તેનો કશો મુજાકો ગણવો નહીં એમ સર્વે વિચારવંત માણસો કબુલ કરશે. જો નીચે લખેલી બાબતોમાં કેટલુએક એવું જોવામાં આવે કે જે આજની વિદ્યાને મલતુ નહીં ગણાય તો તેથી જરતોશ્તી વાંચનારે બેચેન થવાની કાંઇ જરૂર નથી. પણ પુરાતન પારસીઓના કુદ્રતી વિદ્યા વિષેના વિચારો જેવા હતા તે પ્રમાણે તેઓ લખી ગયા છે એમ સમજીને સંતોષ પકડવો. જ્યાં લગી તેઓનુ જ્ઞાન કેટલે દરજ્જે હતુ અને કેટલે દરજ્જે નહીં હતુ તે કાંઇએક ખુલ્લી રીતે આપણે જાણીશુ નહીં, અને સદીઓ ઉપર થઇ ગયલા આપણા વડીલોના વિચારો અને આપણા આજનાં વિચારો વચ્ચે કેટલો ફેર છે તે આપણે જાણીશુ નહીં ત્યાં લગી તેઓનાં લખાણોને આપણે ખાત્રીપૂર્વક સમજીશુ નહીં. દરેક જરતોશ્તીને આ વાત દીલાસાભરેલી છે કે ખુદ અશો જરતોશ્તની ગાથાવાણીમાં ધર્મનીતિ વિષેજ લખેલુ છે. તેમાં વિદ્યાનાં અવલોકનો અને અભ્યાસ વધારવા વિષે જોકે મજબુત ભલામન કીધી છે તોપણ તે સંબંધી પોતાનાં કાંઇબી મતો જણાવેલાં નથી. તેથી કરીને ગાથાનાં વચનોને આજની વિદ્યા સાથે વિરોધ પડવાનો કશો સબબ પડતો નથી. પણ અશો જરતોશ્તની પછવાડે આવનારાઓએ વિદ્યાનાં અવલોકનો અને અભ્યાસ બોહોલો કીધો તથા ફેલાવ્યો હતો. તેઓને પોતાનાં વખ્તનુ જે કુદ્રતી વિદ્યાનુ જ્ઞાન હતુ તે પ્રમાણે તેઓ લખી ગયા છે. તેથી જો તેઓનાં લખાણોમાંનુ કાંઇ આજની વિદ્યાને મળતુ નહીં ઉતરે

તો તેથી ધર્મની મૂળ સચ્ચાઇને કશી અડચણ થતી નથી. પણ તે માત્ર તે વખ્તના વિદ્વાનોનાં વિચાર છે એમ સમજવું. અને એકબારગો આજની વિદ્યા આગળ વધવાને લીધે તેઓનાં કરતાં આપણે વધારે જાણતા હોઇએ તોબી કાંઇ તેઓનું માન ઓછું થતું નથી. કેમકે જો તેઓ પોતાના વખ્તમાં બની શકે તેટલું કરી ગયા નહીં હતે તો આજે આપણે જેટલા આગળ વધ્યા છૈયે તેટલા વધ્યા નહીં હતે. ખચ્ચીત હરેક પાછળ આવનાર આગળ થઇ ગયલાને થોડો કે ઘણો આભારી તો છેજ.

### જરતોશ્તી ધર્મ અને ફીલસુફીની આગળ વધવાની ખાસીયત—ખુદાની હસ્તી તથા આત્માની અમરગી.

જુદા જુદા ધર્મો અને ફીલસુફીઓનાં અભ્યાસ કરનારાઓએ સીધ્ધ કીધું છે કે કોઇબી ધર્મ અથવા ફીલસુફી એકદમ અથવા એકજ સબબથી ઉત્પન્ન થતી નથી. તે તેનાં વિશેષ રૂપમાં જાહેર થાય તેની આગમજ લાંબો વખ્ત ઘણાએક વિચારનારાઓ, અને અનેક સબબો, કામે લાગે છે. ત્યાર પછી ચોક્કસ સંજોગો મલવાથી અમુક ધર્મ અથવા ફીલસુફી જાહેર થઇને એક પ્રજા અથવા પ્રજાઓમાં એક અગત્યનો ફેરફાર કરે છે. એ સબબોમાં એક પ્રજાની આગળ વધતી અથવા સ્થિર હાલત, તેમાં ચાલતું રાજ અથવા રાજ્યો, અને સૌથી મુખ્ય તો જે દેશમાં તે પ્રજા રહેતી હોય તે જગાની આબોહવા અને કુદ્રતી દેખાવો એ મુખ્ય સબબો હોય છે. શોધક, અને વિચારવંત તથા લાગણીવાળાં માણસો હરેક ટોળામાં થોડાં કે ઘણાં હંમેશ હોય છે. પણ તેઓનાં મનો અને લાગણીઓ ઉપર તેઓની આસપાસની આબોહવા, રાજ્ય, ભાષા, તવારીખ, આસપાસના કુદ્રતી દેખાવો, તથા માણસોની વર્તણુકો, જે વખ્તે જેવી અસરો કરે છે તે વખ્તે તે પ્રમાણે તેઓ પોતાના વિચારો અને લાગણીઓ જાહેર કરે છે. અને જેટલે દરજ્જે તેઓનાં બોધો બીજાં માણસો ઉપર અસર કરી શકે છે અથવા તે પ્રમાણે ચાલવાને તેઓને બની શકે છે તેટલે દરજ્જે તે ધર્મ અથવા ફીલસુફીનું પ્રાબલ્ય થાય છે અને રહે છે. વળી આગળ જતાં વખ્ત અને પ્રજાનાં આગળ વધવા સાથે અને નવા સંજોગો અને કારણો એકઠાં મલવા સાથે તેમાં ઉમેરો અથવા ફેરફારો થાય છે. જે હરએક વખ્તનાં સંજોગો અને કારણોનો અભ્યાસ અને બારીક માહીતી અમુક ધર્મ અથવા ફીલસુફીનું ખાત્રીપૂર્વક જ્ઞાન મેલવવાને માટે અવશ્ય છે. એ નિયમ ધ્યાંનમાં રાખીને આપણે પુરાતન ઇરાનીઓનાં ધર્મ અને ફીલસુફીનું સ્વરૂપ તપાસીશું.

હરએક જણ જો પોતાનાં મનથી તપાસ કરશે તો તેને માલૂમ પડશે કે કોઇ વખ્તે તેનું મન ઉલટભરેલું અને ખુશી તથા જુસ્સાભરેલું હોય છે અને તે વખ્તે તેને પોતાની આસપાસની ચીજો ખુશકારક લાગે છે અને

પોતે સુખ, દોલત, સત્તા, ફરજંદ, વગેરે મેળવીને દુન્યામાં આગળ વધવાની તેની ઇચ્છા અને ઉત્સાહ હોય છે. એજ પ્રમાણે કોઇ વખ્તે તેનું મન નિરાશ, દલગીર, અને કુમલાઇ ગયેલું થાય છે ત્યારે તેને તેની આસપાસ કાંઇ સુખ લાગતું નથી, તેને જીંદગી અકારી લાગે છે, દુન્યાઇ સુખ મેલવવાની અથવા આગળ વધવાની તેની હોંસ નરમ પડી જાય છે અને દુન્યાને તરક કરીને વૈરાગ લેવાનું અથવા એકાંતમાં પડી રહેવાનું અને પોતાના પેદા કરનારને કદુવા દેવાનુંજ વલણ થાય છે. એ ઉલટભરેલી આગળ વધવાની અને નિરાશાભરેલી પાછળ હઠવાની બે એકેકથી ઉલટી હાલતો જેમ પ્રત્યેક માણસનાં મનની જુદે જુદે વખ્તે હોય છે તેમજ એક ટોળા અથવા પ્રજાનાં સર્વે માણસોનાં મનની સામટી હાલતબી કોઇ વખ્તે ઉલટભરેલી અને કોઇ વખ્તે સુસ્ત હોય છે. અને જે હાલતમાં એક ટોળું કે એક પ્રજા હોય તે પ્રમાણેનાં ધર્મના વિચારો અને ફીલસુફીઓ તેમાં ચાલુ થાય છે અથવા તે પ્રમાણે તેઓમાં વધતા કે ઓછા ફેરફારો થાય છે. એ નિયમ પ્રમાણે જરતોશ્તી ધર્મ અને ફીલસુફીની તપાસ કરતાં માલૂમ પડે છે કે 'એરીયાના' (આર્ય લોકોની જગા, અવ૦ 'અઈર્યાઓ દઙ્હાવો')-ઉત્તરે ઑકસસ અને જગઝાર્તિસ નદીઓ વચ્ચેની ખીણ, દક્ષીણે પંજાબની સાત નદીઓની ખીણો અને કાબુલ, પૂર્વે હીંદુકુશ અને પેરોપેમીસસના પહાડોની હારોવાલો સપાટ પ્રદેશ, અને પશ્ચિમે યુફ્રેટીસ અને ટાઇગ્રીસ નદીઓની ખીણો-જેમાં આર્યન ટોળાઓ વસ્તા હતા અને જેની ઉત્તર પૂર્વ ખુણાં તરફથી હીંદુઓનાં વડીલો આ દેશમાં ઇસ્વી સનેની પૂર્વે શુમારે ચાર હજાર વર્ષપર આવ્યા એવું ધારવામાં આવે છે. ત્યાંની આબોહવા અને કુદ્રતી દેખાવો તનદરૂસ્તી અને ખુબસુરતીભરેલા હોવાને લીધે અને લોકો આસાયશ, નચીંતાઇ, અથવા આલશાઇમાં નહીં પણ હંમેશાં ઉદ્યોગ, માંહોમાંહેની અથવા આસપાસનાં ટોળાંઓ સાથની લડાઇ, ફત્તેહો, વગેરે લડાયક અને સુધારો ફેલાવવાનાં કામમાં ઘણું કરીને ગુંટાચલા રહેવાને લીધે પુરાતન વખ્તથીજ, છેક ગયોમરદના વખ્તથી તે સીકંદરે ઇરાનનું રાજ્ય લીધું ત્યાં લગી ઇરાની પ્રજા (મજદયસ્ન તેમજ દેવપૂજક) ઘણોખરો બધો વખ્ત ઉલટમંદજ હતી. તેથી તે જમાનાનાં ધર્મ તથા ફીલસુફીનાં વિચારો જે અવસ્તા અને વેદોમાં મલે છે તે ઉલટભરેલાજ છે. પાછલા જમાનાનાં ઇરાનીઓ અને હીંદુઓ જેમ વિચારવા લાગા હતા તેમ તે લોકો હસ્તીને માયા અને ભુલાવા તરીકે નહીં પણ ખરે ખરી ગણુતા હતા. જીંદગી દુઃખનો સાગર છે, કુદ્રતનાં તત્વો અનેક દુઃખ દરદો સિવાય બીજું કાંઇ આપતાં નથી, ઘરબાર, ઓરત, છોકરાં, ટુંકમાં સઘલો દુન્યાઇ વૈભવ, દુઃખોનું મૂળ છે, આત્માને હજારો અને લાખો જુદી જુદી પ્રાણી, વનસ્પતિ,

પથ્થર વગેરેની હાલતોમાં અવતારો લેવા પડે છે, અને તેટલામાટે આ જગતજ બધું નકામુ બલકે આપણું વેરી છે, દુન્યાની સાથે દીલ બાંધવું નહીં, કશા મહાન પ્રયત્નો કરવા નહીં, શોક અને દલગીરીમાં જેટલું આયુષ્ય નસીબમાં લખેલું હોય તે સબુરીથી દુ:ખો ખમવામાં પુરૂં કરીને જેમ બને તેમ ફના અને જુદા જુદા અવતારોનાં પછાડાંમાંથી છુટીને આત્માનુ 'નિર્વાણ' એટલે સુખ કે દુ:ખ કંઇબી લાગેજ નહીં એવીજ હાલત મેલવવી એવો ઉદાસીનો ઉપદેશ જે પછવાડેથી હીંદુ આચાર્યો અને મોહોટા ધર્મ ચલાવનાર બુધ્ધે અને બીજા ઘણાએક જણાએ દુન્યાંમાં ફેલાવ્યો તે વિચાર પારસી અને હીંદુઓનાં પુરાતન વડીલોમાં નહીં હતો. તેઓ એવું માનતા હતા કે દુન્યાં કાંઇ માત્ર ભુલાવો નહીં પણ ખરેખરી અને કાયમ રહેનારી છે. તેઓ એવું માનતા હતા કે આ જીંદગી તદન દુ:ખથીજ ભરેલી નથી, પણ જો ચોક્કસ બાબતોનું જ્ઞાન અને જીંદગી ગુજારવાની રીતીઓ અખ્તીયાર કીધાં હોય તો તેમાં સુખબી મેળવી શકાય છે, એટલુંજ નહીં પણ તેઓ એમબી માનતા હતા કે દુ:ખ માત્ર આ જીંદગીમાંજ છે મરણ પછી માણસે આ દુન્યાંમાંજ જુદા જુદા અવતારો લેવાનાં અને ફરી ફરીથી દુ:ખો ખમવાનાં નથી પણ પેલી દુન્યામાં જવું છે અને હંમેશનું સુખ ભોગવવું છે. તેઓ દેહકષ્ટ અને તપ કરવા કરતાં ગૃહસ્થાશ્રમને બહેતર ગણતા હતા; દુન્યા તરક કરીને વૈરાગ લઇને આત્માની ચોખ્ખાઇ જાળવી રાખવા કરતાં વિદ્યા ભણીને કુદ્રતની વસ્તુઓનો ઘટતો ઉપયોગ અને ઉપભોગ કરવો અને આપણાં સર્વે ભાઇબંધુઓનાં સુખમાં વધારો કરવો, અને પરમેશ્વરને તથા તેની શક્તિઓને સમજવું અને તેને ભજવું એજ આત્માને ફલદાયક છે એમ તેઓ માનતા હતા. તેઓમાં પોતાની પ્રજાનું અભિમાન, સ્ત્રીનો ચોક્કસ દરજ્જો, અને ટુંકમાં પોતાની હાલત સુધારવાની ઉલટ હતી. સીકંદરને તાબે થવાની હીનપસ્તી ખમવા પછી ઇરાનીઓમાં, અને બુદ્ધ ધર્મની અસર લાગુ થવા પછી હીંદુઓમાં ઉદાસીભરેલા વિચારો દાખેલ થયલા મળે છે. હીંદુસ્તાનનાં લોકનાં ધર્મ સંબંધી વિચારોમાં એ ઉદાસીજનક મત જેટલે દરજ્જે દાખેલ થયલું મલે છે તેથી ઘણુંજ ઓછે દરજ્જે પારસી પુસ્તકોના ધર્મ સંબંધી વિચારોમાં એ મત મલે છે (જો કે યજદેગર્દનું રાજ્ય ગયા પછી કેટલેએક દરજ્જે વધારે એ મત ઇરાનમાં દાખેલ થયું છે). કોઇ કોઇ ઠેકાણે ઘણીજ પાછલી ચોપડીઓમાં દુન્યાની નાપાયદારી અને નાસાજગારી વિષેનાં વિચારો મળે છે, તોપણ સામટી રીતે લેતાં જરતોશ્તી ધર્મે પોતાની પુરાતન ઉલટભરેલી ધ્વપ(tone) અને સ્વભાવ (spirit) જાળવી રાખ્યાં છે. આ બીના દરએક જરતોશ્તીને દીલાસાભરેલી છે. કેમકે દરએક ટોળાની દરરોજની જીંદગીપર તેનો ધર્મ

મજબુત અસર કરે છે. અને જો તે અસર ઉલટ વધારનારી અને હાલત સુધારનારીજ હોય તો કદાચ કોઇ દહાડે અનુકુળ સંજોગો મલતાં તે ટોળો પાછો ખીલી નિકળી શકે. હવે જે ધર્મ, ફીલસુફી, અને પ્રજાની ખાસીયતજ ઉલટભરેલી અને આગળ વધવાની હોય તેમાં નાસ્તીક વિચારો હોયજ નહીં, જેનું મન ઉલટભરેલું હોય તેને આસપાસની કુદ્રત અને સંસારી જીંદગીનો વૈભવ ભોગવવાનું અકારૂં લાગતું નથી, તેને જીંદગીમાં તેમજ જીંદગી પછી કાયમ રેહેવાની આશા હોય છે, તેથી તે આશાપુરી કરનાર ઇશ્વરને માને છે અને તે ઉપર વિશ્વાસ રાખે છે. જરતોશ્તી ધર્મની ખાસ્યત એવી છે તેથીં તેમાં પરમેશ્વરની અને મનુષ્યના આત્માની હંમેશની કાયમી માનેલી છે અને નાસ્તીકપણાંનો અથવા આત્માની નીસ્તી અથવા નાશનો કશો વિચાર કે કશો ઇશારો વટિક તેમાંથી જડતો નથી એ વાંચનારે યાદ રાખવું.

### જરતોશ્તી મત પ્રમાણે ઇશ્વર સ્વરૂપ નિરૂપણ.

જગતનો પેદા કરનાર, અને ચલાવનાર ઇશ્વર કોણ અને કેવો છે? મનુષ્યનો જીવ–આત્મા શું અને કેવો છે? જીવ–આત્માનો પરમાત્મા પરમેશ્વર સાથે સંબંધ કેવો છે? તે વિષે જરતોશ્તી ધર્મનું મત નીચે પ્રમાણે છે:—

આ સર્વે જગત ખાકી તત્વ (matter)નુંજ બનેલું છે, તેનો બનાવનાર અથવા સરજનાર કોઇ નથી, તે અનાદિ, અનંત છે, અને તેનાં દરએક સૂક્ષ્મોમાં એવી શક્તિ છે કે તેઓનાં સાથે મલવાથી અથવા છુટાં પડવાથી આ બધી અસંખ્ય વસ્તુઓ જુદા જુદા રૂપરંગ અને ખાસ્યતોની બને છે અને પાછી નહીં સરખી થાય છે, આકાશી આત્માઓ અથવા પ્રાણીઓના આત્માઓ (ટુંકમાં આત્મીક દુન્યાં) છેજ નહીં, એવું જે ચારવાકો અને લોકાયતિકો (materialists)નું મત છે તે જરતોશ્તી ધર્મ અને ફીલસુફીને તદન વિરૂદ્ધ છે.

જ્ઞાન, આનંદ, અને ચૈતન્ય (spirituality) સ્વરૂપ બ્રહ્મ (આદિ કારણ) છે, તે ગુણ રહિત, આકાર રહિત, હોઇને પુરૂષ વિશેષ (personal) નથી, એવું જે શંકરાચાર્યનું અને કેટલેક દરજ્જે બુદ્ધનું અદ્વૈત મત છે તેબી જરતોશ્તી મતને વિરૂદ્ધ છે.

આ સર્વે જગત ખાકી (material) તેમજ નાખાકી અથવા આત્મિક (spiritual) તેજ બ્રહ્મ એટલે પરમેશ્વર છે. આપણે જે દેહી સુખો ભોગવ્યે છેએ તે પરમેશ્વરજ ભોગવે છે. આપણે અને જગત અને પરમેશ્વર કાંઇ જુદા નથી એવું જે વલ્લભાચાર્યનું પુષ્ટિમાર્ગનું મત તેબી જરતોશ્તી મતને તદન વિરૂદ્ધ છે. જરતોશ્તી મત પ્રમાણે સૃષ્ટિ અને પરમેશ્વર જુદા છે.

પરમેશ્વર એક પુરૂષ વિશેષ (person), સગુણ, જગત્કર્ત્તા, અને મુક્તિદાતા છે, મનુષ્યનો આત્માબી સગુણ છે, અને તે જો મુક્તિ પામે છે તો બધી રીતે ઇશ્વરતુલ્ય થાય છે, ફક્ત એકજ બાબતમાં ઓછો હોય છે, તે એ કે માત્ર જગત ઉત્પન્ન કરવાની શક્તિ તેમાં હોતી નથી, એવું જે રામાનુજનું વિશિષ્ટાદ્વૈત મત છે તે પરમેશ્વર એક શક્તિવાન સાહેબ, સગુણ, જગત્કર્ત્તા અને મનુષ્યનો આત્મા પરમેશ્વરથી ભિન્ન અને સગુણ છે એટલી બાબતમાં જરતોશ્તી મતને મલેછે, પણ બીજી બધી બાબતોમાં વિરૂદ્ધ છે.

પરમેશ્વર એક પુરૂષ વિશેષ, જગત્કર્ત્તા, જગત ચલાવનાર, અને આપણી સેવાને યોગ્ય છે, આપણો આત્મા કદાબી તેની બરાબર થનાર નથી પણ તેનો (આપણા આત્માનો) અધિકાર એજ છે કે સર્વદા તે પરમેશ્વરની સેવા કરવી, એવું જે મધ્વાચાર્યનું દ્વૈત મત છે તે જરતોશ્તી મતને તદન મલે છે.

સૃષ્ટિનાં તત્વો પરમવક્કલ મહાશમાન રૂહો-દેવતાઓ-જેવા કે આતશનો મવક્કલ અગ્નિ, વરસાદ વગેરેનો ઇન્દ્ર, હવાનો વાયુ, ઇત્યાદિ, જુદા જુદા અનેક દેવો, જે દરએક એક બીજાથી સ્વતંત્ર છે તે સર્વેને જુદા જુદા આરાધવા એવું અનેક દેવમત (polytheism) અથવા તે સર્વેને સામટાબી આરાધવા એવું જે અદ્વૈત મત (pantheism)ને કેટલેએક દરજ્જે મલતું મત વેદીક ધર્મનું છે તે ખરેખર તો માજદયસ્નની જરતોશ્તી ધર્મનાં એકલા એક બલવાન મહાજ્ઞાની સાહેબનેજ પરમાત્મા પરમેશ્વર તરીકે માનવાનાં (મજદ-યસ્ન) મતથી વિરૂદ્ધ છે, તોપણ પાછલા વખ્તમાં જુદા જુદા યજદો અને અમશાસ્પંદોને અહુરમજદનાં વડપણ હેઠે, અથવા કેટલીએક વખ્તે તેની બરાબર ગણીને, અથવા કેટલીએક વખ્તે તેની પરવાનગીથી અથવા કેટલીએક વખ્તે તેનાં મદદગાર તરીકે, અથવા કેટલીએક વખ્તે તેથી ગોયા સ્વતંત્ર હોય તેમ આરાધવાનાં ભણતરો અને સાધારણ જરતોશ્તીઓનાં યજદ અમશાસ્પંદોને રાજી રાખવાનાં અને તેઓને દલગીર નહીં કરવાનાં ક્રિયાકરમો અને તેઓની સત્તા તલેની ચીજોની જાળવણી કરવાનાં લખાણોને મલતું આવે છે. અશો જરતોશ્તનાં ગાથાઓમાં એકલા અહુરમજદ અને તેનાં અમર તથા વૃધ્ધીનાં કરનારા છ ગુણોને માનવા સિવાય બીજી બાબતોનું કશું વર્ણન આવતું નથી, પણ પાછલા અવસ્તા અને બીજી કેતાબોમાં આવે છે. તે ઉપરથી એવો સાર નિકળે છે કે અસલ આર્યનો-પારસી અને હીંદુઓનાં વડીલોમાં અનેક આકાશીઓને માનવાનો વિચાર જાયજ હતો, તે ઉપરાંત તે સર્વેની ઉપર એક મૂખ્ય પરમેશ્વરને માનવાનો કાંઇએક ઝાંખો વિચારબી હતો. આત્માની અમરગી અને સંસારમાં આગળ વધવાની ઉલટનાં વિચારો અને બીજી

ઘણીએક બાબતોમાં તેઓ સામાન્યતા ધરાવતા હતા. કયા આકાશીઓને માનવા અને કયા આકાશીઓને નહીં માનવા તે વિષે મતફેર હતો. જેઓને હીંદુઓનાં વડીલો માનતા હતા તેઓને પારસીઓનાં વડીલો નહીં માનતા હતા, અને એથી ઉલટું જેઓને પારસીઓના વડીલો માનતા હતા તેઓને હીંદુઓના વડીલો નહીં માનતા હતા. એવી હાલતમાં સપેતમાન જરતોશ્તે માત્ર એકજ ખુદા—અહુરમજદ—ને માનવાનું મત મજબુત ઠસાવ્યું તે છતાં પાછલથી જરતોશ્તીઓમાં પેલા પોતાનાં પૂર્વજોનાં પુંજેલા આકાશીઓને આરાધવાનું ચાલુ થયું અને ઇરાનીઓનાં ધર્મે પાછું વેદિક ધર્મને મલતું સ્વરૂપ પકડયું. જો માત્ર સપેતમાન જરતોશ્તના ગાથાઓનોજ આધાર લેયે તો આપણા માજદયસ્ની જરતોશ્તી ધર્મનું એક ઇશ્વરવાદીપણું યાહુદી, ખ્રિસ્ટી, અને મુસલમાની ધર્મોનાં એક ઇશ્વરવાદીપણાંને મલે છે. જો પાછલા અવસ્તા અને બીજી કેતાબોનાં મતો સાથે લેયે તો જરતોશ્તી ધર્મનું સ્વરૂપ કેટલેએક દરજ્જે મજકુર એક ઇશ્વરવાદી ધર્મોને અને કેટલેએક દરજ્જે વેદિક ધર્મને મલતું થાય છે. તોપણ એક ઇશ્વરવાદીપણું જરતોશ્તી ધર્મપુસ્તકોમાં જેટલું બધું જોવામાં આવે છે તે સાથે સરખાવતાં તેને વિરૂદ્ધ જતા વિચારો બહુ થોડા જોવામાં આવે છે. અને જે જે જગાએ બીજા આકાશીઓને આરાધ્યા છે તે તે જગાએ તેઓનાં વડા તરીકે અહુરમજદને પ્રથમ આરાધીને અથવા તેની પરવાનગી લેઇને કે માનીને તેઓને આરાધ્યા છે, તે સાફ દેખાડે છે કે અશો જરતોશ્તનાં બોધે ઇરાની ભેજાંપર એક ઇશ્વરનેજ ભજવાનો વિચાર એવો ઠસાવી દીધો છે કે જોકે તેની ઉપર કોઇ કોઇ વખ્તે પરદો ફરી વલવાના સંજોગો બન્યા છે તોપણ તે તદન નિકલી ગયો નથી.

જરતોશ્તી ધર્મ અને ફીલસુફીમાં જે એકજ ઇશ્વરને ભજવાનું ફરમાવ્યું છે તેને "અહુરમજદ"—બલવાન જ્ઞાની—એ ખાસ નામ આપ્યું છે. તેની ખાસ્યત, ગુણો, કામો, ઇત્યાદિનું જે સ્વરૂપ ચિતાર્યું છે તે યાહુદી, ખ્રિસ્ટી, મુસલમાની વગેરે એક ઇશ્વરવાદી ધર્મોમાં જેમ મલે છે તેમજ, બલકે કેટલીએક વખ્તે તેઓથી સરસ આકારમાં મલે છે. તે અનાદિ અનંત, સૌથી મોહોટો, સૌથી ભલો, સૌથી સરસ, સૌનો પેદા કરનાર, સર્વજ્ઞ, સર્વદર્શી, સર્વવ્યાપક, સર્વનિયંતા, સર્વપાલક, ઘણો બલવાન, રાસ્ત ઇનસાફી, સાચ્ચો, નહીં ઠગતો, નહીં ઠગાતો, ઇત્યાદિ ઇત્યાદિ, સર્વે ભલા ગુણો અને સીફતોમાં સર્વેથી ચહડતો છે. કોઇબી નઠારો ગુણ તેમાં છેજ નહીં. (જુઓ ગાથા, ઇજશને, વીસ્પરદ, વંદીદાદ, અહુરમજદ યસ્ત, ખુદાનાં ૧૦૧ નામો, ઇત્યાદિ). તે કોઇથી દેખાય નહીં (મીનોઆંન મીનો) પણ સઘલું જુએ. (ઇજ૦ ૩૧. ફ૦ ૧૩). તે બધાંથી ભિન્ન પણ બધાંમાં જોકે તિરોભૂત એટલે અદૃશ્ય છતાં

હાજર છે: પદાર્થો અને ગુણોએ તેને બનાવ્યો નથી પણ તેણે પદાર્થો અને ગુણોને સરજ્યાં છે. સર્વે કારણોની પછવાડે પ્રથમ કારણ તેજ છે. તેને જુદા જુદા અવતારો લેવાની જરૂર નથી. એટલુંજ નહીં પણ તેને પેદા કીધેલા આકાશી તેમજ માનુષીક આત્માઓબી ફરી ફરીથી અવતારો લેતા નથી. આખું જગત તેના એક ભાગ તરીકે અને તે તેનાં માલી તરીકે છે. તે જગતનું ઉપાદાન (material cause) નથી, પણ નિમિત્ત (efficient cause) છે. તેને જગત્તરૂપે કે કોઇબીરૂપે આવિર્ભાવ એટલે પ્રગટ થવું નથી. પણ હમેશાં તિરોભાવ એટલે છુપું રહેવુંજ છે. આકસ્મિકત્વ પ્રસંગ એટલે કાંઇ નહીં હોય તેમાંથી કાંઇ બનવું એ માણસની અક્કલને અનુસરતું નથી તેથી કાંઇ નહીં હોય તેમાંથી કાંઇજ નહીં બને (*ex nihilo nihil fit*) એવું જે ડાહ્યા માણસોનું સિદ્ધાન્ત છે તે જોકે બીજી બાબતોમાં લાગુ પડે તોપણ તે સાહેબની શકિતને લાગુ પડતું નથી. તે નીસ્તીમાંથી હસ્તી અને હસ્તીની પાછી નીસ્તી કરી શકે છે, તેનું વજુદ વાસ્તવિકપણે કેવું છે તે કદી કોઇએ જાણ્યું નથી અને કોઇ જાણનારબી નથી અને તે વિષે કોઇ કશો ખ્યાલ કે વિચાર વટિક બાંધી શકે નહીં. સર્વે માણસોની બલકે ફરેશતાઓની વટીક અક્કલ તેને બરાબર જાણવાને અશક્ત છે. તોપણ તેનાં ગુણોનો અસંખ્ય દરજ્જે બારીક કાંઇએક વિચાર આપવા સારૂં ઘણી ભલાઇભરેલાં અશો માણસને એક નમુના તરીકે જોવાનું કહ્યું છે (ય૦ ૩૧. ફ૦ ૧૬; દા૦ દી૦ પુ૦ ૧૮. ફ૦ ૪–૮, જુઓ નોટ ૩). ટુંકમાં જરતોશ્તી ધર્મે શીખાડેલું ઇશ્વરનું સ્વરૂપ નહીં નાસ્તિક (atheistic), નહીં માનુષિકરૂપી (personal) નહીં દેહાત્મવાદિક (material) નહીં જગત ઇશ્વરવાદીક (pantheistic) કે નહીં પ્રતીમાપુજક (idolatrous) છે પણ તે ઘણુંજ નિર્મળ, ઘણુંજ ઉત્તમ, ઘણુંજ પવિત્ર અને ઘણુંજ તેજસ્વી અને ઘણુંજ બુલંદ બુજોરગ, બાલાતર, અને બરતરીન આત્મસ્વરૂપ (spiritual) છે. તેનો આકાર કોઇને ખબર નથી. તેની હસ્તી, શક્તિ, અને ઇચ્છા તેના કામો ઉપરથી અનુમેય છે. અને પેગમ્બરોને થયલી વહીઓથી શાબ્દ પ્રમાણે માન્ય, અને આપણા અંતર્જ્ઞાને માન્ય છે.

પ્રત્યેક મનુષ્યનો આત્મા જુદો જુદો છે તે દરએક આત્મા અહુરમજદનો પેદા કીધેલો અને અમર છે. તેને અવતારો લેવાના નથી. તેને પેદા કરનાર પરમાત્માની સાથનો તેનો સંબંધ એક માયાળુ બાપ અને બેટા વચ્ચેના અથવા આશ્રિતનુ હિત ઇચ્છનાર શેઠ અને તેના નોકર વચ્ચેનાં સંબંધ જેવો છે. જેમ એક બાપ પોતાના બેટાને, અથવા શેઠ પોતાના નોકરને થોડોવાર પરદેશમાં મોકલે અને ત્યાં તે જે પ્રમાણે તેની તરફનું સોંપેલું કામ બજાવે તે પ્રમાણે તેનાં પાછા ફરવા પછી તેને બદલો અથવા

ઠપકો મલે તે પ્રમાણે હંમેશગી સાથે સરખાવતાં માત્ર એક ક્ષણ જેટલો વખ્ત મનુષ્યનો આત્મા આ દુન્યામાં જીંદગી લે છે અને કારકીર્દી કરે છે, કે જેનો બદલો તેને હમેશ લગી અને સજા માત્ર ફરશોગર્દ લગી મલે છે. ફરશોગર્દ પછી સર્વે પોતાના બાપની એકસરખી માયા અને બક્ષેશોનો અનુભવ હમેશાં મેલવતા રહેશે એવો પરમાત્મા અને જીવઆત્મા વચ્ચેનો સંબંધ જરતોશ્તી ધર્મ અને ફીલસુફીએ જણાવ્યો છે.

ઇશ્વર વિષે અને તેનાં આપણી સાથનાં સંબંધ વિષેનું એજ મત એજ ધર્મ ઉપરથી લેઇને પછવાડેથી મુસાઇ, ઇસાઇ, અને ઇસલામી ધર્મોએ અને કેટલેએક દરજ્જે હીંદુ અને બીજા ધર્મોએ દુન્યામાં પ્રસિધ્ધ કીધું છે, જે પ્રમાણે આજનાં લોકોનો મોહોટો ભાગ ચાલે છે.

### "રવાન-બુખ્તગી" એટલે આત્માની મુક્તિ.

ઉપર કહ્યું છે કે જરતોશ્તી ધર્મ પ્રમાણે પરમેશ્વર અને માણસનો આત્મા એક બીજાથી જુદા છે અને તેઓ વચ્ચેના સંબંધ બાપ અને બેટા વચ્ચેના, અથવા પાદશાહ અને રૈયત વચ્ચેના, અથવા શેઠ અને નોકર વચ્ચેના, સંબંધ જેવો છે. મરણ પછી મનુષ્યનાં આત્માને બીજો અવતાર લેવાનું નથી, પણ પોતાની આ દુન્યાની કારકીર્દીનો બદલો અથવા સજા મેલવવી છે. તેનાં પાપોથી તેને છોડવનાર તે અને પરમેશ્વરની વચ્ચે કોઇ તારણ કરનાર વસીલો અથવા વચ્ચે પડનાર નથી. માટે દરએક જણે વગર વખ્ત ખોહવે અને નભરવસ નહીં રહીને કોઇનાં વિશ્વાસપર ન રહેતાં આ જીંદગીમાંજ પોતેજ પોતાના આત્માનું તારણ પોતાનીજ કોશેષથી કરવું. એ કામને "રવાન બુખ્તગી" કરી કહે છે. હવે (૧) ખુદાએ માણસને આ દુન્યામાં શું કરવા મુકયું છે? (૨) અને તે પોતાનીમેલે પોતાની મુક્તિ કરવાંને શક્તિવાન છે કે નહીં? (૩) અને તેને શી રીતે ચાલવું કે જેથી કોઇનીબી મદદ વગર તેની મુક્તિ થાય? તે વિષે જરતોશ્તી ધર્મ એવું શીખાડે છે કે (૧) પેદા કરનારે માણસને આ દુન્યામાં એટલામાટે મુકયો છે કે તેણે પોતાના પેદા કરનારની મરજી મુજબ ચાલવું (દા૦ દી૦ પુ૦ ૬. ફ. ૭) કે જે મરજી જાણવાનાં સાંધણો–૧. તેનું અંતઃકરણ, ૨. કુદ્રતી ધર્મ અથવા નીતિ, અને ૩. ખોદાએ પેગમ્બરની મારફતે મોકલેલો ધર્મ છે. તેને સ્પેનતો મઇન્યુશ અને અંગ્રોમઇન્યુશ એટલે ભલાઇ અને ભુંડાઇ, સચ્ચાઇ અને જુઠાઇ, વાજબીપણું અને ગેરવાજબીપણું, ઇત્યાદિનાં એક બીજાથી ઉલટાં આકર્ષણોની વચ્ચે મુકયો છે. અને પેદા કરનારની મરજી એવી છે કે તેણે સ્પેનતોમઇન્યુશ એટલે ભલાઇ, સચ્ચાઇ, વાજબીપણું, વગેરેની તરફ થવું અને અંગ્રોમઇન્યુશ એટલે ભુંડાઇ, જુઠાઇ, ગેરવાજબીપણું, ઇત્યાદિની સામે લડવું (દા૦ દી૦ પુ૦ ૬. ફ૦ ૮). એ કામને ફરશોગર્દ કરવામાં મદદ

કરવી કરી કહે છે. અને એથી ઉલટું કરવાને ફરશોગર્દ કરવામાં હરકત નાખવી કરી સમજવું. (૨) મનુષ્યનો આત્મા પેદા કરનારની મરજી મુજબ ચાલીને સ્પેનતોમઇન્યુશની તરફ અને અંગ્રોમઇન્યુશની વિરૂધ્ધ થવાને સામર્થવાન છે એવું જરતોશતી ધર્મનું મત છે. એ કામને માટે તેને જોઇતી શક્તિ, મરજીનું છુટાપણું, મદદો, અને સાંધણો સાથે તેને પેદા કીધું છે (દા૦ દી૦ પુ૦ ૨. ફ૦ ૨૧-૨૩). (૩) જ્યારે કોઇનીબી મદદ વગર તેણે પોતાની મુક્તિ પોતાની કરણીથીજ મેલવવી છે ત્યારે તે કરણીજ તેને મોક્ષદાયક છે માટે હંમેશાં તેણે ભલાઇ કરવી અને ભુંડાઇ નહીં કરવી, એ ઉપરજ તેનો આધાર રહે છે. ભલાઇનાં કામોને 'કેર્ફે' અથવા 'સવાબ' અથવા 'પુન્ય' કરી કહે છે અને ભુંડાઇનાં કામોને 'વિનાસ' અથવા ગુનાહ અથવા પાપ કરી કહે છે. આપણા દરેક વિચાર, વાણી અને કામો કરવા અગાઉ વિચાર કરીને તે નેક છે કે બદ છે તેનો તોલ કરીને જે નેક હોય તે કરવું અને બદ હોય તે નહીં કરવું (દા૦ દી૦ પુ૦ ૬. ફ૦ ૮). અને જો જાણીજોઇને અથવા ગફલતથી બદ વિચાર, બદ વાણી, કે બદ કરમ આપણાથી થાય તો તે ફીટાડવાને માટે જેમ બને તેમ જલદીથી કોઇએક નેક કામ અથવા કામો કરવાં. એ નિયમ પ્રમાણે હંમેશાં ચાલવું, તેને 'વનાહ વઝારશની' (ગુનાહ ફીટાડવો) અને 'કેર્ફે અફઝાયશની' (સવાબ વધારવો) કરી કહે છે. અને એટલામાટે સવાબ શું અને ગુનાહ શું તે જાણવાની દરેક માણસની ફરજ છે કે જે કામને "એર્વદસ્તાન કર્દન" (ગુરૂથી જાણવું) કરી કહે છે. કેમકે તે જાણીને તે પ્રમાણે ચાલવા ઉપરજ આત્માની મુક્તિનો આધાર છે. જેમ એક માણસ 'કેર્ફે' એટલે સવાબ વધારે કરે અને 'વિનાસ' એટલે ગુનાહ ઓછો કરે તેમ તેણે સપેનામીનોની ફત્તેહ અને ગનામીનોની શીકસ્ત કીધેલી કહેવાય અને તેટલે દરજ્જે તે માણસ પેદા કરનારની મરજી મુજબ ચાલેલો અને મુક્તિ પામવાને યોગ્ય થયલો કહેવાય. ગુનાહથી દૂર રહેવાથી અને સવાબ ઘણો કરવાથી માણસે ખુદાના બંદા તરીકે કરવાની તેની બંદગી એટલે સેવા જે બજાવવા સારૂં તેને આ દુન્યાંમાં મોકલ્યો છે તે કરાય છે, અને એ બંદગી અથવા સેવાજ અંતે મુકિતનું કારણ થઇ પડે છે, માટે ખુદાની બંદગી (Divine Service) એટલે પરમેશ્વરની સેવા કરવામાંજ આપણો લાભ છે એમ જરતોશતીઓ અસલથી સમજતા આવ્યા છે. પણ તે ખુદાની બંદગી અથવા સેવાના પ્રકારો વિષે જુદા જુદા વખ્તના લખનારાઓ જુદી જુદી વહણ બતાવી ગયા છે. પુરાતન જમાનાના અશો જરતોશતનાં ગાથાઓમાં સવાબના જે પ્રકારો જોવામાં આવે છે તેમાં માણસજાતનું ભલું કરવું અને આબાદાનીનો વધારો કરવો (active virtues) એ બાબતો ઉપર વધારે ભાર મુકેલો જોવામાં આવે છે. પાછલા ધર્મગુરૂઓનાં

વખાણોમાં ઉપલાં કરતાં ક્રિયાકર્મો અને ભણુતરો કરવાં અથવા કરાવવાં (rituals) ઉપર વધારે ભાર મુકેલો જોવામાં આવે છે. વલી પાજંદ ભણુતરોનાં જમાનામાં ભલાઇ કરતાં જે દુ:ખો ખમવાં પડે તે ખમવાની બાબતો (passive virtues) અને અસરકારક પશ્ચાત્તાપ (deep repentance) ઉપર વધારે ભાર મુકેલો જોવામાં આવે છે. જોકે એ ત્રણે પ્રકારનાં કામો ત્રણે જમાનાઓમાં "રવાન બુખ્તગી"ને માટે અગત્યનાં ગણાતાં હતાં, તોપણ એક જમાનામાં એક પ્રકારનાં કામોને, તો બીજા જમાનામાં બીજા પ્રકારનાં કામોને વધારે અગત્યતા આપેલી જોવામાં આવે છે. એ અગત્યતા જે વખ્તમાં જે પ્રકારનાં કામોની તરફ વધારે વલણ હતી તે પ્રમાણે અપાયલી હતી. એ ત્રણે વર્ગોનાં સવાબો (virtues) અખત્યાર કરવામાં અને એઓથી વિરૂધ્ધનાં કામો (vices) એકસરખી રીતે ત્યાગ કરવામાંજ જરતોશ્તી ધર્મની રૂએ 'રવાન બુખ્તગી' એટલે આત્માની મુક્તિ છે એમ ખુલ્લું દીસે છે. જરતોશ્તી ધર્મનું આ ફરમાન ઘણું ઉત્તમ અને ડહાપણભરેલું છે. એથી કરીને માણસ નિરાશ, બેપ્રીકર, અથવા આલસુ થતો નથી, પણ ઉમેદવાર, અને તેથી કરીને નેક કામો કરવામાં ઉદ્યોગી, ચોંપવાલો, અને હંમેશાં સારૂં કરવામાં ગુંટાયલો રહે છે, અને જેટલો બને તેટલો વધારે ફાયદો દુન્યાને તે કરી શકે છે, અને ભલાઇ કરવામાં સુસ્તી કરતો નથી.

## જરતોશ્તી મત પ્રમાણે જગતની ઉત્પત્તિ અને તેનું સ્વરૂપ (cosmogony).

જરતોશ્તી મત પ્રમાણે પરમાત્મા અહુરમજદ અનંતપોકલીમાં સર્વે ઠેકાણે હાજર અને સદાકાલ રહેનારો છે. તે હંમેશા હતો, હમેશાં છે, અને હંમેશાં રહેશે. (દુઆ નામ સેતાએશને). તે 'અ-બ-દહે' વગર શરૂઆતનો, અને 'અ-બ-અનજામ' વગર આખેરીનો છે. જગતને કેટલીવાર તેણે બનાવ્યું અને કેટલીવાર તેનો નાશ થયો તેની ખબર તેણે કોઇને આપી નથી. જેમ તે પોતે 'મીનોઆંન મીનો' મીનોઇ આત્માઓથીબી અણદીઠ રહેલો છે તેમજ તેનું કામબી સંપૂર્ણરીતે તેણે કોઇને જણાવ્યું નથી. પેગમ્બરોને તેનાં જેટલાં કામ વિષેનું જ્ઞાન મલેલું છે તે માત્ર આ ચાલુ સૃષ્ટિને વિષેનુંજ છે. 'જરવાન-અકરન' એટલે અનંતકાળ (Endless Time)માં એક પલ, કે જ્યારથી તેણે આ ચાલુ દોર 'જરવાન-દરેઘો-ખધાત'ની શરૂઆત કીધી ત્યારથી તે 'ફરશોગર્દ' કે જે વખ્તે આ ચાલુ સૃષ્ટિનો અંત આવશે તેટલાજ વખ્તની ખબર માત્ર આપવાનું જરતોશ્તી ધર્મની ચોપડીઓ માથે લે છે. એજ રીતે 'ર્વાષ' અનંતપોકલી (Infinite space)માં એક નુકતો અથવા લીટી લેઇએ ત્યાંથી તે તેની સામે બીજી જગાએ એક બીજો નુકતો અથવા લીટી લેઇએ તેની વચમાંની જગામાં જેટલી સૃષ્ટિ છે તેનુંજ માત્ર

વર્ણન કરવાનું જરતોશ્તી ચોપડીઓ માથે લે છે. એ પ્રમાણે ચોક્કસ વખ્ત અને ચોક્કસ જગામાં જે થયલી, થતી, અને થવાની સૃષ્ટિ, તેનાં વર્ણનનો કાંઇએક ચિતાર નીચે પ્રમાણે ઉપજાવીને લખ્યે છેયે.

પ્રથમમાં અશો અહુરમજદે આ ચાલુ જગત પેદા કરવાની ઇચ્છા કીધી ત્યારે બે શકિતઓ એક બીજાથી ઉલટી પેદા એટલે જાહેર થઇ. તેઓ એકજ વખ્તે જોડયાં છોકરાંની મીસાલે પેદા થઇ. એકનું નામ 'સ્પેનતોમઇન્યુશ' અને બીજીનું નામ 'અંગ્રોમઇન્યુશ' (ય૦ ૪૫. ફ૦ ૨). એ બે શકિતઓમાંથી બે 'મીનોઇ' એટલે અદૃશ્ય આલમો ઉત્પન્ન થઇ. એ બેહુ શકિતઓએ અને તેઓની બેહુ મીનોઇ આલમે છુટાં પડીને એક બીજાની મુકાબેલની બે જગાઓએ અનંતપોકલીમાં રહેઠાંણ કીધું. સપેનાર્મીનો અને તેની તમામ આલમ ભલાઇ, તેજ, અને વૃદ્ધીવાલી હતી, તેથી ઉલટું અંગ્રોમઇન્યુશને લગતી દુન્યા ભુંડાઇ, અંધકાર અને ઘટાડાને લગતી હતી (ય૦ ૪૫. ફ૦ ૨). એ પ્રમાણે તેઓ ઘણોએક વખ્ત સુધી એક બીજાની સામણે અટકી રહી હતી. સપેનાર્મીનોને લગતા ભલા ગુણો, અને ભલાં રૂહો—યજદ, અમશાસ્પંદો વગેરે—(પઓઇર્યો દાત દામ—વી૦ ૭. ફ૦ ૪—અહુનુશ્. પર્ઑઉરૂયો—ય૦ ૨૮. ફ૦ ૧૨ ય૦) પોતાનાં રોશનીનાં તત્વમાં સ્થિર હતા. તેમજ અંગ્રોમઇન્યુશને લગતા બુરા ગુણો અને બદરૂહો—દેવો, દરૂજો, યાતુઓ, પરીઓ—બી પોતાનાં અંધારાં તત્વમાં નિશ્ચલ પડી રહેલા હતા. (બુનદહેશ ૧. ફ૦ ૩).

પછી અહુરમજદે ચાહ્યું કે તેની સંપૂર્ણ શક્તિ અને કારીગરીનો મહીમા જુવે, સમજે, તેથી થતાં સુખોનો અનુભવ લે, અને જ્ઞાન તથા નીતિપૂર્વક ભકિતથી તેની સેવા બજાવે, અને તે સેવાનો હંમેશ લગી બદલો મેલવે એવી હવે પછી થનારા સૂર્ય, ચંદ્ર, તારા વગેરે નુરીઓથીબી ચહડતે દરજ્જે (દા૦ દી૦ પુ૦ ૧. ફ૦ ૨) પેદાયશ બનાવવી. તેથી તેણે પ્રથમમાં રોજે અવલથી તે રોજે આખેર સુધી થવાનાં માણસોનાં રવાનો એટલે આત્માઓ અને તેઓનાં ફ્રોહરો એટલેકે મદદગાર અને પાસબાની કરનાર આત્માઓને પેદા કીધા. તેઓને અનંતપોકલીમાં 'મિસ્વાન ગાતુ ખદાત' નામની જગામાં (?) રાખ્યા. (યશત ૧૩. ફ૦ ૭૧). ત્યાં મીનોઇ આલમ (Spiritual World) ની પેદાયશ પુરી થઇ, અને એટલેસુધી બધું સ્થિર હતું.

પછી અહુરમજદે ગેતી દુન્યા (Material World) પેદા કરવાની શરૂઆત કીધી. પ્રથમમાં બે 'ગોહરો' (principles) પેદા કીધાં. એકનું નામ 'સ્તિ' (અવ૦ ૭૭=સાંખ્યશાસ્ત્રની પ્રકૃતિ=વેદીક પૃથ્વી (matter) અથવા 'ગએથા' અથવા 'જેમ' અને બીજાંનુ નામ 'વ્હે' અથવા 'ખ' અવ૦

—ખ=—ખ્વ=સં૦ स्व અથવા स्वर् અથવા ख (kha ખ)=સાંખ્ય પુરુષ=વેદીક ફુર્સ (force) અથવા 'મઇન્યુ' અથવા 'અસ્મન.' પેહેલું મીલકત તરીકે અને બીજું તેનાં માલેક તરીકે, અથવા પેહેલું બાયડી તરીકે અને બીજું માટી તરીકે. પેહેલું હલકું તેમજ ભારી બી. છુપું (મીનો) તેમજ જાહેર (પેદા) બી થઇ શકે તેવું પણ બીજું હંમેશાં હલકું અને છુપું (મીનો). પેહેલું સરદ અને ઘાડું; બીજું ગરમ અને પતલું. પેહેલું નારી અને જમીનની ખાસ્યતનું, જે પોતામાં બી લેઇને તેનું પોષણ અને ઉધરભાવ કરે, બીજું નર અને આસમાનની ખાસ્યતનું જે પેહેલામાં બી મુકે અને પેદાયશ વધારે તથા આગલ ચલાવે. એ બેહુ એક બીજાથી ઉલટા ખવાસનાં પણ એક બીજા વગર કાંઇ કરી નહીં શકે એવાં હતાં. 'સ્તિ' એટલે ઠરી રહેનાર, નિશ્ચલ, જથ્થો, સમુદાય. કારણકે તેની ખાસ્યત જો તેને કોઇથી ગતિ મલે તોજ તે કાંઇ કરી શકે, નહીં તો પડી રહે એવી ગુરૂત્વવાલી છે. અને સ્ત્રીનાં ખવાસોને મલતી, સરદ અને ઘાડાસવાલી છે. બીજું ગોહર કાંઇ નહીં પણ અહુરમજદે પોતે આપેલી ગતિ અથવા આંચકો છે તે એક તેજ છે તેની ખાસ્યત મરદોનાં ખવાસોને મલતી, ગરમી ઉત્પાદક, અને ખાલેસીવાલી છે. એ ગોહર ગોયા અહુરમજદનાં પોતામાંથી નિકલેલું છે. તેથી નિર્મળ, રોશન, વગેરે છે અને તેને એક મીનોઇ આત્મા તરીકે ગણેલો છે; અને તેથીજ તેને 'વ્હ' અથવા 'ખ' કરી કહ્યું છે કે જેનો અર્થ પોતે† કરીબી થાય છે અને તેથી પાછલા અવસ્તામાં 'વ્હ' અથવા 'ખ' અહુરમજદનેજ સમજીને 'સ્પેન્ત—આરમઇતિ' જે જમીન ('ગએથા' અથવા 'જ્રૅમ') તેને તેની માદા ગણી છે (વીસ્પરદ ૩. ફ૦ ૪; અઇવિસ્રુથ્રેમ ગેહ ફ૦ ૯). વલી ધારવામેલે સરોશ યશ્તના પેહેલા કરદામાં 'સ્તિ'ને 'પાયૂ' (જાલવનાર, જથ્થા તરીકે રાખનાર) અને 'ખ'ને 'થ્વરેસ્તાર' (આકાર બનાવનાર) કરી કહ્યાં છે, એમ ફકત અમે ધાર્યે છીયે. જોકે પેહલવી તરજુમામાં તો એ બે મેહર યજદનાં નામો છે એમ કહ્યું છે. વલી ધારવામેલે એજ બેહુ ગોહરો—પ્રકૃતિ અને પુરૂષ (matter and motion)—

---

† આજ સુધી 'સ્તિ'નો અર્થ 'ટોલો' અને 'ખ'='વ્હ'નો અર્થ 'પોતે' કરી આપણા લોકો તથા યુરોપીઅન વિદ્વાનો કરતા આવ્યા છે. પણ કેટલીએક જગાઓએ એ અર્થો લાગુ પડતા અમને જણાતા નથી. દાખલા તરીકે ખુરશેદ ન્યાયશમાં ભણનાર પોતાનાં રવાનને આરાધે છે. જો રવાન ગુનેહગાર હોય તો તેને આરાધવું ગુનાહભરેલું થાય. જો રવાન ચોખ્ખું હોય તો તે પોતે પોતાને કેમ આરાધે ? પણ જો એ ઠેકાણે 'વ્હ'નો અર્થ આ દુન્યાનો આત્મા (*anima mundi*) લેયે તો એક યજદ તરીકે તેનાં રવાન અને ફરોહરની આરાધના કીધેલી બરાબર ઠરે. ફર્વર્દીન યશ્તમાં (ફ૦ ૩) આસમાનને 'ખએનહે-રઓચઙ્હિનો' કરી કહ્યો છે. ત્યાં 'ખ'નો બનેલો અને રોશનીવાલો એ અર્થંજ થઇ શકે છે. વલી પેહલવીમાંબી 'ખએન'નો અર્થ 'ખન' તથા 'ખીન' કીધો છે (ઇ૦ ૩૨. ફ૦ ૭. ઇ૦) જ્યાં તે 'ખ'ને કોઇ એક ગોહર અથવા મૂળતત્વ ગણતો હોય એમ લાગે છે; તેથી અમે 'ખ'નો અર્થ સંસ્કૃત स्वर् અથવા तेजस् ને મળતો ઉપર પ્રમાણે લીધો છે. 'સ્તિ'ને 'સ્તા' સ્થિર રહેવું, પરથી ખાકનો જથ્થો, પ્રકૃતિ, એ અર્થે લીધો છે.

ને શાએરીની ઢપમાં 'ગાયનો આત્મા' (અ૦ 'ગેઉશ્ ઉર્વન'=પે૦ 'ગોષોરૂન્') અને 'ગાયનો કાપનાર અથવા આકાર આપનાર' (અ૦ 'ગેઉશ્ તષન્'=પે૦ 'ગાવબરહેની દાર') કરી અનુક્રમે કહ્યાં છે. જોકે એઓના નામો વિષે જુદા જુદા વખ્તોમાં મતફેર થઇને જુદા જુદા નામો વપડાયાં હોય તોપણ એ બે ગોહરેથી મીનોઇ આલમ (Spiritual World) સિવાયની તમામ ગેતી આલમ (Material World) બની છે એવો વિચાર પુરાતન આર્યનોમાં હતો એમ માની શકાય છે કેમકે વેદિક દ્યુસ્ અથવા સ્વર્ અને પૃથ્વા સાંખ્ય પુરુષ અને પ્રકૃતિ, અવસ્તા 'ખ' અથવા 'વ્હે' અને 'સ્તિ,' તેમજ 'મઇન્યુ' અને 'ગએથા,' તેમજ 'અસ્મન' અને 'જેમ,' તેમજ 'અહુરમજદ' અને 'સ્પેનત આરમઇતિ,' તેમજ 'થ્વેરેસ્તાર' અને 'પાયુ,' તેમજ ગેઉશ્ તષન્' અને 'ગેઉશ્ ઉર્વન,' ગ્રીક લોકોનો Zeus અને Ge, ઇત્યાદિ, એ વિચારની હસ્તીની શાક્ષી આપે છે. 'સ્તિ' અથવા પ્રકૃતિ પ્રથમમાં 'મઇન્યવ. સ્તિશ' અથવા 'પઓઇર્યો. અષઓનો. સ્તિશ્' એટલે અવ્યક્ત પ્રકૃતિ (indistinct or the noumenon or noumenal nature) મીનોરૂપે એટલેકે અદૃશ્યરૂપે હતી (જુઓ વં૦ ૨. ફ૦ ૪૧ ની પેહેલવી શરેહમાં ટાંકેલો અવસ્તાનો ફકરો, વી૦ ૧૮ ફ૦ ૧, બુનદહેશ, વગેરે) તેની ઉપર 'ખ' પુરૂષનું કામ શરૂ કીધું તેથી તે 'ગએથયાઓ સ્તિશ્' એટલે પ્રકટરૂપે પ્રકૃતિ (distinct or phenominal nature) થઇ અને કવીતાઇ ઢપમાં બોલવાથી 'ખ' માટી અને 'સ્તિ' તેની બાયડી છે એમ કહેવાયું, અને એજ કવીતાઇ ઢપમાં 'ખ' બાપ કહેવાયો અને 'સ્તિ' માતા કહેવાઇ. જેમ એક સ્ત્રી પુરૂષના સંભોગથી નવી નવી પ્રજાઓ ઉત્પન્ન થાય તેમ 'સ્તિ' અને 'ખ' અથવા પ્રકૃતિ અને પુરૂષનાં મલ-વાથી 'સ્પેનતોમઇન્યુશ' અને 'અંગ્રોમઇન્યુશ'નાં મીનોઇ હુન્યામાંનાં રાજ્યોની વચમાંની ખાલી જગામાં આકાશ અને પૃથ્વીની સર્વે પેદાયશો (દામાંન્) એક પછી એક ઉત્પન્ન થઇ. ગતિમાં ગરમી અને તેજ છે અને તેજ રૂપી ગોહરને 'વ્હ' અથવા 'ખ' કરી કહ્યું છે અને તેનેજ વળી અહુરમજદ કરીબી ગણ્યો છે, અને 'સ્તિ' એટલે પ્રકૃતિ અથવા ખાક અથવા જમીનને સ્પેનત આરમઇતી કહી છે તે બેનાં એક બીજા સાથે અઠડાવાથી શાએરી ઢપમાં બોલતાં માટી અને બૈયરનાં મેળાપ કરવાથી જે પરિણામ નીપજ્યું તે કાંઇ નહીં પણ ગરમી હતી. ગરમીને આતશ અથવા અરદીબહેશ્ત કરી કહે છે. તેથી ઉપલી શાએરીની ઢપમાંજ પ્રકૃતિ અને પુરૂષનાં અઠડા-વાથી નીપજેલાં પરિણામને એટલે ગરમી અથવા આતશને અહુરમજદ અને સ્પેનત આરમઇતીનો બેટો કરી કહ્યો છે, અને એજ શાએરીની ઢપમાં અરદુ-ઇસૂર એટલે પાણીનાં તત્વને અહુરમજદની બેટી કરી કહી છે અને એજ ઢપમાં અર્શીસ્વંગ એટલે લક્ષ્મી અથવા ધાતુઓ કે જેઓમાં વિશેષ તેજ છે તેનેબી

અહુરમજદની બેટી કરી કહી છે. વળી એજ 'સ્તિ' અને 'ખ' અથવા અનાસર તથા તેજ (matter and energy)ના મલવાથી ગેતી દુન્યા બની છે અને ગેતીનાં સાત વર્ગો સાત અમશાસ્પંદ તરીકે ગણાય છે તેથી અમશાસ્પંદોનેબી ઉપલીજ શાએરીની ઢપમાં અહુરમજદનાં બેટા કરી અવસ્તામાં કહેલા છે. એ સઘલું કાંઇ નહીં પણ કવિતાની અલંકારીક ભાષામાં કહેલું છે કે જે ઢપની અલંકારીક ભાષા અવસ્તાઇ વખ્તમાં ઘણી સુંદર ગણાતી હતી, જેની સાબેતી આપણને અવસ્તાની અલંકારીક ભાષાને વેદની અંલકારીક ભાષા સાથે સરખાવી જોતાં તુરત માલમ પડી આવે છે. હવે એ 'ખ' અને 'સ્તિ'ના મલવાથી નીપજતી પેદાયશોની ઉત્પત્તિ કરવામાં સ્પેનતોમઇન્યુશ અને અંગ્રોમઇન્યુશને અહુરમજદે તેઓને પોતાની અસરો તેઓમાં મુકવાની છુટ મુકી હતી (યસ્ત ૧૩. ફ૦ ૭૬, ૬૦ ૧૩. ફ૦ ૪–૫, ૩૦. ફ૦ ૩, ૫૭. ફ૦ ૧૭ ઇત્યાદિ). સ્પેનતોમઇન્યુશની મારફતે જેટલી પેદાયશો બની અથવા જેઓમાં તેની અસર વધારે થઇ તેઓ ભલી, તેજસ્વી, ઝડપવાળી, આલેસ, અને હલકી ('અપચિથ્ર' અથવા 'અપઓનો સ્તિશ') હતી અને તેમાં રજોગુણ (light or enjoyment) અથવા સત્વગુણ (truth or purity) વધારે હતો. અંગ્રોમઇન્યુશની મારફતે જેટલી પેદાયશો બની અથવા જેઓમાં તેની અસર વધારે થઇ તેઓ ભુંડી, અંધારી તોખમની, ધીમી, ગદલી, અને ભારી ('તેમસ્ચિથ્ર' અથવા 'દ્રવતો. સ્તિશ્') હતી અને તેમાં તમોગુણ (darkness or evil) વિશેષ હતો. તેથી કરીને સ્પેનતોમઇન્યુશની પેદાયશ 'ખ'ની તરફ એટલેકે ઉપર રહી અને 'ખ—ધાત'† એટલે ધણી અથવા માટીનાં કાયદાવાળી કહેવાઇ અને અંગ્રોમઇન્યુશની પેદાયશ 'સ્તિ'ની તરફ એટલેકે નીચે રહી અને તેથી કરીને 'સ્તિ–ધાત' એટલે મીલકત અથવા બાયડીનાં કાયદાવાળી કહેવાઇ. એ બન્ને ગોહરો સામ સામેથી આવીને એક બીજામાં પેવસ થયાં. જેટલે લગી નીચે અથવા ઉત્તર તરફ 'સ્તિ'માં 'ખ'ની અસર દાખલ થઇ ત્યાં લગી તે'ખ'ની હદ બાંધી અને જેટલે લગી 'ખ'માં 'સ્તિ'ની અસર ઉપર એટલે દક્ષીણ તરફ દાખલ થઇ ત્યાં લગી તે 'સ્તિ'ની હદ મુકરર કીધી. જેટલી જગામાં 'ખ' અને 'સ્તિ' મિશ્ર થઇને ફેલાયાં તેટલી જગાને ગેતીની હદ ઠરાવી અને જેટલી જગામાં માત્ર 'ખ' અથવા માત્ર 'સ્તિ'ની હાજરી રહી તે જગામાંની પેહેલીને 'મીનો બહેશત'ની અને છેલ્લીને 'માંનો દોજખ'ની જગા ઠરાવી.

---

† 'ખ–ધાત' પેહેલવીમાં 'ખુદાદ' થાય છે તે ઉપરથી આપણો ફારસી શબ્દ 'ખુદાએ' કરી નિકળેલો છે જેનો અર્થ ધણી, સાહેબ, માલેક તેમજ પરમેશ્વર કરીબી થાય છે. જેમકે 'કદખોદા' ઘરધણી 'ખુદાએ દો જેહાંન'=બેહુ જેહાનનો સાહેબ, પરમેશ્વર, ઇત્યાદિ.

મીનોઇ તથા અનાસરી આલમની બનાવત પ્રથમ અહુરમજદે પેદા કીધી તે વિષેની એ મુખ્તેસર હકીકત છે. હવે આ ગેતીને લગતી સર્વે પેદાયશો તેણે કેમ એક પછી એક બનાવી અને તેઓ કેમ ચાલુ રહે છે તે વિષે જરતોશ્તી ફીલસુફી (ઇજશને ૧૯ ફ૦ ૮)માં તથા બીજી ચોપડીઓમાં (બુ૦ ૧ ફ૦ ૨૮) છ ગાહમબારમાં બનેલા અનાસરી સૂક્ષ્મોનાં જથ્થાઓનાં એક પછી એક અને એક એકથી ચહડતાં છ રૂપોમાં વર્ણવેલી છે. તે એ કે બેહુ મીનો રાજ્યોની વચમાં 'સ્તિ' પ્રથમ મીનોઇ હાલતમાં એટલે સઘળું તદન અદૃશ્ય, અતિ બારીક, હાલતમાં હતું તેમાંથી અનાસરી સૂક્ષ્મોને 'આસમાન' (અવ૦ અસ્મનૅમ્........પએઇર્યો દાનૅમ્........ગએઇથીમ—વી૦ ૭. ફ ૪) એટલે 'ઇથર' (=اثیر=ether) નામની એક તેજોમય અતિ સૂક્ષ્મ વાયુરૂપી પદાર્થ જેને સંસ્કૃતમાં 'આકાશ' કરી કહે છે તેની ઘટ સ્થિતીમાં પરમાત્મા અહુરમજદ લાવ્યો તેની કીર્તિની યાદનું સ્તવન મેદીઓજરેમ ગાહમબારમાં કરવામાં આવે છે. પછી રફતે રફતે તે 'આસમાન' નામની અતી સૂક્ષ્મ અનાસરી વસ્તુનાં જથ્થા મધેથી કેટલાએક ભાગને વધારે અને વધારે ઘટ કરીને ઘટ વાયુથી તે છેક પાણીની એટલેકે પ્રવાહી સ્થિતીમાં અહુરમજદે આણી તે વિષેનું સ્તવન મેદીઓશહેમ ગાહમબારમાં કરવામાં આવે છે. પછી તે પ્રવાહી વસ્તુમાંનાં કેટલાએક ભાગને વધારે ઘટ કરીને જમીન એટલે કે નક્કર ખનિજ પદાર્થનો જથ્થો બનાવ્યો, તેનું સ્તવન પેતેશેહેમ ગાહમબારમાં કરવામાં આવે છે. ખનીજ પદાર્થનાં જથ્થામાંથી વનસ્પતિ સરજાવી તેનો અઇઆથ્રેમ ગાહમબાર ઇજાય છે. વનસ્પતિ પછી પ્રાણીઓની ઉત્પત્તી થઇ તેનું મેદીઆરેમ ગાહમબારમાં ઇજવું થાય છે. સૌથી છેલ્લે અહુરમજદનું સૌથી ઉત્તમ કામ માણસજાત જેને વાસ્તે આ બધું કીધું હતું તે જાહેર થયું તેનું હમસ્પથમેદેમ ગાહમબારમાં જશન થાય છે. જેમ જેમ નવી નવી વસ્તુ બનતી ગઇ તેમ તેમ તેમાં ગુણ, શક્તિ, વગેરેની સંખ્યા વધારે અને વધારે અહુરમજદ મુકતો ગયો. એ રીતે સૌથી સરસ ગુણો અને શક્તિઓ માણસમાં તેણે મુકી છે. વલી એ દરએક વર્ગમાં જે અનેક જાતીઓ અને તેઓમાં ઉપજાતિઓ અને સેવટે વ્યક્તિઓ છે તેઓની આ દુન્યાની સૃષ્ટિની શ્રેઢીમાં જ્યાં જગા આવે તે પ્રમાણે વધતા અથવા ઓછા ગુણો વગેરે તેઓમાં મુકયા છે, જે સૃષ્ટિની વસ્તુઓના એટ બીજામાંથી નિકલવા (developement)ની વિદ્યા જાણનારાઓને રોશન છે. એ પ્રમાણે આ દુન્યાની તમામ પેદાયશોની એકથી એક ચહડતી પેદાયશો શ્રેઢીનું જરતોશ્તી ધર્મની ફીલસુફીમાં કહેલો અનુક્રમ બેશક દરેક અકલમંદને કબૂલ રાખવાજોગ છે. કેમકે એ અનુક્રમથી જુદો અનુક્રમ

અકલમાં ઉતરી શકતો નથી. હવે જોકે આ દુન્યામાં અનેક વસ્તુઓ અનેક રૂપે અને અનેક હાલતમાં જોવામાં આવે છે તોપણ તેઓ 'સ્તિ'નો એટલે અનાસરી સૂક્ષ્મોનીજ બનેલી છે તે યાદ રાખવું. એ સૂક્ષ્મોને વિષે જરતોશ્તી ફીલસુફી એવી માલૂમ પડે છે કે અનાસરી સૂક્ષ્મો (atoms) અસલમાં અનુમેય, અદૃશ્ય, અને અસ્પૃશ્ય (મીનો, અવિનાક, અગેરફતાર) (મઇન્યવાઓ. સ્તોઇશ) હોય છે. તેઓ પેહેલે દૃશ્ય પણ અસ્પૃશ્ય (દેખાય પણ પકડી નહીં શકાય એવી) હાલતમાં આવીને પછી દેખઇતી તથા પકડી શકાય એવી હાલતમાં આવે છે, જે હાલતને ગેતીની હાલત (ગએથયાઓ સ્તોઇશ) કહી છે. પછી તેઓ પાછા ઉલટે રસ્તે પેહેલાં અસ્પૃશ્ય પણ દૃશ્ય, પછી અનુમેય પણ અદૃશ્ય, હાલતમાં જાય છે.[૨૬૨] એ સૂક્ષ્મોપર બે જાતના મીનોઓ—સપેનામીનોને લગતા અને ગનામીનોને લગતા—કામ કરે છે. સપેનામીનો તેઓને મીનોઇ બારીક અનુમેય હાલતમાંથી ગેતીની સ્પૃશ્ય હાલતમાં આસ્તે આસ્તે લાવે છે તેઓની વૃદ્ધી કરે છે અને કાયમ રાખે છે કે જેમ કરવામાં તેને યજદ અમશાસ્પંદો અને અશોઓનાં ફરોહરો મદદ કરે છે. અને ગનામીનો તે વૃધ્ધી પામતા અથવા પામેલાને આસ્તે આસ્તે ઘટાડીને પાછી મીનોઇ હાલતમાં દરજ્જે બ દરજ્જે લેઇ જાય છે તેને તે કરવામાં દેવો અને દરવંદોનાં ફરોહરો મદદ કરે છે. પછી વલી પાછા તેઓ ઉપલીજ રીતે નવે રૂપે નવી વ્યક્તિમાં જોડાઇને દરજ્જે બ દરજ્જે વધે છે, પાછા ઘટે છે. એ પ્રમાણે એક ચક્કરમાં જેમ દિવસની પુઠે રાત અને રાતની પુઠે દિવસ આવ્યા કરે છે તેમ જગત ચાલ્યા કરે છે.

---

૨૬૨. બુ૦ ૧. ફ૦ ૮:—"મીનો તરીકે (મીનો હાલતમાં) તેઓ રહ્યાં એટલે હસ્તી ભોગવી, અનુમેય પણ અચલ અને અસ્પૃશ્ય તરીકે."

બુ૦ ૩૪. ફ૦ ૧:—"મીનો હાલતે રહ્યાં એટલે પેદાયશ અનુમેય પણ અચલ અને અસ્પૃશ્ય તરીકે હતી."

માહબુખતાર ન્યાયશની શરેહમાં:—"નિરપકારી પ્રાણીઓનાં કુલ (અથવા વર્ગ અથવા ગુણ)ને લગતા (ગઓચિથ્ર=ગોસ્પંદ તોખમી) ચાંદને નમસ્કાર! નિરપકારી પ્રાણીઓનાં કુળ (અથવા વર્ગ અથવા ગુણ)ને લગતું કેહેવાની સમજણ એ કે બહમન, માહ, અને 'ગોશોરૂન' એ ત્રણ હાલતે નિરપકારી પ્રાણીઓનું કુલ (અથવા વર્ગ અથવા ગુણ) છે. તે જે બહમનની (હાલત) છે તે અનુમેય, અદૃશ્ય અને અસ્પૃશ્ય છે. બહમનથી માહની (હાલત)માં બને છે તે દૃશ્યપણામાં (આવે છે), પણ અસ્પૃશ્યપણામાં હોય છે: અને માહથી 'ગોશોરૂન'ની (હાલત)માં બને છે તે દૃશ્યપણા તથા સ્પૃશ્યપણા સાથે હોય છે. આ (દુન્યાની) તમામ પેદાયશોનું ચાલુ રાખવું નિરપકારી પ્રાણીઓનાં કુળ (અથવા વર્ગ અથવા ગુણ)ની હાલત પ્રમાણેજ છે."

ખોદાતાલાનાં ૧૦૧ નામોની માલામાં નીચલાં નામો મલે છે જેઓ અનાસરી સૂક્ષ્મોની હાલતોનું ફરતું ચક્કર જણાવે છે:—

'મીનો સ્તેગર'=અનુમેયને સ્પૃશ્ય કરનાર. 'સતે મીનોગર'=સ્પૃશ્યને પાછું અનુમેય કરનાર.




એ પ્રમાણે ગેતી દુન્યા પેદા કરી રહીને તથા તેને ચાલુ રહેવાનો નિયમ બાંધી રહીને પછી અહુરમજદે ચાહ્યું કે મનુષ્યના આત્માઓ જે હંમેશનું સુખ મેલવવાને માટે તેઓને પેદા કીધેલા હતા તેઓને પોતાની કારીગરી દેખાડીને તેઓની પોતા તરફની રાજ્યભક્તિની પરીક્ષા કરીને તે હંમેશનું સુખ તેઓને આપવું. તેથી તેણે તે આત્માઓને એક પછી એક, એક બાજુએ સ્પેનતોમઇન્યુશ અને બીજી બાજુએ અંગ્રોમઇન્યુશ એ બેનાં આકર્ષણો અથવા દબાંનની વચ્ચે મોકલ્યાં. નીચેથી 'સ્તિ' અને ઉપરથી 'ખ' એક બાજુએ દક્ષીણથી સ્પેનતોમઇન્યુશ અને બીજી બાજુએ ઉત્તરથી અંગ્રોમઇન્યુશનાં દબાંન વચ્ચે દરેક માણસનો આત્મા જેમ બે લશ્કરની સફો વચ્ચેનાં લડાઇનાં મેદાનમાં ઉતરે તેમ આ દુન્યાંમાં જન્મ લે છે અને જેટલે દરજ્જે સપેનામીનોની તરફ અથવા ગનામીનોની તરફ તે ખેંચાય છે તેટલે દરજ્જે મરણ પછી તે સુખ અથવા સજા 'ફરશોગર્દ' લગી પામશે. અને તેટલા માટે પ્રથમમાં જે બધું સ્થિર હતું તેને તેણે ગતીમાં મુકયું છે.

ત્યાંનું જે બધું છે તે ત્યાંજ રહેવાનું. માત્ર તેઓની વસ્તુ અથવા સૂક્ષ્મોનાં જથ્થાઓનુ તેમજ તેઓની શક્તિઓનું રૂપાંતર થયા કરશે. પણ માણસોનાં આત્માઓ (રવાનો) તો થોડોજવાર (હમેશગી સાથે સરખાવતાં એક ક્ષણ માત્ર) ત્યાં આવીને પાછા મીનોઇ આલમમાં ચાલ્યા જાય છે અને જશે.

હવે ગેતી દુન્યાંની હદમાં અને મીનો દુન્યાની હદમાં કેટલા ભાગો છે અને તેઓ કેમ મુકાયલા છે તે વિષે આપણી ચોપડીઓમાં આવેલાં વર્ણનો કાંઇએક નીચે મુજબ છે. ગેતીની હદ આસમાન લગી છે. કે જે આસમાનની અંદર 'રોશનાન' એટલે કે સર્વે તારાઓ સમાયલા છે. એ તારાઓનું ગોલ મંડલ છે અને એ સર્વે તારાઓના સરદાર તરીકે 'તિશ્ત્ર'ને કહ્યો છે. એ તારા મંડલની નીચેનાં મંડલમાં સૂર્યનું મંડલ કહ્યું છે. તેની નીચે ચંદ્રનું મંડલ કહ્યું છે. અને તેની નીચે અનુક્રમે આતશ, પાણી, હવા અને ખાક એ ચાર તત્વોના પ્રદેશો કહ્યા છે. એ ચાર તત્વોમાં આતશ સર્વેથી હલકો છે તેથી એ તત્વ સર્વેની ઉપર ગયું. પછી 'સ્તિ'નો જે ભાગ વધારે ઘટ રહ્યો તેણે વરાળરૂપી પાણીનું રૂપ લીધું. એ વરાળરૂપી પાણી સાદી હવા કરતાં હલકું હોય છે અને સાધારણ આંખે જોતાં ઉપર જતું દેખાય છે તેથી તેને આતશની નીચેનાં પ્રદેશમાં રહેનારૂં કહ્યું છે, એ પ્રદેશ 'આવાં અરદ્વઇસૂર અનાહિત (નિર્મળ શૂરૂં ઉંચેનું પાણી)નો કહેવાય છે. સાધારણ લોકો જમીનમાંનાં તથા જમીન ઉપરનાં પાણીને આવાં અરદ્વઇસૂર સમજે છે તે ભુલ છે. પાણીઓ તો ખોરદાદ અમશાસ્પંદનાં સ્વાધીનમાં કહેલાં છે.† વરાળરૂપી પાણી કરતાં હવા વધારે ઘાડી છે તેથી હવાના પ્રદેશને અરદ્વઇસૂરનાં પ્રદેશની નીચેનો ગણ્યો છે. અને 'સ્તિ'નું સૌથી ઘાડું રૂપ ખાકનું છે તેથી તેને વાતાવરણની નીચે પૃથ્વીના પ્રદેશમાં મુકી છે. એ પ્રમાણે સપેનામીનો

---

† આ વિચારની સાબેતી 'દવાઝદેહ હમાયશત' નાં આપણી ચોપડીઓમાં આવેલાં વર્ણનો ઉપરથી મલે છે. તેઓ એવું કહે છે કે સ્ત્રીનું દસ્તાન એક એવી વસ્તુ છે કે જરતોસ્તી ધર્મ પ્રમાણે જો તેની સંભાળ નહીં રાખી હોય તો તેથી સૃષ્ટીમાં બાર શક્તિઓ તથા તત્વોને હાંની પોહોંચે છે તેનાં પ્રાયશ્ચીત તરીકે 'દવાઝદેહ હમાયશત' ઈજાવવાનું કહ્યું છે. એ બાર શક્તિઓ તથા તત્વો આ પ્રમાણે:—૧. અહુરમજદ અને તેના તમામ મીનોઈ દુન્યા જે આસમાનની ઉપર છે. ૨. તિશ્તર તીર અને તેને લગતા સૈતારા જેઓ આસમાનની નીચે પેહેલા મંડલમાં છે. ૩. ખુરશેદ જે તારા મંડલની નીચેનાં મંડલમાં છે. ૪. માહ જે સુર્ય મંડલની નીચેનાં મંડલમાં છે. ૫. આદર એટલે આતશ જેનુ મંડલ ચંદ્ર મંડલની નીચે છે. ૬. આવાં અરદ્વઇસૂર એટલે નીર્મળ, જોરાવર, ઉંચેનું પાણી જેનું મંડલ આતશનાં મંડલની નીચે છે. ૭. ગુવાદ એટલે વાતાવરણ. ૮. અસ્પંદારમદ એટલે જમીન. ૯. ખોરદાદ જમીન માહેલું તથા જમીન ઉપરનું (ખાકના તત્વો સાથે મલેલું) પાણી ૧૦. અમરદાદ એટલે વનસ્પતિ. ૧૧. સરોશ એટલે ભકિત તથા ભકિતની પવિત્ર ક્રિયાઓ (ખુરદકગાહ=ઓરવીસગાહ ?) જે રવાનના પાસબાની અને ફાયદાનાં સાધણો છે. ૧૨. ફ્રવર્દિન એટલે ફ્રરોહરો અને તેઓની અસર તળેની વૃદ્ધી પામતી જીવવાલી તથા નિર્જીવ વસ્તુઓ કે જેઓની વૃદ્ધી અને ચોખ્ખાઇ હેહેર નસા વગેરે રીમનીથી ફોતાહ થાયછે.

અને ગનામીનોની હદોની વચ્ચેનાં પ્રદેશને એક છેડે સપેનામીનોની તરફ આસમાન અને બીજે છેડે ગનામીનોની તરફ જમીન એ પ્રમાણે મુકવા સુધીમાં જે કામ થયું તે 'ઉજ઼ ઉશ્તાન' (નિર્જીવ) સૃષ્ટિને લગતું થયું.

એ કરવામાં મીનો એટલે અદૃશ્ય હાલતમાંથી પેદા એટલે જાહેર કરવાનો અર્ધો વખ્ત (મેદીઓઝરેમ, મેદીઓશેહેમ, અને પેતેશેહેમ) ગયો. પછી એમ બન્યું કે અંગ્રોમઇન્યુશ છેક જમીન, હવા, અરદુઇસૂર, આતશથી તે સેતારાઓ સુધીની હદ લગી પોતાની અસર પેવસ કરી રહ્યા ત્યારે અહુરમજદે 'ઉશ્તનવાઓ' એટલે કે જીવવાલી સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું શરૂ કીધું. તેને ફરોહરો જે પેદા કરી રાખ્યાં હતાં તેઓની શક્તિ 'સ્તિ' અને 'ખ' ના પ્રદેશમાં ચાલુ કીધી. તેઓની મારફતે પ્રથમ તીસ્ત્રની મારફતે આતશની અસર અરદુઇસૂર ઉપર ચલાવીને તેનું ખાલેસ પાણી વાતાવરણમાં થઇને પૃથ્વીપર વરસાવ્યું તેથી પૃથ્વીપર ઝાડ ઉગ્યાં. ઝાડોમાં 'ગોશોરૂન' એટલે પ્રાણીઓના આત્માને દાખલ કરીને પ્રાણીઓ બનાવ્યાં. અને છેલ્લે પ્રાણીમાં ગયોમર્દ અથવા પેહેલા માણસનાં રવાન એટલે આત્માને દાખલ કરીને માણસને સરજ્યું. તે કેટલે એક વખ્તે અંગ્રોમઇન્યુશની અસરથી બીમાર થઇને મરણ પામ્યો. તેની મરવા અગાઉ તેનાં બીની પ્રવાહી જમીનમાં સાચવી રખાવી હતી તે તેમાંથી 'મશ્ય' અને 'મશ્યાની' એવું એક જોડું 'ઉશ્તાન' એટલે જાન અને ફરોહર, અને રવાન અને તેની સાથની બીજી શક્તિઓ સુધાં ઉત્પન્ન થયાં. અને એ એક જોડાંમાંથી તમામ માણસજાતની ઉત્પત્તિ થઇ છે જે ફરશોગર્દ સુધી ચાલુ રહેશે એમ કહ્યું છે. ગયોમર્દનાં રવાનને 'અહુ' એટલે અંતઃકરણ અને 'દએના' એટલે કુદ્રતી ધર્મ (natural religion) આપેલાં હતાં જે સર્વે માણસોમાં સહજાત છે. વલી એમબી કહ્યું છે કે ગયોમર્દને 'વહી' (revealed religion) બી મોકલી હતી. તેથી તેને "સાસ્નો ગુષ" કરી કહ્યા છે. એ પછી જેમ જેમ બીજા માણસો આવતાં ગયાં અને જરૂર પડતી ગઇ તેમ તેમ 'વહીઓ' તેઓની ઉપર ચોક્કસ પેગામ્બરોની મારફતે મોકલવામાં આવી. કે જેઓને અહુરમજદનાં ફરમાનો સાંભલનારા (સાસ્નો ગુષાંમ્) કરી કહ્યા છે.

પૃથ્વીનાં આકાર વિષે જે જે લખાણો મલે છે તે ઉપરથી એવું માલૂમ પડે છે કે કેટલાએકો તેનો આકાર ગોળ ટેબલરૂખો હોય એવો જણાવે છે અને તેની કોર ઉપર અલબરૂજ નામનો એક મોહોટો ઉભો પહાડ તેની આસપાસ છે, એમ કહે છે, કે જે અલબરૂજની પછવાડેથી ચંદ્ર, સૂર્ય, અને તારાઓ પૂર્વેથી ઉગીને પશ્ચીમે અસ્ત પામે છે અને બીજે દહાડે પાછા ઉગે છે. વલી કેટલાએકોનાં લખાણમાં (જેમકે દીનકર્દ કેતાબમાં એક ઠેકાણે) કાંઇએક એવું લખાણ મલે છે કે તે ઉપરથી ધારી શકાય કે પૃથ્વીનો આકાર ગોળ

હડાના જેવો છે. પૃથ્વીની વચ્ચો વચ્ચમાં 'ચકાતે હાઇતી' નામનો એક પહાડ કહ્યો છે. અને પૃથ્વીની સપાટી પર જેટલી ખુશકીની જગા છે તેનાં સાત 'કેશ્વર' અથવા ખંડ કરી કહ્યા છે. પેહેલા ખંડનું નામ 'અરઝેહ' જે પશ્ચીમ દિશાએ કહ્યો છે. બીજાનું નામ 'શવેહ' જે પૂર્વ દિશાએ કહ્યો છે. ત્રીજાનું નામ 'ફ્રદદફ્શ' જે અગ્નિ ખૂણે છે. ચોથાનું નામ 'વીદદફ્શ' જે નૈરૂત્ય ખુણે છે. પાંચમાંનું નામ 'વોરૂબરશત' જે વાવ્ય ખુણે છે. છઠ્ઠાનું નામ 'વોરૂ જરશત' જે ઇશાણ ખુણે છે, અને સાતમાંનું નામ 'ખનિરથ બામી' જે સર્વેની વચમાં છે એમ કહ્યું છે. દક્ષિણ અને ઉત્તર દિશાઓએ કોઇ ખંડ જણાવ્યો નથી.

ખુનરસ બામીનું ચક્કર.




☞ જુઓ સને ૧૮૧૮ ઇસ્વીમાં મુંબઇ સમાચારમાં છપાયલી ખુરદેહ અવસ્તા બા માએની. સફે ૪૯૩.

તરીની જગાઓમાં 'વોરૂકષ' નામનો મોહોટો દર્યો અને 'રઙ્હ' નામની નદીનાં 'અઓધ' અને 'સંક' એ બે મોહોટા ભાગો તરીકે જણાવ્યા છે (જુઓ રશ્ન યસ્ત).

જમીન ઉપરનાં પહાડોમાં અલબરૂજ પહાડ સર્વેથી મોહોટો અને તે પછી બીજા કેટલાએક પહાડો જેવાકે 'હુકર,' અલબરૂજનો 'તએર,' અને એ વગેરે બીજા પુશ્કલ જણાવ્યા છે. અને એઓ સિવાય જમીનો, પાણીઓ, પહાડો, વગેરે બીજાં પુશ્કલ નામો આવે છે જે પુરાતન ઇરાનીઓને જણાયલી ભૂગોળને લગતાં છે.

જમીનને જો ગોળ ટેબલરૂપે ગણયેં તો તેની કોરાણે આવેલા અલ-બરૂજ પહાડ સુધાં તે એક ગોળ તળ્યાંવાલી સીલીન્ડરનાં આકારની ધારી શકાય છે. તેની ઉપલી સપાટીની ઉપર હવાનો પ્રદેશ, તેની ઉપર વરાળરૂપી પાણીનો પ્રદેશ, તેની ઉપર આતશનો પ્રદેશ, અને તેની ઉપર ચંદ્રનો, પછી સૂર્યનો, પછી તારાઓનો પ્રદેશ આવીને ગેતી દુન્યાની હદ આવી રહે છે, જે નીચલા આકાર ઉપરથી માલૂમ પડશે.



જો પૃથ્વીને ગોળ લીંબુનાં આકારની લેઇએ તો ગેતીનું રૂપ નીચલાં ચિત્ર પ્રમાણે બને છે જે કેટલેએક દરજ્જે પાછલા વખ્તની ફારસી નજુમની કેતાબોમાં આપેલાં બતલીમુસના જોતીશની રૂએ આપેલાં સ્વરૂપને કેટલેએક દરજ્જે મલે છે. તોપણ આટલું ચોક્કસ યાદ રાખવું કે પૃથ્વી પોતાની ધરી ઉપર તથા સૂર્યની આસપાસ ફરે છે અને સુરજ થંભ છે એવું મત કોપરનીકસે પ્રવર્તાવેલું આજની સુધરેલી દુન્યાનાં વિદ્વાનોમાં ચાલું છે તે મત કોઇબી જરતોશ્તી ચોપડીમાંથી મલતું નથી.



તારામંડલ કે જેની આગળ ગેતી દુન્યાનો છેડો આવે છે તેની બેહુ બાજુએ સામસામે ખનીરસ બમાના વચલા ખંડની મધ્યે પૃથ્વીનાં મધ્ય બીંદુમાં આવેલા 'ચકાતે દાઇતી'ની જમણી અને ડાહાબી બાજુએ કેટલીએક જગ્યા સપેનામીનો અને અંગ્રોમઇન્યુશનાં રાજ્યોની ખાસ જગ્યા તરીકેજ જણાવેલી છે. ત્યાંથી મીનો દુન્યા શરૂ થાય છે કે જેને લગતી જગાઓને "મીનોએ અખવાન" કરી કહે છે. એવું કહેલું છે કે 'ચકાતે દાઇતી' ની બરાબર ઉપર વાયુ પ્રદેશ, જળ પ્રદેશ, અગ્નિ પ્રદેશ, ચંદ્ર પ્રદેશ, સૂર્ય પ્રદેશ, અને તારા પ્રદેશ પુરા કરી રહ્યે તો ત્યાં ગેતીની હદ અને મીનોની હદની વચ્ચે 'હમેસ્તાન' નામની એક જગા આવે છે અને તેની ઉપર એક પુલ આવે છે જેનું નામ અવસ્તામાં 'ચીનવતો પેરેતુ' અને પાછલી જુબાનોમાં 'ચીનવદ-પુલ' (એકઠું કરનારનો પુલ) કરી છે. એ નામ એટલા ઉપરથી આપ્યું છે કે દરેક મરનારનો આત્મા મરણ પછી ચોથા દિવસની બામદાદે આ દુન્યાની હદ પુરી કરીને એ જગે પોંહોંચે છે અને પોતે કીધેલાં પુન્ય કે પાપ એકઠાં કરીને તેનો બદલો અથવા સજા મેલવે છે. એ પુલપર થઇને જમણા હાથપર દક્ષિણ દિશાએ સ્પેન્તોમઇન્યુશનાં રાજ્યની મીનોઇ જગાઓમાં જવાય છે અને ડાહાબી બાજુએ અંગ્રોમઇન્યુશનાં રાજ્યની મીનોઇ જગાઓમાં જવાય છે. આગલીને અવસ્તામાં "વહિશતેમ્ અહૂમ્" (પે૦ 'વહીસ્ત અથવા ફ્રુમ અખાંન,' ફા૦ 'બેહેશત') અને પાછલીને "અચિશ્તેમ્ અહૂમ્" (પે૦ 'વદતુમ અખાંન')અથવા 'દઓઝન્ઘ' (પે૦ 'દુપખ્વ' ફા૦ દોજ઼ખ) કરી કહે છે. બેહેશતની જગા પુલથી ઉંચી છે; તેમાં તમામ રોશની તથા સુખ છે. અને દોજખની જગા પુલથી તેમજ આ ગેતી દુન્યાથીબી નીચી છે તેમાં તમામ અંધારૂં અને દુઃખ છે. 'વહિશ્તેમ્ અહૂમ્' માં તબક્કાઓ છે તેઓ એક બીજાથી ચહડતા અને ઉંચે છે. 'અચિશ્તેમ્ અહૂમ્'માંબી એજ પ્રમાણે તબક્કાઓ છે; તેઓ એકબીજાથી ઉતરતા અને નીચા છે. બેહેશતનાં પેહેલા તબક્કાનું નામ 'હુમત' અથવા 'સતરપાયેહ,' કે જ્યાંની રોશની તારાઓ જેટલા પ્રકાશની છે. બીજાનું નામ 'હૂખ્ત' અથવા 'માહપાયેહ,' કે જ્યાંની રોશની ચંદ્રવા પ્રકાશ જેટલી છે. ત્રીજાનું નામ 'હવરેશ્ત' અથવા 'ખુરશીદ પાયેહ' કે જ્યાંની રોશની સૂર્ય પ્રકાશ જેટલી છે. ચોથાનું નામ ગરો દેમાન' અથવા 'ગરોન્માન' (ફા૦ ગરોથમાન) કરી છે. જેનું બીજું નામ 'અનઘ્રરઓચાઓ, અથવા 'અસરરોશની' (અનંત તેજ કરીબી છે, જ્યાં સ્પેન્તોમઇન્યુશની જગા છે અને જ્યાં લગી ફરેસ્તાઓ અને અશોઓનાં આત્માઓ પોંહોંચી શકે છે. અને રશન યસ્તમાં એ અસર રોશનીમાં વધારે ઉપર મીનોઇ દુન્યામાં અહુરમજદ સિવાય કોઇએબી આગળ નહીં વધવાની અનંત જગાને 'હધન-હધના-તનસુશ' કરી કાંઇ ભેદભરેલાં નામથી કહી છે કે જેનો અર્થ જણાયલો નથી.

દોજખમાં પેહેલો તબકકો દુશ્મત, બીજો દુઝ્‌હૂખ્‌ત, ત્રીજો દુજવર્સ્ત અને છેલ્લો 'અનગ્રતેમાઓ' અથવા 'અસરતારીકી' કરી છે, જયાં અગ્રોમઇન્યુશનું રેહેઠાણુ કહ્યું છે.

એ બેહુ મીનો અખવાન ઉપરાંત જન્મેલાં, જનમતા તથા જનમવાનાં સર્વેનાં રવાનો વગેરે જે થયું, થાય છે અને થશે, તેઓનો મીનોઇ હાલતમાં જથ્થો રાખવાની મીનોઇ આલમમાં એક જગા કહી છે તેને 'મિસ્વાન ગાતુ–ખધાત' કરી કહે છે. ત્યાંથી રવાનો પોતાના વખ્ત પ્રમાણે ચીનવદ પુલ ઉપર આવીને ત્યાંથી ચકાતે દાઇતી ઉપર ઉતરીને પોતાની શારિરિક જીંદગી શરૂ કરે છે. મુવા પછી પાછાં પ્રથમ ચકાતે દાઇતીપર અને ત્યાંથી ચીનવદ પુલ ઉપર જાય છે જ્યાં મિથ્ર અથવા મેહર યજદ તેનાં કૃત્યોનો હીસાબ લેઇને જો તે 'વહિશતેમ અહૂમ' માં જવા લાયક ઠરે છે તો જે તબક્કામાં ઘટે તે તબક્કામાં તેને મોકલે છે. જો ગુનેહગાર ઠરે છે તો તેનાં કૃત્યો પ્રમાણે 'અચિશતેમ અહૂમ' ની જે જગાઓ ઘટે ત્યાં તેને મોકલે છે. જો પાપ અને પુન્ય બરાબર થાય છે તો 'મિસ્વાન' નાંજ પ્રદેશમાં તારામંડલ અને મીનો અખવાનની વચ્ચે ચીનવદ પુલની નીચે હમેસ્તગાન નામની એક ખાલી જગા કહી છે જ્યાં સુખ અને દુ:ખ બરાબર છે ત્યાં રાખે છે. એ પ્રમાણે ફ્રરશોગર્દ લગી ચાલુ રહેશે. ત્યાર પછી બેહેશ્તી, દોજખી, તથા હમેસ્તગાની સર્વે રવાનો એકસરખાં થશે.

મીનો અખવાનમાં ગેતીના દડાની આસપાસ ગોળ કિલ્લા અથવા નલી અથવા નલી અથવા પુસ્તારૂખું એક ઢાંકણ બનાવેલું કહ્યું છે તેને અવસ્તામાં "વસ્ત્રાઓ કેષાઓ" એટલે વસ્ત્ર અને કમરબંધ (=સં૦ અસ્ત્ર અને કક્ષા) અને પેહેલવીમાં "દરપુશ્તી" એટલે પુસ્તાની દીવાલ અથવા કાલ્લો કરી કહે છે. એ વસ્ત્ર ઉપરથી આપણો 'સુદ્રેહ' અને 'કષ' ઉપરથી કુસ્તી શબ્દો નીકલ્યા છે. સુદ્રેહ અને કુસ્તી ઉપલાં મીનોઇ ઢાંકણનો નમુનો છે. જેમ તે મીનોઇ કિલ્લો અંગ્રોમઇન્યુશથી ગેતીની પાસબાની કરે છે તેમ સુદ્રેહ અને કુસ્તી આપણને યાદ આપે છે કે આપણે પોતાનું બદી, નાપાકી, વગેરેથી રક્ષણ કરવું. જેમ "વહિશ્તેમ્ અહૂમ્" એ મીનોઇ કિલ્લાની ઉપર છે અને "અચિશતેમ્ અહૂમ્" તેની નીચે છે તેમ આપણા શ્રેષ્ઠ ભાગો અને ઇન્દ્રિઓ, માંથુ, આંખ, નાંક, કાણ, મોહડું, ભેજું વગેરે સુદ્રેહ અને કુસ્તીની ઉપર રહે છે અને કનિષ્ઠ ભાગો અને ઇન્દ્રિઓ, પગો, મલદાર, મૂત્રાશય વગેરે નીચે રહે છે. એ વગેરે એને લગતી સરખામણીની બીજી ઘણીએક બાબતો છે કે જે સુદ્રેહ અને કુસ્તીથી શું શું નીશાનો દેખાડવામાં આવે છે તે વિષેની છે તે બાબતો અત્રે લંબાણ થાય તેથી ટુંકુ કરીએ છીએ.

સામે આપેલો નકશો બેહુ દુન્યાની જગાઓના સ્વરૂપનો કાંઇએક વિચાર આપશે:—

## 'દામદાદ' (સૃષ્ટિ સર્જન)ના વખ્તથી તે 'ફ્રશોગર્દ' (નવું કરવું)ના વખ્ત લગીનાં (જરવાન-દરેઘો-ખધાતના) જગતનાં કારોબારનો નકશો.

૨૭હધન હધના તનાસુશ=અનંત કાલ અને અનંત પોકલી (!)

(દક્ષિણ દિશા.)




(ઉત્તર દિશા)

હધન હધના તનાસુશ=અનંતકાલ અને અનંત પોકલી (?)

**ગેતી.**

૧. ગેતીનું અથવા જમીનનું તથા ઉપરનાં ચીનવદ પુલનું મધ્ય બીંદુ.
૨. જમીનની વચમાંનો ચકાતે દાઇતી નામનો પહાડ.
૩. પૃથ્વી.
૪. વાતાવરણ.
૫. મેઘ મંડલ.
૬. વીજલી પ્રદેશ.
૭. ચંદ્ર મંડલ.
૮. સૂર્ય મંડલ.
૯. તારા મંડલ.

---

૧૦. 'મિસ્વાન' અને 'હમિસ્તાન.'
૧૧. ચીનવદ પુલ.

---

**બેહેસ્ત.**

૧૨. સતર પાયેહ.
૧૩. માહ પાયેહ.
૧૪. ખુરશેદ પાયેહ.
૧૫. ગરોથમાન અથવા અસર રોશની.

---

**દોજખ.**

૧૬. પેહેલે દરજજેનું દોજખ.
૧૭. બીજે દરજજેનું દોજખ.
૧૮. ત્રીજે દરજજેનું દોજખ.
૧૯. દરૂજોદેમાન અથવા અસર તારીકી.

**સ્પેનતો મઇન્યુશ અને અંગ્રામઇન્યુશનાં રાજ્યોની હદ.**

૨૦. ૭૭=૭ પુરૂષ અથવા તેજ (force) નો પ્રદેશ (સ્પેનતોમઇન્યુશનાં રાજ્યની હદ).
૨૧. ૭૭=પ્રકૃતિ અથવા અનાસરી સુક્ષ્મોનો જથ્થો (matter) (અંગ્રેમઇન્યુશનાં રાજ્યની હદ).†

---

† પુરાતન યાહુદીઓની ભેદભરેલી નીશાનીઓની "કબાલા" નામની (The Jewish Kabala) વિદ્યામાં કેટલાએક ભેદભરેલા આકારો છે તેમાં એક કાલી ત્રિકોણ આકૃતિમાં એક સફેદ ત્રીકોણ આકૃતિ આ પ્રમાણેની આવે છે તેને અંગ્રેજીમાં macrocosm કરી કહે છે, તે આકૃતિ



તથા તેની મતલબ ઉપલા નકશામાં 'ખ' અને 'રિત'ની ત્રિકોણ આકૃતિઓ આપી છે તથા તેની મતલબ જણાવી અમે છે તેને મલતીજ છે. અમારૂં આધીન મત એવું છે કે એ આકૃતિનું બલકે કબાલાની વિદ્યાનું અસલ મૂળ યાહુદી નહીં પણ આર્યન છે. કબાલાની વિદ્યાનો પાયો નાખનાર 'હરમીસ ત્રીસ માજીસ્ટ્સ' (Hermes Tres Majestus) નામનો એક નામીચો પુરાતન ફીલસુફ ગણવામાં આવે છે. તે યાહુદી કોમનો હતો

૨૨. [illegible]=વસ્ત્ર એટલે સુદ્રેહ.

૨૩. [illegible]=કૅષ એટલે કુસ્તી.

---

૨૪. [illegible]='વહિશ્તૅમ્ અહૂમ્' અથવા બેહેશત (સ્પેનતોમઇન્યુશનું એકલાનું રાજ્ય).

૨૫. [illegible]=અચિશ્તૅમ્ અહૂમ્ અથવા દોજખ (અંગ્રોમઇન્યુશનું એકલાનું રાજ્ય).

---

૨૬. મીનો અખ્વાન એટલે મીનોઇ દુન્યા, જેમાં મીનોઇ આત્માઓ જેવાકે મેહર, સરોશ વગેરે જઇ અથવા ફરી શકે.

૨૭. હધન-હધના-તનસુશ=અનંત કાલ અને અનંત પોકલી (?)

---

અને હજરત મુસાના જમાના પછી થોડા વખતમાં થઈ ગયો હતો એમ આજસુધી ખ્રિસ્ટી, મુસલમાન, વગેરે લોકોમાં કહેવાતું આવેલું છે. પણ જાણવું કે એવી ઘણીએક બાબતો જે અસલ પુરાતન આર્યન લોકોને લગતી હતી તેઓને પાછલા વખતમાં યાહુદી, ખ્રિસ્ટી, વગેરે સેમેટીક લોકોની કરી ગણવામાં આવી છે. પણ જેમ જેમ વિદ્યાની શોધો વધતી જાય છે તેમ તેમ માલૂમ પડે છે કે તેના અસલ માલેકો આર્યન લોકો હતા. જેમકે હજરત જરતોશ્તને ઇબ્રાહીમ પેગમબર કરી ગણતા હતા. જમશેદી નોરોજનાં જશનને ચોક્કસ ખ્રિસ્ટી સાધુઓનાં જશન તરીકે ગણતા હતા, ઇત્યાદિ. તેમજ ઉપલા 'હરમીશ'નેબી યાહુદી ગણેલો છે. પણ અમારૂં આધીન મત છે કે એ પુરાતન હકીમ અને એની શિખવેલી કબાલાની વિદ્યા બેહુ અસલ એર્યન છે. 'હરમીશ' તે કોઇજ નહીં પણ અવસ્તામાં પ્રખ્યાત થયલો હકીમ 'થ્રીત' છે જે એનાં નામ ઉપરથી માલૂમ પડે છે. અવસ્તામાં એ હકીમને "સામનાંમ્ થ્રિતો સેવિસ્તો" કરી કહ્યો છે (યં૦ ૯. ફ૦ ૧૦; વં૦ ૨૦ ફ. ૨) જેમાં સેહેજ ફેરફાર કરીને ઉપલું નામ 'હરમીસ્ટ્રીસ માજીસ્ટુસ' કરી બોલાતુ આવેલું છે. એ અવસ્તાનો 'થ્રીત' વેદમાં 'ત્રિત' નામે પ્રસિદ્ધ છે. વંદીદાદ ૨૦. ફ૦ ૩ માં કહે છે કે તેણે 'વિશ્ચાથ્ર' એટલે ઔષધ વિદ્યા અને 'ક્ષથ્રવઇર્ય' એટલે ધાતુઓનાં રસાયણ શાસ્ત્રની પુરતી શોધ કરીને ચોક્કસ દરદોની અસરકારક દવા બનાવી હતી, અને તેણે પોતાની એક ચોક્કસ ધોરણ ઉપર વૈદું અને ફીલસુફી શિખવી હતી કે જે ફીલસુફી બેશક ઇરાનીઓ પાસેથી પાછલા વખ્તમાં યાહુદીઓ શિખ્યા હશે જે થોડી કે ઘણી આજે રહી ગયલી છે અને હરમેટીક ફીલોસોફી (Hermatic philosophy) અથવા હરમેટીક સીસ્તમ (Hermatic system) કરી આજે અંગ્રેજીમાં બોલાય છે, અને ધારવામેજે એજ થ્રિતે શિખવેલી ફીલસુફી પાછલા વખ્તમાં કપીલે શિખીને પોતાનું સાંખ્ય શાસ્ત્ર હીંદુસ્તાનમાં ચલાવ્યું છે. કેમકે કપીલે શિખવેલાં પુરૂષ અને પ્રકૃતિનો સંયોગ હરમેટીક ફીલોસોફીમાંના સફેદ અને કાળાં તત્વોનાં સંયોગને તથા અવસ્તામાં જણાવેલા 'ખ' અને 'રિત'ના અથવા અહુરમજદ અને સ્પેન્ત આરમઇતીનાં સંયોગને તથા વેદમાંના દ્યુસ અને પૃથ્વીના સંયોગને તદન મળે છે. એ બે ગોહરોનો વિસ્તાર ત્રિકોણ આકૃતિઓમાં જેમ કબાલામાં લીધો છે તેમજ જો લેયે તો આપણા જરતોશ્તીઓની કેતાબોમાં બેહેશત અને દોજખના જે દરજાત કહેલા છે તેની સમજણ પડી શકે; કેમકે ઘણા પુન્યવાન અને તેથી કરીને સૌથી ઉંચે દરજજેનાં આત્માઓ થોડાજ હોવા જોઈએ અને તેટલા માટે તેઓની જગાબી થોડાજ હોવી જોઇએ. તેઓથી ઓછાં સવાબકાર સંખ્યામ વધારે હોવાં જોઇએ તથી તઓની જગાબી પેલાઓનાં

## જરતોશ્તી ધર્મની ફીલસુફી પ્રમાણે જગતની વ્યકિતઓનું વર્ગીકરણ અથવા વહેંચણી મુખ્તેસરમાં.

જરતોશ્તી ધર્મની ફીલસુફીમાં "થ્વાષ" (=સ્પેહેર) (અનંત પોકલી Infinite Space) અને "જ્રવાન-અકરન" (અનંત કાળ Endless Time) જેઓને પરમાત્મા અહુરમજદે કીધેલાં છે (બુ૰ ૨. ફ૰ ૨) તેઓનાં અને ખુદ પેદા કરનાર અહુરમજદનાં સંબંધમાં જેબી કાંઇ બધું હસ્તી ભોગવનાર તરીકે માણસને જણાયલું માનેલું છે તે બધાંને "અંહુ" (પે૰ 'અખો'=હસ્તી ભોગવનાર-જગત Existence, Universe) કરી કહ્યું છે (ધાતુ "અહ" હોવું) (ય૰ ૩૧. ફ૰ ૮). એ "અંહુ" અથવા જગતનાં ખાકી તથા નાખાકી બધાંનાં આખા સમુદાયને મૂખ્ય બે વર્ગોમાં (જુઓ બુ૰ ૧૧. ફ૰ ૧) વેંહેંચીને એકને "અંહુશ અસ્તવાઓ." (શારિરિક અથવા ઐહિક અથવા ખાકી જગત Material World) અને બીજાને "અંહુશ મનહ્ય" (માનસિક અથવા પરલૌકિક જગત Non-material World) કરી કહી છે (જુઓ ફર્વર્દીન યસ્ત ફ૰ ૯, ૧૨ બુ૰ ૨૪. ફ૰ ૨૫; ૩૦ ફ૰ ૫)‡. સાધારણ ભાષામાં "અંહુશ અસ્તવાઓ"થી ગેતીઇક આલમ" અને "અંહુશ મનહ્ય'થી 'મીનોઇ આલમ' અથવા ટુંકમાં 'ગેતી' અને 'મીનો' કરી સમજવામાં આવે છે. જેબી કાંઇ છે તેનાં એ મૂખ્ય બે વર્ગો અથવા સમુદાયો કરીને મીનોના સમુદાયમાં અહુરમજદ, અને તેનાં અખુટ મીનોઇ તેજમાંથી તેણે ઉત્પન્ન કરેલા અમશાસ્પંદો, ઇજદો, વગેરે ભલા મીનો (God and angles or good spirits); એહરેમન, દેવો, દરૂજો, પરિઓ, વગેરે બુરા મીનો (Satan, devils, evil spirits &c.) રવાનો, ફરોહરો, વગેરે આત્માઓ (Souls and spirits) અને ગુણો તથા કુદ્રતી શક્તિઓ (Qualities, Forms of Energy, &c.) વગેરે બીજી તમામ અનુમેય વ્યક્તિઓને ગણી છે. ગેતીના સમુદાયમાં સર્વે અનાસરી વસ્તુઓ, જમીન, ઝાડ, માણસ, પાણી, વગેરે ઇંદ્રિયજ્ઞેય વ્યકિતઓને ગણી છે. પેહેલા મીનોઇ વર્ગમાં ભલા અને બુરા એવા બે જાતના મીનો છે, જેઓને એક બીજાના

---

કરતાં વધારે હોવી જોઇએ. એજ પ્રમાણે માફ પાપીઓ થોડાજ હોવા જોઇએ અને તેથી તેઓની જગાબી થોડીજ હોવી જોઇએ. તેઓથી ઓછા ગુનાહવાલા વધારે હોવા જોઇએ અને તેટલા માટે તેઓની જગાબી વધારે રહેવી જોઇએ. એ પ્રમાણે વિચારતાં બહેશત અને દોજખનાં આકારો ત્રિકોણ હોવાની મતલબ સમજી શકાય છે.

‡ કેટલીએક વખતે, કારણકે એકજ શબ્દના અનેક અર્થો મૂળ ધાતુને અનુસરીને થઇ શકે છે તેથી "અંહુ" શબ્દના બીજા અર્થોબી થાય છે, જેમકે "અંહુશ અસ્તવાઓ"=માણસજાત, "અંહુશ અસ્તવાઓ"=શારિરિક અથવા ઐહિક હેયાતી, "અંહુશ મનહ્ય"=મરણ પછીની પરલૌકિક હસ્તી, "અંહુશ"=સરદાર, "અંહુ"=જગા પર, બહેશત" દોજખ, ઇત્યાદિ. પણ તેઓને આ અર્થથી જુદા રાખવા.

વિરોધી કહ્યા છે. અહુરમજ્દે બધા યજદ અંમશાસ્પંદોને, રવાનો, તથા ફરોહરોને, કુદ્રતી શક્તિઓને તેમજ તમામ ગેતીને લગતી આલમને પેદા કીધી છે. (યસ્ન ૪૪. ફ૦ ૭; યશ્ત ૧. ફ૦ ૨૫; વં૦ ૨. ફ૦ ૧, વ૦). વળી અહુરમજ્દ અને ભલા મીનો ઉપરથી સપેનામીનોનાં રાજ્યમાંથી જમીનપર ઉતરે છે અને દુન્યાની સુવ્યવસ્થા કરે છે તથા તેઓના હરીફો જેઓ એહરેમનની પક્ષના છે તેઓ સાથે લડે છે (યશ્ત ૧. ફ૦ ૧–૪; બુ૦ ૧. ફ૦ ૨). એહરેમન અને બુરા મીનો જમીનની નીચે અંગ્રેમઇન્યુશનાં રાજ્યમાં છુપાઇ રહે છે ત્યાંથી જમીનપર આવીને અહુરમજ્દની પક્ષવાળાઓની સાથે લડે છે અને દુન્યાની સુવ્યવસ્થાને ખરાબ કરે છે (વ૦ ૯. ફ૦ ૧૫; વં૦ ૧૯. ફ૦ ૪૭). રવાનો, ફરોહરો, વગેરે આત્માઓને આ ગેતી દુન્યાની તરતીબ કીધી તેની અગાઉથી અહુરમજ્દે પેદા કરી રાખ્યાં હતાં. (યશ્ત ૧૩. ફ૦ ૬૬). રવાનો, ફરોહરો, વગેરે મીનોઇ આત્માઓ માત્ર અનાસરી સૂક્ષ્મોપર કુદ્રતી શક્તિઓ લાગુ પાડીને જુદી જુદી વસ્તુઓ, જાનવરો વગેરેને બનાવવામાં, તેઓનું ધારણ કરવામાં, અને આ દુન્યાનો કારોબાર ચલાવવામાં ભલા મીનોને મદદ કરે છે. પોતે અનાસરી (material) વસ્તુઓમાં મલીને તેઓને જીવતી કરે છે, અને તેઓમાંથી તેઓનાં નિકલી જવા પછી તે વસ્તુઓ પાછી પોતાની અનાસરી હાલતમાં આવે છે. ઉપર અનાસરી સૂક્ષ્મોના જોડાવાથી અને છુટા પડવાથી આ ગેતી દુન્યાની તમામ ચીજોની બનાવત જણાવી છે. હવે જે જે વ્યક્તિઓ તથા ગુણોની હસ્તીનું અનુમાન થઇ શકે તે છતાં જેઓની હસ્તી અનાસરની (material) નથી માની તે સર્વેને મીનોઇ આલમને લગતાં ગણ્યાં છે. જે જે વસ્તુઓ—નક્કર, મવાહી, અથવા વાયુરૂપી–ની હસ્તી અનાસરી પદાર્થોની માનેલી છે તેઓને ગેતીને લગતી ગણેલી છે. આકાશ ઉપરની રોશનીઓ (સુરજ, ચંદ્ર, તારા, વ૦) ને "રઓચાઓ" (પે૦ પા૦ "રોશનાન") કરી કહી છે. તેઓને કેટલીએક વખ્તે કેટલીએક ચોપડીઓમાં મીનોઇ આલમને લગતી ગણી છે; કારણકે તેઓ જમીનપર નથી, અને કેટલીએક વખ્તે કેટલીએક ચોપડીઓમાં ગેતી આલમને લગતી ગણી છે; કારણ કે તેઓને અનાસરી વસ્તુ માનીને તેઓના મીનો જુદા કલ્પયા છે. વલી તેઓ ઇંદ્રિય ગોચર છે અને આત્માઓની મીસાલે માત્ર અનુમેય નથી. એ આકાશી ગોલાઓને ગેતી આલમને લગતા ગણુવા અને તેઓના મીનોઓને મીનો આલમને લગતા ગણુવા એ આપણી કેતાબોની બધી ગોઠવણ તરફ જોતાં, અને કારણકે તેઓની હદ પૂરી થતાં ગેતીની હદ પૂરી થાય છે તેથી, અમોને બરાબર લાગે છે.—ગેતીના સમુદાયમાં બે ઉપવર્ગો કીધા છે. જે જે પદાર્થોને માત્ર કુદ્રતી શક્તિઓનાં સાધારણ અસરોને

તાબે થતી અનાસરી વસ્તુઓ (material things) માનેલી છે એટલે નિર્જીવ અને નહીં વધતી ચીજો છે તેઓનો એક, તથા જે જે પદાર્થોને કુદ્રતી શક્તિઓની સાધારણ અસરોને તાબે થતી અનાસરી પદાર્થો છતાં તે ઉપરાંત બીજી મીનોઇ વસ્તુઓ મલીને બનેલી એટલેકે જાનદાર તથા વધતી અને જ્ઞાન તથા લાગણીવાલી ચીજો કરી માનેલી છે તેઓનો બીજો. એ પ્રમાણે ગેતીનાં બે મૂખ્ય ઉપવર્ગો કીધા છે. પેહેલાનું નામ 'ઉજ઼્ ઉશ્તાન' અને બીજાનું 'ઉશ્તનવાઑ' કરી છે. જે વસ્તુ દમ લેતી અને સ્વતંત્ર હીલચાલ રાખતી જણાતી નથી અને જેમાં જીવ જણાતો નથી પણ ફક્ત કુદ્રતી શક્તિઓની સાધારણ અસરોને તાબે થતી અનાસરી પદાર્થજ જણાય છે, જેવી કે જમીન, પાણી, ધાતુ, વગેરે, તે વસ્તુ 'ઉજ઼્ ઉશ્તાન' અથવા 'અજચાઇતિ' એવે નામના પેહેલા ઉપવર્ગમાં ગણાય છે, અને જે વસ્તુમાં અનાસરી ભાગોની સાથે કેટલાએક મીનોઇ ભાગો મલેલા માનેલા છે કે જેઓ તે અનાસરી શરીરને જીવતું, સ્વતંત્ર ઇચ્છાથી હીલચાલ કરતું, ઉંઘતું, ખુશી અથવા નાખુશી ધરાવતું, અથવા વિચારતું, બોલતું, લાગણી ધરાવતું, ખરાં ખોટાંને સમજતું, અથવા પેદા કરનારનું જ્ઞાન ધરાવતું કરે છે, અને જે મીનોઇ ભાગોના તેઓમાંથી નિકલી જવાથી તે શરીર પાછું નિર્જીવ અને નિશ્ચલ થઇ પડે છે એવું માનેલું છે તે 'ઉશ્તનવાઑ' અથવા 'ગય' એવા બીજા ઉપવર્ગમાં ગણાય છે. એ ઉપવર્ગની વ્યક્તિઓને 'જવંત, ઉશ્તનવંત, અસ્તવંત' ઇત્યાદિ વિશેષણોથીબી ઓળખ્યા છે†. સાધારણ ભાષામાં પેહેલા 'ઉજ઼્ ઉશ્તાન' વર્ગને નિર્જીવ તથા નિશ્ચલ વસ્તુઓનો, અને બીજા 'ઉશ્તનવાઑ' વર્ગને જાનદાર અને સ્વેચ્છાથી ગતિ કરનાર વસ્તુઓનો વર્ગ કરી જાણવો. 'ઉજ઼્ ઉશ્તાન' અથવા નિર્જીવ પદાર્થોના વર્ગના વળી ઘણાએક ઉપવર્ગો કીધેલા મલે છે, જેવાકે ૧, 'રોશનાન' (તારા, ગ્રહો, ઉપગ્રહો Heavenly bodies ઇ૦) ૨, 'આતશ સંર્હેગાન' (જાત જાતની ગરમીઓ, fires, *i. e.* heat, electricity &c.) ૩, 'યોખશસ્ત સર્હેગાન' (ધાતુઓ metals) ૪, 'જમીન સર્હેગાન' (ખનિજ પદાર્થો minerals) ૫, 'આબ સર્હેગાન' (પ્રવાહીઓ, Fluids) ૬, 'ઓર્વર સર્હેગાન' (વનસ્પતિ, Vegetable kingdom) ઇ૦ વળી એ ઉપવર્ગોના ઉપવર્ગો કીધા છે. જેમકે

---

† "ઉશ્તાન" (જાન) એ શબ્દની ઉત્પત્તિ વિષે અમે ધાર્યે છૈયે કે એ અવ૦ 'ઉસ્ત'= ગરમ અથવા વધેલો, અને 'અ'=પ્રાણ, દમ, ઉપરથી બનેલો છે તેથી એનો અર્થ પ્રાણ અથવા શ્વાસ કરી થાય છે. સરખાવો સંસ્કૃત अन्=શ્વાસ લેવો જે પરથી प्राण, લાટીન Animus જેપરથી અંગ્રેજી animal ઇત્યાદિ. 'ગય' (જીંદગી) 'જવંત,' (જીવતું) ઇત્યાદિ, એ શબ્દો અવ૦ 'જિ' અથવા 'જીવ્'=જીવવું ઉપરથી નિકલેલો છે. સરખાવો સંસ્કૃત 'जीव' ઇત્યાદિ. લેટીન Viv-o (અસલ Gvigv-o) જે ઉપરથી અંગ્રેજી revive ઇત્યાદિ શબ્દો નિકલેલા છે. 'અસ્તવંત' (શારિરિક, તનોમંદ) એ શબ્દ અવ૦ 'અસ્ત' સંસ્કૃત अस्थि લેટીન 'os'=હાડકું ઉપરથી નિકલેલો છે.

'ઓર્વર સર્દેગાન' (વનસ્પતિ) માં 'પંજાહો પંજ સર્દે એ જોરહા' (પંચાવન અનાજની જાતો), 'દુવાઝદેહ સર્દેએ ઓરવરે બેશજા' (બાર વર્ગોની જડી બુટી) ઇ૦ ઇ૦. 'જમીન સર્દેગાન' (ખનીજ પદાર્થો)માં 'સી-ઓ-સે સર્દેએ જમીન (તેત્રીસ ખનિજના વર્ગો) ઇ૦ ઇ૦. 'આવ સર્દેગાન' (પ્રવાહીઓ) માં સતર ઉપવર્ગો, ઇ૦ ઇ૦. તે બધું અત્રે લંબાણ નહીં થાય માટે ટૂંકું કર્યે છેયે. નિર્જીવ વસ્તુઓમાં ફકત અનાસરી વસ્તુ અને કુદ્રતી શક્તિઓજ માત્ર મલેલી માની છે. પણ જાનદાર વર્ગમાં અનાસરી વસ્તુ, કુદ્રતી શક્તિઓ, ઉપરાંત બીજી પાંચથી વધારે મીનોઇ વસ્તુઓ મલેલી માની છે, અને જે પ્રાણીઓની શરીરની શક્તિ અથવા ઇંદ્રીઓની તેજી અને બુદ્ધી, વિચારશક્તિ, જ્ઞાન, ઇત્યાદિ ઓછા પ્રમાણમાં જોવામાં આવે છે તેઓમાં મીનોઇ ભાગોની ઓછી સંખ્યા મલેલી માની છે અથવા તેઓનાં મીનોઇ ભાગોને ઉતરતી પંક્તિનાં માનેલા છે, અને જે પ્રાણીઓમાં એ શક્તિઓ વધારે ચહડતી પંક્તિની જોવામાં આવે છે તેઓમાં મીનોઇ ભાગોની વધારે સંખ્યા માનેલી છે અથવા તેઓના મીનોઇ ભાગોને ચહડતી પંકતીના માનેલા છે. 'ઉશ્તનવાઓ' અથવા જાનદાર વર્ગના વળી મૂખ્ય ત્રણ ઉપવર્ગો કીધા છે—'ગોસ્પદ સર્દેગાન' (નિર્દોષ જાનવરો), 'ખફ્સ્તર' (નુકસાનકારક જાનવરો), અને 'મરદુમ સર્દેગાન' (માણસો). 'ગોસ્પંદ સર્દેગાનના વળી બીજા ઉપવર્ગો અને તેઓના વળી બીજા ઉપવર્ગો કીધેલા મલે છે. જેમકે બુનદેહેશ કેતાબમાં (બુ૦ ૧૪, ફ૦ ૮-૩૧) પ્રાણીઓનું વર્ગીકરણ નીચે મુજબ જોવામાં આવે છે:—નિર્દોષ જાનવરો (ગોસ્પંદો) નું પેહેલી રીતે વર્ગીકરણ. વર્ગ ૧, લો:—ફાટેલી ખરીનાં અને ચારો ચરતાં જાનવરો. વર્ગ ૨, જો:—આખી ખરીનાં જાનવરો. વર્ગ ૩, જો:—પગ ઉપર પાંચ નખવાલાં જાનવરો. વર્ગ ૪, થો:—ઉડતાં જાનવરો. વર્ગ ૫, મો:—જલચર પ્રાણીઓ. આ વર્ગીકરણને 'ગોસ્પંદાને પંજ આઇન' કરી કહે છે.—નિર્દોષ જાનવરો (ગોસ્પંદ) નું બીજી રીતે વર્ગીકરણ. ૧. બકરાં જાતિ. એની પાંચ ઉપજાતી છે. ૨. મેંઢા જાતિ. એની પાંચ ઉપજાતિ છે ૩. ઉંઠ જાતિ. એની બે ઉપજાતી છે. ૪. ગાય-બલદજાતિ. એની પંદર ઉપજાતિ છે. ૫. ઘોડાજાતિ. એની આંઠ ઉપજાતિ છે. ૬. કુતરાંજાતિ. એની દસ ઉપજાતિ છે. ૭. સસલાંજાતિ એની પાંચ ઉપજાતિ છે. ૮. નોળ્યાજાતિ એની આઠ ઉપજાતિ છે. ૯. કસ્તુરીદાયક પ્રાણીજાતિ. એની આઠ ઉપજાતિ છે. ૧૦. પક્ષીજાતિ. એઓની એકસો ને દસ ઉપજાતિ છે. ૧૧. જલચરજાતિ. એની દસ ઉપજાતિ છે. ૧૨. તીક્ષ્ણ દાંતવાળીજાતિ. આ ઉપજાતિઓમાં વળી બીજી ઉપજાતિઓ કરીને જુમલે ૨૮૨ ઉપજાતિઓ કહેલી છે, જેઓને 'ગોસ્પંદ સર્દેગાન' કરી કહે છે. એ બધું ઘણું લંબાણ થાય.

તેથી અત્રે લખવાનું મોકુફ રાખ્યું છે.—'ખર્ફસ્તરો'ના વળી બીજા ઉપવર્ગો મળે છે. જેવાકે 'ગુર્ગ સર્દેગાન' (વરૂ આદિ વગડાઉ ફાડી ખાનારાં જાનવરો, Wild beasts) 'માર સર્દેગાન, (સર્પાદિ, ઝેરી જાનવરો venomous raptiles) 'મુષ સર્દેગાન' (ઉંદર આદિ, દરમાં રહીને માણસોને નુકસાન કરનારા જાનવરો) વગેરે. છેલ્લે 'મરદુમ સર્દેગાન' (માણસજાતે)નો વર્ગ છે. તેમાં ખુદ માણસ (મષ્ય) ઉપરાંત બીજાં કેટલાંએક માણસને મલતાં આવતાં પ્રાણીઓ—જેવાકે વાંદરા, જલ માણસ, વગેરે—નેબી ગણેલાં છે. બુનદેહેશ (૧૫. ફ૦ ૨૪–૩૧)માં દસ જાતનાં માણસોને મલતાં આવતાં પ્રાણીઓને 'દેહ સર્દે મરદુમાન' કરી કહ્યા છે અને એ આખા વર્ગની જુમલે ૨૫ ઉપજાતિ કહી છે.

આ વર્ગીકરણ આજની વિદ્યાની રૂએ ખનિજ પદાર્થો, વનસ્પતિઓ અને પ્રાણીઓની જાતી અને ઉપજાતીનું વર્ગીકરણ જેવું અને જેટલું આપણે જાણયે છેયે તેને કેટલીએક વખ્તે કેટલેએક દરજ્જે મલતું અને કેટલીએક વખ્તે નહીં મલતું, જુદુંજ ઢપનું અને નેમનું છે. અને તે સંપૂર્ણ નથી એ ખરૂં છે. તોપણ યાદ રાખવું કે પુરાતન ઇરાની વિદ્વાનોને સૃષ્ટિનું કેટલું અને કેવું જ્ઞાન હતું તે જાણવાને સારૂ એ ઘણું અગત્યનું છે. તે સાથે આબી યાદ રાખવું કે આજના વિદ્વાનો જે વર્ગીકરણ કરે છે તેનો પાયો સૃષ્ટિની વસ્તુઓનાં અવલોકન ઉપર છે પણ આ પૂરાતન ઇરાનીઓનાં વર્ગીકરણનો પાયો થોડો સૃષ્ટિનાં અવલોકન ઉપર અને ઘણોખરો માણસોને ફાયદાકારક અથવા નુકસાનકારક વસ્તુઓ જુદી પાડવા ઉપર તથા ધર્મની રૂએ ચોખ્ખી અને અપવિત્ર વસ્તુઓ જુદી પાડવા ઉપર છે.

હવે જોકે પ્રાણીઓનાં ઘણાએક વર્ગો અને ઉપવર્ગો કીધેલા ઉપર જણાવ્યા છે તોપણ અમે પ્રાણીઓના જે બે મૂખ્ય વર્ગો આપણી અવરતાની કેતાબેમાં મલે છે તે સાદું વર્ગીકરણ સગવડને ખાતર પકડયે છેયે. એમાં પેહેલા વર્ગમાં માણસ વતરેગેનાં સર્વે પ્રાણીઓ (અવ૦ 'ચથ્વરે પદાતિષ્તાન'=ફા૦ 'હેવાને મુતલક') ને અને બીજા વર્ગમાં માણસ (અવ૦ 'બિપઇતિષ્તાન'=ફા૦ 'હેવાને નાતેક') ને મુકેલા છે. (સરખાવો ષ્૦ ૧૯. ૬. ૮). પેહેલા વર્ગનાં પ્રાણીઓનાં મીનોઇ ભાગો માણસના મીનોઇ ભાગોને મલતાજ માનેલા છે. પણ તેઓ ઉતરતી પંક્તિના છે તથા તેઓમાં 'હએના' નામના એક મીનોની હસ્તી માનેલી નથી. માણસમાં મીનોઇ ભાગો સંપૂર્ણ સંખ્યામાં મુકાયલા માનેલા છે. એટલુંજ નહીં પણ તેઓને ચહડતી પંક્તિના માનેલા છે. ગેતી દુન્યાના વર્ગો કરવામાં છેક હલકી ખનીજ પદાર્થોથી ચહડતાં ચહડતાં વનસ્પતિ, પ્રાણી, અને માણસ આગળ છેડો આવે છે. માણસમાં જેટલા મીનોઇ પદાર્થો મલેલા માનેલા છે

તેટલા બીજી કોઇ પણ આ દુન્યાનાં પદાર્થમાં માનેલા નથી. માણસને અર્ધું ખાકી અથવા પાર્થિવિક અને અર્ધું આસમાની અથવા દેવાંશી માનેલું છે. તે નીચલી અને ઉપલી બે દુન્યાની બરાબર વચમાં છે. માણસની બાંધણીમાંના ગેતીને લગતા ભાગો તથા મીનોઇ ભાગો શું શું છે તેનું ટુંક વર્ણન નીચેની બાબતમાં આપ્યું છે. હાલ અત્રે આ બાબત પુરી કરતાં જાણવાની જરૂર છે કે આખાં જગતની વ્યક્તિઓનાં જરતોશ્તી ધર્મના પુસ્તકોની રૂએ કીધેલાં વર્ગીકરણનો કાચો ચિતાર અથવા ખરડો અમોએ અમારી નાકેશ સમજ પ્રમાણે ઉપજાવીને અત્રે ટુંકમાં આપવાની તજવીજ કીધી છે. તેમાં અમારી મતલબ એટલીજ છે કે માણસને સૃષ્ટિના કયા વર્ગમાં મુકયું છે તેનો કાંઇએક ખ્યાલ કરવાને વાંચનારને બની આવે. એજ બાબત ટુંકમાં માલૂમ પડવા માટે એનો સાર સામે ઝાડના આકારમાં આપ્યો છે.

**માણસના ખાકી તથા મીનોઇ ભાગોની મુખ્તેસર હકીકત.**

ઉપર જણાવ્યા પ્રમાણે જરતોસ્તી ધર્મની કેતાબોમાં કહે છે કે કોઇબી જાનદાર ફકત અનાસરી વસ્તુ (matter) નું બનેલું નથી. પણ અનાસરી વસ્તુમા કેટલીએક બીજી મીનોઇ ચીજ અથવા ચીજોના મલવાથી બનેલું છે. જેવારે તે મીનોઇ ચીજ અથવા ચીજો તેના અનાસરી ભાગોથી છુટી પડે છે ત્યારે તે જાનદાર મરણ પામે છે એમ આપણે કહીયે છેયે.[263] પ્રાણી વર્ગમાં જે પ્રાણી જેટલું ઉંચી કે નીચી પંક્તિનું હોય છે તે પ્રમાણે તેમાં અનુક્રમે વધતા અથવા ઓછા અનાસરી તથા મીનોઇ ભાગો હોય છે. એ ભાગોમાં મુખ્ય ૯. છે, જેઓ માણસમાં જેમ સંપૂર્ણ રીતે મુટાયલા છે તેઓનો અનુક્રમ આ પ્રમાણે:—૧. 'ગએથાઑ' શરીરનો માદો-મગજ, ગુર, વગેરે (the matter of the body). ૨. 'તન્વસ', તંતુઓ (nerve and arteries or nervous system). ૩. 'અજ્દેબીશ્', હાડ (bones). ૪. 'ઉશ્તાનાંસ' જુદા જુદા વાયુઓ (સરખાવો સં૦ પંચ પ્રાણા:) અથવા સામટી રીતે લેઇને 'ઉશ્તાન' પ્રાણ (life), ૫. 'કેહર્પસ' માંસ, ચામડી, ગોટલાં, લોહી, વગેરે અવયવો (flesh, skin, fat, &c). ૬. 'તેવીષીશ્' કુવતનાં અવયવો, ફેફસાં, કલેજું, જઠર, વગેરે (energy, vital organs and power=ફા૦ رئیس، اعضا، અને قوا،). ૭. બઓધસ્=શરિરાત્મા, શરિરને જાગૃત રાખનાર અને બાહેરની ખબર અંદર પોહોંચાડનાર

---

૨૬૩. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧. સફે ૭૨; બે૦ નં૦ ૧ સફે ૮૪; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૬;—"દીનમાં એવું જાહેર કીધેલું છે કે માણસોનાં શરીરમાં પાંચ ચીજો મીનોઇ છે તેઓને ૧. જાન, ૨. રવાન, ૩. અખો, ૪. બોય, અને ૫. ફરોહર કરી કહે છે. અને એ દરેકને ખોદાતાલાએ માણસોનાં શરીરમાં ચોકસ કામો કરવાને અને ચોકસ ચીજો જાલવવા સારૂં ઠરાવેલી છે."

## 'અજ્ઝુ-(જગત-Universe).'

- **અજ્ઝુરૂ મનશ (મીનોઇ આલમ=Spiritual World.)**
  - યજતાઓઇહો (ભલા મીનોઓ Good spirits).
  - દએવાઓઇહો (બુરા મીનોઓ Evil Spirits).
  - ઉર્વાનો, ફ્રવષીઓ, ઇ૦ (ભલા તથા બુરા આત્માઓ Souls and Spirits).
  - મઇન્યવ (માત્ર ગુણો અને કુદ્રતી શક્તિઓ તથા જીવશક્તિ વગેરે સર્વે માત્ર અનુમેય વસ્તુઓ Qualities, Forms of Energy or of Anima Mundi and all other objects only inferable or imaginable).



- **અજ્ઝુરૂ અસ્તવાઓ (ગેટી આલમ=Material World.)**
  - ઉજઉન્તાન (નિર્જીવ Lifeless Things).
    - રોશનાન (તારા, ગ્રહો, ઇ૦ Heavenly Bodies.
    - આતશ સર્દેગાન (Fires, *i. e.* Different forms of Heat or Energy ગરમીનાં જુદાં જુદાં રૂપો).
    - યઓખશસ્ત સર્દેગાન (ધાતુઓ Metals).
    - જમીન સર્દેગાન (ખનિજ પદાર્થો Minerals).
    - આબ સર્દેગાન (પ્રવાહીઓ Fluids).
      - ૧૭ ઉપવર્ગો.
    - ઓર્વર સર્દેગાન (વનસ્પત Vegetable Kingdom.)
      - ૫૫ જાતનાં અનાજો.
        - બીજા ઉપવર્ગો ઇ૦
      - ૧૨ જાતની જડીબુટ્ટી.
        - બીજા ઉપવર્ગો ઇ૦
      - હજારો જાત, ઇ૦
        - બીજા ઉપવર્ગો ઇ૦
  - ઉશ્તનવાઓ (જાનદાર Living Things).
    - 'ગોસ્પંદ સર્દેગાન' (હવામાં, પાણીમાં અને જમીનપર રહેનારાં નિર્દોષ જાનવરો, એઓનાં જુમલે ૨૮૨ વર્ગો કીધા છે Innocent Animals.)
      - 'પંજ આઇન' (પાંચ મૂખ્ય જાતિઓ)માંની પેહેલી 'આઇન' (જાતિ) જેને 'અસ્પ સર્દેગાન' (આખી ખરી વાળાં) કરી કહે છે.
      - 'પંજ આઇન' (પાંચ મૂખ્ય જાતિઓ)માંની બીજી 'આઇન' (જાતિ) જેને 'ગાવસ દેગાન' (ફાટેલી ખરીવાળાં) કરી કહે છે.
      - 'પંજ આઇન' (પાંચ મૂખ્ય જાતિઓ)માંની ત્રીજી 'આઇન' (જાતિ) જેને 'સગ સર્દેગાન' (કુતરાંની જાતનાં) કરી કહે છે.
      - 'પંજ આઇન' (પાંચ મૂખ્ય જાતિઓ)માંની ચોથી 'આઇન' (જાતિ) જેને 'માર્ગ સર્દેગાન' (પક્ષીઓ) કરી કહે છે.
      - 'પંજ આઇન' (પાંચ મૂખ્ય જાતિઓ)માંની પાંચમી આઇન' (જાતિ) જેને 'માહી સર્દેગાન' (માછલીઓ) કરી કહે છે.
    - 'ખર્ફસ્તર' (મુજી જાનવરો Noxious Animals).
      - 'ગુર્ગ સર્દેગાન' (વરૂ કુટુંબ વાઘ, સિંહ, ઇ૦ Wolf Kind Lion, Tiger, &c.
      - 'માર સર્દેગાન' (સર્પાદિ વિષદાયક નહાના તથા મોહોટાં પ્રાણીઓ Venomous animals)
      - 'મૂષ સર્દેગાન' (ઉંદર આદિ બિળસ્થ ઉપદ્રવી પ્રાણીઓ Noxious Animals, living in holes, such as mice, ants &c).
    - 'મરદુમ સર્દેગાન' (માણસજાતો Varieties of Man and Man-shaped Animals).
      - 'હુ સર્દેહે મરદુમાન' (માણસના આકારનાં જાનવરો Manshaped Animals).
      - **મરદુમ (માણસ MAN).**

* એ પાંચ મૂખ્ય જાતિઓના બીજી રીતે વળી ચૌદ ઉપવર્ગો કીધા છે, અને તેઓનાં વળી બીજા ઉપવર્ગો કીધા છે. જેથી જુમલે ૨૮૨ ઉપવર્ગો થાય છે જેઓનાં વળી બીજા અગણિત ઉપવર્ગો થઇ શકે એમ કહ્યું છે.

આત્મા. ૮. 'ઉર્વન' અંતરાત્મા અથવા જીવાત્મા કે જે પ્રાણીનો મૂખ્ય આત્મા છે (the human spirit). અને ૯. 'ફ્રવષિ' પરમાત્માનો અંશ, ચૈતન્ય (the Holy Spririt). એઓ મધેથી પેહેલા ત્રણ મલીને 'તનુશ' અન્નરસમય અથવા શારિરિક વ્યક્તિ (body), બીજા ત્રણ મલીને પ્રાણમય અંતરાત્મા (life), અને ત્રીજા ત્રણ મલીને આત્મીક વ્યક્તિ (mind, soul & spirit) બનેલી છે. પેહેલા ત્રણનો સમુદાય સર્વે પાછલાઓનું અધિકરણ છે. તેઓમાં 'બઓધસ' એટલે શરિરાત્મા અને 'ઉર્વન્' એટલે 'મૂખ્ય અંતરાત્મા'ની વચ્ચે 'મનસ્'(intellect, mind) એટલે મનોમય અંતરાત્મા અથવા માનસિક વ્યકિત 'ઉર્વન'ની એક મૂખ્ય શક્તિ તરીકે છે. એ ત્રણે વ્યક્તિઓ—શરીર પ્રાણ, અને આત્મા—માણસ જન્મે છે ત્યારે તેમાં એકઠી મલેલી હોય છે. પછી જેમ જેમ તે મોહોટું થતું જાય છે તેમ તેમ તેઓબી તેઓના પ્રમાણમાં સંજોગોને આધારે 'ફ્રવષિ'નાં સંભાલ અને મદદ તલે પ્રફુલ્લિત થતી જાય છે. તે સાથે માણસ સોલ વર્ષનું થઇ રહે તેટલા વખતમાં 'ઉર્વન'નાં મદદગાર બે આત્માઓ અથવા તેની બીજી બે મીનોઇ શકિતઓ, 'અહુ' નીતિ સંબંધી અંતઃકરણ(conscience)અથવા વિજ્ઞાનમય આત્મા (the envelope of pure intellectuality) અને 'દએના' ધર્મ સંબંધી અંતઃકરણ (sense of religion) અથવા આનંદમય આત્મા (the envelope of pure pleasure) પ્રફુલ્લિત થઇ રહે છે. એઓ ઉપરાંત બીજી અનેક 'ગેતીઇક' (શારીરિક) તેમજ 'મીનોઇ' (માનસીક તથા આત્મિક, અદ્રશ્ય) શકિતઓ—સારી તેમજ માઠી, ઉંચી તેમજ હલકી—માણસમાં છે. તેઓને જેમ તે ખીલવે અથવા દાબી નાંખે તેમ તેઓ ખીલે છે અથવા દબાઇ રહે છે. જેમ એક કીલ્લાની આસપાસ બીજો, તેની આસપાસ ત્રીજો, એ પ્રમાણે કીલ્લાઓ હોય તેમ વચમાનાં મૂખ્ય આત્માની આસપાસ બીજા આત્માઓ અને શરીરનાં પડ ઉપર પડ ફરેલાં હોય તેમ મૂખ્ય આત્મા 'ઉર્વન'ની આસપાસ એ મીનોઇ તથા શારિરિક ભાગોનાં પડ વિંટળાયલાં હોય એવી રચના ધારેલી જણાય છે. પ્રથમ મધ્યમાં 'ઉર્વન' (રવાન, અંતરાત્મા) છે તેની આસપાસ 'દએના' (ધર્મ સંબંધી અંતર્જ્ઞાન religious sense, આનંદમય આત્મા the envelope of pure pleasure) છે, તેની આસપાસ 'અહુ' (અંતઃકરણ conscience અથવા વિજ્ઞાનમય આત્મા the envelope of pure intellectuality) છે, તેની આસપાસ 'મનસ' અને 'બઑધસ્' (મન mind અને શરિરાત્મા એટલે બાહેરની ખબર અંદર પોહોંચાડનાર આત્મા અથવા મનોમય આત્મા the envelope of thought and feeling) નું પડ છે, તેની આસપાસ 'ઉશ્તાન'નું વાયુવાળું તથા 'ગય' નું 'આતશે વોહુ ફ્રીઆન' અથવા પ્રાણી ગરમીનું પડ (જીવશક્તિ, જાન, life, અથવા પ્રાણમય આત્મા the airy envelope) છે, તેની

આસપાસ 'તનુશ્' અથવા 'ગએથા' એટલે ખાકી શરીરનું પડ (अन्नमय the material envelope) છે. એ સર્વેને એકઠાં રાખીને તેઓનું ધારણ કરનાર એટલે તેઓને કાયમ રાખીને શરીરના ધર્મો, જીવશક્તિનાં ધર્મો, ઇંદ્રિઓના ધર્મો, મનના ધર્મો, અને આત્માના ધર્મો બરાબર ચાલુ રખાવનાર અને તેઓની વૃધ્ધી કરનાર જે આત્મા અથવા મીનોઇ શક્તિ છે તેને 'ફ્રવષિ' કરી કહે છે. 'દએના, અહુ, મનસ્, અને બઑધસ્'–એ ચારના સમુદાયથી ચિત્ત અથવા લિંગદેહ (Peri-spirit) અથવા સૂક્ષ્મ દેહ (the subtle body) બને છે તેને પેહેલવીમાં 'મીનો તન' કરી કહે છે. વલી તે જયારે 'રશ્તિ' એટલે 'આરાસ્તેહ' અથવા ખરી અને જેવી જોઇએ તેવી ખાલેસ હાલતમાં (અવ૦ 'અષ્ઓની'=ऋतंगरा) હોય છે ત્યારે તેને અવસ્તામાં 'ચિસ્તા' અને પેહેલવીમાં 'ફ્રજાનક' કરીબી કહે છે. 'ઉષ્તાન, ગય, તનુશ્, ગએથા, તેવીષીશ્, અજ્દેબીશ્, અને કેહરપસ્'—એઓના સમુદાયથી 'તનુશ્' એટલે સ્થૂળદેહ, (the gross body) બને છે. 'ગેતીઇક તન' એટલે સ્થૂળદેહ ખાકી છે. મરણ પછી તે અને માણ, ગરમી, વગેરે આ ગેતી દુન્યામાં રહી જાય છે. 'મીનો–તન' મરણ પછી, જો મરનારનો આત્મા પુણ્યવાન હોય તો, ત્રીજે દહાડે તેનો ઇનસાફ થઇ રહેવા પછી તેથી છુટું થાય છે, જો તે પાપી હોય તો, તેની સાથે દોજખમાં રહે છે અને તેથી તેને દુઃખ થાય છે. રીસ્તાખેજને વખ્તે તે તેથી છુટું થશે. એ પ્રમાણે ખાકી અને મીનોઇ ભાગોનાં મિશ્રણથી માણસ બનેલું છે. તેનાં મુખ્ય મીનોઇ ભાગોની થોડીએક વિગત નીચે મુજબ છે.

જાનદારનું શરીર જે હાડકાં, લોહી, ગોશત, ચરબી, નેસો, ચામડી, બાલ, નખ, મગજ અને બીજા અનાસરી, (material) અવયવોનાં એક સમુદાયનું બનેલું છે જેને 'તન' (અવ૦ 'તનુશ્') કરી કહે છે તેમાં દર પલે કુદ્રતની બીજી વસ્તુઓની મોસાલે રસાયણ ક્રિયાના ફેરફારો થયા કરે છે, અને તેથી શારિરિક ભાગો ઘસાતા જાય છે. તે ઉપરાંત તે શારિરિક ભાગો વિચાર, ગતી અથવા દરેક બીજાં કામો કરે છે તે દરેક વખ્તેબી તેઓમાં ઘસારો થાય છે, તે ઘસારાની પાછી પુરણી કરવાને માટે અનાસરી વસ્તુઓ જોઇએ, તેઓને ખોરાક, પાણી, અને હવાને રૂપે શરીરમાં દાખલ કરવાં, અને દાખલ કીધા પછી શરીરનાં સાંધાઓમાંનાં જુદા જુદા અવયવોમાં લેઇ જઇને તેઓનાં રૂપાંતર કરવાં અને તેઓને શારિરિક વસ્તુઓમાં બદલવાં તથા તેઓને ઘટતી જગાએ લાગુ પાડીને શરીરને પાછું દુરસ્ત કરવું, એ સઘલું કામ 'ફ્રવષિ' અથવા 'ફ્રોહર' નામના ઉપર કહેલા મીનો, જે એ ઉપરાંત મન અને આત્મા સંબંધી બીજાં કામોબી કરે છે, તેથી થતું માનેલું છે. જે મીનો હંમેશાં શરીરની સુવ્યવસ્થા રાખે છે, ખોરાક, પાણી,

અને હવા જેટલાં જોઇએ તેટલાં તેઓને લગતા અવયવોમાં લે છે, તેઓનું એક ચમત્કારીક રીતે રૂપાંતર કરીને લોહી વગેરે બીજા પ્રવાહી રૂપોમાં તેઓને બદલે છે, અને પછી લોહીને આખા શરીરમાં ફેરવીને જે જે ઠેકાણે શરીરમાં ખુટ પડી હોય તે ખુટ પુરી પાડે છે તથા નિરૂપયોગી વસ્તુઓને બાહેર કહાડે છે.[૨૬૪] જાનદારોનાં શરીરોમાં ફરોહરો અનાસરી ખોરાક અને હવા લેઇને તેનું રૂપાંતર લોહીમાં કરીને આખાં શરીરમાં તે લોહી ફેરવીને શરીરની ખુટ પુરી પાડવાનું કામ જેમ કરે છે તેમજ ઝાડોમાં તેઓનો ખોરાક તથા હવા લેઇને તેનું રૂપ રસના આકારમાં કરીને તેનાં દરેક ભાગમાં તે ફેરવીને તેને જીવાડવાનું કામબી કરે છે. એટલામાટે આપણાં પુસ્તકોમાં ઝાડોનાંબી ફરોહરો કહેલાં છે. ફરોહરોનું કામ એટલેથીજ અટકતું નથી. તે જાનદારોનાં તેમજ ઝાડોનાં શરીરોને ખીલવીને વધારે છે. જે તેનું મૂખ્ય કામ છે, અને તેટલામાટે તેને અવસ્તામાં 'ફ્રવષિ' (ધાતુ 'વૅરધ્' અથવા 'વક્ષ્' વધારવું) એટલે વધારનાર (the developer) કરી કહે છે જે ઉપરથી પાછલથી પેહેલવી તથા ફારસી ભાષાઓમાં 'ફરોહર' શબ્દ નિકલ્યો છે. ખોરાકને લગતા, હવાને લગતા, તથા લોહી ફેરવવાને લગતા, અવયવો સિવાય બીજા શરીરના અવયવો સ્થિર રાખવા અથવા તેઓની હીલચાલ કરાવવા ઉપર ફરોહરનો અખત્યાર નથી, પણ 'રવાન' નામના ઉપર કહેલા એક બીજા મૂખ્ય મીનોઇ આત્મા (જેનું વર્ણન આગળ આવશે) નો અખત્યાર છે. કુદ્રતમાં હંમેશ ચાલતી રસાયણ ક્રિયાથી ઝાડોમાં જે ઘસારો થાય છે તેની ખુટ ફરોહરો પુરી પાડે છે. ઝાડોમાં ઘસારો કમ અને પુરણી વધારે હોવાથી તેઓ થોડા વખ્તમાં વધી જાય છે પણ જાનદારોમાં કુદ્રતની ચાલુ રસાયણ ક્રિયા ઉપરાંત રવાન વિચાર કરે છે તથા શરીરનાં અવયવોની પોતાની મરજી મુજબ હીલચાલ કરે છે તેથી તેઓમાં જે વધતો ઘસારો થાય છે તેની વધતી ખુટ ફરોહરે પોતાનું ખોરાક લેવાનું, દમ લેવાનું, અને લોહી ફરતું રાખવાનું, કામ વધારે જાથુક ચાલુ રાખીને પુરી પાડવી પડે છે તેથી ઝાડોની માફક પ્રાણીઓ ઘણાં અને જલદી વધતાં નથી; તોપણ તેઓનાં શરીરો ખીલીને જેટલાં વધી શકે તેટલાં તે ફરોહરો વધારે છે. ફરોહરો માત્ર જાનદારો અને વનસ્પતિઓનાં શરીરોની વ્યવસ્થા કરીને તેઓને ખીલવનાર અને વધારનારજ નથી, પણ તેઓ એ સિવાય બીજા ઘણાંજ જોરાવર અને ચમત્કારીક કામો કરનારા આત્માઓ છે. તેઓનાં

---

૨૬૪. ટે૦ ન૦ મે૦ રા૦ સફે ૭૨; બે૦ નં૦ ૧ સફે ૮૪; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬:—"ફરોહરનું કામ એ છે કે ખાણું અને હરેક ચીજ જે ખાધામાં આવે તેથી શરીરને શક્તિ આપે અને દરએક અવયવને તેનો ઘટતો હીસ્સો પોંહોંચાડે. અને જે કાંઇક ગલીચ અને નિરૂપયોગી હોય તેને બાહેર કહાડીને (બાકીનાનું) પાલન કરે અને શરીરને પુષ્ટિ આપે અને શરીરની ગરમીને પ્રદીપ્ત કરીને કુવત આપે કે તેથી તે શરીરમાં પતાં દરદો અને નુકસાનોને દૂર રાખે."

કામોનું વર્ણન ફ્રર્વર્દીન યશ્તમાં કીધું છે તેપરથી જણાય છે કે તેઓને આપણા ધર્મમાં અતીશય ઉપયોગી આત્માઓ તરીકે માનેલા છે; કારણકે ફક્ત માણસમાંજ નહીં પણ આખી જગતમાં જે જે અજાયબીભરેલા બનાવો બન્યા છે, બને છે, અને બનશે, તેઓમાં થોડાજ એવા બનાવો છે કે જેઓમાં ફ્રરોહરો કાંઇ ભાગ નહીં લેતાં હોય. તમામ જગતના કારોબારમાં ફ્રરોહરો અગત્યનો ભાગ લે છે. જો તેઓનું કામ ચાલુ નહીં રહે તો આખું જગત એક માત્ર અનાસરોનાં ઢગલા જેવું અથવા રૂપ, રંગ અને વિવિધ પ્રકારનાં ગુણો વગરનું થઇ પડે, અને ટુંકમાં જેબી કાંઇ સારૂં છે તે બધું નહીં સરખું થઇ જાય, અને સર્વે જગાએ નાશ અને અવ્યવસ્થા પસરી રહે (યશત ૧૩. ફ. ૧૨–૧૩). ફ્રરોહર નામના મીનોઓ અસંખ્યાત છે, અને જગતનો કારોબાર ચલાવવામાં જુદાં જુદાં ફ્રરોહર અથવા ફ્રરોહરોને અહુરમજદે જુદે જુદે કામે લગાડયાં છે, તે કામના એક ભાગ તરીકે એકએક ફ્રરોહર એકએક જાનદારનાં શરીરની સુવ્યવસ્થા કરે છે. જગતમાં અનાસરી વસ્તુઓનાં ઢગલાઓમાંથી અનાસરોના સૂક્ષ્મોના ચોક્કસ જથ્થાઓ ઉપર કુદ્રતની શક્તિઓ લાગુ પડવાથી જે અનેક વસ્તુઓ નિર્માણ થયલી જોવામાં આવે છે તેઓના તે પ્રમાણે થવાનો સબબ શું તેની સમજણ જુદા જુદા ધર્મ ચલાવનારાઓ અને ફીલસુફો જુદી જુદી રીતે સમજાવી ગયા છે. જરતોશ્તી ધર્મની ફીલસુફીમાં તેની સમજણ એવી આપી છે કે ફ્રરોહરની જાતના બેશુમાર આત્માઓ જગતમાં છે. તેઓનાં સાંધણથી દરેક વસ્તુ તે વસ્તુ તરીકે બને છે અને કાયમ રહે છે. એ પ્રમાણે દરેક વસ્તુનું એક એક ફ્રરોહર અથવા વધારે ફ્રરોહરો છે તેથી તે વસ્તુ, તે વસ્તુ તરીકે થઇને રહે છે. એજ પ્રમાણે દરએક માણસનું એક એક ફ્રરોહર છે જે તેને લગતાં બીજાં કામો ઉપરાંત તેનાં શરીરને શરીર તરીકે આખું રાખે છે. તેનાં નિકલી જવા સાથે જાન નિકલી જાય છે અથવા જાનના નિકલી જવાથી તે નિકલી જાય છે. અને તે પછી શરીરના સૂક્ષ્મો વેરાઇ જઇને પોતપોતાના અનાસરોમાં મલી જાય છે.[૨૬૫] શરીરમાં જોડાવાની અગાઉ ફ્રરોહર જગતમાં કોઇએક કામે લાગેલું હોય છે. શરીર સાથે જોડાયા પછી તે શરીરનું કામ કરે છે. શરીરમાંથી છુટું પડવા પછી પાછું જગતમાંનાં બીજાં સાથે કામે લાગે છે. એ વગેરે ફ્રરોહરો વિષેનાં લખાણો તપાસી જોતાં બે રીતનો સાર કહાડી

---

૨૬૫. ટે૦ ન૦ મે૦ રા૦ સફે ૭૩; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; બે૦ નં૦ ૧ સફે ૮૪:—"અને એ સર્વ (મીનોઓ) જાનની મદદથી તનમાં રહી શકે છે. જ્યારે તનમાંથી જાન નિકલી જાય છે ત્યારે એ ચારે (મીનોઓ) જુદા પડી જાય છે, તેઓ જાન વગર તનમાં રહી શકતા નથી. જ્યારે તેઓ શરીરમાંથી બાહેર આવે છે ત્યારે જાન (જીવશક્તિ=અવ૦ 'ગય' અને 'ફુશ્તાન') પવન સાથે મલી જાય છે. શરીર મીટ્ટી અને પાણી સાથે મલી જાય છે. હાડકાં, નેસો, ચરબી, માંસ વગેરે જમીન સાથે મલી જાય છે."

શકાય:—૧. અનાસરી સૂક્ષ્મો ઉપર કુદ્રતની શક્તિ (energy) નો જેટલો ભાગ જોઇએ તેટલો લાગુ પડીને તેઓની એક ચોક્કસ વસ્તુ બનાવે છે અને તે વસ્તુના સૂક્ષ્મો તમામ છુટા પડી જવા પછી તે શક્તિનો જે ભાગ છુટો પડે છે તેટલા ભાગને આપણા ધર્મની ફીલસુફીમાં ફરોહર કરી કહ્યું છે, અથવા તો ૨. કુદ્રતની શક્તિના તે ભાગને છુટો ગણીને તેને અનાસરી સૂક્ષ્મો ઉપર લાગુ પાડીને તેની પાસે તેનું કામ કરાવવાને માટે એક જુદો મીનોઇ આત્મા ગણ્યો છે જેને ફરોહર કરી કહ્યું છે. અમારૂં આધીન મત પાછલા વિચારની તરફેણમાં છે; કારણકે કુદ્રતની શક્તિ (Energy) નું એક રૂપ બીજા રૂપમાં ફેરવી શકાય છે. જેમકે ગરમી રોશનીમાં, વીજલી રસાયણ ક્રિયામાં, ઇત્યાદિ, તેથી એક ફરોહર બીજા રૂપમાં બદલી શકાય છે એમ માનવું પડે. પણ ફરોહર વિષેનાં બધાં લખાણોમાં તેઓનું રૂપાંતર થતું હોય એવું કાંઇ જોવામાં આવતું નથી બલકે તેઓ દરેકને જેવાંને તેવાં એકજ તરેહનાં માનેલાં લાગે છે. એ ઉપરાંત બીજું કારણ એ છે કે કુદ્રતી શક્તિ (Energy) નાં રૂપોને લાગણી અથવા જ્ઞાન નથી એમ આપણે પ્રત્યક્ષ જોઇએ છેએ, પણ ફરોહરોને તો લાગણી, ગુસ્સો, દયા, જ્ઞાન, ઇચ્છા, ખુશી, દલગીરી, વગેરે છે એવાં લખાણો મલે છે તેથી અમે ફરોહરોને કુદ્રતી શક્તિના ભાગો તરીકે નહીં પણ તે કુદ્રતી શક્તિના ભાગો અથવા રૂપોને અનાસરી સૂક્ષ્મો ઉપર લાગુ પાડનાર મીનોઇ આત્માઓ કરી ગણયે છેએ. એ આત્માઓ શું છે તે વિષે આગળ વધારે જોવામાં આવશે. ફરોહર શરીરની કેટલીએક રગો જેઓપર માણીની મરજીનો કશો અખત્યાર નથી (sympathatic nerves); જેવી કે ફેફસાં, હોજરી, આંતરડાં, નાડી, વગેરે, તેઓપર અખત્યાર ધરાવે છે.

ફરોહર કુદ્રતી શક્તિ (energy) ના ભાગોને વનસ્પતિ તથા જાનદારોને જીવતાં રાખવાં તથા વધારવામાં જે જે કામે લગાડે છે તેઓને સામટી રીતે લેયે તો તે મુખ્ય બે બાબતમાં કામે લગાડે છે—ખોરાકનું રૂપાંતર કરીને તેથી શરીરની પુરણી તૈયાર કરવામાં તથા શ્વાસ ચાલુ રાખવામા ખોરાકનું રૂપાંતર કરવામાં કુદ્રતી શક્તિનો જે ભાગ કામે લાગે છે તેને 'ગય' અને શ્વાસોશ્વાસ ચાલુ રાખવામાં કુદ્રતી શક્તિનો જે ભાગ કામે લાગે છે તેને 'ઉશ્તાન' કરી કહે છે. ('ઉશ્'=વધેલો અથવા વધતો, ધાતુ 'વક્ષ' વધવું અને 'અન'=દમ, શ્વાસ, ધા० अन् લા० anho દમ લેવો). ફેફસાં સિવાય બધાં ઓજારો જેવાં કે કલેજું, હોજરી, આંતરડાં, ગુરદા, વગેરે જે પોતપોતાનાં કામો કરે છે તે 'ગય' નામના મીનોનું છે. ફેફસાં હંમેશાં દમ ચાલુ રાખે છે તે 'ઉશ્તાન' નામનાં મીનોનું કામ છે. એ બંધે મીનોઓ જેઓ બે શક્તિઓ છે તેઓની મારફતે એ કામ કરવા ઉપરાંત ખોરાકનું

જે લોહી બને છે તે લોહી આપણા શરીરમાં ફેરવવાનું કામ ફરોહર પોતે કરે છે. 'ગય' અને 'ઉશ્તાન' આપણી દીનને લગતી કેતાબોની ભાષા પ્રમાણે બે મીનોઇ શક્તિઓ છે. તેઓને વાસ્તે કહે છે કે જાનદારનાં મરણ પામવા પછી શરીરમાંથી નિકલી જઇને તેઓ અનાસરી આલમમાં મલી જાય છે. આપણી સાદી ભાષામાં કહીએ તો તેઓ કુદ્રતી શક્તિના ભાગો અથવા રૂપો છે તેથી જેમ શરીરનાં અનાસરી ભાગો અનાસરોમાં મલી જાય છે તેમજ કુદ્રતી શક્તિ (Energy)ના રૂપો પાછાં તે કુદ્રતી શક્તિમાં મલી જાય છે. જેમ અનાસરોના સૂક્ષ્મો અનાસરોનાં જથ્થામાં મલી જાય છે અને તેઓનો તદ્દન નાશ થતો નથી તેમજ કુદ્રતી શક્તિના ભાગો અથવા રૂપો પાછાં તેના જથ્થામાં મલી જાય છે અને તેઓનોબી નાશ થતો નથી. કેટલીએક કેતાબોમાં કહે છે કે 'ગય' અને 'ઉશ્તાન' એ બે જુદી શક્તિઓ નથી પણ એકજ છે કે જેને 'જાન' કરી એકજ નામથી કહે છે અને એ બે શબ્દોને તે એકજ શક્તિનાં બે નામો કરી માને છે. તેઓ એ બે નામોને એક બીજાને બદલે વપડાતા શબ્દો ગણીને તેઓને એકજ મીનો કરી ગણે છે અને તેને 'જાન' કરી કહે છે. (કદાચ 'જાન' શબ્દ 'ગય' + [ઉશ્ત] 'અન'નો બનેલો હોય).[૨૬૬] એ પ્રમાણે ફરોહર, ગય અને ઉશ્તાન અથવા ફરોહર અને જાન માણસના બદનની વ્યવસ્થા રાખવામાં રોકાયલાં છે. ગય અને ઉશ્તાન કુદ્રતી શક્તિના ભાગો અથવા રૂપો છે અને ફરોહર એક જુદો આત્મા છે જે માણસમાં અને કુદ્રતમાં અનેક કામો કરે છે. મરણ પછી એ ત્રણેનું કામ પુરૂં થાય છે. પેહેલા બે પોતાની અસલ જગ્યામાં મલી જાય છે અને છેલ્લો છુટો પડીને જગતમાં બીજે ઠેકાણે કામે લાગે છે.

ફરોહર, ગય, અને ઉશ્તાન એ ત્રણ મીનોઓ જાનદાર અને ઝાડ વચ્ચે સામાન્ય છે. તેઓ સિવાય પ્રાણીઓમાં ચોથો મીનો 'બોય' નામનો આપણા ધર્મની કેતાબોમાં કહેલો છે. (અવ૦ 'બઑધસ'=પે૦, ફા૦ 'બોય'). એનું કામ એ છે કે શરીરને જાગ્રત અવસ્થામાં રાખવું અને બાહેરની

---

૨૬૬. બં૦ ન૦ ૧ સફે ૮૪; ઇં૦ ૨૦ દા૦ દો૦ સફે ૨૦૬:—"જાનનું કામ એ છે કે તનને જીવતું રાખે છે. લીજ્જત, ઉપભોગ, ગતી પામવી, સ્થીર રહેવું, હીલચાલ કરવી, વગેરે માણસનાં શરીરનું જોર અને કુવત વધારે છે અને શરીરની ગરમીને જાળવી રાખે છે અને શરીરમાંનાં દર્દોને દૂર કરેછે."

દા૦ દી૦ પુ૦ ૨૨. ફ૦ ૩-૬:—"જવાબ એ કે જે મીસાલે આતશમાંથી સુરખી ઉપર નિકલી જાય છે તે મીસાલે (જીવનું જવુંબી) કહેલું છે. તે એમકે બાળવાની ચીજને જ્યારે આતશ બાળી રહ્યું છે અને બીજી બાળવાની ચીજ નથી મલતી ત્યારે તે બળતાં વગરનો રહે છે (બુજાઈ જાય છે) તેમ અથવા કાંઇ આપદાકારક-ચીજ તેના ઉપર આવી પોંહોંચે છે ત્યારેબી તેમાંથી સુરખી અને ગરમી નિકલી જાય છે, અને જાનને જ્યારે તોશા (યાને જોઇતા અસબાબ) વગર કાંઇ ફાયદો રહેતો નથી ત્યારે તે (આતશની)જ મીસાલે નેબી નિકલી જાય છે."

પાંચ ઇંદ્રિઓ—જોવાની (અવ૦ 'સૂકૅમન' પે૦ ='વીનષન') સાંભળવાની (અવ૦ 'ઞઑમ' પે૦ 'ઉષનુવષન') સુંઘવાની, ચાખવાની, અને લાગવાની—થી જે જે જ્ઞાન થાય તે રવાન એટલે મૂખ્ય આત્મા અથવા પતંજલીએ કહેલા અંતરાત્મા (the inner spirit) ને પોંહોંચાડવું,[૨૬૭] ઉંઘાતી વખ્તે એ બીનો પોતાનું કામ બંધ રાખે છે કે બાહેરની ઇંદ્રિઓનું જ્ઞાન રવાનને પોંહોંચાડવાનું બંધ કરીને રવાનનું વિચારવાનું કામ તથા ગતીનું કામ બંધ પાડે અથવા ઓછું કરે કે તેથી શરીરનો ઘસારો ઓછો થઇને પુરણી વધારે થવાથી શરીર પાછું તાજું થાય. અને શરીર તથા આત્મા એ બેહુને જોઇતી આશાયસ મલે. (વી૦ ૭. ફ૦ ૩). કેટલાએકો કહે છે કે ઉંઘતી વખ્તે 'બોય' બાહેર નિકલી જાય છે. બીજાઓ કહે છે અને તેઓની સમજણ વધારે ધ્યાનમાં ઉતરી શકે એવી લાગે છે કે ઉંઘમાં બોય અને તેને તાબેની ઇંદ્રિઓ સુસ્ત પડી રહે છે અથવા પાછાં રીપેર થવામાં લાગે છે તેથી બોય રવાનને બરાબર ખબર આપતું નથી તેથીજ ઉંઘમાં આપણને બાહેરની દુન્યાનું કશું જ્ઞાન મુતલક થતું નથી અથવા સ્વપ્ના આવીને અધુરૂં અને ખોટું જ્ઞાન થાય છે. ભેજામાંથી તથા બરડાની ગુરમાંથી નિકલીને ફેલાતી સર્વે રગો (cerebro spinal nerves) પર કામ કરીને બાહેરની દુન્યા અને રવાનની વચ્ચે એક સંદેશો પોંહોંચાડવાનું કામ 'બોય' કરે છે. મુવા બાદ શરીરમાંથી છુટો પડયા પછી ચહારમની બામદાદે જ્યારે રવાનનો ઇનસાફ થાય છે, ત્યારે ત્યાં હાજર રહીને પોતે રવાનને બાહેરની ઇંદ્રિઓની મારફતે શું શું ખબરો આપેલી તેનો હીસાબ આપે છે (વં૦ ૧૯. ફ૦ ૨૯) કે તે ઉપરથી રવાન કેટલે દરજ્જે તકસીરવાર છે અથવા નથી તેનો તોલ થાય. ચહારમની બામદાદે હીસાબ લેવાઇ રહ્યા પછી બોયનું શું થાય છે તે વિષે કાંઇ જણાતું નથી. તોપણ તેની આરાધના અવસ્તામાં કરવામાં આવે છે (યં૦ ૨૬. ફ૦ ૪. ઇત્યાદિ). કેટલીએક ચોપડીઓમાં કહે છે કે તે રવાનની સાથે મલી જઇને જ્યાં તેને જગા મલે છે ત્યાં જાય છે.[૨૬૮] માણસ બેહોશ થાય છે ત્યારે 'બોય' સુસ્ત પડી રહે છે. 'બોય' જે બાહેરની વસ્તુઓનું જ્ઞાન મનની મારફતે રવાનને કરે છે તે ઉપરથી રવાન પોતાની ખાસ પાંચ ઇંદ્રિઓ જેઓને 'સનેહે રવાન' એટલે રવાનની ઇંદ્રિઓ અથવા બાતેનની

---

૨૬૭. ટે૦ ન૦ મે૦ ૨૦ સફે ૭૨; બેં૦ નં૦ ૧ સફે ૮૪; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૬:— "અને શરીરમાં 'બોય' નું કામ એ છે કે અક્કલ, સમજ, જ્ઞાન, હોશ્યારી અને યાદદાસ્તને દરએકની જગાએ તે જાળવી રાખે છે કે તે દરએક પોતાનું કામ બરાબર કરે અને એક બીજાને સહાય થાય."

૨૬૮. ટે૦ ન૦ મે૦ ૨૦ સફે ૭૩; બેં૦ નં૦ ૧ સફે ૮૫; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૬:— "રવાન, બોય, અને ફરોહર એ ત્રણે સાથે મલે છે. તેઓને પોતાનાં કામોનો હીસાબ આપવો પડે છે. જો નેક વિચાર, નેક વાણી, અને નેક કરણી રાખી હોય છે તો બહેસ્તમાં જાય છે. જો બદ વિચાર, બદ વાણી અને બદ કરણી રાખી હોય છે તો દોજખમાં જાય છે."

ઇંદ્રિઓ કરી કહે છે, તેઓની મદદથી તેનું તોલ કરીને તથા સરખાવીને તેઓનો દચાફ્ત કરીને ખરૂં અથવા ખોટું અનુમાન કરે છે. 'બોય'ને કદાચ કેટલેએક દરજ્જે પ્રત્યક્ષ (Perception or Sensation) અથવા પતંજલીએ કહેલો શરીરાત્મા (the material soul) કહી શકાય (?). મુવેલાં શરીરને અવસ્તામાં 'ઉજ–ઉશ્તાન' અથવા 'ઉજ–બઑધ' કહે છે. પેહેલાનો તરજુમો, 'પ્રાણ રહિત' અને છેલ્લાનો 'શરિરાત્મા રહિત' કરી કરાય. 'બોય' રવાનની એક શક્તિનું નામ છે કે તે પોતે એક સ્વતંત્ર આત્મા છે તે હજુ ચોક્કસ કહી શકાતું નથી. ફરોહર, ગય, ઉશ્તાન, અને બોય એ ચાર મીનોઇ ભાગો માણુસ તથા બીજા પ્રાણીઓનાં શરીરોને સામાન્ય કહ્યા છે. એ ચાર મીનોઓ ઉપરાંત એક બીજો મીનો 'અખો' (અવ૦ 'અહુ') કરી માણસની અંદર માનેલો છે. તેનું કામ એ છે જે વાજબી અને ગેરવાજબી શું ? નિતિ અને અનિતિ શું ? નિતિ સંબંધી ખરૂં અને ખોટું શું ? આપણી બીજાઓ તરફ શું શું ફરજો છે ? તેની યાદ દર વખ્તે દરએક બાબતમાં રવાન એટલે મૂખ્ય આત્માને આપે છે. પછી કયે રસ્તે ચાલવું અને કયે રસ્તે નહીં ચાલવું તે રવાનના અખત્યારમાં છે. ખુસરો શાહ હંમેશા ફીરૂજ બીને બખત્યાર નામનો એક બેહેદીન, પોતે કીધેલી અવસ્તાની શરેહમાં 'અખો'ને અરબ ફીલસુફોએ માનેલા 'નફસે આકેલે (نفس عاقله) સાથે મેલવે છે.[૨૬૯] એ મીનોબી બીજા પ્રાણીઓમાં નથી, અથવા છે તો તે ઉતરતી પંકિતનો છે અથવા તેની અસર ઘણી થોડી છે. માણસ સિવાય કોઇબી બીજા પ્રાણીના અખોની આરાધના કીધેલી અમારા જાણવામાં આવી નથી. મરણ પછી એ મીનોનું શું થાય છે તે વિષે કાંઇ ચોક્કસ જણાતું નથી, પણ આટલું તો નિશ્ચય છે કે અવસ્તામાં માણસોના બીજા મીનોઓની સાથે એનીબી આરાધના કરવામાં આવે છે. (ય૦ ૨૬. ફ૦ ૪. ઇત્યાદિ). કેટલાએકો કહે છે કે 'બોય'નીજ મીસાલે એ 'અખો'બી રવાનની સાથે મલી જાય છે અને તેને જે જગા મલે છે ત્યાં જાય છે.[૨૭૦] 'અખો' રવાનની એક શકિતનું નામ

---

૨૬૯. બે૦ નં૦ ૧ સફે ૧૯:—"આદમીમાં નેકી કરવાનું કારણ 'અખો' છે, જેને અરબીમાં 'નફસે આકેલે' (વિજ્ઞાનનો આત્મા) કહે છે, અને તે એક આત્મા છે કે જે (આદમીને) તેનું જે કરવાનું તેમાં તેને મશગુલ કરે છે. એટલે કે વિદ્યાથી ખરૂં જ્ઞાન મેલવવું એજ તેનું કામ અને ખોરાક છે. એથીજ ખુલ્લું થઇ શકે છે, અને એની રોશનીથીજ અણદીઠ દુન્યામાં પોહોંચાય છે."

૨૭૦. દ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; ટે૦ ન૦ મે૦ રા૦ સફે ૭૨:—"અખોનું કામ એ છે કે હંમેશાં તન, રવાન, અને તેના સોબતીઓને બોધ આપ્યા કરે છે કે તેઓ ઘટતું કરે અને અનઘટતું નહીં કરે. શરીરમાં ક્રોધ, કામ, ઇર્ષા, અદેખાઇનો આવેશ થાય ત્યારે તેઓને ગાલેબ નહીં થવા દેવાની અને ભલાં કરવાની વેતર્ણ સૂચવે છે.....અખો મીનોઓ અને રવાનની સાથે બહેસ્તમાં જાય છે, કેમકે તનમાં હોય છે ત્યારે કોઇબી ગુનાહ તે કરતો નથી (એટલેકે રવાન કરે છે તેથી રવાનને સજા થાય છે અખો તો ખરૂં શું અને ખોટું શું તે રવાનને સૂચવીને પોતાની ફરજ બજાવે છે.)

છે કે તે પોતે એક સ્વતંત્ર આત્મા છે તે હજુ ચોક્કસ કહી શકાતું નથી. એ 'અખો'ને નીતિસંબંધી અંતઃકરણ (Moral sense) અથવા વિજ્ઞાનમય આત્મા(the envelope of pure intellectuality) કરી કહી શકાય (?)

છઠ્ઠો મીનો 'દએના' કરી કહ્યો છે. એનું કામ એ છે જે રવાનને તેના પેદા કરનાર અને પાલન કરનાર અને તેના કામોનો હીસાબ લેનાર પાક ખોદાતાલા વિષેનું અંતર્જ્ઞાન સૂચવે છે અને ધર્મ પાલવાની ચેતવણી આપે છે. એ મીનો ફક્ત માણસનાં રવાન સાથેજ છે. બીજાં જાનદારોનાં રવાન સાથે નથી. કેટલાએકો કહે છે કે જેમ 'ગય' અને 'ઉશ્તાન' જુદા નથી પણ એકજ છે તેમજ 'અખો' અને 'દએના'બી જુદા નથી પણ એકજ છે.[૨૭૧] અને એ શબ્દો એકજ મીનોના નામ છે પણ અમોને લાગે છે કે એ વિચાર ભુલભરેલો છે. જેમ 'ગય' અને 'ઉશ્તાન' ખોરાકનું રૂપાંતર કરવાનાં તથા દમ ચાલુ રાખવાના એ જુદાં જુદાં કામો કે જેઓની છેલ્લી મતલબ એકજ—પ્રાણીને જીવાડવાની—છે તે કરે છે તેથી તેઓને એક કરી ગણવું ખોટું છે. તેમજ 'અખો' અને 'દએના'બી નીતિની ફરજો તથા ધર્મની ફરજો સુચવવાનાં બે જુદાં જુદાં પણ છેલ્લી મતલબમાં—માણસે કેમ ચાલવું તે જ્ઞાનને જણાવવાની—એકજ મતલબનાં કામો કરે છે તેથી તેઓનેબી એક કરી ગણવું એ ખોટું છે. બીજું એ કે, 'અખો' અને 'દએના'ની જુદી જુદી આરાધના કીધેલી મલે છે (ફ૦ દા૦ ૨૬. ક૦ ૪ ઇત્યાદિ) તેથીબી એઓને એક ગણવું ભુલભરેલું છે. મરણ પછી એ મીનો 'દએના' બહેશ્તી રવાનને સુંદર કન્યારૂપે ઇસ્તેકબાલ આવીને બહેશ્તમાં લેઇ જાય છે અને દોજખી રવાનને બદસુરત સ્ત્રીને રૂપે ઇસ્તેકબાલ આવીને દોજખમાં લેઇ જાય છે. એટલે મરણ પછી ધર્મી રવાનને તેનું ધર્મનું અંતઃકરણ ખુશી કરવા સાથે બહેશ્તમાં લેઇ જાય છે અને પાપીનાં રવાનનેબી તેનું અંતઃકરણ દુઃખી કરીને નરકમાં લેઇ જાય છે.

છેલ્લે માણસના તથા બીજાં પ્રાણીઓના મીનોઇ ભાગોમાં સૌથી અગત્યનો મુખ્ય ભાગ તે તેઓનો મુખ્ય આત્મા 'રવાન' (અવ૦ 'ઉર્વન'=પે૦ 'રૂબાન') એટલે અંતરાત્મા અથવા જીવાત્મા (the inner spirit or spirit) છે. તેને વિષે આપણી કેતાબોમાં કહે છે કે તે મીનોઇ એટલે પેલી જેહાનને લગતો છે. તે અનાસરી વસ્તુ (material)નો બનેલોબી નથી તેમજ કુદ્રતી શકિતનો એક ભાગ અથવા રૂપબી નથી. તે નુરી અથવા તેજોમય છે. જેમ એક શેઠ પોતાના નોકરને વિશ્વાસભરેલું કામ સોંપીને ચોખ્ખી દયાનતથી તે બજાવવા સારૂં એક પરદેશમાં મોકલે અને જ્યારે તે ત્યાંથી પાછો ફરે ત્યારે શેઠ તરફ વફાદાર અને નિમકહલાલ રહેવાનાં બદલામાં શેઠ તેને નેક બદલો આપે અથવા તેથી ઉલટું કરવાનાં બદલામાં તેને

---

૨૭૧. સ્પીગલ પેહેલવી વ૦ ૧૦. ફ૦ ૩૯:—'અખો' અને 'દએના' બેહુ એકજ છે."

સજા કરે તેમ ખુદાએતાલા માણસનાં આત્મા (રવાન)ને આ ગેતી દુન્યામાં ઉપર કહેલા ફરોહર વગેરે મદદગારો આપીને બદીની સામણે લડવા અને ફરશોગર્દ કરવામાં મદદ કરવા મોકલે છે. જયારે તેનો વખ્ત પોંહાંચે છે ત્યારેજ તેને પેદા કરીને આ દુન્યામાં મોકલે છે કે ફરોહરની માફકજ રવાનબી આ ગેતી દુન્યાની અગાઉથી પેદા કરવામાં આવેલું છે તે ચોક્કસ જણાયલું નથી. પણ તે મીનોઇ આલમમાંથી પોતાના મદદગારો સાથે અનાસરી આલમમાં આવીને અનાસરી શરીરમાં દાખલ થાય છે એમ ચોક્કસ માનેલું છે. શરીર તેને કારકીર્દી કરવાનું માત્ર એક ઓજાર અથવા ઘર છે. તે છતાં તે ઓજાર અથવા ઘર સાથે તેનો એટલોબધો નિકટ સંબંધ છે કે શરીર જેટલે દરજ્જે ચોખ્ખું અથવા મલીન થાય છે તેટલે દરજ્જે તે રવાનની શકિત અથવા તેનું તેજ વધે છે અથવા ઘટે છે. તેમજ તે આત્મા (રવાન) જેટલે દરજ્જે સવાબકાર અથવા ગુનેહગાર થાય છે તેટલે દરજ્જે શરીર પાક અથવા રીમન થાય છે એમ કહ્યું છે. જરતોશ્તી શર્યતમાં શરીર અને આત્માનો સંબંધ એટલોબધો નિકટ માનેલો છે કે આત્માને ચોખ્ખો કરવાને માટે શરીરનેબી ચોખ્ખું કરવાની અગત્ય ફરમાવી છે. શરીર ચોક્કસ હાલતમાં રહે ત્યાં લગી તે તેમાં રહે છે અને જયારે શરીર તે હાલતનું નથી રહેતું ત્યારે તે તેમાંથી બાહેર નિકલીને પાછો મીનોઇ જેહાનમાં જાય છે. જયાં લગી તે શરીરમાં રહે છે ત્યાં લગી તે તેને પોતાના એક ઓજાર તરીકે વાપરીને પોતાને ગમતાં કામો તે પાસે કરાવે છે. રવાનને અહુરમજદે મરજીનું છુટાપણું બક્ષેલું છે. જેમ તેને ગમે તેમ તે વિચારે, બોલે, અને કામ કરે, તેમાં કોઇ રીતનો અટકાવ કોઇની તરફથી મુકાયલો નથી; પણ જયારે તે શરીર છોડીને પાછું પેલી જેહાનમાં જાય ત્યારે શરીર સાથની હાલતમાં તેણે જે જે વિચાર, વાણી, અને કામો કર્યાં હોય તે પ્રમાણે તેને તેનો સારો અથવા માઠો બદલો આપવામાં આવે છે.[૨૭૨] એ આત્માને અવસ્તામાં 'ઉર્વન્' (પે૦ 'રોબાન' ફા૦ 'રવાન') કરી કહે છે. એનો અસલ અર્થ મરજી પ્રમાણે વિચારનાર અથવા મરજી ધરાવનાર

---

૨૭૨. બે૦ નં૦ ૧. સફે ૫૭; ટે૦ ન૦ મ૦ સફે ૫:—"માણસને જે દુઃખ અને ઇજાંની પોંહોંચે છે તેનું જ્ઞાન શારીરને નહીં પણ રવાનને થાય છે. અને તે આ ઉપરથી જણાય છે કે જો કોઇના હાથ કે પગને કાપીને પછી તેપર હજારો જખમોબી કર્યેં તોબી તે વિષે તે શખ્સને કાંઈ જણાતું નથી. તેનું કારણ એ કે રવાન તે ભાગથી છુટું પડેલું છે અને તે ભાગ માત્ર એક પથ્થર અથવા ઢેફાં જેવો છે. એ ઉપરથી માલૂમ પડે છે કે હરેક દુઃખ દરદનું જ્ઞાન તનને થતું નથી. તન તો તે (રવાન) નાં એક ઓજાર અથવા હથ્યાર તરીકે છે. અને એ ઓજાર વતે તે કાંઇ પાપનું કામ કરે તો તેની સજા તે રવાનને થવી જોઇએ કે જે રવાન તે ઓજાર પાસે તે કામ કરાવે તે ઓજાર સજાને પાત્ર (નથી) થતું. જેમકે જો કોઈ શખ્સ કોઇને તરવાર મારે તો કોઇબી તરવારને સજા કરતું નથી, પણ જેણે કે તે તરવાર મારી હોય તેને કરે છે. એજ મુજબ તન સાથે જે ગુનાહ થાય તેની સજા અને દુઃખ રવાનને પોંહોંચે છે."

અથવા પસંદ કરનાર કરી અમે ધાર્યે છેયે. (ધાતુ 'વર'=To will, or to choose, મરજી રાખવી અથવા પસંદ કરવું અને 'મન' To mind અથવા પ્રત્યય 'વન'=ધરાવનાર) એજ શબ્દ આપણે સાધારણ રીતે રૂવાન કરી વાપરયે છેયે. જરથોશ્તી ધર્મમાં રવાન જેમ માણસનાં તેમજ ગોસ્પંદ કુતરાં વગેરે જાનદારોનાંબી કહ્યાં છે. (યુ૦ ૩૯. ફ૦ ૧-૨ યુ૦). જેમકે વંદીદાદ ૧૩. ફ૦ ૫૫ માં 'ઉદ્ર' નામનાં એક જળચર પ્રાણીનાં રવાન વિષે કહેલું છે. યુ૦ ૨૮-૨૯, ૩૯ ઇત્યાદિમાં ગાઓનાં અને બેઆજાર પશુઓનાં રવાનોની બાબત આવી છે તથા આરાધના કીધી છે. તોપણ મુગાં જાનવરોનાં રવાનો ચહડતી શક્તિ ધરાવનારાં નથી તેથી તેઓ સાથે 'અખો' અને 'દએના' (જેઓનું વર્ણન આગળ આવેલું છે) નથી તેથી તેઓનાં મરણ પછી તેઓનાં કર્તુકોનો હીસાબ લેવાઇને તેઓને સારો અથવા નરસો બદલો મલવાનું કહ્યું નથી.[૨૭૩] ઝાડો માત્ર ઉગી તથા વધી શકે છે. તેઓમાં વિચારવાની કે સ્વતંત્ર ગતી અથવા કામકરવાની શક્તિ નથી, તેથી તેઓનાં ફરોહર માત્ર કહેલાં છે. રવાન અથવા બીજા મીનોઓ તેઓમાં કહેલા નથી. દરેક પ્રાણી પોતે પોતાને 'હું' કરી માને છે તથા કહે છે. તે માનનાર તથા કહેનાર કોઇ નહીં પણ એ રવાનજ છે. રવાન 'અહંકાર' (self-consciousness) એટલે 'હું છું' એમ સમજવું અને લાગવું ધરાવે છે. રવાનને અનાસરી શરીર ઉપર સાહેબી અથવા પાદશાહી આપી છે. તે તેને પોતાના એક ઓજાર તરીકે અથવા એક ઘર તરીકે અથવા એક મુલક તરીકે વાપરે છે અને તેનો જેવો ઉપયોગ કરે છે તે પ્રમાણેનો મરણ પછી તેને બદલો મલે છે. રવાન પોતે માલેક છે તેથી ચાહે તેમ શરીરને હાલચાલ કરાવે છે. રવાન ઘાડી ઉંઘ સિવાય કોઇબી વખત સુસ્ત રહેતું નથી પણ વિચાર, વાણી, અથવા કામે કરી ભેજાનાં અતી સૂક્ષ્મ તંતુઓથી તે શરીરના હાથ પગ વગેરે મોહોટા અવયવોની હીલચાલ કરાવ્યા કરે છે. રવાનને પુશ્કલ ઇંદ્રિઓ છે (જુઓ નોટ ૩૦૧) જેઓનાં બે મુખ્ય વર્ગો કીધેલા છે. 'તની' અથવા 'ગેતીક' એટલે શરીરને લગતી, અને 'રવાની' અથવા 'મીનોઆની' એટલે એઓ સિવાયની રવાનની ખાસ અથવા મીનોઇ ઇંદ્રિઓ (જુઓ કુસ્તી બાંધવાની નીરંગ). પેહેલી તનની અથવા ગેતીની ઇંદ્રિઓ તે છે કે જેઓની મારફતે બાહેરની કુદ્રતનું જ્ઞાન શરીરનાં ચોક્કસ

---

૨૭૩. બેં૦ નં૦ ૧ સફે ૧૩:—"એઓ (મુગાં જાનવરોનાં) કર્તુકોનો હીસાબ એટલામાટે લેવાનો નથી કે એઓનાં રવાન અને ફરોહરો (માણસો જેવાં અંતઃકરણ ધરાવનારો) નથી. તેની સાબેતી એ કે માણસ પોતાને (વ્યવહારમાં) કેમ રાખવું જોઇએ, સચ્ચાઇથી વચન કેમ બોલવો જોઇએ, કામ હાથે કેમ કરવું જોઇએ, તે વિષેના **અખ્ત્યાર ધરાવનારૂં રવાન** રાખે છે. (માણસને અંતઃકરણ અને ધર્મ છે) જો કે મુગાં જાનવરોબી (માણસની માફકજ) બધું ધરાવે છે, પણ માણસો આટલું વધારે ધરાવે છે તે રવાનના સબબથી તેનાં કર્તુકોનો હીસાબ લેવાય છે, પણ મુંગા જાનવરોનો લેવાતો નથી."

અવયવોની મારફતે અંદરના રવાનને થાય છે અને તેમજ રવાનની મરજીનો હુકમ બજા લાવવામાં આવે છે. જેમકે એક પાણીનાં ગ્લાસમાં તણખું પડેલું છે તેની ખબર આંખની મારફતે જોવાની ઇંદ્રિમાં થઇને ભેજાંની મારફતે 'મનસ્' એટલે મન જે રવાન અને 'બોય'ની વચ્ચે છે તેની મારફતે રવાનને થાય છે. તેથી રવાન ઇચ્છે છે કે તેને પાણીમાંથી કહાડવું. તેનો હુકમ હાથમાંની ચોક્કસ રગોની મારફતે હાથપર ઉતરે છે તેથી હાથ પાણીમાંથી તે તણખું કહાડે છે. એ પ્રમાણે આપણને બાહેરની દુન્યાની વાકેફી અંદર રવાનને પોંહોંચે છે અને રવાનની મરજી પ્રમાણે શરીરનાં અવયવો હીલચાલ કરીને જે કામ કરવું હોય તે કરે છે અને એ બધું વીજલી કરતાંબી વધારે ઝડપથી થઇ શકે છે. બાહેરનું જ્ઞાન અંદર પોંહોંચાડવા સારૂં મૂખ્ય અને જાહેર પાંચ જ્ઞાનઇંદ્રિયો (nerves of sensation) છે. જેવીકે આંખ (ચશમ) ની મારફતે જોવું (વીનશ્ને). નાક(વીની)થી સુંઘવું. (બોયપન), કાણ (ગુશ)થી સાંભલવું (અસ્તુવસ્ન), જીભ (હોઝવાન)થી ચાખવું (ચાશસ્ન), અને ચામડી (દસ્ત, પા, ૯૦) થી લાગવું, તંટોલવું (પદરામસ્ન)એ ઇંદ્રિઓ બહારની ખબર 'મીનો-તન' (inner-man) તથા મનને પોંહોંચાડે છે જેને મન રવાનને પોંહોંચાડે છે. એ પાંચ જ્ઞાનેઇન્દ્રિઓ ઉપરાંત રવાન જે કામ કરવા ચાહે છે તે કરવા સારૂં જાહેર અને છુપી બીજી કર્મેન્દ્રિયો (motor powers) છે. જેવી કે ધરવાને હાથ, ચાવવાને પગ, ખાવાને તથા બોલવાને મોંહો, પેટ સાફ કરવાને મલદ્વાર, અને ઓલાદ વધારવાને છુપો ભાગ. બીજી રવાનની ખાસ અથવા મીનોઇ ઇંદ્રિઓ તે છે કે જેઓથી એ સિવાયનું કેટલુંએક જ્ઞાન અને કેટલાંએક કામો થાય છે. જેવુંકે બુધ્ધિ, પ્રમાણ, વિપર્યય, વિકલ્પ, અનુમાન, સરખામણી, વર્ગીકરણ, ઉપમાન, શ્રધ્ધા, કલ્પના, વખ્ત અને જગાનું જ્ઞાન, સ્મરણ, નિદ્રા, ઇત્યાદિ. એ કામો કરવામાં શરીરના અવયયો કામે લાગે છે કે નહીં તે વિષે આપણી કેતાબોમાં કાંઇ કહેલું મલતું નથી. તોપણ એ કામો કરવામાં શરીરનો કોઇ દેખઇતો અવયવ કામે લાગતો જણાતો નથી અને મનની મારફતેજ એ કામો થાય છે તેથી એઓને મીનોઇ ઇંદ્રિઓ કરી આપણા ધર્મની ભાષા પ્રમાણે કહી હોય એમ અમે ધાર્યે છેએ: એ સર્વે ઇંદ્રિઓમાંની એકએકથી અથવા અનેકનાં મલવાથી માણસને જીંદગીમાં કારોબાર કરવાને જે શકિતઓ મલે છે તેઓને કારોબાર ચલાવવાની મૂખ્ય છ શક્તિઓ કહી છે-૧. 'મનશ્ને (અવ૦ 'મનઙ્' Thought) વિચાર-૨. 'ગવશ્ને' (અવ૦ વચસ્ Expression) વિચાર જાહેર કરવા-૩. 'કુનશ્ને' (અવ૦ શ્યોથ્ન act) કામ કરવાં-૪. 'વીર' (અવ૦ ઉરૂન Imagination) તર્ક, ખ્યાલ બાંધવા (?) ૫. 'હુષ'

(અવ૦ ઉષિ Judgment ?) હરેક બાબતનું તોલ કરવું. અને ૬. 'ખેરદ' (અવ૦ ખ્રતુ Knowledge, memory and wisdom) બાહેરની તથા અંદરની ઇંદ્રિઓથી થયલાં જ્ઞાનનું ધારણ કરવું, યાદ રાખવું, તથા તેનો ઉપયોગ કરવો. એ છેલ્લી શક્તિના બે પ્રકાર કહ્યા છે—૧. 'આસ્ને-ખેરદ' (અવ૦ 'આસ્ન-ખ્રતુ' Intuitive knowledge) જન્મ થકીજ મલેલું જ્ઞાન તે, અંતર્જ્ઞાન, પ્રેરણાબુદ્ધિ. ૨. 'ગોષોસરૂદ-ખેરદ(અવ૦ ગઓષો-સ્રુતં-ખ્રતુ Acquired or imparted knowledge) બાહ્યાજ્ઞાન, અધીત અથવા મેલવેલું જ્ઞાન. એ છને 'જોરાને જાન' (આત્માની કારોબાર ચલાવવાની શારિરિક ઉપરાંત શક્તિઓ) કરી કહે છે. એઓનાં અર્થાનો જુદી જુદી ચોપડીઓમાં અહીંતહીં છુટાં છવાયાં મલે છે. એ છ શકિતઓ ઉપરાંત રવાનની બીજી કેટલીએક શક્તિઓ જોવામાં આવે છે. જેવી કે, અવ૦ 'ચિસ્તિ' (પહેલવી 'ફરજાનગી') એટલે ભવિષ્ય જ્ઞાન અથવા એક ચીજના અથવા એક બનાવના જ્ઞાનપરથી તે ઉપરથી નિપજવાની બીજી ચીજ અથવા બનાવનું અગાઉથી યથાર્થ જ્ઞાન રાખવું તે, અવ૦ 'પરસ્પ્રથવ' એટલે પૂર્વ જ્ઞાન અથવા આગળ થઇ ગયલા વખ્તનું જ્ઞાન (?), અવ૦ 'જઓષ' 'વસો,' 'વસ્ના' એટલે મરજી રાખવાની, ચાહવાની, પસંદ અથવા નાપસંદ કરવાની શકિત, અવ૦ 'સ્પનહ્‌હ', 'વએધ્યા' જ્ઞાન વધારવાની તથા વાપડવાની શકિત, ઇત્યાદિ.[૨૭૪] માણસનું રવાન બીજાં પ્રાણીઓનાં રવાન કરતાં ઉંચી પંક્તિનું માનેલું છે તેથી તેની શક્તિઓબી વધારે અને ઉંચી કીસમની ગણેલી છે પણ તે બધી વીગત લખતાં લંબાન થાય તેથી અત્રે માત્ર ટુંકમાં કહ્યું છે.

જરતોશ્તી ધર્મની રૂએ રવાન અમર્ગ છે. કેટલાએકો કહે છે કે રવાનના માંગવા વગર તેને પેદા શું કરવા કીધું અને આ દુન્યામાં બદીની સામે લડવાનું મુશ્કેલ કામ સોંપીને શું કરવા મોકલ્યું? પણ ચોક્કસ છે કે ખુદાએ બેહુ જેહાનના અનુભવનાં સુખનો લહાવો લેવાને માટે પેદા કીધું છે. કે જેમ કરવામાં કાંઇ નહીં પણ તે સાહેબે વગર માંગવે તેની ઉપર મોહોટો ઉપકાર કીધો છે. જો આ દુન્યાની કાંઇ સેહેજ મોજ અથવા પદવી અથવા સુખ એક જણને નથી મલતું અથવા ઓછું મલે છે તો તે પોતાને હીણુભાગ્યનું સમજે છે અને તેમ નહીં રહેતાં તેથી ઉલટી હાલત મેલવવાનું ઇચ્છે છે અથવા પ્રયત્ન કરે છે. તો પછી તેને હસ્તીજ નહીં મલી હતે તો તે કેટલું હીણુભાગ્યનું અને ઝાડપાન બલકે નિર્જીવ વસ્તુઓથીબી નપેતર દરજ્જે રહેતે? ખરેખર હસ્તી ભોગવવી અને બેઉ આલમનો અને

---

૨૭૪. દા૦ ર૦ કા૦ હો૦ સફે ૨૦૬:—"રવાનનું કામ એ છે કે આપ બચાવ કરવો, શરીર અને બોલવાપર હોકમ ચલાવવો અને અંકોશ રાખવો, હરેક બાબતનો અંદેશો કરવો, સમજ ઠેકાણે રાખવી, અક્કલ મેલવવી અને રાખવી, પરિણામનો ખ્યાલ કરવો, સ્વપનામાં સારું અથવા નરસું જોવું, સારું કરવું અને નરસું કરવાથી દૂર રહેવું, એ અને એવીજ જાતનાં બીજાં સ્વતંત્ર કામો."

ખોદાની કુદ્રતનો તમાશો જોવો અને તેનાં જ્ઞાનનો અનુભવ મેલવવો તેનાં કરતાં વધતું સુખ બીજું શું હોય ? માટે રવાનને પેદા કરવામાં પેદા કરનારની તેના ઉપર મોહોટી કૃપા નહીં તો બીજું શું છે? આ ભવમાં સુખ અથવા દુઃખથી અને આવતા ભવમાં સારાં અથવા નરસાં કામનાં ઇનામ અથવા સજાથી ફક્ત રવાનનાં સુખનાં પ્રમાણમાં વધારો અથવા ઘટાડો માત્ર થાય છે. જો માણસ આ દુન્યામાં સુખી થાય અથવા મરણ પછી તેનું રવાન બહેશતી થાય તો ભલું છે. અગર તેથી ઉલટું થાય તો જોકે તે નહીં ચાહવા જોગ છે તોપણ આખરે 'ફરશોગર્દ' અથવા 'રીસ્તાખેજ' એટલે સર્વેને એકસરખી રીતે તસ્દીમાંથી મોકલાં કરવાની એ ધર્મે ઉમેદ આપેલી છે, કે તે વખ્તે જેમ સવાબકાર તેમ ગુનાહગારનાં રવાનો એકસરખી રીતે મુકિત પામીને હંમેશનું સુખ ભોગવતાં રહેશે. એ પ્રમાણે સામટીરીતે જોતાં જરતોશ્તી ધર્મ માણસનાં આત્માનું સરજવું અને આ દુન્યામાં કારકીર્દી કરવી અને તેનું ભવિષ્ય ઘણું કબૂલ કરવા જોગ, આશાભરેલું, અને પેદા કરનારને આભારી રહેવાનુંજ દેખાડે છે. હંમેશગી સાથે સરખાવતાં આ જીંદગી માત્ર એક ક્ષણની છે. તેટલા થોડાવારની તપાસમાં જો રવાન પાર પડે તો તેના જેવું ભાગ્યવંત કોઇજ નથી. કેમકે એક સેહેજ વારની તપાસ પછી તેને હંમેશનું ચહડતે દરજજેનું સુખ મલે છે. અગર નહીં તો ચોક્કસ વખ્ત લગી સજા પામવા પછી અંતેબી તેને સુખજ મલનાર છે. સૃષ્ટી પેદા કરવી, તેને ચલાવવી, માણસોને પેદા કરવું, તેને મરજીનું છુટાપણું આપવું, તેને બદલો અને સજા આપવી, વગેરે બાબતોપંર એક માણસ જેમ જેમ વધારે વિચાર કરે છે તેમ તેમ તેને વધારે અને વધારે ગુચવાડો પડે છે, તેથી અંતે થાકીને તે નાસીપાસ થઇ જાય છે. એવાં માણસના મનનું સમાધાન અને શાંતી જરતોશ્તી ધર્મમાં શિખવેલો 'રીસ્તાખેજ' અથવા 'ફરશોગર્દ'જ મેલવી આપે છે. જેઓ એ મતને માનતા નથી તેઓ આ દુન્યાની રંજથી કંટાલીને અને તેમાં તેઓ જેવું જોવા અને અનુભવવા માંગે છે તેવું નહીં મલવાથી નાસીપાસ થઇને પોતાના પેદા કરનારને બુરૂં બોલે છે અથવા તેને જુલમગાર અથવા અન્યાયી અથવા નિર્દય ઠરાવે છે. અને તેની તરફ કૃતઘ્ન થઇને પોતાની જીંદગી નાખુશીથી ગુજારે છે અથવા આપઘાત કરીને તેનો અંત આણે છે. પણ જે ખરો જરતોશ્તી રીસ્તાખેજપર વિશ્વાસ રાખે છે તે એવા શખ્સથી ઉલટીજ ચાલ ચલાવે છે. તે સમજે છે કે તેને પેદા કરવામાં, ચલાવવામાં, સુખ દુઃખનો અનુભવ આપવામાં, અને સેવટે પાછો ઉઠાડીને ખમેલાં દુઃખનો બદલો વાલી આપવામાં, તેના પેદા કરનારે તેની ઉપર બેહદ બક્ષેશો અને દયા કીધાં છે અને તેથી તે

હંમેશાં સંતોષી, સબુરીવાલો, અને તે સાહેબનો આભારી રહે છે.[૨૭૫] એ પ્રમાણે જરતોશ્તી ધર્મ શિખાડે છે કે માણુસની મૂળ વ્યક્તિ 'રવાન' એકલો એક ખાલેસ અને અમર આત્મા છે જેટલીવાર તે મનુષ્ય દેહધારણુ કરે છે અને પોતાની એહિક કારકીર્દી ચલાવે છે તેટલાવારમાં બીજા મીનોઓ તેમજ શારિરિક ભાગો તેની સાથે રહીને તેને મદદ કરે છે. પણ એકવાર એઓના સંયોગનો વિયોગ થયો કે પછી જેમ ગેતીને લગતા ભાગો તેમજ બધા મદદગાર મીનોઓબી છુટા પડીને પોતપોતાના મૂળો અથવા જથ્થાઓમાં મલી જાય છે. અને જેમ એક ધણી કેથે જતો રહેવા પછી તેના નોકર ચાકરો અને ઘરબાર વિખરાઇને જેને જયાં ગમે ત્યાં નિકલી જાય તેમ તેઓ એકલા છુટા પડી જાય છે. અને રવાન પોતાના કર્તુકોનો હીસાબ આપવા પછી તદ્દન એકલું પેલી જેહાનમાં જાય છે.

---

૨૭૫. બેં૦ ન૦ ૧ સફે ૧૩:—"કેટલાએકો કહે છે કે (માણુસને) પેદા કરવું અને ઉત્પત્તિ તથા નાશ ચાલુ રાખવોજ શું કરવા? અને પછીથી પાછાં જીવતાં કરવાની ઉમેદ કાંય આપી છે? તેઓએ જાણવું કે પેદા કરવામાં તે સાહેબની મેહરબાની અને બક્ષેશજ છે (એટલે કે સૃષ્ટિનો અનુભવ મેલવાવવો એ તે નહીં મેલવાવવા કરતાં અલબતે વધારે મેહરબાનીભરેલું છે. કોઇબી પ્રાણી ગમે તેવાં દુઃખ છતાં જો મોત આવે તો મરવાને ખુશી નથી. એજ સાબેત કરે છે કે નહીં જીવવા કરતાં જીવવાનું પેદાયશને માટે સારૂં છે). અને મારીને અને નવા પેદા કરીને ચાલુ રાખવુંબી સબબ વગરનું નથી. કેમકે જો જેમ ફરેસ્તાઓ છે તેમ (માણસોનાં શરીરોબી) નહીં મરતે તો એ એહરેમન (નાશનું મૂળ) આપણી અંદર મલી નહીં શકતે અને તેથી તેનો અંધકાર અને પલીદી અને ગંદગી હંમેશે જેમનાં તેમ રહેતે. પણ કારણકે (આપણુને શરીરી જીંદગી મલવાથી) આપણી અંદર મલીને તે દુઃખ પાડે છે અને મારે છે અને તે એવું સમજે છે કે આપણો નાશ કરે છે પણ તેથી ત જાણતો નથી કે તેથી તેમાં તેનું પોતાનુંજ બુરૂં થાય છે અને પોતાનો નાશ આગળ આવે છે. દુન્યામાં ઉત્પત્તિ અને નાશ ચાલુ રાખવાનો સબબ એ છે (એટલેકે ચોક્કસ વખ્ત લગીજ નાશ રેહવાનો છે તેને જો તેનું કામ કરવા નહીં દીએ તો ભવિષ્યમાં માણસની જે ઉત્તમ હાલત થવાની છે તે નહીં થાય) અને રીસ્તાખેજમાં તો પાછાં જીવતાં કરવાની ફરજ થઇ પડી છે. કેમકે આપણુ આદમીઓએ શું જીંદગીમાં, આં દુન્યામાં, કે શું મરણુ પછી પેલી દુન્યામાં પુસ્કલ રંજ ખેંચેલી હોય તેટલામાટે ત સાહેબની ફરજ છે કે પોતાની દયા અને બક્ષેશનાં બચાવને ખાતર આપણુને પાછાં જીવતાં કરે. જોકે તે માણુસરૂપેજ કરે એમ નથી. પણ જે ભાગો વિખરાઇ ગયલા તેઓને એકઠાં કરે અને દરેક જણુને ઉઠાડીને પોતાની નેકીથી તેને (ખેંચેલી રંજનો) બદલો આપે. (અર્થાત કે ફોકટ માણુસપર આ અને આવતી દુન્યામાં દુઃખ પાડીને ખોદા ગેરઈનસાફ કરતો નથી, પણ રીસ્તાખેજમાં સર્વે-નેક તેમજ બદ-ને તેઓએ ખેંચેલી રંજનો બદલો આપશે. નેકના આત્માને ફક્ત આ દુન્યામાંજ રંજ ખેંચવાની છે અને બદના આત્માને આ દુન્યામાં તેમજ મરણુ પછીથી રીસ્તાખેજ લગી દોજખમાં રંજ ખેંચવાની છ. તેથી નેકી કરવામાં ફાયદો છે. તોપણુ રીસ્તાખેજ પછી તો સર્વેની રંજનો છેડો આવશે અને તેઓને હંમેશ હંમેશ લગી સુખ મલશે. જો આ દુન્યામાં આપણુને મોકલતે નહીં તો દુઃખનાં મુકાબલા વગર સુખની કદર આપણે જાણુતે નહી)."

પતેત પશેમાની કરદો ૧:—"દાદાર અહુરમજદે જે (મારી સાથે) ભલાઇ કીધી છે તે વિષે હું તેનો સદા આભારી છું અને રીસ્તાખેજ (વખ્ત) એહરેમન (બદી) થી જે જે ધાતો અને હલાકીઓ (મને પોહોંચે છે તેનો અંત આવશે તે) ની ઉમેદને લીધે તે (ધાતો અને હલાકીઓ) સબુરીથી ખમવાને કબૂલ કરૂં છું."

માણસના મીનોઇ ભાગોમાં વર્ણનની આ બાબત અમે જુદી જુદી કેતાબોમાંથી દાખલાઓ ચુંટી કહાડીને તેઓની સરખામણી કરીને તે ઉપરથી ઉપજાવી છે. એ બાબત ઘણી ટુંકી અને માત્ર એક ખરડા તરીકે છે. અલબતે હવે પછી આપણું જરતોશ્તી ધર્મનું જ્ઞાન આગળ વધતું જશે તેમ તેમ બેશક એ તથા એવીજ બીજી બાબતો ઉપર વધારે અજવાળું પડશે. હાલમાં અમોએ આ બાબત માત્ર એક ખરડા તરીકે લખી છે કે વાંચનારને એ વિષેનો કાંઇએક વિચાર બાંધવાને બની આવે. લાંબા જમાનાથી મતફેરને લીધે અથવા આપણા લોકોનું પોતાના ધર્મ તથા ફીલસુફીનું જ્ઞાન કોતાહ થઇ જવાને લીધે જુદા જુદા જમાનાઓમાં અથવા એકજ જમાનામાં જુદા જુદા ધણીઓ એ બાબત વિષે જુદું જુદું લખી ગયા છે. કેટલીએક કેતાબોમાં લખે છે કે 'ગય' અને 'ઉશ્તાન' એ બે જુદા નથી પણ એકજ છે અને એઓનો અર્થ 'જાન' (vitality) કરી છે. જેમકે અવસ્તાનો પેહેલવી તરજુમો. પણ અવસ્તામાં એ બે શબ્દો બે જુદી જુદી ચીજોનાં નામ હોય એવું તેઓનાં વપડાશ ઉપરથી માલમ પડે છે. કેટલીએકોમાં લખે છે કે 'અખો' અને 'હએના' જુદા છે. કેટલીએકોમાં લખે છે એકજ છે. (જેમકે સ્પીગલ પેહેલવી વં૦ ૧૦. ફ૦ ૩૯). કેટલીએક કેતાબોમાં કહે છે કે 'રવાન' અને 'ફરોહર' જુદાં છે, કેટલીએકોમાં કહે છે કે એકજ છે (જેમકે ડાકટર હાઉગનાં રીસાલા વગેરે). કેટલીએકમાં લખે છે કે મરણ પછી અમુક મીનોઓ રવાનમાં મલી જાય છે અને તેનું આખું રવાન થાય છે;[૨૭૬] તો બીજાઓમાં લખે છે કે બીજા ફલાના ફલાના મીનોઓ મલી જઇને તેનું એક રવાન બને છે (જુઓ નોટ ૧૯૮ મી તથા ૨૦૦ મી). કેટલાએકોનાં કોલ પ્રમાણે રવાન સાથે બીજા કોઇ મીનોઓ મલતા નથી પણ તે એકલું છુટું રહે છે.[૨૭૭] કેટલાએકો કહે છે કે રવાન બે છે એક તનમાં છે અને બીજું મીનોઇ જેહાનમાં છે. જે વખ્તે તનમાંનું રવાન પોતાની ફરજ બજાવવામાં કસુર કરે છે તેજ વખ્તે મરણ પછીની સજા વિષે મીનોઇ આલમમાંનાં રવાનને ફરેસ્તાઓ ચેતવણી આપે છે. તે રવાન શરીરમાંનાં રવાનને ચેતવણી આપે છે તેથી શરીરમાંનું રવાન પોતાની કસુર જોઇને પસ્તાય છે. અને જે વખ્તે તનમાંનુ રવાન સવાબ કરે છે અને ગુનાહ નથી કરતું તે વખ્તે મીનોઇ દુન્યામાંનું રવાન મરણ પછી કેવી ખુશીનો બદલો મલશે તેની તેને આગાહી આપે છે તેથી તે સંતોષ પામીને રાજી થાય છે.[૨૭૮] કેટલીએક વખ્તે

---

૨૭૬. બેં૦ નં૦ સદ્દે ૧૩:—"રવાન, હોશ અને બોય એ ત્રણ મલીને એક થાય છે અને તે ફરોહર સાથે મલે છે અને બધાં મલીને એક થાય છે."

૨૭૭. આ૦ ૫૦ ના૦ ફ૦ ૧૪૮:—" જે કાંઇ તેણે કીધું હશે તે રવાન જોશે."

૨૭૮. બેં૦ નં૦ ૧ સદ્દે ૫૭; ટે૦ ન૦ મે૦ રા૦ સદ્દે ૪—"દીનમાં જાહેર છે કે જરતોસ્તે ખોદાથી પુછ્યું કે અશકતો કરતાં શક્તિવાનોને વધારે કાલજી રાખવી પડે છે તેનું કારણ શું ? ખોદાતાલાએ

જેમ શરીરના જુદા જુદા અવયવોના જુદા જુદા ધર્મો છે તે છતાં તે સઘલા અવયવોના સમુદાયને તન અથવા શરીર કરી કહેવામાં આવે છે, તેમ એ જુદા જુદા મીનોઓના સમુદાયને ફકત જાન અથવા રવાન કરી સાધારણ ભાષામાં કહેલું મલે છે.[૨૭૮] એ સઘલાં એક બીજાને મલતાં તથા વિરૂધ્ધ લખાણોમાંથી ઉપજાવી કહાડીને અમે આ બાબત લખી છે. અને અમારૂં આધીન મત એ છે કે મૂળ જરતોશ્તી ધર્મનું મત એ છે કે રવાન તેજ માણસનો મૂખ્ય આત્મા છે અને બીજા મીનોઓ માત્ર તેના મદદગારો છે.

હવે જરતોશ્તી ધર્મની કેતાબોમાં રવાન અને ફરોહર વિષે ઘણે ઠેકાણે લખાણો કીધેલાં મલે છે. અને જીવતાં માણસોએ મરનારનાં મીનોઇ ભાગો તરફ જે 'ફરજો' બજાવવાની કહી છે તે આ બેની તરફજ કહી છે. માટે રવાન અને ફરોહર વિષે અને મરણ પછી તેઓનું શું થાય છે તે વિષે આપણા ધર્મની ચોપડીઓમાં આવેલાં લખાંણો ઉપરથી કેટલુંએક વધારે ઉપજાવી કહાડીને નીચે લખ્યે છેયે કે તેથી આગળ આવતી રવાન અને ફરોહરની ક્રિયાઓ વધારે સારી રીતે સમજવાને બની આવે.

### રવાન અને ફરોહર.

જેમ કેટલીએક કેતાબોમાં 'ગય' અને 'ઉશ્તાન' ને એક તરીકે ગણેલા છે, કેટલીએકમાં 'અખો' અને 'દએના'ને એક ગણેલા છે, તેમ કેટલાએકો રવાન અને ફરોહરને એકજ કરી ગણે છે. તેઓ એમ સમજે છે કે ગાથા જે સૌથી પુરાણા છે તેઓમાં ફરોહર વિષે કાંઇ લખેલું મલતું નથી પણ રવાન વિષેજ લખેલું મલે છે, તેથી પાછલા અવસ્તામાં તથા પાછલી કેતાબોમાં

---

જવાબ દીધો કે ફરેસ્તાઓ શક્તિવાનોથી સારાં કામોની વધારે વકી રાખે છે. જ્યારે કોઇ શક્તિવાન હોય અને સારાં કામો નહીં કરે તો તેનું જે રવાન મીનોઇ જેહાનમાં છે તેને ફરેસ્તાઓ લેઇ જઇને દોજખમાં જે જે સજાઓ કરવામાં આવે છે તે દેખાડે છે કે એહરેમન શી રીતે રવાનોને સજા કરે છે. પેલું રવાન તેથી બીહે છે અને શરીરમાં જે રવાન છે તેને તે વિષેની ચેતવણી આપે છે. તેથી આએ જેહાનમાંનાં રવાનને ઘણો વિચાર કરવો પડે છે અને ઘણી કાલજી રાખવી પડે છે. અશક્તને કાલજી ઓછી રહે છે તેનું કારણ એ કે (સારાં કામો કરવા માટે) જે કાંઇ તેને જોઇએ છે તે આ દુન્યામાં મલી આવતું નથી તેથી તેને દલગીરી ખમવી પડે છે. ત્યારે તેનું રવાન જે મીનોઈ જેહાનમાં છે તેને ફરેસ્તાઓ બહેસ્તમાં લેઇ જઇને ત્યાંની તમામ ખુશી અને સુખ અને રાહત તેને દેખાડે છે અને કહે છે કે જો પેલું રવાન જે તનમાં છે તે જો ગુનાહ માત્ર નહીં કરશે તો જ્યારે તે (મરણ પછી) આ જેહાનમાં આવશે ત્યારે તેને આ સઘલી રાહતો અને ખુશીઓ મલશે. તે મીનોઇ આલમનું રવાન એ વિષેની ચેતવણી શરીરમાંનાં રવાનને પોંહોંચાડે છે તેથી તે રવાન સંતોષ પામે છે અને તેને ઓછી કાલજી રાખવી પડે છે. આપણા રવાનો બે છે. એક તે કે જે આપણા શરીરમાં છે અને બીજું તે રવાન છે કે જેને "અનદરાહ" (!) કરી કહે છે. તનમાનું રવાન જે કાંઇ નેકી કરે છે તેથી પેલું રવાન ખુશી થાય છે અને જો ગુનાહનું કામ કરે છે તો પેલાને તેથી ખમવું પડે છે."

૨૭૯. પતેતે આદરબાદ. કરદો ૧:—"તન (ગેતીને લગતા ભાગો) અને જાન (મીનોને લગતા ભાગો) જે (પાછલા) નું નામ રવાન છે."

ફ્રેોહર વિષે જે જે કાંઇ લખાણો મલે છે તે કાંઇ નહીં પણ રવાનને વિષેજ છે અને ફ્રેોહર તે માત્ર રવાનનું બીજું નામ છે. પણ અમારૂં આધીન મત એ છે કે એ વિચાર ભુલભરેલો છે અને રવાન અને ફ્રેોહર એક બીજાથી જુદાં છે. કેમકે ૧. પાછલા અવસ્તામાંબી રવાન અને ફ્રેોહરની આરાધના જુદી જુદી કીધેલી છે. કેટલીએક વખ્તે તો એકજ વાકયમાં કીધેલી છે.[૨૮૦] તેથી જો ફ્રેોહર રવાનનું માત્ર બીજું નામજ હતે તો તેઓને સાથેજ નહીં વાપડતે. ૨. એટલુંજ નહીં પણ જેમ રવાનને વિષે લખાણો મલે છે કે તેઓને બહેશત અથવા દોજખ મલે છે તેમ ફ્રેોહરને વિષે કોઇબી ઠેકાણે મલતું નથી. ૩. વલી અવસ્તાનો પેહેલવી તરજુમો કરનારાઓ જેમ 'ગચ' અને 'ઉશ્તાન'ને એકજ ગણીને બેઉનો તરજુમો 'જાન' કરી લખે છે તેમ 'રવાન' અને 'ફ્રેોહર'ને એકજ ગણતા નથી પણ જુદાં જુદાં ગણે છે. ૪. 'રવાન' અને 'ફ્રેોહર' એ બે શબ્દોની ઉત્પત્તિ તથા અર્થોબી એક બીજાને જરાબી મલતા જણાતા નથી. ૫. 'રવાન' અને 'ફ્રેોહર' એ બે જુદાં છે તે વિષે ફકત પેહેલવી તરજુમાનીજ નહીં પણ બીજી ઘણીએક પાછલી કેતાબોમાં જયાં માણસનાં મીનોઇ ભાગોનાં નામો તથા કામો વર્ણવેલાં છે ત્યાં તે વિષેનાં લખાણો મલે છે. (જુઓ નોટો ૨૬૪–૨૭૪ ઈ૦ તથા દા૦ દી૦ પુ૦ ૨) માટે જો ગાથામાં ફ્રેોહર વિષે બોલવાનો પ્રસંગ નહીં પડવાથી તેનું નામ આવ્યું નથી તો શું થયું? પુરાતનપણામાં ફકત ગાથાથીજ ઓછા ગણાતા હપ્તંગ યશ્તના હાઓમાં ફ્રેોહરની બાબત જોવામાં આવે છે. (ઈ૦ ૩૭ ફ. ૩). તોપણ અમે ધાર્યે છેયે કે 'રવાન' અને 'ફ્રેોહર'ને એક જાણવાની ભુલ ચાલતી આવેલી છે તે ઘણા લાંબા વખ્તની છે અને તે ભુલ અવસ્તાનાં બે ફકરા[૨૮૧] ની મતલબ ઉલટી સમજવાથી ચાલુ

---

૨૮૦. ખુરશેદ ન્યાયશ ફ૦ ૯; ઈ૦ હા૦ ૫૯. ફ૦ ૨૮, હા૦ ૭૧. ફ૦ ૧૮:—"પોતાના (અથવા તેજરૂપી આત્માનાં) રવાનને આરાધું છું. પોતાનાં (અથવા તેજરૂપી આત્માનાં) ફ્રેોહરને આરાધું છું."

ઈ૦ હા૦ ૨૩. ફ૦ ૪:—"(આ) આરાધનામાં ભલાઓનાં તેજીભરેલાં, ગાલેબ, પોરીઓદકેશીઓનાં તથા નબાનજદીશતોનાં ફ્રેોહરોનાં (આવવાની) ખાહેશ રાખું છું. પોતાનાં રવાનનાં ફ્રેોહરને માટે (એટલેકે મારાં પોતાનાં રવાનનું મદદગાર જે ફ્રેોહર છે તેને મદદ કરવા સારૂં મજકુર ફ્રેોહરો અત્રે આવે એવી હું ખાહેશ રાખું છું)" (સરખાવો ઈ૦ હા૦ ૧. ફ૦ ૧). [નોટ નં૦ ૩૦૧].

ઈ૦ હા૦ ૪. ફ૦ ૨; હા૦ ૨૪. ફ૦ ૪; વીસ્પરદ ૧૧, ફ૦ ૬:—"એ પછી આ (ચીજો) અહુરમજદને અને અશો સરોશને અને અમશાસ્પંદોને અને અશોઓનાં ફ્રેોહરોને અને અશોઓનાં રવાનોને...હું જણાવું છું.'

ઈ૦ હા૦ ૫૬. ફ૦ ૨.—"રવાનો(ની મદદ થવાને) માટે અમારાં ઈચ્છેલાં ભલાંઓનાં ફ્રેોહરોને સારૂં ભલાં પાણીઓની આરાધના કરવાને ઘણાં ખાહેશથી ધ્યાંન આપવું થાઓ!"

ઈ૦ હા૦ ૬૩. ફ૦ ૩:— "ભલાંઓનાં રવાનોને અને ફ્રેોહરોને અમે આરાધ્યે છેયે.'

ઈ૦ હા૦ ૫૫. ફ૦ ૧:—'.....રવાન અને ફ્રેોહર......'

૨૮૧. અમારી શોધમાં અમોને ઇજશનેનાં પેહલવી તરજુમામાંથી મજકુર બેમાંનો પહેલો ફકરો

થઇ છે. પાછલા વખ્તમાંના પાજંદ લખાણો મધે દખમાનાં નમશ્કારમાં તેમાંનો એક ફકરો ટાંકીને રવાન અને ફરોહરને એક ગણેલાં લાગે છે. અને તે સિવાય અરદાફરવશની આફ્રીન લખનારનો વિચાર્‌ એવો જણાય છે. કેમકે દરેક આફ્રીન જે બાબતની હોય તેનું બયાન ઘણું કરીને તેમાં આવે છે. જેમકે ગાહમ્બારની આફ્રીનમાં ગાહમ્બારનું, હમકારાનીમાં હમકારાનું, ઇત્યાદિ. તેમ અરદાફરવરશની આફ્રીનમાં ફરોહરોનું વર્ણન આવવું જોઇએ, પણ તેમ નથી. પ્રથમમાં ફરોહરોની યાદનો એક ફકરો લખ્યો છે ખરો, પણ તરતજ તેની જોડે રવાનની બાબત લખી છે તે ઉપરથી જણાય છે કે એ લખનાર ફરોહર અને રવાનને એકજ ગણે છે. અને ત્યારપછી કેટલીએક પાછલી પેહેલવી તથા ફારસી કેતાબોમાં અને પાછલા વખ્તનાં ઘણે દરજ્જે ભુલભરેલા ગુજરાતી તરજુમા અને તેઓને આધારે લખાયલી ગુજરાતી ચોપડીઓમાં લખાઇને તેની મારફતે એ ભુલ આપણામાં ફેલાઇ છે. પણ તે એક ભુલ છે એમ અમે ઉપર આપેલી દલીલોથી અને ઉપલી નોટમાં કીધેલા ખોલાસાથી જણાશે.

જેમ બે જુદાં જુદાં વીજલી ઉત્પન્ન કરવાનાં યંત્રો પાસે પાસે મુકીને તેનાં વીજલીક તારો ઘણે દૂર લગી સાથે સાથે મોકલ્યા હોય તેમ રવાન અને ફરોહરનાં તાબામાં રહેનારી બે જુદી જુદી જાતની રગો આખા શરીરમાં એવીતો સાથેની સાથે ફેલાઇ ગઇ છે કે કેટલેએક દરજ્જે એકની

---

મલ્યો છે તે આ પ્રમાણે છે:—

ઇ૦ હા૦ ૧૬. ફ૦ ૭ નો પેહેલવી તરજુમો:— "તે સુંદર બનાવેલાં અશોઇનાં કામવાલાં (ગરોથમાન)ને હું ઇજું છું કે તેમાં ગુજરેલાંનાં રવાનો આશાયશ લે છે જેઓ અશોઓનાં ફરોહરો (છે)."

ઇ૦ હા૦ ૧૬. ફ૦ ૭ નો અવસ્તાપરથી અમે કીધેલો તરજુમો:—'અષ' નામનાં બહેશ્ત (ગરોથમાન ?)ના ચલકતા પ્રકાશોને અમે વખાણુયે છૈયે જેઓમાં ગુજરેલાનાં રવાનો રહે છે. જેઓમાં અશોઓનાં ફરોહરો (રહે છે)."

☞ 'અષ' એક બહેશ્તનું નામ છે (જુઓ ઇ૦ ૧૯. ફ૦ ૬). કદાચ જેમ પેહેલવી શરેહમાં કહે છે તેમ ગરોથમાનનું બીજું નામ હોય. ઉપરનાં તથા નીચેનાં વાકયનો સંબંધ લેતાં [illegible]ને [illegible] લેવાનું વધારે લાગુ પડતું જણાય છે. બીજું. [illegible] એ [illegible] સપ્તમી એકવચનનું (કે જે પ્રમાણે એક નકલમાં લખાણ છપી) અથવા [illegible]નું ખોટું લખાણ છે. જેમ વારેયડીએ [illegible] એવું ખોટું લખાણ [illegible]ને બદલે આવે છે. જો એ સર્વનામ રવાનનેજ માટે હતે તો [illegible] એવે રૂપે આવતે. આ ઉપરથી સીદ્ધ થાય છે કે અવસ્તાનો કાંઇબી શરેહ વગર માત્ર બોલેબોલ તરજુમો મુકવાથી પેહેલવી વાકય એવા રૂપનું બન્યું છે કે તે ઉપરથી રવાનનેજ ફરોહર ગણવાની ભૂલ ચાલુ થઇ છે. બીજો ફકરો ઇજશને હા૦ ૧૬. ફ૦ ૭ મે છે તેમાં સંબંધી-સર્વનામ [illegible] પછી [illegible] નિકલી ગયલો જણાય છે, કેમકે જો તેમ નહીં ગણીયે અને સર્વનામ રવાનોનેજ લાગુ પાડયે તો તેનું રૂપ [illegible] કરી આવવું જોઇએ. તેથી [illegible] નિકલી ગયો હોય એમ માનવું વધારે સંભવિત જણાય છે.

અસર બીજાપર થયા વગર રહેતી નથી. એ આપણા અનુભવની અને વેદકે ટેકો આપેલી બાબત જરતોશ્તી ધર્મની કેતાબો લખનારાઓનાં ધ્યાંન-માંબી માલુમ પડે છે. તેઓના લખવાની મતલબ એવી જણાય છે કે જોકે રવાન અને ફરોહર એ બે જુદા જુદા મીનોઓ છે તોપણ તેઓનો એક બીજા સાથે અતીશય નિકટ સંબંધ છે. ઉપર આપણે જણાવ્યું છે કે શરી-રની વ્યવસ્થા ફરોહર રાખે છે. એજ શરીરરૂપી ઘરમાં રવાન ઘરધણી તરીકે બીજા મીનોઓ સાથે રહે છે. તેથી ફરોહર તેઓનેબી મદદ કરે છે અને વધારે છે અને રવાન પાદશાહ, તેના કારભારી, અમલદારો, મન, ઇંદ્રિઓ વગેરે, અને તેનું મુલક શરીર અને બાહેરની દુન્યાને એક બીજા સાથે નજદીકનાં સંબંધથી જોડાયલાં રાખે છે તેથી પુરાતન જરતોશ્તીઓએ જ્યારે શરીર નાપાક થાય ત્યારે ફરોહરબી નાપાક થવાથી અને તેથી કરીને અંદરના મીનોઓ અને ખુદ રવાનબી નાપાક થયલુ ગણ્યું છે. તેમજ રવાન અંદ-રથી પાપ કરે તો તેની સાથે ફરોહર અને બીજા અંદરના મીનોઓ અને તનનેબી નાપાક થવા કહેલુ છે. અને તેથી કરીને તદન શુદ્ધ થવાને માટે હમેશાં છેક તારા, સુર્ય, ચંદ્રથી તે શરીરપરનાં કપડાં સુધી ચોખ્ખું કર-વાની શરીરે નહાવાની, તેમજ મનથી પતેત કરવાની તથા બીજી કેટલી-એક સ્તુતી, અને આરાધના કરવાની અને ગાથા ગાવાની ત્રણે જાતની—કુદ્રતનાં તત્વો ચોખ્ખાં કરવાની, શરિરશુદ્ધિની તથા મનશુદ્ધિની—ક્રિયાઓ કરવામાં આવે છે, જેને આપણે 'યઓજદાથ્ર આપવું' નહાન નહાવું તથા પતેત અને ખુબ કરવી કરી કહિયે છૈયે. ફરોહરની મારફતે આપણો આત્મા—રવાન—અને તેની મીનોઇ શક્તિઓ (મન વગેરે) અને શરિર અને ઘરબાર અને તમામ બાકી દુન્યા જોડાયલાં છે અને જ્યાં લગી આપણી જીંદગી છે ત્યાં લગી એ જોડાયલુ રહેશે. અને જીંદગીની કારકીર્દી ઉપર આવતી હૈયાતીનો મદાર છે તેથી આપણા ધર્મમાં પાકી અને ચોખ્ખાઇને આટલીબધી અગત્યતા આપી છે. ગુનેહગાર અથવા નાપાક રવાનવાલાં માણસને 'તનુપૅરેથ' (જેનું તન નાપાકીને લીધે દૂર રાખવા જોગ છે તે) અને ચોખ્ખાં તન તથા મનવાલાં માણસને 'દહ્મ' (નિર્દોષ પ્રાણી) કરી કહે છે. જેનું શરિર એટલે ફરોહરની સંભાલ તલેનો ભાગ પાક નહીં તેનું રવાનબી પાક નહીં; અને જેનું રવાન પાક નહીં તેનું શરિર અને ફરોહરબી પાક નહીં, માટે બેઉને સાથે ચોખ્ખાં રાખવાં. એ પ્રમાણે રવાન અને ફરોહરનો નિકટ સંબંધ ગણેલો છે. તોપણ તેઓ એક બીજાથી જુદાં છે. એકજ વસ્તુનાં બે નામો નથી તે યાદ રાખવું. રવાન અને તેના મદદગારોનો પરસ્પર સંબંધ કાંઇએક નીચે મુજબ અપાય છે.

રવાન અહુરમજદનો બનાવેલો મીનોઇ જાતનો અદ્રવ્યીક (not

material) સ્વતંત્ર આત્મા છે, તે ગોયા એક પાદશાહ છે અને તન તેનું મુલક છે. તે મુલકમાંથી તેના દુશ્મનોને હાંકી કહાડયા હોય અને તેના અમલદારો તેને બરાબર મદદ કરે તોજ તે સુખચેનથી પોતાનું રાજ્ય ચલાવે. ફ્રેરોહર જો શરિરમાંથી દુઃખ દરદો દફે કરીને તેને તનદરૂસ્ત હાલતમાં નહીં રાખે, તેનાં મનને જોઇતી કુવતમાં નહીં જાલવી શકે, તો રવાનથી પોતાનું કોઇબી કામ કરી શકાય નહીં. તેમજ જો રવાન ફ્રેરોહર પાસે મનની જાલવણી તથા શરિરની વૃદ્ધી અને પાસબાનીનું એટલું બધું કામ કરાવે કે જેથી તેની શક્તિથી બાહેર જાય અને તેથી તે અશક્ત થઇ પડે એટલેકે ફ્રેરોહર જેટલી મનને હુશ્યારી આપે તથા તનની પુરણી કરે તે કરતાં રવાન તેઓનો વધારે ઘસાડો કરે તો તેથી ફ્રેરોહરનેબી ખમવું પડે અને અંતે રવાનનેજ ખમવું પડે. જો તનની હાલત દરૂસ્ત નહીં હોય તો મનને ખમવું પડે છે, તેમજ જો મનની મેહેનત ઘણી થાય છે તો તનને ખમવું પડે છે. તન અને મન જેમ ખુદ રવાનને હસ્તક છે તેમજ ફ્રેરોહરને હસ્તકબી છે. તન અને મનનો જે નિકટ સંબંધ તેજ ફ્રેરોહર અને રવાનનો છે. એમ છતાં ફ્રેરોહર માત્ર બીજા મદદગારોની મીસાલે રવાનનો એક મદદગાર છે અને એજ મદદગારી કરવાના સબબથી ફ્રેરોહરની[૨૮૨] તથા બીજા મદદગારોની આરાધના કરવામાં આવે છે અને એજ સબબથી બીજા મદદગારોની મીસાલે ફ્રેરોહરને માથે જવાબદારીનો જોખમ નથી. રવાન બહેશતી અથવા દોજખી કહેવાય છે પણ ફ્રેરોહર બહેશતી અથવા દોજખી કહેવાતું નથી. ફ્રેરોહર માત્ર રવાન પાદશાહનો એક વજીર, ખજાનચી, અને સીપેહસાલાર છે, અથવા રવાન ઘરધણીની તે એક વફાદાર અને ચાહનારી તથા ઉપયોગી અને ઉદ્યોગી અને બંદોબસ્ત રાખનારી મદદગાર ધણયાણી છે. તે તેને માટે સેહેલાઇ કરી આપવાને માટે પુરતી કોશેશ કરે છે. જયારે તે ફ્રેરોહર નબલું થાય છે ત્યારે મન અને શરીર બીમાર થાય છે. અને તેને નબલું પાડવામાંબી ઘણી વખ્ત રવાનનીજ તકસીર હોય છે. કેમકે તેતો રવાનનો ફરમાવેલો બંદો છે તેથી જો રવાન પોતાની ફરજ બરાબર નહીં બજાવે અને ફ્રેરોહરનો બરોબર ઉપયોગ નહીં કરે તો તેમાં ફ્રેરોહરની કાંઇ તકસીર નથી. જેમ ફ્રેરોહર રવાનનો વજીર, તેમ 'બોય' તેનો દરબાન અથવા દૂત અથવા કારભારી છે તે બાહેરની

---

૨૮૨. બુ૦ ૧૭ ૫૦ ૯:—"......માણસોનાં શરીરની મીસાલે, કે જે (શરીર) માનાં પેટમાં બને છે અને અદૃશ્ય દુન્યામાંથી (આવીને) 'રવાન' તેમાં બેસે છે અને જયાં લગી તે શરીર જીવતું રહે ત્યાં લગી તેની ઉપર અખત્યાર ચલાવે છે. જ્યારે શરીર મરી જાય છે ત્યારે તે શરીર ખાક (તત્વો) સાથે મલી જાય છે અને 'રવાન' પાછું અદૃશ્ય દુન્યામાં જાય છે."

ઇ૦ હા૦ ૫૬ ૫૦ ૨:—"ભલી પ્રવાહીઓની અને ભલાઓનાં ફરોહરો જેઓ રવાનોને માટે અમારાં ઇચ્છેલાં છે તેઓને માટેની આરાધના કરવાને અહિંયાં અનુરોધ થાઓ!"

ખબર અંદર અને અંદરની મરજી બાહેર પોંહોંચાડે છે. 'અખો' તેનો ન્યાયાધીશ અથવા સલાહ આપનાર અને શિખામણ દેનાર અને ચોંપ રખાવનાર છે, 'દએન' તેનો ધર્મગુરૂ છે, જાહેરની ઇંદ્રિઓ ('સનેહે તન') અને બાતેનની ઇંદ્રિઓ ('સનેહે રવાન') તેનું લશ્કર અને નોકર ચાકરો છે. જો 'બોય' નબલું અથવા જોઇએ તેથી ઉલટી રીતે કામ કરતું થાય છે તો માણસને જ્ઞાન ઓછું થાય છે અથવા ખોટું જ્ઞાન થઇને તે દીવાનું થાય છે; જો 'અખો' નબલું થાય છે તો માણસ અનીતિવાન અને બદ દીયાનતનું થાય છે; જો 'દએના' નબલું થાય છે તો માણસ અધર્મી અને નાસ્તિક થાય છે; તેજ પ્રમાણે જે જે ઇંદ્રિ અથવા ઇંદ્રિઓ નબલી થાય છે તેનાં પ્રમાણમાં તે શરીરરૂપી અથવા માણસરૂપી દેશમાં અથવા ઘરમાં વેરાંની થાય છે અને જેટલા પ્રમાણમાં એ બધા રાજકારભારીઓ અથવા ઘરનું કુટુંબ સારી હાલતમાં હોય છે તેનાં પ્રમાણમાં તે માણસરૂપી દેશ અથવા ઘર આબાદ તથા ચહડતી દશામાં રહે છે. એ પ્રમાણે જોકે રવાનના એ સર્વે મદદગારો છે તોપણ તેઓની શકિત તથા કમજોરીનો ઘણો આધાર રવાન પાદશાહ અથવા ઘરધણી ઉપરજ રહે છે. એ મીનોઇ લશ્કર પોતાના મીનોઇ પાદશાહને બનતી મદદ કરે છે તથા તેનાં ફરમાનો બજા લાવે છે તોપણ રવાનને ગમે તેમ પોતાને ચાલવાની તથા પોતાના ફરમાનબરદાર, નોકરો મદદગારો, અને લશ્કરને ચલાવવાની શકિત તથા છુટ છે. તેઓનો તે જેમ ઉપયોગ કરે છે તેમ તેનો બદલો પાંમે છે તેથી તેજ એકલું જવાબદાર છે.[૨૮૩]

---

૨૮૩. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; ૨૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૭૨; બે૦ નં૦ ૧ સફે ૮૪:—"એઓ એક બીજાની રીત પોતાની મદદે ચાહે છે અને તેથી શરીરને સારો ઉપદેશ કરે છે કે આવતા વખતમાં દુઃખી થવું નહીં પડે. પણ જો તે પોતે જે રસ્તે ચાલવાનું તેને સૂચવવામાં આવે તે પ્રમાણે તે નહીં ચાલે તો તેઓ તેથી અલગ રહે છે અને અલબત્તે નાખુશ થાય છે અને જેટલું બને તેટલું તેને બદીથી સંભાલે છે અને આવતા વખતનો વિચાર આપે છે. અને એઓ જેવાકે રવાન, અને બોય, અને ફરોહરો વગેરેને કોઇ વખતે એવું બને છે કે બદરૂહો ફરેબ દીએ છે તેથી તેઓ બદી કરવામાં સામેલ થાય છે પણ આખરે તેઓ છુટાં પડે છે."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; બે૦ નં૦ ૧ સફે ૮૫:—"તન અને જાનને કશી સજા થતી નથી અને તેઓ સોડેથી કર્તુકોનો હીસાબ માગવામાં આવતો નથી તેનો સબબ એ કે તન તો માત્ર રવાન (આત્મા) નું એક ઓજાર છે. તે જે ફરમાવે છે તે કરે છે અને જાન એક નિર્મળ વાયુ અથવા વરાળ છે જે અંતઃકરણમાંથી ઉપર આવે છે."

બે૦ નં૦ ૨ સફે ૧૫; બ૦ કા૦ ર૦ સફે ૧૪૪:-"તન એક ઘરની મીસાલે અને રવાન ઘરધણીના મીસાલે છે. શરીરમાં તેના નોકરો તરીકે પેલી એક ગરમી (આતશ) જેને (બોય) કરી કહે છે તે અને 'હોશ' અને ફરોહર તેનાં મદદગારો તરીકે છે."

દા૦ દી૦ પુ૦ ૨૨ ફ૦ ૧૪:—"અવયવોનાં નિરૂપયોગી થવાને લીધે બદનનો ઘરધણી જે અમર્ગ રવાન છે તે હૈયાતી આપનાર જાનને સાથે લેઇને નિરૂપયોગી બદનમાંથી અમર્ગ આત્માની હાલતમાં જાય છે."

જ્યારે રવાનની સ્વતંત્ર પાદશાહીનો અંત આવે છે એટલેકે માણસ મરણ પામે છે ત્યારે તેનાં મદદગારોને તેની પાસેથી લેઇ લેવામાં આવે છે અને તે એકલું રહે છે. તે પછી તેની ઉપર શું શું વીતે છે તેનું વર્ણન મૂલ અવસ્તામાં ગાથાઓ, યશ્તે હાદોખ્ત, તથા વંદીદાદની ઓગણીસમી પરગરદમાં આવેલું છે. તે પછી બીજી પુશ્કલ પેહલવી તથા ફારસી કેતાબોમાં આવેલું છે. તે સર્વેમાં કહે છે કે માણસ ગુજરવા પછી 'મીનો–તન સાથે પેહેલી ત્રણ રાત લગી તેનું રવાન આ દુન્યામાં તેનાં માથાંની નજદીક રહે છે. જો તે મરનારે જીંદગીમાં નેક વિચારો, નેક વચનો, અને નેક કામો રાખ્યાં હોય, એટલે 'અશો' રહ્યો હોય તો તેના બદલામાં તે પેહેલી ત્રણ રાતમાં તેનાં રવાનને દરેક રાત્રે આખી જીવતી આલમ જેટલી ખુશી મેલવે તેટલી ખુશી મલે છે. પણ જો તે મરનારે બદ વીચારો, બદ વચનો, અને બદ કામો કીધાં હોય અને 'દરવંદ' રહ્યો હોય, એટલે પાપી જીંદગી ગુજારી હોય તો તેના બદલામાં જે પેહેલી ત્રણ રાત તેનું રવાન આ દુન્યામાં માથાંની નજદીકજ રહે છે તે દરેક રાત્રે તે રવાનને આખી જીવતી આલમને જેટલી નાખુશી પોંહોંચે તેટલીબધી નાખુશી પોંહોંચે છે. બીજી એક પાછલી કેતાબમાં લખે છે કે ભલાંનું રવાન પેહેલી રાત્રે પોતે જીંદગીમાં જે નેક વિચારો કીધા હોય તે યાદ કરે છે, બીજી રાત્રે પોતાના નેક સખુનોને યાદ કરે છે અને ત્રીજી રાત્રે પોતાના નેક કામોને યાદ કરે છે અને તે સઘલાંથી ખુશી મેલવે છે. તેથી ઉલટું બુરાંનું રવાન પેહેલી રાત્રે પોતાના બદ વિચારો, બીજી રાત્રે બદ સખુનો અને ત્રીજી રાત્રે બદ કામો યાદ કરે છે અને તેથી નાખુશી પામે છે.[૨૮૪]

---

૨૮૪. વેસ્ટરગાર્ડ, (હાદોખ્ત) યશ્ત ૨૨. ફ૦ ૧–૬:—"પુછ્યું જરતોસ્તે અહુરમજદને–'અહુરમજદ! મીનો! અતિ વૃદ્ધિનાં કરનાર શરીરવાલા ખાકીઓનાં બનાવનાર! અશો! જ્યારે ભલુ માણસ ગુજરે છે, ત્યારે તેનું પોતાનું રવાન તે રાતે કયાં રહે છે?' ત્યારે અહુરમજદે જવાબ દીધો–'(તેની સચકારની જગે) માથાંની નજદીક બેસે છે 'ઉશ્તવઇતિ' ગાથા ગાતું અને 'ઉસ્તતાત' (નામનો માંથ્ર અથવા ગાથાનો ભાગ) પઢતું; (તે એ કે) 'ધન્ય તેને! કે જેથી કોઇને આપઅખત્યારીથી રાજ કરતો અહુરમજદ ધન્ય કરે' તે રાતે તે રવાંન એટલીબધી ખુશી પામે છે કે જેટલીબધી જીવતી આલમ પામે.' 'બીજી રાત્રે તેનું પોતાનું રવાંન કયાં રહે છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો—'(તેના સચકારની જગે) માથાંની નજદીક તે બેસે છે 'ઉશ્તવઇતિ' ગાથા ગાતું અને 'ઉસ્તતાત' (નામનો માંથ્ર અથવા ગાથાનો ભાગ) પઢતું (તે એ કે) 'ધન્ય તેને! કે જેથી કોઇને આપઅખત્યારીથી રાજ કરતો અહુરમજદ ધન્ય કરે' તે રાતે તે રવાન એટલીબધી ખુશી પામે છે કે જેટલી બધી જીવતી આલમ પામે.' 'ત્રીજી રાતે તેનું પોતાનું રવાન કયાં રહે છે?' ત્યારે અહુરમજદે જવાબ દીધો. '(તેની સચકારની જગે) માંથાની નજદીક તે બેસે છે 'ઉશતવઇતિ' ગાથા ગાતું અને 'ઉસ્તતાત' (નામનો માંથ્ર અથવા ગાથાનો ભાગ) પઢતું (તે એ કે) 'ધન્ય તેને! કે જેથી કોઇને આપઅખત્યારીથી રાજ કરતો અહુરમજદ ધન્ય કરે'–તે રાતે તે રવાન એટલીબધી ખુશી પામે છે કે જેટલી બધી જીવતી આલમ પામે."

ફ૦ ૧૯–૨૪:—"પુછ્યું જરતોસ્તે અહુરમજદને–'અહુરમજદ! મીનો! અતિવૃદ્ધિનાં કરનાર!

## ત્રીજી રાત્રી આખર થતાં બામદાદને વખ્તે સૂરજ ઉગ્યા પછી મેહેર ઇજદ જેને દાદાર અહુરમજદે ગુજરેલાં રવાનોનાં કર્તુકોનો હીસાબ લેનાર

શરીરવાલાં ખાકીઓનાં બનાવનાર ! અશો ! જ્યારે બુરૂં માણસ મરે છે ત્યારે તેનું પોતાનું રવાન તે રાતે કયાં રહે છે ?' ત્યારે અહુરમજદે જવાબ દીધો-'આ પ્રમાણે, ખચ્ચીત, ઓ અશો જરતોશ્ત ! (તેની સચકારની જગે) માથાંની નજદીક તે અસ્વસ્થ રહે છે 'કામ્ નેમોઇ ઝાંમ્' (નામનાં ગાથાનાં વચન) ગાતું (તે એ કે) 'કેઈ ધરતીપર હું વલું, ઓ અહુરમજદ ! કયાં નમતાં જાઉં.'-તે રાતે તે રવાન એટલીબધી નાંખુશી પામે છે કે જેટલીબધી જીવતી આલમ પામે.' 'બીજી રાતે તેનું પોતાનું રવાન કયાં રહે છે ?' ત્યારે અહુરમજદે જવાબ દીધો-'આ પ્રમાણે ખચ્ચીત' ઓ અશો જરતોશ્ત ! (તેની સચકારની જગે) માથાની નજદીક તે અસ્વસ્થ રહે છે. 'કામ્ નેમોઇ ઝાંમ્' (નામનાં ગાથાનાં વચન) ગાતું (તે એ કે) 'કેઇ ધરતીપર હું વલું, ઓ અહુરમજદ! કયાં નમતાં જાઉં ?'-તે રાતે તે રવાન એટલીબધી નાખુશી પામે છે કે જેટલીબધી જીવતી આલમ પામે.' 'ત્રીજી રાતે તેનું પોતાનું રવાન કયાં રહે છે ?' ત્યારે અહુરમજદે જવાબ દીધો—'આ પ્રમાણે ખચ્ચીત, ઓ અશો જરતોશ્ત ! (તેની સચકારની જગે) માથાંની નજદીક તે અસ્વસ્થ રહે છે, 'કામ્ નેમોઇ ઝાંમ્' (નામના ગાથાનાં વચન) ગાતું (તે એ કે) 'કેઇ ધરતીપર હું વલું, ઓ અહુરમજદ ! કયાં નમતાં જાઉ ?—તે રાતે તે રવાન એટલીબધી નાંખુશી પામે છે કે જેટલીબધી જીવતી આલમ પામે."

દા૦ દી૦ પુ૦ ૨૩. ફ૦ ૧-૮:—"પુછ્યું છે કે જ્યારે ભલું માણસ ગુજરે છે ત્યારે તેનું રવાન પેહેલી, બીજી, અને ત્રીજી રાતે કયાં બેસે છે અને શું કરે છે ? જવાબ એ કે એવું કહેલું છે કે માણસનું રવાન અને જે પોતે (તેનું) 'મીનો-તન' (સૂક્ષ્મ દેહ) છે તે ગુજરી જવા પછી ત્રણ રાત લગી જમીન ઉપર રહે છે. અને પોતાની જગાને વિષેનું ગુમાન (યાને પોતાને કેવી જગા મલશે તે વિષેની ફીકર) તથા હીસાબ આપવાની ધારતી અને ચીનવદ પુલથી મરતબો મેલવવાની ધાસ્તી તથા બીહીક (યાને પુલ ઉપર હીસાબ લેવા પછી તેનો મરતબો કેવો થશે તે વિષેની ફીકર)ને લીધે અંતઃકરણમાં વિચારીને ચહાતું (?) બેસે છે. પોતાના સવાબ અને ગુનાહ ઉપર ધ્યાંન પોંહોંચાડે છે. રવાને તે 'મીનો-તન'ના માર્ગ (સાધન)થી (બદનની હાલતમાં ચલાવેલી જે ચાલ તેને) અંતઃકરણમાં વિચારવાની શક્તિ તથા લાગણી છે. તેથી જે પાપ કે તેણે કીધેલો અને જે સવાબ કે તેણે કમ કીધેલો તેને વિષે તે ઉમેદવાર થાય છે, તેને પેહેલી રાત્રે પોતાના નેક વિચારના બદલામાં, બીજી રાત્રે નેક વાણીનાં બદલામાં અને ત્રીજી રાત્રે નેક કરણીનાં બદલામાં રવાનની રામસ્ની પોંહોંચે છે. અને જો ભલાઇ છતાં કાંઇએક ગુનાહબી શરૂ થયો હોય તો તે નઠારા કામની તોજેશ તરીકે તેજ ત્રીજી રાત્રે સજાબી પોંહોંચે છે."

પુ૦ ૨૪ ફ૦ ૧-૮:—"પુછ્યું છે કે જ્યારે બુરાંનું રવાન મરી જાય છે ત્યારે પેહેલી, બીજી અને ત્રીજી રાતે કેઈ જગોએ બેસે છે તથા શું બોલે છે અને શું કરે છે ? જવાબ એ કે ત્રણ રાત-વેર તે ભુંડાંનું રવાન જમીન ઉપર રહે છે. અને પોતાનાં વિચાર, વાણી અને કરણીની ઉપર ધ્યાંન પોંહોંચાડે છે. અને પોતાની જગા વિષેનું ગુમાન, હીસાબની ઘણી ધારતી, પુલની મોહોટી બીહીક, અને દોજખનાં સખ્ત ખોફને લીધે અંતઃકરણમાં વિચારીને જાણેકે ભય ડોલા ધુરકતો હોય તેવું ઉદાસી ભરેલું હોય છે. રવાન તે 'મીનો-તન'ના માર્ગ (સાધન)થી પુન્ય જે તેણે નહીં કીધેલો તથા ગુનાહ જે તેણે કીધેલો તે વિષે વિચાર કરનાર તથા દાદારથી ઉમેદવાર થાય છે. પેહેલી રાત્રે જે પોતે બુરા વિચાર કીધા હોય તેથી અને બીજી રાત્રે પોતાનાં બુરા બોલવાથી અને ત્રીજી રાત્રે પોતાનાં બુરાં કામથી તલવલભરેલો (બેચેનીભરેલો) થાય છે. તોપણ તેણે જે સારાં કામો કીધાં હોય છે તેનાં બદલામાં તેને પેહેલી રાત્રે સારા વિચારની અને બીજી રાત્રે સારી વાણીની અને ત્રીજી રાત્રે સારી કરણીની મીનો-(કેરદાર) તેનાં રવાન તરફ પોંહોંચે છે (યાને આવે છે) અને તેથી તે ખુશીભરેલું અને હીંમતવાન થાય છે."

અને તેઓનાં સારાં અથવા નરસાં કામો મુજબ બદલો અથવા સજા ઠરાવનાર દાવર એટલે ન્યાયાધીશ ઠરાવેલો છે તે રવાનનો ઇનસાફ કરીને તેને તેના નેક અથવા બદ કર્તુક પ્રમાણે બહેશત અથવા દોજખમાં મોકલે છે.[૨૮૫] તે વખ્તે ચીનવદ પુલ પસાર કીધા પછી 'મીનો–તન' તેથી છુટું પડે છે. અને એકવાર રવાન ગેતી આલમમાંથી બાહેર ગયું કે પછી ગોયા ગેતીના દરવાજા તેની ઉપર બંધ થાય છે. ફરશોગર્દ લગી તે મીનોઇ આલમમાંજ રહે છે, જ્યારે કર્તુકોનો હીસાબ લેવાઇ રહે છે અને રવાન 'મીનો-તન' સાથે ચીનવદ પુલ ઉપર ચાલવા માંડે છે તે વખ્તે ભલાંનાં રવાનને ઘણોજ ખુશબોદાર પવન લાગે છે અને બુરાંનાં રવાનને ઘણોજ બદબો-ભરેલો પવન લાગે છે. અને વલી તે વખ્તે તેની 'દએના' જે તેની હેયાતીમાં તેની સાથે રહીને નેક તથા બદ, ધર્મ અને અધર્મ'નો હંમેશાં બોધ કરતી હતી તે મીનો તેણે કીધેલાં નેક અથવા બદ કામો પ્રમાણે સુંદર અથવા બીહામનાં રૂપમાં આવીને તેને બહેશત અથવા દોજખમાં પોંહોંચાડે છે. તે વખ્તે અશોની 'દએના' તેને શાબાશી આપીને તેની સ્તુતી કરે છે કે તેં દુન્યામાં નેક વિચારો કીધા, નેક વાણી ઉચ્ચારી, અને નેક કામો કીધાં અને ધર્મ પાલ્યો, નાચાર અશકત અને ભલા લોકોની તથા દેશી તેમજ પરદેશીની આગતાસ્વાગતા કીધી અને પરવરશી કીધી અને સખાવત તથા ધર્મધ્યાંનનાં અને પરોપકારનાં કામો કીધાં તેથી તારો દાખલો

---

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૭૩; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૬:—"દીનમાં કહે છે કે જ્યારે જાન તનથી બાહેર આવે છે ત્યારે ત્રણ દહાડા લગી રવાન આએ જેહાંનમાં રહે છે અને જે જગાએ કે તનમાંથી બાહેર આવ્યું હોય ત્યાં રહે છે."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૩:—"દીનમાં જાહેર છે કે જ્યારે ભલાંનું રવાન શરીરમાંથી જાય છે અને પછી તે શરીરને કુતરાં, કાગડા વિગેરે પ્રાણીઓ ભક્ષ કરે છે તેથી તે રવાનને કાંઇ દુઃખ થતું નથી, પણ જ્યારે એક પાપીનું રવાન શરીરમાંથી જાય છે અને તે પછી તેનાં શરીરને કુતરાં, કાગડા, શીયાલ વગેરે પ્રાણીઓ ભક્ષ કરે છે ત્યારે તેને ઘણું દુઃખ થાય છે........"

૨૮૫. ઈ૦ હા૦ ૪૬. ફ. ૧૦–૧૧:—"ઓ અહુરમજદ! મારો જે મરદ અથવા ઓરત, જેઓને હું (જરતોશ્ત) તમારૂં (અહુરમજદ અને ચોકકસ ૭ અમર વૃદ્ધી કરનાર ગુણો અમશાસ્પંદોનું) ભજન કરવા પર ચલાવીશ તેઓ જો ભલી મનસાએ સચ્ચાઇને જીંદગીની (જ્યાં લગી જીવે ત્યાં લગી પોતાપર) સાહેબી આપશે (અને તેની) ફરમાબરદારી કરશે તો તેઓ સર્વેથી ચીનવદ પુલ પસાર થઈ શકશે. દેખતાં છતાં **આંધલાં અને સાંભલવા છતાં** બેહેરાંઓ (એટલે જાણી જોઇને બદ રાહે ચાલનારા માણસો) બુરાં કામોથી માણસની જીંદગી ખરાબ કરવાને શકિતવાન થાય છે. તેઓ જ્યાં ચીનવદ પુલ છે ત્યાં જ્યારે પોંહોંચશે ત્યારે તેઓનું પોતાનું રવાન અને પોતાની 'દએના' (ધર્મ સંબંધી અંતઃકરણ) સખ્તીથી પોકારશે અને **હંમેશ લગી** 'દરૂજનાં ઘર' (દોજખ) માં (તેઓનું) રહેવું (થશે)."

વં૦ ૧૯. ફ૦ ૨૮–૨૯:—"ત્રીજી રાતનું ઝઝકલું થાય છે અને બામદાદ પ્રકાશે છે ત્યારે ખોરાકની આબાદાની કરવાવાલા (અથવા અશોઇનાં સુખવાલા) પહાડો ઉપર હંમેશે જાગૃત મેહર યજદની નજદીક તે (રવાન) જાય છે. (જ્યારે) સુરજ ઉગે છે (ત્યારે) 'વીજરેશ' નામનો દેવ, ઓ સપેતમાન જરતોશ્ત! બુરાં તથા દેવોની આરાધનાં કરનારાં માણસોનાં નાપાક જીંદગી ગુજારેલાં રવાનોને

લેધને હવે પછી બીજાંઓબી તેમજ કરશે અને તેથી તારી ખુશીનો વધારો થશે. બુરા માણસની 'દએના' તેની ઉપર લ્યાનત નાંખે છે અને તેને તાણું મારે છે કે દુન્યામાં તેં ભુડાં વિચારો કીધા, ભુંડી વાણીઓ ઉચ્ચારી, અને

---

બાંધીને ઘસડી લેઈ જાય છે. જમાનામાં ઠરાવેલા રસ્તાઓમાંનો એક રસ્તો બુરાંને પોહોંચે છે અને બીજો રસ્તો ભલાંને પોહોંચે છે. (એટલે કે) અહુરમજદનાં બનાવેલા પવિત્ર ચીનવદ પુલ આગલ શરીર સાથની જીંદગીમાં (પુન્યનાં કામમાં) આપેલા ગેતીને લગતી વસ્તુઓનાં હીસ્સાને શરીરાત્મા તથા અંતરાત્માને તેઓ પાછો આપે છે."

દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૭૩; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"જયારે ત્રણ રાત્રી દીવસ આખેર થાય છે ત્યારે સરોશ અશો અને બહમન અમશાસ્પંદ આવીને તે (રવાન)ને ચીનવદ પુલની નજદીક લેઈ જાય છે અને ચીનવદ પુલની નજદીક રશને યજદ તેનાં કામોનો હીસાબ કરે છે અને જો ગુનાહ કરતાં સવાબ વધારે હોય છે તો ખુશી અને આસાનીથી તે પુલ ઉપરથી તે પસાર થાય છે અને ચીનવદ પુલ તેની નજરમા નવ નેજા જેટલો પોહલો દેખાય છે.... ....જો સવાબ કરતાં ગુનાહ વધારે હોય છે તો ગુનાહ બાદ કરતાં બાકી રહેલા ગુનાહને લીધે તેને ચીનવદ પુલ પસાર કરવો પડે છે તે વખ્તે તે તરવાર અથવા અસ્તરાની ધાર જેવો બારીક જણાય છે."

દા૦ દી૦ પુ૦ ૧૯. ફ૦ ૫—૧૦ તથા પુ૦ ૨૦. ફ૦ ૪—૧૯:—"અને તે ત્રીજી રાત્રે બામદાદની વખ્તે અલબુરજની ઉપર (પોતાની કરણીનો) હીસાબ આપવાની જગાએ તેઓ જાય છે. હીસાબ કરી રહ્યા પછી પુલની તરફ તેઓ જાય છે.—ભલાંનું રવાંન બુજોર્ગી સાથે પુલ ઉપરથી પસાર થાય છે. જો તે 'હમેસ્તગાની' હોય છે તો તે જગ્યાએ કે તેની જગ્યા છે ત્યાં—જો વધારે પુન્યવાંન અને નેક તરીકાવાલો હોય છે તો બહેસ્તમાં—અને જો વધારે પુન્યવાંન અને નેક તરીકાવાલા ઉપરાંત ગાથાઓનો ગાનારો હોય છે તો તે શખ્સ ગરોથમાંનમાં—પોહોચે છે. ભુડાંનું રવાંન પુલની ધારથી અથવા પુલનાં વચમાલાથી ઉધે માંથે દોજખની અંદર પડે છે, અને તેની ભુંડાઇ જેટલે દરજ્જેની હોય છે તેટલો ઉંડાઇમાં તે પડે છે."

"જવાબ એ કે—૧. દસતુરોએ એમ કહેલું છે કે "ચેકાતે દાઈતી" દુન્યાંની વચ્ચે ઈરાનમાં છે. "તે ચેકાતે દાઇતી"ની નજદીક તે હેરત ઉપજાવે તેવો મીનોઇ ચીનવદ પુલ "મસેલો છે" કે જે અલબુરજનાં "વર" (ઢાંકણ, દીવાલ)થી તે "ચેકાતે દાઇતી" લગી નાંખવામાં આવેલો છે. જેમકે તે પુલ ધારના જેવો અને ઘણી બાજુઓ (શાખાઓ) વાલો (અથવા ઘણોજ સરસ) કે જેની પીઠ (યાને સપાટી) પોહોલીબી અને વલી બારીક ધારદારબી છે. તેની પોહોલી સપાટીઓ ઉંચી અને સતાવીસ "નાએ" પુર પોહોલી છે. અને ધારદાર સપાટીઓ એટલી તો સાંકડી છે કે જે બારીકીમાં છરીની ધારની મીસાલની છે. અને જયારે ભલાંનું કે ભુડાંનું રવાંન ત્યાં પોહોંચે છે ત્યારે એક બાજુ (શાખા) ઉપર તેને જેમ જોઇએ તેમ ફરવું થાય છે, (ઈઆને બહેસ્તીને પોહોલી સપાટીપરથી અને દોજખીને બારીક ધારપરથી મોકલે છે). દાદારના બુજોર્ગ ખોરેહ તથા તે પુલના પાસબાંન સાચ્ચા ન્યાયાધીશ (મેહર યજદ)નાં ફરમાંન પ્રમાણે ભલાંઓ પોહોલા પુલપરથી જાય છે. તે એટલોબધો કે નવ 'નેજા'પુર ઉંચો તથા લાંબો કે જેના જુદા માર્ગો (?) ચાર ચાર "નાંએ" જેટલા (પોહોલા ?). દોજખીઓ સાંકડા પુલપરથી જાય છે, તે એટલાસુધીનો હોય છે કે એક ધારદાર છુરીની મીસાલનો:—૨. ભલાંનું રવાન પુલ ઉપરથી પસાર થાય છે ત્યારે તેનો ખુશીનો માર્ગ તે મીસાલનો હોય છે કે જેમ ગેતીને લગતા કોઇ શખ્સને તરોતાજગીભરેલા બહારનાં વખ્તમાં ખુશનુમા, ખીલેલું, અને ખુશબોદાર દરખ્તનું થડ લાગે તેમ. તેની હંમેશાની ખુશીભરેલી બુજોર્ગીથી અને ભલાઇની ઇચ્છાથી "અકોમીનો" (એહરેમન)ને ગોયા આજારોનું ચાલવું થતું હોય (તેમ લાગે છે.)—ભુંડાનું રવાન જયારે પુલ ઉપર કદમ મુકે છે ત્યારે તેની ઘણી ધારદારી (યાને તે પુલની સપાટીની બારીક ધાર ઘણી વેહેતી હોય છે તે) ને

ભુડાં કામો કીધાં, 'અધર્મી' થયો, ભલા, અશક્ત અને પરદેશીઓની બરદાસ્ત નહીં કીધી, સખાવત અને પરોપકારનાં કામો નહીં કીધાં, તેથી તારો દાખલો લેઇને હવે પછી બીજાઓબી તેમજ કરશે અને તેથી તારી દલગીરીનો વધારો થશે.[૨૮૧] ભલાનું રવાન પેહેલાં કદમે હુમત નામનાં બહેશ્તમાં

---

લીધે વચેથી તુટી પડે છે અને ઉંધે મસ્તકે પડે છે. તેનો દોજખમાં જતાં નાખુશીનો માર્ગ એ મીસાલનો હોય છે કે જેમ આ દુન્યાંને લગતો કોઇ શખ્સ ગંધાતી અને મુરદારને લગતી જગોમાં હોય તેમ. તે જગાએ કે જે જગાએ નીચેનાંથી તે ઉપર સુધી તેજ ધારદાર દાતાંઓથી જડેલી છે ત્યાં નાખુશીથી તેને ચાલવું પડે છે. તેને પાછું ઉભું રહેવા (અટકવા) અથવા ઢીલ કરવા દેતા નથી.—તે રવાનોને ખુશી અને નાખુશી આ દુન્યાની મીસાલ આપવા કરતાં એટલીબધી વધારે છે કે આ દુન્યાની હીલચાલ કરતાં પેલી દુન્યાની હીલચાલ જેટલીબધી મોહોટી છે તેટલી."

૨૮૧. વં૦ ૧૯ ફ૦ ૩૦:—"(તે વખતે) પેલી સુંદર, જોરાવર અને ખુબસુરત કાંધેલી, ડહાપણભરેલી, કૌવતવાલી, સુંદર બાલવાલી, દબદબાવાલી, અને સદગુણી (દએના) આવે છે. બીજી એક (બદસુરત 'દએના') બુરાઓનાં પાપી રવાનોને અંધારાંમાં નીચે લેઇ જઈને આજાર પોહોંચાડે છે. પેલી (નેકની 'દએના') ભલાઓનાં રવાનોને અલબુરજની પેલીમેર આવી મલે છે અને ચીનવદ પુલ ઉપરથી તેઓને પસાર કરે છે કે જે (પુલ) મીનોઇ યજદોનો છે."

યસ્ત (હાદોખ્ત) ૨૨. ફ૦ ૭–૧૪:—"ત્રીજી રાતને છેડે ઝળઝળું થતાં ભલાં માણુસનાં રવાનને એવું લાગે છે કે જાણે તે સુગંધીવાલી વનસ્પતિઓમાં રખાયલો છે. વલી તેને એક પવનની લેહેકી વાતી હોય તેવું લાગે છે (કે જે પવન) દક્ષીણ દિશાએથી બીજી પવનની લેહેકીઓ કરતાં ખુસ્બોમાં ઘણો વધારે ખુસ્બોદાર વેહેતો હોય એવો (લાગે છે). ત્યારે તે ભલાં માણસનું રવાન તે પવનની લેહેકીનો નાકથી દમ લેતું હોય તેવું તેને લાગે છે. (તે કહે છે કે) કયાંથી આએ લેહેકી વહે છે જે મેં હંમેશાં નાંકથી લેહેકીઓનો સોરમ લીધો હતો તે સર્વે કરતાં અતીશ્ય ખુશબોદાર છે. એજ પવનની લેહેકીમાં તેની પોતાની 'દએના' તેની આગળ આવતી હોય એવું તેને લાગે છે. (તે 'દએના') એક સુંદર, સોહામણી, ગોરા હાથની, દબદબાભરેલી, ખુબસુરત, ઘણી હરખભરેલી ઉપસેલી છાતીની સરવનાં જેવાં સીધાં કદની, નિર્દોષ (અથવા સખી અને અશ્રાફ ખવાસની), તેજદાર ચેહરાની (અથવા દેવતાઇ બુન્યાદની), આસરે પંદર વર્ષની ઉમ્મરની, એક કન્યાનેરૂપે (દેખાય છે જેણીનો આકાર એટલોબધો તો સુંદર હોય છે કે અતિ સુંદર પેદાયશો કરતાંબી વધારે જોવા લાયક. ત્યારે તેણીને તે ભલાંનું રવાન પુછે છે 'તું કોણ સ્ત્રી છે? જેણી મેં અત્યારસુધી (જોયલી) સ્ત્રીઓ કરતાં આકારમાં ઘણીજ સુંદર મને દેખાઈ છે'. ત્યારે તેની પોતાની 'દએના' તેને જવાબ દીએ છે, 'ઓ નેક વિચારનાર, નેક બોલનાર, અને નેક કામોનાં કરનાર અને ભલાં અંતઃકરણના ધરાવનાર, જવાન (રવાન)! ખચીત હું તારાં પોતાનાં તન માંહેલી 'દએના' છું કે જે તુંને ચાહતી હતી, તારી મોહોટાઇ, ભલાઇ, શ્રેષ્ઠાઇ, ભલી બુધ્ધી, ફત્તેહમંદી, અને બદીને ટાલવાની શક્તિને લીધે કે જેમ તું મને લાગે છે (જેમ તુંને હું હમણાંબી ચાહું છું). ઓ નેક વિચારનાર, નેક બોલનાર, અને નેક કામોનાં કરનાર અને ભલાં અંતઃકરણનાં ધરાવનાર જવાન (રવાન)! ખચીત તેં મને ચાહી હતી. મારી મોહોટાઇ, ભલાઇ, શ્રેષ્ઠાઇ, ભલી બુધ્ધી, ફતેહમંદી અને બદીને ટાલવાની શક્તિને લીધે કે જેમ હું તુંને લાગું છું (જેમ તું મને ચાહે છે). કારણકે જ્યારે તું બીજાં (માણસ) ને 'અવસોસગરી' કરતાં (ધર્મની હસી કરતાં અને જુઠાં બોહોતાન જોડી કહાડતાં) અને દેવોની આરાધના (થઇને તેઓને કૌવત આવે તે રીતે પાણી, આતશ વગેરેમાં નસા મેલવવાનું કામ) કરતાં અને (આપસ્વાર્થથી ભાઇબંધોના) આશાઓની નીરાશ (ભંગ) કરતાં અને વનસ્પતિ આપવા બારણું નહીં ઉઘાડતાં (સખાવત અને મેહેમાનદારી નહીં કરતાં) જોતો હતો, ત્યારે તું ગાથા ગાતો બેસતો હતો, ભલાં પાણીઓને તથા અહુરમજદનાં આતશને પુંજતો

બીજાંએ હુખ્ત નામના બહેસ્તમાં, ત્રીજાંએ હવર્શ્ત નામના બહેસ્તમાં અને ચોથે કદમે અનંત રોશનીમાં દાખલ થાય છે. ત્યાં તેને બહમન

---

હતો (તેઓની નસ્સા વગેરેથી જાલવણી કરતો હતો) અને પાસેથી અથવા દૂરથી આવેલાં ભલાં માણસને રાજી કરતો હતો. તેથી કરીને હું જે જાતેજ ચાહવા જોગ છું તેણીને તું વધારે ચાહવાજોગ કરતો હતો, હું જે સુંદર છું તેણીને વધારે સુંદર કરતો હતો, હું જે લાયકીભરેલી છું તેણીને તું વધારે લાયકીભરેલી કરતો હતો, હું જે આગલી બેઠક ઉપર બેસવા લાયકની (પેહલે દરજ્જેની) છું તેને તું વધારે આગલી બેઠક ઉપર બેસાડતો હતો (વધારે પેહલે દરજ્જેની કરતો હતો). તે તારા નેક વિચારથી, તે તારાં નેક વચનોથી અને તે તારાં નેક કામોથી (તારો દાખલો લેઇને) હવે પછી માણસો મને (ધર્મી અંતઃકરણને), અને અહુરમજદને લાંબા વખત લગી આરાધના અને પુછપરછથી ઇંજશે. (બીજાઓ ધર્મી અંતઃકરણ રાખીને ખોદાતાલા વિષે જ્ઞાન મેલવીને તેની સેવા બજાવશે.)."

ફ૦ ૨૫–૩૩:—"ત્રીજી રાત ગુજરતાં ઝઝકલું થતાં, આ અશો જરતોસ્ત ! બુરાં માણસનાં રવાનને એવું લાગે છે કે જાણે તે દુર્ગંધીવાલાં કરાં (?) માં રખાયલું છે. વલી તેને એક પવનનો સપાટો લાગતો હોય એવું લાગે છે (કે જે પવન) ઉત્તર દિશાએથી બીજા પવનના સપાટાઓ કરતાં દુર્ગંધીમાં ઘણો વધારે દુર્ગંધ ફુકાંતો હોય એવું (લાગે છે.) ત્યારે તે બુરાં માણસનું રવાન તે પવનના સપાટાનો નાંકથી દમ લેતો હોય એવું તેને લાગે છે. (તે કહે છે કે) કયાંથી આ પવન ફુંકે છે જે હંમેશાં નાકથી દુર્ગંધ હવાઓનો દમ લીધો હતો તે સર્વે કરતાં અતીસ્ય દુર્ગંધ છે.......

... ... ... ... ... ... ...

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; બ૦ કા૦ ર૦ સફે ૩૩–૩૪:—"જો ગુનાહ વધારે કીધો હોય તો સવાબની સાથે જેટલો ગુનાહ વલી રહે તેટલો બાદ કરીને બાકી રહેલા ગુનાહને માટે ચીનવદ પુલ ઉપરથી તેને પસાર થવું પડે છે ત્યારે તે પુલ તરવારની ધાર જેટલો બારીક થાય છે."

પે૦ વી૦ બાબ ૧૭. ફ૦ ૧૦–૨૬:—"પછી એક સરદીભરેલો દુર્ગંધ પવન સામણે આવે છે. તે રવાનને એવું લાગે છે કે જાણે તે દેવોની ઉત્તર દિશાએથી આવે છે. તે અતિસ્ય ગંધાતો પવન એવો છે કે તેવો તેને દુન્યામાં કદી અનુભવેલો નહીં. તે પવનમાં તે પોતાની 'દએના' અને પોતાની કરણીને જુએ છે કે જેણી એક બદકાર, વ્યભીચારિણી, કોહી ગયલી, સડી ગયલી, ગુંઠણ વલેલી, વાંકી વલેલી, અતીસ્ય દાઘવાલી, જેવું કોઇ એક અતિસ્ય ગલીચ, એબભરેલું, અને દુર્ગંધીભરેલું નુકસાનકારક પ્રાણી હોય તેવી હોય છે; ત્યારે તે બુરાંનું રવાન કહે છે કે તું કોણ છે કે મેં હરગેજ અહુરમજદ કે એહરેમનની પેદાએશોમાંથી કોઇનેબી તુંથી વધારે ખરાબ, ગલીચ અને ગંધાતી જોઇ નથી. તે તેને કહે છે કે હું તારી બદ કરણી છું, ઓ બુરૂં વિચારનારા, બુરૂં બોલનારા, બુરાં કામો કરનારા, અને બુરો ધર્મ પાલનારા જવાન (રવાન) ! તારી દીઆનત અને કરણીને લીધે હું ખરાબ, બુરી, એબભરેલી, દુઃખકારક, સડેલી, દુર્ગંધીભરેલી, નહીં ફત્તેહ પમાડનારી અને આજારભરેલી થઇ છું કે જેમ તું નેબી જણાય છે. જયારે તું કોઇને જોતો હતો કે તે યજદોની આરાધના, દરૂન, સેતાયશ, નમાજ, અને સેવા બજાવતો હતો, અને પાણી, આતશ, ગોસ્પંદ, વનસ્પતિ,, અને બીજી ભલી પેદાયશોની સાચવણી અને સંભાલ લેતો હતો ત્યારે તું એહરેમન અને દેવોની મરજી મુજબનાં બુરાં કર્તુકો કરતો હતો. અને જયારે તું કોઇને જોતો હતો કે તે ભલા અને લાયક લોકોને ફાયદો થાય તેમ, જે લોકો સજાવાર હોય તેઓને બક્ષેશો આપતો હતો અને નજદીક અથવા દૂરથી આવેલાં પરોણાની મેહમાનદારી કરતો હતો. તેઓને કાંઇ આપતો હતો ત્યારે તું કંજુસાઇ કરતો હતો અને બારણું બંધ કરતો હતો. હું જે નાપાક થઇ છું એટલેકે નઠારી જણાઉં છું તે તેંજ મને નાપાક કીધી છે, હું જે ભયંકાર થઇ છું તે તેંજ મને ભયંકાર કીધી છે, હું જે કમકમાત કરવા જોગ થઇ છું તે તેંજ મને કમકમાટભરેલી કીધી છે, હું જે નાલાયક જગાએ બેસનારી થઇ છું તે તેંજ મને નાલાયક જગાએ બેસનારી કીધી છે, જે બુરા વિચારો, બુરાં વચનો અને બુરાં કામો તેં અખત્યાર કીધાં હતાં તેને લીધે (તારો દાખલો લેઇને બીજાઓ) લાંબા વખત લગી એહરેમનની લાંબી આરાધનાં અને બુરી પુછપરછ કરશે (તેને લીધે)."

અમશાસ્પંદ અને બીજા અશોનાં રવાનો મુબારકબાદી આપે છે. અને અહુ-રમજદ હોકમ કરીને એક જાતનો મીનોઇ ખોરાક તેની આગળ ધરાવે છે કે જે એવી તો તરી સાથે ગરમી ધરાવે છે કે તેના નમુના તરીકે આ દુન્યાની વસંત રૂતુનું ઘી દેખાડી શકાય (બુ૦ ૨૧. ફ૦ ૧). એ ખોરાકને 'મેદીઓજરેમ–રોગન' કરી કહે છે. તે વિષે પાછલી એક કેતાબમાં લખે છે કે તે એક મીનોઇ વસ્તુ છે કે જે ગેતીને લગતી અનાસરી વસ્તુઓ પેદા કરવાની અગાઉ ખુદાતાલાએ પેદા કીધી હતી અને મીનોઇ આલમનાં રૂહો તેનો સોરમ લેઇ શકે છે. દરૂન ઇજવાની વસ્તુઓમાં તે વસ્તુ પોતાની મીનોઇ હાલતે હોય છે તેથી જ્યારે રવાનોનાં દરૂન અને મ્યજદ કરવામાં આવે છે ત્યારે તેઓ તેનો સોહરમ લેઇ શકે છે.[૨૮૭] એ ઉપરથીજ ધારવામેસે આપણા લોકોમાં એવો વિચાર ચાલતો આવેલો છે કે ગુજરેલાંઓ તેઓની નયતે ધંજાવેલી ચીજોનો સોહરમ લેઇ જાય છે. પણ એ વિચાર માત્ર પાછલાં વખત-નો અને ભૂલભરેલો છે તે દાદેસ્તાને દીની નામની એક મોતેબર પેહલવી કેતાબની શહાદતપરથી (જુઓ નીચલી નોટ ૨૮૮મી માં દા૦ દી૦ પુ૦ ૩૦ ફ૦ ૩૪–૪૮ સુધી) માલૂમ પડે છે કે જેમાં તેનો કાબેલ બનાવનાર કહે છે કે મરણ પછી રવાનને કે ફ્રેરોહરને કશાબી અનાસરી ખોરાકની જરૂર રહેતી નથી અને બહેશ્તમાં મેદીઓજરેમ–રોગન રવાનને જે દેખાડવામાં આવે છે તેની મતલબ એ છે કે જયારેબી ગેતી દુન્યામાં અનાસરી ખોરાક (જે પાણી, વનસ્પતિ, અને ગોસ્પંદી વસ્તુઓનો હોય છે અને જે ઉપર ફ્રેરોહર પોતાનું મૂખ્ય કામ કરે છે તે) ઉપર તેના ફ્રેરોહરની યાદ કરવામાં આવે ત્યારે તે યાદ કરનારાઓની તેના ફ્રેરોહરે મદદ કરવી છે તેના નમુના તરીકે તેને તે દેખાડવામાં આવે છે. તેમજ આગળ જતાં અમે દેખાડીશું કે આપણા ધર્મની રૂએ માણસનાં મરણ પછી તેનો જેબી મીનોઇ ભાગ યાદ અને આરાધના કરવાથી આ દુન્યામાં આવે છે તે રવાન નહીં પણ ફ્રેરોહરજ હોય છે, અને તેબી કાંઇ અનાસરી ખોરાક લેઇને તેથી પોતે તૃપ્ત થવા સારૂં આવતું નથી પણ આપણુ જીવતાંઓને આર્શીર્વાદ દેવા અને આપણે દાદાર અહુ-રમજદની જે સેતાયશો કર્યે તે તે સાહેબની દરગાહમાં કબૂલ કરાવીને તેની બક્ષેશો આપણી ઉપર ઉતરાવવા સારૂંજ અને આપણી મદદ કરવા

૨૮૭. બે૦ નં૦ ૩ સર્દ ૧૧:—"જ્યારે ખોદાતાલાએ પ્રથમ આસમાન اثیر (ether) નામની સૂક્ષમ વસ્તુ બનાવી ત્યારે અમશાસ્પંદો સાથે મ્યજદ કીધી તે મેદીઓ–જરેમ રોગનથી કીધી, પ્રથમ મેદીઓજરેમ–રોગન (અલબતે એક મીનોઇ વસ્તુ) પેદા કીધું; પછી એ ઉપર કહેલું આસમાન બનાવ્યું. જ્યારે તે આસમાન બનાવવા બાબત અમશાસ્પંદોની સાથે મ્યજદ કીધી ત્યારે તે મેદીઓજરેમ–રોગન આપ્યું, તેમાંથી તેઓએ સોહરમ લીધો. જ્યારે કોઇનો રોજગાર હોય છે ત્યારે દરૂન ઇજે છે તેનોબી રવાનો સોહરમ લેઇ જાય છે. જેમ અમશાસ્પંદોએ તે વખતે ઉપર કહેલા આસમાનની મ્યજદમાં મેદીઓજરમ–રોગનનો સોહરમ લીધો હતો તેમ."

સારૂંજ આવે છે.—પેલા બદકારનું રવાન પેહલે કદમે દુશ્મત નામનાં દોજખમાં, બીજે કદમે દુજુખ્ત નામનાં દોજખમાં, ત્રીજે કદમે દુજ્વર્શ્ત નામનાં દોજખમાં અને છેલ્લે અનંત અંધકારમાં પડે છે. ત્યાં તેને બીજાં દોજખી રવાનો તે શું સબબથી તે હંમેશના આજાબમાં પડયો તે વિષે પુછે છે. પછી ગનામીનો એક જાતનો મીનોઇ બુરો ખોરાક તેની આગળ ધરાવે છે કે જેનો નમુનો આ જેહાનમાં ઝેર અને ગલીચી તથા ગંદગી સાથનું ઝેર છે, જે બુરી વસ્તુ જયાં લગી તે રવાન દોજખમાં સજા ભોગવે છે ત્યાં લગી તેની સાથે રહે છે. ત્યાં તેને ખરફસ્તરો ડંખે છે, સુખનો નાશ થઇને તે ફરશોગર્દ લગી વાયવેલા અને હાય અફસોસ કરતું રહે છે. એ પ્રમાણે નેક તથા બદના રવાનનો કીસ્સો છે. એ કીસ્સો પાછલી કેતાબોમાં વધારે વીગતથી કહેલો છે,[૨૮૮] તેમાંથી અમોએ અત્રે મુખ્તેસરજ હકીકત જણાવી છે.

---

૨૮૮. ઈ૦ હા૦ ૩૧. ફ૦ ૨૦:—"જે કોઈ ભલાં માણસને ઠગશે તેને અંતે (મરણ પછી) રડવું, લાંબા વખ્ત લગી દોજખનું ભોગવવું, બુરો ખોરાક, અને વાયવેલાનું બોલવું છે. ઓ બુરાં માણસો! તમારી 'દએન' તમુને તમારા કર્તુકોને લીધે તે ઘર (દોજખ)માં લેઈ જશે."

ઇ૦ હા૦ ૪૯. ફ૦ ૧૧:—"બુરી સાહેબી કરનારા બુરાં વચનો બોલનારાં, બુરો ધર્મ પાલનારા, બુરા વિચારો વિચારનાર, બુરા રવાનોને બુરા ખોરાકો સામણે આવે છે. દરૂજનાં ઘર (દોજખ)માં તેઓને બેશક કાએમ રહેવું પડે છે."

ઈ૦ હા૦ ૫૩. ફ૦ ૬–૭:—"નિશ્ચય મરદ તેમજ ઓરત, જોડું, તેઓ બેહુ જો બદીથી આબાદી પામવાનાં કામને (પોતાના) હીસ્સા તરીકે જોશે તો તેઓની પોતાની આગળ (મરણ પછી) 'દરૂજનાં ઘરમાં (? અથવા એહરેમનની ખાહેશથી) તેઓની મીનોઈ (મરણ પછીની) જીંદગીને ખરાબ કરવાને, તે (દીનનાં) હુકમોને સંપૂર્ણ રીતે તોડનારા, બુરાઓ, જેઓ વાયવેલા કરશે, તેઓની તરફ સુખનો નાશ કરે તેવો બુરો ખોરાક લેઇ જવામાં આવશે, ઓ બુરાઓ! ખાલેસીના રૂપમાં કીધેલી બદીનો બદલો તમુને એ મલશે કે પીડુને તલ્યેથી ઉપર અને નીચે દુઃખ દેતો અતીસ્ય આજાર દેતો (!) સાંપ આગલ (મરણ પછી) જ્યાં (દોજખમાં) બુરોનો મીનો (રવાન) પોહોંચશે ત્યાં જોડાયલો રહેશે. તે ખાલેસીનાં રૂપમાં કરવાની બદીને ઇચ્છવું છોડી દેઓ, એથી તમુને અંતે વાયવેલા, પસ્તાવો, અને હાયઅફસોસ કરવો પડશે."

વં૦ ૧૯. ફ૦ ૩૧–૩૨:—"બહમન અમશાસ્પંદ સુનેરી જડાવદાર તખ્ત ઉપરથી ઉઠીને એસ્તેકબાલ આવે છે. બહમન બોલે છે 'ઓ ભલાં માણસ! એતું તે નાશવંત દુન્યાથી આએ અવિનાશી દુન્યામાં મારી આગળ કેમ આવ્યો? ભલાંઓનાં રવાનો ખુશી થતાં અહુરમજદની નજદીક, અમશાસ્પંદોની નજદીક, સુનેરી જડાવનાર તખ્તોની નજદીક ગરોથમાનમાં, જે કે અહુરમજદનું અમશાસ્પંદોનુ અને બીજા ભલાઓનું રહેઠાણ છે, ત્યાં જાય છે."

(હાદોખ્ત) યશત ૨૨. ફ૦ ૧૫–૧૮:—"તે ભલા માણસનું રવાન પેહલું કદમ ઉઠાવીને 'હુમત' (નેક વિચાર, નામનાં બહેશતમાં મુકે છે. તે ભલાં માણસનું રવાન બીજું કદમ ઉઠાવીને 'હૂખ્ત' (નેક વાણી) નામનાં બહેશતમાં મુકે છે તે ભલાં માણસનું રવાન ત્રીજું કદમ ઉઠાવીને 'હવર્શ્ત' (નેક કામ) નામના બહેશતમાં મુકે છે. તે ભલાં માણસનું રવાન ચોથું કદમ ઉઠાવીને 'અનંત રોશનીઓ' (ગરોથમાન) માં મુકે છે. ત્યારે તેને આગળ ગુજરેલું ભલું (રવાન) પુછે છે. 'ઓ ભલાં (રવાન)! તું કેમ ગુજર્યું? ઓ ભલાં (રવાન) માંસમય રહેઠાણો (શરીર)થી અને હડવાલી જીંદગી (અથવા પ્રમાણુવાલા વાયુઓથી) અને શરીરવાલી જીંદગીથી મીનોઇ જીંદગીમાં, નાશવંત જીંદગીથી અવિનાશી જીંદગીમાં કેમ બચી આવ્યું? (સતરપાયા, માહપાયા, ખુરશેદપાયાના

આકાશીઓ અને અહુરમજદની તરફથી) 'લાંબા જમાના લગી તુંને ધન્ય!' (એવી મુબારકબાદી) કેમ થઈ? [સરખાવો વં૦ ૭. ફ૦ ૫૨—રી૦ બ૦] ત્યારે અહુરમજદ કહે છે 'તું જે તેને પુછે છે તે મા પુછ કેમકે તે સખ્તીભરેલાં ગેતીના માર્ગને છેડે પોંહોંચેલું છે એટલેકે તેના શરીર અને 'બોય' (શરીરરાત્મા)નો અંત આવીને તેઓ છુટાં પડયાં છે (એટલે કે રવાન પોતાના સાથીઓ શરીર, બોય વગેરેને છોડીને શારિરિક સંયોગ છોડીને ખાલેસ મીનોઈ હાલતમાં પોંહોંચ્યું છે તે હવેથી રસ્તાખેજ લગી ફરીથી તેઓની સાથે પાછું મલનાર નથી વાસ્તે તે વિષેની વાત કરવી ફોકટ છે). તેની પાસે 'મેદીઓજરમી-રોગન' (વસંત રૂતુના ઘી જેવો ઉત્તમ ખોરાક) ખોરાક તરીકે લાવો (દેખાડો). તેજ છે ગુજરવા પછી નેક વિચારનાર, નેક બોલનાર, નેક કામ કરનાર, અને નેક દીન રાખનાર માણસનો ખોરાક. તેજ છે ગુજરવા પછી ઘણું નેક વિચારનારી, ઘણું નેક બોલનારી, ઘણાં નેક કામો કરનારી, ઘણું સારૂં શિખનારી, ખાવંદનાં હોકમમાં રેહુનારી, ભલી ઓરતનો ખોરાક."

ફ૦ ૩૩-૩૬:—"તે બુરાં માણસનું રવાન પેહલું કદમ ઉઠાવીને 'દુશ્મત' (બુરો વિચાર) નામનાં દોજખમાં મુકે છે. તે બુરાં માણસનું રવાન બીજું કદમ ઉઠાવીને દુજૂખ્ત' (બુરી વાણી) નામનાં દોજખમાં મુકે છે. તે બુરાં માણસનું રવાન ત્રીજું કદમ ઉઠાવીને 'દુજ્વર્સ્ત' (બુરાં કામ) નામનાં દોજખમાં મુકે છે. તે બુરાં માણસનું રવાન ચોથું કદમ ઉઠાવીને 'અનંત અંધકાર'માં મુકે છે. ત્યારે તેને આગળ મુએલું બુરૂં (રવાન) પુછે છે 'ઓ બુરાં (રવાન)! તું કેમ મરણ પામ્યું? ઓ બુરાં (રવાન માંસમય રહેઠાણો (શરીર)થી અને હદવાલી જીંદગીથી (અથવા પ્રમાણવાલા વાયુઓથી) અને શરીરવાલી જીંદગીથી મીનોઇ જીંદગીમાં, નાશવંત જીંદગીથી અવીનાશી જીંદગીમાં, કેમ આવ્યું? (પાતાલનાં દોજખીઓ, દેવો, અને એહરેમનની તરફથી) 'લાંબા જમાના લગી તારી ઉપર લ્યાનત!' (એવો શ્રાપ) કેમ થશે?' ત્યારે એહરેમન કહે છે કે 'તું જે તેને પુછે છે તે મા પુછ કેમકે તે સખ્તી અને સરદી (?) ભરેલા ગેતીનાં માર્ગને છેડે પોંહોંચેલું છે, એટલેકે તેનાં શરીર અને 'બોય' (શરીરાત્મા નો અંત આવીને તેઓ છુટાં પડયાં છે (એટલે કે રવાન પોતાનાં સાથીઓ શરીર, બોય, વગેરેને છોડીને શારિરિક સંયોગ છોડીને ખાલેસ મીનોઈ હાલતમાં પોંહોંચ્યું છે તે હવેથી રસ્તાખેજ લગી ફરીથી તે લોકોની સાથે પાછું મલનાર નથી વાસ્તે તે વિષેની વાત કરવી ફોકટ છે). તેની પાસે ઝેરી અને ઝેર સાથે ગંદગી ભેલેલું ખોરાક તરીકે લાવો (દેખાડો). તેજ છે મરવા પછી બદ વિચારનાર, બદ બોલનાર, બદ કામો કરનાર અને બુરી દીન રાખનાર માણસનો ખોરાક. તેજ છે મરવા પછી ઘણું બદ વિચારનારી, ઘણું બદ બોલનારી, ઘણા બદ કામો કરનારી, ઘણું બુરૂં શિખનારી, ખાવંદના હુકમમાં નહીં રહેનારી, બુરી ઓરતનો ખોરાક."

દા૦ દી૦ પુ૦ ૩૦:—"પુછ્યું છે કે ૧. ભલાંનું રવાન જ્યારે બહેશતમાં જાય છે ત્યારે કેવી રીતે જાય છે? ૨. તેને કોણ એસ્તેકબાલ લેવા આવે છે? તથા કોણ (બહેશતમાં) લેઇ જાય છે? અને તેને અહુરમજદની મીજલસમાં કોણ સામેલ કરે છે? ૩. બહેશતમાંનાં અશો લોકોમાંથી કોઇ તેની સામણે આવે છે? અને તેને કોઇ કાંઇ પુછવું કરે છે અથવા કેવી રીતે? ૪. તેના ગુનાહ અને સવાબનો શુમાર (ફરીથી) કરવામાં આવે છે? ૫. તેને બહેસ્તની અંદર સુખ અથવા ખુબી કેવી તરેહની દેખાડવામાં આવે છે? ૬. તેઓનો ખોરાક શું હોય છે? ૭. તેઓની ચારી આ દુન્યાના લોકોને થાય છે કે નહીં? ૮. અને બહેસ્તનો સામાન જાહેર છે કે કેમ (યાને બહેસ્તમાં ઉપભોગ કરવાની વસ્તુઓ કેવી છે)?—જવાબ એ કે ૧. ભલાંનું રવાન બહેસ્તમાં જતી વખ્તે ગેબી સવાબના કૌવતથી, રવાનની આગળ ચાલનાર ભલા મીનો (યાને 'દએના')ની સાથે તેનાં પોતાના સવાબના પ્રમાણ, દરજ્જા તથા સંખ્યા (અથવા જથ્થા) પ્રમાણે મીનોઈ સવાબ સાથે "સ્તીર" (ઉંચાંમાં ઉંચાં બહેશત) તરફ જતાં આકાશી વીમાનમાં તાજ અને સરપેચ (?) ખીલેલા ચેહરા

**થવાનું કહ્યું નથી એટલુંજ નહીં પણ અપક્ષપાત રીતે તરાહેત ન્યાયાધીશ મેહેરયજદ પાસે તેનો નિષપક્ષપાત રીતે ચોખ્ખો ઇનસાફ થવાનું કહ્યું છે.**

સાથે તથા ઉમદા, બારીક અને આરાસ્તગીભરેલાં ઓજારો સાથે અને મીનોઈ લાડથી બહેસ્ત અથવા ગરોથમાનમાં જ્યાં તેને જગા મલે છે ત્યાં જાય છે. ૨. બહમન અમશાસ્પંદ તેને દાદાર અહુરમજદની સાથે વાતચીત કરાવે છે. અને અહુરમજદનાં ફરમાનથી તેને તેની જગા અને નેક બદલો જાહેર કરે છે. તે અહુરમજદની સાથની વાતચીત પછી તે જગા તે (રવાન) જુએ છે અને તેની સમજ મેલવે છે અને તેની મતલબને પામે છે, તેથી તે ખુશહાલી પાંમે છે. ૩. વલી પેદાયશનો પેદા કરનાર અહુરમજદ ગેબીઓમાંબી ગેબી છે. તેથી કરીને તેને જોવો એ ગેબીઓનેબી મુશ્કેલ છે. એવું પેલી દુન્યાને લગતાંઓને તથા આ દુન્યાને લગતાંઓને જાણીતું છે. તોપણ દાદારના વુજોર્ગ આવાજ (સાંભળવા) થી પેલી જેહાનને લગતાં તથા આ જેહાનને લગતાંઓ જોવાથીબી તેઓ તેને પામે છે (યાને પ્રત્યક્ષ પ્રમાણથી પીછાણી શકે છે કેટલાએક. આ અને પેલી દુન્યાને લગતા અનુમાનથી તેનું જોવું (જાણવું) કરે છે; વલી બીજાઓ ફક્ત આ દુન્યાનાં અનુમાનથી તો આ દુન્યાની ઉપમાંથી પેલી દુન્યાને જાણી શકે છે જેમકે શરીરની મારફતે જોવામાં આવે છે (અનુમાન કરાય છે) કે તેની અંદર રવાન (આત્મા) છે અથવા જેમ આતશની મારફતે દેખાય છે (અનુમાન થાય છે) કે તેમાં 'વરહરાન' (બેહેરાંમ) છે અથવા પાણીથી માલૂમ પડે છે (અનુમાન થાય છે) કે તેમાં તેનો પોતાનો મીનો છે, તોપણ તે વાત કરવાથી (એટલેકે આવાજ સાંભળીને) તે રવાન અહુરમજદને જુવે (જાણે છે) તે બેશક છે કેમકે અહુરમજદને સર્વે કોઇ એજ રીતે જુવે (જાણી શકે છે). તેમજ ગુનેહગાર રવાનબી અહુરમજદનું કેટલાપણું પામે છે (એટલે કે અહુરમજદની શક્તિ કેટલીબધી બેહદ છે તે પેલી દુન્યાને લગતા અનુમાનથી જાણે છે). અહુરમજદને (એવી રીતે) જોવાથી તે (અશોનું રવાન) હરખ પામે છે. ૪. બહેસ્તની અંદરનાં અશો લોકો કે જેઓ ગેતીમાં તેનાં લાગતાવલગતાં અથવા દોસ્તો અથવા હમદીનો અથવા સાથે રહેનારા હતા તેઓની તરફથી તેને બહેસ્તમાં પોહોંચાડવા વિષે મોહબત બતાવવી, ખેરઆફીયત પુછવી તથા મુબારકબાદી આપવી (?)........થાય છે તે સઘળાંઓ 'ધન્ય' (અવ૦ ઉસ્તાન=શાબાશી) બેહેસ્તમાં કહે છે. ૫. **બહેસ્તીઓની ઉપર ગુનાહ અને સવાબનો શુમાર ફરીથી થતો નથી. એ** (સવાલ) **પોતેજ આ બાબતમાં અજબ જેવો લાગે તેવો છે, કેમકે હીસાબ શુમાર કીધા પછી અને ગુનાહોની તોજેશ કીધા પછી** (યાને ઉપર કહ્યા પ્રમાણે પુલપર સજા થયા પછી) **એવી રીતે બહેસ્તમાં પોહોંચે છે કે તેઓની જગા ફરશોગર્દના વખ્ત સુધી ત્યાંજ થાય છે. નવેસરથી શુમાર કરવાની જરૂર રહેતી નથી. જે કાંઈ હીસાબ લેવામાં આવે છે તે હીસાબને વખ્તેજ થાય છે***

* ઉપર ફકરામાં જે લખાણ અમે કાલા હરફોમાં મુકયું છે તે વાંચનારે જરૂર યાદ રાખવું, કેમકે એમાં આપણા જરતોસ્તી ધર્મનું એક ખુબીભરેલું ફરમાન સમાયલું છે. આપણી કોમનાં ભોલાં લોકો એવું સમજે છે કે મરનારની પુઠે તેનાં સગાંઓ જે જે સવાબો અને ક્રિયાઓ તેની નયતે કરે છે અથવા ખરચ કરીને ધર્મગુરૂઓ પાસે કરાવે છે તેનો ફાયદો તેને મલે છે અને તેથી જો તેની સદગતી નહીં થઈ હોય તો થાય છે. પણ આ લખાણ સાફ કહે છે કે દરેક જણ જે પોતે જાતે જીવતાંજીવત કરે છે તેનીજ ગણત્રી થઈને ચેહારમની બામદાદે તે ઉપરથી તેને જે સારો અથવા માઠો બદલો મલે છે તેજ માત્ર કયામત લગી તે ભોગવે છે. ચેહારમની બામદાદે તેનો ઇનસાફ થઈ રહ્યા પછી બીજાંઓ ગમે તે કરે તેથી તેની હાલતમાં કશો ફેરફાર થતો નથી. એ ફરમાન ખુદ અવસ્તાનાં ફરમાનને મલતું છે. વંદીદાદ ૧૯. ફ. ૨૭–૩૩ માં સાફ કહે છે કે "એક માણસ શરીર સાથની જીંદગીમાં" જે કાંઈ કરશે **તેનોજ** બદલો મરણ પછી તેને મલશે તે સીવાય બીજું કાંઈ નહીં મલશે.—રી૦ બ૦.

**તોપણ તે ઇનસાફની સાથે દયાને ભુલી જવામાં આવી નથી. દાદાર અહુરમજદ કીનો લેનાર અથવા વેરનો તરસ્યો હોય તેવો ખોદા નથી.**

---

હીસાબના લેનારાઓ અહુરમજદ, બહમન, મેહર, સરોશ તથા રશ્ને છે. એ દરેક પોતપોતાના વખત ઉપર તમામ રાસ્તીથી હીસાબ લે છે જેમ એ બાબતનાં જવાબમાં લખ્યું છે તેમ–૬–ખોરાક વિષે જે પુછયું છે (તેનું જાણવું એ કે) દુન્યાઈ ખોરાક બે રીતનાં હોય છે. તેમાં એક "અવઅપર તે એઅજ હોસ્તાવે–અજ–આવ" (જેનું ઉગવું પાણીથી જલદીથી છે તે ?) અને બીજો "પ–ઉરવાજશ્ને એઓએ ફરજામશ્ને" (વનસ્પતી માંહેલી ગરમીથી જે આખેર થવા તરફ છે તે !) છે—બહેસ્તમાં 'હોસ્તાવે–અજ આવ' નથી, પણ ઘણી રામશની સાથે 'ઉરવાજ' છે. એ મીસાલે કે લોકો 'ઉરવાજ' ને લગતા ખોરાકથી વખત આખેર કરે છે). તેજ પ્રમાણે તેવી રીતનાં (ખોરાકનાં) પ્રમાણથી મીનોઇ રવાનને તેથી વખત આખેર કરવો તથા રામશ્ની પોંહોંચનાર છે. (૭) **આ દુન્યાનાં લોકોને વાસ્તે** (યાને આ દુન્યાનાં લોકોને મદદ કરવાની મતલબથી) **'મેદીઓજરેમ રોગન'નું પ્યાલું તે રવાનને દેખાડવામાં આવે છે.** એ (મેદીઓજરેમ નામની મતલબ એ છે કે દુન્યાઈ ખોરાક મધે જે ગોસ્પંદોની ઉપજનો ખોરાક (animal food) છે તે ઉત્તમ કહેલો છે. તે ગોસ્પંદોની ઉપજમાંથી નિકલેલા ખોરાકમાં દુધ, અને દુધથી ચઢતો ખોરાક ઘી, અને ઘીમાં વધારે ખુબી સાથનું તે ઘી વખણાયલું છે કે **જે વર્ષનાં બીજા મહીનામાં કે જે વેલાએ મેહર** (આફતાબ) **વરખ રાશીમાં હોય છે** તે વખતે બનાવવામાં આવે છે. હવે જ્યારે **તે મહીનાને દીનને લગતી બહારની મોસમ** કહેવામાં આવે છે તેથી એ નામ જાણવું.† એ દેખાડવું એટલા માટે છે કે તે આ દુન્યાને લગતો તથા આ દુન્યાનાં સહુથી ચહડતા ખોરાકનો નમુનો છે **અને તે** ("મેદીઓજરેમ રોગન" **બહેશ્ત અને ગરોથમાનમાં તે અશોનાં રવાનને તેની હૈયાતીને મદદ કરવાને સારૂં નથી. કેમકે તે સંપૂર્ણ સુખભરેલું મકાન છે. તેથી તેને તેની** (યાને ખોરાકની) **તો યાદ વટીક પડતી નથી. પણ હરેક શખ્સ તેને** (યાને રવાનનાં ફરોહરને) **તેથી** (યાને "ગોપોશ"=ગોસ્પંદી ખોરાકથી) **ઘણી યાદ કરનાર છે, એવી તે રવાનને એથી** (યાને મેદીઓજરેમ રોગનથી) **આ દુન્યામાં આ દુન્યાને લગતાં** (યાને જીવતાં) **સગાંવહાલાં તથા ખેશીઓને વિષે યાદ અપાવી છે. જે પ્રમાણે ફરશોગર્દમાં આ જેહાન વગર દુખણની, વગર ઘાતની, અને હંમેશ રામશની ભોગવનારી જે પ્રમાણે કે થશે અને "ઓરવાજની"** (યાને ખુશી ભરેલી) **જીંદગી ગુજારશે, ત્યાં લગી તે** (રવાનનાં ફરોહર)**ને પોતાનાં હીંગામ ઉપર** (યાને જ્યારે તેનાં ફરોહરની આરાધના કરીને મદદ ચાહવામાં આવે તે વખતે તે ફરોહરે આ દુન્યામાં) **પોંહોંચવાની ભલી યાદ તરીકે યાદ આપવામાં આવે છે.*** ૮. વળી તે અશોનાં રવાનને બહેસ્ત અને ગરોથમાનમાં તેની સચ્ચાઇ અને સવાબના પ્રમાણ પ્રમાણે સુખ, રામશની, અને હરખ હોય છે. સર્વે જાતનું

---

† ઉપર ફકરામાં જેટલું લખાણ અમે કાલા હરફોમાં મુકયું છે તે ઉપરથી સાફ માલૂમ પડે છે કે આપણું **ધર્મનું વર્ષ** જે દહાડે આફતાબ મેષ રાશીમાં દાખલ થાય તે દહાડેથી શરૂ થવું જોઇએ. આફતાબ વરખ રાશીમાં હોય છે ત્યારે **ધર્મનાં વર્ષની બહારની મોસમ અને તેનો બીજો મહીનો** હોય છે માટે તેનો પેહલો મહીનો મેષ રાશીમાં આફતાબ દાખલ થાય ત્યારથી શરૂ થવો જોઈએ.—રી૦ બ૦.

* ઉપલા ફકરામાં જેટલું લખાણ અમે કાલા હરફોમાં મુકયું છે તેબી વાંચનારે જરૂર યાદ રાખવું. કેમકે આપણી કોમનાં ભોલાં લોકો એવું માને છે કે આપણે મરનારની નયતે જે જે

**તે જો કે ધનસાફમાં ચોખ્ખો તોપણ દયામાં અપરમપાર છે. તેથી જર-તોશ્તી ધર્મમાં એવું ઠરાવ્યું છે કે કોઇબી માણુસ જો કે ગમે તેવો ગુનેહગાર**

---

સુખ અને રામશની જે આ દુન્યાને લગતી છે જેમકે દાનાવ દોસ્તોથી, ફરમાનબરદાર નોકરથી, અને બીજા ખેરખાહ મરદોથી, તેમજ વળી ખુબસુરત, નેક શરમવાલી, અને ખાવંદની મરજી મુજબ ચાલનારી તથા વફાદાર અને સંભાલ લેનારી ઓરતથી, અને બીજા વફાદાર ફાયદો મેલવાવનારા-ઓથી,–તેમજ વળી પાલેલાં ઢોરો, પશુઓ, વેહશી જાનવરો, પક્ષીઓ, માહીઓ, અને બીજાં ગોસ્પંદી જાતનાં જાનવરોથી,–તેમજ વળી રોશની, આતશો અને સુખદાયક વહેતા પવનો અને ઝલકતી ધાતુઓ અને ખનીજ પદાર્થોથી–તેમજ વળી ઇમારતો, જમીન, મકાનો, અને સઘલી ફુલફુપ **જમીનોથી**–તેમજ વળી નેહરો, ઝરાઓ, કુવાઓ, અને બીજાં દરેક જાતનાં પાણીઓથી–તેમજ વળી લાકડાં દરખ્ત, ઉમદા મેવા, અનાજ, ઘાસ, ભાજીપાલા, ફુલો, અને બીજી વનસ્પતીઓથી–તેમજ વળી યજદાંની ખલકત તથા હરએક પેદાયશને વાસ્તે જમીનપર થતી દવાદારૂથી,–તેમજ વળી ખુસ્નુમા, લેજતદાર, અને મજેહદાર, ખુશબોઇઓ યાને ધુંપો, અને ખસુસન દુન્યાના લોકોની ઇંદ્રીઓને સુખ પમાડવાનું કામ કરનારી તમામ ચીજોથી **મોતમદોને** આ દુન્યાને લગતી હાલતમાં સઘલી તરેહનું સુખ અને ખુશી પોહોંચી શકે તે સઘલું તે રવાનના મીનોઈ સવાબને લીધે સેતારાઓની મીસાલ અને માફકનાં (યાને નુરી) મરદો, ઓરતો, ગોસ્પંદો, આતશો, અને તમામ ધાતુઓ, સગો, જમીનો, પાણી, ઓરવરો, ઈત્યાદિ–મીનોઇ સવાબની ખાલેસી મુજબ તેઓનાં સવાબ કર-વાનાં કુવતનાં પ્રમાણ અને પદવી મુજબ તે રવાનોને મલે છે. અને તે અશોને રામશ્ની પોહોંચાડવાને લાયકનાં નુર, બુજોર્ગી, લાયકી, અને હમેશાની રામશ્નીને જાથુકી સાથે અને મુતલક આજાર વગર પામે છે. **અને તેને ઘણી ખુશી મલે છે કે જેનું આ દુન્યામાં મુતલક પ્રમાણ છેજ નહીં. અને થઇ શકે નહીં. તે બહેશ્તીઓ અને ગરોથમાનીઓને એ રીતે પોહોંચે છે કે જે જે આ જેહાનને લગતી ચહડતામાં ચહડતી ખુબી અને રામશ્ની છે તે તેની મીસાલે નથી.** પણ આ દુન્યાંનાં લોકોને વાકેફ કરવા સારૂ આ દુન્યાથીજ નમુનો કહેવો તથા દેખાડવો થાય (તેથી ઉપલું લખ્યું છે). બાકી, અંતવાલું અન-અંતની સાથે, અને ફાણી સદા કાયમની સાથે અને ક્ષય પામનાર અક્ષયની સાથે, એકમલતું થઈ નહીં શકે. આ દુન્યા અંતવાલી, ફના પામનારી, અને ક્ષય પામનારી છે પણ તે 'અસર રોશની' (યાને અનંત નુર, મીનો જેહાન)નાફાની અને નહીં ઘટનાર છે. અને તે "ગંજે-હમા–સુદ" (યાને "મીસ્વાન–ગાતુ–ખધાત") તમામ ફાયદાનો ભરેલો તથા અખુટ છે. અને તે રોશન ગરોથમાન તમામ ખુશીનું ભરેલું તથા દુઃખ રહીત છે. **અને અશોનું રવાન બહેશ્ત અથવા ગરોથમાનનાં મકાનમાં જે બદલો કે પ્રથમ પામે છે તે તેને પોતાને રીસ્તાખેજના વખ્ત સુધી કે જે વખ્તે ગેતીબી નિર્મળ અને ઘાત વગરની થશે ત્યાંસુધી તે પોતે ઘટમાન રહેશે.** રીસ્તાખેજનાં વખતમાં તેથી ચહડતો ભલો, અને ઉત્તમ બદલો પામશે, અને જાવેદાન લગી સુખ ભોગવશે."

પુરશેશ ૩૧:—"પુછયું છે કે:–૧. ભુંડાંનું રવાન જ્યારે દોજખમાં જાય છે ત્યારે કેમ અને શી રીતે જાય છે? ૨.–તેને કોણ સામણે આવે છે અને કોણ દોજખમાં લેઈ જાય છે? ૩. દોજખીઓમાંથી

---

ખાણા પકાવીને તે ઉપર ભણતરો ભણાવ્યે છૈએ તેનો સોહરમ ગુજરેલાંઓનાં રવાનો લેઈ જાય છે અને તેથી જેમ જીવતાંઓ ખાણાથી તૃપ્ત થાય તેમ તૃપ્ત થાય છે. પણ એ વિચાર તદન ભુલ-ભરેલો છે. મજકુર ફકરાઓમાં સાફ લખે છે કે ગુજરેલાંઓને કશા ખોરાકની જરૂર નથી. અને આ દુન્યામાં તેઓના ખેશીઓ જે જે ખોરાકો પકાવીને ઇંજાવે તેથી તેઓને કશો ફાયદો થતો નથી પણ તેનો ફાયદો જીવતાંઓને મલે છે, કેમકે તેઓને તેઓનાં ફરોહરોની મદદ મલે છે.—રી૰ બ૰.

**હોય તોપણ જો તે પોતાના ગુનાહોનો ખરાં અંતઃકરણથી પશ્ચાતાપ કરીને સાચ્ચા ધર્મનો એકરાર કરે અને પતેત કરે અથવા કાંઇ નહીં તો મરતી**

---

કોઈ તેની સામણે આવે છે કે કેમ? ૪. તેણે કીધેલા ગુનાહની સજા એકદમ કરી લીએ છે કે "તનપસીન" (ફરશોગર્દ અથવા રીસ્તાખેજ)ના વખતસુધી તે સજા તેની ઉપર રહે છે?— ૫. દોજખમાં તેઓનો ખોરાક શું હોય છે? ૬. તેઓને દુઃખ અને પીડા કેવી રીતે હોય છે?— ૭. અને દોજખની હદનો સામાન જાહેર છે કે કેમ? (યાને તેઓને દોજખમાં કાંઈ અસબાબ મલે છે કે નહીં?)—જવાબ એ કેઃ—૧. તે ભુંડાનું રવાન ગુજરવા પછી ચાહરમની રાત્રે હીસાબ કરવા પછી ચીનવદ પુલ ઉપરથી ઉંધું વલે છે અને મોંહપર ફીણ લાવે છે.—૨. "વિજરેષ" નામનો દેવ તેને અજાબભરેલી રીતે બાંધીને ઘસડે છે તથા તેને દોજખમાં લેઈ જાય છે ૩. અતીસ્ય એબભરેલાં ગેબી દેવો તેને આવી મલે છે. તેના ગુનાહ મુજબ ઘણીએક મુશકેલીઓથી અને ઘણીએક મીસાલોથી બીહીવડાવનારાઓ અને જખમ કરનારાઓ, અને કતલ કરનારાઓ, અને ખરાબ કરનારાઓ, અને તે ઘાટકીઓ અને બદ કાલબુદનાઓ અને બદકારીની રીતીઓવાલાઓ અને નાલાયકો અને બેરેહમો અને નજીસો અને કરડી ખાનારાં અને ચીરી નાંખનારાં ખરફસ્તરો અને દુરગંધી ભરેલા પવનો અને અંધકારને લગતાઓ, અને ગંદગીભરેલાઓ, અને ભુખે મારનારાઓ અને પ્યાસે મારનારાઓ, અને દુષ્ટ ઘાટકીઓ, અને મહા પાપીઓ (?) અને બીજા અતીસ્ય ખરાબી કરનારાઓ તથા ઇજા દેનારાઓ કે જેઓ આ દુન્યાની મીસાલ આપવા કરતાંબી વધારે (બદી) કરનારા મીનોઓ છે તેઓ તેને આવી મલે છે. ૪. તેજ મીસાલે તે (દોજખી)નાં ગુનાહોથી તેઓ (દેવો)ને જે કાંઈ જોર અને કુવત થયલું છે તેથી **ફરશોગર્દનાં વખ્ત સુધી** બીન આસાયશ આપવે તેઓ તેને દુઃખ દે છે તથા અજાબ ગુજારે છે. "વીજરેષ" દેવનાં ઘસડી લેઈ જવાથી નામુરાદ થઇને દોજખમાં તે જાય છે. 'દરૂજ'નાં ગનામીનો (યાને એહરેમન)ની સાથે વાત કરે છે. ફરેબકારી અને હવસબાજીની ઇચ્છાથી તે પસ્તાય છે. દોજખમાંથી આ દુન્યાને પાછો યાદ કરનાર તથા સવાબની તરફ સખ્ત આરજુ રાખનાર થાય છે ૫. તેનો ખોરાક તેના ગુનાહનાં પ્રમાણ પ્રમાણે ઘણીજ ગંદગીભરેલો, ઘણોજ કોહોવાટભરેલો, ઘણોજ ગલીચ, અને ઘણોજ બેલેહજ્જત હોય છે. તેનો ખોરાક "ઉરવાજ"થી જીંદગી ગુજારવાનો ત્યાં નથી એટલુંજ નહીં પણ "અજ આવ હોસ્તાવીએદ" વિષેબી તેઓ તલવલે છે. અને તે (રવાન)ને ભુખું, તરસું, તથા નાતવાન રાખવામાં આવે છે. અને તેના ગુનાહભરેલા તરીકાને લીધે તેને તૃપ્તી હોતી નથી, પણ તેથી ઉલટું તેને વધતી અને વધતી તલબ થતી હોય તેવી અનુમાનની લાગણી થયા કરે છે. ૬. દોજખમાં તેની જગામાં કાંઇ સામાન હોતો નથી. **એ પ્રમાણે રીસ્તાખેજ થાય તેની આગમજ** (યાને તે વખ્તે લગી)) **તેને તે તલબની લાગણીનું દુઃખ અને સજા ભોગવવી છે.** ૭. ફરશોગર્દને વખ્તે દોજખમાં તેનાં ગુનાહ જો વધારે આગલ (યાને બાકી હશે) તો તેની સજા ચાલુજ રહેશે. તેને તે સજા પોતાનાં ગુનાહનાં મીનો દરૂજની મારફતે એવી રીતે અને એવા પ્રમાણથી પોહોંચશે કે જે તેને આજાર અને અજાબ દેશે અને જેઓએ બુરી આરાધનાથી સેતાયશ કીધેલાને (યાને એહરેમનને) પુંજ્યો હશે તે બુરાંઓનાં રવાનોને ફરશોગર્દને વખ્તે કે જે વખ્તે તે દરૂજ (યાને એહરેમન)ને મારવામાં આવશે તે વખ્તે ત્રણ દિવસ લગી તાવેલી (ગરમ) ખનિજ પદાર્થમાં ચલાવશે. તમામ બુરી મનશનીનાં દેવો જેઓ તે (રવાન)નાં ગુનાહથી અને તેને કાપવા તથા ફાડવાને સારૂં હતા (યાને જેઓની હસ્તી પેલા ગુનેહગારનાં ગુનાહને લીધે સજા કરવાનું કામ કરવાને વાસ્તેનીજ હતી) તેઓ તે દોજખી રવાનોનાં ગુનાહથી ખાલેસી મેલવવાનો તરીકો લેવાથી (યાને પાક થવાથી) દરદભરેલા થશે અને એકરાર થશે. તે તાવેલી ખનિજમાંનાં ઉત્તમ ધોવાંને કરી તેઓ (દોજખીઓ) દેવના હાથમાંથી પવિત્ર થશે. (યાને છુટશે). હવે (યાને એમ થવા પછી) તેઓ રેહમત કરનારાઓમાં સૌથી સરસ રેહમત કરનાર સાહેબની રેહમત અને માફીથી રેહમત પામેલા થશે.

**વખ્તે એક 'અષેમ્ વૉહૂ' પંઢીને સદ્દધર્મંજ આત્માને મુક્તિદાયક છે એવા ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરે તો તેથીજ તે દયાલુ બાપ તેને માફી**

---

અને બીજી મરતબે ખાલેશી પામેલાં થશે. જેમકે એ મીસાલે કહેલું છે કે (રીસ્તાખીજ પછી) બે તરેહની ખાલેશી પામેલાં હશે. એક "નાઆલુદે" યાને જેઓ ફરશોગર્દની આગમજ ખાલેશી પામેલાં તે)—અને એક "આસેનતન" (યાને જેવો તાવેલી ખનિજ પદાર્થમાં ચાલવા પછી પાક થયલાં તે). તે પવિત્રાઇ થવા પછી નહીં રહેશે દેવો, નહીં દોજખની સજા, કે નહીં દોજખીઓને દોજખ. ખરેખર તેઓ સમારેલાં થશે અને રાસ્તીભરેલાં, અશો, નિરોગી, બેમર્ગ અને બેડર અને વગર હલાકીનાં થશે. તેઓની સાથે ત મીનોઇ સવાબ પોંહોંચશે, કે જે તેઓએ જીંદગીમાં કીધો હશે. તે સવાબનાં પ્રમાણ અને પદ્દી મુજબ તેઓ રામશ્ની અને ખુશી પામશે. તોપણ અશોઓનાં રવાનોને તેઓના ભલા તરીકાને લીધે અને વધારે સવાબને લીધે બેહતર જગા, ચહડતો દરજ્જો, અને રામશ્ની તથા ખુશી વધારે મલશે."

બે૦ નં૦ સફે ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૩૩; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૬:—"જ્યારે ત્રણ રાત અને દહાડા પુરા થાય છે ત્યારે અશો ફત્તેહમંદ સરોશ ફરેસ્તો આવીને તે રવાનને ચીનવદ પુલની નજદીક લેઇ જાય છે. અને જ્યારે ચીનવદ પુલની નજદીક હીસાબ કરવામાં આવે છે ત્યારે મેહર યજદ અને રશન યજદ તે હીસાબ કરે છે. જો સવાબ વધારે થાય છે તો બહેસ્તમાં પોંહોંચે છે. જે કોઇનો ગુનાહ સવાબ કરતાં વધારે હોય તેનો તેટલો સવાબ બાદ કરીને જે બાકી રહે તેનાં પ્રમાણ પ્રમાણે ચીનવદપુલ ઉપર ખુશી, સુખ, અને આરામથી તે પસાર થાય છે. તેની નજરમાં ચીનવદપુલ નવ નેજાપુર લાંબો દેખાય છે. જ્યારે તે ચીનવદ પુલ ઉપર પગ મુકે છે ત્યારે કસ્તુરી અને અંબર કરતાંબી વધારે ખુશબોદાર પવન તેને સામણે વહે છે. અને બીજી તમામ ખુશીઓ કરતાં તેને તે ખુશી વધારે લાગે છે. જ્યારે તે ચીનવદ પુલની વચ્ચે પોંહોંચે છે ત્યારે તેને દક્ષિણ દિશાએથી એક એવો તો ખુબસુરત આકાર સાંમણેથી જણાય છે કે તેવી સુરત તેણે કદીબી જોયલી નહીં હોય. તેથી તે અજબ થઇને તેને પુછે છે કે આવી સરસ તે તું કોણ છે? કેમકે હરગેજ મેં તુંથી વધારે પાકીજેહ સુરત કદી જોઇ નથી. તે સુરત જવાબ દે છે કે હું તારી નેક કેરદાર છું જે પોતે સારીજ હતી પણ તારાં કામોએ તેને વધારે સારી કીધી છે. પછી તેની તરફ મોહબત બતાવીને સંપૂર્ણ ખુશી અને રાહત સાથે તે બંધે બહેસ્તમાં જાય છે. જો તેણે નેક કામોની સાથે "નોઝુદી" (નાવરની ચોખ્ખી આરાધનાઓ) કીધી હોય તો ગરોથમાનમાં અહુરમજદ અને અમશારપંદોની નજદીક તેઓ જાય છે. જો માત્ર સાદી આરાધાનાજ કીધી હોય તો બહેસ્તમાં પોંહોંચે છે. અને એટલીબધી ખુશી મેલવે છે કે તેનું વર્ણન થઇ નહી શકે. અને ફરેસ્તાઓ તેને એસ્તેકબાલ આવીને પુછે છે કે તે દુઃખભરેલી દુન્યામાંથી તું કેમ છુટયો? ત્યાં અમે હંમેશાં ઘણી ઇનતેજારીથી તારાં કામોપર શોખથી ધ્યાન આપતા હતા. પણ હવે તો તું તે સખ્તી અને મુસ્કેલી અને દુઃખથી છુટો છે. તેથી ત્યાં આસાએશ અને ખુશાલી તું હંમેશાં ભોગવશે. તે રવાન તે ફરેસ્તાઓનાં વચનોથી ખુશી થઇને ગરોથમાનમાં પોંહોંચે છે. તેનાં ઓલખીતાંઓ અને લાગતાંવલગતાંઓ સાંમણે આવીને તેને મુબારકબાદી આપે છે. તે પોતાનાં લાગતાં-વલગતાંઓને પીછાને છે.—જો પુન અને પાપ બરાબર હોય તો રસ્તાખીજ લગી હમેસ્તગાનમાં રહે છે. અને જો પુન કરતાં પાપ વધારે કીધું હોય તો પુન બાદ કરતાં જે પાપ બાકી રહે તેને માટે ચીનવદ પુલ ઉપરથી પસાર થતી વખ્તે તે પુલ તરવાર અથવા અસતરાની ધાર જેટલો બારીક થાય છે. અને જ્યારે તે ચીનવદ પુલ ઉપર પગ મુકે છે ત્યારે અતીસ્ય ગંદગીભરેલો એક પવન ઉત્તર દિશાએથી દોજખમાંથી તેની ઉપર વહે છે કે જેથી વધારે નઠારો પવન બીજો હોયજ નહીં અને બીજી તમામ સજાઓ તેને પોંહોંચે છે તે કરતાં તે ગંદગીનું દુઃખ ઘણું બુરૂં હોય છે. જ્યારે તે ચીનવદપુલની વચ્ચે પોંહોંચે છે ત્યારે એક અતીસ્ય ભયંકાર બુરો આકાર તેને નજરે આવે છે કે

બક્ષીને તેના રવાનને દોજખમાં પડવાથી બચાવે છે અને પુલ ઉપરજ તેની શીક્ષા કરીને તેને ઘટતી જગામાં મોકલે છે પણ દોજખમાં જવા દેતો નથી. કારણકે દોજખની હાલત ઘણીજ ભયંકાર છે (જુઓ નોટ ૨૮૮ મી).

એ પ્રમાણે ચાહરમની બામદાદે રવાનના પોતાનાં કર્તુકો પ્રમાણે તેનો ઇનસાફ થઇને તે બહેશ્ત અથવા દોજખમાં પોહોંચે છે ત્યાં લગી તેનું 'મીનો-તન' તેની સાથે રહે છે અને તે મીનો તનની મારફતેજ તેને ઉપર કહેલી ખુશી અથવા નાખુશીનો અનુભવ મલે છે. 'મીનો-તન' (peri-spirit) ને વાસ્તે કહે છે કે તે કેટલેક દરજજે ખાકી (partly material) છે તેથી તેને મીનોઇ જેહાંનમાં જવા દીધામાં આવતું નથી. તે રવાનથી છુટું પડે છે ત્યાર પછી તે પાછું ગેતી દુન્યામાં આવે છે કે નહીં તે ચોક્કસ જણાતું નથી. તોપણ તે જો મીનો દુન્યામાં નહીં તેમજ ગેતી દુન્યામાંબી નહીં તો વચમાંનાં હમેશતાન (Pergatory or limbo) માં રહે છે એમ ધારી શકાય છે. કારણકે ૧. એ સીવાય તેની કોઇ બીજી લાયક જગા ધારી શકાતી નથી. અને ૨. કેટલાંએક રવાનો જેઓનું પાપ અને પુન્ય તદન બરાબર હોય તેઓને હમેશતાનમાં રહેવાનું કહ્યું છે. અને હમેશતાનમાં જેમ મીનો દુન્યાની પુરેપુરી મીનોઇ હાલતબી નહીં તેમજ ગેતી દુન્યાની પુરેપુરી ગેતીઇક હાલતબી નહીં એવું જણાવ્યું છે. તે હમેશતાની હાલતમાં રહેવા લાયક' જો કોઇબી ઠરે તો એ 'મીનો-તન' સાથેનાં રવાનો તેમજ રવાન વગરનાં 'મીનો-તનો'જ ઠરી શકે છે.

ઉપર જેટલું લખ્યું છે તે ઉપરથી વાંચનારને જણાશે કે રવાન અને

---

તેથી બુરો બીજો કોઇજ આકાર જોયો તેણે હોય નહીં, તેથી તે એવું તો બીહે છે કે જેમ બકરી વરૂથી બીહે તેમ. તે ચાહે છે કે તે ત્યાંથી નાહાસી જાય ત્યારે તે બદસુરત કહે છે કે હવે તું કયાં નાહાસી શકશે? તે તેને પુછે છે કે તું કોણ છે! તારાથી વધારે બદસુરત અને ભયંકાર કોઈને જોયું નથી. તે કહે છે કે હુ તારી કરણી છું કે જેને તેં દરરોજ વધારેને વધારે બુરી કીધી હતી. હમણાં મને અને તુંને પોતાને દુઃખ અને આફતમાં તેં નાંખ્યાં છે. **કયામતનાં વખ્ત લગી આપણને સજા ભોગવવી પડશે.** એમ કહીને તેને વલગી પડે છે અને પુલ અસ્તરાની ધાર જેવા બારીક હોવાને લીધે તેઓ બંધે ઉંધે મસ્તકે દોજખમાં પડે છે. ત્યાં પોહોંચી રહે ત્યાં લગી તે રવાનને એવું લાગે છે કે જાણે તીણી નોકનાં કાંટાં બધે જડી લીધેલા છે અને તેમે ગોયા તેની ઉપરથી પસાર થવું પડે છે. તે ગુનેહગારે જો ઘણા ગુનાહો કીધા હોય છે તો અહરેમનની નજદીક પોહોંચે છે, અથવા પોતાના ગુનાહનાં પ્રમાણુ પ્રમાણે દોજખમાં રહે છે. જ્યારે અહરેમન તેને જુવે છે ત્યારે તાણો મારીને હસે છે અને કહે છે કે બહેશ્તમાં તુંને શું દુઃખ હતું કે આવી બુરાકારક જગામાં અમારી પાસે તું આવ્યો? હવે તો તુંને એમજ ગમ્યું તો તુંને એજ માફક રાખીશું કે તુંને સજા થયા કરે! **એ પ્રમાણે રસ્તાખેજ લગી તેને મશ્કરી અને ઘણા દુઃખદાયક તાણા મારે છે અને અજાબ પોંહોંચાડવામાં કાંઈ અખીલી કરવામાં આવતી નથી.** દોજખમાં એક ચીજ હોય છે કે જેને અરબી ભાષામાં "ઝ્જરેહ" અથવા "દોઈ" કરી કહે છે, તે ચીજ સર્વે ચીજથી વધારે ખરાબ અને ગંધાતી છે, તે તેને ખાવાને આપે છે."

ફ્રોહર બે જુદા જુદા મીનોઓ છે. અને રવાન તે માણુસનો ખુદ વિચાર-નાર આત્મા છે. તેને મરણુ પછી ચાહરમની બામદાદે તેનાં કર્તુંક પ્રમાણે જગા મલે છે જયાં તે કયામત લગી રહેશે. અને ફ્રોહર વગેરે બીજા મીનોઓ માત્ર તેના મદદગારો છે તેઓ તેથી છુટા પડે છે. અને તે મદદ-ગારોમાં ફ્રોહર જેમ એક રાજ ચલાવવામાં પાદશાહને તેનો વજીર હોય, અથવા જેમ એક ઘરસંસાર ચલાવવામાં ઘરધણીને તેની ધણીઆણી હોય તેમ ઘણો નજદીકનો સહાયકારી છે. હવે એ ફ્રોહર નામનો મીનો તે શું છે? તે વિષે અવસ્તાનાં ફકરાઓ સરખાવીને શોધ કરતાં માલૂમ પડે છે કે તે એક ઘણોજ ચહડતે દરજજેનો મીનો છે. ફ્રોહરો બેશુમાર હોય છે. માણુસની તથા જાનદારોની હયાતીમાં ફ્રોહર રવાનનો જેમ ખજાનચી અને વજીર, તેમજ સપેહસાલારબી છે. તે તેનાં શરીર તથા મનની વ્ય-વસ્થા કરીને તેને જોઇતો ખજાનો પુરો પાડે છે, તેનાં મુલકના દુશ્મનો—તન અને મનનાં દુઃખ દરદો—ને દફે કરીને મુલકની સપેહસાલારી અથવા કોટવાલીનું કામ કરે છે. અને એમ કરીને રવાનની મૂખ્ય શકિત—તેનાં મન—ને હિમત આપીને કોવતમંદ કરે છે. મન જોરાવર થવાથી માણુસ હરેક મંડલીમાં પ્રકાશી નિકલે છે અને મોહોટાં પરાક્રમો અને નેક કામો કરીને દુન્યાને ફાયદા કરી જાય છે, તથા ભલાઇનો વધારો કરીને બુરાઇનો ઘટાડો કરી જાય છે. અને એ પ્રમાણે જોરાવર ફ્રોહરની પુરતી મદદ લેવાથી જેમ સારા વજીરની મદદથી એક પાદશાહ મોહોટે દરજજે ચહડે તેમ રવાન ઉચ્ચો દરજ્જો પામે છે. એ પ્રમાણે ફ્રોહર રવા-નનો અતિ ઉપયોગી મદદગાર છે. જેઓનાં ફ્રોહર મોહોટી પંકિતનાં હોય છે તેઓ મોહોટાં પરાક્રમો કરે છે. તેથી તેઓનાં મરણુ પછી તેઓનાં ફ્રોહરોની યાદ કરીને તેઓની આરાધના કરવામાં આવે છે તથા તેઓએ કીધેલાં કામોની કીર્ત્તિ ગાવામાં આવે છે. જેના પુશ્કળ દાખલા ફ્રર્વર્દીન યશ્તમાં નોંધાયલા છે અને તેમજ આપણાં જે ગુજરેલાંઓનાં નામગરણો પાજંદ જુબાનમાં બોલવામાં આવે છે તે ઉપરથીબી તે માલૂમ પડે છે. ફ્રોહર ફકત ભલાં માણુસ તથા ભલી ચીજની સાથેજ છે એટલુંજ નહીં પણુ બુરાં માણુસ તથા બુરી વસ્તુ સાથેબી છે. પણુ પાછલાં-ઓમાં તે જેવી જોઇએ તેવી શક્તિથી પોતાનું કામ કરી શકતું નથી. પણુ જે રવાનના મદદગાર તરીકે તે હોય છે તે રવાનની ગફલત, ચુક, જાણી-જોઇને કીધેલી બેદરકારી, પાપ, જુઠાઇ, વગેરે ખામીઓને લીધે તથા એહરેમન, દેવો, વગેરે બુરા આત્માઓ અને બદ આદમીઓનું બળ ફાવવાને લીધે તે અશકત અથવા નિર્બળ થાય છે અને ઢંકાઇ રહે છે[૨૮૯]

---

૨૮૯ ફ્રર્વર્દીન યશ્ત ફ૦ ૧૦૫:—"અવરયસ્તો-ફ્રવષિ=જેની ફ્રવષિ ઢંકાઇ રહેલી તે (આશમોગ)."

જેમ જોઇએ તેમ પોતાનું કામ બજાવી શક્તિ નથી. જે જે માણસોની ફ્રવષિઓ તેઓનાં મરણ પછી વધતી અથવા ઓછી ફતેહમંદ માલૂમ પડે છે એટલેકે તે માણસ અશો થઇને બહેશ્તમાં પોંહોંચેલાં મનાય છે તેઓની ફ્રવષિઓને 'અષોઓની ફ્રવષિઓ' કરી કહે છે અને જરતોશ્તી ધર્મમાં ફક્ત તે અશોઓનાં ફરોહરોનેજ યાદ કરવાનું કહેલું છે બુરાઓનાં ફરોહરોનું શું થાય છે તે વિષે કાંઇ જણાવેલું નથી. તેમજ તેઓને યાદ કરવાનું બી કહ્યું નથી. ફ્રવષિઓને પોતપોતાનાં કામો કરવામાં માણસોની તરફથી જો અટકાવ થતો નથી, બલકે તેઓને સેહેલાઇ કરી આપવામાં આવે છે તથા મદદ થાય છે અને તેઓને નારાજી કરવામાં આવતાં નથી, તો તેઓ તે માણસોને મોહોટા આશીર્વાદો દે છે અને તેઓનું ભલું કરે છે. પણ જેઓ તેઓની સાથે એથી ઉલટીજ ચાલ ચલાવે છે તેઓથી નારાજી થઇને તેઓ તેઓને સજા કરે છે અથવા કદુવા દે છે. ફરોહરોને પાણી અને ઓરવરો સાથે ઘણો સંબંધ છે. (વં ૬૫. ફ૦ ૬; અહુરમજદ યશ્ત ફ૦ ૯; ફર્વર્દીન યશ્ત ફ૦ ૭૮–૭૯) એટલેકે જાનદારોને તાજગી બક્ષવાનું પાણી અને ઓરવરોથી થાય છે તેથી એઓને ફરોહરની પોતાનાં મૂખ્ય કામને સારૂં ઉપયોગી મૂખ્ય વસ્તુઓ તરીકે ગણી છે. ફરોહરો વરસાદનું પાણી જ્યાં જેટલું જોઇએ ત્યાં તેટલું વરસાવે છે. તે કામમાં પવન, "અપાંમ્ નપાત્" (વેદીક અપાંન પાત્=અગ્નિ) એટલે વાતાવરણમાંનો વીજલીનો આતશ, અને "અવ્જીદાતેંમ્ ખરૅનો" એટલે પાણીનું ઓરેહ તેઓને મદદ કરે છે. (તીર યશ્ત ફ ૪). દુન્યાની આબાદીનો ઘણો આધાર દુન્યાનાં લોકો અહદ ધાનતી (મેહર દરૂજી) નહીં કરે તે ઉપર રહે છે. તેથી સાચ્ચી ધાનતનો નેક બદલો આપવો અને દીઆનત બગાડવાની સજા કરવાનો અધિકાર મેહર યજદને કહેલો છે. તેના સોબતીઓમાં અશોઓનાં ફરોહરોનેબી ગણેલાં છે. જેઓ જે માણસો સાચ્ચાં વચનનાં હોય છે તેઓને સારી મજા આપે છે. (મેહર યશ્ત ફ ૩) અને મેહર યજદની સાથે હંમેશાં રહે છે (મેહર યશ્ત ફ૦ ૬૬,૧૦ ). ઇજશનેનો ૨૩ મો અને ૨૬મો એ બે હાઓ ફરોહરોનાં બયાનમાં છે. પેહેલો નહાના હમકારાની ઢબમાં અને છેલ્લો વડા હમકારાની ઢબમાં છે. બંધેમાં એકજ બાબત છે. એ બેઉને સરખાવીને તપાસી જોતાં માલૂમ પડે છે કે આ જેહાનને લગતી કે પેલી જેહાનને લગતી હરેક જ્ઞાનવાલી વ્યક્તિનું ફરોહર છે. એક વનસ્પતીને લગતી અથવા માણીને લગતી વસ્તુને તે વસ્તુ તરીકે બનાવવાને તથા કાયમ રાખવાને તેમજ એક સ્વતંત્ર

---

બં૦ નં૦ ૧ સફે ૮૪; ટે૦ ન૦ મે૦ ર૮૦ નં૦ ૦ સફે ૭૨; ઈ૦ ૨૦ ફા૦ હો૦ સફે ૨૦૬:—"અને એઓ જેવાકે શ્વાન અને બોય વગેરેને કોઇ વખ્ત એવું બને છે કે બદફ્રેહો ફરેબ દે છે તેથી તેઓ બદી કરવામાં સામેલ થાય છે."

ઇચ્છા ધરાવનાર વ્યકિત થવાને, જેમ ગેતી આલમમાં ફ્રેરોહર અને રવાન અથવા ફક્ટ ફ્રેરોહરની જરૂર છે તેમજ મીનોઇ આલમમાંબી રવાન અને ફ્રેરોહરની જરૂર જણાવી છે. મીનોઇ યજદ અમશાસ્પંદોમાં, જેઓ ગુણોનાં સજીવારોપણ તરીકેની નહીં પણ સ્વતંત્ર આકારશીઓ તરીકે મનાયલા છે, તેઓનાં રવાનો અને ફ્રેરોહરો કહ્યાં છે. કારણકે તેઓ સ્વતંત્ર ઇચ્છાથી કામ કરનારી આત્મિક વ્યકિત છે. અને ફ્રેરોહરો (જે આગળ અમે દેખાડીશું કે પરમાત્મા અહુરમજદનાં અંશોનાં બનેલા ફરેસ્તાઓ છે તેઓ) જેમ ગેતીની વ્યકિતઓમાં તેમજ તે મીનોઇ વ્યકિતઓમાંબી મલેલા છે. ખુદ અહુરમજદ અને અમશાસ્પંદોથી તે છેક એક નહાનાં બચ્ચાં બલકે વનસ્પતીનું બલકે હરેક વસ્તુનું એક એક ફ્રેરોહર છે જે હરએક છુટું અથવા ઘણાએકો સામટાં આરાધવામાં આવે છે. ફ્રેરોહરો ઘણાં ચમત્કારીક કામો કરનારાં "ભલાં, એજમતી વૃદ્ધીનાં કરનારાં" છે. જો ફ્રેરોહરો સૃષ્ટિની બધી વસ્તુઓનું ધારણ નહીં કરતે તો તેઓમાં ગનામીનો એટલે બુરાઇ અને નાશનું મૂળ પેવસ થતે. હરેક રવાનનું ફ્રેરોહર હોય છે. હરેક ફ્રેરોહરનું રવાન જરૂર કરીને હોતું નથી (જુઓ ૪૦ ૧ ને ૧૮ ૪૦). જેમકે જાનદારોનાં રવાનો છે તેઓનાં ફ્રેરોહરો છે પણ ઝાડોનાં ફ્રેરોહર છતાં તેઓનાં રવાનો માનેલાં નથી. મીનોઓ તથા આદમીઓનાં ફ્રેરોહરો બે મૂખ્ય ભાગમાં વેંહચાય છે, 'પઓઇર્ય' અથવા 'પોરીઓદકેશ'નાં અને 'નબાનજદિશત'નાં. પેહેલા વર્ગનાંઓમાં અહુરમજદ, અમશાસ્પંદો, મીનોઇ યજદો, ઘર, મોહલ્લા, ગામ, અને દેશનાં વડીલો, અને માજદયસ્ની દીનને ટેકો આપીને તેનો ફેલાવો કરનારાઓ, જેવાકે, ગયોમરદ, સપેતમાન જરતોશ્ત, ગુશ્તાસ્પ, એસદવાસ્તર, વગેરે નામીચા નરોનાં ફ્રેરોહરો છે. એઓમાં જે માણસોએ અહુરમજદનાં ફરમાંનો સાંભલીને દુન્યાનાં લોકોને જણાવ્યાં એટલે જેઓ ઉપર વહી ઉતરતી હતી તેઓનો એક ઉપવર્ગ કરીને તેઓને 'સાસ્નો ગુશ્' કરી કહ્યા છે. એ પોરીઓદકેશ વર્ગનાં ફ્રેરોહરો આસમાન, જમીન, પાણી, ઓરસ્પંદો, હમેલદાર ઓરતોનાં ગર્ભો, વગેરેનું ધારણ કરે છે અને તેઓનો નાશ થવાથી રક્ષણ કરે છે અને એવાંજ બીજાં મહાભારત કામો બજાવે છે. ઘણું કરીને જેઓએ જીવતાંજીવત કોઇ નહીંને કોઇ બાબતમાં મહાપરાક્રમો કીધાં હોય છે, કરે છે, અને કરનાર છે તેઓનાં ફ્રેરોહરોબી તેવાંજ મહાભારત કામો કરે છે (ફ્રર્વર્દીન ય૦ ૧૭). પોર્યોદકેશનું લક્ષણ એ કે તે ઘર, મોહલ્લાં, ગામ, દેશ, અશોઇ, 'માંથ્ર,' રવાન, અને સર્વે ભલી ચીજોમાં વડા અથવા લાયક તરીકે ગણાયલા તે (અવ૦ [illegible]=પે૦ [illegible] deserving, elder). બીજા વર્ગમાં બાકીનાં સર્વે ગુજરેલાં, હયાત, અને હવે પછી જનમનારાં અશોઓનાં ફ્રેરોહરો છે. એ વર્ગનાં ફ્રેરોહરો સુલેહ

સંપજની ઘરગતુ જીંદગી ગુજારનારા—જેવા કે ઉસ્તાદો, ચેલાઓ, પાકદામન ઘરધણયાણીઓ કન્યાઓ, નિર્દોષ બચ્ચાંઓ. ગોસ્પંદ જાતનાં પ્રાણીઓ, ફાયદેમંદ વનસ્પતિઓ વગેરે—નાં છે, તેથી તેઓ તેઓને લાયકનાં કામો કરે છે. સર્વે અશોઓનાં ફરોહરો ઇજશને આરાધનામાં પોંહોંચે છે. અશો ફરોહરોની આરાધના કરનારાઓને દોલતની, ફરજંદની, વગેરે વૃદ્ધિ કરાવે છે, તેઓને વાસ્તે નેક દુઆ ચાહે છે અને તેઓપર આશીશો મુકે છે. ફર્વર્દીન યશ્તમાં ફ૦ ૮૦ થી તે એ યશ્તનાં છેડા લગી જે જે મીનોઓ, આદમીઓ, વગેરેનાં ફરોહરોની આરાધના કીધી છે તેઓ સઘળાં પોર્યોદકેશીઓનાંજ છે, નબાનજદીશ્તના ફરોહરોમાંથી કોઇનાં નામ લીધાં નથી, કેમકે તેઓનાં કામો મહાભારત અને જણાયલાં નથી હોતાં. પોર્યોદકેશીઓનાં ફરોહરોમાંનાં જેઓનાં નામો આપ્યાં છે તે તેઓને પેદા થવાનાં અનુક્રમમાં શરૂ કીધાં છે તે અનુક્રમ ગયોમર્દ લગી આવીને અટકે છે. પછી જરતોશ્તથી તે સોશ્યોશ લગી ધર્મ ફેલાવનારાઓનાં ફરોહરો તેઓનાં વખતનાં અનુક્રમમાં આરાધ્યાં છે. પછી ગયોમર્દ અને જરતોશ્તની વચ્ચેના જમાનામાં જેઓ દુન્યાનું ભલું કરી ગયા તેઓનાં ફરોહરોની આરાધના આવે છે. તે પછી જરતોશ્તના જમાનાથી સોશ્યોશનાં જમાનાં સુધીની પોર્યોદકેશી ઓરતોનાં ફરોહરોની આરાધના કીધી છે. તે પછી દેશે દેશનાં તમામ અશોઓનાં ફરોહરોની સામટી આરાધના કીધી છે. ફરોહરોની આરાધના કરનારને બીજા ફાયદાઓ સાથે એક મોહોટો ફાયદો એ થાય છે કે તેનું પોતાનું ફરોહર જોરાવર થાય છે. (જુઓ નોટ ૨૮૦). એની સમજણ એ છે કે જે શખ્સ આગળ થઇ ગયલાં ભલાં અને પરાક્રમી માણસોનાં ચરિત્રોનું હંમેશાં અધ્યયન કરતો રહે છે તે પોતેબી તેવો થવાની તજવીજ કરે છે અને તેઓને પગલે ચાલીને તેઓના જેવો થાય છે. અશોઓનાં ફરોહરો અશોઓને મદદ કરે છે;[૨૯૦] કારણકે તેઓ વચ્ચે કુદ્રતી હમદર્દી પણ (sympathy) છે. ઘણું કરીને અશો આદમીઓનાં ફરોહરોજ જીવતાંઓની મદદે આવીને સંકટમાંથી તેઓને બચાવે છે. મીનોઓ જેવાંકે અહુરમજદ ઇ૦ ના ફરોહરો એ કામ કરતાં જણાવેલાં નથી. તેઓ તે મીનોઓની સાથેજ રહે છે (ફર્વર્દીન યશ્ત ફ૦ ૧૪૫). ઉપર કહ્યા પ્રમાણે રવાનો અને ફરોહરો જુદાં છે. જેઓનાં રવાનો હોય તેઓનાં ફરોહરો, અને જેઓનાં ફરોહરો હોય તેઓનાં રવાનો, જરૂર હોવાં જોઇએ એમ નથી. કેટલાંએકનાં જરૂર છે. જેવોનાં રવાનો ઇજવા જોગ તેઓનાં ફરોહરોબી ઇજવા જોગ, પણ જેવોનાં ફરોહરો ઇજવા જોગ

૨૯૦. ઇ૦ હા૦ ૪. ૫૦ ૬:—"ત્યારે તેઓને (આરાધનામાં અપૂર્ણ કીધેલી વસ્તુઓને) અશોઓનાં ફરોહરોને જણાવ્યે છેયે કે જેઓ ભલાંઓની મદદને માટે ઘણાં શેતાબ અને ગાલેબ છે."

તેઓનાં રવાનોબી જરૂર ઇંજવા જોગ નથી (?). એકબારગી એમ લેઇએ (યશ્ત ૧૩. ફ૦ ૫૦ ...... લઇને) તોપણુ એ ઉપરથી એમ સાબેત નથી થતું કે ફરોહરને ઇંજ્યું એટલે રવાન ઇંજાય અથવા રવાનને ઇંજ્યું એટલે ફરોહર ઇંજાય. બેઉની આરાધના જુદી જુદી થવીજ જોઇએ. કેમકે યશ્ત ૧૩. ફ૦ ૧૪૯ અને એવાજ બીજા ફકરાઓમાં બેઉને જુદાં નામ દેઇને આરાધે છે. અને ઉપર અમે કેટલીએક દલીલોથી દેખાડયું છે કે રવાન અને ફરોહર એક બીજાંથી જુદાં છે. વાસ્તે આપણી દીનમાં રવાનને યાદ કરવાથી ફરોહરની અને ફરોહરની યાદથી રવાનની યાદ થઇ એમ કેટલાએકોનાં ધારવામાં આવે છે તે ખોટું છે. એ વગેરે બીજું પુશ્કળ ફરોહરોનું બયાન અવસ્તામાં જાબજા આવે છે. તેમાં ફરોહરોનું મૂખ્ય વર્ણન ફર્વર્દીન યશ્તમાં છે જે યશ્ત ખાસ ફરોહરોને માટેજ બનાવી છે.[૨૯૧]

---

૨૯૧.—ફર્વર્દીન યશ્તમાં આવેલી અશોઓનાં ફરોહરોની હકીકતનો ટુંક સાર નીચે પ્રમાણે છે:—

કરદેહ ૧:—(ફ૦ ૧) અશોઓનાં ફરોહરો અતિ બળવાન અને મદદ કરનાર છે. તેઓ અહુરમજદને મદદ કરે છે. (ફ૦ ૨–૩) તેઓની મદદથી અહુરમજદે આસમાનને ધરી રાખ્યું છે. (ફ૦ ૪–૮) તેઓની મદદથી અહુરમજદે અર્દ્વીસૂર (વાતાવર્ણમાંનાં પાણી)ને ધરી રાખી છે જે જમીન પર ઉતરે છે તેથી અનેક નદી—નાલાંઓ વહે છે અને આખાં દુન્યામાં આબાદાની થાય છે. (ફ૦ ૯–૧૦) તેઓની મદદથી અહુરમજદે જમીનને ધરી રાખી છે. જે ઉપર તમામ પેદાયશ અને બુલંદ પહાડો છે, જે પહાડોપરથી હંમેશાં પાણી વહે છે તેથી ઝાડપાનનું, જાનવરોનું, અને માણસોનું પોષણ થાય છે. (ફ૦ ૧૧) તેઓની મદદથી અહુરમજદ હમેલદાર ઓરતનાં હમેલને સલામત રાખે છે. (ફ૦ ૧૨–૧૩) જો અશોઓનાં ફરોહરોની મદદ અહુરમજદને નહીં હતે તો જાનદારો જીવી નહીં શકતે, કુલ જેહાનમાં દરુજ (નાશ)નું રાજ થતે, સપેનામીનો હારી જઇને ગનામીનો ગાલેબ થતે. (ફ૦ ૧૪–૧૬) તેઓનીજ ખુબીથી જથાબંધ પાણી વહે છે, જથાબંધ વનસ્પતિ ઊગે છે, જથાબંધ પવન વહે છે, ઓરતો ફરજંદો જણે છે, પરાક્રમી અને નામીચા તથા દાનાવ એકકા નરો જન્મે છે, સુરજ, ચંદ્ર અને તારા પોતાને માર્ગે ચાલે છે. (ફ૦ ૧૭) તેઓ લડાઇનાં મેદાનમાં ભલાઓને મદદ કરે છે. ખસુસ કરીને આગલા જમાનામાં જે 'પોર્યોદકેશો' (ઇરાની એટલે કે એર્યન ધર્મ, સુધારો અને રાજ્ય ફેલાવનારા) થઇ ગયા અને હવે પછી થનારા 'ફરશોગર્દ કરનારા સોશ્યોશો' (એર્યન અથવા ઇરાની ધર્મ વગેરે ફેલાવનારાઓ)નાં ફરોહરો એ કામોને માટે ઘણાં જોરાવર છે, તેઓથી ઉતરતાં હયાત અશો માણસોનાં ફરોહરો છે, તેઓથી ઉતરતાં બીજાં ગુજરેલાં અશો માણસોનાં ફરોહરો છે. ફ૦ (૧૮–૧૯) જે શખ્સ તેઓની આરાધનાં કરે છે તે મોહોટો શકિતવાન થાય છે.

કરદેહ ૨:—(ફ૦ ૨૦–૨૫) મુસાફરીમાં ભય હોય અથવા એવીજ બીજી ધાસ્તી હોય ત્યારે તેઓની મદદ માગવાથી તે આફટ ટલી જાય છે. તેમાં જો મદદ માંગનાર હંમેશાં સદાચરણી અને નેક લોકોને ખુશી કરનાર હોય છે તો ઘણું કરીને તેની મુશ્કેલ આસાન થાય છેજ.

કરદેહ ૩:—(ફ૦ ૨૬–૨૭) જેમ આરાધનાની જગામાં તેમજ લડાઇનાં મેદાનમાં તેઓ ઘણી ઝડપથી મદદે જનાર છે. (ફ૦ ૨૮–૨૯) અહુરમજદે અને સપેનામીનોએ તેઓની મદદથી ઉપર કહ્યા પ્રમાણે આસમાન, જમીન, ઇત્યાદિ ધારણ કરી રાખ્યું છે.

કરદેહ ૪:—(ફ૦ ૩૦) તેઓ દોસ્તી રાખે છે અને જેઓ તેઓને આજુરદા નથી કરતાં તેઓને તેઓબી આજુરદા નથી કરતાં.

હવે એ ફ્રરોહર (ફ્રવષિ) નામના મીનોઇ આત્માની સર્વે હકીકત જાણવા પછી સવાલ ઉઠે છે કે તે શું છે ? આપણે એનાં નામની ઉત્પત્તી અને તેનાં

કરદો ૫:—(ફ૦ ૩૧) તેઓ પોતાને નાખુશ કરનાર ઉપર ગુસ્સે ભરાઇને તેઓનું કૌવત તોડી નાંખે છે.

કરદો ૬:—(ફ૦ ૩૨) તેઓ ઘણી તંનદરેસ્તી આપે છે.

કરદો ૭:—(ફ૦ ૩૩-૩૪) જેઓ બીજાંઓને દુઃખ દે છે તેઓને તેઓ લડાઇમાં મારી નાંખે છે. અને જેઓથી રાજી હોય છે તેઓને ફતેહ આપે છે.

કરદો ૮:—(ફ૦ ૩૫-૩૬) તેઓ ભલાંઓને મદદ કરે છે.

કરદો ૯:—(ફ૦ ૩૭-૩૮) તેઓ લડાઇમાં ભલાંઓને મદદ કરે છે અને બુરાંઓને શિકસ્તથી તોડી પાડે છે.

કરદો ૧૦:—(ફ૦ ૩૯) તેઓ એમ કરવા માટે મોહોટાં મોહોટાં લશ્કરોનો વટિક ઘાણ કહાડે છે.

કરદો ૧૧:—(ફ૦ ૪૦) તેઓ ભલાંઓને ફીરોજી અને તનદરસ્તી આપે છે. (ફ૦ ૪૧) જેમ જરતોસ્તે તેઓની આરાધના કરીને ખુરેહ મેલવ્યું તેમ જે કોઇ તેઓની આરાધના કરે તે ખુરેહમંદ થાય (ફ૦ ૪૨) તેઓની આરાધના કરનારને તેઓ દોલતમંદ (મુરાદ પામેલો) કરે છે. (ફ૦ ૪૩-૪૪) તેઓ 'સતવેસ'ને જમીન અને આસમાનની વચ્ચે મોકલીને પાણી ચલાવે છે, ઝાડો ઉગાવે છે, અને આલમનું પોષણ કરે છે.

કરદો ૧૨:—(ફ૦ ૪૫-૪૮) લડાઇને વખતે જેઓ ખરાં અંતઃકરણથી પેહલે તેઓની આરાધના કરે છે તેઓની મદદે તેઓ મેહર, રશ્ન (રાસ્ત) બેહરામ (ફતેહ) અને ગુવાદ (પવન)ની સાથે જઇને સામી પક્ષનો નાશ કરે છે.

કરદો ૧૩:—(ફ૦ ૪૯-૫૨) 'હમસ્પથ્મએદેમ'ના હીંગામ ઉપર દસ દહાડા લગી જાથુક તેઓ પોતાનાં કુટુંબીઓને મદદ આપવાને આવે છે તે વખતે તેઓ જોવા માગે છે કે કોણ તેઓને વખાણે છે, આરાધે છે, તેઓને પોતાનાં કરી ગણે છે, તેઓને દુવા ચાહે છે, અને ગોસ્પંદી ખોરાક તથા કપડાં ભેટ કરી (અને પછી તે ભલાંઓને દાન કરી)ને નમ્રતાથી તેઓનો સતકાર કરે છે ? કોણ કોણનું નામ દે છે ? કોણ કોણનાં પોતાનાં રવાંનો ઇંજાવે છે† કોણની નયતે તે અયામનાં અંત લગી નહીં કોહતાં સ્વાદીષ્ટ ખોરાકની સખાવત કરે છે? પછી જે કોઇ એ પ્રમાણે ગોસ્પંદી ખોરાક અને કપડાંની ભેટ સાથે નમ્રતાથી તેઓની આરાધના કરે છે તેઓથી રાજી થઇને તેઓ તેનાં ઘરમાં દોલત, વસ્તી, અને ચઢતી કળા થવાની આશીષ દે છે અને દુઆ ચાહે છે.

કરદો ૧૪, ૧૫, અને ૧૬:—(ફ૦ ૫૩-૫૮) તેઓ કુદ્રતી ગતિમાન વસ્તુઓ જેવી કે વહેતાં પાણી, સુરજ, ચંદ્ર, તારા, વગેરેને તથા ઉગતી વસ્તુઓને તેઓના ખરા માર્ગપર ગતિ અને ઘટતું ઉગાંણ કરાવે છે, કે જે તેઓની મદદ મલવાની પેસ્તર દેવોએ (કુદ્રતી ખરાબીઓએ) નાંખેલી ઘાતને લીધે સ્થીર અને જેમનાં તેમ પડી રહેલાં હતાં.

કરદો ૧૭, ૧૮, ૧૯, અને ૨૦:—(ફ૦ ૫૯-૬૨) કુદ્રતની તથા બીજી ચોક્કસ એકજ ઠેકાણે રહેવાની વસ્તુઓ, જેવા કે વોરૂકષ દર્યો, હપ્તોરંગ, એ નામના સેતારા, તને કેરશાસ્પ, તોખમે જરતોસ્ત, ઇત્યાદિની ઉપર તેઓ તકેદારી રાખે છે.

કરદો ૨૧:—(ફ૦ ૬૩) તેઓને તેમજ બીજાં ભલાંઓને જે પાદશાહ ખુશી રાખે છે તેની તરફથી તેઓ લડે છે.

---

†ઇરાની પતેતમાં "ફ્રરવરદેગાન, અવા સેદોષ" (ફ્રરોહરોની આરાધના સરોશની ત્રણ દહાડાની ક્રિયા સાથે) કરી કહેલું છે અને આ જગે રૈર્‌ એટલે તમારાં (રવાનો) કરી કહેલું છે. તે ઉપરથી એવું જણાય છે કે પુરાતન જરતોશ્તીઓમાં એ ટાંકણે અશોઓનાં ફ્રરોહરોની આરાધનાં તેમજ જીવનાંઓનાં રવાનોનાં સરોશ (જીદેહ રવાન)ની ક્રિયા કરવાનો ચાલ હશેઃ—રી૦ બ૦.

**કામો ઉપર જોયાં તે ઉપરથી અને અવસ્તા તથા બીજી કેતાબો ઉપરથી દેખાય છે કે દુન્યાનો નજદીક તમામ કારોબાર તેઓને સ્વાધીન છે. અને**

---

'કરદો ૨૨:—(ફ૦ ૬૪) તેઓ એટલાંતો ફતેહમંદ, જોરાવર, તનદરસ્તી આપનાર, ઇત્યાદિ છે કે તેનું વર્ણનજ નહીં થાય.—(ફ૦ ૬૫–૬૮) તેઓ સેંકડો અને હજારોની સંખ્યામાં એકઠાં મલીને તેઓને અર્પણ કરેલી મ્યજદનું 'મધ' (કુવત, ખુમારી) મેલવે છે. પછી વર્ષાદના હિંગામ ઉપર દરેક ટોલી પોતાના સ્વદેશી, સગાં, અને લાગતાંવલગતાંઓનાં દેશમાં પાણીની તંગી અને ભીનાસનું સુકાઇ જવું, જેથી દુકાલ પડે, તેનો ઉપાય કરવાને માટે વોરૂકષ દર્યામાંથી પાણી વરાળ રૂપે ઉપર લેઇ જઇને વર્ષાદ રૂપે વરસાવે છે. તે વખતે તેઓ દરેકનાં પોતાનાં પ્રાંતમાં તેમ કરવાને જે જે અટકાવ અને અડચણો નડે તેઓની સામે પહેલવાની અને બહાદુરીથી લડે છે. અને તેઓમાંથી જેઓ ફતેહમંદીથી ગાલેબ થાય છે તેઓ પોતપોતાનાંઓનાં પ્રાંતમાં પાણી લેઇ જઇને આબાદી અને વૃદ્ધિ કરે છે (અને એ પ્રમાણે પોતાનાં લાગતાંવલગતાંઓની યાદ અને આરાધનાના બદલામાં તેઓની અગત્યની સેવા બજાવે છે).–(ફ૦ ૬૯–૭૨) જ્યારે કોઈ નેક પાદશાહ ઉપર તેના દુશ્મનોએ હુમલો કીધો હોય છે ત્યારે જો તેથી અશોઓનાં ફરોહરો રાજી હોય અને તેઓની મદદ તે માગે તો તેઓ જાણેકે ઘણી સરસ પાંખોવાલાં પક્ષી હોય તેમ ઝડપથી આવીને તેની પાસબાંની કરીને તેનો એક બાલ [illegible]ીક વાંકો થવા દેતાં નથી. (ફ૦ ૭૩) તેજ ફરોહરો જેઓ મ્યજદને લગતાં છે (ઉપર કહ્યું તેમ મ્યજદમાંથી 'મધ' લેઇ જઇને તેના બદલામાં પોતાનાં લાગતાંવલગતાઓને માટે વર્ષાદ વરસાવે છે) તેઓ એકાંત જગાએ બેસીને ઉપર ફ૦ ૪૯–૫૦ માં કહેલી પોતાની આરાધના પોતાનાં ખેશીઓથી થયલી જોવા માગે છે કે જેના બદલામાં તેઓ તેમનાં દુશ્મનોથી તેઓનું રક્ષણ કરે.* (ફ૦ ૭૪) તમામ ભલાં ફાયદેમંદ માણસો અને પ્રાણીઓના રવાનો અને ફરોહરોની આરાધના કરવી. (ફ૦ ૭૫) ચહડતાં, ઉતરતાં, જોરાવર, ફાયદેમંદ, કારગર, ઇત્યાદિ ફરોહરોની આરાધના કરવી. (ફ૦ ૭૬) સ્પેનામીનો અને ગનામીનોને લગતી પેદાયશ ઉત્પન્ન થઇ તે અગાઉ તેઓ ઉંચે રહેતાં હતાં. બન્ને મીનોઓની તમામ ભલી તથા ભુંડી પેદાયશો કરતાં તેઓ અતિસ્ય કારગર છે. (૭૭–૭૮) જ્યારે સ્પેનામીનોની પેદાયશ ઉપર ગનામીનોએ પેહલવેહલો હુમલો કીધો ત્યારે ભલું મન અને આતશ ઘેરાઈ ગયા. ત્યારે તે અશોઓનાં ફરોહરોએ ગનામીનોને મારી હઠાવ્યો તેથી અહુરમજદનાં પાણી વહેવાથી અને વનસ્પતી ઉગવાથી અટકયાં નહીં. (ફ૦ ૭૯) એ ઉપરથી પાણીઓ ઓરવરો, અને અશોઓનાં ફરોહરોની સાથે આરાધના કરવી.† (ફ૦ ૮૦–૮૧) પોર્યોદકેશીઓ

---

* અમે ધાર્યે છૈયે કે "અઇરિમે-અડ્હ્ય" (એકાંત અથવા અલગ જગે બેસનાર) એ શબ્દ ઉપરથી 'માધી' ([illegible]) શબ્દ નિકલ્યો હશે. પછી જેમ પહેલવી [illegible] ને આપણા કેટલાએક લોકો ભુલથી 'મોયગાર્દ' વાંચતા હતા તેમ તેને 'માચી' (રવાયતોમાં [illegible]) વાંચ્યો હશે અને એ ઉપરથીજ કદાચ 'મારી' શબ્દ નિકલ્યો હશે. અને પાછલા જમાનામાં મારી અને દોસલાં માંડવાનો રીવાજ તેપરથીજ ચાલ્યો હશે. મારી ને 'હુદક' [illegible] કરીબી કહે છે તે કદાચ એજ શબ્દમાંનાં 'હધ' [illegible] ઉપરથી નિકલ્યો હશે. અને પાછલથી તેને ફારસી શબ્દ ગણીને ભુલથી [illegible] 'અમારી' એવો અર્થ સમજવામા આવ્યો હશે. જો આ સમજણ ખરી હોય તો તેપરથી એટલુંજ ઠરે છે કે ફરોહરની આરાધના એક અલગ જગાએ, જેમ ઉરવીસગાહમાં અલગ બેસીને ઇજશને વગેરે કરાય છે તેમ કરવી જોઇએ. પણ પછવાડેથી આપણા લોકોએ અલગ જગાએ બેઠક કરવાના મકસદથી દોસલાં માંડવાનો રેવાજ ચલાવ્યો.

† કેમકે તમામ કુદ્રત અને પ્રાણીઓનો નાશ થતો અટકાવવા સારૂં તેઓનો નીકટ સંબંધ તે વખતથીજ થયલો છે. એ ઉપરથી એમ નહીં સમજવું કે તેઓને માટે પાણી અને ઓરવરોની બેઠક બનાવવા સારૂં દોસલાં માંડવાં જોઇએ અને તેઓ વગર ફરોહરોને ચાલેજ નહીં. કેમકે ફરોહરો અગણીત જગાઓએ અગણીત કામો કરે છે ત્યાં તેઓની સાથે પાણી અને ઓરવરો અવશ્ય હોતા નથી.

(પુરાતન વડાઓ)માં અહુરમજદનું ફરોહર સૌથી મોટું, સૌથી સારૂં, સૌથી સરસ, ઇત્યાદિ છે તેની અને માંથ્ર સ્પેંત (પાક કલામો) જે તેનું ગોયા રવાન છે તેની અને અમર વૃદ્ધીવાલા મીનોઓની અને ખુરશેદની યાદ અને આરાધના.

કરદો ૨૩:—(ફ૦ ૮૨–૮૪) અમશાસ્પંદોનાં ફરોહરો જેઓ બધીરીતે એક બીજાને મળતાં છે તેઓની યાદ અને આરાધના.

કરદો ૨૪:—(ફ. ૮૫–૮૬) સર્વેમાં હાજર રહેતી ગરમી ('આતશે ઉર્વાજીશત'), અને સરોશ, નેર્યોસંગ, રશ્ને રાસ્ત, મેહર, મારેસપંદ, છ ગાહમબારની પેદાયશો,—આસમાન, પાણી, જમીન, ઓરવર, ગોસ્પંદો, અને માણસો—અને કાયમ, નહીં નાશ પામનારાઓ (?) નાં ફરોહરોની આરાધનાં. (ફ૦ ૮૭) ગયોમર્દનાં ફરોહરની આરાધના અને તેનું વર્ણન કે તે પેહલો અહુરમજદને પોહોંચ્યો હતો અને તેની ઓલાદના તમામ ઇરાનીઓ છે.–(ફ૦ ૮૮–૯૪) જરતોસ્ત સપેતમાનનાં ફરોહરની આરાધના અને તેનાં સર્વોત્તમપણાની સેફત અને હકીકત.–(ફ૦ ૯૫) જરતોસ્તના પેહલા શાગેરદ મેદીઓમાહનાં ફરોહરની આરાધના.

કરદો ૨૫:—(ફ૦ ૯૬–૯૮) નામીશા સોલ જરતોસ્તીઓનાં ફરોહરોની આરાધના, તેઓનાં નામો તથા કેટલાએકોનું ટુંક ટુંક વર્ણન. એઓમાં "સએને–અહૂમ–સ્તુત" નામના એકે ૧૦૦ શાગેર્દોને પહેલવેહલે ભણાવ્યા હતા. એઓમાં જરતોસ્તના ત્રણ બેટાઓ–ઇસતવાસ્ત્ર, ઉર્વતતૂનર, અને હવરેચિથ્ર (ખુરશેદ ચેહેર)–નાં નામોની છે. (ફ૦ ૯૯–૧૦૦) કએ ગુસ્તાસ્પના ફરોહરની આરાધના અને તેની ભલી કારકીર્દીની સેફત. કે તેણે સરોષી સદગુણો ધરાવવાથી દરૂજી ખરાબીઓને હાંકી કહાડી હતી, અશો-ઇને તંગીમાંથી મોકલી કીધી હતી, અને અહુરમજદી જરતોસ્તી દીનને પોતાની બાજુની મદદ આપી હતી. એ દીનનાં શત્રુઓએ તેને ગોયા બંદીવાન કરી મુકી હતી તેમાંથી તેને છોડવીને આબાદી ભોગવતી કીધી.–(ફ૦ ૧૦૧–૧૧૦) કેટલાએક અશોઓનાં ફરોહરોની આરાધના, તેઓનાં નામો, અને તેઓ માંહેલા કેટલાએકોનાં કામોનું વર્ણન. એઓમાં જાણીતા ઇરાનીઓ માંહેલા "ઝઇરિવઇરિ" (ઝરીર, ગુસ્તાસ્પનો ભાઇ), "વિસ્તવરૂ" (ગુસ્તહમ), "ફ્રષૂહાંમ્વરેત" (ફરશીદવરદ, ગુસ્તાસ્પનો બેટો), "સ્પેંતોદાત" (અસ્પંદીઆર, ગુસ્તાસ્પનો બેટો), "બસ્તવઇરિ" (બસ્તુર અથવા નસ્તુર, ઝરીરનો બેટો) "કવારેઝેમ" (ગુરઝુમ, ગુસ્તાસ્પનો સગો), "ફ્રશોસ્ત્ર અને જામાસ્પ" (હબુબના બેટા), "હંઉહઉર્વ" (જામાસ્પનો બેટો), "વરેસ્ન" (જામાસ્પનો પૌત્ર), "વોહુનેમહ્ંહ" જેણે ભયંકર સ્વપ્ના અને એવીજ બીજી ખરાબીઓના ઉપાયો શોધ્યા હતા, "માંથ્રવાક" (સામુજનો બેટો) જે એક એર્વદ હતો અને દેવપરસ્ત ઉશિખ્શના ચેલાઓ જેઓ અહુરમજદી દીનના વિરોધી હતા તેઓને તથા બીજા જુઠા ધર્મઠગોને મારી કહાડયા હતા, "અવરતુ" (મેદીઓમાહનો પુત્ર), "કરેસ્ન" (ઝબઉરવંતનો બેટો) જે એક મોહોટો દોલતમંદ, સત્યાચરણી, અને ધર્મને માટે લડનારો બલવંત પેહલવાન હતો, "વીરાસ્પ અને આઝાત અને ફ્રાયોધ" (કરેસ્તનાં બેટાઓ), વગેરે જરતોસ્તી દીનની પેહલી બીજી સદીમાં થઇ ગયલા એ દીનના મદદગારો તથા ફેલાવનારા અશોઓનાં ફરોહરોની યાદ અને આરાધનાની નોંધ છે.

કરદો ૨૬:—(ફ૦ ૧૧૧–૧૧૭) કેટલાએક બીજા અશોઓનાં ફરોહરોની યાદ અને આરાધના એઓને વિષે ઘણું જણાયલું નથી.

કરદો ૨૭:—(ફ૦ ૧૧૮–૧૨૮) કેટલાએક બીજા અશોનાં ફરોહરોની યાદ અને આરાધના. એઓને વિષે ઘણું જણાયલું નથી.

કરદો ૨૮:—"સોષ્યંત" (સોસ્યોશ)નાં ફરોહરની યાદ અને તેનું ટુંક બયાન કે તે હવે પછી થશે અને તમામ તનોમંદ દુન્યાને ખરાબીઓમાંથી છોડવીને તમામ બેપગાં ભુંડાઓનો અને જુઠા ધર્મઠગોનો પરાજય કરશે.

નથી તે ચીજો ખરાબ અને નાપસંદ થઇને સપેનામીનોનાં વર્ગમાંથી નિકળીને ગનામીનોનાં વર્ગમાં જાય છે. ગોયા તમામ કુદ્રત તેઓ વગર ચાલી

---

કરદેહ ૨૯:—(ફ૦ ૧૩૦) જમશેદ (વીવંગહાનનો બેટો)નાં ફ્રેરોહરની યાદ અને આરાધના. એણે પશુવૃદ્ધિ અને મનુષ્યવૃધ્ધિ કીધી હતી, દલિદ્રતા તોડી હતી, સુકા દુકાલ, અને અકાલ મોતને દૂર કીધાં હતાં. (ફ૦ ૧૩૧) ફરેદુન (આતબીનનો બેટો)નાં ફ્રેરોહરની યાદ અને આરાધના. એણે કીડ અથવા ક્ષય કરનારાં દરદો, તાવની જાતનાં દરદો, શરીર વિકારો, તાહડચો તાવ, છુપા ભાગોનાં દરદો, સર્પદંશ, વગેરેની દવાઓ શોધી હતી. "અઓષ્નર" જે ચાલાકીમાં પુરો હતો, ઝાબ જે તેહમાસ્પનો બેટો, "અઘ્રેરથ" જે નરનો બેટો હતો, અને મનુશચેહર જે એરચનો વારેસ હતો, તે અશોઓનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના. (ફ૦ ૧૩૨) કએકોબાદ, કએઅપીવેહ, કએકાઉસ, કએઅર્શ્, કએ પસીન, કએ બીયારશ્ન, કએ સીઆવખ્સ્ કએખુસ્રો—એ કયાનીઓનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના. (ફ૦ ૧૩૩–૧૩૫) કએખુસ્રોની ખુબીઓ અને કામની નોંધ—કે તે બલવંત, ફતેહમંદ, સત્યાચરણી, સુભાષિત બોલનારો, નિર્દોષ, હરીફોને હરાવનારો, દરસ્ત કુવતનો, અહુરમજ્દી ખુરેહનો, તનદરસ્તી અને જાતીઅકલનું ફરજંદ જે ડહાપણભરેલું, સભામાં શોભીતું, લાચારોને તંગીમાંથી છોડવનાર, પેહલવાની સદગુણોવાલું, સુજ્ઞ, અને બહેસ્તની નેમ રાખતું હોય તેવી ખુબીઓવાલો હતો, પ્રકાશીત બાદશાહી, લાંબા આયુષ્ય, તમામ મુરાદમંદી, અને તમામ તનદરસ્તીવાલો હતો, તેણે જુલમગારોના જુલમ ટાળ્યા હતા. (ફ૦ ૧૩૬) પુરાતન સામ ખાનદાનના કેરશાસ્પ પેહલવાનનાં ફ્રેરોહરની યાદ અને આરાધના. તેણે બુરાઓની જબરદસ્ત ફોજોને શિકસ્ત આપી હતી, લુટારાઓનો દોર તોડયો હતો, અને દયાહીન ખુનીઓનો નાશ કીધો હતો. (ફ૦ ૧૩૭) ખુસ્રોના બેટા આખ્રુનાં ફ્રેરોહરની યાદ અને આરાધના—કે તે મિત્રદ્રોહ અને કંજુસાઈ જે ખલકને ખરાબ કરે છે તેનો હરડતો હરીફ હતો, હોશંગે તેહમ, જે માજંદરાની દેવપરસ્તો અને વરેની દરવંદોનો હરીફ હતો તેનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના. (ફ૦ ૧૩૮) ક્ધાર્શ્તી (ખુમ્બનો બેટો)નાં ફ્રેરોહરની યાદ અને આરાધના—કે તે બેઅંદાજે ક્રોધની ખરાબીઓને અટકાવનાર હતો

કરદેહ ૩૦:—અશો નારીઓનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના—(ફ૦ ૧૩૯) હવોવી (જરથોસ્તની મોહરદાર), ફ્રેની, થ્રિતિ, અને પોરૂચિસ્તી (જરથોસ્તની ત્રણ બેટીઓ), હુતોસા (ગુસ્તાસ્પની રાણી), હુમાય ગુસ્તાસ્પની શાહજાદી), ઝઇરિચિ (ઝરબાનુ, ગુસ્તાસ્પની શાહજાદી), વીસ્પતઉર્વથી, ઉત્તવઇતી, તુશ્નામઇતિ—એ અશો નારીઓનાં ફ્રેરોહરની યાદ અને આરાધના. (ફ૦ ૧૪૦) ફ્રેની (ઉસેનેમહની બાયડી), ફ્રેની (ક્રાયઝંતનના બેટાની બાયડી), ફ્રેની (ક્ષોઈવ્રાસ્પના બેટાની બાયડી), ફ્રેની (ગયધાર્શ્તીની બાયડી), અસબની (પોરૂધાક્ષ્તીની બાયડી), ઉક્ષ્યેઈન્તી (સ્તોતરવહિશ્તહે-અષ્યેહેની બાયડી)—એ અશો નારીઓનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના. (ફ૦ ૧૪૧–૧૪૨ વઘ્ઘ્ઘ્વ, જગરધ, ફ્રહાધ્ર, ઉરૂધયન્ત, પેસફ્હનુ, હવરેધી, હુચિથ્રા, કનુકા, સૂતતફ્રેધ્રી, વઙ્હુફ્રેધ્રી, એરેદતફ્રેધ્રી—એ નામોની અશો કન્યાઓનાં ફ્રેરોહરોની યાદ અને આરાધના. એઓએ પાકદામનીથી ઉલટા દુર્ગુણની હરીફાઇ કીધી હતી. (૧૪૩–૧૪૪) દેશો દેશનાં તમામ અશો નર–નારીઓનાં ફ્રેરોહરોની સામટી યાદ અને આરાધનાં–(ફ૦ ૧૪૫) ગયોમરદથી તે સોસ્યોશ સુધીનાં અશોઓનાં ફ્રેરોહરોની સામટી યાદ અને આરાધના અને તેઓએ મદદે પોંહોંચવાની દોઆ. (ફ૦ ૧૪૬) તેઓ દરેક મુશ્કેલીમાં આપણને સહાય થાય છે. ત્યારે આપણે અહુરમજદ, સરોશ, અને મારેસપંદ (જે જરતોસ્તની બરાબરનો ખલકને અહુરમજદનો સંદેશો પોંહોચાડનાર છે) તેઓની મદદ પામ્યે છેયે. (ફ૦ ૧૪૭) જે ઘરોમાં દેશનાં અથોરનાનો સવાબનાં કામો કરતા રહે ત્યાં પાણી, ઓરવરો અને અશોઓનાં ફ્રેરોહરો રહે અને ત્યાં રહેનારાની દસ્તગીરી અને મદદ કરે તે વિષેની દોઆ, (ફ૦ ૧૪૮) જેઓનાં રવાનો તથા ફ્રેરોહરો ઇજવા જોગ છે તે સઘળાં નરનારીનાં પ્રત્યેક (?) ફ્રેરોહરની આરાધના. જે સઘલાં નરનારીની આરાધના કરવાને અહુરમજદે જણાવ્યું છે તેઓનાં પ્રત્યેક (?)

શકેજ નહીં એવું છે. જો માણસને એક સાંચો ગણ્યે તો તેનું શરીર એક ઇન્જીન છે, જાન તેની ગરમી (motor power) છે, 'બોય,' ઇંદ્રીયો, વગેરે તેની કુંચીઓ છે, રવાન તેનો મરજી મુજબ હાંકનાર છે, અને ફ્રોહર તેને પાણી, કોલસો વગેરે પુરૂં પાડનાર, તેને દરૂસ્ત કરનાર, અને સર્વે બાબતોની તેની સંભાલ અને ચોકસી રાખનાર કારીગર છે. એજ મુજબ જો દુન્યાને એક સાંચો ગણ્યે તો ખાકી આલમ તેનું ઇનજીન છે, કુદ્રતી શકિત અથવા શકિતઓ તેની ગરમી (motor power) છે, અહુરમજદ તેનો બનાવનાર અને પોતાની મરજી મુજબ ચલાવનાર છે અને બાકીની બધી કલ કુંચીઓ, દરૂસ્ત કરવાનું કામ વગેરે ફરોહરોનાં હાથમાં અને તેઓનાં અખ્ત્યારમાં છે. જો તેઓને અહુરમજદથી સ્વતંત્ર ગણ્યે તો ગોયા અહુરમજદે પોતાનો અખ્ત્યાર તેઓને સોંપી દીધો છે અને જગતને પેદા કીધા પછી તેને પાળવાનું અને ધારણ કરવાનું કામ તે પોતે કરતો નથી પણ અશોઓનાં ફરોહરો તે કરે છે. એકલેખે ગોયા પરમેશ્વરનો ઓધ્ધો તેઓજ બજાવે છે. પણ ૧. ઇજશનેના હા ૩૭ ફકરા ૩ જા[૨૯૨] ઉપરથી અમોને એવું માલૂમ પડયું છે કે અહુરમજદ જેમ સર્વે ચીજોનો પેદા કરનાર, બક્ષનાર, સર્વે પર રાજ કરનાર, સર્વેથી પેહલો આરાધવા લાયક, બળવાન મહાજ્ઞાની અતિશય વૃદ્ધીનો કરનાર અને આપણાં તન, મન અને ધન અર્પણ કરવાને યોગ્ય છે, તેમજ તે પોતેજ અગણિત અંશોમાં વહેંચાઇને અશો નરો અને નારીઓનાં ફરોહરો તરીકેબી છે. આપણે ઉપર જોયું છે કે ફર્વર્દીન યશ્તનાં કહેવા પ્રમાણે અશોઓનાં ફરોહરો સર્વે જગતનું ધારણ કરે છે. એ ઉપરથી અમે એજ સાર કહાડયે છેયે કે ફરોહર તે કાંઇજ નહીં પણ અહુરમજદનો પોતાનો એકકો અંશ છે કે જે સઘળા

---

ફરોહરની આરાધના. કે જેઓમાં જરથોસ્ત સઉથી ઉત્તમ 'પોર્યોતકેષ' અને 'અહુરતકેષ' તરીકે મશહુર થયલો છે. (ફ૦ ૧૪૯) જેઓ સચ્ચાઇને માટે લડયા છે, એવા પોર્યોતકેષી (આગલા અને ચહડતા) તથા નબાનજદિષ્તો (નજદીક વખ્તના, પાછલા)ઓ (સાધારણ)ના પાંચ મીનોઇ ભાગો—"અહુ, દએના, બઓધસ્, રવાન, અને ફરોહર"—ની યાદ અને આરાધના. (ફ૦ ૧૫૦-૧૫૧) સર્વે થઈ ગયલા અને હાલનાં પોર્યોદકેશીઓની આરાધના (ફ૦ ૧૫૨) જરતોસ્ત સર્વેથી ચહડતો પોર્યોદકેશ, યજદાનીબી બરાબરનો (ફ૦ ૧૫૩) જમીન અને આસમાનની વચ્ચે જે જે કાંઇ ભલું છે તે અશો મરદે વખાણવા જોગ છે, તે ભલાંની યાદ અને આરાધના. (ફ૦ ૧૫૪-૧૫૫) કોઇબી ઠેકાણે જન્મેલાં નર અથવા નારીઓ જેઓની ભલી દીન વર્તમાન, ભૂત અને ભવિષ્યમાં સચ્ચાઇને માટે લડીને ગાલેબ થઇ હોય, થતી હોય, અથવા થવાની હોય, તે દીનસાજ લોકોનાં પાંચે મીનોઇ ભાગો—"અહુ, દએના, બઓધસ્, રવાન, અને ફરોહરો"—ની યાદ અને આરાધના. (ફ૦ ૧૫૬-૧૫૭) તમામ પોર્યોદકેશી અને નબાનજદિસ્તોનાં ફરોહરોને આવવાની, ફરવાની, આબાદાનીની, દોઆ કરવાની, અને રાજી થઇને જવાની, અહુરમજદ અને અમશાસ્પંદોની વખાણ અને કીર્ત્તિ પોતાની સાથે લેઇ જવાની પ્રાર્થના.

૨૯૨. ઇ૦ હા૦ ૩૭. ફ૦ ૩:—"તેને (અહુરમજદને) અશો નરો અને નારીઓનાં ફરોહરો તરીકે આરાધ્યે છેયે."

મીનોઓ તથા જાનવરો તથા ચીજોમાં હાજર રહી તેઓની સુવ્યવસ્થા કરે છે. બીજા બોલોમાં ફરોહરો સર્વે વસ્તુઓનું પાળણ અને ધારણ કરે છે અને સૃષ્ટિને ચલાવે છે એમ જે અવસ્તામાં કહ્યું છે તેનો અર્થ એટલોજ છે કે ખુદ અહુરમજદ પોતેજ તેને ચલાવે છે અને તેનો મીનોઇ આત્મા અનંતપોકલીમાં સર્વે ઠેકાણે વ્યાપી રહીને પોતાના બેશુમાર અંશો કે જેઓને જરતોશ્તી ધર્મની ભાષામાં ફરોહરો કરી કહે છે તેઓની મારફતે સર્વે ચલાચલ વસ્તુઓનું ધારણ અને રક્ષણ કરે છે. ૨. આ સમજણ જે અમે આપ્યે છેયે તેને બીજો ટેકો એક મોતેબર પેહલવી કેતાબમાંથી મલે છે. પરમાત્મા અહુરમજદનાં અંશો જેમ આસમાનમાં, પાણીમાં, ઓરવરમાં, ગોસ્પંદમાં, ટુંકામાં સઘળી વસ્તુઓમાં હાજર છે તેમજ માણસમાંબી હાજર છે. તે છતાં મીનો કે ગેતીનું કોઇબી તેને જોઇ શકતુ નથી પણ માત્ર અનુમાનથીજ તેને જાણી શકે છે. તે વિષે તે કેતાબમાં લખે છે કે એકવાર અશો જરતોશ્તે અહુરમજદને જોવાની અરજ કીધી ત્યારે અહુરમજદે જવાબ દીધો કે સર્વે ઠેકાણે હું હાજર છુ, તેમાં ખસુસન અશો માણસમાં હું વિશેષ હાજર છું. અશો માણસ મને ઘણો મલતો આવે છે તેનું કારણ એ કે તેમાં હું સારી પેઠે દીપું છું માટે તું અશો માણસને જો કે હું જે મીનોઓમાં મીનો છું તેનો તુંને કાંઇએક વિચાર આવશે.[૨૯૩] આ એકજ વાત બીજી કેટલીએક ચોપડીઓમાંબી મલે છે તેથી આપણા લોકોનાં પાછલાં લખાણોબી ઉપલા અમારા વિચારને ટેકો આપે છે કે ફરોહરો ખુદ અહુરમજદનાં અંશો છે, જે તમામ સૃષ્ટિમાં હાજર રહીને તેનો કારોબાર ચલાવે છે અને બુરા માણસોમાં ઢંકાઇ રહે છે પણ ભલાં માણસોમાં પ્રકાશી નિકળે છે. એ ઉપરાંત ૩. ત્રીજું એ કે બહીસ્તુન, નકશે રૂસ્તમ, વગેરે ઇરાનના પહાડોપરનાં ચિત્રોબી અમારા આ વિચારને ટેકો આપે છે. એ ચિત્રોમાં શેહનશાહ દારચવુસનાં અને બીજા પાદશાહોનાં ચિત્રોની ઉપર એક હવામાં અતરંગ રહેલો આકાર જોવામાં આવે છે. તે આકાર વિષે કેટલાએક યુરોપ્યન ઓલમાઓ ધારે છે કે આસીરીઅન શેહનશાહો જેમ પોતાનાં ચિત્રો ઉપર પોતાનાં સૌથી વડા ખોદા "અસુર"નું ચિત્ર પાડી ગયલા છે તેની નકલ કરીને દારચવુસે અને બીજા ઇરાની પાદશાહોએ પોતાનાં સૌથી વડા ખોદા "અહુરમજદ"નું ચિત્ર પડાવ્યું છે. બીજા કેટલાએક યુરોપ્યન ઓલમાઓ એ વિષે કહે છે કે પુરાતન ઇરાનીઓ કોઇબી દેવતા કે ખોદાની મુર્તિ અથવા ચિત્ર પાડવાનું ધિક્કારતા હતા તેથી દારચવુસે કે બીજા કોઇ ઇરાની પાદશાહે એ

---

૨૯૩. દા૦ દી૦ પુ૦ ૧૮ ફ૦ ૬–૮:—"જેમકે જ્યારે સ્પીતમાન જરતોસ્તે તેનીથી હાથ આપવું (એટલે કે હસ્તસ્પર્શ) કરવાને ચાહ્યું હતું ત્યારે તેણે તેને ફરમાવ્યું હતું. (એવી રીતે) તેણે તેને ફરમાવ્યું હતું કે તું નેક ભલા મરદનો હાથ પકડ" (જુઓ નોટ ૩ ७). (વલી સરખાવો ઈ૦ ૪૩. ફ૦ ૩ ઈત્યાદિ).

પ્રમાણે અહુરમજદનું ચિત્ર પડાવ્યું હોય તે માની શકાતું નથી, માટે એ ચિત્ર પાદશાહનાં ફરોહરનું છે એમ જાણવું. હવે આ બેઉ વિચારોમાં થોડી થોડી સચ્ચાઇ છે ખરી. એ ઉડતા આકારનું ચિત્ર આસીર્યનોની નકલ કરીને ઇરાનીઓએ પડાવ્યું છે તેટલી વાત ખરી છે. પણ તે ચિત્ર સર્વશક્તિવાન ખોદા અહુરમજદનું નથી પડાવ્યું પણ અહુરમજદના જે અંશે પાદશાહનાં ફરોહર તરીકે તેને મદદ કીધી અને તેથી તેણે મોહોટાં પરાક્રમો કીધાં અને જુઠાઇનું બળ તોડીને સચ્ચાઇનો ફેલાવો કીધો (જે વિષે દારયવુસ પોતાનાં લેખમાં કહે છે કે આ જે મોહોટાં કામો મેં કીધાં તે અહુરમજદની મદદે કીધાં) તે પોતાનાં ફરોહરનો અને તે રૂપે અહુરમજદનાં અંશનો ચિતાર પડાવ્યો છે. ખરૂં છે કે એક મીનોઇ અંશનું કાંઇ રૂપ કે રંગ જણાવી શકાય નહીં. પણ મીનોઇ વસ્તુનો ખ્યાલ જો આપવો હોય તો ગેતીને લગતી કોઇ વસ્તુથીજ આપ્યા સિવાય બીજો ઉપાય નથી. તેથી ફરોહરનું ચિત્ર પડાવ્યું છે. અને તે બીજા કોઇ રૂપે પડાવવા કરતાં 'માણસ-પક્ષી'નાં રૂપમાં પાડવાથી તેનાં ગુણો અને કામો શું શું છે તે દેખાડવાની મતલબ રાખેલી જણાય છે. કવિઓ, ચિતારાઓ, વગેરે હુન્નરમંદો હરેક અણદેખઇતી વસ્તુ જેવી કે નેકી, બદી, લોભ, સંતોષ, વખ્ત, વગેરેનું એકેક ચિત્ર તેનાં કામો, પરિણામો, વગેરે તેમાંથી માલૂમ પડે એવી રીતે ઘણાએક આકારો મિશ્ર કરીને પાડે છે. તેજ પ્રમાણે ફરોહરનું ચિત્ર તેની અકલ, ડહાપણ, આશિર્વાદ, ઝડપ, ગાલેબી, ફતેહ, વગેરે દેખાડવા સારૂં 'માણસ-પક્ષી'નાં રૂપમાં ચિતાર્યું છે? ફરોહરનું એ રૂપ ફર્વર્દીન યશ્ત (ક૦ ૭૦)માં "ના-મંરેઘો"† કરી કહેલું બી છે. જોકે અરદીસૂર, મેહર યજદ, સરોશ યજદ, વગેરે મીનોઓનાં રૂપો તેઓનાં ગુણો, કામો વગેરે ઉપરથી કવિતાઇ હુન્નરની કલ્પનાથી આપેલાં અવસ્તામાં મલે છે તે છતાં કોઇબી પહાડપર તો ચિત્ર પાડેલાં મલ્યાં નથી. અને તે ચિત્રો પ્રમાણેજ ફરોહરનું આ રૂપબી છે તે ખડકપર કોતરાવેલું મલે છે તે પરથી જણાય છે કે ફરોહર માણસમાં અને બીજી સર્વે વસ્તુઓમાં સપેનામીનો અહુરમજદનાં અનહદ તેજોમય પરમાત્માનો એક અંશ છે કે જેની મદદથીજ માણસ મોહોટાં પરાક્રમો કરી શકે છે એવો પૂરાતન જરતોશ્તીઓનો વિચાર હતો તે દેખાડવા સારૂંજ એ ચિત્ર પડાવતા હતા. જો એ મતલબ નહીં હોય તો એ ચિત્ર જે બેશક ઉપલી ફર્વર્દીન

---

† વેદમાં અને સંસ્કૃતમાં **વૈશ્વાનર** કરી એક આત્માનું નામ આવે છે. કેટલાએકો તેનો અર્થ 'અગ્નિદેવ', કેટલાએકો એક ચોક્કસ 'તત્વ', કેટલાએકો એક ચોક્કસ 'આત્મા' કેટલાએકો પરમેશ્વરનો અંશ વગેરે કરે છે, તેનાં કામોનું વર્ણન કેટલેએક દરજ્જે ફરોહરનાં કામોને મલતું કીધેલું જોવામાં આવે છે. પણ એ શબ્દની ઉત્પત્તિ જુદી જુદી રીતે અપાય છે. જો **વિસ્**=પક્ષી, **વા** અને **નર** માણસ, ઉપરથી નિકલેલો એ શબ્દ લેયે તો કદાચ અવસ્તાના "ના-મૅરેઘ"ને મલી શકે. આ માત્ર અમારી બિક કલ્પના છે. (સરખાવો ઉત્તર્ મીમાંસા, ૧, ૨, સૂ. ૨૪-૩૨.)

યશ્તની શહાદતથી ફ્રેરોહરનુંજ ઠરે છે તેને પાદશાહનાં પરાક્રમોનાં વર્ણન અને હરેક બીજી તેની મોહોટાઇ દેખાડવાનાં ચિત્રોને મથાલે પાડવાની બીજી કશી મતલબ જણાતી નથી. એ ઉપરાંત વળી ૪. ચોથી એક દલીલ એ છે કે ફ્રર્વર્દીન યશ્તમાં કેટલાએક મીનોઓ, જેવાકે, સરોશ, રશ્ને, વગેરેનાંબી ફ્રરોહરો કહેલાં છે. હવે એ મીનોઓનાં કાંઇ અનાસરી શરીરો નથી અને ફ્રરોહરનું કામ અનાસરી શરીર સાથેજ ઘણોખરો તાલુકો રાખે છે તેથી તે મીનોઇ યજદોમાં ફ્રરોહરોની કાંઇ જરૂર નહીં ગણાય. પણ જેમ ગેતીને લગતી વસ્તુઓમાં તેમજ મીનોઇ વ્યક્તિઓમાંબી અહુરમજદનાં અંશો મળેલાં છે એમ સમજવાથી આ વાતનો ખોલાસો થાય છે. માટે એ ઉપરથીબી જણાય છે કે ફ્રરોહરો પરમાત્મા અહુરમજદનાં અંશો છે. વળી ૫. પાંચમી દલીલ એ છે કે જરતોશ્તી ધર્મ શિખવે છે કે અહુરમજદે જગતને પેદા કીધું છે અને બનાવ્યું છે એટલુંજ નહીં પણ તેનું પોષણ અને અતિશય વૃદ્ધીબી તેજ કરે છે.[૨૯૪] હવે જો ફ્રરોહરોની સમજણ એ પ્રમાણે નહીં લેયે તો બીજી રીતે લેતાં એમ ઠરે છે કે ફ્રરોહરો કોઇ એવી મીનોઇ પેદાયશો છે કે જેઓનાં સ્વાધીનમાં તમામ સૃષ્ટિને ચલાવવાનું તથા પાયદાર રાખવાનું કામ છે, અને ખોદા પોતે કામથી પરવાડેલો છે અથવા પોતાનાં કામમાં તેઓની મદદનો મોહતાજ છે (!) પણ ફ્રરોહરને અહુરમજદનાં અંશો ગણવાથી એ લખાણની ખરી સમજણ પડે છે, અને એજ રીતે લેતાં આપણને સમજ પડે છે કે અવસ્તામાં અહુરમજદનું પોતાનું ફ્રરોહર સર્વે ફ્રરોહરોથી શ્રેષ્ટ કરી કહ્યું છે તે પરમાત્મા અહુરમજદનાં પોતાનાં ખાસ અપાર તેજનો દર્યો છે જે બીજી કોઇ ચીજોમાં મળેલો નથી. અને તેમાંથી અગણીત ફ્રરોહરોરૂપી સૂક્ષ્મ અંશો એક એક આત્મા થઇને બાહેર નિકલવા છતાં તે જેમનો તેમ ભરેલો છે તે અહુરમજદની પોતાની ખાસ ફ્રવષિ અથવા ફ્રરોહર અથવા આત્મા છે. એ ફ્રરોહરને સૌથી ચહડતે દરજજેની સીફતો લગાડેલી છે કે જે સીફતો અહુરમજદ સિવાય બીજા કોઇને લગાડેલી નથી.[૨૯૫] એજ બાબતમાં જરતોશ્તી ધર્મની ફીલસુફીમાં કહ્યું છે કે અહુરમજદ અનાદિ, અનંત[૨૯૬] પરમાત્મા એક તેજનો અપાર સાગર છે તેનાં અંશો અનંત-

---

૨૯૪. અહુરમજદ યશ્ત ફ૦ ૧૨:—"રક્ષણ કરનાર હું છું, બનાવનાર અને પોષણ કરનાર હું છું, જાણનાર, **અણુદેખઇતો અને અને અતિશય વૃદ્ધિ કરનાર હું છું**"

૨૯૫. વં૦ ૧૯. ફ૦ ૧૪:—"તું મદદે બોલાવ. જરતોસ્ત ! મારાં એટલે અહુરમજદનાં તે (ખાસ) ફ્રરોહરને કે જે છે સર્વેથી મોહોટું, સર્વેથી ભલું, સર્વેથી સુંદર, ઇત્યાદિ."

૨૯૬. દોઆ નામ સેતાયશ્નેઃ—"જે હમેશે હતો, હમેશ છે, અને હંમેશ રહેશે."

સદ ઓ યક નામે ખોદાઃ—"(અ-ઝ-લ) નહીં પેદાયશમાં શરૂઆત વગરનો ازلی, અને (અ-બ-અનજામ) નહીં આખેરીમાં—આખેરી વગરનો ابدی"

પોકલીમાં સર્વે ઠેકાણુ વ્યાપી રહેલા છે. વખ્ત અને જગાએ તેને બનાવ્યો નથી પણ તેનાં સૃષ્ટિ બનાવવા, ધારણ કરવા, અને ચલાવવાને લીધે એ બંધે વિચારો ઉત્પન્ન થયા છે. [૨૯૭] તે છતાં ઉલમાએઇસલામ નામની ચોપડીમાં અને તે વગેરે બીજી ચોપડીઓમાં જે એવું કહ્યું છે કે જમાનાએ અહુરમજદને પેદા કીધો છે તે આપણી ધર્મની ફીલસુફીને નહીં સમજવાથી અથવા ખોટી રીતે સમજવાથી કહ્યું છે. પરમાત્મા અહુરમજદના અંશો હરએક જગાએ જે બનાવવું જોઇએ તે બનાવે છે અને જે સુવ્યવસ્થા રાખવી જોઇએ તે રાખે છે. કોઇબી પરમાણુ અથવા બિંદુ તેનાં તેજનાં અંશ વગર ખાલી નથી. જે જે જગાઓ અથવા વસ્તુઓમાં તેના વધારે અંશો હાજર છે તે તે જગાઓ અથવા વસ્તુઓ સપેનામીનોને લગતી ગણાય છે અને જે જે જગાઓ અથવા વસ્તુઓમાં તેના ઓછાં અંશો હાજર છે તે તે જગા ગનામીનોને લગતી કહેવાય છે. અનંત પોકલીમાં એક જગાએ તેનાં અંશોનો સૌથી મોહોટો જથ્થો અથવા જરતોશ્તી ધર્મની ભાષામાં અહુરમજદનું પોતાનું ફરોહર છે તે જગાને 'અસરં રોશ્ની' એટલે અનંત તેજ (અવ૦ 'અનધ્રરઑચાઑ) (બુ૦ ૧. ફ૦ ૨) અને કેટલીએક વખ્તે 'ગરોથમાન' અને કેટલીએક જગાએ 'હધન–હધના–તનસુશ્ એવાં કોઇ ભેદ ભરેલાં નામથી કહે છે (વ૦ ૧૯. ફ૦ ૩૨. યશત ૧૨. ફ૦ ૩૮). એ પાછલી ગરોથમાનની જગાએ સૌથી ઉત્તમ દરજ્જેની પદ્વી પામેલા આત્માઓ અને મીનોઓ જઇ શકે છે તે છતાં તેઓને અહુરમજદનું જ્ઞાન થઇ શકતું નથી; કેમકે તેના તેજનો મૂળ ઝરો જે જગાએ છે તે જગાને 'અસર રોશ્નાં' (અનંત તેજ) કહે છે. તેમાં કોઇ મીનો વટીક દાખલ થઇ શકતો નથી કે તેને અહુરમજદનું જ્ઞાન થાય. એ સબબથી અહુરમજદને 'મીનોઆંન મીનો' (અવ૦ 'મઇન્યેઉશ્ મઇન્યઑગેહે') મીનોઓનો મીનો કરી કહે છે. તે અનંત તેજમાં રહેલાં અહુરમજદનાં ખાસ તેજનાં કેન્દ્રને 'હવર્રે' (સૂર્ય) કરી કહે છે. જે ગરોથમાની સૂર્યનાં અતિશય બારીક ભાગ તરીકે

---

બનામે અહુરમજદ:— "જે કે નહીં જન્મે અને નહીં મરે તે હું અહુરમજદજ છું."

૨૯૭. બુ૦ ૧. ફ૦ ૩:—'એક (અહુરમજદ) તે છે કે જે અનંત કાલથી સ્વતંત્ર છે. કારણકે અહુરમજદ અને અહુરમજદની અનંતપોકલી, ધર્મ (અથવા તેનો કાયદો), અને વખ્ત હમેશાં હતાં, હમેશ છે, અને હમેશ રહેશે."

દ૦ સો૦ ર૦ મુ૦ રી૦ નં૦ ૧ સર ૭૦:—"ગુસ્તાસ્પશાહે પુછ્યું કે એવું શું છે કે જે હમેશ રહેશે હમેશ હતું અને છે? તે સાથે જે ગુજરેલું અને અંત વગરનું શું છે તે મને કહે. તે ઉપરથી જામાસ્પે જવાબ દીધો કે સાંભલ, ઓ પાદશાહ! જે હમેશ હતો તે (પોતાનાં) તેજમાં અહુરમજદજ. અને તેજ અહુરમજદથીજ છે. જે હમેશ રહેશે તે તે જે અહુરમજદ કહેવાય છે તેજ. તેથીજ દીન (જગતના કાયદા)નું ચાલુ રહેવું અને તેથીજ જમાનોબી. જેમ હમેશ રહેવું અહુરમજદનું હતું તેમજ છે અને મીનોઇ હાલતે ચાલુ રહેશે."

આપણી દુન્યાનો સૂર્ય અને તેમજ બીજા સૂર્યો વગેરે નુરી પદાર્થો.-[૨૯૮] ને ગણેલી છે. એ ઉપરથી જેઓ એમ સમજે છે કે અવસ્તામાં આપણા દેખઇતા સૂર્યને અહુરમજનું તન કરી કહ્યું છે તેઓ મોહોટી ચુક કરે છે. કેમકે ૧. અહુરમજદ મીનો છે તેને શરીર કેમ હોય? ૨. અહુરમજદ મીનો-ઓનો મીનો છે ત્યારે તે જો સૂર્યજ હોય તો તે તો આપણ બાકીઓને વટિક દેખઇતો છે માટે તે મીનો નહીં ઠરે. ૩: આપણી દીનને લગતી કેતા-બોમાં સૂર્યથીબી ઉપરની જગામાં ગરોથમાન અને 'અસર રોશની' કહેલાં છે અને ત્યાં અહુરમજદનું મકાન કહેલું છે માટે સૂર્યજ અહુરમજદનું તન ઠરતું નથી. એ વગેરે બીજી ઘણીએક દલી-લોથી સાબેત થાય છે કે અહુરમજદનાં તનરૂપી સૂર્ય (the central spiritual sun) તે અનંત તેજ ('અસર રોશ્ની') માંનું મધ્ય કેન્દ્ર છે તે છે અને તેમાંજ ઉપર કહેલું સર્વે ફરોહરોથી શ્રેષ્ઠ અહુરમજદનું ફરોહર છે. એથી ઉલટું અનંત પોકલીમાં એક જગાએ તેનાં અંશનો અતિશય થોડામાં થોડો અંશ છે તેને 'અસર તારીકી, (અનંત અંધકાર) કહે છે તે એહરેમનનું મકાન ગણાય છે (બુ૦ ૧. ફ૦ ૩).

ફરોહરોને અહુરમજદનાં અંશો ગણવાથી અને ફરોહરો બધી જગંતમાં કામે લાગેલાં ગણવાથી તેઓની આરાધના કરવાથી અહુરમજદનીજ આરાધના થાય છે. અને એ રીતે જરતોશ્તી ધર્મ અદ્વૈતમત (Pantheism) શિખવે છે એમ કોઇએ સમજવું નહીં. કેમકે જોકે ફરોહરો મનુષ્યના આત્માઓ નથી અને અહુરમજદના અંશોથી બનેલા છે તોપણ તેઓ અહુરમજદથી અને જગતની મીનોઇ તથા બાકી વસ્તુઓથી ભિન્ન છે. તેઓ માત્ર પાસબાની કરનારા ફરેશ્તા (guardian spirits) છે. તેઓ અહુરમજદના તેજમાંથી ઉપજેલા છે તે છતાં જેમ એક બાપમાંથી ઉપજવા છતાં બેટો અને બાપ એકજ ગણાતા નથી તેમ તેઓ અને અહુરમજદ એકજ છે એમ ઠરતું નથી.

ત્યાં લગીમાં રવાન અને ફરોહર વિષે અમે જેટલું ઉપર લખ્યું છે તે ઉપરથી વાંચનારે જોઇ લીધું હશે કે આપણા લોકોમાં ગુજરેલાંને લગતી જે જે ભણતર ક્રિયાઓ અને ખરચો કરવામાં આવે છે તે વિષે આપણા લોકો સાધારણ રીતે સમજે છે કે તે બધું તે ગુજરનારનાં આત્માના ફાયદાને ખાતર કરવામાં આવે છે તે વિચાર ભુલભરેલો છે. રવાન અને ફરોહર એક બીજાથી જુદાં છે. અને રવાનજ માત્ર મરનારનો આત્મા છે. ફરોહર તો એક

---

૨૯૮. ઇ૦ હા૦ ૩૬.-ફ૦ ૬:—"ઓ અહુરમજદ! તારી વ્યક્તિને આ તેજોમય વસ્તુઓમાં અતિશય બુલંદીથી બુલંદ (અને) (સર્વે) વ્યક્તિઓ કરતાં શ્રેષ્ટ તરીકે અમે જણાવ્યે છૈયે તે કે જે હવરે (સૂર્ય) કરી કહેવાય છે."

જાતનો ફરેસ્તો છે. અને જેમ મેહર, સરોશ, બેહરામ, ઇત્યાદિ યજદ અમશાસ્પંદોનાં પોતાનાં ખાસ નામો છે તેથી તે દરેકને ઓલખવામાં આવે છે, અને તેઓની આરાધના વગેરે થાય છે, તેમ ફરોહરની જાતના ફરેસ્તાઓનાં દરેકનાં જુદાં જુદાં નામ નથી, પણ દરેક ફરોહર જે એક માણસ અથવા વ્યકિતની સાથે હતું તે માણસ અથવા વ્યક્તિ ઉપરથી તેની ઓલખ કરવામાં આવે છે, પણ તેથી કાંઇ તે માણસનાં આત્મા તરીકે તે ઠડતું નથી. પણ માત્ર એક ફરેસ્તા તરીકેજ ઠરે છે. અને તે એક ફરેસ્તા અથવા સામટી રીતે તેઓમાંનાં ઘણાએકોંનો સમુદાય લેઇને તેઓની યાદ કરવામાં આવે છે. તે યાદ અથવા આરાધના કરવાનું કામ મરનારની ક્રિયા તરીકે નહીં પણ આપણે જેમ કોઇબી યજદ અથવા અમશાસ્પંદની યાદ અથવા આરાધના કર્યે તેને મલતુંજ છે. એટલો તફાવત હંમેશાં યાદ રાખવો.

હવે એક મરનાર માણસનો મૂખ્ય આત્મા-રવાન અને તેની સાથનો અહુરમજદના અંશરૂપી ફરેસ્તો જે તેનું ફરોહર એ બેની તરફ જીવતાંઓએ શું શું ફરજો બજાવવી તે વિષેના જરતોશ્તી ધર્મને લગતાં પુસ્તકોમાંના જેટલા ફકરાઓ અમે એકઠા કીધા છે તેઓને તપાસી જોતાં માલૂમ પડે છે કે જરતોશ્તી ધર્મ શિખવે છે કે પેહલા ત્રણ દહાડામાં રવાન પોતાની નવી હાલતમાં રહેવાને લાયક થઇ રહે છે.[૨૯૯] ચહારમની બામદાદે તેનો ઇનસાફ થઇને તેની કરણી મુજબ બહેશ્તનું સુખ અથવા દોજખની સજા તે મેલવે છે જ્યાં તે રવાન સુખ અથવા દુઃખનો અનુભવ લે છે, ચહારમની બામદાદે તેનો ઇનસાફ થઇ રહે છે તેજ વખ્તે 'મીનો-તન' અને તેનું પાસબાન ફરોહર તેનાંથી છુટું પડે છે અને રવાન જો બહેશતમાં જાય તો 'અનોશેહ' (દુઃખ દરદ વગરનું. મુકિત અથવા મોક્ષ પામેલું) કહેવાય છે, અને જો દોજખમાં જાય તો તે 'અઓષહુહવત' (દુઃખ દરદવાલું, મુકિત અથવા મોક્ષ નહીં પામેલું) કહેવાય છે, જે ફરશોગર્દ અથવા રસ્તાખેજને વખ્તે છુટકારો પામશે. જો ફકત અવસ્તાનેજ આધારે જોઇએ તો ગુજરનારાંઓનાં રવાનોનો ચહારમની બામદાદે ઇનસાફ થવા પછી તેઓ પોતાનાં કામો પ્રમાણે બહેશ્ત અથવા દોજખમાં જાય છે જ્યાં તેઓ રસ્તાખેજ લગી રહે છે. ત્યાંથી તેઓ કોઇબી વખ્તે આ દુન્યામાં આવે છે એવું લખાણ અવસ્તામાં મલતું નથી. અવસ્તા પ્રમાણે તેઓનાં ફરોહરોને તેવું કાઇ થતું નથી. તેઓ રવાનને જગા મલી રહી કે પછી છુટાં થાય છે અને બીજે કામે લાગે છે. તેઓ આ જેહાનમાં આવી શકે છે (ફરવર્દીન યસ્ત ક ૧૭-૧૯ ઇત્યાદિ) અને તેઓની આરાધના બીજા યજદ

[૨૯૯] બેં૦ ન૦ ૩ સફે ૩૦:—"રવાન શરીરમાંથી બાહેર આવે છે ત્યારે તે એક વાયુ અથવા વરાળ જેવું હોય છે. પછી પેહલે દહાડે તેનું કદ માતાથી બચ્ચું જન્મે તેટલું થાય છે. બીજે દહાડે તેનું કદ સાત વર્ષનાં બચ્ચાં જેવું થાય છે. ત્રીજે દહાડે તેનું કદ પંદર વર્ષનાંના જેવું થાય છે."

અમશાસ્પંદોની માફક થઇ શકે છે. બીજા ફરેસ્તાઓ પ્રમાણેજ તેઓને યાદ કરનારાઓથી તેઓ રાજી રહે છે અને તેઓનું ભલું ચાહે છે (ફ્રવર્દીન યસ્ત ફ ૪૯-૫૨) તથા તેઓને નહીં યાદ કરનારાઓથી નાખુશ થાય છે અને તેઓને કહુવા દે છે. તેઓની પ્રસન્નતા તે અહુરમજદનીજ પ્રસન્નતા છે અને તેઓની અપ્રસન્નતા તે અહુરમજદનીજ અપ્રસન્નતા છે. તેઓ તેને યાદ કરનારાઓની મદદે આવે છે અને તેટલામાટે જીવતાંઓના પોતાનાં ફાયદાને માટે (નહીં કે મરનાર અથવા મરનારોનાં આત્મા અથવા આત્મા તરીકે) તેઓની આરાધનાં કરવાનાં ફરમાનો મલે છે. જેમ સરોશ, મેહર, વગેરે બીજા યજદ અમશાસ્પંદોની આરાધના તે ફરેસ્તાઓના ફાયદાને ખાતર નહીં પણ આપણા ફાયદાને ખાતર કરવાનું સમજવામાં આવે છે તેમજ અશોઓનાં ફરોહરોની આરાધના વિષેબી સમજાય છે. બીજું એ માલૂમ પડે છે કે આપણાંમાં મરનારની પુઠે તેની જે આરાધનાઓ અવસ્તા જુબાનમાં કરવામાં આવેલી છે તે ઘણીખરી તે મરનારના પોતાના ખાસ આત્મા 'રવાન'ની નહીં પણ તેના આ મદદગાર અહુરમજદી અંશ —ફરોહર—ની કરવામાં આવેલી છે. હવે દરએક મહીનામાં દરેક ફરેસ્તાનો જેમ એક દહાડો ઠરાવી મુકેલો છે તેમ દરએક ફરોહર જે એક એક મીનો છે તેનો પ્રત્યેકનો દહાડો ઠરાવવાનું બની શકે નહીં તેથી તેનો આ જેહાનથી ગુજરવાનો દહાડોજ તેનો ઠરાવેલો છે. અને સર્વે ફરોહરોનો એક સાધારણ દહાડો ફ્રવર્દીન રોજ ઠરાવેલો છે. તેમજ દરએક ફરોહરની જુદી જુદી આરાધનાની ય્યજદ જોકે કરવી જોઇએ તોપણ તેમ બની શકે નહીં તેથી તેઓ મેહરબાની કરીને હજારો ફરોહરોની એક સાધારણ આરાધનાની ય્યજદ કબૂલ રાખે છે (ફ્રવર્દીન યસ્ત, ફ ૬૫-૬૮) એમ માનીને તે વિષેની અરજ અને દોઆ માગવામાં આવે છે.[300] વાસ્તે આપણામાં મરનારની પુઠે જેટલીબધી આરાધના કરવામાં આવે છે. તે રવાનને પોહાંચે છે એમ સમજવું ભુલભરેલું છે. તે આરાધના તે રવાનનાં તેની જીંદગીમાં તેની રખેવાલી કરનાર ફરોહરની થાય છે.[301] અને જેમ બીજા ફરેશ્તાની યાદ આરાધના કરનારને તે ફરેશ્તાની મદદ પોંહાંચે છે તેમજ ફરોહરની યાદ કરનારનેબી તે ફરોહરની મદદ પોહાચે છે અને ફરોહરની યાદથી મરનાર રવાનને નહીં પણ જીવતાં યાદ કરનારને ફાયદો પોંહાંચે છે એમ સમજવું વધારે ખરૂં ગણાશે. આ વિચારને આથીબી ટેકો મલે છે કે અવસ્તામાં જેટલું ભણતર થાય છે તેમાં કોઇ અમુક

૩૦૦. આફરંગાનનો દિબાચો:—"(આજે કીધું છે તે) એકને હજારો (ફરોહરો) અમોથી કબૂલ કરનાર થાઓ."

૩૦૧. ઇ૦ ૧. ફ૦ ૧૮:—"પોતાનાં **રવાનનું** ફરોહર."

શખ્સનાં નામ સાથે તેનાં રવાનની આરાધના થતી નથી પણ તેનાં ફરોહરનીજ થાય છે. જેમ કે 'જરથુશ્ત્રહે--સ્પિતામહે—અષઓનો—ફ્રવષીમ યઝ્મઇદે"=સપેતમાનનાં અશો જરતોશ્તના ફ્રોહરને અમે આરાધ્યે છેયે, ઇત્યાદિ. કોઇબી અમુક માણુસનાં રવાનને અમો આરાધ્યે છેયે એવું લખાણુ અવસ્તામાં આવતું નથી, જોકે ઘણાએકોનાં રવાનોની (ય૦ ૨૬. ફ૦ ૧૧; ૩૯. ફ૦ ૨ ઇત્યાદિ, સામટી આરાધનાનાં વચનો મલે છે. એ રવાનોની સામટી આરાધનાનાં વાકયોમાં 'અશો' એટલી સીફ્ત અધ્યાહાર લેવી જોઇએ. કેમકે રવાનો જેમ અશો તેમજ દરવંદ—બહેશ્તી તેમજ દોજખી—બી હોય છે તેથી જો એમ નહીં લયે તો દોજખીઓનીબી આરાધના કીધેલી ગણાય જે ખોટું થાય. અને એજ કારણુથી અવસ્તામાં કોઇ અમુક માણુસનાં રવાનને નામ દેઇને આરાધવાનું કહ્યું નથી તે વાજબી છે. કારણુકે આપણે જાણી શકયે નહીં કે અમુક મરનાર બહેશ્તી થયું છે કે દોજખી થયું છે, કેમકે આપણુ તેની કરણી બરાબર જાણી શકયે નહીં. પણ ઘણાંએકોનાં રવાનો બહેશતી થઇ શકે તેથી તેઓને સામટાં આરાધવામાં અડચણ નથી. તેમજ ફરોહર તો એક ફરેસ્તો છે તેથી તેનું નામ લેઇને મરનારનાં રવાન વગર એકલું તેને આરાધવામાં કશી અડચણ નથી.* બીજું ફ્રર્વર્દીન યશ્તનાં ૧૩માં કર્દામાં ફરોહરો પોતાનાં નામ ગ્રહણો લેવાની આરજુ દેખાડે છે અને તેમ કરીને જીવતાં આરાધના કરનાર અથવા કરાવનારાંઓનાં રવાનોને ઇંજાયલા થવાની ઇચ્છા વરાવે છે તે ઉપરથીબી સાફ જણાય છે કે નામગ્રહણ તે રવાનોનાં નહીં પણ તે રવાનોનાં ફરોહરોનાં લેવાનું અવસ્તામાં જણાવેલું છે. માટે પાજંદ ભણતરોમાં જે નામગ્રહણો લેવામાં આવે છે અને જે અમે ધાર્યે છેયે કે ઉપલાના જેવા એકજ ચોક્કસ મતલબનાં અવસ્તાઇ વાકયનો શરેહ સાથનો તરજુમો છે તેનો અર્થ આજ સુધી આપણા લોકો ભુલભરેલો સમજતા આવેલા જણાય છે. જેમકે આપણા મોબેદો નામગ્રહણ લે છે તેમાં પઢે છે કે "(ફલાન—ફલાન) એદર—ઇઆદ—બાદ—અનોષેહ—રવાન—રવાની" એનો અર્થ આજ સુધી એમ સમજવામાં આવે છે કે "બહેશ્તી રવાનોમાંનું (ફલાના ફલાનાનું) તું રવાન છે તે તું એ જગોએ યાદમાં પોહોંચો." (જુઓ એ૦ અરૂપંદીઆરજી ફરામજીની સને ૧૨૧૮ યઝદઝરદીમાં છપાવેલી ઇજશને બા માએની. સફ ૪). પણ "રવાની" જેનો અર્થ "તું રવાન છે" કરી કરવામાં આવે છે તે તેમ નહીં પણ "રવાનને લગતુ" એટલેકે

* જે જે ઠેકાણે એક અમુક રવાનને આરાધવા કહ્યું છે તે તે ઠેકાણે (૧) તેનાં મરણુ પછીનાં પેહલા ત્રણુ દહાડા તેને લગતી સરોશની આરાધનાની ક્રિયા કરવાની કહી છે (વં૦ ૧૩. ફ૦ ૫૫) (૨) આખા વર્ગનાં રવાનોને સામટી રીતે આરાધવાની મતલબથી કહ્યું છે. (ઇ૦ ૩૯. ફ૦ ૧ ઇત્યાદિ).

અલબતે (અવસ્તાને આધારે લેતાં) ફરોહર કરી થાય છે. જેમકે પેહલવી અરદાએ વિરાફનામામાં (બાબ ૨. ફ૦ ૨૮) એ શબ્દ [illegible] કરી આવેલો છે અને તેનો અર્થ ઉપલા ફર્વર્દીન યશતના ૧૩ માં કરદામાં આવેલા વાકય સાથે તથા નામગ્રહણનાં સાધારણ પાજંદ વાકય સાથે સરખાવી જોતાં ફરોહર કરીજ ઠરાવી શકાય છે. એ ફકરામાં કહે છે કે અરદાવીરાફે [illegible] "રવાનીઓને યાદ કીધાં," નહીં કે [illegible] "રવાનોને". વાસ્તે 'રવાન' અને 'રવાની' વચ્ચે તફાવત દેખઇતો છે. અને 'રવાનીઆન' એટલે રવાનને લગતા સર્વે માંનોઓ (અહુ, દએના, બોય, અને ફરોહર) અને 'રવાની' એટલે 'રવાનને લગતો' એટલે કે અવસ્તા પ્રમાણે ફકત ફરોહર ઠરે છે. એ રીતે લેતાં નામગ્રહણનાં વાકયનો અર્થ "[ફલાન-ફલાન] જેનું રવાન દુઃખથી મુકત અથવા બહેશ્તી છે તેનું 'રવાનને લગતું' (એટલે ફરોહર) આ જગે યાદ થાઓ!" કરી થાય છે. બીજું ફકત અવસ્તાનેજ આધારે રવાનને વિષે બોલ કરતાં જેટલું મલી આવે છે તે તેનાં ગુજરવા પછીનાં પેહલા ત્રણ દહાડા તે કેમ ગુજારે છે તે અને તેની પછીના ઇનસાફનીજ બીના માત્ર છે જે બીના ઉપર ટાંકી છે. એ બીના સિવાય બીજું કાંઇ અવસ્તામાંથી મલતું નથી. અવસ્તામાં તેમ પાછલી કેટલીએક મોતેબર કેતાબોમાં કોઇ ઠેકાણે એવું કહેલું જડતું નથી કે એકવાર રવાનનો ઇનસાફ થઇને તેને સારી અથવા નરસી જગા મલવા પછી બીજા કાંઇબી કારણથી તેને તે જગાએથી રસ્તાખેજની અગાઉ છોડવામાં અથવા થોડો વખ્ત આ દુન્યામાં આવવાની રજા આપવામાં આવે છે (જુઓ નોટ ૨૮૮ મી) અથવા અવસ્તામાંથી કોઇબી ઠેકાણેથી એવું લખાણ જડતું નથી કે ત્રણ રાત પછી મરનારનાં રવાનની નયતે કીધેલું સવાબનું કામ તેને કામ આવે છે. જોકે પાછલી કેતાબોમાં એવાં લખાણો મલે છે. વાસ્તે આ વાત પક્કી ધ્યાંનમાં રાખવી કે એકવાર રવાનને જગા મલ્યા પછી રસ્તાખેજ લગી તે ત્યાંજ રહે છે. વાસ્તે તેનો ઇનસાફ થઇ રહેવા પછી તેને માટે જેબી કાંઇ કરવામાં આવે તેથી તેને મલેલા હોદ્દમમાં કાંઇ વધઘટ થઇ શકતું નથી એવો અવસ્તા ઉપરથી તેમજ પાછલી કેટલીએક મોતેબર કેતાબોપરથી સાર નિકલે છે. બીજું, એક રવાનનો ઇનસાફ થવાની અગાઉ તથા પછવાડેથી બીજા જીવતાંઓ તેની કોશેષ, ખરચ, અથવા અરજ વગર તેને માટે જેબી કાંઇ કરે તેનો ફાયદો તેને કોઇબી રીતે પોંહોંચે છે એવુંબી કાંઇ અવસ્તા ઉપરથી મલતું નથી. અવસ્તા અને બીજી ઘણીએક પાછલી કેતાબોનાં લખાણોની મતલબ ઘણીખરી એકજ ઉઠે છે કે રવાન પોતે જીવતાં જીવત "જે કાંઇ કરશે હાથે તે લઇ જશે સાથે" (વ૦ ૧૯. ફ૦ ૨૭) એ વિષેનાં વધારે ખુલાસાની એક બાબત આગલ "ગુજરનાર માણસે વસીઅત કરીને જીવતાં-

જીવત અથવા મુવા પછી પોતાને માટે જે સવાબ કરાવ્યો હોય તે તેને કેટલો પોંહોંચે તથા તેની વસીઅત વગર બીજો શખ્સ પોતાની ખુશીથી તેની નયતે સવાબ કરાવે તે કેટલો પુગે?" એવાં મથાલાં નીચે આવશે. એમ છતાં અવસ્તા સિવાયની બીજી કેટલીએક કેતાબોમાં મરનારનાં રવાન (અને બરાબર બોલતાં પેહલા ત્રણ દહાડા પછીથી ફ્રોહર)ની તરફ જીવતાંઓએ કેટલીએક ફરજ બજાવવાનું કેહેલું છે તેઓનું વર્ણન હવેથી શરૂ કર્યે છેયે. તે ફરજોને અમે ત્રણ ભાગમાં વેંહચ્યે છેયે:-

૧. પેહલા ત્રણ દહાડા લગીની ક્રિયા.

૨. ચાહરમ, દસમું, માસીસો અને વર્સીનાં ચાર ટાંકણાઓની ક્રિયા.

૩. વર્સીની અંદર તથા વર્સી પછીની પરચુટણ ક્રિયાઓ.

---

## ૧. પેહલા ત્રણ દહાડા લગીની ક્રિયા.

નેક વિચારવું, નેક બોલવું, અને નેક કામ કરવાં એ જરથોશ્તી ધર્મનો મૂળ પાયો છે. એ ત્રણ નીતિનાં પાયાઓપર બીજાં ઘણાંએક કામો, વચનો અને મતોએ ધર્મની ફીલસુફી તથા નીતિ અને શરીઅતમાં રચાયલાં મલે છે. તે એટલેસુધી કે મરનારનાં આત્માને તેનાં કામોનો શુમાર થઇ રહેવા પછી તેને ઘટતી જગામાં જવા જેવા નાજુક, મોહોટી અગત્યતાનાં, અને ગંભીર કામથી તે મીજબાનીનાં સુફરા ઉપર શરાબની જામો નોશ કરવા જેવા સેહેલ કામ લગી દરએક બાબતમાં એ ત્રણ નીતિ—નેક વિચાર, નેક-વાણી, અને નેક કરણી—ને હંમેશાં યાદ રખાવી છે. એ ત્રણનાંજ અંદાજા પ્રમાણે ગુજરનારનાં રવાનને ગુજરવાનાં વખ્તથી તે છેલ્લી જગા મલી રહે ત્યાં લગી વચમાં ત્રણ દહાડા આ જેહાનમાં રહેવાનું જરતોશ્તી ધર્મમાં કહ્યું છે. અલબતે એ ત્રણ દહાડા ગુજરેલાંના રવાનનાં ઘણાજ આતુરતાનાં છે. કેમકે દરેક વાંચનારને અનુભવ હશે કે જો એક માણસને ત્રણ દીવસ જેવા થોડા વખ્તમાં તેની હાલતમાં કોઇ મોહોટો ફેરફાર થઇ જવાની વકી હોય છે તો તેને અતિશય બેચેની અને ઉતકંઠા હોય છે તો જે આત્માએ કે તુરતનીજ આ શારિરિક હાલત છોડેલી અને થોડાજ વખ્તમાં મીનોઇ દુન્યામાં દાખલ થવાનો તેને કેટલીબધી બેકરારી અને ઔત્સુકયતા રહેતી હશે ? એ વિષે જરતોસ્તી ધર્મની કેતાબોમાં કહે છે કે જો મરનાર પુન્યવંત હોય છે તો તેને તેમજ જો મરનાર પાપી હોય છે તો તેનેબી એકસરખી રીતે એવી ઇચ્છા થાય છે કે જો મને રજા આપવામાં આવે તો કેવું સારૂં કે હું પાછો ખુશીથી શરીરમાં દાખલ થઇને ગેતી દુન્યામાં જાઉં ! પુન્ય-વાન આત્માને એવી ઇચ્છા એટલામાટે થાય છે કે તેને ગુજરવા બાદ માલૂમ પડે છે કે તેણે જે નેક જીંદગી ગુજારી છે તેનાં બદલામાં તેને બહે-શ્તની ખુશી મલનાર છે, તેથી તે ચાહે છે કે જો એકવાર મને ફરીથી તક મલે તો વધારે નેકી કરી આવીને વધારે ખુશી મેલવું. પાપીને ફરીથી દેહ ધારણ કરવાની ઇચ્છા એટલામાટે થાય છે કે તેને મરણ પછી માલૂમ પડે છે કે તેણે જીંદગીમાં ઘણાં પાપો કીધાં છે તેથી તેને દોજખની સજા થશે. તેથી તે એવું ચાહે છે કે જો એકવાર ફરીથી તેને તક આપવામાં આવે તો તે પાછો આ દુન્યામાં આવી એવાં કામો કરી જાય કે જેથી તેનાં પાપોનું પરાયશ્ચિત થઇ રહે એટલુંજ નહીં પણ બહેશ્તની ખુશી હાંસેલ કરવાને બની આવે.[૩૦૨] હવે એવે વખ્તે મરનારનાં લાગતાંવલગતાંઓની ફરજ

---

૩૦૨. દાદેસ્તાને દીની-પુ૦ ૧૫ મી:—"પુછયું છે કે જયારે સગ અને પરંદા તેને (ગુજ-રેલાં તનને) ફાડે છે તે જયારે રવાન (આત્મા) જાણે છે ત્યારે તેને દુઃખ પોંહોંચે છે કે કેમ ?

જવાબ એ કે માણુસોનાં તનને તોડવા તથા ફાડવાથી એવી રીતનું (યાને જે સૌને માલૂમ

# છે કે જેટલી મદદ અને દીલાસો પોતાનાં પ્યારાં ગુજરનારનાં રવાનને તેઓથી આપી શકાય તેટલો આપવો. માટે આપણાં ધર્મની કેતાબોમાં એ

છે તે) દુઃખ જે લાગે છે તે જ્યારે રવાન તનની સાથે મલેલું હોય ત્યારેજ લાગે છે. અને તે (દુઃખ)નું રવાન કે જે (જાતે) ખુશ અને દુઃખ રહિત છે તે જ્યારે હયાતી આપનાર જીવ તથા લાગણી રાખનાર "બોય" અને બીજી જીવને લગતી ઇંદ્રિઓની સાથે હોય છે ત્યારેજ તેને જાણવું થાય છે અને જ્યારે તે (રવાન તે ઈંદ્રિઓની સાથે) તનથી બાહેર જાય છે ત્યારે તન નકામું, વગર હીલચાલનું, અને સ્પર્શજ્ઞાન રહિત (યાને લાગની વગરનું) થઇ જાય છે. તેને કાંઇ દુઃખ લાગતું નથી તથા પરિણામનું અનુમાન થતું નથી. રવાન જાનની સાથે તનમાંથી બાહેર જાય છે, તેથી કરીને દરંદાંઓ સાથે તેને કાંઇ સંબંધ નથી તોપણ ગેબી અનુમાનથી તે કેટલુંએક જોઈ તથા જાણી શકે છે. (તેની વીગત એ કે)–તે બુરાંનું (રવાન) જે કે યજદાંથી દૂર છે, યાને જે નહીં સમારેલું હોય છે, તેનું તન કે જે તેનો પોશાક (ખોળિયું, ઢાંકણ) હોય છે તે જ્યારે ખરાબ થાય છે ત્યારે તે (તન) જેની સાથે લાંબા વખતસુધી સ્નેહ બાઝેલો હતો તેથી–અને વળી એટલામાટે કે "શા વાસ્તે મેં તન સાથની હાલતમાં તથા ગેતીને લગતી હાલતમાં ગુનાહની ગુજારેશ (નીવારણ) નહીં કીધી! તથા અશોઇનો સંગ્રહ નહીં કીધો! અફસુસન આ બુનોર્ગ બદલાને માટે, યાને અને બુનોર્ગ થવાને વાસ્તે કે જો મેં આ બદન વતે ગુનાહની ગુજારેશ (નીવારણ) અને રવાંનનો છુટકારો કીધો હતે (તો કેવું સારૂં)! અને હમણાં બીજા શખ્સો ગેતીને લગતી (યાને ગેતીમાં કીધેલાં કામોનાં બદલામાં) રામસ્નીની ઘણી આશા રાખે છે ત્યારે (અફસોસ છે! કે) હું મીનો (બહેશત)-થી જુદો પડયો છું! અને સખ્ત (યાને કરડી અથવા બરાબર) શુમાર (તપાસ) તથા ઘણી ધારતીને પામ્યો છું."–(એવા વિચારો તેને આવે છે) તેથી–તનની હાલત મેળવવા તરફ તેને પાછી આરજુ થાય છે. એ ઉપરથી તે શખ્સને તે દરંદાં એ પ્રમાણે દુઃખદાયક થવાં જોઇએ, જ્યારે કે તેનું બુજોર્ગીભરેલું ભલાઓનું મકાન (બહેશત) તથા નેક સાજ સાથેનાં, સુનેરી, એજમતી, હથ્યારો સાથેનો ઘણોજ ચહડતો સરોપાવ નકામો થાય છે તથા ખરાબ થાય છે ત્યારે.— તે અશોનાં રવાનને ઉત્તમ મકાન (બહેશત)માં જવાની બેશકીને લીધે તે મોહોટા હરખ સાથે (રહે છે) તોપણ પોતાનાં તનની સાથે જે સ્નેહ બાઝેલો હતો તેને લીધે અને ઘણી ઘણી આરાસ્તગી-ભરેલી ભલાઇઓનો તન સાથે જે સંગ્રહ કરવો થઇ શકે (યાને વધારે સવાબ કરવાની તક હવેથી તેને નહીં મળશે) તેને લીધે પોતા ઉપર પેચ ખાય છે (ખિન્ન થાય છે). તેનું વગર સમારેલું તન ભયભરેલી રીતે ખરાબ કરવામાં આવે છે તેથી કારણસર છે કે તેને તે (પાછું મેળવવાની) મરજી થાય.–માણસોની "બોય" (શરીરાત્મા, આ જગે લિંગ દેહ) જ્યારે તનથી બાહેર (નિકલે છે) ત્યારે ત્રણ રાત સુધી તનની નજદીક બેસે છે. તે વખતે દેવોને (બુરાં રવાનોને?) ખરેખરી રીતે ભય અને હેરાની હોય છે, અને ભલાંઓને (નેક રવાનોને?) ખરેખરી રીતે ખુશી તથા ખોદાઈ રહેમત અને ખુશખબરી (મુબારકબાદી) હોય છે. મીનોઓની યાદ કરવાને તથા તેઓથી ઉમેદવાર થવાને લીધે તથા જગાની હાજત ખાલી કરવાને લીધે (યાને અશોનું ગુજરવા રવાન પછી ભલા યજદ અમશાસ્પંદોથી મદદ ચાહે છે તે વખતે) મીનોઓની તરફથી તેને ચેતવણી આપવામાં આવે છે કે "જ્યારે કે ગુજરેલાંઓને પાછાં ઉઠવાનાં વખત ઉપર તન અને જાન એકઠાં મલવાનાંજ છે ત્યારે આ સમારેલાં તનને સગ તથા પરંદાં ફાડે છે તો તેમાં શું"? એવી રસ્તાખેજને વિષેની તથા મીનોઈ બદનની અંદર જવાની ચેતવણી આપવાથી તમામ ભલા મીનોઓને (યજદ અમશાસ્પંદોને) ખુશી અને ઉમેદવારી તથા દેવો અને દરૂજો (દેવીઓ)ને ભય અને આજાર પોહોંચે છે."

દ૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૭૩; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૨૦૬; તથા બ૦ ફા૦ ર૦ સફે ૩૩:—"દીનમાં કહે છે કે તનમાંથી જાન બાહેર આવે છે ત્યારે રવાન ત્રણ દહાડા આ દુન્યામાં રહે છે... ....અને એવી ઉમેદ રાખે છે કે પાછું શરીરમાં જઇ શકું તો કેવું સારૂં!"

પેહલા ત્રણ દહાડાઓની ક્રિયાઓને ઘણી અગત્યની અને અવશ્ય કરી જણાવી છે. અને ખરેખર એજ ક્રિયાઓ મરનારનાં રવાનને ખરી મદદ કરે છે. એ ત્રણ દહાડાની ક્રિયાની મતલબ એટલીજ છે કે મરનારનું રવાન આ દુન્યામાં રહે ત્યાં લગી તેની ઘટતી સંભાલ લેવાય અને બને તેટલો તેને દીલાસો આપી શકાય.

**આતશ ઉપર ખુશબો બાળવી તથા સરોશની આરાધના કરવી.**

કેટલીએક પેહલવી અને ફારસી કેતાબોમાં એવું કહે છે કે રવાન તનથી જુદું થાય છે ત્યારે તે માંએથી તરતનું જન્મેલું બાળક જેવી નાજુક અવસ્થામાં હોય તેવી નાજુક હાલતમાં હોય છે. એક રવાયતમાં લખે છે કે ત્રણ દહાડામાં તે આસ્તે આસ્તે શક્તિમાં વધીને પંદર વર્ષનું જવાન માણસ જેવું શક્તિમાન થાય છે (જુઓ નોટ ૨૯૯ મી). જેમ બાળકની સંભાળ તથા બરદાશ્તને માટે તેની આગળ આતશ રોશન રાખીને હુંફ આપવી જોઇએ તથા હવા સ્વચ્છ અને ખુશબોદાર રાખવી જોઇએ, તથા બરદાશ્ત લેવા માટે તેને દાઇને સ્વાધીન કરવું જોઇએ. તેમજ તે રવાનની સંભાળ માટે તેનાં માથાં આગળથી ત્રણ દહાડા આતશ રોશન રાખીને તે ઉપર ખુશબો બાળવાનું ફરમાવેલું છે. કારણકે એવું કહેલું છે કે જે ઠેકાણે લાશને મુકવામાં આવે છે ત્યાં તેના સચકારની જગે માથાં આગળ રવાન બેસે છે. બીજું એમ કહ્યું છે કે જેમ એક દાઇ બચ્ચાંની માવજત લે છે તેમ સરોશ યજદ તે રવાનની બરદાશ્ત લે છે અને એહરેમન દેવો, વગેરેનાં આજારથી તેની પાસબાની કરે છે. માટે ત્રણ દહાડા લગી સરોશની આરાધના (જેવી કે સરોશની ઇજશને, વંદીદાદ, બાજ, આફ્રરંગાન, યશ્ત વગેરે) કરવાનું કહેલું છે.[૩૦૩] એ ક્રિયા વિષે અવસ્તામાં કોઇ

૩૦૩. સ્પીગલ પેહલવી વં૦ ૮. ૫૦ ૬૪ ની શરેહ:—"તે (પેહલા) ત્રણ દિવસોમાં તમામ સરોશની આરાધના કરવી........તે ત્રણ રાત્રી દિવસોમાં જો દરેક ગેહમાં એક આરાધના કરે તો સારૂં છે. એ પ્રમાણે કે ગમે તો એ વખ્ત ઉપર ઘણી કરે અને પછીથી નહીં કરે. (એટલે એ ગેહમાં ઇજશને તો બીજીમાં બાજ, તો ત્રીજીમાં આફ્રરંગાન, એ રીતે. ગમે તો ચાહરમ પછીની ક્રિયાઓ નહીં કરે અથવા થોડી કરે તો ફીકર નહીં પણ એ પેહલા ત્રણ દહાડા તો જરૂર ક્રિયા કરવી કેમકે તેનોજ ફાયદો તેને મલે છે.)

પે૦ ૧૦ દી૦ સફે ૧૫૭:—"એક બાબત એ છે કે ગુજરેલાંની સરોશ ઇંજાબવાને ઘણાં કોશેશમંદ થવું જોઇએ અને દર પાંચે ગેહમાં સરોશ અશોની ન્યાયશ તથા યશ્ત અને પતેત રવાનની નયતે પઢવી.."

દા૦ દી૦ પુ૦ ૨૭:—"પુછ્યું છે કે (ગુજરવા પછી) ત્રણ દહાડા લગી સરોશની ત્રણ આરાધના અને દરૂન કરવાને ફરમાવે છે (યાને કરાવે છે) તથા કરે છે તે સઘલી સરોશની આરાધના કરવાનો સબબ શું છે?—જવાબ એ કે જીવ અને આત્મા જ્યારે મીનોની બુલંદીથી ખાકી લેબાસ (શરીર)માં પોહોંચે છે (યાને આ દુન્યામાં જન્મ લે છે) ત્યારે તેઓની ઉપર ઘણી નાજુક (યાને ઘણી સંભાલની જરૂરનું) દરદ (આ દુન્યામાં) ઉતરતી વખ્તે હોય છે. તેથી પરવરશી, સુવાવડને

**ઠેકાણે પાધરો હુકમ જોવામાં આવતો નથી તોપણ એ ક્રિયાને પાછલી ભાષાઓમાં 'સેદોષ' કરી કહે છે તે શબ્દ પેહેલવીમાં —(ઝ) કરી લખાય**

લગતી ચાકરી, બરદાસ્ત, પાસબાની, અને સંભાળ એ ઘણું જરૂરનું તથા ઘણું શકિત આપનારૂં થઇ પડે છે. તથા દુધનો ખોરાક આપવો અને ખુશ્બો સાથનો આતશ.પાકી સાથે નજીક (તેની આગળ) રાખવો જોઇએ છે. તેજ રીતે તેઓ જ્યારે શરીર સાથની હાલતમાંથી બાહેર પડે છે ત્યારે તેઓને જાન જવાને લગતું દરદબી તેજ રીતે ઘણું નાજુક (યાને ઘણી સંભાલની જરૂરનું) પોહોંચે છે. તેથી તેઓને પેલી તથા આ દુન્યાને લગતાંઓની તરફથી પાસબાની, સંભાળ, અને મદદ ઘણી જરૂરની છે તેને પેલી દુન્યામાં ગાલેબી મલવાને સારૂ યજદોની બક્ષેશ અને મીનો (યાને પવિત્ર) ક્રિયા-કર્મની મદદ વધારે મદદગાર થઇ પડે છે.. તથા ખુશબોઈ બાળતો આતશ કે જે તે આરાધનામાં હોય છે તે વધારે ઘટારત થઇ પડે છે. એ સબબને લીધે ત્રણ દહાડા લગી કે જ્યારે તે રવાન નજીક (ત્યાં રહે છે તે વખ્તે) આરાધના તથા આતશ રોશન રાખવો તથા સ્વચ્છ ખુશ્બો-કરવી તથા બીજી દીનને લગતી ક્રિયાઓ કરવી એ તેની પાસબાની અને તૃપ્તિ તરીકે (એઓથી પાસબાની અને તૃપ્તિ થાય છે એમ) ફરમાવેલું છે. હવે જ્યારે આ દુન્યાને લગતાંઓની સંભાલ તથા પાસ-બાની કરવી, તે દાદારના ફરમાનથી સરોશ અશોનો ઓધ્ધો છે ત સાથે વલી "સેદોષ" વખ્તે (યાને ચાહરમની બામદાદે) હીસાબ લેનારાઓમાં સરોશ અશોબી એક છે તેથી તે રવાનને પેલી દુન્યામાં વધવાના ત્રણ દહાડા અને ત્રણ રાતો લગી આ દુન્યામાંની તેની જગાએ તે સરોશ તેનો પાસબાન થાય અને તે સરોશનાં પાસબાન થવાથી હીસાબ લેવાતી વખ્તે સરોશની તરફથી તેને મદદ થાય. ખસુસન તેવી મતલબથી ત્રણ દહાડા અને ત્રણ રાત લગી સરોશની આરાધના કરવાનો સબબ જાહેર છે."

પતેતે આદરબાદ કરદો ૧૩ મો:—"સરોશની આરાધના અને 'ઓસ્તોફ્રીદ'ની ક્રિયા કરાવવી."

દા૦ દી૦ પુ૦ ૫૪:—"પુછ્યું છે કે જેઓને બીજા શખ્સના "સેદોષ" (યાને ગુજરનારની ચાહરમની લગીની ક્રિયા)માં (પોતાને) રાખવાનો ઓધ્ધો તથા બંધાણ છે તેઓ કોણ કોણ છે અને કોણ કોણ હોય ?-જવાબ એ કે ખાવંદે પરણી ઓરતના-બાપે ફરજંદના-અને શેઠે ચાકરનાં-"સેદોષ"માં (પોતાને) રાખવો ફરજ છે, એવું કહેલું છે."

દા૦ દી૦ પુ૦ ૮૦. ફ૦ ૭-૮:—"જે પ્રમાણે કે તરતનાં જન્મેલાંઓ બળકપણાની અવસ્થામાં પરવરશી તથા સંભાલ કરવાથી શકિત પામનાર થાય છે તેજ પ્રમાણે તરતનાં ગુજરેલાંઓ (તેઓનાં કર્તુ કોના) શુમારના વખતની અંદરનાં ત્રણ દિવસ લગી તેઓની આરાધનારૂપી સેવા બજાવવાથી શક્તિ પામનાર થાય છે. 'સેદોષ' (રવાનને પુલગુજાર થવા આગમજનાં ત્રણ દહાડા)ની તે શકિત આપનાર આરાધના (બીજી આરાધનાઓ કરતા) વધારે શકિત આપનાર હોવાને લીધે હરેક મરદે પોતાનાં માબાપ, પરણી ઓરત, ઉમરે નહીં પુગેલું બચ્ચું તથા (ઉમરે પુગેલું) ફરજંદ, નેક તરીકા-વાલો (યાને કોઈ હમદીન નાચાર-બેચાર ગુજર્યો હોય અને તેની ક્રિયા કરનાર કોઇ નહીં હોય તે), અને ચાકર, એઓને વારતે ગુજરવાને વખ્તે તે ત્રણ દિવસ લગી 'સેદોષ'ની આરાધના (કરવાને) ફરમાવવી."

પે૦ સ૦ જુ૦ સફે ૩૪:—"(પેહલા) ત્રણ દિવસોમાં તમામ આરાધના સરોશની કરવી જોઇએ એટલામાટે કે તે (મરનાર)નાં રવાનને સરોશ યજદ તે ત્રણ દિવસ દેવોના હાથથી બચાવી શકે. અને એ ત્રણ દહાડામાં જો દરએક ગેહમાં તેની આરાધના કરે તો ભલું છે."

સદદરે નસર.-બાબ ૮૫:—"જ્યારે કોઇ ગુજરી જાય ત્યારે કોરોશ કરી નજીક (ત્રણ દહાડા લગી)ની સરોશની આરાધના કરવી આતશ નજીક રોશન રાખીને અવસ્તા પઢવા જોઇએ. કારણકે ત્રણ દહાડા સુધી તેઓ આ જેહાનમાં રહે છે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં ૩૧ સફે ૭૩; બે૦ નં૦ ૨ સફે ૧૯૮: ધ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૮:—"આઠમો જવાબ એ કે જયારે કોઇ ગુજરી જાય છે ત્યારે ત્યાં પેહલા ત્રણ દહાડામાં સરોશની ઈજશને ઇંજવામાં આવે છે. તથા સરોશની ત્રણ બાજ ઈંજવામાં આવે છે."

છે તેને જો [illegible] નો બીગડેલો આકાર કરી ગણ્યે તો તે 'સરોશ' કરી વાંચી શકાય અને તેનો અર્થ સરોશની ક્રિયા કરી થઇ શકે. અથવા જો

---

બ૦ કા૦ ર૦ સફે ૩ર; બે૦ નં૦ ૧ સફે ૬૬; દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ર૩; ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૯૦:—"સરોશની આરાધના કરવા વિષે દીનમાં એવું જાહેર છે કે રવાન જ્યારે તનથી જુદું થાય છે ત્યારે એક બચ્ચાં જેવું હોય છે કે જે તરતનું જન્મેલું હોય તે બચ્ચાંની બરદાસ્ત કરવાને માટે દાઇની જરૂર પડે છે, જો નહીં તો તે હલાક થાય. તેમજ જ્યારે રવાન તનથી જુદું થાય ત્યારે જરૂર છે કે કોઇ ફરેસ્તો તેની બરદાસ્ત કરે કે તેથી બુરો એહરેમન કાંઈ તેને નુકસાન નહીં પોહોંચાડે અને ફતેહમંદ સરોશ અશોનાં કરતાં કોઇ ફરેસ્તો વધારે કૌવતમંદ નથી. કેમકે દીનમાં જાહેર છે કે જ્યારે રવાન તનથી જુદું થાય છે ત્યારે ગજશતે એહરેમન અને બીજા દેવો એવી તજવીજ કરે છે કે તે રવાનને પકડે અને દોજખમાં લેઇ જાય અને તે રવાન બુરા એહરેમન અને દેવોથી જેમ વરૂથી મેંઢાં બીહે છે તેમ બીહે છે. અને તેઓની આગળથી નાસી જાય છે અને ગજશને એહરેમન તથા દેવો તેની પુઠે દોડે છે. જેમ કોઇ આજેજ અને હેરાન થયલો શખ્સ દુશ્મનથી બીહે છે તેમ તે રવાન બીહે છે અને તે રવાન એક અંજાણ્યા મુસાફરના જેવું હોય છે કે જે રસ્તો ચુકીને ભુલો પડયો હોય અને દુઃખથી થાકી ગયો હોય અને કયાં જવું તે નહી જાણતો હોય તેમ. અને તે રવાનને પેહલા ત્રણ દિવસમાં એટલીબધી રંજ, મુશ્કેલી, ભય, અને ડર હોય છે કે જેટલું દોજખમાં નવ હજાર વર્ષબી પોહોંચતું નથી. જો તેને માટે 'તર્સ સ્તોદાન' (ત્રણ દહાડાની સરોશની આરાધનાં) ઈજી હોય (ઓછામાં ઓછો) એક રાત એક વંદીદાદ ઈજવો જોઈએ તો જ્યાંસુધી તે રવાન આ જેહાનમાં રહે છે ત્યાંસુધી દર રાતે ફત્તેહમંદ સરોશ અશો આવીને જેમ એક દાઈ બચ્ચાંને લેઇને પલીદીથી ચોખ્ખું કરે છે અને જાલવે છે અને બરદાસ્ત કરે છે તેમ બરદાસ્ત કરે છે. અને ગજસ્તે એહરેમનની બદી, અને રંજ અને બલા તેથી પાછી રાખે છે. અને પેહલી ત્રણ રાત જે જગાએ કે રવાન તનથી જુદું થયું હોય તે જગાએ રોશ્ની મુકવી જોઇએ. અને ત્રણ દહાડા પછી સરોશ યજદ રવાનને રસ્તો દેખાડનાર અને તેની તરફથી બોલનાર થાય છે. અને ચીનવદ પુલ ઉપર રશ્ને યજદ જયાં લગી તે રવાનના સવાબ અને ગુનાહનો હીસાબ લે છે ત્યાં લગી જો તેના ગુનાહ વધારે હોય તો અહુરમજદની નજદીક ભલામન કરે છે, અને એટલી બક્ષેશ માંગી લે છે કે ચીનવદ પુલ ઉપરજ તેને સજા થાય અને એ પ્રમાણે રવાનને દોજખમાં પડવાથી તે સરોશ યજદ બચાવે છે અને તે રવાનની ઉપર એટલીતો શેફકત અને મેહરબાની રાખે છે કે જેટલી એક માદર પોતાનાં ફરજંદ ઉપર રાખે તેટલી. અને જ્યાં લગી કે રવાન તે બહેસ્ત યા ગરોથમાન યા હંમેસ્તગાનમાં પોહોંચાડી રહે ત્યાંસુધી સરોશ અશો તે રવાનની સાથે રહે છે અને તેથી દૂર થતો નથી. અને જો એક 'તર્સ સ્તોદાન' (સરોશની અરાધના) ઇંજયું હોય તો, એક રાત સંભાળ લે છે, જો બે રાત ઇંજાવી હોય તો બે રાત, અને જો ત્રણ રાત ઇંજાવી હોય તો ત્રણ રાત, તમામ રંજથી તેને છોડવીને રામશ્નીઓ પોહોંચાડે છે."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૯૮; બ૦ કા૦ ર૦ સફે ૩ર; બે૦ નં૦ ૧ સફે ૭૫:—"જાણવું કે જ્યારે કોઈ જન્મ પામે છે ત્યારે સીતારેશનાસે તુરતજ તે ઘડીમાં કે તેનો જન્મ થાય તેજ વખતે તેનું તાલે વર્તી રાખવું જોઇએ. અને શુભ તથા અશુભ જોઈ રાખવું જોઇએ. તેજ પ્રમાણે તનથી જાન જુદો થાય ત્યારે ઘટે છે કે તેજ વખતે એક હેરબદ ફતેહમંદ સરોશ અશોની આરાધના કરવામાં મશગુલ થાય કે તેથી કરીને ફતેહમંદ સરોશ અશો તેજ ઘડીએ તેના આત્માની મદદે પોહોંચે અને તમામ આફતોથી તેની નીગેહબાની કરે".

બે૦ નં૦ ૧. સફે ૮૩:—"અને સરોશ એટલામાટે ઇંજાવવા કે જ્યારે માણસ ગુજરી જાય છે અને ચાહરમની રાતે ચીનવદ પુલ ઉપર પોહોંચે છે ત્યારે એહરેમન, દેવો, અને દરજોને હાથથી

એ શબ્દનું લખાણુ અને વંચાણુ બેઉ ખરાં ગણ્યે તો એનો અર્થ 'ત્રણુ-પણુ' અથવા 'ત્રણુનો સમુદાય' કરી ધારી શકાય છે કે જેની મતલબ સરોશની ત્રણુ આરાધનાં કરી સમજી શકાય. જો એને 'સદ' (સરખાવો 'સદીગર') ત્રણુ, અને 'ઉષ' સહવરનો બનેલો લેયે તોબી ત્રણુ દહાડાની ક્રિયા કરી અર્થ થઇ શકે છે. વલી એ ક્રિયાને 'તરીસ અસ્તુદાન' કરીબી કહે છે, તે શબ્દની ઉત્પત્તિ અવસ્તાનાં 'થ્રિશ્ આસ્તૂઇતિનાંમ્' (ત્રણુ પુરી આરાધના) ઉપરથી જણાય છે. અને સરોશની ત્રણુ પુરી આરાધના બીજા પ્રસંગોમાં બીજાં કારણુસર કરવાનાં ફરમાંનો અવસ્તામાં આવેલાં છે. (જુઓ વ૦ ૯ ફ૦ ૫૬; ૧૩. ફ૦ ૫૫) તે એજ ક્રિયા છે. અને જેમ તે કારણોસર એ ક્રિયા કરવા ફરમાવેલું છે તેમજ રવાનની પાસબાંનીને ખાતરબી એ ક્રિયા કરવાનું ફરમાવેલું હોય એમ ધારી શકાય છે. કેમકે સરોશ યશ્તનાં દસમા કરદામાં એક ફકરો આવેલો છે તે ઉપરથી એવું માલૂમ પડે છે કે આપણી દ્વિધા હસ્તી છે, શારિરિક (અસ્ત્વત) અને માનસિક (મનવ્ય) અથવા અશારિરિક, મીનોઇ. એ આપણાં બંધે જાતનાં ભાગોની સરોશ પાસબાંની કરે છે. એ ઉપરથી એવું માની શકાય છે કે જેમ જીવતાં જીવત મીનોઇ ભાગોની પાસબાંની સરોશ કરે છે તેમજ તે સરોશ યજદ મરણુ પછી રવાનની પાસબાંનીબી કરી શકે. માટે સરોશ ઇંજાવવાનું ઠરાવ્યું છે.[૩૦૪] અને એજ મતલબનાં લખાણુ પાજંદ ભણુતરમાં ('સરોશ. અશો રવાન

---

એટલીબધી રંજ ખેંચવી પડે છે કે તેનું બયાન કરી શકાય નહીં, પણુ જો સરોશની આરાધના કીધી હોય તો તે, તે રવાનને કાંઇબી ઇંજા પોંહાંચવા દેતો નથી."

"અને દીનમાં જાહેર છે કે 'તર્સસ્તોદાન' ઇંજાવવા જોઇએ કે તેથી કરીને ગજસ્તે એહરેમન જે ઇંજા પોંહોંચાડે તે વિષેની જે ધારતી અને ડર રવાનને પોંહોંચે તે ધાસ્તી જો સરોશ ઇંજ્યા હોય તો નહીં રહે."

બ૦ કા૦ ૨૦ સફે ૩૨. તથા ૧૭૩:--"વાસ્તે જયારે કોઈ આ દુન્યાથી ગુજરી જાય ત્યારે કોરોશ કરીને સરોશની આરાધના પેહલા ત્રણુ દહાડા સુધી જાથુક કરવી, અને આતશ રોશન રાખવો, અને અવસ્તા પઢવા કારણુ કે રવાન પહેલા ત્રણુ દહાડા આ દુન્યામાં રહે છે અને ત્રણ જગાએ જેમ આતશ રોશન રાખવો તેમાં એક તે જે જગાએ ગુજરી જાય તે જગાએ, એક તેને જે જગાએ ('જાદેમર્ગ'માં) 'કષ'માં મુકે તે જગાએ, અને એક દખમાંથી ત્રણુસો કદમ દૂરની જગાએ."

બ૦ કા૦ ૨૦ સફે ૩૩, ૧૭૩; બે૦ નં૦ ૨. સફે ૧૧:--"વલી દીનમાં એવું જણાવ્યું છે કે જયારે કોઈ ગુજરી જાય છે ત્યારે પેહલી ત્રણુ રાત રવાન આ દુન્યામાં રહે છે ત્યારે તેને 'વીજરેષ' નામનો દેવ ભય અને ધાસ્તી પોંહોંચાડે છે તેથી રવાન પોતાને આતશને આસરે લેઈ જાય છે. આતશની રોશ્નીથી દેવ હારે છે અને ચાહરમની બામદાદ સુધી તેને ધાસ્તી આપી શકતો નથી. આતશ રોશન રાખવાની મતલબ એ છે."

જુ૦ મો૦ ૨૦ સફે ૬૬; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૮, ૫૬, ૯૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦:--"જયારે કોઈ ગુજરે ત્યારે પેહલે, બીજે અને ત્રીજે દહાડે દરરોજ એક સરોશની આરાધનાં અને એક સરોશની બાજ ઇંજવી. અને એક સરોશનું આફરીનગાન કરવું."

૩૦૪. દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૨. સફે ૯૧:--"સરોશ યશ્ત કરદો ૧૦; સ્પીગલ,

પાદાર=રવાનની પાસબાની કરનાર સરોશ અશો) તથા પાછલી કેતાબોમાંથી મલે છે.[૩૦૫] તે ઉપરથી અનુમાન કરાય છે કે સરોશ યજદ રવાનની પાસબાની કરે એવી મતલબથી સરોશની આરાધના કરવાનું ધર્મમાં ફરમાવેલું છે અથવા ધર્મની સુચનાથી ઠરાવેલું છે.

ઉપર આપણે જોયું છે કે જ્યારે માણસ મરણ પામે છે ત્યારે માત્ર તેનાં શરીરનું ખાકી ખોળિયું રવાન ઉપરથી નિકલી જાય છે તોપણ રવાન તેનાં 'મીનો-તન'માં હોય છે, જે 'મીનો-તન' (Peri-spirit) કેટલેએક દરજજે ખાકી છે એમ આપણે ઉપર જોયું છે. તેથી જ્યાં લગી ચાહરમની બામદાદે ઇનસાફ થઇ રહીને રવાન 'મીનો-તન'માંથી બાહેર આવીને મીનો દુન્યામાં દાખલ થાય ત્યાં લગી જેમ ખાકી શરીર સાથે જે જે સુખ દુઃખ, હેરાની, વગેરેને આધીન રવાનને રહેવું પડે છે તેમજ 'મીનો-તન' સાથેબી રહેવું જોઇએ, એમ સેહેજ માલૂમ પડે છે. વલી 'મીનો-તન' ઘણું નાજુક હોવાને લીધે દુઃખ દરદો અને આજાબ અને ભય તેની ઉપર પોંહોંચવાનો સંભવ વધારે સેહેલાઇથી માની શકાય છે. વલી રવાન 'મીનો-તન'માં હોવાને લીધે તેની ઘણીખરી ઇંદ્રિઓ પણ તેની સાથે હોવી જોઇએ. એ ઉપરથી તેની એવી નાજુક અવસ્થામાં તેને મદદ થાય અથવા તેની બરદાશ્ત લેવાય તેવા કોઇ ઉપાયો જો સૂચવેલા હોય તો તે કુદ્રતી છે. તે ઉપાયોમાંનાં આ બે ઉપાયો—આતશ ઉપર ખુશ્બો અને સરોશની પાસબાની—ની મતલબ અને તેઓનુ લાગુપણું કેટલું છે તે તપાસવા જોગ છે.

ખુશ્બોથી, ગરમીથી, અને રોશ્નીથી આપણુને સુખ તથા ખુશી ઉપજે છે અને બદબો, સરદી, તથા અંધારાંથી દુઃખ અને નાખુશી અને હેરાની ઉપજે છે. તેમજ એક અંજાણી જગામાં અને ફીકરની વખ્તે જો કોઇ આપણુને માયાથી દીલાસો દે, બરદાશ્ત કરે, અને મદદ કરે તો તેથી આપણુને ઘણો કરાર થાય છે અને તકવો મલે છે, તથા હીંમત રહે છે. એ રીતે જોતાં રવાનને તેની એકદમ થયલા ઘણા મોહોટા અને ઓચંબાભરેલા તથા આતુરતાભરેલી ફેરફારની અને મદદ વગરની અને બેચારગી અને બેચેનીની હાલતમાં રોશ્નીની, ગરમીની, ખુશ્બોની અને સરોશની પાસબાનીની મદદ આપવાનું જરતોશ્તી ધર્મ ફરમાવે છે તે ઘણુંજ મઆકુલ અને વાજબી તથા બંધબેસતું અને જરૂરનું તથા ફાયદાકારક છે એમ સર્વે કોઇ કબૂલ કરશે. પણ હ્યાં એક સવાલ ઉઠે છે કે ખુશ્બો, ગરમી, અને

---

પેહલવી દંજેશાને ૫૬, કરદો ૧૦ ફ૦ ૫. "ફ્રા અબ વએઇબ્ય અહુબ્ય........મનહો"—પેહલવી—"બંધે જીંદગીમાં હમારી પાસબાની કર, ઓ સરોશ અશો, ખુબસુરત ! આ જીંદગીમાં જે કે તનોમંદ અને પેલી જીંદગીમાં જે કે મીનોઈ."

૩૦૫. પેહલવી વજર કરદ દીની સફે ૧૫૮:—"અને સરોશ અશો પાસબાન થાય."

રોશ્નીનો હરેક પ્રાણી જે અનુભવ મેલવે છે તે તેની શારિરિક ઇંદ્રીઓને લીધેજ મેલવે છે અને ગુજરવા પછી તો તે ઇંદ્રીઓ શરીરમાં રહી જાય છે ત્યારે તેઓ વગર શરીરમાંથી બાહેર આવેલું રવાન શી રીતે આતશની મદદનો ફાયદો મેલવી શકે? એનો ખુલાસો એ છે કે જરતોશ્તી ધર્મને લગતી કેટલીએક કેતાબોમાં કહે છે કે જો તન સાથે માત્ર પાંચજ ઇંદ્રીઓ છે જેઓની મારફતે તનની બાહેરની આલમનું જ્ઞાન રવાનને થાય છે, અને જો એઓમાંની એકુ ઇંદ્રી રદ થાય છે તો તે દ્વારાએ જ્ઞાન થતું નથી, તોપણ તન તો ફકત છેલ્લી અને બાહેરની દીવાલ છે જેનાં એ પાંચજ બારી બારણાં છે, પણ અંદરની દીવાલો એટલે 'મીનો–તન' અને તે માંહેલા બીજા બારીક પરદાઓ અને તેઓમાંની શકિતઓની મારફતે ખુદ રવાનને તો એ પાંચ ઇંદ્રીઓ વગરબી જ્ઞાન મેલવવાનાં સાંધનો છે.[૩૦૬] જેઓ અલબતે જ્યાં લગી તનમાં બંધ રહે છે ત્યાં લગી તનની પાંચ ઇંદ્રીઓનીજ મારફતે બાહેરની સૃષ્ટિનું જ્ઞાન મેલવે છે, પણ એકવાર તનમાંથી રવાન બાહેર નિકલ્યું કે તે પોતાની બધી ઇંદ્રિઓની મારફતે બાહેરની દુન્યાનાં સુખ તેમજ દુ:ખનો અનુભવ મેલવી શકે છે અને તે કેટલેએક દરજ્જે અનાસરી 'મીનોતન' માં હોય છે કે જેનાં અનાસરી ભાગો ત્રણ દહાડામાં તેની ઉપરથી ઉખેડાઇ રહે છે તેટલા વખ્તમાં નાજુકી, કમકુવત, સરદી, અંધારૂં, ગંદકી, આશ્રા અને ટેકાની જરૂર, ઇત્યાદિ એહરેમની આજાબથી બચવા સારૂ તેને એ પ્રમાણે આતશ તથા સરોશથી થતી મદદ સમજી શકાય છે. આતશની ગરમી, ખુશ્બો, રોશ્ની, વગેરે તેનાં 'મીનો–તન' (જે કેટલેએક દરજ્જે બાકી છે તે)ને અતિ ઉપયોગી થઇ પડે અને સરોશ યજદ જે કાંઇ નહીં પંણુ સાચ્ચી ભકિતનું સજીવારોપણ છે તે તેનાં મનને દીલાસો મલવાનું કારણ થઇ પડે એમ આપણાં પૂર્વજોની વિચારવાની અને માનવાની રીતે વિચારતાં તદન ઘટતું અને લાગુ પડતું દેખાય છે. વલી તનને ફકત પાંચજ પણ રવાનને તેથીબી વધારે ઇંદ્રિઓ હોવાનું કહેલું છે તેબી

---

૩૦૬. પે૦ ૬૦ મે૦ ૨૦ લા૦ નં૦ ૧ સફે ૫૪૬:—"બીજી કેતાબમાંથી–યજદાંએ જરતોસ્તને ફરમાવ્યું છે કે રવાન સાત મોહડાં રાખે છે જે દરએક મોહડાંપર આંખો છે અને તે સાત નામ ધરાવે છે.–૧. વગી, ૨. ઝરવાંન, ૩. ઝરવગર, ૪. વખ્ત, ૫. નવાગ, ૬. પદયાર, ૭. યોફ્રમાને."

બે૦ નં૦ ૧. સફે ૧૨:—"જો કોઇ પુછે કે રવાન જ્યારે એ (શારીરની ઇંદ્રિઓનાં) સાધનો નહીં ધરાવે તો શું કરી શકે તો તેનું જાણવું એ કે (કેટલાએકોની બોલવાની શકિત અથવા ગતિ કરવાની શકિત હોતી નથી તે છતાં તેઓને જ્ઞાન થાય છે વાસ્તે બધી શરીરની ઇંદ્રિઓની રવાનને અવશ્યતા નથી). જેમકે આપણે જોઇએ છે કે આતશને મોહ નથી તે છતાં ભક્ષ કરે છે. પગ નથી તે છતાં તેપર મુકેલી કાઠી વગેરેનો સોરમ લેઇને હવામાં જાય છે, આંખ નથી તે છતાં આપણી આંખને રોશન કરે છે (મતલબ એ કે રવાન જે આતશની ગરમીની મીસાલે એક મીનોઈ વસ્તુ છે તે શારીરની ઇંદ્રિઓ વગેરબી હસ્તી ભોગવી શકે તથા અનુભવ લેઇ શકે કેમકે તે મીનોઈ છે)."

નહીં માની શકાય એવું નથી. કેમકે આજની સુધરેલી વિદ્યાની રોશ્નીથી વગર સંદેહે સિદ્ધ થયું છે કે કેટલાંએક ઝીણું જાનવરોનાં આખાં શરીરમાં જોવાની તથા લાગવાની વગેરે અગણીત ઇંદ્રિઓ હોય છે. હવે જ્યારે પ્રાણીઓનાં શરીરોમાં વટીક ઘણીએક ઇંદ્રિઓ હોઇ શકે છે તો પછી રવાન જે મીનોઇ છે તેમાં 'મીનો તન' સાથની પેહલા ત્રણ દહાડાની અને તે વગરની તે પછીની હાલતમાં અનેક ઇંદ્રિઓ હોય અને તન અથવા સ્થૂળ દેહ એટલે શરીરની તથા 'મીનો તન' એટલે સૂક્ષ્મ દેહથી ઇંદ્રિઓની મદદ વગર તે રવાનની મીનોઇ ઇંદ્રિઓ બાહેરની ગેતી તેમજ મીનો દુન્યાંનાં સુખ અથવા દુઃખનો અનુભવ લેઇ શકે એવું વીરાફનામાં વગેરે બીજી જરથોશ્તી ધર્મની કેતાબોમાં લખેલું છે તે કારણ વિનાનું, નહીં સમજી શકાય એવું નહીં કહેવાય.

### જોડું લગાડવા વિષે.

હાલ આપણાં શેહનશાહી જરતોશ્તીઓમાં એવો રેવાજ છે કે જ્યારે એક પરણેલાં જોડાં મધેથી ઓરત કે મરદ ગુજરી જાય છે ત્યારે તે મરનારની આખાં વર્ષની ક્રિયાની સાથે પેલાં જીવતાંનીબી તેજ પ્રમાણે જીંદેહરવાનની ક્રિયા તેની જોડે કરવામાં આવે છે. જો કાંઇ અટકાવ હોય, જેવું કે મરનારની ઓરત દશ્તાનમાં હોય ઇત્યાદિ બીજું કાંઇબી કારણ હોય તો મરનારની વર્ષીથી પેલાં જીવતાં માણસની જીંદેહરવાનની ક્રિયા શરૂ કરે છે. જો વર્ષીપરબી કાંઇ એવીજ અડચણને લીધે તે ક્રિયા થઇ શકતી નથી તો, બીજાં વર્ષની બાજથી શરૂ કરે છે. એમ કરવાને જોડું લગાડવું કરી કહે છે. કેટલીએક વખ્તે અને કેટલેએક ઠેકાણે જો ધણી અને ધણ્યાંણીમાંનું એક જણ નાતરેનું હોય છે તો ત્રણગણી ક્રિયા કરાવે છે જો બેઉ નાતરેના હોય છે તો ચારગણી ક્રિયા કરાવે છે. કેટલીએક વખ્તે જો ધણીની વધારે ધણ્યાંણીઓ થયલી હોય જેઓ ગુજરી ગઇ હોય તેમજ બાઇડીનાં એકથી વધારે આગળા ખાવંદો એક પછી એક ગુજરી ગયા હોય તો તે સર્વેની ક્રિયાઓ કરાવામાં આવે છે. જેથી એક મરનારની સર્વેની ક્રિયા ઉપરાંત બીજાં અનેક ગુજરેલાં રવાનોની તથા જીવતાંઓનાં જીંદેહરવાનની ક્રિયાઓ થાય છે જે ઉપર બહુ ખરચ કરવામાં આવે છે.

એ જોડું લગાડવાને નામે માત્ર મરનારની ક્રિયાની ઉપરાંત બીજાંઓની ક્રિયાઓ કરવાનાં રેવાજનું ફરમાન અથવા કારણ અવસ્તાનાં કે પછવાડેનાં કોઇબી લખાણ ઉપરથી અમોને મલ્યું નથી. બીજું, ઇરાનનાં જરતોશ્તીઓમાં એજ બીસાલે જોડું કરવા અથવા જોડું લગાડવાનો રેવાજ નથી. તે ઉપરથી એટલુંજ કહી શકાય છે કે જરતોશ્તી ધર્મની રૂએ જોડું કરવાની ફરજ છે અથવા જોડું કરવાથી મરનારનાં રવાનને કાંઇબી ફાયદો

થાય છે એવું કાંઇ ખાત્રીપૂર્વક જણાતું નથી. એ ક્રિયાથી ફક્ત પેલાં જીવતાંનું જીંદેહરવાન થાય છે અને તેના સવાબની ખુશનુદી વટીક પેલા મરનારનાં રવાનને પુગતી હોય તેટલું વટીક કોઇ લખાણ ઉપરથી પાધરી અથવા આડકતરી રીતે સાબેત થતું નથી.

આપણી ભોળી ઓરતોમાં કાંઇએક એવો ઝાંખો વીચાર છે કે મરનારની સાથે જીવતાંનું જોડું લગાડવાથી જ્યારે પેલું જીવતું માણસ ગુજરે ત્યારે જો અગાઉથી જોડું લગાડયું હોય તો તેનું રવાન પેલી જેહાનમાં જવા પછી પેલાં અગાઉથી ગુજરેલાંનાં રવાનની સાથે રહી શકે છે. પણ ઉપર આપણે જોયું છે કે અવસ્તાનાં કોલ પ્રમાણે શું મરદ કે શું ઓરતને તેઓની કરણી પ્રમાણે બેહેસ્ત કે દોજખમાં જગા મલે છે. હવે આ જેહાનમાં એક મરદ અને એક ઓરત ધણી ધણયાણી તરીકે રહ્યાં હોય તેઓ મરણ પામવા પછી પેલી જેહાનમાંબી સાથે એક જગાએ મલશે અથવા રહેશે એવી કાંઇ ખાત્રી નથી. કદાચ બંધે બહેશ્તી થાય કે બંધે દોજખી થાય અથવા એક બહેશ્તી અને એક દોજખી થાય તો જોરૂં લગાડવાની ક્રિયાને લીધે તેઓને તે જેહાનમાં સાથે રહેવા દેવાની છુટ મલશે એવું કાંઇ કેહે લખેલું મલ્યું નથી. જોડાં વીષે અવસ્તામાં કે પાજંદ ભણતરમાં (એકુ બે પાછલી નજીવી ધારવા મેલે હીંદુસ્તાનમાં લખાયલી ચોપડીઓ સીવાય)[૩૦૭] કોઇ બીજી મોતેબર ધર્મની કેતાબમાં કાંઇબી લખાણ મલ્યું નથી. બીજી પરણતાં જોડાંનાં આશીરવાદ સારતી વખ્તે પરસપર બંધે તરફથી કોલકરાર કરાવવામાં આવે છે તેમાં તે કોલકરાર પ્રમાણે તે જોડાંને જીંદગીનાં છેડા સુધી ("અંદાજી દહ") ચાલવાની કબુલાત લેવામાં આવે છે. ચોક્કસ સબબો વગર જરતોશ્તી ધર્મની રૂએ ભરથાર કે બાયડી એક બીજાની રાજીખુશી વગર જો તલાક આપે કે લીએ તો તે જરતોશ્તી ધર્મથી ઉલટું અને ગુનાહભરેલું છે એમ કેટલીએક કેતાબોમાં લખેલું મલે છે.[૩૦૮] તે ઉપરથી સાબેત થાય છે કે જોડું ફક્ત આ જેહાનમાંજ તેઓની જીંદગી લગી સાથે રહેવાને બંધાયલું છે. મરણ પછી પેલી જેહાનમાં જોડું સાથે રહેતું નથી. જો મરણ પછીબી જોડું સાથે રહે છે એવું જરતોશ્તી ધર્મનું મત હતે તો આશીરવાદમાં જીંદગીના છેડા સુધી કહે છે તેને બદલે રસ્તાખેજનાં દહાડા

---

૩૦૭. પે૦ વ૦ દી૦ સફે ૧૪૨:—"અને તે ગુજરેલાંનું જોડું જો જીવતું હોય તો તે તેનાં નામથી સરોશ કરવા ઘટે; કારણ કે તેની આ જેહાનની ફરજ છે, અને વલી પંદર વર્ષ પછી જો નહીં ગુજર્યાં હોય તો જલદીથી તે ગુજરેલાંની સાથે કરાવવાને ફરમાવે તો તે ઘટતું અને સવાબભરેલું છે."

૩૦૮. ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૮:—"જે બાયડી બે દહાડામાં ચાર વાર પોતાનાં ભરથારથી છુટી પડવા માગે તે મરગરજાની અને દોજખી થાય. જે બાયડી. ભરથારનો હોકમ નહીં માનતી હોય અને જે કાંઇ ભરથાર કહે તે નહીં કરતી હોય તો તેણીનો ભરથારપર કોઇ ચીજનો હક

સુધી કહેતે. વાસ્તે જોડું લગાડવાની ક્રિયા કરવાથી ધણી ધણ્યાણીનાં રવાનો મુવા પછી સાથે રહે છે એવો વિચાર ભુલભરેલો છે. અને એક ગુજરેલાંની ક્રિયા સાથે તેનાં હયાત જોડાંની જીંદેહરવાનની ક્રિયા કરવાની ફરજ કે જરૂર નથી.

## પહેલા ત્રણ દહાડા દર ગેહમાં ગુજરનારની નયતે ફરજીયાત ગુજારવા વિષે.

દરેક જરતોશ્તીને દરેક ગેહમાં ચોક્કસ ફરજીયાતનાં અવસ્તા પઢવાનું ફરમાવેલું છે. તે ફરજીયાત માણસો પોતાની તનદરૂસ્ત શરીર સાથની હાલતમાં ગુજારે તો તે વાજબી છે. પણ એકવાર એક માણસ મરણ પામ્યું એટલે તેમાં પોતાની ફરજીયાત ગુજારવાની શકિત રહેતી નથી. ત્યારે તે ફરજીઆત નહીં ગુજારવાને માટે જવાબદાર હોય એવું આપણી અકકલમાં ઉતરતું નથી; અને તેમજ અવસ્તામાં તથા પાજંદ ભણતરોમાં એક માણસ ગુજરવા પછી તેની દરરોજની ફરજીયાત પહેલી ત્રણ દહાડા, જ્યાં સુધી તેનું રવાન આ જેહાનમાં રહે છે ત્યાં સુધી, તેની તરફથી કોઇએ ગુજારવી જોઇએ એવું લખાણબી મળતું નથી. માત્ર દાદસ્તાને દીની નામની એક પેહેલવી કેતાબમાં એ બાબતનો કાંઇએક ઇશારો કીધેલો હોય એવું ધારી શકાય છે.[૩૦૯] તોપણ એ ફરજીયાત ગુજારવાનો રેવાજ ચાલુ કરવાની મતલબ એવી ધારી શકાય છે કે મરનારનાં રવાનનાં કર્તુકોનો હીસાબ લેવાય તે વખ્તે તેનાં સવાબનાં જથ્થામાં એ ફરજીયાતનો સવાબ ઉમેરાવાથી તેનાં હકમાં કેટલોએક ફાયદો થાય. કેમકે અમે ઉપર વંદીદાદ (૧૯ ફ૦ ૨૭) ની સહાદતથી દેખાડયું છે અને આગળ દેખાડીશું કે આપણા ધર્મનું મત તો એજ છે કે જે જેણે જીંદગીમાં કીધું હોય તેનોજ તેને મુવા પછી બદલો મલે છે. તોપણ એ ત્રણ દાહડામાં મરનારની નયતે કીધેલા સવાબનો ફાયદો તેને મલે છે એવો આપણા લોકોનો વિચાર હતો, જે વિષે

---

નહીં રહે. જો ભરથાર ઓરતને ખોરાકી પોશાકી નહીં આપે તો તેમાં તેનો ગુનાહ નથી. ઓરત જો પાકદામન હોય અને સામું બોલનારી નહીં હોય અને બેટાનાં ફરજંદો તેને પેટે થયાં હોય તો ભરથારે તે પર ઘણી માયા રાખવી અને તેની અને પોતાની વચ્ચે કશો તફાવત નહીં રાખવો... .. ભલી માજદયશ્નની દીનમાં બાયડીને છાંડી મુકવાની અથવા તલાક આપવાની રજા નથી સીવાય કે આ ચાર બાબદને લીધે:—૧. જો વ્યભીચાર કરે તો. ૨. જો ભરથાર નહીં જાણે તેમ દસ્તાન છુપાવે (કે જેથી ઓલાદ વધારવાને બાધ નડે) તો. ૩. જાદુ તોણા કરે અથવા કરાવે (વહેમી હોય) તો ૪. જો વાંજણી હોય તો. તોપણ (આ છેલ્લી બાબતમાં ?) ઓરતને રાજી કરવી જોઇએ."

૩૦૯. દા૦ દી૦ પુ૦ ૭ ફ૦ ૬:—"જો કોઈએક પુનનું કામ તે ગુજરનારે ફરમાવ્યુ નહીં હોય અથવા વસીઅત કીધી નહીં હોય પણ તે દીનનાં કાયદા સાથે એકમત થઇને (યાને દીનનાં કાયદાની મતલબ છે કે દરએક જણે પોતાનું કામ પોતેજ કરવું જોઇએ તેજ પ્રમાણે) તે (પુનનું કામ) પોતાની હેયાતીમાં કાયદા પ્રમાણે કરતો હોય તોજ 'સેદોષ' (યાહરમની બામદાદ)માં તેનો મરતબો વધારવાને સારૂં પોંહોચે છે."

નીચે ઉઠમણાની બાબતમાં વધારે જોવામાં આવશે, તે વિચાર મુજબ એ ફરજીઆત ગુજારવાનું ચાલુ કીધું છે.

જો એ મતલબ નહીં હોય તો બીજી મતલબ આ ધારી શકાય છે કે મુવા પછી માણસના આત્માને સુખ આપે એવી જો કોઇબી વસ્તુ હોય તો તે માત્ર સાચ્ચી ભક્તિનાં અને ધર્મનાં પવિત્ર વચનોજ છે. તેથી જયાં લગી રવાન આ દુન્યામાં રહે ત્યાં લગી દર ગેહમાં બંદગીનાં કલામો તેની આગળ પઢવાથી તેને ખુશી અને સુખ થાય. એ મતલબથી ફરજીયાતના અને બીજા બની આવે તેટલા અવસ્તા પઢવાનું ઠરાવ્યું છે.

## પેહેલી ત્રણ રાત અઇવિસ્રૂથ્રેમ ગેહમાં સરોશનાં આફ્રંગાનનો એક ચોક્કસ કરદો પઢવા વિષે.

ઉપર જણાવ્યું છે કે ગુજરનારનું રવાન પેહલા ત્રણ દહાડા આ દુન્યામાં રહે છે તે વખ્તે સરોશ યજદ તેની પાસબાની અને બરદાશ્ત કરે છે તેટલા માટે સરોશની આરાધના કરવામાં આવે છે. હવે જરતોશ્તી ધર્મનું આ એક સાધારણ શીક્ષણ છે કે દીવસને વખ્તે આફ્તાબની હાજરીમાં શરીર, મન, અને આત્માને નુકસાન કરનારા માણસો, પ્રાણીઓ, રોગો, બુરા આત્માઓ, વગેરે જે કાંઇબી સપેનામીનોની વિરૂદ્ધનું અને ગનામીનોની તરફનું છે તેનું જોર કમ થાય છે.[૩૧૦] પણ આફ્તાબની ગેરહાજરીમાં રાતની વખ્તે તેઓનું જોર વધે છે. આ વાતનો ભેદ દરેક વાંચનારને સેહેજ વિચાર કરતાં જણાશે કે આ દુન્યામાં ઘણીખરી કુદરતી તેમજ માનુષિક હાની અને ખરાબી તથા નુકસાનો દીવસનાં કરતાં રાતે વધારે થાય છે. દિવસની રોશની દરેક જણનાં આત્માને તાજો અને બેહેહેશ્ત કરે છે. રાતનું ભયંકર અંધારૂં તેને કુમલાયલો અને ભયભીત કરે છે. એ વાતને જરતોશ્તી ધર્મ પુસ્તકોની ભાષા પોતાની ઢબમાં કહે છે કે સૂર્ય અસ્ત પામવા પછી અંધારી તોખમના એટલે અંધારાંથી ઉપજતા દેવો રાતની વખ્તે

૩૧૦. ખુરશેદ ન્યાએશ તથા યશ્ત, ૪૦ ૧–૩:—"જ્યારે સૂર્યની રોશની ચળકે છે, જ્યારે સૂર્યનો પ્રકાશ પ્રકાશે છે, ત્યારે સેંકડો અને હજારો અનદેખઈતા યજદો તેયાર થાય છે. તેનાં તેજને તેઓ એકઠું કરે છે, તેનાં તેજને તેઓ નીચે ઉતારે છે, તેનાં તેજને તેઓ અહુરમજદની પેદા કીધેલી પૃથ્વીપર વેંહેચે છે. જેવો (અથવા જેમ જેમ) અમર, નુરમંદ અને તેજ ઘોડાઓનો સાહેબ ખુરશેદ આગળ વધે છે તેવોજ (અથવા તેમ તેમ) અશોઈનાં પ્રાણીઓને તે આગળ વધારે છે, તેવોજ (અથવા તેમ તેમ) અશોઈની ચીજોને તે આબાદ વધારે છે, જ્યારે સૂર્ય ઉદય પામે છે ત્યારે અહુરમજદની પેદા કીધેલી પૃથ્વીને સ્વચ્છતા મળે છે, વેહેતાં પાણીને સ્વચ્છતા મળે છે, ઝરાનાં પાણીને સ્વચ્છતા મળે છે, દર્યાનાં પાણીને સ્વચ્છતા મળે છે, સ્થિર પાણીને સ્વચ્છતા મળે છે, અશોની પેદાયશો જેઓ સ્પેનતોમઇન્યુશને લગતી છે તેઓને સ્વચ્છતા મળે છે. કેમકે જો સૂર્ય ઉગતો નથી તો જાં સાતે ખંડોમાં જે સર્વે (પેદાયશો) છે તેઓને દેવો ખરાબ કરે છે તેઓની સામણે થવું અને તેઓની સામણે લઢવું કોઈબી અણુદીઠ યજદ આ શારિરિક દુન્યામાં જાણી શકતો નથી."

દુન્યાને ખરાબ કરે છે. તેઓથી દુન્યાની પાસબાની કરવાનું કામ ખાસ કરીને સરોશ યજદને સોંપેલું છે.[311] હવે જેમ સરોશ યજદ દિવસે રવાનની પાસબાની કરે છે તેમજ રાતેબી કરે છે. પણ દિવસની વખ્તે તો રવાનને આફતાબની હાજરીને લીધે ઘણો તકવો અને હીંમત મલે છે પણ રાતે તો તેને ઘણોખરો એકલો સરોશનોજ આધાર મલે છે. તેથી જે કરદામાં સરોશનાં એ ખાસ કામનું વર્ણન આવેલું છે તે કરદો તેને ઘટતે વખ્તે એટલે અઇવિસ્રુથ્રેમ ગેહમાં રવાનની જગા આગલ પઢીને જેમ સરોશની સ્તુતિ અને આરાધના કરવાની તેમજ પેલાં રવાનને દીલાસો અને સરોશની પાસબાનીની હીંમત આપવાની મતલબ રાખી છે.[312] તે તદન એ વખ્તને બંધબેસતું અને રવાનને ફાયદાકારક ભણતર છે.

## પુત્ર અને દત્તપુત્ર અથવા ધર્મપુત્ર.

આપણા લોકોમાં એવો વિચાર છે કે જો કોઇ મરનારનો પેટનો અથવા કરી લીધેલો બેટો આ દુન્યામાં હૈયાત નહીં હોય તો તે મરનારનું રવાન બેહેશતી હોવા છતાંબી ચીનવદ પુલ પસાર કરીને બેહશતમાં જઇ શકતું નથી. પણ પુલની આણીમેર અટકી રહે છે. એટલા માટે જો મરનારને પેટે દીકરો હોય તો, અથવા હૈયાતીમાં તેને કોઇને બેટો કરી લીધો હોય તો ઠીક, નહીં તો પેહલા ત્રણ દિવસમાં તેને એક દત્તપુત્ર કરી આપવો જોઇએ કે તેથી તેનું રવાન પુલગુજાર થાય. એજ મતલબનું લખાણ કેટલીએક પાછલી કેતાબોમાં મલે છે.[313] જો કે અવસ્તામાં કોઇબી ઠેકાણે એ બાબત

---

૩૧૧. ઇ૦ ૫૭ ફ૦ ૧૬:—"જે (સરોશ) સૂર્ય અસ્ત પામવા પછી તમામ શારિરિક દુન્યાની ઉઠાવેલાં હથીયાર સાથ પાસબાની કરે છે."

૩૧૨. ઇ૦ ૨૦ દા૦ હો૦ સદે ૫૬:—[સરોશના કરદાની વિગત]

સદે ૬૬:—"અઇવિસ્રૂથ્રેમ ગેહમાં સરોશનું એક આફરગાંન કરવું, 'યો વનનો કઇઓદહે'નો કરદો પઢવો."

બ૦ કા૦ ૨૦ સદે ૧૧૦:—"તેજ ત્રણ રાતોની અઇવિસ્રૂથ્રેમ ગેહમાં મરનારને ઘરે જઇને પતેત કરવી, અને સરોશનું આફરગાન કરવું [તેની વિગત]"

૩૧૩. પે૦ વ૦ દી૦ સદે ૨૫:—'અગરજો તે મરનાર પુરૂષ બેટા વગરનો હોય એટલે કે તેને બેટો નહીં હોય તો તેને બેટો આપવો. અએ સપેતમાન જરતોશ્ત! કે તે બેટાથી એટલે કે પોતાના પાલકથી રવાન ચીનવદ પુલથી ગુજરે એટલેકે પુલગુજાર થાય."

સદદરે નસર બાબ ૧૯:—"પણ જયાં લગી ધર્મપુત્ર નહીં કરે ત્યાં લગી ચીનવદ પુલ વટી નહીં શકે અને પોતાની જગાએ પોહોંચી નહીં શકે. વાસ્તે સગાંઓ ઉપર એથી વધારે બીજી સરસ ફરજ નથી. જયારે કોઇને ધર્મપુત્ર કરી આપે તો તે મુવેલાંને જીવતું કીધા જેવું છે."

બાબ ૫૩ મો:—"જો કોઇની નાતરાંની બૈરી હોય અને તેને દીકરો આવે તો ધર્મપુત્ર કરવાની જરૂર નથી. તે પુલગુજાર થઇ શકે. પણ જો છોકરી આવે તો તેને ગાફેલ રેહેવું નહીં. પોતાને માટે ધર્મપુત્ર કરવો અથવા તેનાં જે સગાં હોય તેઓ તે મરનારનાં રવાનની દોસ્તીને ખાતર તેને પોતાનો છોકરો ધર્મપુત્ર આપે કે તેથી તેનાં રવાનને માટે પુલ કપાઇ નહીં જાય."

પાધરી મલતી નથી, તોપણ ૧. વંદીદાદની અઢારમી પરગરદનાં ૫૧ માં ફકરામાં[૩૧૪] ફરશોગર્દનાં વખ્ત ઉપર બેટાનું કામ પડશે એવો ઇશારો આવેલો લાગે છે તે ઉપરથી આડકતરી રીતે એવો ઇસારો આવેલો ધારી-શકાય છે કે અવસ્તાનાં વખ્તમાંબી પેટનો અથવા કરી લીધેલો છોકરો નહીં હોય તો મરનારનું રવાન પુલપર અટકી રહે છે એવો વિચાર હશે. વલી ૨. આતશ ન્યાએશમાં સારાં ફરજંદના ગુણો વર્ણવેલાં છે તેમાં તેને "આંજોણુજેમ્" કરી કહેલું છે જેનો અર્થ "તંગીથી છોડવનાર" કરી થાય છે. હવે એની મતલબ માબાપને અથવા હરેક કોઇ બીજાં માણુસને કોઇબી તંગીથી છોડવનાર કરી થઇ શકે છે; તોપણ પેહલવી તરજુમો કરનાર શરેહ કરીને કાંઇએક એવી મતલબનું કહે છે કે એ જગે જે તંગી વિષે કહ્યું છે તે દોજખની કરી જાણવી.[૩૧૫] જો એ શરેહ-નેબી કબુલ રાખ્યે તો ફરજંદ દોઝખથી છોડવે છે અથવા તે વગર પુલ-ગુજાર નહીં થઇ શકે એવો વિચાર ઘણા પુરાતન જમાનાથી આપણા લોકોમાં હોય એવું જણાય છે. ઉપલા વંદીદાદના ફકરાનો આધાર લઇયે તો મરનાર મરદની પુઠે તેનો પેટનો અથવા કરી લીધેલો દીકરોજ હોય તો તેનું રવાન પુલ પસાર કરી શકે એવો વિચાર આપણામાં છે તેને ટેકો મલે છે. પણ ઉપલા આતશ ન્યાએશનાં ફકરામાં 'ફ્રજઇન્તિ' (=અં૦

બે૦ નં૦ ૧ સફે ૭૯; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૪૦; ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ર૦૬:—"દીનમાં એવું જાહેર છે કે જે કોઇ આ જેહાનથી ગુજરી જાય તેને જો ફરજંદ નહીં હોય તો તેનું રવાન ચીનવદ પુલ ઉપર જાય છે ત્યારે તેને એવું લાગે છે કે જાણે પુલ વચમાંથી ભાગી ગયો હોય. એને દીનમાં 'બુરીદેહ પુલ' (જેનો પુલ કપાઇ ગયલો તે) કરી કહે છે, અને ફરેસ્તાઓ તે રવાનનો હીસાબ લેતા નથી. તે જગાએ તે રવાન આજેજ, હેરતમંદ, અને પરેશાન રહે છે. નહીં પાછલ ફરાતું કે નહીં આગળ વધીને પોતાની જગાએ જવાતું. એ પ્રમાણે રીસ્તાખેજ તને પસીન લગી રહે છે. પણ જો તેનાં ખેશાવંદો દયાળુ હોય અને રવાનની તરફ દોસ્તી ધરાવતા હોય અને તેઓ તેને માટે એક ધર્મપુત્ર ઠેઠવે અથવા પોતે થાય તો તે તેનાં ફરજંદની બરાબર છે. પછી પુલ બીજી મરતબે સંધાય છે અને તે રવાનનો હીસાબ કરીને તેને રસ્તો આપવામાં આવે છે તેથી તે પોતાની જગાએ જાય છે."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૭૫:—"અને જો (મરનાર) ફરજંદ વગરનું હોય તો તેને 'બુરીદેહ પુલ' (જેનો પુલ કપાઇ ગયલો તે) કરી કહે છે. અલબતે તે ચીનવદ પુલ પસાર કરી શકતું નથી. તે તે શખ્શને જેવું હોય છે કે જે એક નદીપર પોહોંચે જેને સામણે કીનારે રળીયા-મણી જગા હોય તે તેને દેખાતી હોય તોપણ તે તે નદી પસાર કરી નહીં શકતો હોય અને જે કીનારે તે હોય તે જગા ઘણીજ કંટાળો ઉપજાવનારી હોય અને તેથી તેને દુઃખ થાય. તે ચાહે કે સામણી તરફ જાય પણ જઇ નહીં શકે અને તેથી તે ઘણો દુઃખી થાય. તેની મીસાલે તે રવાન હોય છે કે જે બેહેસ્તને જુએ અને તેમાં જવાની ઉમેદ રાખે તોબી ત્યાં જઇ નહીં શકે"

૩૧૪. વં૦ ૧૮ ફ૦ ૫૧:—"આ મરદને (મારા બેટા તરીકે) મને તું અજમતી ફરશોગર્દને વખ્તે પાછો અપાવજે."

૩૧૫. પે૦ ખુ૦ અ૦ સફે ૬૩:—"તંગીથી છોડવનાર—એટલે દોજખથી."

progeny સં૦ પ્રજા ફા૦ [illegible]) શબ્દ છે તેનો અર્થ માત્ર બેટોજ નહીં પણ બેટો કે બેટી કોઇબી ફરજંદ કરી થઇ શકે છે. તે રીતે ગણતાં છોકરો કે છોકરી કોઇબી વારેસ થઇ શકે, અને જો એ શરેહ બહાલ રાખ્યે તો જેમ મરદ તેમજ ઓરતને ફરજંદ વગર બેહશ્ત નહીં મલે એવો સાર નીકલી શકે છે. એ ઉપરાંત ૩. એને મલતુંજ લખાણ દાદસ્તાને દીની નામની એક પેહલવી કેતાબમાં[૩૧૬] બી આવેલું છે અને ૪. કેટલીએક પાછલી કેતાબોમાં મરનારના કુદ્રતી અથવા કરી લીધેલા વારેસ વિષે અને તે વગર નહીંજ ચાલે એવી મતલબનાં પુશ્કલ લખાણો મલે છે (જે અમે ઉપર તેમજ નીચે નોટોમાં આપ્યાં છે) તે ઉપરથીબી આપણા લોકોમાં જે વિચાર છે તેને ટેકો મલે છે.

જે પ્રમાણે ઘણી ખરી કેતાબોમાં લખેલું મલે છે તે પ્રમાણે હીંદુસ્તાનનાં જરતોશ્તીઓનો એતેકાદ એવો છે કે મરનારનો વારેસ નર જાતીનોજ હોવો જોઇએ, નારી જાતીનો નહીં ઘટે. પણ કેટલાએક ઇરાનવાલાઓ નર કે નારી કોઇબી ચાલી શકે એવું લખી ગયા છે. આ મતફેરનું કારણ અમારી નાકેશ સમજમાં તેઓમાં લેવાતાં ઓરતોનાં નામ ગ્રહણનો તફાવત છે. હીંદુસ્તાનનાં (શેહેનશાહીઓમાં) ઓરતનું નામ ગ્રહણ જો તે પરણેલી હોય તો પેહલા ખાવીંદ સાથેજ અને જો કુમારી હોય તો બાપ સાથે લેવાય છે અને મરદનું તેના બાપ સાથેજ લેવાય છે. ઇરાનમાં ઓરતનું નામ કદીબી ખાવંદ સાથે લેતા નથી. ઓરત કે મરદ બેહુનાં નામો બાપ સાથેજ લેવાય છે. હવે જ્યારે એક જણને વારેસ કરી લેવામાં આવે તો તેનું નામ ગ્રહણ પેલા કરી લેનાર મરદ સાથે લેવાવું જોઇએ (અને વારેસ કરી લેવાની મતલબબી અમે ધાર્યે છીએ કે એજ છે કે મરનારનો સીલસીલો ચાલુ રહે તેથી જો નરજાતિનો વારેસ હોય તોજ તેનું નામ હીંદુસ્તાનનાં જરતોશ્તીઓનાં તરીકા મુજબ મરનાર સાથે લેવાય તેથી તેઓમાં નર વારેસની જરૂર ગણાતી આવી છે. અને ઇરાનીઓમાં સ્ત્રીનું નામ તેના બાપ સાથેજ લેવાય છે તેથી સ્ત્રી વારેસ કરી લેવાનીબી તેઓએ રજા આપી છે કેમકે તેનુંબી નામ તેઓનાં રેવાજ મુજબ મરનાર સાથે લઇ શકાય છે. તો પણ અવસ્તાનાં વખતમાં આ બેમાંના કીયાને મલતો રેવાજ હતો તે વિષે શોધ કરતાં ફ્રવર્દીન યશ્તનાં ૩૦ માં કરદા ઉપરથી જણાય છે કે પરણેલી ઓરતનું નામ તેનાં ખાવીંદ સાથે લેવાતું હતું.

---

૩૧૬ દા૦ દી૦ પુ૦ ૧૩ ફ૦ ૭:—"તનપસીન" (યાને રીસ્તાખેજ)નાં વખ્તને માટે "સતર" (મરનારનું પેટનું અથવા કરી લીધેલું ફરજંદ) રાખવાની બાબત સાથે (એટલે મરનારનો "સતર" છે કે નહીં તેની ચોકસી કરીને) નિષ્કપટ (અપક્ષપાત) સરોશ અને સાચો રશ્ને યજદ દરએકનો છે કે સુમાર કરે છે."

પેહલવીમાં વારેસનો બોલ [illegible] આવી સુરતે લખાય છે જે 'સતવર' અથવા 'સતોર' કરી વંચાઇ શકે છે તે ઉપરથી પાજંદમાં 'સતર' શબ્દ વારેસને અર્થે નીકલ્યો છે. એ મૂળ પેહલવી શબ્દનો ખરો ઉચ્ચાર અને ઉત્પત્તિ અમે કાંઇ આપી શકતા નથી. એને મલતો અથવા એજ મતલબનાં અર્થનો કોઇબી શબ્દ અવસ્તામાંથી જડયો નથી. એ શબ્દનું ઉકલાણુ કરવાને જુદી જુદી કલ્પનાઓ કરવાનું હાલ મોકુફ રાખીને એટલુંજ ખાત્રીથી કહી શકયે છેયે કે એ 'સતર' શબ્દનો અર્થ તે જે જે જગાએ વાપડેલો મલે છે તે ઉપરથી ઘણોખરો 'ધર્મ સંબંધી વારેસ' એટલે કે મરનારની ઉત્તર ક્રિયા કરનાર કરી થઇ શકે છે અને જેને પેટે બેટો હોય તે તેનો 'સતર' કરી ગણાય છે. અને જો નહીં હોય તો કરી લીધેલો બેટો (અથવા કેટલાકોનાં કેહવા મુજબ બેટી) બી 'સતર' ગણાય છે. 'સતર' ની જરૂર જોકે અવસ્તામાંથી ખુલ્લી જણાઇ નથી તોપણ પાજંદ ભણતરોમાં તથા પાછલી કેતાબોમાં તે જણાવેલી છે એટલું સાબેત થાય છે; જે વિષેનાં દાખલા અમે ઉપર તથા નીચે નોટોમાં આપ્યા છે. 'સતર' ઠરાવવાનાં કામમાં હરકત નાંખવાને 'સતર શેકનષની' કરી કહે છે. અને તેને એક મરગરજાનને દરજ્જેના ગુનાહ તરીકે ગણેલું છે. 'સતર' કોણને ઠરાવવો, તેનો શું હક છે. પુરૂષજ 'સતર' થઇ શકે કે બાબી થઇ શકે, 'સતર' કેટલી તરેહનાં છે, 'સતર' ઠરાવવાનો કોણનો અધિકાર છે, વગેરે બાબતોનું જ્ઞાન કેટલેએક દરજ્જે જરતોશ્તીઓની મરણ ક્રિયાનાં અને કેટલેએક દરજ્જે તેઓનાં વારસા હીસ્સાની વેંહચણી અને બાયડીઓનાં હકોની બાબત સાથે તાલુકો રાખે છે. પાછલી કેટલીએક કેતાબોમાં ઘણું બારીક રીતે તથા કેટલીએક વખ્તે એક બીજાથી ઉલટું અથવા આજના આપણા રેવાજને મલતું અથવા તેથી વિરૂદ્ધ જોવામાં આવે છે. તોપણ યાદ રાખવું કે એ 'સતર' વિષે અવસ્તામાં મુતલક પાધરૂં અથવા આડકત્રું ફરમાન જોવામાં આવતું નથી. 'સતર' વિષે અમે જે દાખલાઓ શોધીને એકઠા કીધા છે અને જેમાંના કેટલાએક ઉપર નોટ ૩૧૩–૩૧૬ મીમાં ટાંકયા છે તેઓ ઉપરથી નીચલી બાબતો જણાય છે:—

૧. કેટલીએક રવાયતોમાં કહે છે કે જો કોઇને પેટે છોકરો નહી હોય તો જીવતાં જીવત પોતાનો 'સતર' કરી રાખવો.[૩૧૭]

---

૩૧૭. બ૦ કા૦ ૨૦ સફે ૧૬૨; હ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૨૬; પે૦ હ૦ મે૦ રા૦ બા૦ નં૦ ૧૮ સફે ૧૪; જુ૦ મો૦ ૨૦ સફે ૨૬; ધ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૨:—"કોઇ માણુસને જો બેટો નહીં હોય તો એક છોકરાને પોતાનો બેટો કરી લેવો. જો તે બેટો મરણ પામે તો બીજો બેટો કરી લેવો."

બ૦ કા૦ ૨૦ સફે ૪૮:—"જો કોઇની નાતરાંની ઓરત હોય તેને પેટ બેટો અવતરેલો હોય તો ત તેનો 'સતર' થઇ શકે. જો બેટી હોય તો તે શખ્સે બેદરકાર નહીં રહેવું અને પોતાને માટે એક 'સતર' ખેશાવંદોમાંથી જે કોઇકે રવાનને ચાહનાર હોય તેને કરી રાખવો."

૨. 'હાદસ્તાને દીની'માં કહે છે કે ગુજરવા પછી મરનારની બાયડી જો હેયાત હોય તો 'સતર' ઠરાવવાની હાજત નથી. મરનારની ઓરતજ તેનો 'સતર' છે.[318].

૩. એથી ઉલટું પેહલવી 'વજર કરદ દીની'માં લખે છે કે મરનારની ઓરતને ફરજ છે કે કોઇ શખ્સને નાણું આપવાનું ઠરાવીને તેને મરનારનો 'સતર' ઠરાવવો.[319]

૪. ઘણીખરી ચોપડીઓમાં કહે છે કે નજદીકનાં સગાંઓમાંથીજ 'સતર' થવો જોઇએ.[320]

---

૩૧૮. દા૦ દી૦ પુ૦ ૫૩ ૫૦ ૨૨–૨૬:—........"(૩) અને તે મતાથી તે (મરનાર) મરદને વાસ્તે 'સતર' મુકરર કરવો જોઇએ કે નહીં ? જવાબ એ કે:–(૩) જ્યાં લગી કે હેયાત બાયડી કુટુંબની 'કદબાનુ' (વડી બાઇ) તરીકે હોય ત્યાં લગી 'સતર' ઠરાવવાની હાજત નથી. કેમકે તે (વડી બાઇ) ની ઉપર 'સતરપણું' છે. વાસ્તે સગાંઓની સગાઇમાંથી વધારે નજદીકની સગાઇનાં એક મરદને "દુદેહ સરદાર" (કુટુંબના વાલી) તરીકે શોધી કહાડી કામ ચલાવવું. તેણે (દુદેહ સરદારે) મતાની ઉપજમાંથી ઓરતનું તથા તથા છોકરીઓ જ્યાં લગી કે ખાવંદ કરે ત્યાં લગી તેઓનું ભરણપોષણ કરવું અને અને તેઓઍબી તે મરદનાં વાલીપણામાં તથા પરવરશીમાં રહેવું એવી ફરજ છે."

૩૧૯. પે૦ ૧૦ દી૦ સફે ૧૮:—"દીનથી જાહેર છે કે એક બેહદીન મરદ મરણ પામે અને તેની પછવાડે પેટનું ફરજંદ નહીં રાખતો હોય અને તે શખ્સની દોલત તથા માલ તેની પરણી ઓરતને મલ્યો હોય તો કોઈ શખ્સને તેની 'સતરી' (ધનપુત્રી)માં ઠરાવવો, જે શરત તે શખ્સ સાથે કીધી હોય અથવા ગુજરનાર જે વસીઅત કરી ગયો હોય તે પ્રમાણે તે 'સતર' ને આપવું. અને જો વસીઅત અથવા સરત નહીં કીધી હોય તો દસ્તુરો અને દાવરોનાં ફરમાન મુજબ જે કાંઇ ચીજ કે તે 'સતર'ને આપવા ઘટે તે પ્રમાણે વધારે અથવા ઓછી આપવી."

૩૨૦. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૪; બે૦ નં ૨ સફે ૧૯; બ૦ કા૦ ૨૦ સફે ૧૬૧:—"સવાલ–બે બેહદીન ભાઇઓ હોય, બંધેને ફરજંદ નહીં હોય, અને વડો ભાઇ મરણ પામે તો નહાના ભાઇને (તેનો) ધનપુત્ર કરીને આપવો કે નહીં ?–જવાબ– જો તેને કોઈ જગાએ ઓરત નહીં ચાહી હોય તો નહાના ભાઇનું ધર્મપુત્ર થવું રવા છે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૪૧; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૭; બ૦ કા૦ ૨૦ સફે ૧૫૮, ૧૬૧:—"ગુજરેલાંનો ધર્મપુત્ર ઠરાવે તે ગુજરનાર કરતાં એક વર્ષ નહાનો હોય અથવા મોહોટો હોય તોબી રવા છે. પણ તે કોઈ વધારે નજદીકનો સગો અને વધારે દીનદોરત હોવો જોઈએ."

દા૦ દી૦ પુ૦ ૫૫. ફ૦ ૭:—"જવાબ એકે 'સતર'નો ઓખો એ રીતે છે કે જ્યારે એક ભલી દીનનો શખ્સ કે જે આજાદો (સ્વતંત્ર) તથા શાહાનશાહનો બંદો (યાને વફાદાર રૈયત) હોય અને જેની પરણી ઓરત, ફરજંદ, અથવા જીવતાંજીવત કરી લીધેલો ભાઇ અથવા ભાગીઓ લાગીઓ 'સતર' તરીકે કીધેલો નહીં હોય, અને કે તેની મતા સાહાઠ "સતેર" ઉપજે એવી હોય તે શખ્સ જો ગુજરી જાય તો દીનના સરદારે તે 'ગોહર'નો (યાને તેની પેહેડી અથવા ગોત્રનો) એક જણ જાહેર કરવો અને તેને તે (મરનાર)નો 'સતર' કહીને ઠરાવવો."

દ૦ સો૦ ર૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૧૨; બ૦ કા૦ ૨૦ સફે ૧૬૨: મુ૦ મો૦ ૨૦ સફે ૧૭; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૭૫; નં૦ ૧૮ સફે ૭; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૧:—"જો કોઇને ફરજંદ નહીં હોય, એશાવંદબી નહીં હોય, તો જે કોઈ કે દીનની રાહે વધારે નજદીક હોય તેનાં ફરજંદને પોતાનાં ફરજંદ તરીકે કબુલ કરી લેવો."

૫. કેટલીએક રવાયતોમાં કહે છે કે એક પારકો શખ્સબી 'સતર' થઇ શકે. અથોરનાન બેહદીનનો 'સતર' થઇ શકે. અને તે છતાં તે અથોરનાન રહી શકે. તેમજ દીનદાર બેહદીન અથોરનાનનો 'સતર' થઇ શકે.[૩૨૧]

૬. કેટલાએકો કહે છે કે દસ્તુરો અને મોબદોની ફરજ છે કે દરેક મરનારનો 'સતર' કોણ છે તેની ચોકસી રાખવી અને જો તે બરાબર નહીં હોય તો જેમ ઘટે તેમ કરાવી આપવો.[૩૨૨]

૭. કેટલાઓકો કહે છે કે પંદર વર્ષની ઉપરનો મરદ ગુજરે તો તેનેજ 'સતર'ની જરૂર છે એથી ઓછી ઉમરનાને જરૂર નથી.[૩૨૩]

---

બ૦ કા૦ ર૦ સફે ૧૬૨; બે૦ ન૦ ર સફે ૧૯:—"સવાલ—જો બે ભાઈઓ હોય તેઓ બેહુ (સાથે) મરી જાય તેઓને ફરજંદ નહીં હોય સગાંબી નહીં હોય તો ('સતર'નું કેમ કરવું ?)—જવાબ—વડા ભાઇનો 'સતર' ઠરાવવો જોઈએ. અને નાંધલો ભાઇ જે પંદર વર્ષની ઉમરે પુગેલો હોય તો તેનોબી 'સતર' ઠરાવવો જોઈએ. જો બાપની તરફની સગાઇમાં કોઈ નજદીકનો (અગર નહીં તો) દૂરનો શખ્સ ઘટતો હોય તેને ઠરાવવો. જો નહીં હોય તો માયના ખાનદાનનો કોઇ હોય તેને ઠરાવે તો તેબી ચાલે."

૩૨૧. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૯૯:—"સવાલ—એક દસ્તુર (અથોરનાન) એક 'આમે' (બેહદીન)નો સતર થઇ શકે. અને વલી દસ્તુર (અથોરનાન) રહી શકે?—જવાબ—થઈ શકે. અને જો વધારે સારો અને દાનાવ હોય તો પોતે દસ્તુર (અથોરનાન) તરીકે રહી શકે.—સવાલ—એક 'આમે' (બેહદીન) એક દસ્તુર (અથોરનાન)નો 'સતર' થઇ શકે?—જવાબ—જો સગો હોય અને ચાંપવાલો અને નેક ખસલતનો......હોય તો ચાલે."

૩૨૨. સદદરે નસર. બાબ ૧૯:—"મોબદો, દસ્તુરો, તથા તેનાં સગાંઓને વાજેબ છે કે પેહલાં તેનો ધર્મપુત્ર કરવો. જે કોઇ જાહેર ઘટતો હોય તેને ઠરાવવો કે પેલાનું રવાન દોજખમાં અજાબ નહીં જુવે. જો તેના સગાંઓ એ વાતની ફીકર દીલમાં નહીં રાખે તો જ્યારે તે સગું પેલી જેહાનમાં જાય ત્યારે તે નપુત્રયાનું રવાન તેની દામન પકડે અને એમ કહે કે મેં કેટલાંએક વર્ષ લગી દોલત મેલવી અને તે ઉપર મેહેનત લીધી હતી તે સઘલું તેં લીધું અને ખરચ કીધું અને મારા આત્માપર દયા નહીં કીધી. હવે હું હાં અટકી પડેલો છું તેથી તુને જવા નહીં દેઉં. એ રીતે જ્યાંસુધી મારો અને તારો ઇનસાફ થાય ત્યાંસુધી જવા નહીં દેઉં. પછી મેહર યજદ અને રશ્ને યજદ તેનો શુમાર કરે છે અને પેલાએ જે કાંઈ પેલાનો માલ લીધો હોય તે એક એકને ચાર ચાર તરીકે ગણીને તેનો બદલો લે છે. પેલી જેહાનમાં સુનું તથા રૂપું હોતું નથી, તેથી પેલાએ જે કાંઇ પુન્ય કીધું હોય તે તેના રવાન પાસથી પાછું લેઈને પેલા નપુત્રયાનાં રવાનને આપે છે."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૯ર; ફ૦ સો૦ ર૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ર૯; પે૦ ફ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૮૪; નં૦ ૧૮ સફે ૧૬; બ૦ કા૦ ર૦ સફે ૧૬ર; જુ૦ મો૦ ર૦ સફે ર૮:—"કોઈ માણુસ ગુજરી જાય તેને બીજે દહાડે તેનો બેટો ગુજરી જાય તો જે કોઈ કે દસ્તુર હોય તેણે તેના જે ખેશાવંદો હોય તેઓની સાથે મલીને એક જણને તેનાં ધર્મપુત્ર તરીકે ઠરાવવો."

૩૨૩. પે૦ ફ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે રર; બે૦ ન૦ ર. સફે ૧૪; બ૦ કા૦ ર૦ સફે ૧૬૧:—"સવાલ—કોઈ હેરબદ અથવા બેહદીન વગર ફરજંદે મરણ પામે તો કેટલાં વર્ષની ઉમરનો હોય તો ધનપુત્ર કરી આપવો રવા છે?—જવાબ—ધનપુત્ર ઠરાવવા વિષે ભલી દીનમા જાહેર છે કે જો મરદ પંદર વર્ષનો મરણ પામે તો ધનપુત્ર કરી આપવો. પંદર વર્ષની અગાઉ હાજત નથી."

૮. એથી ઉલટું એક ફારસી રવાયતવાલો કહે છે કે ચૌદ વર્ષનાને 'સતર' જોઇએ.[૩૨૪]

૯. કેટલાએકો કહે છે કે મરનાર જો સ્ત્રી હોય તો તેનાં 'સતર' તરીકે સ્ત્રી થઇ શકે. (જુઓ નીચે નોટ ૩૨૬ માં દા૦ દી૦ પુ૦ ૫૩ ફ૦ ૨૯–૩૭).

૧૦ કેટલાએકોનાં વિચાર પ્રમાણે ઓરતને 'સતર'ની હાજત નથી.[૩૨૫]

૧૧. કેટલાએકોનાં વિચાર પ્રમાણે મરદનો ધનપુત્ર તેની દીકરી અથવા બેહનબી થઇ શકે છે.[૩૨૬]

૧૨. કેટલાએકો કહે છે કે ચોક્કસ સંજોગમાં ચોક્કસ મુદત લગીજ બેટી 'સતર' થઇ શકે.[૩૨૭]

---

૩૨૪. બે૦ નં૦ ૩ સફેહ ૩૩:—"ચૌદ વર્ષ અને ત્રણ મહીનાનાંને સતર જોઇએ."

૩૨૫. બે૦ નં૦ ૩ સફે ૩૩:—"ઓરત જે મરણ પામે તેને ફરજંદ વગર અથવા 'સતર' વગર કશી મુશ્કેલી પોંહોંચતી નથી. એટલેકે તેનું રવાન પુલગુજાર થઇ શકે છે. કારણકે ઓરત ફરજંદ વગર પુલગુજાર થઇ શકે."

૩૨૬. દા૦ દી૦ પુ૦ ૫૩. ફ૦ ૨૯–૩૭—"તે (મરનાર) મરદની બેહનો—જો તેણે (મરનારે) વસીઅત કીધી હોય અથવા તેઓએ ખાવંદ નહીં કીધા હોય અથવા તેઓ (ખાવંદો) અજરતો-સ્તીપણાંની હાલતનાં (યાને વટલી ગયલા) હોય તો તે (સબબો)ને લીધે પેલા (વાલી) મરદનાં વાલીપણાંમાં રહે. પણ જો તેઓને એથી કાંઇક ઉલટું હોય (યાને ઉપલી કોઈબી તરેહનું દુઃખ નહીં હોય) તો તેઓને તે (મરનાર) મરદનાં ખજાનામાંથી કાંઇપણ ઘટતું નથી (યાને તેઓને પેલા વાલીનાં તાબામાં રાખવાની જરૂર નથી). જો પરવરશી કરવાની ફરજ જેવું હોય તોજ તેઓ પેલા (વાલી) નાં વાલીપણામાં રહી શકે. તેઓને કોઇબી રીતે દોલતના થાપણમાં હીસ્સો તો મલેજ નહીં. પણ તે મતાની આયપતમાંથી તેઓની ખોરાકી, પોશાકી થાય તો તે ઘટતું છે. તેની છોકરીઓએ "દુદેહ સરદારની" રજાથી તથા ઘરની "કદબાનુ" (વડી બાઈ) નાં એકમતથી જે પ્રમાણે કે ભરથારો કરવા જોઈએ તે પ્રમાણે નહીં કીધા હોય અને તેથી કરીને ફરજંદ નહીં જન્મ્યું હોય અને તેવામાં ભરથાર કીધા વગર એક બેટી ગુજરી જાય તો બીજી એક બેટી કે જેને ખાવંદ કીધેલો નહીં હોય અને એકલી (યાને કુંવારી) હોય તેને પેલા (વાલી) મરદે ઘરની "કદબાનુ" (વડી બાઈ) ની નીચે રાખવી. તે (બેટી) તે (મરનાર બાપની) 'સતર' થવાને હકદાર છે. જ્યારેકે "સતરપણા" મા ખાવંદ કરે ત્યારે તે (બાપની) મતા તેની માલેકીમાં પોંહોંચે. જ્યારે ઘરની "કદબાનું" ગુજરે ત્યારે ખાવંદ કીધેલી છોકરીઓએ તે (કુંવારી) ને (તેના) "સતર" તરીકે મુકરર કરવી."

૩૨૭. બ૦ કા૦ ૨૦ સફેદ ૧૫૯; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૭૦:—"જો તે (મરનાર) ની ઘણી બેટીઓ હોય અને કોઈ બેટો નહીં હોય તો એક બેટી જે મરનારના રવાનની ઘણી દાઝ ખાનારી, ભલી, અને ધર્મથી ઘણી વાકેફ, કુમારી હોય તેને ખાવંદ કરાવવો. બાપની બધી મીરાસ તે બેટીને આપવી. જયારે તે કુમારીને ખાવંદ કીધા પછી બેટા બેટાનું ફરજંદ આપે તે બેટો જયારે પંદર વર્ષનો થાય ત્યારે માયને તેણીના બાપની પરણી ઓરત તરીકે ઠરાવે* અને પોતે મમાવાનો દીકરો થાય અને મમાવાની મીરાસ તેને મલે અને તે મમાવાનો 'સતર' થાય. જો બેટીને

---

* કેટલાએકો લખી ગયા છે કે પુરાતન પારસીઓમાં પોતાની બેટી સાથે લગન કરવાનું બાયેજ હતું. જેમકે બહમન પાદશાહને વિષે કહે છે કે તેની બેટી હુમાય તેની બાયડી થઈ હતી. પણ અમે ધાર્યે છેયે કે એ લખનારાઓએ ભુલથી ઉપલાંનાં જેવાં કોઇ વાકયની મતલબ ખોટી સમજી તે જીવતાંજીવત બેટી સાથે તેઓ પરણતા હતા એવું લખી ગયા છે.—રી૦ બ૦.

૧૩. કેટલાએકો કહે છે કે જો કોઇનાં છોકરાંને કોઇ કરી લે તો તે છોકરૂં બેટોજ હોવો જોઇએ. છોકરી હોય તો નહીં ઘટે.[૩૨૮]

૧૪. 'સતરે' પોતાનું નામગ્રહણ પેલા મરનારની સાથે લગાડવું જોઇએ.[૩૨૯]

૧૫. મરણ પછી એક વર્ષની મુદત લગીમાં કોઇબી વખ્તે મરનારનો 'સતર' ઠરાવી શકાય.[૩૩૦]

૧૬. એકજ શખ્સ ઘણાઓનો 'સતર' થઇ શકે.[૩૩૧]

૧૭ 'સતર' કરી આપવાનું કામ માથે લેવા છતાં નહિં બજાવે તે શખ્સ મરગરજાન થાય છે, તોપણ તે કતલ થવાને લાયક નથી.[૩૩૨]

---

કોઇ બેટો નહીં પણ બેટીઓજ અવતરે તો એક છોકરીને ઉપલીજ રીતે મમાવાની કુમારી દીકરી તરીકે ખાવંદ કરાવવો અને બીજી છોકરીને તેનાં પોતાનાં બાપની કુમારી દીકરી તરીકે ઉપલીજ શરતે ખાવંદ કરાવવો. પેહલી બેટી તેણીનાં મમાવાનો 'સતર' અને બીજી બેટી તેણીનાં બાપનાં 'સતર' તરીકે ગણાય" (તેઓને ત્યાં જો બેટા થાય તો તેઓને તેઓની માયોનું સતરપણું પોંહોચે કે ?—રી૦ બ૦).

૩૨૮. દ૦ પે૦ બે૦ સં૦ નં૦ ૧ સફે ૯૦; બ૦ કા૦ ૨૦ સફે ૪૭૪—:—"એક બાબત એ છે કે નાતરેની ઓરતનાં (આગલે ઘરનાં) બચ્ચાંને કરી લેતી વખ્તે સંભાલ રાખવી. કેમકે 'હોસપારૂમ' નુસ્કની ચૌદમી (પરગરદ) માં દસ્તુરોએ શરેહ કીધી છે કે (નાતરેની ઓરત પોતાનાં બીજા માટીને જો એમ કહે કે) 'મારો (આગલે ઘરનો) દીકરો તારોબી દીકરો છે,' તો ઘટે, પણ (જો એમ કહે કે 'મારી (આગલે ઘરની) દીકરી તારીબી દીકરી છે, તો તે નહીં ઘટે."

૩૨૯. દા૦ દી૦ પુ૦ ૫૫. ફ૦ ૮:—"અને તે (સતર) અતલગનાઓમાંથી વધારે નજદીકનો હોવો જોઇએ કે જે તે મરનારની સાથે "નામ ગ્રહણ" ચાલુ કરે અને સેલસેલો તથા મતા રાખે."

૩૩૦. દા૦ દી૦ પુ૦ ૫૫. ફ૦ ૧૩:— "એક વર્ષની મુદતનાં કરતાં સેહેજ વખ્તબી ઢીલ રાખવી ઘટારત નથી (યાને વર્ષ સુધીમાં 'સતર' અથવા 'દુદેહ સરદાર' જે નેમવો હોય તે નેમી દેવો)."

૩૩૧. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૧, ૧૧૦; બ૦ કા૦ ૨૦ સફે ૧૫૮; પે૦ દ૦ મે ર૦ લા૦ નં૦ ૩૧ સફે ૪૫; બે૦ નં૦ ૨ સફે ૧૭૨:—"બીજું દીનની કેતાબમાં લખેલું છે કે એક છોકરો ચાલીસ જણનો ધનપુત્ર થઇ શકે. પણ તે કયારે કે ગુજરનારનાં નજદીકનાં સગાં ધર્મપુત્રી નહીં કરે તો એમ કરવું રવા છે, પણ જો તે નજદીકનાં સગાં દીનની રાહે પસંદ કરવા જોગ હોય તો દરેક જણ એકજ જણનો ધનપુત્ર થઇ શકે."

બે૦ નં૦ ૩ સફે ૩૩:—"એક ધનપુત્ર ચાલીસ જણનો ધનપુત્ર તરીકે થઇ શકે."

દા૦ દી૦ પુ૦ ૫૬. ફ૦ ૧–૭..."પુછયું છે કે 'સતરપણા'માં કોણ ઘટે અને કોણ નહીં ઘટે ?—જવાબ એ કે એક મરદ કે જે ઉમરે પુગેલો, ભલી દીનનો, નેક ધંધો કરનારો, હુસ્યાર, શાહાનશાહનો બંદો, (યાને પોતાનાં રાજકર્તાની વફાદાર રૈયત) ફરજંદની ઉમેદનો (એટલે કે નામરદ નહીં હોય એવો) અને નામરગરજાન (એટલે પાપકરમી નહીં હોય એવો) 'સતર'નાં ઓહ્દાને ઘટતો છે, અથવા જોકે તે શખ્સે 'સતર'નાં ઓહ્દા માથે લીધા હોય તોપણ તે ધણી બીજા 'સતર'નાં ઓહ્દાને લાયક છે. અને પુરતી ઉમરની ઓરત તથા બચ્ચું એકજ 'સતર'નાં ઓહ્દાને લાયક છે. જો એક કુટુંબમાં તે 'સતર' હોય તો બીજા 'સતર'નાં ઓહ્દાને તે (ઓરત અથવા બચ્ચું) ઘટે નહીં, મરદ (એકથી વધારે 'સતર'નાં ઓહ્દાને) ઘટે."

ટે૦ ન૦ મે૦ ર૦ નં૦ ૧ સફે ૮૯:—"સવાલ—ત્રણ ભાઈઓ હોય અને કોઈનીબી ઓરત કે ફરજંદ નહીં હોય અને એવું થાય કે ત્રણે જણાં સાથે ગુજરી જાય તો તેઓનાં 'સતર' આપવાનો શું હોકમ છે ?—જવાબ—વડા ભાઇનો 'સતર' ઠરાવવો તો તેથી પેલા બે ભાઈઓનોબી તે 'સતર' થાય છે."

૩૩૨, પતેત પશેમાની, કરદો ૧૦ મો:—'સતર' તોડવાનો ગુનાહ."

૧૮. કેટલાએકોનાં મત પ્રમાણે સ્ત્રી 'સતર' થઇ શકે નહીં.[333]

૧૯. બીજાઓનાં મત પ્રમાણે સ્ત્રી 'સતર' થઇ શકે પણ તે એવી શર્તે કે 'સતર' થવા પછી તે ખાવંદ કરે અને જો બેટો પેદા થાય તો પેલા મરનારના 'સતર' તરીકે તેને ઠરાવે.[334]

૨૦. કેટલાએકોનું મત છે કે કોઇ શખ્સ પોતાને મોહડે કબૂલ કરે કે હું ખુશીથી ફલાનાનો 'સતર' છું તો તે કબૂલ રાખવામાં આવતું નથી. દીનનાં આગેવાનોજેને 'સતર' તરીકે કબૂલ રાખે તેજ 'સતર' કહેવાય.[335]

૨૧. 'સતર' વિષે અને મરનારની અસ્કયામતની વેહેંચણી વિષે 'દાદસ્તાને દીની' વગેરે બીજી ચોપડીઓમાં ઘણાંએક લખાણો[336] મલે છે.

દા૦ દી૦ પુ૦ ૫૯:—"પુછ્યું છે કે (સતર) નહીં ઠરાવવાથી શું ગુનાહ છે?—જવાબ એ કે જો તે (ગુજરનાર) જરતોસ્તી નહીં હોય (યાને વટલી ગયલો હોય) તો તેની તમામ મતા "અશોદાદ" (યાને ભલાઓને લગતી સખાવત) તરીકે આપી દે તો તે છુટભરેલું છે. તે (વટલી ગયલા)ને વાસ્તે કોઇ 'સતર' નહીં કરે તો તેમાં તેનાં ભલાં ખેશીઓ બેગુનાહ છે. પણ જો તે કે જે ગુજરેલાનો 'સતર' કરવાનું કામ માથે લે અથવા (મરનાર) નાં 'સતર' નો ઓધ્ધો 'સતર' થવામાં કબૂલ રાખ્યો હોય (યાને પોતે 'સતર' થવાનું કબૂલ કીધું હોય) અને 'સતર' થવાને સારૂ નાણું લીધું હોય તે છતાં તે 'સતર' કરી આપનાર જો તે 'સતર' મુકરર કરવાનું કામ બજા નહીં લાવે અને વંશનાં મુલને ખરાબ કરીને તેનાં "નામગ્રહણ" નાખી દે (યાને 'સતર' તરીકે મરનારની સાથે નામ નહીં લેવડાવે અને તેનાં નામલેણાંને ગુમ કરે) અને મતાને બીગાડે તથા "સતર શેકનસ્ની" નો ગુનાહ કરે તો તે નાફરમાનીને લીધે તે શખ્સને મરગરજાન કહેલો છે. (તોપણ) એ ગુનાહ ઉપરથી તેને કતલ કરવાને ફરમાવ્યું નથી."

૩૩૩. પે૦ સ૦ બુ૦ સફે ૯; ખ૦ કા૦ ૨૦ સફે ૪૭૪:—"એક બાબત એ છે કે જેઓની ઓરત 'ચુગર' (નાતરેની) હોય અને તેણીને (આગલે ઘરનું) ફરજંદ થયું હોય તે જો બેટો હોય અને તેને બેટા તરીકે કબૂલ રાખે તો સારૂં છે. પણ જો બેટી હોય તો કાંઇ ફાયદો નથી; કેમકે ઘટારત પાલક વિષે 'હોસ્પારમ' નુસ્કના ચૌદમાં કરદામાં દસ્તુરોનો ફતવો એવો છે કે 'મારો બેટો તે તારો બેટો' (એમ કરવું એટલે કે પાલક કરી આપવો) તે ઘટતું છે; પણ 'મારી બેટી તે તારી બેટી' (એમ કરવું એટલે કે દીકરીને પાલક કરી આપવી) તે ઘટતું નથી.—(ઘણાંએકો એવા છે કે જેઓ વિચારીને પાલક નથી ઠરાવતા. એમ જાણે છે કે અમોને નાતરેની બેરીનું લાવેલું ફરજંદ છે તેજ બેટા તરીકે કબૂલ છે (?)"

૩૩૪. બે૦ નં૦ ૩ સફે ૩૩; ખ૦ કા૦ ૨૦ સફે ૧૫૮:—"માણસના પુલગુજારને સારૂ નર જાતીનું ફરજંદ હોય તો બેહતર છે. જો તે નહીં હોય તો બેટી અથવા પરણી ઓરત હોય તો તેથીબી પુલગુજાર થાય. પણ તે ઓરતે જરૂર ખાવંદ કરવો અને જો બેટો આવે તો આગલા ખાવંદને આપવો. જો તે ઓરત (બેટો જણ્યા વગર) મરણ પામે તો એક 'સતર' કરવો. જો તે ઓરત જીવતી હોય અને ખાવંદ નહીં કરે તો તે ગુનેહગાર થાય. તેનાં ખેશાવંદોને ઘટે છે કે તે (મરનાર) ને 'સતર' કરી આપવો."

ખ૦ કા૦ ૨૦ સફે ૧૬૧:—"નાતરેની ઓરત બીજો ખાવંદ કરતાં ઉમરે નહાની હોય તો (મરનાર ખાવંદના 'સતર' તરીકે) રવા છે."

૩૩૫. બે૦ નં૦ ૧ સફે ૭૯; ટે૦ ન૦ મે૦ રા૦ સફે ૪૦; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૦૨:—"એ ધર્મપુત્ર દસ્તુરોએ ઠરાવવો ઘટે છે. તેથી તે રવાન છુટકારો પામે છે નહીં તો છુટકારો પામતું નથી. જો કોઇ પોતાને મોહડે કહે કે હું ધર્મપુત્ર છેઉં તો તે કબૂલ કરવામાં આવતું નથી."

૩૩૬. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૩; બે૦ ન૦ ૨ સફે ૧૯; ખ૦ કા૦ ૨૦ સફે

તે સઘળાંની નેમ 'સતર' વગર મરનારનો છુટક થતો નથી એવું જણાવવા કરતાં તેનો સેલસેલો ચાલુ રાખવાની, તેની ઉતર ક્રિયા અને રોજગાર કરાવાની, અને કુટુંબનો બંદોબશ્ત રાખવાની વધારે માલમ પડે છે.

## બેટા અથવા ધર્મપુત્ર વગર બહેશ્ત નહીં મલે.

બેટા અથવા ધર્મપુત્ર વગર બહેશ્ત નહીં મલે એમ માનવા અથવા મનાવવામાં અસલમાં શું ભેદ છે તે અમે પુરતો સમજી શકતા નથી. તોપણુ અમારી નાકેશ અકલ પ્રમાણે કાંઇએક સમજણુ આપવાની અત્રે કોશેશ કર્યે છેએ. ઉપર નોટ ૨૮૬ માં હાદોખ્ત યશ્તમાં અવસ્તાનો તરજુમો અમે આપ્યો છે તેમાં કહ્યું છે કે ગુજરેલાંના રવાનને બહેશ્તમાં એવું

---

૧૬૦:—"કોઇ ભલી દીનનાને ફરજંદ નહીં હોય તે મરણુ પામે; એક ભલી દીનનાંને 'સતર' કરી આપ્યો હોય તેબી મરણ પામે તો (તેની મીરાશનું શું કરવું)? જવાબ—જ્યારે કે પેહલો ધનપુત્ર ગુજરી ગયલો છે તો જીવતાં ધર્મપુત્રને મીરાશ પોંહોચે."

જુ૦ મો૦ ૨૦ સફે ૮૮; બ૦ કા૦ ૨૦ સફે ૧૬૨:—"સવાલ—દસ્તુર બેહદીનનો 'સતર' થઇ શકે? અને તે (થવા છતાં) દસ્તુરી કરી શકે? જવાબ—જો તે સગો હોય, અને ચોંપવાલો, નેક ખસલતનો, અને પેલી જેહાનપર નજર રાખનારો હોય તો તે (બેહદીનનો 'સતર' થવા છતાં દસ્તુરીબી કરવાને) ઘટે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૧૮; બે૦ નં૦ ૨ સફે ૧૧:—"સવાલ—નાવર થયલો છોકરો બેહદીનનો ધર્મપુત્ર થઈ શકે કે નહીં?—જવાબ—નાવર થયલા છોકરાને બેહદીનનો ધર્મપુત્ર કરવો રવા છે અને વલી તે હેરબદીનો ધંધોબી કરી શકે."

જુ૦ મો૦ ૨૦ સફે ૧૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૬૨; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૧; દ૦ સો૦ ૨૦ મુ૦ રી૦ નં૦ ૧ સફે ૧૧; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૭૪; નં૦ ૧૮ સફે ૬ તથા નં૦ ૨૧ સફે ૬:—"જો કોઇનો છોકરો મરણ પામે તો બીજા કોઇને દીલ ચાહે તેમ છોકરો કરી લેવો અને બેટાનો માલ (તેની?) પરણી ઓરતને આપવો."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૦ સફે ૮૨ તથા નં૦ ૨૧ સફે ૧૪ તથા ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૨ તથા પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નાં૦ ૧૮ સફે ૧૪ તથા જુ૦ મો૦ ૨૦ સફે ૨૬:—"માય અને બાપ બંધે મરી ગયલાં એવાં બે છોકરાં હોય, તેઓનાં સગાં નહીં હોય. જો કોઇને ફરજંદ નહીં હોય અને એક છોકરાને ફરજંદ તરીકે કરી લે તો તે દીનની સાહે ઘટારત છે."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૨ તથા ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૪; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૧૦૯ તથા ૨૨૫; બ૦ કા૦ ૨૦ સફે ૧૬૦:—"સવાલ—કોઈ શખ્સ ગુજરી જાય તેને બે બેટી હોય, બેટો નહીં હોય અને કરી લીધેલો બેટોબી નહીં હોય, "પાદશાહ જન" (પરણેલી ઓરત) બી હૈયાત નહીં હોય, બરાબરીઓ ભાઇબી નહીં હોય, અને તેની દોલત હોય, તો તે દોલતની વહેંચણી કેમ કરવી? અને ધર્મપુત્ર કેમ ઠરાવવો?—જવાબ—જો દોલત છે તો તેને એક ધનપુત્ર કરી આપવો (અને તેટલા સારુ) જેટલી દોલત તેને આપવાનો કાએદો હોય તેટલી તેને માટે અનામત જુદી રાખવી, અને બીજી દોલત કે જે રહેલી છે તેમાંથી ત્રણુ હીસ્સા કરીને એક હીસ્સો આતશખાનામાં (ધર્મ ખાતે) આપવો, અને ત્યાર પછી જે રહે તેના બે સરખા ભાગ કરીને એકેક ભાગ એક એક છોકરીને આપવો. અને તે એક બેટી જે પેહલાં પરણી જાય તેણીએ પેલી બીજી જે ઘરમાં રહે તેની રજા લેઇને પરણવું, અને પેલી બીજી જે પાછળથી પરણે તેણીને "અયોકજન" તરીકે ખાવંદને આપવી, અને તેણીનાં બાપનાં ધર્મપુત્રનો હક તેણીના ખાવંદને આપવો જોઇએ."

કહેવામાં આવે છે કે તારી પુઠે બીજાઓ અહુરમજદની આરાધનાં વગેરે કરશે તેનો મતલબ કદાચ એવી સમજવામાં આવી હોય કે મરનારની પુઠે ચોક્કસ ક્રિયાઓ કરવાની ફરજ છે, કે જે નહીં કરાય તો રવાનને તે વગર ચાલે નહીં તે ઉપરથી એક જણે તે ક્રિયાઓ કરવાનું માંથે લેવું જોઇએ એવી અગત જણાઇ હોય તેથી પુત્ર અથવા દત્તપુત્ર જે કે તે ક્રિયા કરે તે અવશ્ય થઇ પડયા હોય અને ગોયા તે વગર મરનારનું રવાન પુલગુજારજ નહીં થાય એવો વિચાર ચાલુ થયો હોય.

## ઉઠમણું

ઉપર આપણે કહ્યું છે કે 'સતર'ની બાબત અવસ્તામાં કેઠે મલી નથી. અને 'સતર' ઠરાવવાની મીજલસ અને ક્રિયા અવસ્તાનાં વખ્તમાં થતી હતી કે નહીં તે વિષે ખાત્રીથી કહેવાને કાંઇ મજબુત આધાર નથી. તોપણ મરનારની અસ્કીયામત તેનાં વધારે ખરા હકદાર અથવા હકદારોને કાયદા પ્રમાણે મલે, તેનો સેલસેલો ચાલુ રહે, અને તેનાં ફરોહરને લગતી ચોક્કસ ઉત્તર ક્રિયા થાય, એટલા માટે 'સતર' ઠરાવવાનું કામ કાયદાસર અનજુમનની તથા દીનનાં પેશવાઓની હજુરમાં થાય, અને મરનારની તરફથી તેનો ઇનસાફ થવાની અગાઉ તેનાં લાગતાંવલગતાંઓ તેની તરફથી પતેત કરે અને તેનાં પુનને ખાતર સવાબ અને દાન-ધર્મ કરે કે જેનો ફાયદો તેનાં કામોનો હીસાબ થતી વખ્તે તેને મલે, અને એ ટાંકણે મરનારનાં રવાનની આતુર્તાભરેલી હાલત ઉપર વિચાર કરીને તે ઉપરથી જીવતાંઓ બોધ લે અથવા તેઓને બોધ કરવામાં આવે, ઇત્યાદિ હેતુઓથી ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં એક ચોક્કસ મીજલસ અને તેમાં કરવાની એક ચોક્કસ ક્રિયા ઠરાવી છે જેને આપણે 'ઉઠમણું' કરી કહીયે છેયે.

ઉઠમણામાં જે ક્રિયા થાય છે તે ક્રિયા એટલીજ છે કે મરનારનાં ઘરમાં જે ઉપર કહેલી મરનારની ફરજીઆતની ઉજીરન ગેહની ન્યાયશ પઢવાની તે ઉઠમણાની મીજલસમાં પઢવામાં આવે છે. ત્યારપછી કેટલાએકો સરોશ યશ્તે હાદોખ્ત પઢે છે જે સરોશની સ્તૂતિ છે તેથી એ વખ્તને તદન છાજતી અને રવાનને હીંમત આપનારી અને ફાયદાકારક છે. બીજાઓ માત્ર ઉજીરન ગેહજ પઢે છે. ત્યારપછી મરનારની નયતે પતેત પઢવામાં આવે છે. એ પતેત પઢવા વિષે કેટલાંએક પાજંદ ભણતરોમાં[૩૩૭] અને કેટલીએક કેતાબોમાં લખાણો મલે છે.[૩૩૮] એક રવાયતમાં લખે છે કે મરનારનાં પેહલા અને બીજા દિવસની ઉજીરન ગેહમાં તેની નયતે

૩૩૭. પતેત પશેમાંની કરદો ૧૩:—"મારા ગુજરવા પછી મારી નયતે પતેત કરે."

૩૩૮. ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૧૮; બે૦ નં૦ ૨ સફે ૧૯૮:—"ત્રીજે દહાડે પાછલા પહોરે સાંજ પડવા અગાઉ (?) ગુજરેલાને ઘરે પતેત પઢયે છેયે."

પતેત નહીં પઢવી પણ ત્રીજે દહાડે ખાસ તે પતેત પઢવાને માટેજ ઉઠમણાની મીજલસ કરી તે ત્યાં પઢવી.[૩૩૯] એક રવાયતમાં રાત્રે અઇવિસ્રુથ્રેમ ગેહમાં પતેત પઢવાનું લખે છે.[૩૪૦] પણ અમે ધાર્યે છૈયે કે એ માત્ર લખનારની ભુલ છે. ઉજીરનને બદલે અઇવિસ્રુથ્રેમ લખાયું છે. એ ઉઠમણાંની ખાસ પતેતમાં કેટલાએકો મરનારનું નામ લે છે અને કેટલાએકો નથી લેતા. એ પતેતની સાથેજ એક મોબદ એક પાજંદ ભાષામાં પછવાડેથી જોડેલી નીરંગ જેને 'નીરંગે બુએ દાદન' અથવા 'ધુપ નીરંગ' કરી કહે છે તે કેટલાંએક ફુલો તથા ખુશબોઇઓની ઉપર પઢે છે. જો જોડાંની ક્રિયા થઇ હોય તો બે જણા સાથે ભણે છે. એ નીરંગ એ વખ્તને તદન છાજતી છે. તેમાં પ્રથમ ગુજરનારનાં રવાનને માટે સરોશની મદદ માંગવામાં આવે છે અને તે રવાન તેની મેહર દાવરની દરગાહમાં થવાની તપાસમાં ફતેહમંદ ઉતરીને પાર પડે તેની દોઆ ચાહવામાં આવે છે અને બહેશ્તમાં દાખલ થતી વખ્તે તેને રોશની તથા ખુશબોદાર પવન ચીનવત પુલ પસાર કરતાં મલે તેનાં નમુનાં તરીકે ખુશબોદાર ફુલો અને બીજી સુગંધો અને ગોલાબ વગેરે નમુનાં અને નિશાન તરીકે મુકવામાં આવે છે અને આગલા પોર્યોદકેશીઓ અને નબાનજદીશ્તો તથા નેક, પાક, અશો અને પરાક્રમી માણસોનાં બેહેશ્તી રવાનો અને એજમતી ફરોહરો તેને એસ્તેકબાલ લેવા આવે તેઓની યાદ કરવામાં આવે છે, અને એ ભણતર પુરૂં કરતાં જીવતાંઓની મીજલસને દોઆને રૂપે બોધ કરવામાં આવે છે કે અંતે એક દહાડે સર્વેને મરનારની માફકજ પોતાનાં કતુકોનો હીસાબ મેહર દાવરની હજુરમાં આપવો છે. તેમાં દરએક જણ ફતેહમંદીથી પાર પડે અને રવાનનો મોક્ષ મેલવે તેનો ઉપાય એકજ છે. તે એ કે માજદયસ્ની દીનનું જ્ઞાન મેલવવું અને તે પ્રમાણે ચાલવું, એટલામાટે પઢનાર સર્વેને સૂચના કરવા અને યાદ આપવા સારૂં દોઆ માંગે છે કે ભલી માજદયસ્ની દીનનાં જ્ઞાનનો ફેલાવો પૃથ્વીના બધા ખંડોમાં પ્રસિદ્ધ થાઓ! દીનની પૂછપરછ સૂસ્ત હોય તે ઘણી થાઓ! દીનના ફરમાનોનું કબુલ થવું થાઓ! બદદીની, ગુનેહગારી, અને કાફેરીનું જોર તુટો! જેઓ ભલી દીનમાં નહીં હોય તેઓ તેમાં સામેલ થાઓ! અને જો તેઓ જાણીજોઇને રાસ્ત રાહપર નહીં આવે તો તેઓ મેહર દાવરની નજદીક જલદીથી ઘટતા

---

૩૩૯. બે૦ નં૦ ૩ સફે ૨૯:—"ઉજીરન ગેહમાંબી પતેત કરવી નહીં જોઇએ પણ ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં પતેત કરવી રવા છે."

જુ૦ મો૦ ૨૦ સફે ૬૬; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૫૬; ૯૬:—"છેલ્લે દહાડે તેની જગે પતેત કરવી."

૩૪૦. ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯:—"તેજ ત્રીજે દહાડે રાતે અઇવિસ્રુથ્રેમ ગેહમાં ગુજરેલાને ઘરે જઇને પતેત કરવી."

**બદલાને પામશે. એ મતલબનું પઢાઇ રહેવા[૩૪૧] પછી મરનારનાં 'સતર' (ધર્મ સંબંધી વારસ)ને અથવા કોઇ બીજા સગાંને દસ્તુરની તરફથી ચોક્કસ બોલો પઢાવવામાં આવે છે જેમાં મરનારની નયતે ચોક્કસ ભણતર અને ક્રિયાઓ કરવાનું પઢનાર પોતાને માથે લે છે.[૩૪૨] એ ભણાવવા વિષેનું**

---

૩૪૧. એ નીરંગના પાછલા ભાગનો અર્થ અમારી નાકેશ સમજ મુજબ નીચે ટાંકયે છૈયે:-“સાતે ખંડના તમામ ભલાંઓ તમામ સવાબોમાં સામેલ થાઓ! જેને આએ ગેહ અને રોજની સરદારી છે (એટલે આજના રોજનો અને ગેહનો મવકકલ ફરેસ્તો) તે પોતે ફત્તેહમંદ થાઓ! રવાનનું નેક કૈવત પામવું અને સારાં બક્ષીદાનોની ભેટો, સારાં રાજ્યો, અને ભલી માજદયસ્નની દીનના કાયદાઓની વાકેફગારીનો ફેલાવો પ્રસિદ્ધ થાઓ! એ પ્રમાણે પૃથ્વીનાં સાતે ખંડોમાં થાઓ! (દીનની) પરપૂછ નહીં હોય તે ઘણી પરપુછ થાઓ! ફરમાનોનું કબૂલ કરવું થાઓ! જાદુ. ગુનેહગારી, બુંડાઇ, દેવપરસ્તી અને કાફેરી અરકત થાઓ! એમ થાઓ! જેઓ મ્યજદ નહીં કરનારા અને આપણી ભલી માજ્દયસ્નની દીનને......આપનારા છે તેઓ આપણી ભલી માજદયસ્નની દીનમાં આવો! જો તેઓ નહીં આવે તો બોહળાં જંગલોની વઢીક ચોકસી રાખનારો બુર્જોર્ગ અપક્ષપાત ન્યાયાધીશ મેહર યજદ તેઓને જલદીથી આગલ પોહોંચો!”

૩૪૨. દસ્તુરની તરફથી મરનારનાં વારેસને અથવા ફરજ માથે લેનારને જે કાંઇ પઢાવવામાં આવે છે તેને શ્રી ભરૂચમાં 'અનવર' (અહુનવર=યથા અહૂ વઇર્યો) કરી કહેવામાં આવે છે. શ્રી નવસારી વગેરે બીજી જગાઓમાં તેને 'સોજ' કરી કહે છે. આ પાછલાં નામની ઉત્પત્તિની અમોને કાંઇ ખબર નથી.-એ પઢાવવાનું જુદાં જુદાં પંથકોવાલાઓ ચોક્કસ ફેરફારે પઢાવે છે અને દરેક જણ તેની સમજબી આપી શકે છે, એ પઢાવેલા શબ્દોનો અર્થ અમે નીચે પ્રમાણે સમજયે છૈયે:—

(ભરૂચની રીતે):-“(જો ફકટ એકલાં મરનારનીજ ફરજ હોય તો પઢાવનાર કહે છે કે) એક લાખ એક હજાર તેત્રીસ (અથવા માત્ર એક હજાર અથવા પઢનાર જે સંખ્યા કહે તે) યથા અહૂ વઇર્યો અને દસ દરૂન (ફલાના)ની નયતે ગેતીને લગતા (અશો મરદો) અને મીનોને લગતા (યજદો) ભલાંઓને આપવાની ભેટોમાંની ભેટનું કબૂલ કરે છે? (જોર=پذیری). (પઢનાર કહે છે કે) ગેતીને લગતાં અને મીનોને લગતાં ભલાંઓને કરવાની ભેટોમાંની ભેટ આ સર્વે એકઠા મલેલા (અથવા લાગતાવલગતા) ભલાઓની હજુરમાં જે ગણત્રી થયલી તું ફરમાવે છે તે ગેતીને લગતા અને મીનોને લગતા ભલાઓની ભેટ હું કરશ.” (વાર ૩ પઢવું)-(જો જોડાંની ફરજ હોય તો એજ પ્રમાણે બીજીવાર જોડાંનાં નામથી).

(નવસારીની રીતે):-“(જો ફકટ એકલા મરનારનીજ ફરજ હોય તો) એક લાખ પચીસ સો યથા અહૂ વઇર્યો અને ચોવીસ દરૂન, ઇત્યાદિ.” (જો જોડાંની ફરજ હોય તો એજ પ્રમાણે બીજીવાર).

(સુરતની રીતે):-“(જો ફકટ એકલા મરનારનીજ ફરજ હોય તો) પચાસ (અથવા પાનસો) અહુનવર (અથવા તો એક લાખ પચાસ અહુનવર) ચોવીસ દરૂન, ઈત્યાદિ.” (જો જોડાંની ફરજ હોય તો એજ પ્રમાણે બીજીવાર).

(અંકલેશ્વરની રીતે):-“(જો એકલા મરનારનીજ ફરજ હોય તો) એક લાખ તેત્રીસ (અથવા પઢનાર જે સંખ્યા કહે તે) અહુનવર, ચાર દરૂન, ઇત્યાદિ.” (જો જોડાંની ફરજ હોય તો એજ પ્રમાણે બીજીવાર).

આ કબૂલાત પ્રમાણે વર્ષ એકની મુદતમાં ઉપર કહેલી યથા અહૂ વઇર્યો અશો ફરોહરોની ખસ્નુમનથી પઢવામાં આવે છે.

દશ દરૂન વિષે ભરૂચવાલા કેટલાએકો એવી સમજ આપે છે કે 'તરસે અસ્તોદાન'ની ૩ યજશને અને

કાંઇબી 'લખાણુ અસુને કોઇ કેતાબમાંથી જડયું' નથી અને હાલમાં કેટલે-એક ઠેકાણે એ ભણુવાનો ચાલ કમ થતો જાય છે. જો કોઇ પઢવા આવે

---

૩) વંદીદાદ અને ચાહરમની બામદાદે ઇંજવાની ચાર બાજો મલીને જુમલે દસ ટાંકણાંની આરાધનાની કબૂલાત સમજવી. બીજાઓ કહે છે કે દરએક ટાંકણે (જેઓની વીગત આગલ આવશે) અશો ફરોહરોની બાજનાં ચાર દરૂન અને સરોશની બાજના છ દરૂન મલીને જુમલે દસ દરૂન જેની ચાશણી તેને ઇંજનાર અથોરનાન કરે છે તે વિષેની એ કબૂલાત સમજવી. એજ પ્રમાણે ધારવામેલે અંકલેશ્વરવાલાઓ માત્ર અશોફરોહરોની બાજનાજ માત્ર ચાર દરૂનની અથવા ચાહરમની બામદાદે ઇંજાવાની ચાર બાજોની એ કબૂલાત સમજતા લાગે છે.

ચોવીસ દરૂન વિષે કેટલાએકોની તરફથી સમજ આપવામાં આવે છે કે ચાહરમની બામદાદે પ્રથમ સરોશની બાજ એક ધારવી તેનાં દરૂન છ, અને ત્યાર પછી રશ્ને આસ્તાદની બાજના દરૂન ચાર, 'વાએ વેહ' ની બાજના ચાર, સરોશની બાજના છ, અને અરદાફ્રવશની બાજના ચાર, મલીને જુમલે ચોવીસ દરૂન, એ પ્રમાણે એ એકજ ટાંકણે ઇંજાવાની ફરજ બજાવવાનું ભણાવવામાં આવે છે. બીજાઓ એ ચોવીસ દરૂનની સમજ એમ આપે છે કે સરોશની ઇજશનેનાં ૩ અને સરોશના વંદીદાદનાં ૩ એ પ્રમાણે 'તરસે અસ્તોદાન' નાં જુમલે ૬), અને મજકુર ચાહરમની ચાર બાજોનાં ઉપર કહેલી વીગતે ૧૮) મલીને જુમલે ૨૪) દરૂનની એ કબૂલાત ભણાવવામાં આવે છે.

આ સમજણ આપનારાઓ 'દરૂન'નો અર્થ એક ચોકસ વગર ખમીરની ઘઉંની રોટલી કરી સમજે છે અને ચાહરમ એટલે ચોથો દહાડો શરૂ થવાની અગાઉ તે ચોવીસ દરૂન ઇંજાઇ રહે છે એમ સમજે છે.

બીજાઓ 'દરૂન' નો અર્થ ચોકસ ટાંકણેનું ઇંજનું કરી સમજે છે (કે જે પ્રમાણેબી એ શબ્દનો અર્થ થઇ શકે છે). તેઓએ ચોવીસ દરૂન એટલે મરનારની સરોશની પેહલી ક્રિયાની પછવાડે બીજી ક્રિયા કરવાનાં ચોવીસ ટાંકણાંની સમજણ આ પ્રમાણે આપે છે:—એક દહાડો ચાહરમની ક્રિયા, એક દહાડો દસમાંની ક્રિયા, એક દહાડો માસીસાપર પેહલે દહાડે કરવાની ક્રિયા, એક દહાડો વર્ષીપર પેહલે દહાડે કરવાની ક્રિયા, પહેલાં વર્ષમાં બાર મહીનાનાં બાર રોજગાર કરવાની ક્રિયા, પહેલાં વર્ષમાં છ ગાહમ્બારપર છ દહાડા કરવાની ક્રિયા, પેહલાં વર્ષમાં એક ફર્વર્દીઆન જશનપર એક દહાડો કરવાની ક્રિયા, રપીથવનને દહાડે એક દહાડો કરવાની ક્રિયા; જુમલે ચોવીસ ટાંકણે કરવાના ચોવીસ 'દરૂન' એટલે ચોવીસ ક્રિયા.

અંકલેશ્વરમાં માત્ર ચાર દરૂનજ પઢાવે છે તે ચાહરમની બામદાદે ધરવાની ચાર બાજો (રશ્ને-આસ્તાદ, મીનોરાંમ, સરોશ, અને અરદાફ્રવશ) નીજ માત્ર કબૂલાત છે.

વલી 'અનવર' અથવા 'સોજ'માં યથા અહૂ વઇર્યોની ઠરાવેલી સંખ્યા પઢાવાનો રેવાજ આજે છે તે વિષે કેટલાએકોને મોહોડેથી અમે સાંભલ્યું છે કે આગલા વખતમાં એમ ચોકસ સંખ્યા પઢાવતા નહી હતા પણ ઉઠમણાની મીજલસમાં જેટલાં માણસો હાજર હોય તેમાંનો દરએક જણ પોતાને ગમે તેટલી યથા અહૂ વઇર્યોની સંખ્યા મરનારની નયતે પઢવાનું જાહેર કરતો હતો તે સર્વ યથા અહૂ વઇર્યોનો સરવાલો લેઇને તેટલી સંખ્યા પેલો દસ્તુર ભણાવતો હતો અને ઘણું કરીને મીજલસમાંનું દરએક જણ પોતે માથે લીધેલી યથા અહૂ વઇર્યોની સંખ્યા તેજ જગોએ પઢીને ઘેર જતું હતું.

એક ઇરાની દોસ્તને ઉઠમણાં વિષે પુછતાં તેણે જણાવ્યું કે હાલમાં ઇરાનના જરતોસ્તીઓમાં ઉઠમણું કરવાનો રેવાજ છે, અને પાયદસ્તની, કે ઉઠમણાની અને ત્રીજે દહાડે પાછલી રાત્રે કીધેલાં ઉઠમણાની મીજલસોમાં જેમ મરદો તેમજ ઓરતોબી હાજર થાય છે. તેઓ મરનારનાં રવાનને પોતાની તરફથી સવાબોની ભેટ કરવા એકઠાં મલે છે, અને દરએક જણ જે પોતાને આવડે તે અવસ્તા, જેવા કે ન્યાયશો, યશ્તો, પતેતો, યથા અહૂ વઇર્યો, વગેરે મરનારની નયતે પોતાને ગમે તેટલું પઢે છે. પછી તે સર્વે ભણતરનો સરવાલો એક ચોકસ માણસને તેઓ જાહેર કરે છે. તે માણસ તે બધાંનો સરવાલો લઇને તે મીજલસમાં બુલંદ આવાજે જાહેર કરે છે કે

છે તો દસ્તુર સાહેબો પઢાવે છે નહીં તો તે વિષે કોઇપર ફરજ પાડવામાં આવતી નથી. ઘણું કરીને કોઇને પેટનો છોકરો નહીં હોય અને બીજાને દત્તપુત્ર કરી આપવામાં આવે ત્યારે તેને પઢાવવાની જરૂર સમજવામાં આવે છે. એ પછી ધુપ નીરંગ પઢાયલાં ફુલો સર્વેને વેંહચવામાં આવે છે. સેવટે મરનારનાં પુન્યને ખાતર જે કાંઇ દાન-ધર્મ કરવું હોય છે. તે તેનાં લાગતાંવલગતાંઓ તરફથી કરવામાં તથા ખાપોકારથી જાહેર કરીને તનદરૂસ્તી ભણાવવામાં આવે છે. ત્યાર પછી મીજલસ બરખાસ્ત થાય છે.

એ પાછલાં પોહરનાં ઉઠમણાંની આખી ક્રિયા રવાનને માટે ફરમાવેલી ક્રિયાઓમાંની એક ક્રિયા તરીકે ઘણીખરી કેતાબોમાં ઉપલી વિગત પ્રમાણે ફરમાવેલી મલતી નથી. ફકટ એકજ કેતાબ પેહલવી 'વજર કર્દ દીની'માં બગાન યશ્ત નામના એક ગુમ થયલા નુસ્કને નામે એક અવસ્તાનો અશુદ્ધ ફકરો ટાંકીને જણાવેલી મલે છે.[૩૪૩] તેમાં ઉઠમણાંનું અથવા તેમાં થતી ક્રિયાનું નામ અવસ્તા ભાષામાં 'બુજીઆનેમ્' (છૂટકારો ?) કરી લખેલું છે. એ સિવાય એ મીજલસ અથવા એની ક્રિયાનું નામ પેહલવી, પાજન્દ કે ફારસી ભાષામાં મલતું નથી. વલી તેમાં કાંઇ પાવ ક્રિયા કે દરૂન કે મ્યજદ કે અવસ્તાના કોઇ કરદા જેવુંબી કાંઇ નથી; તોપણ એ ક્રિયાની નેમ ઘણું કરીને એજ છે કે મરનારનો આત્મા જે હમેશ લગી આ દુન્યાથી છુટો પડીને પેલી દુન્યામાં જવાનો છે તેનો તે છેલ્લોજ આ દુન્યામાં રહેવાનો દહાડો છે તેથી તેની છેલ્લી મુલાકાતે જવું અને પોતાથી બની આવે તેવાં પુન્યની તેને ભેટ કરવી અને તેની તરફથી પતેત કરીને

---

"અમુક સંખ્યાના ન્યાયશો, યસ્તો, યથા અહૂ વઇર્યો. વગેરે મરનારનાં રવાનની મદદ તરીકે સવાબ કીધો છે તે મરનાર ફલાન બીને ફલાનને પોંહોંચો ! અને એકનો દસગણો, દસનો સોગણો, સોનો હજારગણો, હજારનો દસ હજારગણો, એ પ્રમાણે મેહર દાવર, સરોશ યજદ, અને રશ્ને રાસ્ત, અને આસ્તાદ યજદ તેનો બદલો મરનારને આપો ! તેનો ગુનાહ ફીટીને સવાબ વધો ! ગુનાહનું ઝાડ સુકાઇને સવાબનું ઝાડ લીલું થાઓ ! ગુનાહ ઘટો, અને સવાબ વધો ! દોજખનો રસ્તો બંધ થઇને બહેસ્તનો રસ્તો ખુલ્લો થાઓ ! એ પ્રમાણે ફલાના બીન ફલાનાની નયતે પોંહોંચો !" ઈરાનમાં ધુપ નીરંગ પઢવાનો ચાલ નથી અને સોજ પઢાવવામાં આવતો નથી. પણ દરએક ટકે પેહલા ત્રણ દહાડામાં મરનારનાં લાગતાંવલગતાંઓ, મરદો તેમજ ઓરતો, મરનારની નયતે પુન્ય કરીને તેને મદદ થવા માટે તે ભેટ આપે છે. અને તેનો છુટકારો ચાહવાની દોઆઓ કરે છે.

૩૪૩. પે૦ વ૦ દી૦ સફે ૧૫૭:--"અને ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં દસ્તુરો, દાવરો, અને તેનાં ખેશાવંદોએ તે રવાનને માટે નેક ખાહેશથી મીજલસ કરવી. અને જે કાંઈ કે દીનની ફરજ હોય જેવીકે ધનપુત્ર કરવો, અથવા તે મરનારની વસીઅત બજા લાવવી, ઇત્યાદિ. તે વિષે વધારે કોશેશમંદ થવું. જેમકે બગાન યસ્તના અવસ્તાથી જાહેર છે કે 'જો પંદર વર્ષનો મરદ મરણ પામે તો ત્રીજે દહાડે ઉજીરન ગેહમાં તેનાં રવાનને 'બુજીઆનેમ્' અનજુમન એકઠી મલે. જો તે છોકરા વગરનો હોય તો છોકરો આપે. અને તે મુએલાં માણસની સઘલી માલમીલકત તેનાં ફરજંદને પોંહોંચે. ન્યાયશ કીધા પછી ખુશબો લગાડે."

તે રેહમતના ખાવંદ પાસેથી તેની ઉપર દયા અને માફી ચાહવી, અને તેનીથી છેલ્લી વાર છુટા પડતી વખ્તે આપણેબી એજ પ્રમાણે એક દહાડે આ દુન્યા છોડી જવી છે તેથી તે વખ્તે જે કાંઇ કામ આવે તે નેકીનો તોશો સંગ્રહ કરવાનો બોધ લેવો અને ઠરાવ કરવો. એ પ્રમાણે ઉઠમણાંના મેલાવડા અને ક્રિયાની મતલબ ઘણી સારી છે અને જે કોઇ તેને સમજે તેને તે ઘણી અસરકારક થઇ પડે. એ ઉપરાંત વલી એ મેલાવડો અને એ ક્રિયા ખાસ કરીને મરનારની પછી તેની અસ્કયામતના હકદાર વારેસને જાહેર રીતે કબૂલ રાખવાની એક અનજુમન તરીકે છે, અને એ અનજુમનમાં મરનારનું જાહેર ફરજંદ હોય તો તે ફરજંદને જાહેર રીતે જણાવવું, અને અગર પેટનું ફરજંદ નહીં હોય તો તેનાં ઠરાવેલા વારસને જાહેર રીતે જણાવવો, તે એ મેલાવડાની મૂખ્ય મતલબ છે. હાલમાં બધે ઠેકાણે ઉઠમણાંઓમાં દસ્તૂરો એ વિષે પૂછપરછ કરીને જાહેર રીતે તે જણાવતા જોવામાં આવતા નથી. પણ આગલા વખ્તમાં ઘણેખરે ઠેકાણે એમ કરવામાં આવતું હતું એવું કેટલાએક બુજોર્ગ મોબદોના કહેવાથી માલૂમ પડે છે અને હજુબી કોઇ કોઇ ઠેકાણે ચોક્કસાઇથી તે વિષેની પૂછપરછ થાય છે.

જોકે એ ક્રિયાની મૂખ્ય મતલબ એટલીજ છે કે મરનારનાં લાગતાંવલગતાંઓએ સવાબ અને દાન-પુન્ય કરીને મરનારનું રવાન જેનો આવતી સહવારે ઇનસાફ થવાનો છે તેને તે ભેટ આપવું કે તેનાં સવાબોનાં હીસાબમાં તે કામ આવે અને તેની ઉપર ખોદાતાલાની તરફથી દયા ઉતરે તે વિષેની દોઆ માગવી; તોપણ એ ક્રિયામાં જીવતાંઓના ફાયદાનુંબી કાંઇએક તત્વ ઉમેરી શકાય એવું છે. જો એ તકનો લાભ લેઇને દીનનાં પેશવાઓ અથવા બીજા લાયક ધણીઓ તરફથી જીંદગીની નાપાયદારી વિષે અને અંતે એક દહાડે સર્વેને પોતાનાં કર્તુકોનો હીસાબ આપવાનો છે તે વિષે અને આત્માનાં તારણ વિષે વગેરે, એવીજ બીજી બાબતો વિષે, ત્યાં મલેલી મીજલસને અસરકારક વાએજ કરીને બોધ કરવામાં આવે તો મરનારનાં મરણની યાદ તાજી હોવાને લીધે જીવતાંઓ ઉપર બેશક ઘણી સારી અસર થયા વગર નહીં રહે, અને જેઓને એ મીજલસમાં જવું માત્ર એક વખ્ત ખોહવાનું લાગે છે તેઓબી તેને ફાયદાકારક તરીકે કબૂલ રાખે.

૨. ચાહરમ, દસમું, માસીસો, અને વર્ષીની ક્રિયા.

ઉપર જણાવ્યા પ્રમાણે ગુજરનારનાં રવાન અથવા આત્માનો શી રીતે ઇનસાફ થઇને તેને ઘટતી જગા મલે છે તે બાબત અવસ્તામાંથી મલે છે. એ કામ ત્રણ દહાડામાં પુરૂં થાય છે. એટલો વખ્ત રવાન આ ગેતી દુન્યામાં રહે છે. તેની પાસબાની, અને દીલાસાને ખાતર અને પાછલા વિચાર પ્રમાણે તેને ભેટ આપવાને ખાતર જે જે કાંઇ કરવાનું છે તેની

વિગત ઉપર આવી છે. એ ઉપરાંત તે મરનારને ખાતર તેની પછવાડે જીવતાંઓએ કયે કયે ટાંકણે શું શું ક્રિયાઓ કરવી જોઇએ તે વિષે અવસ્તામાં કોઇબી જગાએ ખુલ્લું લખાણ મલતું નથી. પણ પાજંદ ભણતરોમાં અને તેજ પ્રમાણે બીજી પાછલી કેતાબોમાં ચાહરમ, દસમું, માસીસો અને વર્ષી, એવા ચાર ચોક્કસ દહાડા પેહલાં વર્ષમાં મરનારની નયતે કેટલીએક ક્રિયા કરવાનાં ગણીને[344] એ ચાર ટાંકણે મરનારની નયતે ચોક્કસ ક્રિયાઓ કરવાનું જોવામાં આવે છે. તે ક્રિયાઓ અને તેઓની મતલબ નીચે પ્રમાણે છે:—

## ચાહરમની બામદાદ.

ચાહરમ એટલે ચોથો (દિવસ). આપણા લોકોની આજની રીતની ગણત્રી પ્રમાણે હાવન ગેહની શરૂઆતથી તેજ દહાડાનાં ઉશહેન ગેહની આખેરી થાય ત્યાં લગીનાં ૨૪ કલાકમાં ગમે તે વખ્તે કોઇ જરતોશ્તી ગુજરી જાય તોબી જાણે કે તે હાવન શરૂ થતાંજ ગુજરી ગયું હોય તેમ ગણીને ત્યારથી ૭૨ કલાક ગુજરવા પછી ૭૩ માં કલાકથી મરનારનું ચહારમ ગણાય છે, અને ૯૬ મે કલાકે ચાહરમ પુરૂં થયલું ગણાય છે, અને એ દિવસની બામદાદને 'ચાહરમની બામદાદ' કરી કહે છે.

## ચાહરમની ચાર બાજો.

ઉપલી રીતે ગણતાં ૭૩ મો કલાક અથવા ચાહરમની બામદાદ શરૂ થવાની આગમજ જે ઉશહેન ગેહ આવે છે તે ગેહમા કેટલીએક કેતાબોમાં[345] ત્રણ અને કેટલીએકમાં ચાર બાજો ઇંજવાનું લખે છે.[346]

---

૩૪૪. આફ્રીગાનનો દીબાચો:—"ગયોમરદથી તે સોશ્યોશ લગીનાં તમામ અશો ફ્રરોહરોની ચાહરમ, દસમું, માસીસો અને વર્ષીપર હાં એકસરખી રીતે યાદ થાઓ."

સ્પીગલ પેહલવી વંદીદાદ સફે ૧૧૦, ૧૧૧ ઇત્યાદિ.

૩૪૫. સ્પી૦ પે૦ વં૦ ૮ ફ૦ ૬૪ ની શરેહ સફે ૧૧૧:—"તે (મરનાર)ને માટે ત્રીજી ઉશહેન ગેહમાં ત્રણ બાજો ઇંજવી. એક રશ્ને આસ્તાદની, એક 'વાએ વેહ'ની, અને એક અરદાફ્રૂવશાની."

સદ દરે નસર બાબ ૮૫:—"ચાહરમની રાતે ત્રણ બાજ ઇંજવી જોઇએ. એક રશ્ને આસ્તાદની ખશ્નુમનથી, એક મીનો રામની ખશ્નુમનથી અને ત્રીજી અરદાફ્રૂવશાની ખશ્નુમનથી."

બ૦ કા૦ ૨૦ સફે ૩૩, ૧૧૦;—અને ચાહરમની રાતે ત્રણ બાજો ઇંજવી. એક રશ્ને આસ્તાદની ખશ્નુમનથી, એક 'વાએવેહ'ની ખશ્નુમનથી, અને એક અરદાફ્રૂવશાની ખશ્નુમનથી.

પે૦ સ૦ બુ૦ સફે ૩૪:—"જયારે ત્રણ વાર "હમાદીન" ( [સરોશની] આખી આરાધના) ઇંજાઇ રહે ત્યારપછી ત્રીજી રાતની હોશબામપર ત્રણ બાજો ઇજવી. એક રશ્ન આસ્તાદની, બીજી 'વાએવેહ'ની અને ત્રીજી અરદાફ્રૂશની."

૩૪૬. ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૦; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩:—"અને ઉશહેનને વખ્તે ચાર બાજો ઈંજવામા આવે છે. પેહલી રશ્ને આસ્તાદની ખશ્નુમનથી, બીજી 'વાએ વેહ'ની ખશ્નુમથી કે જેને દીનની ભાષામાં 'વાયેવેહ' કહે છે, ત્રીજી સરોશ અશોની ખશ્નુમનથી અને ચોથી અશોફરોહરની ખશ્નુમનથી અને સુગંધીઓ, મેવા, પનીર, અને હર તરેહની સારી ચીજો ઇંજવામાં આવે છે."

તે બાજો આ પ્રમાણે છે:—

| ત્રણ બાજો. | ચાર બાજો. |
| --- | --- |
| ૧. રશ્ને—આશ્તાદની. | ૧. રશ્ને—આશ્તાદની. |
| ૨. 'વાએ વેહ' (ફાયદેમંદ હવા અથવા રામ યજદ)ની. | ૨. 'વાએ વેહ' ની. |
| | ૩. સરોશ યજદની. |
| ૩. અરદાફ્રવશની. | ૪. અરદાફ્રવશની. |

એ બાજો ધરવાની મતલબ કેટલીએક કેતાબોમાં આ પ્રમાણે જણાવેલી છે. રશ્ને—આશ્તાદની બાજ ધરવાની મતલબ એ કે રશ્ને અને આશ્તાદ તે રવાનનાં આ જેહાનનાં કામોનો હીસાબ લે છે. 'વાએ વેહ' નામનાં ફરેસ્તાની આરાધના કરવાનું કારણ એ કે "વાએ વતર" (અથવા "નાએ વતર") એટલે નુકસાનકારક હવા જે રવાનને ઇંજા પોંહોંચાડે છે તેનો તે અટકાવ કરે છે. સરોશ યજદની આરાધના કરવાનું કારણ એ કે ઉપર કહ્યું છે તેમ સરોશ યજદ છેક રવાનનો ઇનસાફ પુરો થઇને તેની છેલ્લી જગા મલે ત્યાં સુધી તેને સહાય કરીને તેની બરદાસ્ત લે છે અને જો તેનાં કર્તુકોનું તોલ કરતાં, પુન કરતાં પાપ સેહેજેક જણાય કે જેની સજા પુલપરજ થઇ શકે એવું હોય તો તે વિષે રવાનની તરફથી દાદાર અહુરમજદ પાસેથી માંગી લઇને તેજ જગે તે સજા ગુજારીને તે રવાનને દોજખનો ભયંકાર દેખાવ જોવાથી બચાવી લે છે.[347] અને અશો ફરોહરોની આરાધના એટલા વાસ્તે કે તેઓથીબી રવાનને મદદ મલે છે.[348]

---

પે૦ વ૦ દી૦ સદે ૧૨:—"એક બાબદ એ છે કે ગોઝદાસ્રગર જે રવાનનો સરોશ ઇંજે. તેજ શખ્સને ઘટે છે કે ત્રીજી રાતે અશોદાદનાં કપડાં સાથે ચાર બાજ ઇંજે. જો 'આતરવખ્શી' હોય તો બાજ મુકીને ઈંજે પછી ફરીથી બીજીવાર, એટલેકે બીજી મરતબે બાજ લે."

સદે ૧૫૮:—"તે પછી ઉશહેન ગેહમાં ચાર બાજ ઇંજવી. એક રશ્ને—આસતાદની, બીજી 'વાએ વેહ'ની, ત્રીજી સરોશની અને ચોથી અરદાફ્રવશની."

જુ૦ મો૦ ૨૦ સફે ૬૬; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯, ૫૬, ૬૬:—ત્રીજી રાતની ઉશહેન ગેહમાં ચાર બાજો ઇંજવી. એક 'વાએ વેહ'ની, એક રશ્ને—આસ્તાદની, એક સરોશની અને એક અરદાફરોહરની."

૩૪૭. બે૦ નં૦ ૧ સફે ૬૭:—"ચીનવદ પુલ ઉપર રશ્ને યજદ તે રવાનનો હીસાબ લે ત્યારે જો વધારે ગુનાહ હોય તો અહુરમજદથી તે (સરોશ) માંગી લે છે કે ચીનવદ પુલ ઉપર તેની સજા થાય. એ રીતે તેને દોજખથી બચાવે છે."

૩૪૮. દા૦ દી૦ પુ૦ ૨૯:—"પુછ્યું છે કે ગુજરેલાંની ત્રીજી રાતે હોશબામને વખ્તે જુદી જુદી ખશ્નુમનોથી ત્રણ બાજો ઇંજવાની મતલબ શું છે?—જવાબ એ કે એક બાજ કે જેના ખશ્નુમન રશ્ને—આસ્તાદની છે તે હોશબામ તથા ઉશહેન ગેહની ખુશ્નીદી તરીકે છે. તેથી આસતાદ યજદની ખશ્નુમનમાં ઉશહેન ગેહનાં આશ્તાદની સાથે "ગરોઇબ—ઉશીદરેનાહે" પઢવું નહી. એક ખશ્નુમન જે વખ્તે કે હીસાબ લેવામાં આવે છે તે વખતનાં 'ખોરેહ ખુદા' (નુરનાં સાહેબ વડા ઉપરી)ની (યાને સરોશ યજદની ઇંજવામાં આવે છે). રવાનો ઉશહેનમાં હોશબામને વખ્તે જ્યારે કે હીસાબ આપવા તરફ પોંહોંચે છે ત્યારે તેઓનો હોશબામનાં વખત ઉપર ગુજર કરાવનાર તેઓ છે. અને એક 'બાજ' કે જે "વાએ વેહ" (વાએ યજદ અથવા રામ યજદ)ની ખશ્નુમનથી

## ચાહરમનો શીયાવ.

વલી જોકે અવસ્તામાં એ વિષેનું પાધરૂં ફરમાન જોવામાં આવતું નથી તોપણ કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે કે ઉપલી છેલ્લી અર્દાફ્રવશની બાજ ઇજતી વખતે એક પોશાકની જોડી તેની આગળ મુકવી.[349] તે પોશાક વિષે કેટલાએકો કહે છે કે જેમ બને તેમ વધારે કીમતી પોશાક મુકવો.[350] કેટલાએકો કહે છે કે તે સફેદ રૂનોજ હોવો જોઇએ.[351]

---

ઇંજવામાં આવે છે તે એટલા માટે કે જે પ્રમાણે "વાએ બદ" ('વાએ વેહ'નો હરીફ દેવ) આજાર દેનાર અને મારનાર છે તેમજ "વાએ વેહ" કે જે "વાએ બદ" નો હરીફ અને તેની સાથે લડનાર છે તે તેને જાનને આજાર દેવાનાં કામથી આજેજ કરનાર છે અને તે બાજ (ઇંજવા)ને લીધે જાનની પાસબાની કરવાનું કામ માંથે લેનાર થાય છે."

૩૪૯. સ્પીગલ પેહલવી વં૦ ૮ ફ૦ ૬૪ ની શરેહ સફે ૧૧૦:—"કાંઇ એક 'નીરમદ' (ઙ્રહેગ એ ઙ્રહેગનો બગડેલો આકાર છે ?) (બદલો='જામે અશોદાદ'=અશોને આપવાનાં કપડાં) અરદાફ્રવશની બાજ આગલ મુકવું. જો રવાનને માટે કાંઇ ચીજ સખાવતમાં આપવા ચાહે તો તે ચીજ તે દરૂનની આગલ હાજર કરવી."

પે૦ સ૦ બુ૦ સફે ૩૪:—"અને અરદાફ્રવશની બાજ ઇંજતાં કપડાં આગલ મુકવાં."

ઇહો૦ ર૦ સવાલ ર૭:—ગુજરેલાંઓને વાસ્તે 'જામે અશોદાદ' (શીયાવ) કેટલા ઇંજાવવાની દીનની ફરજ છે? વર્ષો લગી કેટલા શીયાવ ઇંજાવવા જોઇએ ? ચાહરમનો શીયાવ બસ છે કે નહીં ? હીંદુસ્તાનમાં જેને મવસર હોય છે તે હમેશાં ગુજરેલાંને વાસ્તે શીયાવ ઇંજાવે છે. તેનો હુકમ લખવો.—જવાબ—ગુજરેલાંની પછવાડે ચાહરમનો શીયાવ ઇંજાવવાની જરૂર છે; કે તેથી તે રવાનને ઘણી ખુશી છે. એ શીયાવ ઇંજાવવામાં કોઈ રીતે ઢીલ કરવી નહીં જોઇએ. એ શીયાવ ઉપરાંત દર વર્ષ અને દર મહીને કોઇ બેહદીન શીયાવ ઇંજાવે તો તે સારૂં છે અને જો નહીં ઇંજાવે તો તેની કાંઈ સજા નથી, અને તેથી રવાનને કાંઇ દુઃખ અને મુસ્કેલી નથી."

બ૦ કા૦ ર૦ સફે ૧૧૦; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૧૮:—"જાણવું કે ગુજરેલાંઓની નયતે 'જામએ અશોદાદ' (શીયાવ) ઇંજાવવા વાજેબ છે. પેહલું ચાહરમની બામદાદે, બીજું માસીસાપર, ત્રીજું વર્ષીપર."

બ૦ કા૦ ર૦ સફે ૩૩:—"અને કપડાં અને બીજી અશોને આપવાની ચીજ તે (અરદાફ્રવશની) બાજ સાથે ઇંજવાં, અને કપડાં નવાં હોવાં જોઇએ. અને તે બધાં જોઇએ, પાઘડી, સુદ્રેહ, કુસ્તી, જામો, સુરવાલ, પદાન, મોજાં સુધાં."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૯:—"અરદાફ્રવશની બાજ સાથે ચોખ્ખાં, ધોયલાં, નવાં કપડાં મુકવાં. બાજની આગલ મેવા, મછી, પનીર, અને બીજી ચીજોબી મુકવી. અશો ફરોહરોની ખશ્નુમને બાજ ઇંજવી. 'ગોશોદો' (ગોસ્ત અથવા ઘી) મરઘીનાં ઇંડાંબી મુકવાં."

જુ૦ મો૦ ર૦ સફે ૬૭:—"અને કપડાં, મેવા, પનીર, અને બીજું સઘલું એ (અરદાફ્રવશની) બાજ આગલ મુકવું."

૩૫૦. પે૦ વ૦ દી૦ સફે ૧૫૮:—"ઘણાં સરસ કપડાં સાથે ઇંજવું."

૩૫૧. બ૦ કા૦ ર૦ સફે ૧૪૩, બે૦ નં૦ ૨, સફે ૧૪:—"અમારી તરફ (ઇરાનમાં) ચાહરમની બામદાદનાં દરૂન સાથે રૂનાં કપડાંનો શીયાવ ઇજયે છૈયે. (રેશમ અથવા બીજી કોઇબી જાતનો નહીં); કારણકે તે જમીનમાંથી ઉગે છે અને પાણીથી પરવરેશ પામે છે તેથી બીજી જાતનાં કપડાં કરતાં વધારે બુજોર્ગ છે."

કેટલાએકો કહે છે કે તે કપડાં સીવેલાં તૈયારજ જોઇએ.[૩૫૨] કેટલાએકો કહે છે કે કપડાંની સાથે એક વાસણ અને મેવા, દુધના પદાર્થો મછી, ઇંડાં, વગેરેબી ઇંજાવવું.[૩૫૩] એ કપડાંને 'જામ એ અશોદાદ', (અશોને આપેલાં કપડાં અથવા અશોને આપવાનાં કપડાં) કરી કહે છે.[૩૫૪] એ કપડાં ઇંજાઇ રહ્યા પછી કેટલાએકો કહે છે કે તે અથોરનાનોનેજ આપવાં કેમકે અથોરનાનોજ રવાનનું કામ કરે છે. બીજાઓ કહે છે કે જે શખ્સ ઘણોજ અશો (એટલે કે સાચી રાહે ચાલનારો અને પુરો દીનદાર) હોય અને ઘણો ગરીબ હોવાથી તે લેવાને હકદાર હોય તેનેજ તે સખાવત કરવાં. પછી તે શખ્સ અથોરનાન હોય કે નહીં હોય.[૩૫૫] જે ધણીને ચાહરમનાં શીઆવનું દાન કરવામાં આવે તેણે તેને કેમ વાપડવાં તે વિષે એક કેતાબમાં લખે છે કે જો તે કપડાં રંગાવાની તેની મરજી હોય તો પેહલે આઠ કે દસ દહાડા તેને રંગાવ્યા વગર

---

૩૫૨. સદ દરે નસર, બાબ ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"કોશેશ કરવી કે તે કપડાં સીવેલાં હોય."

૩૫૩. ઈઠો૦ સવાલ ૧૮ મો:—"અને તે બાજ ઇંજતી વખતે ધાતુનું એક વાસણ ઇંજાવવું જોઇએ."

બ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯:—'અને અશો ફરોહરોની ખસ્નુમનથી બાજ ઇંજે ત્યારે વાસણો મુકવાં અને 'ગોશોદા' (ગોસ્ત અથવા ઘી) અને મરઘીનાં ઇંડાં મુકવાં."

સફે ૯૬:—"અને કપડાં અને મેવા, પનીર, અને દુધના પદાર્થો અને મછી અને ઇંડાં એ બાજ ધરતી વખ્તે આગલ મુકવાં."

૩૫૪. સદ દરે નસર બાબ ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"અને તે કપડાંને 'અશોદાદ' કહે છે."

૩૫૫. સદ દરે નસર બાબ ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"જ્યારે ઇંજાઇ રહે ત્યારે હેર્બદો અને દસ્તુરોને આપવો કેમકે તેઓને માટે તે 'અશોદાદ' છે અને તેઓએજ તે રાખવાં સજાવર છે. કેમકે સર્વે રવાનો તેઓને વધારે નજદીક છે."

ઇઠો૦ સવાલ ૨૧ મો:—"ચાહરમની બામદાદે ગુજરેલાંની અશોદાદનું કપડું ઇંજાય છે. તેનો ઇંજાવનાર બેહદીન બેકાર હોય, ગરીબ, મીસકીન હોય, અને જો તે પોતે પેહડે તો તે ઘટારત છે કે નહીં? જરૂર કરીને તે મોબેદોનેજ આપવો જોઇએ? અને બેહદીને નહીં પેહડવો જોઇએ? બીજું હીંદુસ્તાનમાં કેટલાએક મોબેદો છે કે જેઓ મોબેદીનું કામ કાંઈ જાણતા નથી, નાવર થયા પછી માથું અને દહાડી બોડાવી નાંખે છે, અને પોતે બીજા ધંધામાં મસગુલ થાય છે, તોપણ જુલમથી જજીઆની માફક કાંઇબી છુટું રાખ્યા વગર બેહદીનો પાસેથી સઘળા શીયાવ લે છે. એટલામાટે એ વિષેની હકીકત મેહરબાની કરીને લખી જણાવવી કે એ કપડું કોણને આપવું વાજેબ છે?—જવાબ—'**જામે એ અશોદાદ**' (શીયાવનું કપડું) કોઈબી **અશો** મરદને આપવું રવા છે. જો ગુજરનારનો કોઈ સગો તે લેવાને લાયક હોય તો પારકાંઓને આપવા કરતાં તેને આપવું ઘણું વાજબી છે. જો એક મોબેદ સાચ્ચી કરણીનો નહીં હોય, આરાધનાની જગામાં આરાધનાનું કામ નહીં કરતો હોય તો તે કપડું તેને આપવું ઘટારત નથી. દીનની રાહે તે લેવાને લાયક નથી. માટે કોઇ બીજા દસ્તુરને આપવું ઘટારત છે. જે પ્રમાણે વાજબી અને ઘટતું છે તેમ અમે લખ્યું છે. જે મોબેદ મોબેદીનો ધંધો નહીં કરતો હોય તો તે તેના રસ્તાથી બાહેર છે. બેહદીનો પાસેથી જો અશોદાદનું કપડું લે તો તે કામ ઇનસાફથી ઉલટું અને મરગરજાન છે. જ્યારે એ કપડાંનું નામ અશોને આપવાનું કપડું ('જામે એ અશોદાદ') છે ત્યારે ઘટારત છે કે તે અશો મરદનેજ આપવું. જે મરદ અશો નહીં હોય તેને વસ્ત્ર આપવાનું પેગમબરે ફરમાવ્યું નથી."

પહેરવાં ત્યાર પછી ગમે તો રંગાવીને પહેરવાં.[૩૫૬] એક કેતાબમાં લખે છે કે એ ચાહરમનો શીયાવ ઇંજાવવાનાં મતલબ એ છે કે રવાનનો ઇનસાફ થવા પછી જો તે બહેસ્તમાં જાય છે તો તેને ત્યાં એક ઘણોજ ઉમદા પોશાક બક્ષવામાં આવે છે (જુઓ અરદાફ્રવશની આફ્રીન).[૩૫૭] તે જો આ જેહાનમાં એ શીયાવ ઇંજાવ્યો હોય તોજ મલે છે.[૩૫૮] નહીં તો ત્યાં રવાનને શરમથી ઉઘાડું રહેવું પડે છે. (પણ અમે ધાર્યે છૈયે કે મજકુર આબરૂનો સરપાવ બક્ષવાની નીશાન તરીકે એ શીયાવ ઇંજાવવાનું કહ્યું છે અને જેને તે આબરૂ નહીં મલે તે જેમ એક ઉઘાડું (વસ્ત્ર વિનાનું) માણસ બીજાથી શરમાય તેમ તેને નીચું જોવું પડે છે. એવાં લાક્ષણીક વચનને શબ્દસઃ સમજવાથી એ ભુલભરેલો વિચાર ચાલુ થયો છે). બીજી એક કેતાબમાં કહે છે કે જેવો શીયાવ ઉતરતી અથવા ચહડતી કીમતનો આ જેહાનમાં ઇંજાવવામાં આવે તે પ્રમાણે ઉતરતો અથવા ચહડતો પોશાક પેલી જેહાનમાં તે રવાનને બક્ષવામાં આવે છે. જો શીયાવ ઇંજાવ્યો નહીં હોય તો રવાનને ત્યાં પોશાક મલતો નથી તેથી તે ઉઘાડું રહે છે અને તેને બીજા રવાનો આગલ ઘણી શરમ લાગે છે[૩૫૯] (!) એ સઘલું પછવાડેનાં જમાનાની પેહલવી, પાજંદ અને

---

૩૫૬. બે૦ નં૦ ૩. સફે ૩૧:—"ગુજરેલાંની નયતે જે 'જામે એ અશોદાદ' ઇંજેલાં હોય તે જો રંગાવવા હોય તો જરૂર છે કે આઠ અથવા દસ દહાડા તે કપડાં આંગમાં પહેરવા પછી રંગાવવાં."

૩૫૭, અરદા ફ્રવશની આફ્રીનઃ—"બહમન અમશાસ્પંદ ઉઠીને સુનેરી અને કીનખાબનું અને સુનેરી ભરતભરેલું વસ્ત્ર તે બહેસ્તી રવાનને આપો !"

૩૫૮. બે૦ નં૦ ૧. સફે ૬૮:—"અને દરૂન સાથે કપડાં ઇંજાવે છે તેને બદલે પેલી જેહાનમાં સુનેરી અથવા રૂપેરી કીનખાબનો પોશાક તેને મલે છે."

૩૫૯. સદ દરે નસર, બાબ ૮૫; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"કપડાં અશોને આપવાની હરેક ચીજ તે રવાનને માટે ઇંજવી, કપડાં નવાં જોઈએ તમામ તરેહનાં જોઈએ. જેમકે પાઘડી, પેહરણ (સુદરેહ), નીમો (દગલીરૂખો જામો), કુસ્તી, લેંગો, પસંદીલ (રૂમાલ ?) (મંદીલ=પાઘડી ?) અને પદાન. કેમકે મીનોઈ જેહાનમાં સઘલાં તેવાંજ કપડાં તે રવાનને આપવામાં આવે. વાસ્તે જેટલો વધારે સરસ પોશાક મુકયો હોય તેટલો પેલી જેહાનમા રવાનનો દબદબો વધારે થાય છે. કેમકે જે બાપદાદા અને માય મમાઇઓ અને તમામ આપણાં ખેશાવંદો તે જગાએ છે તેઓ આ દુન્યાથી ગયલાં રવાનને અને એક બીજાને ઓલખે છે અને પુછપરછ કરે છે. વાસ્તે જેનાં કપડાં અને દબદબો વધારે હોય છે તેઓ વધારે ખુશી થાય છે. પણ જો કપડાં જુનાં અને ફાટેલાં હોય છે તો શરમીંદાં અને દલગીર થાય છે."

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૨; બે૦ નં૦ ૨ સફે ૧૭:—"ભલી દીનમાં જાહેર છે કે જે કોઈ 'જામે એ અશોદાદ' (ચાહરમનો શીયાવ) નહીં ઇંજે, ચાહરમની રાતે 'જામે એ અશોદાદ' નહીં આપે, અશોદાદ એટલે કે દસ્તુરને, તો તે શખ્સનું રવાન આખેરતમાં 'રસ્તાખેજ તનપસીન' લગી નાગું રહે."

બે૦ નં૦ ૧ સફે ૭૫; રે૦ નં૦ મે૦ ૨૦ સફે ૩૨; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯૮; બ૦ કા૦ ૨૦ સફે ૩૩:—"અને ચાહરમની રાતે દરૂન સાથે કપડાં ઇંજાવવાનું કારણ એ કે ગુજરનારનું રવાન

ફારસી કેતાબોમાં લખેલું મલે છે, પણ અવસ્તામાં ખુલ્લી રીતે ચાહરમનાં શીયાવ વિષે કાંઇ લખેલું મલતું નથી. તોપણ અવસ્તાનાં જમાનામાં દાન કરવાની ચીજોમાં ગોસ્પંદી ખોરાક અને કપડાંબી વપડાતાં હતાં અને ફરોહરોને માટે તે ઇંજાવવામાં આવતાં હતાં (ફર્વર્દીન યસ્ત ફ૦ ૫૦) અને ધર્મગુરૂઓને સખાવત તરીકે આપવામાં આવતાં હતાં (વં૦ ૪. ફ૦ ૪૬) તેના ઇશારા મલે છે ખરા. એ વિષે 'ચાહરમની ક્રિયાની સંભવિત ઉત્પત્તિ' એવાં મથાલાંવાળી બાબતમાં આગળ કેટલોએક ખોલાસો આવશે.

## ચાહરમને દહાડે ગોસ્પંદ હલાલ કરવા વિષે તથા લસણ અને સદાબનો વધાર કરવા વિષે.

કેટલીએક કેતાબોમાં લખે છે કે ચાહરમને દહાડે એક ગોસ્પંદ ધર્મની ક્રિયાથી હલાલ કરીને તેની ચરબી આતશપર ચહડાવવી.[૩૬૦] એ વિષે

---

જયારે તનથી જુદું થાય છે ત્યારે તે ખુલ્લું હોય છે. અને જયારે બીજાં રવાનોની નજદીક પોહોચે છે ત્યારે જેમ આ દુન્યામાં કોઈ આદમી ઉઘાડું હોય અને બીજાં માણસોની નજદીક જાય છે ત્યારે તેને શરમ લાગે છે તેમ તે રવાનને શરમ લાગે છે. વાસ્તે જો ચાહરમની રાતે શીયાવ ઈંજાવ્યં હોય તો જેવાં કપડાં આં ઇંજાવ્યાં હોય તેવાંજ કપડાં મીનો ગાથાઓ તે રવાનને પહેરાવે છે. જો કપડાં રેસમી હોય અથવા સુતરાઉ હોય, નવાં અથવા જુનાં હોય, તો જેવાં ઇંજાવ્યાં હોય તેવાં તેઓને પહેરાવે છે. જો એક હાથ અથવા જો બે હાથ કપડું હોય અથવા જો પેહરણ હોય અથવા જો પાઘડી હોય અથવા સુરવાલ હોય તો તેજ મુજબ પહેરાવે છે. અને ફરક એટલોજ છે કે આં દફન સાથે જે કપડાં ઇંજાવે તેને બદલે પેલી જેહાનમાં સુનેરી અથવા રૂપેરી પોશાક આપવામાં આવે છે. તે કપડાં જુનાં થતાં નથી તથા સડી જતાં નથી અને જો કે આં જે પહેર્યે છૈયે તે તો જુનાં થાય છે. અને આગલા જમાનામાં પાકીજેહ અને જાડાં કપડાંની જોડી ઈંજાવતા હતા અને કહેતા હતા કે આ જેહાનમાં જે કાંઇ આપણે રાખ્યે છૈયે તે થોડા વખતમાં જુનું થાય છે અને કાયમી ધરાવતું નથી પણ પેલી જેહાંનમાં જે કાંઇ આપણે મેલવ્યે છૈયે તે કાયમ રહે છે, વાસ્તે બેહતર છે કે નાપાયદારનાં કરતાં હમેશગીનું મેલવ્યે."

બે૦ ન૦ ૨. સફે ૧૦૫:—" 'જામે એ અશોદાદ' ઈંજતા હોય અને એક અરદાફ્રવશની બાજ રહી હોય અને ગેહ બદલાઇને હાવન ગેહ થાય તો તે કપડાંને બીજી વખત રાતે ઇંજવાં જોઈએ."

૩૬૦. સ્પીગલ પેહલવી વં૦ ૮. ફ૦ ૬૪ ના શરેહ, સફે ૧૧૦:—"તે (મરનાર)ને માટે 'જોર' ચરબ ચહડાવવાને માટે ચોથે દહાડે એક ગોસ્પંદ કરવું કેમકે ત્રીજી રાતે ચોથા દિવસને માટે ગોસ્ત (કરી રાખવું) ઘટે છે."

પે૦ સ૦ બુ૦ સફે ૬:—"એક બાબત એ કે જયારે કોઇબી ગુજરી જાય ત્યારે 'શેદોષ' (ત્રણ દહાડા) પછી તેનાં રોજો (ચાહરમ, દસમું, માસીસો, ઇ૦ ?) કરવા. (તે વખ્તે) એકસરખી રીતે આતશને 'જોર' (ચરબી) આપવી. તે 'જોર' પ્રથમ આતશને ચહડાવવી. કેમકે 'દામદાદ' નુસ્કમાં જાહેર છે કે આદમીઓનો 'બોય' (શરીરાત્મા) જયારે છુટો પડે છે (અથવા આદમીઓનો બંધ જયારે તુટે છે) ત્યારે પ્રથમ જે જગારો આતશ હોય ત્યાં (કુરએ આતશ=પુરાતન જોતિષ પ્રમાણે વાતાવરણની ઉપર અરધી સૂરની ઉપરનો અગ્નિ પ્રદેશ) જાય છે. પછી સતર પાયાપર, પછી મહા પાયાપર, પછી ખુરશેદ પાયાપર જાય છે. વાસ્તે જરૂર છે કે પ્રથમ તે આતશ કે જયાં તે પેહલે ગયો હતો તે વધારે 'જોર' (ચરબ) વાલો થાય."

પે૦ વ૦ દી૦ સફે ૧૫૮:—"અને ચાહરમની બામદાદે 'જોર'ને માટે એક ગોસ્પંદ કાપવું......

અવસ્તામાં કાંઇ ખુલ્લું ફરમાન જોવામાં આવતું નથી. પણ પતેતે આદર-આદના ૧૩ માં કરદામાં "સેદોષ ગેતો ફરીદ ફરમાયએદ" (સરોશની ક્રિયા અને 'ગેતોફરીદ' કરાવે) એવો એક વાકય આવે છે તેમાંના "ગેતોફરીદ" શબ્દ ઉપરથી આ ટાંકણે ગોસ્પંદની કુરબાની કરવાનું અમે ધાર્યે છિયે. તે એમ કે પેહલવીમાં ૭ આવો એક અક્ષર છે જે 'ગે' તેમજ 'સ' કરી વંચાય છે, એ 'સ' ની આગમચથી ૯ 'ઓ' એવો એક અક્ષર નિકલી ગયલો ધાર્યે (કે જેમ કેટલીએક વખતે બને છે; જેમકે ૯૭૫ નું ૭૫ ઇત્યાદિ) તો એ 'ગેતોફરીદ' અથવા 'સતોફરીદ' શબ્દ "ઓસ્તોફરીદ" કરી વંચાય છે, જે શબ્દ અવસ્તાનો 'ઉસેક્રિતિ' શબ્દ છે. 'ઉસેક્રિતિ' ગોસ્પંદ હલાલ કરીને તેના ચોક્કસ ભાગો હોમ યજદની નયતે ધુંજાવવાની એક ક્રીયાનું નામ છે (જુઓ વં૦ ૧૮. ફ૦ ૧૨; યજશને ૧૧. ફ૦ ૨૦; સ્પીગલ. પતેતે આદરબાદ કરદો ૧૦ મો). જો આ અમારો વિચાર ખરો ઠરે તો ચાહરમને ટાંકણે ગોસ્પંદની ચરબી ચહડાવવાનાં પાછલી કેતાબોનાં લખાણોને કાંઇએક ટેકો મલે. નહીં તો ઉપલા 'ગેતોફરીદ' શબ્દને જેમ આજસુધી બધાઓ અર્થ કરતા આવ્યા છે તેમ 'ગેતીખરીદ' નું બગડેલું રૂપ ગણયે તો તેનો અર્થ મરનારની નયતે 'ગેતીખરીદ' કરાવવાનું થાય. એ 'ગેતીખરીદ'

---

અને ગોસ્પંદની ચરબી આતશબેહરામ ઉપર મુકવી. કે તેથી રવાનને ઘણી આસાંની પોહોંચે. અને મીનો આતશનું ખુરેહ અને અરદીબહેસ્ત અમશાસ્પંદ તેની યારી કરે."

પે૦ સ૦ બુ૦ સફે ૩૪:—"ચોથા દહાડાને માટે જો બને તો એક ગોસ્પંદ કાપવું."

બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦, ૧૫૬:—"બીજું જો કોઇ ગુજરી જાય તો જરૂર-બ-જરૂર ચાહરમની બામદાદે ગોસ્પંદ હલાલ કરીને તે ગોસ્પંદની ચરબી આતશબેહરામને ચહડાવવી. કે આદર ખુરેહ ચીનવદ પુલના સર ઉપર હાજર થાય અને તેથી રવાનનું કામ આસાંનીથી ગુજરે."

બે૦ નં૦ ૩ સફે ૪; ૪૫:—"બીજું આતશબેહરામને ચરબ ચહડાવવાનું ગોસ્પંદ નર અથવા હમેલદાર નહીં હોય તેવી માદા રવા છે. તેમાં કાંઇ એબ નહીં જોઇએ. અને એક વર્ષથી ઓછી ઉમરનું નહીં જોઇએ."

બે૦ નં૦ ૩ સફે ૪૫:—"ચાહરમની બામદાદે ગોસ્પંદ હલાલ કરીને તેની ચરબી આતશ-બેહરામને ચહડાવવા દીનમાં ફરમાવ્યું છે. જો આતશબેહરામ નહીં હોય તો નાચારે જ્યારે આફ્રગાન કરે ત્યારે આતશપર મુકવી."

ઇઠો૦ સવાલ ૫૫ મો:—"જો કોઇ ભલી દીનનો પુરૂષ ગુજરી જાય અને તેનું ચાહરમ બહમન, માહ, ગોશ, અથવા રામને દહાડે પડે તો પેલા ગુજરનારની નયતે ગોસ્પંદ હલાલ કરવું ઘટે ? અને તેની ચરબી આતશબેહરામ અથવા આદરીઆંન ઉપર ચહડાવાય ? તે વિષે દીનની રાહે શું હોકમ છે ? બીજું તે ગોસ્ત મજકુર દિવસો ઉપર ખવાય ?—જવાબ—જો ગુજરનારનું ચાહરમ બહમન, માહ, ગોશ, અથવા રામ એ દિવસો ઉપર પડે તો મરનારનો ત્રીજો દિવસ જેની પછીના દિવસે ચાહરમ પડનાર છે તે દહાડે હાવન ગેહમાં ગોસ્પંદ હલાલ કરવું. અને તેની ચરબી આતશ-બેહરામ અથવા આદરીઆનપર ચહડાવવી. 'નાબર' (બહમન, માહ, ગોશ, રામના હમાકારા)નાં દિવસો ઉપર ગોસ્ત ખાવું નહીં જોઇએ એમ પેગમ્બરે મને ફરમાવ્યું છે. જે કાંઇ ગોસ્તનું ખાણું પકાવ્યું હોય તે તેને બીજે દિવસે એટલે મરનારને પાંચમે દિવસે ખાવું."

બાબત આગળ લખવામાં આવશે—કેટલીએક કેતાબોમાં લખે છે કે ચાહરમને દહાડે લસણ અને સદાબનો વઘાર સરકા સાથે કરવો.[૩૬૧] એ વઘાર એ વખ્તે કરવાની મતલબ શું તે કોઇ કેતાબમાં કોઇ ઠેકાણે અમારાં જોવામાં આવી નથી. પણ અમે ધાર્યે છેયે કે સદદર વગેરે કેટલીએક બીજી કેતાબોમાં પાદશાહ જમશેદે કીધેલા ગાહમ્બારનું વર્ણન આવે છે જે વિષે અમે ઉપર દીબાચામાં નોટમાં જણાવેલું છે તેપરથી માલુમ પડે છે કે એ વઘાર કરવાનું જે છે તે તૃપ્તિની નિશાન બતાવે છે, કેમકે તેથી સદાના ભુખ્યા દેવની વટિક તૃપ્તિ થઇ હતી. વલી ઉપર 'મેદીઓજરેમ-રોગન' નામની વસ્તુ એ પ્રસંગે મરનારનું રવાન જો બહેશ્તમાં દાખલ થાય તો તેને દેખાડવામાં આવે છે કે જેથી તેને હમેશની તૃપ્તિ થાય છે એવું ઉપર જણાવેલું છે તે રવાનની હમેશની તૃપ્તિની નિશાન તરીકે આ દુન્યામાં એ વખ્તે એ વઘાર કરવાનું કહ્યું હોય.

### ચાહરમને દહાડે દહમનું આફ્રંગાન કરવા વિષે.

ઉપલી ચાર બાજો, શીયાવ, અને ગોસ્પંદની કુરબાની ઉપરાંત ચાહરમને દહાડે દહમનું આફ્રંગાન કરવાનું કેટલીએક કેતાબોમાં લખ્યું છે તેની મતલબ એક ફારસી રવાયતમાં કહે છે કે તેથી રવાન સેહેલાઇથી ચીનવતપુલ પસાર કરે.[૩૬૨]

### ચાહરમની ક્રિયાની સંભવિત ઉત્પત્તિ—તેની સમજણ, અને એ ટાંકણે જીવતાંઓને કરવાજોગ નસીહત.

આ વાતમાં કંઇ શક નથી કે જરતોશ્તી ધર્મની રૂએ મરનારની ચાહરમની બામદાદનાં સંબંધમાં જરતોશ્તી ધર્મનું એક મોહોટું અને અગત્યનું

---

૩૬૧. બ૦ કા૦ ૨૦ સફે ૪૭૮; બે૦ નં૦ ૧ સફે ૯૫; બે૦ નં૦ ૩ સફે ૭૯; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૩:—"બીજું જ્યારે કોઈ ગુજરી જાય ત્યારે ફરજ છે કે ત્રીજે દહાડે લસન સાથે સદાબનો એક દાણો સરકામાં પકાવવો."

૩૬૨. પે૦ વં૦ દી૦ સફે ૫૫:—"અને દહમાનનું આફ્રંગાન જે ગુજરેલાંઓની ચાહરમની બામદાદે ભણાય છે તેમાં બે અહુનવર ભણવા."

સફે ૧૫૮:—અને દહમાનનું આફ્રંગાન પઢવું."

ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯:—"ચોથે દહાડે જ્યારે સૂર્ય ઉગે ત્યારે દહમાનનું આફ્રંગાન પઢવું. પછી ખુરશેદ મેહરની ન્યાયશ કરવી. પછી તે ઘરમાં જે માણસો બેઠાં હોય તેઓએ રોટી, ગોસ્ત, જે પકાવેલું ખાવાનું હોય તે ખાવું."

પ૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩; બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૦:—"પછી ચોથે દહાડે સહવારે જ્યારે આફતાબ તલુ થાય ત્યારે ગુજરનારનાં ઘરમાં (બે) એક દહમાન પઢવામાં આવે છે."

ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૬; જુ૦ મો૦ ૨૦ સફે ૬૭:—સૂર્ય ઉગતાં એક દહમાન પઢવું."

બે૦ નં૦ ૨. સફે ૧૫:—"ચાહરમને દહાડે દહમાનનું આફ્રંગાન કરતી વખ્તે અમે ત્રણ ફુલ માંડયે છેયે અને એક આફ્રંગાન દહમાનનું પઢવું જોઇએ."

ફરમાન અથવા મત જોડાયલું છે. જરતોશ્તી ધર્મ શિખાડે છે કે માણુસ પોતાની જીંદગીમાં જે સારાં કે નરસાં કર્તુકો કરે છે તે વિષે તેનાં મરણ બાદ ચાહરમની બામદાદે તેના આત્માને કયામત લગીનો સારો કે નરસો બદલો આપવામાં આવે છે. વલી એ ધર્મ શિખાડે છે કે આત્મા જો પાપી હોય તો તેનો છુટકારો કોઇની મદદથી થતો નથી, તે વખ્તે કોઇ તેની યારીએ આવતું નથી અને તેનો ઇનસાફ એવો તો અપક્ષપાત રીતે અને બારીકીથી કરવામાં આવે છે કે તેમાં એક બાલ બરાબર રવાદાસ્તી રાખવામાં આવતી નથી. તે વખ્તે તેને તેના કર્તુકો પ્રમાણેજ બદલો મલે છે. જેનાં કર્તુકો સારાં હોય તેને બહેશ્ત, અને જેનાં કર્તુકો નરસાં હોય તેને દોજખ મલે છે (જુઓ નોટ ૨૮૫ મી). એ ઇનસાફ કરનાર ન્યાયાધીશ મેહર યજદ છે તે તદન અપક્ષપાત છે અને તેને રાજી રાખવાનું કાંઇબી કરવામાં આવતું નથી તે ઘણું વાજબી દીશે છે. મેહર યજદ સિવાય રશ્ને, આશ્તાદ, 'વાએ વેહ' સરોશ, અને અરદાફ્રવશ તે ટાંકણે ત્યાં હાજર રહે છે. તેઓ ચુકાદો આપવામાં કશો ભાગ લેતા નથી. પણ જેમ એક અંજાણ્યા પરદેશી મુસાફરની ખેરખાહીભરેલી રીતે કોઇ બરદાશ્ત લે તેમ તેઓ તે મરનારનાં રવાનની તરફ માયા બતાવે છે અને તેને ઘટતી મદદ આપે છે. તેઓના તે વિષેના ઉપકાર માનવા તરીકે મરનારનાં ખેશીઓ અથવા તેનો 'સતર' (ધર્મ સંબંધી વારેસ) જાણે કે તે મરનારની તરફથીજ તે ફરેસ્તાઓની આરાધના કરીને તેઓનો ઉપકાર માંને છે. અસલ એવા વિચારથી એ ચાર બાજો ઇંજાવવાની ઉત્પત્તિ થવાનો સંભવ લાગે છે.

અથવા એ ચાર બાજો ઇંજાવવાની ઉત્પત્તિનું કારણ એમબી ધારી શકાય છે કે તે વખ્તે અશોનાં રવાનપર જે જે બનાવો બને છે તેની નીશાન આ દુન્યામાંનાં માણુસોને દેખાડવી અને સાથે લાગોજ તે ઉપરથી તેઓને ધડો શિખવવો. રશ્ને આશ્તાદની બાજ ઇંજવાની મતલબ એ કે તેથી જે અદલને કાંતે તેનો રાસ્ત ઇનસાફ તે વખ્તે કરવામાં આવે છે તે દેખાડવું, અને એજ મુજબ સર્વેનો ઇનસાફ એક દહાડે થશે તે વિષે ધડો લેવા શિખવવું. 'વાએ વેહ' ની આરાધના કરવાનું કારણ એ કે ઉપર કહ્યા પ્રમાણે અશોનાં રવાનપર તે વખ્તે ખુશબોદાર પવન વહે છે તે જણાવવું. સરોશની બાજ એટલા માટે કે (જેમ મીનોખેરદ વગેરે કેટલીએક કેતાબોમાં કહે છે અને ઉપર અમે દેખાડયું છે તેમ) સરોશ યજદ અશોનાં રવાનને બહેશ્તમા પોંહોંચાડે છે, અને સરોશ એટલે સાચ્ચી ભક્તિજ મરણ પછી મદદે આવે છે તેની નીશાન દેખાડવી. અરદાફ્રવશની બાજ

---

બ૦ કા૦ ૨૦ સફે ૧૫૮; બે૦ ન૦ ૩ સફે ૩૦; ઇ૦ દા૦ હો૦ સફે ૧૦૧:—"ચાહરમની બામદાદે દહમાનનું આફ્રંગાંન પઢે કે તેથી સેહલાઇથી પુલ પસાર થાય."

એટલા માટે ઇંજવામાં આવે છે કે અવસ્તામાં કહે છે કે અશોનાં રવાનને બીજાં આગલ ગુજરેલાં અશોનાં ફ્રોહરો લેવા આવે છે અને મુબારકબાદી આપે છે (યસ્ત ૨૨ ફ૦ ૧૯) તે બનાવની યાદ આપવી. અને તે વખ્તથી રવાનનો આ ગેતી દુન્યા સાથનો સંબંધ તુટીને તે મીનો દુન્યામાં હમેશનો વાસો કરે છે તેનાં ફરોહરને એક પવિત્ર ફરેસ્તા તરીકે અને પોતાનાં કેટલેએક દરજજે ઓલખીતા અને સંબંધમાં આવેલા એક પવિત્ર આત્મા તરીકે ગણીને તેની પાસબાની અને મોહબત જીવતાં કુટુંબીઓ ઉપર જારી રહે અને તે ફરોહર જીવતાંઓનાં ફરોહરોને પોતાની છુપી મદદ કરતું રહે તે વિષે તેની સાથનો સંબંધ તે વખ્તથી શરૂ કરવો. કેમકે એ વખ્તથીજ મરનારનાં ફરોહરની આરાધના શરૂ થાય છે; એની અગાઉ તેની કશી આરાધના કરવામાં આવતી નથી પણ બધું રવાનના ફાયદાનુંજ કરવામાં આવે છે. રવાનને એ વખ્તે તેની જગા મલી રહેવાથી તેની તરફ તેના ફાયદાને સારૂં જીવતાંઓએ કરવાનાં કામોનો છેડો આવે છે અને એજ વખ્તથી તેનાં ફરોહર તરફ બજાવવાની ફરજોની શરૂઆત થાય છે કે જે ફરજો મરનારના ફાયદા સારૂ નહીં પણ જીવતાંઓની યારીને સારૂં બજાવવાની હોય છે. શીયાવ ઇંજાવવાની મતલબ એ કે અરદાફવશની આફ્રીન નામનાં પાજંદ ભણતરમાં કહે છે કે અશોનાં રવાનને કીમતી કપડાંનો પોશાક આપવામાં આવે છે તેની નીશાન દેખાડવી. એ પ્રમાણે જોતાં એ બાજોની અને તેની આગલ મુકેલી વસ્તુઓની મતલબ તે વખ્તે ઉપલી જેહાનમાં જે બને છે તેની આ જેહાનમાં જીવતાંઓને નિશાન દેખાડવા અને મરનારનાં રવાન તરફની ફરજો પુરી કરીને તેનાં મવક્કલ ફરેસ્તા ફરોહરની તરફ બજાવવાની ફરજોની શરૂઆત કરવાની જણાય છે.

'રશ્નેઆસ્તાદ' ની આરાધના ઉષહેન ગેહમાંજ થઇ શકે છે. (જુઓ યસ્ત ૧૨. ફ૦ ૩ 'થ્રિષ્મ્' શબ્દનો દાકટર સ્પીગલનો અર્થ' તેમજ 'વાએ વેહ' નીબી (જુઓ યસ્ત ૧૫ ફ૦ ૫૪-૫૭) આરાધના એજ ગેહમાં થઇ શકે છે. અને રશ્ને તથા આસ્તાદની આરાધના કરવાનાં "રોગન" (ઘી) માં પકાવેલું ("વરદ્દ" પે૦ ૧૭ ફ૦ ૪;=હલવાન) સાથે વનસ્પતિમાંથી કહાડેલાં તેલોનો ખપ પડતો હતો એવું માલૂમ પડે છે (જુઓ રશ્ને યસ્ત ફ૦ ૩-૭). એ ઉપરથી કદાચ ગોસ્પંદ હલાલ કરવાનું તથા લસન અને સદાબનો વઘાર આપવાનું ઠરાવ્યું હોય. અથવા ગોસ્પંદની કુરબાની અને લસનનો વઘાર કરવાનું જીવતાંઓના ફાયદાને માટે ઠરાવ્યું હોય એવું યજશનેના એક ફકરા ઉપરથી અમોને લાગે છે. તે એમ કે જે ઘરમાં મરણ થાય તે ઘરમાં દરૂજે નસુશની અસરથી થતાં ત્રણ જાતનાં દરદો જે વિષે ઉપર પેહલા ભાગમાં જણાવેલું છે તે મધેનું 'આહિતિ' નામનું દરદ હોમની 'ઉરૌફ્રિતિ'

કરવાથી તે ઘરમાંથી દફે થાય અને તે ઘરમાં રહેનારાંઓને તથા મરનારનાં કુટુંબીઓને આરોગ્યતા રહે.[૩૬૩]

"શીચાવ" શબ્દની ઉત્પત્તિ અમોને માલમ પડતી નથી. ભરૂચનાં જરતોશ્તીઓમાં એ કપડાંને "વાગા" નાં કપડાં કરી કહે છે. "વાગો" એ શબ્દ ગુજરાતી છે અને એનો અર્થ પોશાકની જોડી કરી થાય છે.

શીચાવ ઇંજાવાની મતલબ અરદાફવશની આફ્રીનને આધારે લેતાં મરનારનાં રવાનને બહમન અમશાસ્પંદ પોશાક બક્ષે છે તેની નીશાન તરીકે હોય એમ અમે ઉપર જણાવ્યું છે. કદાચ એની મતલબ એથીબી વધારે ઉંડી હોય એવું અમોને લાગે છે. રશ્ને યશ્તમાં પેલી જેહાંનની જગાઓમાં એક જગાનું નામ "ક્રેષવસ્ત" કહ્યું છે (રશ્ને યશ્ત ફ૦ ૮). એ "ક્રેષવસ્ત" વિષે અમે ઉપર જણાવ્યું છે કે એ અસલ "ક્રેષવસ્ત્ર" કરી છે. એજ 'ક્રેષ' અને 'વસ્ત્ર' શબ્દો અરશીસંગ યશ્તમાં બીજા કરદામાં આવેલા છે (ફ૦ ૧૪). એ "ક્રેષ" ઉપરથી 'કુસ્તી' અને 'વસ્ત્ર' ઉપરથી 'સદરો' શબ્દ નિકળેલા છે. 'ક્રેષ' સંસ્કૃત कक्षा (કમરબંધ)ને મલે છે, તથા 'વસ્ત્ર' સંસ્કૃત वस्त्र (પેહેરણ) ને મલે છે, પેહલવી દાદસ્તાને દીનીમાં (જુઓ પુરશેશ ૩૮. ફ૦ ૨૩-૩૧) કાંઇએક એને મલતું કહે છે કે આસમાંનમાંની એક જગા સુદ્રેહનું પેહરન તથા કુસ્તીનાં બંધને મલતી આવે છે કે જે એક કીલ્લાની માફક આ ગેતી દુન્યાની આસપાસ તેની રક્ષા કરે છે. એ કીલ્લો ગોયા અશોઓનાં ફરોહરોને કિલ્લો છે કે જયાંથી તેઓ તરેહવાર ઘાતોથી આ દુન્યાની રક્ષા કરે છે. તે કિલ્લાના નમુના તરીકે પ્રથમમાં સુદ્રેહ અને કુસ્તી ઇંજાવવા મુકવાનું ઠરાવ્યું હશે અને તે ઉપરથી પછી કપડાંની આખી જોડી ઇંજાવવાનું ચાલ્યું હશે. આવી મતલબ કોઇબી કેતાબમાં કોઇએ જણાવેલી નથી; એ અમારી તરફનીજ છે. તોપણ કાંઇએક એનેજ મલતી રીતે સીરોજામાં મુકાતા જુદી જુદી તરેહનાં સુરજ, ચંદ્ર, ઇત્યાદિ આકારોનાં દરૂનોની મતલબ આપણી દીનની કેતાબોમાં સમજાવેલી છે (જે નીચે આવશે) તે ઉપરથી માલૂમ પડશે કે અમે જે અત્રે સમજણ આપવાની તજવીજ કીધી છે તે તેઓને મલતીજ છે.

---

૩૬૩. યજશને ૧૦. ફ૦ ૭:—"તે ઘરથી એહરેમને કીધેલી 'આહિતિ' (એ નામનું દરદ) એકંદર ટલી જાય છે જયાં તનદરૂસ્તી આપનાર હોમનું સેતાબ 'ઉપાજન' (કુરબાની) કરવામાં આવે છે. અને 'ઉપસ્તૂતિ' (સ્તોત્ર) કરવામાં આવે છે. (પછી) તે ઘર અને કુટુંબમાં ખુલ્લી તનદરૂસ્તી અને આરોગ્યતા થાય છે."

યજશને ૧૦. ફ૦ ૧૩-૧૪:—"નમસ્કાર હોમને! જે ગરીબનું મન કોઇબી મોહોટા દોલતમંદનાં (મનની) બરાબરનું મોહોટું કરે છે. નમસ્કાર હોમને! જે ગરીબનું મન "ઉસનો"માંનાં અતિ વિદ્વાવાનનાં (મનની) બરાબરનું મોહોટું કરે છે. તે પુરૂષને, ઓ સુનેરી હોમ! તું વધારે ડહાપણવાળો અને વધારે જ્ઞાનવાળો કરે છે જે કે સેતાબ ગુજરેલાંનાં (ગુજરેલાંને માટે કીધેલા) ગોસ્પંદ સાથે તારૂં ભક્ષણ કરે છે."

શીઆવ ઇંજાવવાની ઉત્પત્તિ બીજી રીતેબી અમે ધાર્યે છેયે જે અમોને ઉપલી કરતાંબી વધારે ભરોસાભરેલી લાગે છે. યજશનેનાં ૫૫ મા હામાં આપણાં ધર્મપુસ્તકનાં સૌથી ચહડતાંમાં ચહડતાં લખાણ જે પાંચ ગાથાઓ છે તેઓની વખાણ કીધી છે. તેમાં લાક્ષણીક ભાષામાં કહે છે કે જેમ શરીરનું પોષણ ખોરાકથી, અને રક્ષણ પોશાકથી થાય છે તેમ રવાંન એટલે આત્માનું પોષણ અને રક્ષણ એ પાંચ ગાથાઓથી થાય છે.[૩૬૪] મતલબ કે ગાથાઓનો હમેશે અભ્યાસ કરનારનાં અને તે પ્રમાણે ચાલનારનાં રવાનને આ અને પેલી બેહુ જેહાનમાં ઘણો તકવો અને ફાયદો મલે છે. હવે ધારવામેલે આ લાક્ષણીક લખાંણને પાછલા વખ્તમાં લાક્ષણીક નહીં પણ શબ્દશ: સમજવાથી, અને ગાથા શબ્દ નારી જાતીનો છે તેથી, કેટલીએક પાછલી કેતાબોમાં એવું કહ્યું છે કે ગાથા નામના પાંચ ફરેસ્તા સ્ત્રી રૂપે છે; તેઓ રાત દિવસ કપડાં સીવ્યા કરે છે અને જે રવાનનો શીઆવ આ જેહાનમાં ઇંજાવેલો હોય તેને તેઓ પેલી જેહાનમાં પોશાક પેહરાવે છે. અને આ જેહાનમાં જેટલે દરજજે સરસ શીઆવ ઇંજાવ્યો હોય તેટલે દરજજે પેલી જેહાંનમાં તેને સરસ પોશાક મલે છે જે પોશાક તે રવાનનો હમેશાં નાશ પામ્યા વગર રહે છે; જો કે આ જેહાનનો શીઆવ તો નાશ પામે છે.[૩૬૫] જો કે આ વાત લખનારાઓ તો સત એકીનથી એમજ માનતા જણાય છે કે પેલી જેહાનમાં રવાનને મીનોઇ પોશાક આપવામાં આવે છે અને જેનો શીઆવ નહીં ઇંજાયો હોય તેનાં રવાનને શરમભરેલી રીતે ત્યાં અટકી રહેવું પડે છે તોપણ અમારૂં આધીન મત એ છે કે આ પુરાતન વખ્તથી ચાલતી આવેલી વાતમાં એક ઘણો ઉંડો ભેદ છે જેનો ખોલાસો કરવાથી આપણને એક ઉમદા ધડો મલે છે. તે એ કે કોઇ માણસ અશો જરતોશ્તનાં પાંચ ગાથાપર રચાયલી માજદયસ્ની જરતોશ્તી દીનની પુરતી વાકેફગારી મેલવીને તેનાં હોકમો પ્રમાણે આ જેહાનમાં ચાલશે તો તે પેલી જેહાનમાં પોતાનાં કર્તુકોનો હીસાબ મનમાનતી રીતે આપીને તે

---

૩૬૪. ઇ૦ હા૦ ૫૫. ફ૦ ૨:—"જે ગાથાઓ અમારી તકેંદારી રાખનારા, પાસબાના કરનારા, અને મીનોઇ ખોરાક (મનનો ખોરાર) પોંહોંચાડનારા છે. જેઓ અમારા આત્મા (રવાન)ને માટે ખોરાક અને પોશાક તરીકે છે........તેઓ અમોને શરીર અને જાન આખર થઇને જુદાં પડવા પછી આવતી જીંદગીમાં સારો, ઘણો, અને ભલાઇ સાથનો બદલો આપનારા થાઓ!"

૩૬૫. ધ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૯૮:—પછી જો ચાહરમની રાતે કપડાં ઇંજ્યાં હોય તો તે પ્રમાણે પેલી દુન્યામાં તેવાંજ કપડાં મીનો ગાથાઓ તેને પેહરાવે છે. રેસમી અથવા સુતરાઉ, નવાં અથવા જુનાં, જે મુજબનાં દરૂન આગળ મુકયાં હોય તેવાંજ તેને પેહરાવે છે. એક જોડી, અથવા બે જોડી અથવા પેહરણ (સુદ્રેહ) અથવા પાઘડી જે પ્રમાણે હોય તે પ્રમાણે પેહરાવે છે. દરૂન આગળ મુકે છે તે અને પેલી દુન્યામાં તેને બદલે જે આપવામાં આવે છે તે બેની વચ્ચે ફરક એટલોજ છે કે તે દુન્યાનાં જુનાં નથી થતાં, ફાટતાં નથી, કે ઘસાતાં નથી, પણ આ દુન્યાનાં તેમ થાય છે."

સાચ્ચાઇનસાફ્‌ની મેહર દાવરની કચેરીમાં મીનોઇ ગરોથમાન બહેસ્તમાં સોર્ખ રૂઇનો શરપાવ પામશે; અને તેમજ જે કોઇ એ ગાથા વાણીના ધર્મથી નાવાકેફ્ રહીને અધર્મી તથા પાપી જીંદગી ગુજારશે તેને અંતે તે સાચ્ચા ન્યાયાધીશની હજુરમાં જેમ કોઇ નગ્ન શરીરનું માણુસ બીજાઓથી મોહ છુપાવે અને શરમથી માથું નીચું નાંખે તેની માફક ફજેત અને રૂસી-હા થઇને નીચું જોવું પડશે. એ બોધની જાહેર નીશાન તરીકે ચાહરમની બામદાદે પોશાકની જોડી ઇંજાવવાનું કહ્યું છે. કેમકે પૂર્વ તરફનાં દેશોમાં મોહોટું માન અથવા દરજ્જો આપવાની નીશાન તરીકે કપડાંનો શરપાવ હંમેશ ગણાતો આવેલો છે. અને જેમ સરપાવનાં કપડાંથી શરીર સાથનાં માણસોને શોભા મલે છે તેમ ગાથારૂપી પોશાકથી રવાન એટલે આત્માને અંતે શોભા મલશે તેની નીશાન તરીકે આ જેહાનમાં ચાહરમનો શીયાવ ઇંજાવવાનું ઠરાવ્યું છે.

ચહારમની બામદાદે દહમનું આફ્રંગાન પઢવામાં આવે છે, તેની મતલબ કોઇ કેતાબમાં જણાવી નથી. પણ અમે ધાર્યે છેયે કે ઉપર ભાગ પેહલામાં જણાવ્યા પ્રમાણે દરેક જરતોશ્તીએ 'દહમ' એટલે નિ-દોષ, ધર્મી અને ભલી જીંદગી ગુજારવાની, પોતાનાં પાપોનો હંમેશે પશ્ચા-તાપ કરવાની, અને ભલી માજદયસ્નીની જરતોશ્તી દીનપર હંમેશે સાબેત કદમાંનો એકરાર કરવાની આપણી દીનમાં તાકીદ ફરમાવી છે. અને તેનો ફાયદો એટલોબધો ગણેલો છે કે જો કે કોઇ શખ્સે ગુમરાહીથી આખી જીંદગી ગુનાહમાં ગુજારી હોય તોપણ જો મરતી વખ્તે તે પોતાનાં પાપનો પસ્તાવો અને દીનપર ઇકરાર કરવાનો કલમો જાહેર અને બાતેનથી અંતઃકરણપૂર્વક કરે અને પોતે 'દહમ' થાય તો દાદાર અહુરમજદે તેની ઉપર દયા કરીને તેનાં રવાંનનો છુટકારો કરવાનું કહ્યું છે. તે ઉપર નીગાહ પોંહેંચાડતાં એવું અનુમાન કરી શકાય છે કે 'દહમ' એટલે ભલા અને ઇમાનદાર જરતોશ્તીનેજ ચાહરમની બામદાદે મોક્ષ મલે છે તેની નીશાન તરીકે અને તે વિષેનો બોધ જીવતાંઓને આપવાને કીજે એ વખ્તે 'દહમ'-નું આફ્રંગાન પઢવાનું ઠરાવેલું લાગે છે.

એ ક્રિયાઓ ઉપરાંત પાછલા પોહરનાં ઉઠમણાંની સઘલી ક્રિયાઓ-માંની કેટલીએક ક્રિયાઓ ચાહરમની બામદાદનાં અથવા જેમ કેટલાએકો તેને કહે છે તેમ પાછલી રાતનાં અથવા ઉશહેનનાં ઉઠમણાંમાંબી કરવામાં આવે છે. તે ક્રિયાઓની મતલબ ઉપર અમે જણાવી છે તેથી અત્રે ફરીથી જણાવવાની જરૂર નથી.

હવે જેમ અમે ઉપર ઉઠમણાં વિષે સૂચનાં કીધી છે તેમ ચાહરમની બામદાદનાં ટાંકણાંનોબી ઉપયોગ તેજ રીતે જીવતાંઓને ફાયદાકારક રીતે

થઇ શકે તે વિષે અમારી તરફથી બે બોલો કહેવાની રજા લેયે છેયે. એ પાછલી રાતની સઘલી ક્રિયા રવાનના સંબંધમાં એક એવે ગંભીર ટાંકણે કરવામાં આવે છે કે તે ઉપરથી જીવતાંઓને વાએજ અથવા નસીહત કરીને ઘણો સારો ધડો આપી શકાય. આ દુન્યામાં જીંદગી કેવી ટુંકી છે, તેટલા વખતમાં કીધેલાં કામો ઉપર આપણાં હમેશનાં સુખ અથવા દુ:ખનો આધાર કેવી રીતે રહેલો છે, બહેશ્તની ઉમેદ, અને દોજખની ધાસ્તી કેવી છે, પેલી જેહાનનો ઇનસાફ કેવો બારીક અને અપક્ષપાત છે, ત્યાંનાં ઇનસાફથી રવાનની ખલાસી કેમ થાય, તે વિષે હરદમ કેમ યાદ રાખતા રહેવું જોઇએ, વગેરે એવીજ બીજી બાબતોનો બોધ આપવાનો અને જીવતાંઓ ઉપર અસર કરવાનો એથી સરસ બીજો પ્રસંગ કોઇ નથી. પાછલા પોહોરનું ઉઠમણું મૂખ્યત્વે મરનારની માલમીલકતની તથા તેની ઉત્તર ક્રિયા કરવાનું માથે લેનારા વારેસ અથવા વારેસોને જાહેર રીતે કબૂલ રાખવાની અને કેટલાએકોના વિચાર પ્રમાણે આપણાં પ્યારાં ગુજરેલાંનાં રવાનને સવાબનો હદીઓ (કેમકે મરણ પછી કામ આવનારી વસ્તુ તે સિવાય બીજી કોઇ નથી) આપવાની મીજલસ છે. પણ ખરૂં ઉઠમણું તો (જો પેહલવી વજરકર્દ દીનીમાં ટાંકેલા ફકરા માંહેલા 'બુજીઆનેમ્' શબ્દનો અર્થ 'ખલાસી' મુક્તિ, મોક્ષ' કરી લેયે તો) આ ચાહરમની બામદાદનાં વખતનું છે. કેમકે એજ વખતને માટે આપણી આ દુન્યાની બધી કાર્કીર્દી છે અને એ વખ્તનાં ઇનસાફ ઉપર આપણું રસ્તાખેજ લગીનું સુખ અથવા દુ:ખ ટકી રહેલું છે. વાસ્તે એ ક્રિયામાં ધર્મગુરૂઓ અથવા બીજા લાયક અને અસરકારક ભાષણ કરનારાઓથી વાએજો કરવાનો અને મોહોટી મીજલસે હાજર થઇને તે ઉપરથી બોધ લેવાનો ચાલ જો આપણામાં પડે તો તેથી મોહોટો ફાયદો થયા વગર રહે નહીં.

## ચાહરમ.

ચોથે દહાડે હાવન ગેહમાં શું કરવું તે વિષે અવસ્તામાં કાંઇ કહેલું મલતું નથી. પણ મરનારને નામથી અશો ફરોહરોની આરાધના કરવાનું કેટલીએક પાછલી કેતાબોમાં લખેલું મલે છે.[૩૬૬] બીજી કેટલીએકમાં તે વિષે ના કહે છે.[૩૬૭]

---

૩૬૬. ઇ૦ ર૦ દ૦ હો૦ સફે ૨૫ તથા ૯૬; બ૦ કા૦ ર૦ સફે ૧૦૧:—"ચોથે દહાડે અરદાફ્રવશની આરાધનાં અને બાજ ફાંજવી."

પે૦ સ૦ બુ૦ સફે ૩૪:—"ચોથાને (ચાહરમ) દહાડે અરદાફ્રવશની આરાધના કરવી."

દા૦ દી૦ પુ૦ ૨૭ ફ૦ ૧૨:—"ચોથે દહાડેથી એ (ગુજરનાર) રવાન તથા પૃથ્વીના કરનાર ગયોમરદથી તે ફ્રત્તેહમંદ સોસ્યોશ સુધીનાં હાલ છે તે, આગલ થઇ ગયલાં, અને હવે પછી થનારાં, બીજાં અશો ફરોહરોની અરદાફ્રવશની આરાધના ફરમાવવી (યાને કરાવવી અથવા કરવી)."

૩૬૭. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૨૦:—'અને ચાહરમને દહાડે અમારી તરફ અશો ફરોહરોની આરાધના નથી કરતા."

## દસમું.

ગુજરનારનો જે દહાડો પેહલો ગણાયો હોય તે દહાડાની રાત સુધાં નવ રાત ગુજરવા પછીનો જે દહાડો તેને 'દસમુ" (પેહલવી 'દહેહ', ફારસી 'દહેહ') કહે છે. દસમાંને દહાડેની ક્રિયા વિષે અવસ્તામાંથી કાંઇ મલ્યું નથી. હાલ આપણામાં એ દિવસે જે ક્રિયા કરવામાં આવે છે તે વિષે બીજી કેતાબોમાં લખાણો મલે છે.[૩૬૮]

## માસીસો.

જે દહાડાને મરનારનો પેહલો દહાડો ગણ્યો હોય તે સુધાં ૩૦ મા તથા ૩૧ મા દહાડાને 'માસીસો' (પેહલવી 'માહેહ' અને ફારસી 'માહેહ') કરી કહે છે. માસોસાની ક્રિયા વિષે અવસ્તામાંથી કાંઇ મલ્યું નથી. ૩૦ મે દહાડે એક સીરોઝો ઇંજાવવો અને ૩૧ મે દહાડે એક શીયાવ ઇંજાવવા કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે.[૩૬૯] અને ૩૦ મે દહાડે આફ્રંગાન કેટલાએકો સીરોજાનું અને કેટલાએકો દહમાનનું કરવા કહે છે.[૩૭૦] તથા ૩૧ મે દહાડે આફ્રંગાન અરદાફ્રવશનું કરવા કહે છે. અફ્રગ નામનો એક અવસ્તાનાં પેહલવી તરજુમાંની શરેહ કરનાર ૩૦મા દીવસને માસીસો ગણવા કહે છે અને નીશાપુર નામનો એક શરેહ કરનાર ૩૧ માં દિવસને માસીસો ગણવા કહે છે.[૩૭૧] વલી વંદીદાદની આઠમાં

---

૩૬૮. સ્પીગલ પેહલવી વંદીદાદ ૮. ફ૦ ૧૪ની શરેહ સફે ૧૧૦:—"દસમું અને માસીસા એ દરેક ટાંકણે એક આરાધના (કરવી)."

જુ૦ મો૦ ર૦ સફે ૬૭; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૯, ૯૬; બ૦ કા૦ ર૦ સફે ૧૧૦:—"દસમાને દહાડે અશો ફરોહરની આરાધના, અને બાજ ઇંજવી. દહમાન પઢવું."

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૨૦:—"અમારી તરફ ચાહરમને દહાડે અશો ફરોહરની આરાધના પઢતા નથી. પણ દસમાને દહાડે પઢવામાં આવે છે તે જાણવું."

૩૬૯. જુ૦ મો૦ ર૦ સફે ૬૭; ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૯–૨૫; ૯૬ તથા ૧૨૦; પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩; બ૦ કા૦ ર૦ સફે ૧૧૦:—"માસીસાપર સીરોજાની ખસ્નુમનથી એક આરાધના કરવી... ....પછી સીરોજાની ખસ્નુમનથી બાજ ઇંજવી. તેત્રીસ 'લોરક' (સુકો મેવો,) (અથવા 'લોવિંગ' એટલે ઘંઉની રોટીઓ=દરૂન) અને તેત્રીસ મરઘીનાં ઈંડાં તથા મેવો બાજ આગળ મુકવાં. બાજ આતશ સાથે ઇંજવી. પછી જે કોઈ રાશ્પી હોય તેણે સરોશની બાજ ઈંજવી. બીજે દહાડે જોતીએ અશોફરોહરોની બાજ ઇંજવી. તેની આગલ એક જોડી કપડાં ચોખ્ખાં અને ધોયલાં મુકવાં, અને મેવાબી મુકવા. તે દહાડે અરદાફ્રવશની આરાધનાં, બાજ અને આફ્રંગાન કરવાં." (જુઓ નોટ ૩૬૮મી).

૩૭૦ પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૨:—"માસીસાને દહાડે આફ્રંગાન સીરોજાની ખસ્નુમનનું પઢી નહીં શકાય. એક દહમાનનું આફ્રંગાન પઢવું જોઈએ તે જાણજો."

ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૨૦:—જવાબ ૫, મો–"માસીસાને દહાડે દહમાનનું આફ્રંગાન પઢવું જોઇયે તે જાણજો."

૩૭૧. સ્પીગલ પેહલવી વંદીદાદ ૮ ફ૦ ૧૪ ની શરેહ સફે ૧૧૦:—"માસીસો અફ્રગે ૩૦મે દહાડે કહ્યો છે. નીશાપુરે ૩૧મે દહાડે."

પરગરદની શરેહમાં (સ્પીગલ પેહલવી વંદીદાદ સફે ૧૧૦) લખે છે કે જો બને તો યજશને અને મ્યજદ એકજ દહાડે કરવાં અને જો નહીં બને તો પેહલે આગલથી યજશને અને પાછલથી મ્યજદ કરવી. નીશાપુર આગલાંને પાછલબી કરવા કહે છે.[૩૭૨]

## વર્ષી.

જે દહાડો મરનારનો પેહલો ગણાયો હોય તે સાથે ગણતાં ૩૬૫ અથવા ૩૬૬ મો દહાડો 'વર્ષી' (પહેલવી 'સાલ', ફારસી 'સાલ') કરી કહેવાય છે. વર્ષીની ક્રિયા વિષેબી અવસ્તામાંથી કાંઇ જડયું નથી. એ ટાંકણેની ક્રિયા માસીસાના જેવીજ છે. વંદીદાદની પેહલવી શરેહમાં એક આરાધના કરવા કહે છે. બીજી ફારસી રવાયતોમાં પેહલે દહાડે સારોજે અને બીજે દહાડે શીયાવ ઇંજાવવા લખે છે.[૩૭૩]

## છમસી.

છમસી એટલે છઠ્ઠા મહીનાંની બાજ. આજના વખ્તમાં કેટલાએકો માસીસા તથા વર્ષીનીજ ક્રિયા છમસીપરબી કરાવે છે. પણ એ વિષે કોઇબી કેતાબમાં કાંઇબી લખેલું મુતલક મલતું નથી. કેટલાએકોને મોહડેથી અમે સાંભળ્યું છે કે છમસીનો રેવાજ પાછલા વખ્તમાં આપણાં લોકોએ ચાલુ કીધો તે એટલા માટે કે આગલાં જુલમી રાજોમાં જાનમાલની સલામતી નહીં હતી તેથી કદાચ કોઇ આફતને લીધે વર્ષીપર તે ટાંકણેની ક્રિયા કરવાનું નહીં બને તો લાચારીને સબબે જેમ જીવતાંજીવત જીંદેહ રવાનની ક્રિયા કરી રાખી હોય અને મુવા પછી જો મરણ ક્રિયા નહીં થાય તો તેજ કામ લાગે એવો આપણાં લોકોનો વિચાર છે, તેજ મુજબ તે છમસીની ક્રિયા મરનારને કામ લાગે. કદાચ છમસીનાં રેવાજનું મૂળ આ મતલબમાંજ હોય, પણ તે એક નાચારીને વખ્તે ચાલુ કીધેલો રેવાજ છે એ દેખીતું છે.

---

૩૭૨. સ્પીગલ પેહલવી વંદીદાદ ૮. ફ૦ ૬૪ ની શરેહ સફે ૧૧૦:—"જો બને તો યજશને અને મ્યજદ બેહુ એકજ દહાડે કરવાં. જો તેમ નહીં તો યજશને આગલ અને મ્યજદ પાછલ કરવી. નીશાપુરે આગલનું પાછલ કહ્યું છે."

૩૭૩. સ્પીગલ પેહલવી વંદીદાદ ૮. ફ૦ ૬૪ ની શરેહ સફે ૧૧૦:—"વર્ષીપર એક આરાધના કરવી."

જુઓ મો૦ ૨૦ સફે ૬૮; ધ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૫ ૯૬; બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦:—"વર્ષીપર સીરોજાની આરાધના કરવી. સીરોજાની ખશ્નુમનથી બાજ ઇંજવી. તેત્રીસ 'સોરક' (સુકામેવા અથવા કેલાં) (અથવા લોવિંગ=નહાની રોટીઓ=દરૂન) અને મરઘીનાં ઇંડાં તેત્રીસ મુકવાં. એક દરૂન, એક ફરશસ્ત, એક પાંચ ખુણાંનો દરૂન, જે સૂરજનો નમુનો છે તે, એક ચાંદના નમુનાંનો દરૂન, એટલું બાજ આગળ મુકવું. બાજ આગળ મેવાબી મુકવા. બાજ આતશ સાથે ઇંજવી. જે રાયવી હોય તેણે સરોશની બાજ ઇંજવી. બીજે દહાડે જોતીએ અશો ફરોહરોની બાજ ઇંજવી. તેની આગળ એક કપડાંની જોડી મુકવી. દહમાન પડવું."

## પેહલાં વર્ષમાં દર મહીનાની બાજ.

માર્સીસા પછી દર મહીને મરનારનો ગુજરવાનો દહાડો આવે ત્યારે બાજ, આફ્રંગાન, કરવાનો આપણામાં રેવાજ છે તે વિષે એકુ બે પાછલી કેતાબો[૩૭૪] સિવાય અવસ્તામાં કે કોઇ બીજે ભરોસેદાર ઠેકાણે લખાણુ મલ્યું નથી.

## દસમું, માસીસો, અને વર્ષી, એ ત્રણ મૂખ્ય ટાંકણાંઓની ક્રિયાઓની સંભવિત મતલબ.

ઉપર જણાવ્યા પ્રમાણે અવસ્તામાં ગુજરનારનાં રવાનનો ચાહરમની બામદાદે કેમ ઇનસાફ થાય છે અને તે કેમ પોતાની જગાએ જાય છે તેનાં વર્ણન સિવાય મરનારનાં રવાન (આત્મા) અથવા ફ્રેોહરની ક્રિયાને વિષે બીજી કોઇ બાબત જોવામાં આવતી નથી. પણ પાજંદ ભણતરોમાં (ચાહરમ, દસમું, માસીસો અને વર્ષી—"ચાહરમ, દેહમ, સીરોજ, સાલ રોજ) એ ચાર ટાંકણાંઓનાં નામો જોવામાં આવે છે. એ ટાંકણાંઓ ઉપર ચોક્કસ ક્રિયાઓ કરવાનું શા કારણે ઠરાવ્યું હશે તે વિષે કોઇબી ચોપડીમાંથી કાંઇ જડતું નથી તોપણ અમે ધાર્યે છેયે કે એ ક્રિયાઓ કરવાનું તદન વગર કારણે ઉભું કીધેલું નહીં હોવું જોઇએ. વાસ્તે એ ક્રિયાઓની મતલબ વિષે કાંઇએક વિચાર કીધેલો નકામો નહીં ગણાશે.

આપણે ઉપર જોયું છે કે ચાહરમ એ રવાનનાં સંબંધમાં એક મોહોટી અગત્યનાં બનાવનો દહાડો છે; કેમકે એ દહાડે તેનો ઇનસાફ થઇને તેની કરણી મુજબ તેની જગા મુકરર થાય છે. તેથી એ વખ્તપર તેને લગતી ક્રિયા કરવાનું જે ઠરાવેલું છે તે બરાબર છે. એજ પ્રમાણે દસમું, માસીસો અને વર્ષી ગુજરેલાં રવાન અથવા ફ્રેોહરનાં સંબંધમાં શું અગત્યનાં હોય તે જણાતું નથી; તોપણ એ ટાંકણાંઓને જીવતાંઓ સાથે કાંઇએક સંબંધ છે એવું લાગે છે. (વંદીદાદ ૫. ફ૦ ૧૦–૧૪, ૨૫–૨૬ જુઓ નોટ ૧૬૭મી), તથા કેટલીએક કેતાબોમાં કહ્યું છે કે જે ઘરમાં માણસ ગુજર્યું હોય તે ઘરમાં પાવક્રિયા કરવાનો અટકાવ જમીનપર જે પ્રમાણે ઠંડીની અથવા ગરમીની મોસમ હોય તે પ્રમાણે તે મરનારનાં દસમા અથવા માસીસા ઉપર દૂર થાય છે. આજનાં રેવાજ પ્રમાણે જો ગરમીની મોસમ (રપીથ્વન) હોય તો દસમાંપર અને જો ગરમીની મોસમ નહીં હોય (બે હાવન હોય) તો માસીસાપર

---

૩૭૪. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩:—"અને દર મહીનાની બાજે અશો ફ્રેોહરોની યજશને, દરૂન, કરવાં અને આફ્રંગાન અશો ફ્રેોહરોનું, અને દહમાનનાં બે કરદા, અને એક કરદો સરોશનો, અને આફ્રીન પઢવી."

બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૫, ૧૨૦:—"પેહલાં વર્ષમાં દર મહીનાની બાજે અશો ફ્રેોહરોની આરાધના, બાજ, અને આફ્રંગાન કરવું."

તે ઘરમાં પાવક્રિયા કરવાનો અટકાવ દૂર થાય છે. તેથી ફરીથી તે પાવ-કામ તે ઘરમાં શરૂ કરવાનાં મુહુર્ત તરીકે એ ક્રિયાઓ કે જેઓમાં ‘સીરોજો’ (૩૦ રોજ, બરાબર રીતે બોલતાં ૩૩ ફરેસ્તાઓ) અને અરદાફ્રવશ (ફરોહરો) ની આરાધના છે તે કરવાનું ઠરાવ્યું હોય.—તેમજ વર્ષીની ક્રિયા મરનારનાં મરણ દિવસની યાદગારી રાખવાનાં પેહલાં ટાંકણાં તરીકે ઠરાવી હોય અથવા તો મરનારની લાશને ખુરશેદ નીગરશની કીધેલી જમીનને એક વર્ષે પાક થવાનું કહેલું છે કે જે પછી તેનાં શરીરના કોઇબી ભાગથી કુદ્રતની કોઇ વસ્તુને નુકસાન પોંહોંચતું નથી તેની નીશાન અને યાદગારી તરીકે એ ક્રિયા ઠરાવી હોય.— બીજી એક ધારણા અમે કર્યે છૈયે કે વંદીદાદની પાંચમી પરગરદમાં (ફકરો ૨૫-૨૬) એક બાબત આવી છે તેમાં દસમું, માસીસો, અને વર્ષીનાં દરૂન તરફ ઇશારો કીધેલો હોય એવું લાગે છે. તે બાબત એમ છે કે શીયાલાની મોસમમાં જો કોઇની લાસને ઠેકાણે પાડી નહીં શકાય તો તેને ઉપર, ભાગ પેહલામાં, કહ્યા પ્રમાણે ‘કત’ નામનાં એક બાંધકામમાં મુકવી. અને અડચણ દૂર થવા પછી પેહલી જોગવાઇએ તેને ખુરશેદ નીગરશની કરવી. પણ એ મુશ્કેલી તો ટલી જવા છતાં તે લાશને એક વર્ષની મુદત લગી જો કોઇ ઠેકાણે નહીં પાડે તો તેમ કરનારે “અશોગની” નામના ગુનાહની તોજેશ “સરોષાવરેજ” નામના તોજેશ કરાવવાનો ઓધ્ધો ધરાવનાર એક ચોક્કસ પદ્દીવાલા ધર્મગુરૂ (જુઓ પતેત આદરબાદ કરદો ૧૧ મો) ની આગળ કરવી. તે સરોષાવરેજ નામના ગુરૂએ “ઉર્જગરૅફ્ત-દ્રઑન, દાત-દ્રઑન, અથવા નિશ્નત-દ્રઑન” (જુઓ નોટ ૧૧૭ મી) ઉપર નજર રાખીને પેલી અશોગનીની તોજેશમાં કેટલાએક હીસ્સા તોજેશ ઓછી કરવી. હવે આ જગે જો ત્રણ જાતનાં “દ્રઑન” કહેલા છે તે ઉપલી ત્રણ ટાંકણાંનાં દરૂન હોય એવી કલ્પના કરી શકાય છે, જોકે એ શબ્દોનાં અર્થો ઉપરથી એવી કાંઇ મતલબ જણાતી નથી.

### સીરોજો, દરૂન, અને બાજ.

સીરોજો એ શબ્દનો મૂળ અર્થ ત્રીસ દહાડાનો સમુદાય કરી છે. સીરોજાનાં ભણતરમાં સરોશ અને ફર્વર્દીન સિવાય અહુરમજદથી તે અનેરાં રોજ લગીનાં દરરોજનાં ફરેશ્તા તથા હોમ યજદ, બરજો યજદ, અને દહમ યજદ એઓની સામટી આરાધના કરવામાં આવે છે. બરાબર રીતે જોતાં સીરોજા માં ત્રીસ અથવા તેત્રીસ નહીં પણ એકત્રીસ મીનોઓની આરાધના થાય છે, અને સરોશ તથા ફર્વર્દીનની દરેકની છુટી આરાધનાઓ કરવામાં આવે છે, અને એ પ્રમાણે જુમલે તેત્રીસ ફરેસ્તાઓની આરાધના થાય છે.

સીરોજાની આરાધના મજકુર ટાંકણાંઓપર કરવાની મતલબ શું તે વિષે કાંઇબી કોઇ કેતાબમાં ખોલાસો મલતો નથી. સીરોજા યશત કરી

જે એક યશ્ત આપણાં લોકો પઢે છે તેમાં, જેમ હરેક યશ્તના ફરેસ્તાના ગુણો તથાં પરાક્રમોનું વર્ણન તેની યશ્તમાં કરીને તે પઢનાર તેની મદદ માંગે છે તેમ જોતાં તેત્રીસે ફરેસ્તાઓનાં કામોનું વર્ણન અને તેઓની મદદ માંગવાની પ્રાર્થના આવવી જોઇયે. પણ તેમ તેમાં નથી. તેને બદલે અશોઓનાં ફરોહરોની પ્રાર્થના તેમાં આવે છે. તે ઉપરથી માલૂમ પડે છે કે તેત્રીસે ફરેસ્તાઓને અને અશોઓનાં ફરોહરોને કોઇ રીતે સંબંધ ગણેલો છે. જે સંબંધ જો કે અમે ખુલ્લી રીતે સમજી શકતા નથી, તોપણ એટલા ઇશારા ઉપરથી તથા મરનારનાં રવાનનો ઇનસાફ થઇ રહે ત્યાં લગી તે રવાનનાં એકલાના ફાયદાનીજ માત્ર ક્રિયાઓ કરવાનું ઠરાવ્યું છે (એટલા વખતમાં મરનારની નયતે અરદાફ્રવશ એટલે ફરોહરની ક્રિયા કરવાનું મોકુફ રાખવામાં આવે છે) અને તેને તેની જગા મલી રહેવા પછી તેનાંથી છુટાં પડેલાં તેનાં ફરોહરની ક્રિયાઓ કરવાનું ઠરાવ્યું છે, અને તે ક્રિયામાંજ સીરોજો ઇજવામાં આવે છે, તે ઉપરથી ધારવાને બને છે કે તે ફરોહરનાં સંબંધમાં તેની સાથે સંબંધ ધરાવનારા તેત્રીસે ફરેસ્તાઓની સામટી આરાધના એ સીરોજામાં કરવામાં આવે છે. રવાન તો તેનો ઇનસાફ થવા પછી તેને મલેલી જગાએ જાય છે જ્યાં તે રસ્તાખેજ લગી રહે છે પણ તેનું ફરોહર જે તેનો ઇનસાફ થવા લગી તેનાં સંબંધમાં હતું, અને હવેથી તે રવાનની સાથે રહેવાની જરૂર નહીં રહેવાથી તે તેથી છુટું પડે છે તે ફરોહર જે અહુરમજદી અંશ છે તેનું ઠરાવેલું કામ પુરૂં થવાથી તેનો તેત્રીસે ફરેસ્તાઓ સ્વીકાર કરીને તેને પોતાનાં મીનોઇ લશ્કરમાં સામેલ કરીને જગતનાં કારોબારમાં અને યારી માંગનારાં માણસોની મદદે જવાનાં કામમાં તેને લે છે. તે મીનોઓની સંફ્રમાં એક ખાલેસ મીનો તરીકે દરજજે બ દરજજે દાખલ થઇને પેહલે મહીને માસીસાપર જ્યારે ચંદ્રનો એક ચક્રાવો પૂરો થઇ રહે ત્યારે પેહલી પદી અને બાર મહીને વર્સીપર જ્યારે સૂરજનો એક ચક્રાવો પૂરો થઇ રહે ત્યારે છેલ્લી પદી પામી રહે છે. એમ જો ધાર્યે તો તે બનાવોનાં ઉત્સવો તરીકે એ ટાંકણાંઓપર મરનારનાં ફરોહરની નયતે સીરોજા એટલે કે તેત્રીસે ફરેસ્તાઓની સામટી આરાધના કરવાનું કાંઇએક સમજી શકાય છે. તે સાથેજ બીજી મતલબ એ ધારી શકાય છે કે એ તેત્રીસે ફરેસ્તાઓની મરનારને નામે કીધેલી આરાધનાં એવું દેખાડે છે કે મરનારનું ફરોહર તેત્રીસે ફરેસ્તાઓની સાથના મીનોઓની સંફ્રમાં એક મીનો તરીકે દાખલ થઇને અહુરમજદના એક પેહલવાન તરીકે થઇને ગનામીનોની પક્ષ સાથે લડે છે અને તેથી બીજા મીનોઓની માફક તેની આરાધના કરીને તેની મદદ જીવતાંઓએ પોતાના ફાયદાને માટે માંગવી.

રવાનની પેહલા ત્રણ દહાડાની ક્રિયા કરવાનું કારણ એ છે કે તેથી ખુદ તેને ફાયદો થાય. પણ તે પછીની ફરોહરને લગતી ક્રિયા કરવાનો મતલબ એ છે કે તે ફરોહરની માયા, મમતા, પ્યાર, અને સંબંધ તેનાં જીવતાં ખેશીઓ સાથે જોડાયલો રહે અને હરએક વખ્તે તે તેઓ ઉપર આશીશ નાંખે અને દાદાર અહુરમજદ અને અમશાસ્પંદો તથા તે જીવતાંઓની વચ્ચે વસીલા તરીકે રહીને તેઓની પ્રાથનાઓ કબૂલ કરાવે (ફરંદીન યસ્ત ફ૦ ૧–૧૫૬–૧૫૭ મો). ઘણીખરી મોતેબર કેતાબોનાં લખાણોપરથી એવો સાર કહાડી શકાય છે કે ફરોહરોની ક્રિયાઓ કરવાથી તેઓને પોતાને કે મરનારનાં રવાનને કાંઇ ફાયદો નથી, કેમકે એવું કહેલું છે કે તેઓ પેલી જેહાનમાં કશાંનાં મોહતાજ નથી[૩૭૫] તોપણ તેઓ પોતાનાં અતલગનાં લાગતાંવલગતાંઓનાં પ્યારથી તેઓનાં ભલાંને ખાતર ઇચ્છેછે કે તેઓ તેઓનાં ઠરાવેલા દિવસો ઉપર તેઓને યાદ કરે અને તેઓની આરાધના કરે તો મુવા પછીબી ગોયા જીવતાંઓનો સંબંધ ચાલુ રહે અને તેઓ પોતાના અતલગનાંઓની આગતાસ્વાગતાથી રાજી અને ખુશનુદ થાય અને તેઓનું ભલું કરે, કેમકે જીવતાંઓ ઘણું કરીને નબલાં અને પામર પ્રાણીઓ છે, તેઓને આકાશી મીનોઓની મદદની વારેઘડીએ જરૂર હોયછે.

હ્યાં સવાલ ઉઠે છે કે જે જે ફરોહરોની આરાધના અવસ્તામાં કરવામાં આવે છે તેને ફક્ત અશોઓનાંજ એટલેકે બહેશ્તીઓનાંજ ફરોહરોની કરવામાં આવે છે. હવે જો મરનારનું રવાન બહેશ્તી નહીં થયું હોય તો તે છતાં તેનાં ફરોહરની આરાધના થાય કે? એનો ખોલાસો એ છે કે જો કે અવસ્તામાં દરવંદોનાં ફરોહરોની આરાધના કીધેલી નથી તોપણ પાજંદ ભણતરો ઉપરથી જણાય છે કે કોઇબી જરતોશ્તી "જે કે જરતોશ્તી અને ભલી દીનવાલા તરીકે ગુજર્યું હોય", (હરેક–પ–એરી–વ–બહેદીની–ગુદારાં સુદહસ્ત–આફ્રંગાનનો દીબાચો) તેનાં ફરોહરની આરાધના કરી શકાય. એ ઉપરથી માલૂમ પડે છે કે પાછલા વખ્તમાં કોઇબી સખ્શ જે પોતાને જરતોશ્તી જણાવીને જરતોશ્તી તરીકે ગુજર્યો હોય તેનાં ફરોહરની ક્રિયા–જ્યાંસુધી જીવતાંઓ જાણે છે ત્યાંસુધી, કારણકે જરતોશ્તી દીનનાં ઇમાનથી તે ગુજર્યું છે માટે તેને અશો ગણીને—સરેશ્તા મુજબ કરવાનું રવા રાખ્યું છે. અને જે ઘણી જરતોશ્તી તરીકે નહીં ગુજરે તેનાંજ રવાન

---

૩૭૫. દા૦ દી૦ પુ૦ ૩૦ ફ૦ ૪૬:—"કેમકે તે સંપૂર્ણ સુખભરેલું મકાન છે તેથી તેને તેની (યાને ખોરાકની) તો યાદ વટિક પડતી નથી. (વલી સરખાવો નોટ ૨૮૮).

સદ દરે નસર બાબ ૧૪ મો:—"(રવાનો અને ફરોહરો કહે છે કે) તેઓ (જીવતાંઓ)ને દરૂન, મ્યજદ, અને આફ્રંગાનનાં સવાબોની હાજત છે. **અમોને તેની હાજત નથી.** પણ જો તેઓ અમારા દિવસોની ક્રિયા બજા લાવે તો અમે તેઓ ઉપરથી અનેક બલાઓને પાછી ફેરવ્યે; પણ જો અમારા દિવસોની ક્રિયાઓ તેઓ નહીં બજા લાવે તો અમે તે ઘરની મદદે પોંહોંચી શકતાં નથી."

કે ફરેોહરની ઉત્તર ક્રિયા નહીં કરવાનું ઠરાવ્યું છે.[૩૭૬] મરનાર એક જરતોશ્તી તરીકે ગુજર્યું છે તેટલીજ સાબેતી તેનાં ફરેોહરને અશોઓનાં ફરેોહરો માંહેલું એક ગણવાને પુરતી ગણવાથી આપણા લોકો જેમ દરએક જરતોશ્તીનાં રવાનની તેનો ઇનસાફ થઇ રહે ત્યાં લગીની ત્રણ દહાડાની ક્રિયા (જે અલબતે જેમ પુન્યવાન તેમજ પાપી રવાનને એકસરખી રીતે સરેોશની પાસબાનીનો ફાયદો આપે તે) કરતા આવ્યા છે, તેમજ ત્રણ દિવસ પછીની તેનાં ફરેોહરની ક્રિયાબી કરતા આવ્યા છે.

હવે સારોજાનું નામ અને એમાં જે જે ચીજો બનાવીને મુકે છે તેઓનો કેટલોએક વિચાર કરતાં સીરોજામાં તેત્રીસ ફરેસ્તાઓનાં દરૂન અને કેટલુંએક આકાશી વસ્તુઓની નીશાન દેખાડનારૂં મુકવામાં આવે છે તે ઉપરથી અમે કાંઇએક નીચે મુજબ સમજણ આપવાની તજવીજ કર્યે છેયે. આફતાબ ઘણોખરો ત્રીસ દહાડે આસમાનની એકેક રાશીમાં ફરી રહે છે તેના નમુના તરીકે એને 'સારોજો' (ત્રીસ દીવસનો સમુદાય) કહ્યા હોય. કારણકે નીચે આપેલી એક નોટપરથી માલુમ પડશે કે સીરોજામાં કેટલીએક ચીજો આસમાનની ચોજોના નમુના તરીકેની મુકાય છે. અથવા તો અસલમાં ત્રીસ રોજના ત્રીસ ફરેસ્તા ગણતા હશે તેઓની સામટી આરાધનાપરથી એ નામ હશે. પાછલથી ત્રીસ રોજના ત્રીસ ફરેસ્તાઓનાં નામોમાં (હફતાઓની ગોઠવણ વખ્તે) 'દએ-પ-આદર, દએ-પ-મેહર અને દએ-પ-દીન' એવાં અહુરમજદનાં ત્રણ નામો વધારીને હોમ, બરજો, અને દહમાન યજદ એ ત્રણે પાછલ મુકીને તેત્રીસની સંખ્યા કીધી હશે તે છતાં સારોજાનું નામ પેલું આગલું જે વપડાતું આવેલું તેજ રહ્યું હશે. સારોજાનાં ફરેસ્તાઓની આરાધના સામટી કરતી વખ્તે જો કે સરોશ અને અરદાફવશની આરાધના તેમાંથી બાદ કરવામા આવે છે. તોપણ એ બેની આરાધના બે ટાંકણાઓ ઉપર જો કે છુટી તોપણ જરૂર કરવામાં આવે છે. અને એ પ્રમાણે સર્વે ફરેસ્તાઓ અને ફરેોહરોની આરાધના સંપૂર્ણ રીતે કરવામાં આવે છે. જો કે આજની રીતે લેતાં તેત્રીસ ફરેસ્તાઓની આરાધના થાય છે તોપણ જો દએ-પ-આદર, દએ-પ-મેહર અને દએ-પ-દીન, જેઓ કાંઇ નહીં પણ માત્ર અહુરમજદનાંજ નામો છે તેઓને અહુરમજદની સાથે એકજ ગણયે (કે જેમ ગણવામાં ઘણું વાંધાભરેલું લાગતું નથી) તો જુમલે તેત્રીસ ફરેસ્તાઓનીજ આરાધના થાય છે તેથી એને 'સીરોજો' એટલે 'ત્રીસે રોજના ફરેસ્તાઓની એકજ ટાંકણે કીધેલી સામટી આરાધના કરી કહેવું નજદીક ખરૂં છે.—સીરોજાની ક્રિયાની વસ્તુઓ

---

૩૭૬. ઇ૦ ર૦ દા૦ હા૦ સફે ૯૭:—"જો કોઇએ મરગરજાન ગુનાહ કીધો હોય પણ જો તેણે તેનો પસતાવો કીધો હોય તો જ્યારે તે મરે ત્યારે તેની એક વર્ષ પછીની ક્રિયાબી કરી શકાય, પણ જો તેણે પસતાવો નહીં કીધો હોય તો હરગેજ તેની ક્રિયા નહીં કરવી જોઇએ."

બનાવવા વિષેનાં લખાણો પાછલી કેતાબોમાં મલે છે.[૩૭૭] તેઓમાં તેની સમજણુબી આપવામાં આવી છે. તે અલબતે પાછલા વખ્તની છે. તેમાં

૩૭૭. બ૦ કા૦ ૨૦ સફે ૧૨૧-૧૨૨; પે૦ ૬૦ મે૦ ૨૦ લા૦ નં૦ ૩૧ સફે ૨૦ બે૦ નં૦ ૨ સફે ૧૩:—"દરૂન (બાજ) (બનાવવા)નું કારણ.—ભલી માજદયસ્નની દીનમાં જાહેર છે કે દરૂન આ દુન્યાનો નમુનો છે. જ્યારે અહુરમજદે જરતોસ્તને તે દેખાડયો ત્યારે જરતોસ્તે પુછયું કે એ શું છે? અહુરમજદે જવાબ દીધો કે એ દરૂન છે. તમે શરીરનાં રક્ષણ માટે કરવો જોઈએ. તેનો ગોળ આકાર પૃથ્વીનો નમુનો છે. તેની આસપાસની કોર અલબુરજની મીસાલ છે, જેમ તે જમીનપર (અથવા આસપાસ વીંટલાયલો?) છે તેમ અને દરૂનના અંદરનો ભાગ માણસો; ગાવ ગોસ્પંદો, અને વનસ્પતિની ઉધરભાવ પામવાની જગાની મીસાલ છે. દરૂનની વચોવચમાં મુકેલો 'ગોશોદા' (ગોસ્ત અથવા ઘી) આ દુન્યાની વચ્ચેના 'ચકાતે દાઇતિ'ની મીસાલ છે. અને "પરસીદ" (ફ્રસસ્તી?) અહુરમજદની દશા (દક્ષિણ?) તરફ. તેને દરૂનથી જુદો મુકવાનું કારણ એ કે અહુરમજદ અંત વગરનો અને (પેદાયશનો) ઝરો છે. પાણીથી (પાણીના વાસણને) દરીયાની મીસાલે ભરેલું કરવું જોઈએ. કેમકે દરીયો પાણીથી ભરેલો છે. તે (પાણીનું વાસણ) જે ભરેલું નહીં હોય તે તેનાં નમુના તરીકે નથી. 'નાવિહ '(મીવેકી=મેવો) પુલ (ચીનવત)નું સર (ના નમુના તરીકે છે) (?) ફુલ અને પાણી તે મીનોઇ જેહાંનનાં વન અને સરોવરની મીસાલે છે, બીજા ખોરાકો જે દરૂનની આગળ મુકાય છે તે અને "હોશફ્રીદ" (અ૦ ઉસ્ફ્રિતિ=કુરબાની કીધેલાં ગોસ્પંદોનું માંસ) અને આતશપર મુકાતો (જોરનો=ચરબનો હીસ્સો તે યજદોની ખુશ્નુદી છે. અને પાઘડી અને (કપડાંની) જોડી અશો (બહેસ્તી) માણસની (ખુશ્નુદી) છે. અને (ત્રણ) 'એસમ બોય' તે નેક વિચાર, નેક વાણી, અને નેક કરણી, કે જેને લીધે (અથવા જે નામની ત્રણ જગાઓમાં ત્રણ કદમ મુકીને) (સરખાવો હાદોખ્ત યસ્ત ફ૦ ૧૫) (બહેસ્તીઓનાં રવાનો બહેસ્તમાં જાય છે તેની મીસાલ છે. દરએક જણને માટે બે ફુલો (નીહારો?) ફુલની જગાએ મુકવી, જે કોઇ કે બાજ ધરે તેને તે ફુલથી† તે દરૂનની ચાશણી આપવી (કરવી) કે ફુલ મ્યજદમાંબી એજ પ્રમાણે (મુકાય છે). તે શખ્સ કે જે તેને મુકે તને પોતાથી તે દિવસે મરગરજાન ગુનાહ (કોઇબી મોહોટો ગુનાહ) થવાની ધાસ્તી નહીં રાખવી એટલેકે દરૂન ઇંજનારે ચોંપ રાખવી કે તેને હાથે ગુનાહનું કામ નહીં થાય). જે કોઇકે દરૂનની ચાશણી કરે તેને ઘણો સવાબ લાગે. અને હમેશે ભલી દીનનાઓની મ્યજદમાં સવાબને માટે એકબીજા સાથે સામેલ થવું. તે કે જે દરૂન ઇંજવા ચાહે...... આએબી જાહેર છે કે દરરોજ સુરજ અસ્ત પામ્યા પછી દોજખમાંથી દેવો અને દરૂજો જ્યારે સર્વે ઉંઘાતા હોય છે ત્યારે બાલની માફક (અસંખ્યાત) ઉપર આવે છે. અહુરમજદની પેદાયશને નુકસાન કરવાને માટે આ દુન્યામાં આવે છે. જયારે તેઓ અલબરૂજ પહાડ ઉપર જાય છે ત્યારે દરૂનનો મીનો તે તમામ દેવો અને દરૂજોની સાંમણે જાય છે તેથી તેઓ જલદીથી પાછા પડે છે એ પ્રમાણે મારવું કરે છે કે કરાંની મીસાલે તે લાગે છે. આ દુન્યામાં આવવું અને અહુરમજદની પેદાયશને હલકી પોંહોંચાડવાથી તેઓ છુપા અને નપેદા થાય છે......આબી જાહેર છે કે મ્યજદ યજદોને જરૂરની અને ભલાઓને રામસ્નીનાં મીનોના નમુના તરીકે મુકવામાં આવે છે. કેમકે એજ પ્રમાણે અહુરમજદ અને અમશાસ્પંદો એકબીજા સાથે બેઠા હતા. તે અમશાસ્પંદોને કાંઈબી કામમાં આવતી નથી (?) (એટલેકે મ્યજદનો જે સામન મુકાય છે તે ફરેસ્તાઓને ખોરાક તરીકે અથવા તેઓને સોડમ આપવાને માટે મુકવામાં આવતું નથી. પણ આ અને પેલી જેહાંનમાં ચોક્કસ દેખાવો અને બનાવોના નમુના તરીકે મુકવામાં આવે છે)."

† દરૂનની બે હારોની ડાબી તથા જમની તરફ ફુલોની બે હાર જેમ આફ્રંગાનમાં છે તેમ આગળા જમાનામાં માંડવામાં આવતી હતી કે શું? હાલ જમાનામાં એ પ્રમાણે ફુલોની હારો બાજમાં માંડવામાં આવતી નથી.—રી૦ બ૦.

કેટલાએક દરૂનોને પૃથ્વીના નમુના તરીકે, અને કેટલાએકને આસમાનનું ચક્કર, આફતાબ, માહતાબ, સેતારા, અહુરમજદનું સર્વવ્યાપકપણું, વગેરેના નમુના તરીકે, ગણવામાં આવ્યા છે. તેમાં આસમાનના ગોળાને બતલીમુસનાં જયોતિષ શાસ્ત્રની ધારણા પ્રમાણે જમીનને થંભ અને આસમાનને ફરતું ગણીને તે પ્રમાણેની તે વસ્તુઓની સમજણ આપેલી છે. પણ એ સમજણ આપવામાં જેમ છેક હમણાંના પાછલા વખ્તમાં સુદ્રેહ અને કુસ્તીની સમજણ આગલા વખ્તમાં આપેલી સમજણથી જુદી રીતની આપવામાં આવેલી છે અને અપાય છે, તેમજ બનેલું લાગે છે. બીજી કેટલીએક બાબતોની સમજણ આપવામાં જેમ પાછલા વખ્તમાં અસલ મતલબથી જુદી રીતે સમજણ અપાયલી મલે છે, તેમજ એ બાબતમાંબી

---

સવાલ—"દરૂન બરાબર કેમ બનાવવો ? તે કેટલા દીરમ ભાર હોવો જોઈએ ?"—જવાબ—દરૂન બનાવવા વિષે દીનમાં એવું જાહેર છે કે અનાજ (જોહાર) બધી જાતનો ખપે. પણ ઘઉં હોય તો સારૂં. અમારી તરફ (એટલે ઈરાનમાં) મોહોટો. દરૂન (દરૂને મેહ) અને નહાંનો દરૂન (દરૂને કેહ) બનાવવામાં આવે છે. મોહોટો દરૂન ૩૩ દીરમ (વજન)નો હોય છે અને નહાનો દરૂન અથવા 'ફરસસ્ત' ત્રણ (અથવા નવ) દીરમનાં વજનનો હોય છે. બીજો એક દીરમ (દરૂન ?) નવ દીરમ (વજન)નોબી કરવામાં આવે છે. અમારે ત્યાં (ઈરાનમાં દરૂન ઉપર) છરીની નોકથી નીશાન પાડતા નથી. દરૂનની મતલબ આ પ્રમાણે છે:—દીનમાં દરૂનને દુન્યાના નમુના તરીકે ગણેલો છે. દરૂનની કોર અલબરૂજ પહાડનો નમુનો છે કે જે અલબરૂજ દુન્યાની આસપાસ છે. દરૂનની વચોવચ 'ગોશોદા' (ઘી અથવા ગોરત) મુકવામાં આવે છે તે દુનિયાની વચોવચનાં 'ચકાતે દાઈતિ'નો નમુનો છે. 'ફરસસ્ત' તે દાદાર અહુરમજદ સર્વે જગ્યાએ હાજર છે તે (તેનાં સર્વવ્યાપકપણા)નો નમુનો છે. "ખુરશેદ" (અથવા "ખુરશેદ રૂએ") (સૂરજના આકારનો દરૂન) એ આફતાબનો નમુનો છે. "માહરૂએ" (ચાંદના આકારનો દરૂન) ચંદ્રનો નમુનો છે. ત્રણ 'એસમ બોય' (ખુશબોદાર કાઠીનાં ત્રણ કકડા જેઓ ઉપર લોબાંન વગેરે ધુપ મુકવામાં આવે છે તે) નેક વિચાર, નેક વાણી, અને નેક કરણીનાં નમુના તરીકે છે. 'આપે' (પાણી), આરવર, અને મેવો એ (ત્રણ) ધંધાદારીઓ (અથોરનાન, રથેસ્તાર અને વાસ્ત્રીઓશ)નાં નમુના છે.

☞ બેં૦ નં૦ ૨ સફે ૧૩ માં આ પ્રમાણે દરૂનોનાં આકારો ચિતારેલા છે:—

દરૂન (મોહોટો).



ફરશસ્ત.





ચાંદરાતનો ચાંદ.



ખુરશેદ.



☞ નોટ—ઉપર ટાંકેલા ફકરાઓનાં અસલ લખાણો એટલાંતો ગુંચવણભરેલાં છે કે તેઓનાં મતલબ પુરેપુરી સમજાય તેમ સમજ પડતો તરજુમો કરી શકાતો નથી. જેટલી બને તેટલી ચોકસાઈથી કેટલાંએક પાજંદ વાકયોને પેહલવીમાં ઉતારીને તેઓનો તરજુમો આપવાની અમે બનતી તજવીજ કીધી છે.—રી૦ બ૦.

ચયલું હશે એમ અમોને શક છે તોપણ એજ લખાણના કાંઇએક આધાર ઉપરથી અને ઉપર ઘણે ઠેકાણે ફ્રેરોહરો વિષેની બાબતો આવેલી છે તેઓની સરખામણી કરવા ઉપરથી એ લખનારાઓનાં ભાવાર્થની કાંઇએક એવી સમજણ આપી શકયે છૈયે કે સીરોજામાં જે જે ચીજો બનાવીને મુકવામાં આવે છે તેઓની મતલબ કાંઇએક એવું દેખાડવાની છે કે ફ્રરો-હરો અને ફરેસ્તાઓ આ પૃથ્વીથી તે સેતારા, ચંદ્ર, સુરજ, વગેરે છેક અહુરમજદનાં ગરોથમાન લગી જઇ શકે છે અને જેઓ નેક વિચાર, નેક વાણી, અને નેક કરણીથી ધર્મગુરૂના, પાદશાહ–પેહલવાનના, ખેડુતના વગેરે ધંધા અને ઉંધમો ચોખી દીયાનતથી કરે છે તેઓની મદદે તેઓ પેલી જેહાનથી આ જેહાનમાં નીચે ઉતરે છે. અને તેઓને યાદ કરવાથી અને તેઓ સાથનો સંબંધ રાખવાથી જીવતાંઓના હકમાં અંતે ફાયદો થાય છે. તેઓ તેઓનાં ખેશીઓ અને લાગતાંવલગતાંઓની જગાઓમાં જોઇતો વરસાદ વરસાવે છે, તેઓનાં દુઃખ દરદો દફે કરે છે, તેઓને ઇજા દેનારા-ઓને દૂર કરે છે, ઇત્યાદિ. બીજી ઘણીએક રીતે જીવતાંઓને ફાયદા પોંહો-ચાડે છે. જોકે સામટી રીતે લેતાં સીરોજાનાં દરૂનોની સમજણ કેટલેએક દરજ્જે એ પ્રમાણે આપણીથી પાછલા વખ્તની કેતાબોને મલતી રીતે આપી શકાય તોપણ હરેક દરૂન અને તેની સાથનો અસબાબ અને બાજની સમ-જણ અમારા વિચાર પ્રમાણે અમોને જે લાગે છે તે નીચે પ્રમાણે આપ્યે છૈયે.

'દરૂન' એ શબ્દ અવસ્તાના 'દ્રઑનસ્' શબ્દ ઉપરથી નિકલેલો છે. એ 'દ્રઑનસ્' વેદનાં 'द्रोण' શબ્દને મલે છે, એનું ધાતુ દ્રુ 'વેહવું, પીગળવું, પ્રવાહી રીતે વેહવું' કરી છે. જે ઉપરથી એનો મૂળ અર્થ પ્રવાહી વસ્તુ અથવા પ્રવાહી ખોરાક કરી થાય છે. પાછલથી પ્રવાહી ખોરાક મુકવાનું જે વાસન તેનુંબી એ નામ પડયું હતું. વેદમાં 'દ્રોણ' એક ચોક્કસ વાસનનું નામ છે. એ વાસનની અંદર 'સોમ' (હોમ) ના રસમાં દુધ વગેરે બીજું મેલવીને મુકતા હતા અને તે એક પ્રવાહી ખોરાક તરીકે ખાધામાં લાવતા હતા. એજ द्रोण શબ્દ આજે બ્રાહ્મણોમાં રહેલો છે અને તે પાતરાંના 'દરીઆ' નું નામ છે કે જેમાં ખાતી વખ્તે પ્રવાહી ખોરાક મુકવામાં આવે છે. એક વાસનનું નામ અને તે વાસનમાં મુકીને ખાવાની વસ્તુનું નામ કેટલીએક ભાષાઓમાં એકજ થઇ પડે છે. જેમકે, ફારસી તથા આપણી ગુજરાતીમાં 'ખુમચો' જે વાસનનું નામ છે તેજ નામ તે માંહેલા ખોરાકનેબી લાગે છે. અંગ્રેજીમાં 'રકાબી' ને 'ડીષ' dish કહે છે તે ઉપરથી રકાબીમાં મુકાતી વાનીનેબી 'ડીષ' dish કરી કહે છે. એજ રીતે ઉપલા વેદિક 'દ્રોણ' શબ્દની ઉત્પત્તિ થઇ છે. હવે અવસ્તામાં 'દ્રઑનસ્' જેમ હોમના રસના ખોરાકને

તેમજ વખ્ત જતે હરેક મવાહી ખોરાકને અને પછી સાધારણ રીતે કોઇબી ખોરાકનેબી લગાડેલો મલે છે.[૩૭૮] અને અવસ્તાનો પેહલવી તરજુમો કરનારાઓબી તેને એ છેલ્લે અર્થે સમજે છે. તેઓ અવસ્તાના 'દ્રઑનસ્' શબ્દનો અર્થ ઞ્ઞ કરી લખે છે. એ શબ્દ 'સૂર' કરી વંચાય છે કે જે અવસ્તાનો 'સૂઇર્ય' (યજશને હા ૬૨ ફ૦ ૭) શબ્દજ છે કે જે 'સૂઇર્ય' નો અર્થ 'દિસનું ખાનું' (Dinner) કરી છે. એ અવસ્તા 'દ્રઑનસ્' ઉપરથી પેહલવી, પાજંદ, અને ફારસીમાં 'દરૂન' શબ્દ નિકલ્યો છે જેનો અસલ અર્થ 'ખાણું' કરી થતો હતો તે પાછલથી જે ખાણું રૂહાનીઓને વાસ્તે ઇંજવા મુકાયલું તેનેજ વાસ્તે વપડાયો. એ મતલબે છેક પાછલા વખ્ત સુધી એ બોલ વપડાયલો મલે છે. જેમકે 'સરોશ દરૂન' (સરોસની બાજ 'યક દરૂન યશ્તન' (એક બાજ ઇંજવી) ઇત્યાદિ એ વાકયોમાં દરૂન શબ્દ ફકત દરૂન નામની ચોક્કસ એક રોટલીને અર્થે વપડાયલો નથી પણ ઇંજવા મુકેલી સઘલી વસ્તુઓને લાગુ પડે છે. પાછલથી રૂહાનીઓની આરાધનાને માટે કીધેલી એક ચોક્કસ જાતની રોટલીનેજ એ શબ્દ લાગુ પડયો, એ રીતે જોતાં 'દરૂન' એ અસલ એક જાતનાં મવાહી ખોરાકનું નામ હતું જે પાછલથી કોઇબી ખોરાકને વાસ્તે વપડાયું. આગલ જતે મીનોઇ રૂહોની ચોક્કસ આરાધના કરતી વખ્તે આગલ મુકેલી ખોરાકની સર્વે વસ્તુઓને સામટી રીતે ગણવાને માટે એ શબ્દ રહ્યો અને વલી આગલ જતે એ શબ્દ તેમાંની એક ચોક્કસ વગર ખમીરની રોટીનેજ વાસ્તે વપડાયો, જે મતલબે આજેબી એ શબ્દ આપણામાં વપડાય છે, દરૂન શબ્દની આ તવારીખ ઉપરથી ધારવાને બને છે કે પૂરાતન આર્યનોમાં આકાશીઓને ભેટ તરીકે મવાહી ખોરાકજ મુકાતો હતો તેને બદલે આસ્તે આસ્તે વખ્ત જતાં નક્કર ખોરાકબી મુકાવા લાગ્યો.

---

૩૭૮. ૬૦ ૩૩ ફ૦ ૮:—"આપો તમારી બેમર્ગીની શક્તિ અને સંપૂર્ણતાનો 'દરૂન' (ખોરાક)."

ઇ૦ ૧૦ ફ૦ ૧૫:—"મરગરજાન (અલગ રેહવાજોગ) છતાં નહીં જુદું ખાનારી 'જની' (જનાકારી કરનારી? અથવા એ નામની જુઠી પૂજારણ?)ની (તુંને થતી) હાંનીને હું દૂર કરૂં કે જેણી જાણીજોઇને અથોરનાન અને હોમનો ઠગનારી (ખોટા પાડનારી) છે. તેણી જે ઠગીને દૂર નહાસે છે તેણી તે હોમને 'દરૂન' (પ્રવાહી ખોરાક) ગુનાહભરેલી રીતે ખાતી બેસે છે અને નથી આપતી તે અથોરનાનની બસલતનું કે નહીં સારી બસલતનું ફરજંદ."

ઇ૦ ૧૧ ફ૦ ૭:—"શેતાબ ગોસ્પંદનો 'દરૂન' (ખોરાક) જોરાવર હોમને માટે તું તૈયાર કર."

વં૦ ૧૫ ફ૦ ૪૩:—"તે કુરકુરીઆં આપબચાવ અને **સ્વાયત્ત ખોરાકવાલાં** થાય."

માહ ન્યાયશ ફ૦ ૧૦:—"આપે ગોસ્પંદોનો આપ મેહનતે મેલવેલો (હલાલ) **ખોરાક.**"

☞ [illegible] એ અસલ [illegible] છે એવું પેહલવી તરજુમાં મધેનો [illegible] શબ્દ સૂચવે છે.—રી૦ બ૦

જમ્યાદ યશ્ત ફ૦ ૭:—"એ પ્રમાણે બે હજાર બસોને ચુમાલીસ પહાડો છે. ઓ સપેતમાન જરતોસ્ત! જેટલે દરજજે પહાડો છુટા છુટા બેસનાર તરીકે એક બીજાની પાછલ આવતા જાય છે તેટલે દરજજે અથોરનાન, રથેસ્તાર, અને વાસ્ત્રીઓશાને તમામ **ખોરાક** આપે છે."

અવસ્તાના ધાતુ 'વચ' એટલે બોલવું ઉપરથી નિકલેલો પેહલવી અને અને પાજંદ ભાષાઓમાં એક શબ્દ 'વાજ' કરી મલે છે; જેપરથી ફારસીમાં 'બાજ' શબ્દ નિકલ્યો છે, 'વાજ'નો મૂળ અર્થ સખુન, શબ્દ, વાણી અથવા ભણુતર કરી થાય છે. 'વાજ ગીરફતન' અથવા 'બાજ ગીરફતન'નો અર્થ બોલવું બંધ રાખવું એટલે મુગું રેહેવું કરી થાય છે, જેનો શબ્દે શબ્દનો તરજુમો આજેબી આપણે 'બાજ ધરવી' કરી વાપરયે છેયે. જમતી વખતે ભેજું શાંત નહીં હોય અથવા મોહોટે બોલવાથી કદાચ કાંઇ વસ્તુ દમ લેવાની નલીમાં ઉતરી જાય તો તેથી તનદરૂસ્તીને નુકસાન થાય બલકે કોઇવાર જીવની હાંની થાય, તેમજ પાક ખોદાએતાલાની ન્યામતનો ઉપભોગ કરતાં તેની બક્ષેશનો આભાર માનવાને બદલે કાંઇ નઠારો અથવા ગુનાહભરેલો સખુન ઓચરાય તો તે ખોટું થાય. જમતી વખ્તે વાત કરવામાં ધ્યાંન રહેવાથી ભેજાને મેહેનત પડે અને તેથી લોહીનો વધારે હીસ્સો ભેજામાં ખપે અને હોજરીને તેટલું લોહી ઓછું મલે અને તેથી પાચનક્રિયામાં હરકત પડે, ઇત્યાદિ બીજા કેટલાએક સબબોથી જરતોશ્તી ધર્મમાં જમતી વખ્તે બાજ ધરવાનું એટલેકે મુગું રહેવાનું કહ્યું છે અને જમવાનાં કામને ધર્મની એક ક્રિયાનું રૂપ આપ્યું છે; તેમજ દરેક અવસ્તા પઢતાંબી જ્યાં ચોક્કસ દીબાચા તરીકે શરૂઆતનું ભણુતર પઢીને તે અવસ્તા પઢવા બાદ સમાપ્તિનું ચોક્કસ ભણુતર પઢવામાં આવે છે ત્યાંબી તે ભણુતર પુરૂં થઇ રહે ત્યાં લગી વચ્ચે તે ભણુતર સિવાયનું બીજું કાંઇબી બોલવાનું બંધ રાખવા કહ્યું છે. એ મુગું રાખવાની મતલબ એ છે કે જમવા જેવી દમ લેવાની નલીમાં હરકત થઇને જીવ જોખમમાં આવી પડે તેવી જોખમભરેલી ક્રિયા તેમજ ભકિત કરવાની સૌથી અગત્યની ક્રિયા કરતી વખ્તે એકાગ્રચિત્તે રહીને તેજ કામ ઉપર ધ્યાંન રાખવાને બની આવે અને તે કામમાં જેમ બને તેમ ઓછી ખલલ થવાનો સંભવ રહે. એથી કરીને જરતોશ્તી ધર્મની એ બાબત તેમજ ક્રિયાઓમાં એવો એક કાયદો થઇ પડયો છે કે જ્યાંબી શરૂઆત અને સમાપ્તિનાં ઠરાવેલાં ભણુતરો સાથનું કાંઇબી ભણુતર ભણુવામાં આવે અથવા તેવી ક્રિયા કરવામાં આવે ત્યારે તેવું ભણુતર અથવા તેવી ક્રિયા પુરી થવા પછીજ બીજું જે બોલવું હોય તે બોલવું ત્યાં લગી બાજ ધરવા એટલે બોલવું બંધ કરવું અથવા ઘણીજ જરૂર હોય તો બાજમાં બોલવું એટલે મોહોડું બંધ રાખીને બોલવું. હવે દરૂન ઇંજવાના જે અવસ્તા છે તેજ અવસ્તા જમવાની અગાઉ અને પછવાડે ભણુવાનાં ભણુતર તથા કરવાની ક્રિયાનાબી છે જેને જમવાની સૌથી વડી અથવા ખુબની બાજ કરી કહે છે તેથી દરૂન ઇંજવા અથવા બાજ ઇંજવી તેમજ દરૂન ધરવા અથવા

બાજ ધરવી એ ચારે વાકયોનો અસલ અર્થ એજ છે કે ચાર (અથવા સરેશનો હોય તો ૭) દરૂન મુકીને તેની સાથે ઘી (અથવા ગોસ્ત) મેવો, પાણી, અને ચોક્કસ સુગંધી કાઠી (જેને "એસમ બોય" કરી કહે છે તે મુકીને ચોક્કસ ભણતર ભણીને તે ચીજો સાથે દરૂનોની જરા જરા ચાશની કરીને પછી જે ખાણું ખાવું હોય તે ખાવું અને તે પછી બાજ મુકવી એટલેકે સમાપ્તિનું ભણતર ભણીને બોલવાની છુટ લેવી. એ ઉપરથી આગલ જતાં બાજ કે જેનો મૂળ અર્થ માત્ર કોઇબી 'ભણતર' કરી હતો તે ઉપરથી આગલ વધીને કોઇબી ભણતર કે જે પૂરૂં કરતાં લગી બીજું કાંઇ નહીં બોલવું તેને વાસ્તે વપરાયો. પછી તેજ રીતે એજ મજકુર ચોક્કસ ભણતર અને તેની સાથની ક્રિયાને લાગુ પડયો. અને વલી તેથીબી આગલ વધીને તે ક્રિયાની વસ્તુઓ—ચાર અથવા છ દરૂનો, જરાક ઘી અથવા ગોસ્ત, મેવો, અને પાણી—જેઓની ચાશની ક્રિયાનો કરનાર કરે છે તેને લાગ્યો. એ પ્રમાણે બાજનો પેહલો અર્થ ભણતર, બીજો અર્થ કોઇ ચોક્કસ શરૂઆત અને સમાપ્તિ સાથનું ભણતર જેની વચ્ચે બોલાય નહીં તે, ત્રીજો અર્થ જમવા અગાઉ ચોક્કસ વસ્તુઓ મુકીને તેપર ભણેલું ભણતર અને કીધેલી ક્રિયા, અને ચોથો છેલ્લો અર્થ જે ચીજોપર તે ભણતર તથા ક્રિયા કરવામાં આવે તે, એ પ્રમાણે થાય છે. આ છેલ્લા અર્થ પ્રમાણે 'બાજ' શબ્દનો અર્થ જેમ આજે સ ધારણ લોકોમાં તરેહવાર જાતની મીઠાઇઓ અને ફરૂત વગેરેના ખુમચા કરી સમજવામાં આવે છે તેમ નહીં પણ ફકત જે અનાજની વસ્તુ (ચાર અથવા ૭ દરૂન), ગોસ્પંદી વસ્તુ (જરા ઘી અથવા ગોસ્ત), વનસ્પતી (જરા મેવો), અને પાણી, એ ચાર ચીજો અને આતશની કાઠી અથવા ધુંપ મુકીને તે ઉપર ભણતર ભણીને ભણનાર તેમાંથી જરા જરા ચાશની કરે છે તેજ માત્ર છે તે વાંચનારે યાદ રાખવું. એ ઉપરાંત જેબી કાંઇ મીઠાઇ મેવા વગેરેના ખુમચાઓ ભરીને મુકવામાં આવે તે બીલકુલ નકામું છે તે ચોક્કસ જાણવું. જમવા અગાઉ એજ ચીજો મુકીને તે ઉપર ભણતર કરવામાં આવે છે તેની મતલબ ઘણી ઉમદા છે જે અમારી નાકેશ અક્કલ મુજબ અમે નીચે આપ્યે છેયે.

જો આપણુને કોઇ બીજા માણસો તરફથી કાંઇ મલે છે તો આપણે તુરત તેનો આભાર માન્યે છેયે. જેઓ પોતાની ઉપર આભાર કરનારનો આભાર માનતા નથી તેઓને આપણે નગુના કરી ગણ્યે છેયે. નગુણાપણું એ સર્વે લોકોમાં અને સર્વે જમાનાઓમાં એક ઘણોજ ધીક્કારવા લાયક દોષ ગણાતો આવેલો છે. હવે જે ખુદાતાલાની તરફથી આપણી ઉપર દર પલે બેશુમાર બક્ષેશો ઉતરે છે તેનો જો આપણે આભાર નહીં માન્યે તો આપણે કેવા ગુનેહગાર થયે ? તેમાં ખસુસન આપણા ખોરાક, પાણી,

અને હવા, જેઓથી આપણી હેયાતી કાયમ રહે છે અને જે વગર આપણે કદી જીવી નહીં શકયે. તે બક્ષેશોનો ઉપભોગ કરતી વખ્તે જરૂર તે દયાળુ બાપની ન્યામતની બક્ષેશનાં શુક્રાનાં કરવા જોઇએ. એટલામાટે જરતોશ્તી ધર્મમાં દરેક જણે જમતી વખ્તે એક ચોક્કસ બંદગી કરીને તે રજક અને રોજીના પોંહોંચાડનારનો ઉપકાર માનવાની તાકીદ કીધી છે, જે બેશક વાજબી અને અક્કલ પસંદ છે. હવે માણસનો ખોરાક મૂખ્ય ચાર વર્ગો—અનાજ ગોસ્પંદી વસ્તુ, વનસ્પતિ વસ્તુ (મેવો. તરકારી ઈત્યાદિ), અને પાણી—ની ચીજોનો હોય છે. તે સાથે હવા અને રોશની જીંદગી ચાલુ રાખવાને જરૂરનાં છે. તેથી એ પાંચે વર્ગોની નીશાન તરીકે એક એક ચીજ મુકીને તે ઉપર તે સાહેબની બક્ષેશનો પ્રથમ ઉપકાર માનીને પછી ખાણું ખાવાનું જરતોશ્તી ધર્મે ફરમાવ્યું છે તે બેશક ઘણી સારી મતલબનું છે. એ પ્રમાણે ચીજોપર ભણતર કરીને આજેબી વડી ખુબવાલા અથોરનાનો જેઓએ સૌથી ચહડતી પાકીજગી વાપડવી જોઇએ તેઓ ખાણું ખાય છે. પણ જેઓને કામધંધાની અથવા બીજી અડચણોને લીધે દર વખ્તે એ ક્રિયા કરવાને બને નહીં તેઓને માટે એજ ભણતરોમાંથી કેટલોએક સરસ ભાગ ચુંટી કહાડીને તે ઉપરથી એક નાહનું ભણતરછે જે ફકત 'અમેષે–સ્પેન્તે'ની બાજ અથવા વડી બાજ કરી કહે છે તે ભણીને ખાણું ખાવાની તેઓને રજા આપી છે. જેઓથી વળી તેટલું ભણવાનેબી નહીં બની શકે તેઓને તેમાંથીબી એક ટુંક સાર કહાડીને ભણવા ઠરાવ્યું છે જેને નાહની બાજ કરી કહે છે.

એ રીતે બાજ ધરવાની મતલબ તો ફકત એટલી છે કે ખોદાતાલાની તરફથી જે ખાણું, પીણું, હવા, અને રોશની આપણને મલે છે તેની નીશાન તરીકે દરૂન (અનાજ), "ગાઉશ હુધાઓ" અથવા "ગોશોદા" (ઘી અથવાગોશત), "આપ" (પાણી), "ઉરવર" (મેવો), "એસમ બોય" (કાડી અને ધુંપ કે જે હવાને સુધારીને તેથી પ્રાણીઓની હસ્તી કાયમ રાખવાની દસ્ય ઇંધાંની બતાવે છે), અને આતશ (રોશનીની નીશાંની) પ્રત્યક્ષ રાખીને તે સાહેબનો તે બક્ષેશો વિષેનો આભાર માનવો અને શુક્રાના ગાવા. ત્યારે હવે એજ ક્રિયા એજ પ્રમાણે મરનારનાં ફ્રેોહરોની નયતે અને ભલા મીનોઓને માટે કરવાની મતલબ શું? તેનો ખોલાસો અમોને એટલો જણાય છે કે ઉપર જણાવ્યા પ્રમાણે ફ્રેોહરનું મૂખ્ય કામ જાનદારને જીવતું રાખવાનું છે, જે કામ તે ખોરાક અને હવાનું શરીરમાં રૂપાનતર કરીને બજાવે છે અને સર્વે ભલા મીનોઓ દુન્યામાં આપણને આબાદી પોંહચાડે છે અને આપણું રક્ષણ કરે છે તેની નીશાન તરીકે ખોરાક અને હવાનાં ઉપલા છ પ્રતિનિધિઓ હાજર કરીને તેઓ ઉપર કીધેલી ફ્રેોહરની તથા બીજા ભલા મીનોઓની આરાધના તે ફ્રેોહરને અથવા મીનોઓને અર્પણ કરવી. એક જણે આપણી

ઉપર કીધેલા ઉપકારની માત્ર એકલી સ્તૂતિ કરવા કરતાં જે ચીજ આપણી ઉપર બક્ષેશ કીધી હોય અથવા જે રીતે આપણી ઉપર ઉપકાર કીધો હોય તેનો નમુનો નજર આગલ રાખીને તે સ્તૂતિ કીધેલી વધારે અસરકારક હોય છે.

જ્યારે એમ છે ત્યારે એક ખરેખરી બાજનો સામન તે માત્ર ઉપર કહેલી છ ચીજોજ છે. એઓ સિવાય જેબી બીજી વસ્તુઓ આગલ મુકવામાં આવે તે કશા ઉપયોગની નથી. આજે આપણા લોકોમાં પુશ્કળ અને ભાંતભાંતની મીઠાઇઓ અને પકવાનો કરીને અને મેવાઓ લાવીને ઇજવા મુકે છે તે માત્ર પાછલી ચોપડીઓમાં[૩૭૯] ઉપલી મતલબ નહીં સમજવાથી અને મરનારનું રવાન તેની નયતે ઇજાવેલી સઘલી મીઠાઇ અને પકવાનનો સોરમ લેઇને આનંદ પામે છે એવો જરતોશ્તી ધર્મની બુલંદ ફીલસુફીથી ઉલટો વિચાર ધરાવાથી ચાલુ થયલી એક રસમ છે. બાજમાં જરૂરની વસ્તુ માત્ર ઉપર કહેલી છ ચીજોજ છે તે સિવાય જેબી કાંઇ મુકે તે નકામું છે. ઉપર (નોટ ૨૮૮ તથા ૩૭૫ માં તથા બીજી ઘણીક જગે) અમે આપણા ધર્મની મોતેબર કેતાબોનાં દાખલાઓથી દેખાડયું છે કે ગુજરેલાંનાં રવાનને અથવા ફરોહરને આ ખાકી દુન્યાની કોઇબી કીમતી અથવા નજીવી ચીજની કશી જરૂર નથી. તેઓ આપણેથી એટલીજ આરજુ રાખે છે કે આપણે તેઓને પ્યારથી અને માનથી યાદ કર્યે અને આપણે પોતે નેક કામો કર્યે તો તેથી તેઓ ખુશી થાય અને આપણને આશીષ દીએ. એમ છતાં હાલ જમાનામાં આપણા ટોલાની ભોલી ઓરતોએ એકબીજાની દેખાદેખીથી આજ આસરે પચાસ વર્ષની મુદતમાં મરનારની પુઠે મીંઠાઇ, મેવા, અને પકવાનો વગેરે કરવાનો ખરચ એટલો બધો તો વધારી મુકેલો છે કે તેનો આંકડો સેંકડો ઉપરથી હજારો રૂપીઆ ઉપર થવા જાય છે અને જરતોશ્તીઓની સકમાઇનો પૈસો બલકે કેટલીએક વખ્તે કરજે કહાડેલું નાણું બીલકુલ આડે માર્ગે ઘસડાઇ જાય છે, છતાં મરનારનાં રવાન કે ફરોહરને બીલકુલ ફાયદો થતો નથી. આપણા ધર્મની કોઇબી મોતેબર કેતાબમાં, અવસ્તા કે પાજંદ ભણતરમાં, પેહલવી કે ફારસી કેતાબમાં કે કોઇબી રવાયતમાં વટીક મરનારને સારૂં મીઠાઇ અને

---

૩૭૯. બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦:—"અને તમામ મેવા, મછી, દુધની વસ્તુઓ, અને હરેક ચીજ તે દરૂનપર મુકવી અને 'ગોશોદા' સાથે મરઘીનું ઇડું મુંકવું."

ફ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૦:—"વાસણો ઇંજાવવાં અને 'ગોશોદા' સાથે મરઘીનું ઇંડું મુકવું."

બે૦ નં૦ ૧ સફે ૭૭:—"ઘટે છે કે **જે કાંઇકે બની શકે તે** સઘલી ચીજો લાવીને ફ્રવશી ઉપર મુકવી. ગોરત, ઇંડાં, મછી, મીઠાઈ, એવા, તરકારી, વગેરે જે જે ચીજો તેઓને આ જેહાનમાં જોઈતી હોય અને તેની આરજુ રાખતો હોય તે ચીજો જ્યારે દરૂન ઉપર મુકવામાં આવે છે, ત્યારે તેઓ તેથી ખુશી થાય છે."

પકવાનો બનાવવા ઉપર થોડો કે ઘણો ખરચ કરવાનું જરૂર કહ્યું નથી. એટલુંજ નહીં પણ હાલ જમાનાનો કોઇબી દાનાવ અને દીનઆગાહ દસ્તુર કે મોબેદ કે બેહદીન એ ખોટા ખરચની તરફ પોતાનું મત આપતો નથી. બલકે તેઓ સર્વે એક આવાજે એ ખોટા અને નાશકારક ખરચ કહાડી નાખવાની ભલામન કરે છે. આપણી કોમનાં સર્વે વૃદ્ધ વયનાંઓ કહે છે કે આજથી પચાસ વર્ષની ઉપર એવી મીઠાઇ અને પકવાનો કરવાનું આપણા લોકોમાં હતુંજ નહીં. ઇરાનમાં કશી મીઠાઇ કે પકવાનો કોઇ જાણતું નથી. ધારવામેલે હીંદુ લોકોને જોઇને પ્રથમ સુરતમાં આપણી ભોલી ઓરતોએ મીઠાઇ અને પકવાનો કરવા માડયાં; ત્યાર પછી એ રેવાજમાં ધીમે ધીમે વધારો થઇને તે મુંબઇમાં અને બીજા દેશાવરોમાંબી ફેલાતો ચાલ્યો. પણ એ રેવાજની અસર આપણા લોકો તથા આપણા ધર્મ ઉપર ઘણી માઠી થાય છે, તેથી જેમ બને તેમ બીચારાં મરનારનાં નિર્દોષ રવાનને નામે થતા એ બીનજરૂરના ખરચો જલદીથી બંધ પાડવા જોઇએ. કેમકે એ રસમથી જીવતાંઓ ખુવાર થાય છે; મુવેલાંને કશો ફાયદો થતો નથી, અને જાણેકે આપણા ઉત્તમ જરતોશ્તી ધર્મે એવા બેહુદા ખરચોનો બોજો જરતોશ્તીઓ ઉપર નાંખ્યો હોય તેમ સમજવાથી એ પાક મજહબની અપકીર્ત્તી થાય છે. સર્વે શ્યાના જરતોશ્તી મરદો તેમજ ઓરતોની ખાસ ફરજ છે કે પોતાનાં ઘરોમાંથી રવાનને નામે થતી મીઠાઇ અને પકવાનો કરવાનું બંધ કરવું, એટલુંજ નહીં પણ બીજા અજાણ્યાં જરતોશ્તીઓને સમજાવીને તેઓને ત્યાંથીબી થતાં એ બેજા ખરચોને બંધ કરાવવા, કે તેથી આજના વખતમાં આપણા પાક જરતોશ્તી મજહબની એક મોહોટી સેવા બજાવેલી ગણાશે. આપણા નીર્મલ અને ખાલેશ જરતોશ્તી ધર્મને અને આપણા અશોઓનાં રવાનનો તથા ફરોહરોને જીભને સ્વાદ આપે તેવા મીઠા મેવા અને પકવાનો સાથે કશું લાગતુંવલગતું નથી. આપણો પાક જરતોશ્તી ધર્મ અને આપણાં અશોઓનાં રવાનો અને ફરોહરો આપણા નેક વિચારો, નેક વાણીઓ, અને નેક કામોથીજ રાજી થાય છે. તેઓ આપણી પાસેથી એટલુંજ માંગે છે. એક જીવતાં બેશીનો નેક વિચાર, અથવા નેક વચન, અથવા નેક કામ, જેટલું એક મરનાર રવાન અને ફરોહરને ખુશી કરશે તેટલું હજારો રૂપીઆ ખરચીને કીધેલા મીઠાઇ મેવા અને પકવાનો કરી શકશે નહીં.

### ૩. વર્શીની અંદર તથા વર્શી પછીની પરચુરણ ક્રિયાઓ.

ઉપર આપણે જોયું છે કે એક મરનારનાં રવાન અને ફરોહરને કીજે જીવતાંઓએ કરવાની ક્રિયાઓ વિષે મૂળ અવસ્તામાં શોધ કરતાં ફકટ એટલુંજ જણાય છે કે સરોશ યજદ માણસની પાસબાની આ તેમજ પેલી

જેહાનમાં કરે છે તે આધારપરથી મરનારનું રવાન પેહલા ત્રણ દહાડા આ દુન્યામાં રહે છે તેટલો વખ્ત સરોશ યજદ તેની પાસબાની કરે તેટલા માટે સરોશની આરાધના કરવાનું આપણી પાછલી કેતાબોમાં કહેલું છે. તેમજ ચાહરમની બામદાદની વખ્તે મરનારના રવાનની આ જેહાનની કારકીરદીની તપાસ થઇને તેને લાયક બદલો મલવાનું અવસ્તામાં લખાણુ મલે છે તેથી તે વખ્તને છાજતી તેના રવાનને માટેની અને ફરોહરને માટેની-બી ક્રિયા કરવામાં આવે છે. ચાહરમની બામદાદ પછી રવાનને લગતી ક્રિયાનો છેડો આવે છે. મરનાર અશો આદમીના ફરોહરો પોતાનાં જીવતાં સગાંવહાલાંઓ અને લાગતાંવલગતાંઓ સાથે આત્મીક સંબંધ રાખીને તેઓનું આ અને પેલા જેહાનમાં ભલું કરવાની ઇચ્છા રાખે છે અને તેઓની મદદથી જીવતાંઓને અગણીત ફાયદાઓ થાય છે એવું ફર્વર્દીન યશ્તમાં કહેલું છે તેને આધારેજ કદાચ પાછલાં પાજંદ ભણતરમાં દરએક ગુજરનાર જરતોશ્તીને ફક્ટ તેનું જરતોશ્તી દીનપરનું ઇમાન અને એકરાર અશો ગણાવાને પુરતું લેખીને ચાહરમ, દસમું, માસીસો, અને વર્ષી એ ચાર ટાંકણે તેના ફરોહરને લગતી ચોક્કસ ક્રિયાઓ કરવાનું ઠરાવ્યું છે. એ ઉપરાંત વર્ષીની અંદર અને તે પછી મરનારનાં રવાન અને ફરોહરને માટે અવસ્તામાં બોલ કરતાં કાંઇ પાધરૂં અથવા આડકતરૂં લખાણ જડતું નથી. પણ કેટલીએક પાછલી કેતાબોમાં કેટલીએક પરચુટણ ક્રિયાઓ કરવાનાં લખાણો મલે છે જેઓની વિગત નીચે પ્રમાણે છે.

### ગુજરેલાંની નયતે એક વર્ષ લગી પતેત કરવા તથા તેની નયતે બરશ્નુમ લેવાડવા અને ગેતીખરીદ કરવા વિષે.

જરતોશ્તી ધર્મની રૂએ દરેક જરતોશ્તીને સર જીવતાંજીવત પોતાનાં તનને સાફ રાખવાની તેમજ આત્માને ચોખ્ખો રાખવાની ફરજ છે. તનનું મલીનપણું ટાલવાનાં એક ઉપાય તરીકે બરશ્નુમ ગણેલું છે, અને આત્માનું મલીનપણું ટાલવાનાં એક ઉપાય તરીકે પતેત (પશ્ચાતાપ) ગણેલી છે. અલબતે જીવતાં આદમીનાં શરીર અને આત્માને વાસ્તે એ બંધે ઉપાયો વાજબી છે. પણ એ ઉપાયો જેનું શરીર અથવા આત્મા મલીન થયાં હોય તેને જો જીવતાંજીવત લાગુ પાડયા હોય તોજ તેનો ફાયદો તેને મલે. જેને દરદ થાય તેણેજ દવા પીવી જોઇએ, જેનું શરીર ખરડાયું હોય તેણેજ નહાવું જોઇએ, અને જેણે ગુનાહ કીધો હોય તેણેજ પતેત કરવી જોઇએ. એકનાં બરશ્નુમ નહાવાથી બીજાનું તન પાક થાય અથવા એક નહીં ગુનાહ કરનારે પસ્તાવો કરવાથી એક ગુનેહગારે પસ્તાવો કીધેલો કહેવાય એ વાત આપણી અક્કલમાં ઉતરતી નથી. અવસ્તામાં જ્યાં તનની રીમનીવાલાને બરશ્નુમ નહાવા કહેલું છે ત્યાં "તે રીમન થયલા શખ્સે" (વં૦૯. ફ૦ ૧૨)

નહાવું કરી સાફ કહ્યું છે. તેમજ ગુનેહગારે પતેત કરવાનું બી જે શખ્સે ગુનાહ કીધો હોય તેનેજ કરવા કહ્યું છે. (વં૦ ૩. ફ૦ ૩૧ ૯૦). કોઇબી ઠેકાણે અવસ્તામાં એવું કહેલું નથી કે બીજાને નામે એકના નહાવાથી તે બીજાનું તન પાક થાય અથવા બીજાને નામે એકનાં પતેત કરવાથી તે બીજાનાં ગુનાહની તોજેશ થાય. અને અમે ધાર્યે છિયે કે આગલા ઇરાની દસ્તુરોનોબી એવોજ વિચાર હતો. કેમકે એક કાગજમાં તેઓ લખે છે કે બીજા પાસે બરશ્નુમ લેવાડવાની રીતની અમોને કાંઇ ખબર નથી. કદાચ હિન્દુસ્તાનની એ રસમ હશે.[૩૮૦] એમ છતાં કેટલીએક પાછલી કેતાબોમાં એવાં લખાણો મલે છે કે મરનાર જરતોશ્તીની નયતે પેહલાં વર્ષની અંદર અથવા જો તેમ નહીં બને તો તે પછી એક બરશ્નુમ કોઇ મોબેદ પાસે લેવડાવીને ગેતીખરીદ ઇજાવવી.[૩૮૧] તથા ઓછામાં ઓછું પેહલું વર્ષ થાય ત્યાં લગી અને વધતામાં વધતું ગમે ત્યાં લગી મરનારની નયતે પતેત પઢાવવી.[૩૮૨] એજ વિચાર મુજબ આપણી પાસે જે પતેતો છે તેઓમાં ચોક્કસ જગાએ એ ફેરફારો કરીને તેઓને રવાનની નયતે પઢવા તથા પઢાવવાનો રેવાજ આપણામાં ચાલુ છે. એ રેવાજને અવસ્તા-માંથી તો કાંઇ ટેકો નથી. અને એકવાર રવાનનો ઇનસાફ ચહારમની બામદાદે થઇ રહીને તેના કર્તુકો માફક તેને જગા મલી રહ્યા પછી અને તેની લાશ આ જેહાનમાં ખવાઇ રહેવા પછી જો કોઇ શખ્સ તેને નામે તેની જીંદગીમાં થયલા ગુનાહોની પતેત કરે અથવા કોઇ શખ્સ પોતાનું જીવતું તન તેને નામે બરશ્નુમ લેઇને પાક કરે તો તેથી ગુજરનારનાં રવાનને તથા તેનાં ચાશની થઇ ગયલાં બદનને શું ફાયદો થાય તે વિચારી શકાતું નથી. તોપણ કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે કે ગુજરનારની

---

૩૮૦. બે૦ નં૦ ૩. સફે ૫૮:—"બરશ્નુમ લેવાની દરેક જણપર ફરજ છે કેમકે બરશ્નુમ વગર તન પાક નહીં થાય. તોપણ અલબતે તેણે પોતેજ લેવું જોઇએ કે તન પાક થાય. પોતાના નયતે બીજા પાસે બરશ્નુમ લેવાડવાનું અમે કાંઈ જાણતા નથી. કેમકે એ રસમ હીંદુસ્તાનની છે."

૩૮૧. ઈં૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૫; પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૨૨:—બીજું અલબતે ગુજરેલાને માટે માથું ધોવું (બરશ્નુમ લેવું) જોઇએ. જોકે તેની મેહનતનાં દામ તરીકે ધર્મગુરૂઓ ત્રણ 'સારી' (નામનાં નાણાં)ની કીમત લે છે તોબી. શી રીતે બરશ્નુમ લેવું તે અમે ચોપડીની શરૂઆતમાં લખ્યું છે."

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩:—"અને ગુજરેલાંની નયતે બરશ્નુમ લેવાડવું."

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૩; ઈં૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૫, ૧૨૦; બ૦ દા૦ ૨૦ સફે ૧૧૦:—"બીજું તે (મરનાર)ની નયતે એક હેરબદે બરશ્નુમ લેવું."

૩૮૨. ઇ૦ દા૦ સવાલ ૧૫ મો:—બીજું કેટલાએકો મરનારની નયતે એક વર્ષ સુધી પતેત કરવાનું મોબેદને સોંપે છે. કેટલાએકો કહે છે કે વર્ષ સુધી પતેત કરવાની કાંઈ જરૂર નથી. તે વિષેનું કાંઈ ફરમાન નથી. બરશ્નુમ લેવાડવું તથા પતેત કરાવવી દીનની રાહે સજાવાર છે કે નહીં?—જવાબ—બીજું, વર્ષ સુધી પતેત કરવાની જરૂર છે તે કરવામાં ઢીલ રાખવી નહીં જોઇએ. વર્ષ પછી બીજે કોઇ વખતે જો પઢે તો તેબી દીનની રાહે પસંદ છે."

નયતે બરશ્નુમ લેવાડવાની મતલબ એ છે કે મરનારની પોતાની જીંદગીમાં તેણે બરશ્નુમ નહીં લીધું હોય અથવા તેનાથી ભુલથી કાંઇ નસો ખવાયો હોય અને તેથી તેનું તન રીમન થયું હોય તો મુઆ પછી તેનું રવાન દુર્ગંધીભરેલું વાસ મારે છે તે વાસ પેલા બીજા પ્રાણીના બરશ્નુમ લેવાથી જાય છે.[૩૮૩] એ વાતમાં શું ભરમ છે તે અમે સમજી શકતા નથી. જે વાસણ ખરડાયલું હોય તેને નામે બીજું વાસણ ઉંજારવાથી પેલું ખરડાયલું વાસણ કેમ સાફ થાય, અથવા એક ફાનસને તથા તે માહેલા દીવાને સાફ કરવાથી એક ભાગી ગયલાં ફાનસમાંથી બાહેર કહાડેલો દીવો કેમ વધારે પ્રકાશે, તે સમજી શકાતું નથી. તોપણ છેક પાજંદ ભણુતરોનાં વખ્તથી એક જીવતાં અથવા મુવેલાં માણસની નયતે બીજા ધણીથી પતેત થઇ શકે એવું આપણાં લોકોમાં મનાતું આવેલું છે. અને તેનાં ઘણે ઠેકાણે લખાણો મલે છે. તોપણ તેઓ એક આવાજે કહે છે કે દરએક જણે પોતાનાં ગુનાહની પતેત પોતે કરવી જોઇએ, પણ જો કોઇ સબબને લીધે પોતાથી તેમ કરવાને નહીં બને તોજ બીજાને ફરમાએશ કરવી.[૩૮૪] અને એ પ્રમાણે ઘટતા સબબને લીધે જો કોઇ મરનારે

---

૩૮૩. ઇહો૦ સવાલ ૧૫:-"હીંદુસ્તાનમાં જ્યારે કોઇ ગુજરી જાય છે તો તેનાં મરણ પછી તેનાં સગાંવહાલાંઓમાંથી તેની નયતે બરશ્નુમ લે છે (જો અથોરનાન હોય છે તો?) અથવા એક મોબેદ પાસે લેવાડે છે (જો બેહદીન હોય તો?) તે બરશ્નુમ લીધા પછી તેને વિષે જે સવાબનું કામ કરવું હોય છે તે કરે છે.—જવાબ-જ્યારે કોઇ આએ જેહાનથી ગુજરી જાય છે ત્યારે તેનાં ફરજંદે તેની નયતે બરશ્નુમ લેવું અથવા કોઇ મોબેદ પાસે લેવાડવું એ વિષે દીનમાં કાંઇ અડચણ નથી. જોકે **ખસુસ કરીને તે મરનારને નામે બરશ્નુમ લેવાડવાનું દીનમાં ફરજ તરીકે કહેલું નથી.** તોપણ દાનેશમંદોએ તેને વિષે બરશ્નુમ લેવાડવાનું દીનની રાહે મુકરર કીધેલું છે. એટલામાટે કે અજાણપણે તે ગુજરનારે પોતાનાં ખાવાપીવામાં કોઇ નાપાક ચીજ ખાધી હોય અથવા તેનાં ખોરાકમાં કાંઇ ખરફસ્તર પડયાં હોય તે તેણે અજાણપણે ખાધાં હોય તો તેને બરશ્નુમની જરૂર છે તેથી રવાનને ઘણી ખુશ્નુદી હાંસલ થાય છે."

બે૦ ન૦ ૧ સફે ૬૯, ૭૯; ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૪૪; ખ૦ કા૦ ૨૦ સફે ૩૫:— "અગર જો બરશ્નુમ નહીં લીધું હોય અને આ જેહાનથી ગુજરી જાય તો તેનું રવાન ઘણું નાખુશ અને ગંદગીભરેલું વાસ મારે છે એવી કે જેમ આ જેહાનમાં ઉનાળાની મોસમમાં એક મહીનાની પડી રહેલી મુરદાર ચીજ વાસ મારે તેમ. ફરેસ્તાઓ તેથી ઘણા કંટાસે છે અને તે રવાનની નજદીક જઇ શકતા નથી તેથી તેનો ઇનસાફ લેઇ શકતા નથી અને તેને ચીનવદ પુલ ઉપરથી ગુજરવા દેતા નથી જયાં લગી કે તેને પેટે ફરજંદ હોય તે તેને બદલે અને તેનાં નામથી બરશ્નુમ લે અને પતેત કરે. પછી તે રવાનની ગંદગી દૂર થાય ત્યાર પછી ફરેસ્તાઓ તેનો શુમાર કરીને તેને તેની જગાએ પોહોંચાડે છે."

૩૮૪. બે૦ નં૦ ૩ સફે ૨:—"જો કોઇ દરરોજ પોતે પતેત કરી નહીં શકે અને બીજાને ફરમાવે કે મારે વાસ્તે તું પતેત કરજે અને તે શખ્સ તેને વાસ્તે પતેત કરે તો તે પેલાએ પોતેજ કીધી હોય તેમ ગણાય તોપણ પેલા (પતેત કરનાર) શખ્સે દરરોજ આટલા બોલો બોલવા—'જેબી ગુનાહ મેં કીધા હોય, મારાથી બન્યા હોય, અથવા વિચાર્યા હોય તેઓથી પસતાવો કરીને પાછો ફરૂં છું.'"

વસીઅત કીધી હોય અથવા પોતાને પૈસે (અથવા તેને બદલે તેનાં કોઈ ખેશીએ) ફરમાવ્યું હોય અથવા મરનારે કોઇ પાસે કહેવાડયું હોય અથવા પતેત કરનાર પોતાની રાજીખુશીથી કરતો હોય અથવા તેણે તે કરવાની કબૂલાત આપી હોય તેથી તે કરતો હોય,[૩૮૫] તો તેઓમાંનાં કોઇબી એક કારણનાં બલ ઉપરથીજ નાચારે એક જણની નયતે બીજાને પતેત કરવાની છુટ આપી છે. અને તે ધણીએબી તે મરનારના પેહલા ત્રણ દહાડાની મુદતની અંદરજ જો પતેત કીધી હોય તોજ તેનો ફાયદો પેલા મરનારને પોંહોંચે છે, અને જો કોઇ ઘટતા સબબથી ત્રણ દહાડાની મુદતમાં પતેત કરવાનું નહીં બને તોજ લાચારે ચાહરમ પછી મરનારની નયતે કીધેલી, તેમાં ખસુસન તેનાં ખેશાવંદો અને અતલગનાંઓ જેઓને તેની ખરી દાહાજ લાગતી હોય તેઓએ કીધેલી પતેત ચાલી શકે.[૩૮૬]

---

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૨, ૧૦૫, ૧૨૩; બ૦ કા૦ ર૦ સફે ૧૫૪, ૧૬૫; બે૦ નં૦ ર સફે ૪૨; દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૧૨:—"સવાલ—જો કોઈ શખ્સ બીજા શખ્સને કહે જે મારા ગુજરવા પછી દસ્તુરની આગલ જજે અને જે કાંઈ મારા ગુનાહ થયા છે તે વિષે પતેત કરજે, તે માણસ ગુજરી જાય અને આ ધણી દસ્તુરની આગલ જાય અને તેની વતી પતેત કરે તો જેમ તે મરનારે પોતે પતેત કીધી હોય તેમજ તે ગણાય કે ? અને તેનાં ગુજરવાને દહાડે નહીં કરી શકે તો તે વિષે શું હોકમ છે?—જવાબ—જો એક શખ્સ પોતે જાતે પતેત કરે તો તેજ બહેતર છે. પણ જો પોતે નહીં કરી શકયો હોય તો જે દહાડે કે તેને અવલમંજલ પોંહોંચાડે તેજ દહાડે તેની તરફથી પતેત કરે તો સારૂં. જો તેને તેજ દહાડે નહીં કરી શકાય તો **ત્રણ દિવસની અંદર કરવાની ફરજ છે.** વાસ્તે કોશેશ કરવી જોઇએ કે પતેત જેમ બને તેમ **જલદીથી** કરવામાં આવે." (કારણકે ત્રણ દિવસ પછી મરનારનો ઇનસાફ થાય છે. તે વખતે તેને કામ લાગે ?—રી૦ બ૦).

૩૮૫. પતેત રોઆનની:—"વસીઅત, ફરમાન, ભલામન, અથવા એકમત."

૩૮૬. પતેત પશેમાની કરદો ૧૧ મો:—"અને બીજા હરેક તરેહનાં ગુનાહો જે આ પતેતમાં મેં ગણ્યા છે અથવા નથી ગણ્યા, જે મેં જાણીજોઇને કીધા છે અથવા અજાણપણે કીધા છે, જે પુરા કીધા છે અથવા પુરા નથી કીધા તેઓ વિષે 'સરોશાવેરેજ' નામનાં ધર્મગુરૂની આગળ મારે તોજેશ કરવી જોઇતી હતી તે તોજેશ મેં નથી કીધી તે ગુનાહોથી........હું પતેત કરૂં છું."

કરદો ૧૨ મો:—"બીજા શખ્સોની નયતે પતેત કરવાનું માથે લેઇને મેં તે નહીં બજાવ્યું હોય અને તેથી તેઓનાં રવાનોને સખ્તી પોંહોંચી હોય તેઓની નયતે દરેકને માટે જુદી જુદી... હું પતેત કરૂં છું."

કરદો ૧૩ મો:—"મારી ગુજરતી વખતે (જો મારીથી નહીં બને તો) હું ફરમાએશ કરૂં છું કે 'અષૅમ-વૉહૂ' પઢવી. અને ગુજરવા અગાઉ પતેત કરવી. અને મારા ગુજરવા પછીથી મારી નયતે પતેત કરવી."

ખુદ પતેત કરદો છેલ્લો:—"જે ગુનાહની સજા (દોજખમાં) દરૂજ (એહરેમન)થી થાય (તેવા ગુનાહ) મારાથી થયા હોય તેઓની ગુજારેશ (પતેત) (મરણ પછીની પેહલી **ત્રણ રાતમાં કરવાથી મને ફાયદો થતો હોય તો તે ગુજારેશ કરાવાપર હું એકમત થાઉં છું.** જો મેં કોઈ ગુનાહનું કામ એવું કીધુ હોય કે તેની પતેત કીધા વિના હું આ જેહ નથી જાઉં અને જો મારાં ખેશાવંદો અને અતલગનાંઓમાંથી કોઇ મારી નયતે પતેત કરે તો તેપર હું એકમત છું."

જે ઉપર એક માણુસનો કશો અખ્ત્યાર નહીં રહે તેવી હાલતમાં તેથી પોતાનાં ગુનાહોનો પસ્તાવો નહીં થઇ શકે તો તેને ઇનસાફ આપવાને ખાતર તેની તરફથી બીજાએ કીધેલી પતેત બહાલ રાખવાનું પાછલા વખ્તમાં ઠરાવ્યું છે તે જોકે કેટલેક દરજ્જે દીલાસાભરેલું છે તોપણ જો તે એક વખ્તે મરનારની નયતે થઇ રહે તો બસ છે. આખાં વર્ષ લગી અને કેટલીએક વખ્તે તો કેટલાંએક વર્ષો સુધી મરનારની પુઠે તેની નયતે પતેત પઢાવવામાં આવે છે તેનું કાંઇ કારણ જણાતું નથી. એ કારણસર પઢવાની જે પતેત રેઆનની બનાવી છે તેમાં એક ઠેકાણે પઢનાર જે બોલે છે તે જો મરનારને લાગુ પડે તો તે માત્ર મરનારની પુઠેનાં પેહલા ત્રણ દહાડામાંજ બોલેલું વાજબી ગણાય. જો તે પઢનારને લાગુ પાડયે તો મરનારનાં તોજેશ નહીં કીધેલા ગુનાહોની સજા પોતાના મરણ પછી પોતે ખમવાની તે પઢનાર કબૂલાત આપતો હોય એવી મતલબની[૩૮૭] નિકલે છે કે જે અલબતે ગેરવાજબી ઠરે છે. તેથી એટલોજ સાર કહાડી શકાય છે કે જરતોશ્તી ધર્મની રૂએ જ્યાં લગી બની શકે ત્યાં લગી દરેક જણે પોતાના ગુનાહની તોજેશ અને પસ્તાવો પોતેજ કરવો. પણ જો કોઇ કારણકે જેપર તેનો અખ્ત્યાર નહીં રહે તો તેને સારૂં જો બીજો કોઇ શખ્સ પેહલા ત્રણ દિવસોમાં પતેત કરે તો તે રવા છે. તેમ બીજે ઘટતા સબબથી નહીં બની શક્યું હોય તોજ નાચારે તે પછી તેની નયતે પતેત કરી શકાય.

હવે એ પતેત કરવાની અને બરશ્નુમ લેવાડવાની તથા 'ગેતીખરીદ' કરાવવાની રસમ અમારા ધારવા પ્રમાણે પતેત પશેમાની જે આપણી બીજી પતેતો કરતાં વધારે સાધારણ છે તે માંહેલા એક ફકરાને પાછલા વખ્તમાં કાંઇએક ભુલભરેલી રીતે સમજવાથી નિકલેલી છે. તે ફકરો આ પ્રમાણે છે:-

---

પતેત ઇરાની કરદે છેલ્લો:—"મારી પછી જેબી કોઈ રવાનનાં પ્યારને માટે જેબી કોઇ ધર્મગુરૂ મલી આવે તેની હજુરમાં મારી નયતે પતેત કરે તો તે ઉપર હું એકમત છું તેથી અહુરમજદ, અમશાસ્પંદો, અને હરેક બીજા ભલા મીનોઓ મારાં રવાનની યારીએ પોહોચીને મારાં રવાનને બુરા અહરેમન અને દેવોની ધાસ્તી આજાર, અને સજાથી અને દોજખમાં પડવાનાં ભયથી છોડવે."

દા૦ દી૦ પુ૦ ૪૦; ફ૦ ૧૮-૨૦:—"અને વલી એનાં પ્રમાણને સારૂં કહેલું છે કે સઘલા પોરીઓદકેશીઓ (આગલા દીનદારો)બી આ ઉપર એકમત થયલા છે કે બેહદીનીથી (યાને જેમ એક બેહદીનને કરવી જોઈએ તેમ) પતેત કરવાથી દોજખના માર્ગ ઉપર જવું નથી પણ **જો તે પતેત જીવતાંજીવત કરવામાં આવે તોજ.** કેમકે કહેલું છે કે **"જે શખ્સ જીવતાંજીવત પવિત્ર નહીં થાય એટલે કે ગુનાહનું પ્રાયશ્ચિત નહીં કરે તેને મુઆ પછી ઉત્તમ મકાન (બહેશ્ત) બખશાશે નહીં."** (એટલા માટે) પતેતનું પ્રાયશ્ચિત કરવાનાં કરતાં ગુનાહજ નહીં કરવો તે બેહતર."

૩૮૭ પતેત રેઆનની, કરદે ૧૩:—"ફલાના મરનારે ગુનાહની તોજેશ નહીં કીધી હોય તો તેને માટે ત્રીજી રાતની સજા (ખમવાને) હું રાજી અને એકમત છું."

"પસ. વદરદેહે. મન. મન. જાદેહ. રા. એજ. ગુનાહ. પ. પતેત. બહોદ. સેદોશ. વ. ગેતોફરીદ. ફરમાયદ." અર્થ:—"મારા ગુજરવા પછી મારી નયતે ગુનાહથી પતેત કરનારાં થાય. સરોશની ક્રિયા અને 'ગેતોફરીદ' (ગેતી ખરીદ અથવા 'સતોફરીદ'=પે૦ 'ઓસ્તોફરીદ' અ૦ ઉસ્ ક્રિતિ' કુરબાનીની ભેટ) કરવા ફરમાવે." આ ફકરા ઉપરથી ત્રણ બાબતો આ પતેત બનાવનારના મત પ્રમાણે માલૂમ પડે છે. ૧. એક જણના ગુજરવા પછી તેની નયતે બીજો અથવા બીજાઓ પતેત કરી શકે. ૨. મરનારની નયતે સરોશની આરાધનાં કરાવવી. ૩. મરનારની નયતે 'ગેતોફરીદ' અથવા 'સતોફરીદ' કરાવવી. એ ત્રણમાંની બીજી બાબત સરોશની આરાધના કરાવવા વિષેની ઉપર આવી ગઇ છે. ત્રીજી અને પેહલી બાબતનો અત્રે વિચાર કર્યે. એ ત્રીજી બાબત પેહલે લેઇશું.

'ગેતોફરીદ' શબ્દને આપણાં દસ્તુર સાહેબો 'ગેતીખરીદ' કરી સમજીને તે ઉપરથી મરનારની નયતે ગેતીખરીદ કરાવવી એવું કહેતા આવ્યા છે.[૩૮૮] ગેતીખરીદની ક્રિયા એવી રીતે કરવામાં આવે છે કે, જેની ગેતીખરીદ કરવી હોય તેની નયતે એક જણ બરશ્નુમ લેઇને પોતે જેમ નાવર થતો હોય તેમ નાવરની સઘલી ક્રિયા કરે છે. જો એ દસ્તુર સાહેબોએ આપેલી મજકુર બોલની સમજણ કબૂલ રાખ્યે તો તેને વલી ઉપર કહેલાં મરનારની નયતે બરશ્નુમ લેવાડવાનાં લખાણોથીબી ટેકો મલે છે. પણ ૧. ગેતીખરીદ શબ્દ પેહલવી તથા પાજંદમાં લખેલો મલે છે તે શબ્દમાં 'ખ' અક્ષર ખુલ્લો લખેલો મલે છે. અને આ શબ્દમાં તો પેહલવી તેમજ પાજંદમાં 'ફ' અક્ષર ખુલ્લો મલે છે. અને ૨. ગેતીખરીદ કરવી એ વાકયનો અર્થ કેટલીએક ફારસી ચોપડીઓમાં એવો કરે છે કે ગેતી (આ દુન્યા)-માંથીજ જીવતાંજીવત પેલા દુન્યામાં પોતાને વાસ્તે સારી જગા ખરીદ કરી રાખવી. જો આ સમજણ ખરી હોય તો ગેતીખરીદ જીવતાંથીજ થઇ શકે. એ ઉપરથી અમોને શક જાય છે કે કદાચ આપણાં સાહેબો એનું ઉકલાણ કલ્પીત રીતે કરીને અર્થબી કલ્પિત કરતા હોય. એજ શબ્દ (પહેલવી) જેમ પેહલવીમાં લખાય છે તેમજ ઉકલાવતાં 'સતોફરીદ' કરીબી વંચાય છે. અમે ઉપર દેખાડયું છે તેમ 'સતોફરીદ' શબ્દ અસલ 'ઓસ્તોફરીદ' નું અપભ્રંશ રૂપ છે કે જે શબ્દ અવસ્તા 'ઉસ્ ક્રિતિ' ઉપરથી નિકલેલો તેનો તરજુમો છે. અને 'ઉસ્ ક્રિતિ' તે કાંઇ નહીં પણ ઉપર ચાહરમને દહાડે ગોસ્પંદ હલાલ કરવાની બાબતમાં જણાવેલી એક ચોક્કસ ક્રિયાનું નામ છે. જે જે જગાઓએ તે શબ્દ વપડાયલો છે તે તે જગાઓએ

૩૮૮. બ૦ કા૦ ૨૦ સર્દ ૧૧૦; હ૦ ૨૦ દા૦ હો૦ સફે ૨૧:—"બીજું ગુજરેલાંનાં રવાનને આટે ગેતીખરીદ ઈજ્વી. ત્રણ યંદીદાદ સરોશની બરશ્નુમનથી કરવા."

તપાસી જોતાં તેનો અર્થ ફરેહરો અથવા યજદોની નયતે ગોસ્પંદની કુરબાની કરીને તેના ચોક્કસ ભાગો ચોક્કસ ફરેસ્તાઓની નયતે ઇંજાવવાનો અને તેની ચરબ આતશને ચહડાવવાનો થાય છે. એ ક્રિયા સાથે હોમને ખાસ સંબંધ છે.[૩૮૯] એ રીતે જોતાં ઉપર ટાંકેલા પતેતના ફકરા માહેલી ક્રિયા 'ગેતોફરીદ' ની એટલે મરનારની નયતે ગેતીખરીદ કરાવવાની નહીં પણ 'સતોફરીદ' એટલે તે મરનારનાં ચાહરમની બામદાદે ગોસ્પંદની કુરબાની કરીને તેના ચોક્કસ ભાગોને હોમની નયતે ઇંજાવવાની અને તેની ચરબ આતશને ચહડાવવાની બાબત જે ઉપર આવી ગઇ છે તે વિષેની છે એમ અમારો આધીન વિચાર છે. એજ વિચારને આ ઉપરથીબી ટેકો મલે છે કે પતેત પઢનાર મજકુર પતેતમાં એવી ઢપથી બોલે છે કે અમુક સવાબોનો ફાયદો મારાં રવાનનો ઇનસાફ થવા અગાઉ મને મલે અને તે મારાં રવાનની યારીએ તે વખ્તે પોંહોંચી શકે અને મારૂં રવાન દોજખમાં પડવાથી બચે એ મારી આતુરતા ભરેલી ઉમેદ છે (જુઓ નોટ ૩૮૬ મીમાં ટાંકેલો ઇરાની પતેતનો દાખલો). વલી એજ અમારા વિચારને બીજો ટેકો નોટ ૩૮૮ માં ટાંકેલાં લખાણુથીબી મલે છે. ત્યાં કહે છે કે ગેતીખરીદ અને ત્રણ સરોશ ઇંજે તે બેહુ ક્રિયાઓ સાથે એકજ વખ્તપર થાય એવી ઢપથી તે લખેલું છે. તે ઉપરથીબી ધારવાને બને છે કે એ ક્રિયા રવાનના પેહલા ત્રણ દહાડામાં થવા જેવી છે. જો એમ છે તો તે મજકુર કુરબાની ઠરી શકે છે.

હવે પતેતની બાબત લેઇએ. ઉપર જે પાજંદ ફકરો તેનાં અર્થ સહીત ટાંકયો છે તે ફકરાની અગાઉના ફકરામાં પઢનાર બોલે છે કે મારી ગુજરતી વખ્તે જો મારેથી એક 'અષેમ્ વોહૂ' પઢવાને અને મારા ગુનાહોની પતેત કરવાને નહીં બની શકે તો હું વસીયત કરૂં છું કે બીજાઓએ તે વખ્તે મારી નયતે પતેત કરવી તેમજ ગુજરવા પછીબી પતેત કરવી અથવા કરાવવી. હવે એ ગુજરવા પછી જે પતેત કરવાની કહી છે તે પેહલા ત્રણ દહાડામાંજ મરનારની નયતે પતેત કરવામાં આવે તે કે ત્યાર પછીબી કરવામાં આવે તે, તે ખુલ્લું જણાતું નથી. પણ ઉપર નોટ

---

૩૮૯. વં૦ ૧૮. ફ૦ ૧૨:—"જે કોઇએક બુરા ના–અશો આશમોઘનાં (આશમોઘે) કુટેલા હોમના 'ઉસ્ ફ્રીતિઓ' (કુરબાનીઓ)નું અથવા બ્યજદોનું આપવું કરે છે તે મજદયસ્નાનોનાં મોહલ્લાઓ તરફ હજાર ઘોડાની દુશ્મનની ફોજની ચઢાઇ કરાવીને માણુસોને મરાવે અને ગોસ્પંદોને હંકાવી દેવાડે તે કરતાં સારૂં કામ કરતો નથી."

પતેત પશેમાની કરદે ૧૦:—"હોમ, દરૂન, અને 'ઉસે ફ્રીતિ' જે ઇજદોની ઠરાવેલી છે."

ગાથાનાં આફ્રંગાનનો પેહલવી તરજુમો, પે૦ ખુ૦ અ૦ સફે ૪૧૮:—"અમોને કોણ પ્રીતિભરેલાં કરે એટલે કે અમારી 'આસ્તોફરીદ' કયો શખ્સ કરે, અમોને કોણ આમદ. ઇંજે ગોશતવાલા અને કપડાંવાલા હાથે, એટલેકે તેમાં ગોશત અને કપડાં આપે."

૩૮૪-૩૮૮ મીમાં દાખલાઓ ટાંકયા છે તેઓને ધ્યાનમાં લેતાં કહી શકાય છે કે એ મરનારની નયતે બીજાઓને પતેત કરવાનું જે કહેલું છે તે તેનાં રવાનનો ઇનસાફ થવાની અગાઉનાં ત્રણ દહાડામાં તેની નયતે પતેત કરવામાં આવે તેનેજ ઘણું ખરૂં લાગુ પડે છે. કારણકે રવાનોનો ઇનસાફ થઇને તેને તેની જગા મલવા પછી બીજાઓએ તેની નયતે કીધેલા પતેત નકામી છે એમ આપણી સાધારણ સમજથી કહે છે. અને ઉપલા પતેત માંહેલા ફકરાઓમાં જે ચાર ક્રિયાઓ કરવાની વસીયત કીધી છે તેઓ એક પછી એક તેનો ઇનસાફ થઇ રહીને તેને તેની જગા મલી રહે તેટલા વખતની અંદરની જણાવેલી હોય એમ માનવું કુદ્રતી છે. એ ચારનું અનુક્રમ એ કે ૧. ગુજરતી વખ્તે 'અષેમ વોહૂ' અને પતેત પઢવી. ૨. પેહલા ત્રણ દહાડા પતેત પઢવી, ૩. પેહલા ત્રણ દહાડા સરોશની ક્રિયા કરવી, અને ૪. ચાહરમની રાતે 'ઉસ્ફ્રીતી' ની ક્રિયા કરવી. એ ક્રિયાઓ થવાની જો કોઇ ખાહેશ રાખે તો તેનો ફાયદો રવાનને ઇનસાફ વખ્તે મલવાનો અને તેને દોજખથી બચવાનો સંભવ છે તેથી તે ઘટતું ગણાય. બાકી રવાનનો ઇનસાફ થઇને તેના ન્યાયાધીશનો ચુકાદો મલી રહેવા પછી રસ્તાખેજનાં વખ્તની અંદર બીજાં જીવતાંઓએ આ દુન્યામાં કીધેલી મરનારને નામની ક્રિયાનો ફાયદો તેને મલીને તેથી મેહર દાવરનાં હોકમમાં ફેરફાર થઇ શકે એ વાત આપણી અક્કલમાં દરૂસ્ત લાગતી નથી, એટલુંજ નહીં પણ એવાં મતની વિરૂદ્ધમાં આપણી કેટલાએક મોતેબર કેતાબોમાં લખાણો આવેલાં છે જે વિષેની એક બાબત આગલ આવશે તે ઉપરથી વધારે ખોલાસો થશે અને આ અમારા વિચારનું ઘટિતપણું જણાશે.

### મરનારની નયતે આરે દહાડે ક્રિયા કરવા વિષે.

આપણામાં એવો રેવાજ છે કે કોઇ ગુજરવા પછી તેની નયતે દસ દહાડા, મહીનો, છ મહીના, કે વર્ષ લગી અને કેટલાએક કુટુંબોમાં તો ઘણાંએક વર્ષ લગી જાથુક દરરોજ બાજ, આફ્રીંગાન, સતુમ વગેરે ક્રિયા અશો ફરોહરોની નયતે કરવામાં આવે છે. કેટલાએકો દર મહીને મરનારનાં રોજને દહાડે તેની બાજ કરે છે. તે વિષે અવસ્તા કે પાજંદ કોઇબી લખાણમાં કાંઇ હોકમ જડતો નથી. જોકે અરદાફરવશનાં આફ્રીંગાનની પેહલવી શરેહમાં તથા કોઇ કોઇ ફારસી રવાયતોમાં કાંઇએક એવી મતલબનું જોવામાં આવે છે[૩૯૦] તોપણુ પાજંદ ભણતરોમાં તો ફક્ત મરનારનાં

૩૯૦. ક૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૨ સફે ૬૦;—"એટલેકે તેઓ (ફરોહરો) આ દુન્યામાં આવે છે તે વર્ષને છેડેનાં દસ દહાડા એટલેકે ફર્વર્દેગાનપર, અને ફર્વર્દીન રોજે, અને પોતપોતાના દોખમાપર, અને તે સિવાય જ્યારેબી તેઓને બોલાવે ત્યારે તેઓ આવે છે."

ઈ૦ ર૦ દા૦ હો૦ સફે ૬૬:—"અને વર્ષ લગી દરરોજ અશો ફરોહરોની આરાધના, બાજ, અને આફ્રીંગાન કરવું અને દરૂનું, માસીસો, દર મહીનાની બાજ, અને વર્ષીપર અને દરરોજ સતુમ પઢવું."

ઉપર કહેલા (ચહારમ, દસમું, માસીસો અને વર્ષી એ ચાર) ચોક્કસ ટાંકણુંઓ ઉપરજ તેની ક્રિયા કરવાનું કહ્યું છે. એઓ સિવાય કોઇબી દિવસપર કીધેલી ક્રિયાનો કાંઇ ફાયદો જણાવ્યો નથી.

ગુજરેલાંની નયતે ગઉદાંન અને વસ્ત્રદાંન કરવા વિષે.

એક પાછલા વખ્તની ફારસી રવાયતમાં લખે છે કે મરનારની નયતે એક અથોરનાનને દાન તરીકે ગાય આપવી. કે તેથી ઘણો સવાબ લાગે છે અને તે રવાનને પેલી જેહાનમાં ઘણું સુખ મલે છે.[૩૯૧] વલી એજ રવાયતવાલો કહે છે કે એ વિષેનો હોકમ ગાથાનાં આફ્રંગાનમાં ફરમાવેલો છે. પણ એમ કહેવામાં એ લખનારની ભુલ માલમ પડે છે. કેમકે ગાથાનાં આફ્રંગાનમાં જે કહ્યું છે તેની મતલબ એટલીજ છે કે વર્ષને છેડેનાં મુકતાદનાં દસ દિવસોમાં અશોઓનાં ફરેહરેની આરાધના જે કરવી તે ગોશ્તનાં ખોરાક અને કપડાં સાથે કરવી. તે બાબત ઉપરથી આ બાબતનું ફરમાન સાબેત થતું નથી. ધારવા મેલે એ રવાયતવાલાનાં લખાણનાં આધાર ઉપરથીજ આપણા લોકોમાં મરનારના ઉઠમણામાં અથવા તેના પાછલી રાતનાં ઉઠમણામાં તનદરૂસ્તી ભણાવીને જીવતી ગાય અથવા તેને બદલે કાંઇએક નાણું અથોરનાનોને આપવાનું તથા સદરા વેહચવાનો ચાલ પડેલો હોય એવું લાગે છે. પણ એ રેવાજ જો ગાથાનાં આફ્રંગાનની ઉપર દેખાડેલી ખોટી સમજ ઉપરથી નિકલ્યો હોય તો તેનું ઘટિતપણું કેટલું છે તે સમજવું મુશ્કેલ નથી.

ગુજરેલાંની નયતે ગહંબારીઆં કરવા વિષે.

વલી આપણા લોકોમાં આજના વખતમાં એક એવો રેવાજ છે કે ગુજરનારનાં પેહલા વર્ષમાં જે ગાહમ્બારો પડે તેમાંના સર્વે અથવા થોડા ગાહમ્બારોપર કેટલીએક ચોક્કસ મીઠાઇ અને પકવાનો કરીને ચોક્કસ વાસણોમાં પાણી અને બીજી કેટલીએક ચીજો મુકીને તે ઉપર સતુમ પઢાવે છે અને મરનારની નયતે બાજ આફ્રંગાન વગેરે કરાવે છે. તે સર્વે ક્રિયાને "ગહંબારીઉ" કરવું કરી કહે છે એ ગહંબારીઆ વિષે શોધ કરવા છતાં અમોને કોઇ બી અવસ્તા, પાજંદ, પેહલવી, કે ફારસી કેતાબમાં કશું લખાણ જડયું નથી તે ઉપરથી ધારવાને બને છે કે એ રેવાજ માત્ર હીંદુસ્તાનમાં કશીબી સત્તા વગર કોઇએ ચલાવ્યો હશે અને દેખાદેખીથી તેને વધારી મુકયો હશે.

---

૩૯૧ બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦:—"બીજું ગુજરેલાંનાં રવાનને માટે એર્વદો અને દસ્તુરોને ગાય આપવાનો ફરજ છે કે તેથી ઘણો સવાબ લાગે. દીનમાં ફરમાવેલું છે કે તેથી તે રવાનને પેલી જેહાનમાં સુખો અને ખુશહાલીઓ વધારે મલે છે. ખસુસન ગાય અને અશોઓને આપેલાં કપડાંથી કરીને. એ વિષેનો ખોલાસો ગાથાનાં આફ્રંગાનનાં અર્થમાં ફરમાવેલો છે તે ઉપરથી જણાશે."

## મરનારનાં પેહલાં વર્ષમાં મુકતાત માડવાનાં અને નવું એહડું મુકવાના રેવાજ વિષે.

આપણા ટોલામાં એવો વહેમ છે કે તેઓનાં ઘરમાં જો કોઇ ગુજરે છે તો તેનાં પેહલાં વર્ષમાં તે ઘરમાં મુકતાતની ક્રિયા જરૂર-બ-જરૂર કરે છે. એટલુંજ નહીં પણ જાણે ફરજ હોય તેમ તે મરનારને નામે એક નવું એહડું દોસલામાં માડે છે. એ રેવાજ વિષે અવસ્તા કે પાજંદ ભણુતરમાં કે કોઇબી મોતેબર ધર્મની કેતાબમાં, બલકે પાછલા જમાનાની ફારસી રવાયતોમાં વટીક કશું લખાણ અમારા જોવામાં આવ્યું નથી તેથી એ રેવાજ માત્ર વહેમથીજ ચલાવેલો માલુમ પડે છે. મુકતાતનાં દસ દિવસોપર કુલ્લે અશોઓનાં ફરોહરોની યાદ કરવામાં આવે છે તેને એક મરનારની પુઠે તેનાં રવાન અથવા ફરોહરની નયતે જીવતાંઓએ કરવાની ક્રિયા સાથે કશો સંબંધ નથી.

## મરનારની નયતે રપીથ્વન ઇંજાવવા, ગાહમ્બારની પાવી એસાડવા હમાયસ્ત, ગેતીખરીદ, નાવર, મરાતેબ, નીરંગદીન વગેરે બીજી અનેક ક્રિયાઓ કરાવવા વિષે.

ઉપર જણાવ્યા પ્રમાણે અવસ્તામાંથી તો મરનારના રવાનનો ઇનસાફ થઇને તેના કર્તુકો મુજબ તેને જગા મલવાનું વર્ણનજ માત્ર મલે છે. તેને માટે કોઇબી ક્રિયા કરવાનું કશું ફરમાન અવસ્તામાં નથી. પણ ત્રણ દહાડા તેનું રવાન આ દુન્યામાં રહે તેટલો વખ્ત તેની પાસબાની થાય તે સારૂં સરોશની આરાધના કરવાનું પાછલી કેતાબોમાં લખેલું મલે છે. તે ઉપરાંત પાજંદ ભણુતરોમાં ચાહરમ, દસમું, માસીસો, અને વર્ષી એ ચાર ટાંકણે મરનારનાં ફરોહરની મેહરબાંની આપણી ઉપર મેલવવાને ખાતર તેની નયતે ચોક્કસ ક્રિયાઓ કરવાનું જડે છે. એટલીજ ક્રિયા-પેહલા ત્રણ દહાડાની સરોશની ક્રિયા અને મજકુર ચાર ટાંકણાંની ક્રિયા માત્ર મરનારની ઉત્તરક્રિયા તરીકે ગણી શકાય. એ ઉપરાંત કેટલીએક પરચુટણ ક્રિયાઓ કરવાનું પછવાડેની ફારસી રવાયતો વગેરેમાંથી જેટલુંબી લખાણ જડયું છે તે દરેકની જુદી જુદી બાબત કરીને અમે તે સઘલું ઉપર દર્શાવ્યું છે. એ ઉપરાંત વલી આપણી ભોલી ઓરતો મરનારની નયતે આજનાં વખ્તમાં બીજી અનેક ક્રિયાઓ જેવી કે રપીથ્વન ઇંજાવવી, ગાહમ્બારની પાવી એસાડવી, ગેતીખરીદ, હમાયસ્ત, નાવર, મરાતેબ, વગેરે કરાવે છે તે ક્રિયાઓ કરાવવા વિષે કોઇબી કેતાબમાં કાંઇબી લખેલું અમોને મલ્યું નથી. અને ખરૂં છે કે એ ક્રિયાઓ જેને મવસર હોય તેવા લોકજ કરી શકે છે અને તે કરવાની ફરજ હોય એમ સમજવામાં આવતું નથી, તોપણ ઘણાએક ગરીબોબી દેખાદેખીએ એવી ઘણીએક ક્રિયાઓ કરાવે છે તેઓ વિષે કશું

ફરમાન કે ઇશારા કે લખાણુ કોંઇબી અવસ્તા, પાજંદ, પેહલવી કે ફારસી કેતાબમાં જડતું નથી. દેખઇતું છે કે એ બધી ક્રિયાઓ કીધેલી નકામી છે. કારણકે તેનો ફાયદો મરનારનાં રવાનને કશો પોંહાંચતો નથી. જે વિષે આગળ અમે એક બાબત "ગુજરનાર માણસે વસીઅત કરીને જીવતાંજીવત અથવા મુઆ પછી પોતાને માટે જે સવાબ કરાવ્યો હોય તે તેને કેટલો પોંહાંચે તથા તેની વસીઅત વગર બીજો શખ્સ પોતાની ખુશીથી તેની નચતે સવાબ કરાવે તે કેટલો પુગે તે વિષે," એવાં મથાલાં હેઠળ એક બાબત લખી છે તે ઉપરથી વધારે ખોલાસો થશે.

ગુજરેલાંનાં રોજગાર કરવા વિષે.

ઉપર જણાવેલી વર્ષ લગીની ક્રિયા પુરી થવા પછી હર વર્ષે મરનારનાં ગુજરવાનાં દિવસ ઉપર તેનાં નામથી અશો ફરોહરોની આરાધનાં કરવાનો હાલ આપણામાં રેવાજ છે, જેને ગુજરેલાંનો "રોજગાર" કરવો કરી કહેવામાં આવે છે. એ રોજગાર શબ્દ પેહલવી તથા પાજંદમાં 'રોજેહ' (ચોક્કસ દહાડો) અને 'રોજગાર' (દહાડાનું કામ) અથવા 'રોજગાર' (વખ્ત) કરી આવે છે એ ક્રિયા કરવા વિષે અવસ્તામાંથી કોઇ ઠેકાણે ફરમાન જોવામાં આવતું નથી પણ પાજંદ ભણતરોમાં તથા પાછલી કેતાબોમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે.[૩૯૨] ગુજરેલાંનાં રોજગાર કરવા એ હરએક જરતોશ્તીની છ મૂખ્ય ફરજોમાંની એક ફરજ તરીકે કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે અને તેની મતલબ એવી જણાવે છે કે મરનારનાં રવાન અથવા ફરોહરને તેનાં રોજગારથી કાંઇ ફાયદો થતો નથી અને તેઓનાં રોજગારો કરાવવાની તેઓ કાંઇ હાજત રાખતાં નથી પણ ગુજરેલાંઓનાં રોજગાર કરવાથી જીવતાંઓને ફાયદો થાય છે તે એ કે તેઓની આફતો ટલીને તેઓને સુખ થાય છે.[૩૯૩] અમે

૩૯૨. પતેત ઇરાની કરદે ૧૨ મો:—"ગુજરેલાંનાં રોજગાર... ..જેમ મને કરવા જોઇતા હતા તેમ મેં નહીં કીધા અથવા મેં જે કીધા તે એવી રીતે નહીં કીધા કે જેમ મને કરવા જોઇતા હતા; વડીલોનાં, બાપ, મા, ભાઇ, બ્હેન, સગાં, બેગાનાં, અને લાગતાંવલગતાંઓનાં રવાનો જેઓ મારે તાલુકે હતાં, તેઓનું મેં નહીં કીધું અથવા કીધું, તો તેમાં મારી કસુરને લીધે તેઓ તુટેલાં (દલગીર) થયાં તેથી.........હું પતેત કરૂં છું."

ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૬૯:—"દીનમાં કહે છે કે જયારેકે માબાપ, ફરજંદ અથવા ખેશાવંદોનો રોજગાર હોય છે ત્યારે તેઓનાં રવાનો આવીને ઘરની ઉપર રહે છે અને તેઓનું આફ્રગાન થાય તે સાંભલે છે તેથી તેઓ ખુશી થાય છે પણ જયારે તે નથી સાંભળતાં ત્યારે સાંજ લગી સાંભલવાની આરજુ રાખે છે"

૩૯૩. સદ દરે નસર, બાબ ૭ મો:—"કેટલાએક સવાબો છે જે કરવાથી ઘણો મોહોટો બદલો હાંસેલ થાય છે અને જો તે નહીં કરે તો ચીનવદ પુલ ઉપર ભારે સજા ખમવી પડે છે. ૧. આહુમબાર, ૨. ફર્વર્દેગાન, ૩. માબાપ અને બીજાં ખેશાવંદોનાં રવાનનાં રોજગાર."

બાબ ૧૪ મો:—"માબાપ અને ખેશાવંદોનાં રવાનોને સારી પેઠે (રાજી) રાખવાં અને જયારે તેઓનાં રોજગાર હોય ત્યારે કોશેશ કરીને યજશ્ને અને મ્યજદ અને દરૂન અને આફ્રગાન કરવાં.

**ધાર્યે છેયે કે કદાચ એની મતલબ મરનારનો દહાડોવાર યાદ રાખવાની હશે. એ ક્રિયા વિષે આટલું તો ચોક્કસ થાય છે કે એનો ફાયદો ગુજરેલાંઓને નહીં પણ તે કરનારાં જીવતાંઓને મલે છે.**

---

દીનમાં એવું જાહેર છે કે જયારે એઓનાં રોજગાર પડે છે ત્યારે એઓ પોતાની સાથે ૯૯૯૯૯ અશોઓનાં ફરોહરોને લાવે છે, જેમકે કોઈ એક શખ્સ પોતાને ઘેર જાય અને પોતાની સાથે એક ટોલાંને મેહમાન તરીકે લેઇ આવે તેમ. અને જયારે દરૂન અને મ્યજદ અને આફ્રંગાન પઢાય છે ત્યારે તે ટોલો ખુશ થાય છે. અને તે ઘર ઉપર તથા ઘરધણી ઉપર તથા ઘરધણીઆણી ઉપર તથા જેઓ તે ઘરમાં રહેતાં હોય તેઓની ઉપર તેઓ દોઆ કરે છે. પણ જો મ્યજદ અને દરૂન અને યજશને અને આફ્રંગાન નહીં કરે તો બામદાદથી તે બીજા દિવસની બામદાદ લગી તેઓ ઉમેદવાર રહે છે કે કદાચ અમોને યાદ કરશે. પછી જો તેઓને યાદ કરતાં નથી તો રવાનો ત્યાંથી જાય છે, ઘણાં જહડપથી ઉપર જાય છે અને કહે છે કે 'અએ દાદાર અહુરમજદ ! તેઓ નથી જાણતાં કે તેઓનેબી અમારી માફક આએ જેહાનમાં આવવું છે અને કોઇને તે જેહાંનમાં રહેવા દીધામાં આવશે નહીં. દરૂન તથા મ્યજદ તથા આફ્રંગાનથી સવાબ મેલવવાની તેઓને હાજત છે, **નહીં કે અમોને તેની હાજત છે.** પણ જો તેઓએ બરાબર રોજગાર કીધા હતે તો અમે તરેહ તરેહનાં વીઘનો તેઓનાં ટાલ્યાં હતે. પણ તેઓએ અમારા રોજગારને નેગાહ નહીં રાખ્યો તેથી અમે એ ઘરની યારીએ પોંહોંચી શકતાં નથી.' એ પ્રમાણે તેઓ કહે છે અને ત્યારપછી પાછાં ફરે છે અને પેલી જેહાનમાં જાય છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૧૮; પે૦ ફ૦ મે૦ ર૧ લા૦ નં૦ ૪૨ સફે ૭૦; બે૦ નં૦ ૧ સફે ૪૭૫; કામા વોહરાની રવાયતથી:—"સવાલ—માબાપો અને ખેશાવંદોનાં રોજગારને દહાડે શું પઢવું જોઇએ? જવાબ—માબાપ અને ખેશાવંદોનાં રોજગાર કરવાની ફરજ છે. જયારે એઓનાં રોજગાર હોય ત્યારે તેઓનાં ઘરમાં દરૂન ઇંજવા, ફ્રવષી ઇંજવી, અને આફ્રંગાંન પઢવું. જો એવું થાય કે દરૂન ઇંજી નહીં શકાય તો ભલી દીનનાંઓએ કુસ્તી પાદીયાબ કરીને આતશ ઉપર ખુશબો મુકીને આ નીચેના અવસ્તા પઢવા:—

"ખ્શ્નઑથ્ર અહુરહે મજ઼દાઑ અષૅમ્ વૉહૂ (૩). ફ્રવરાને (જે ગેહ હોય તે પઢે) અહુરહે. મજ઼દાઑ. રએવતો. ખરૅનડ્હતો. અમૅષનાંમ્. સ્પૅન્તનાંમ્. અષઑનાંમ્. ફ્રવષિનાંમ્. ઉગ્રનાંમ્. અઇ-વિથૂરનાંમ્. પઑઇર્યો. ત્કએષનાંમ્. ફ્રવષિનાંમ્. નબાનજ઼િદસ્તનાંમ્. ફ્રવષિનાંમ્. ખ્શ્નઑથ્ર. (જાવત) વીદ્ધાઑ. ગ્રઑતૂ૦ અહુરૅમ્. મજ઼દાંમ્. (જાવત) સ્તઑમિ. જ઼બયેમિ (જાવત) આ સઑષ્યન્તાત્. વૅરૅથ્રઘ્નત૦ વીસ્પાઑ. ફ્રવષયો. અષઑનાંમ્. યજ઼મઇદે. (જાવત) પઇતિ. સ્તૂમ્૦ ચેઇહે. હાતાંમ્. (જાવત) તાઑસ્ચા. યજ઼મઇદે૦ યથા. અહૂ. વઇર્યો૦ (૨) યસ્નૅમ્ચ. (જાવત) આફ્રિનામિ. અહુરહે. મજ઼દાઑ. (જાવત) ફ્રવષિનાંમ્૦ અષેમ્. વૉહૂ૦ (૧) અહ્માઇ. રએસ્ચ—હજ઼ૅંમ્—જશમે.—

જો ગાથાનાં દહાડા હોય તો ગાથાની ખરતુમન પઢવી."

બે૦ નં૦ ૧ સફે ૭૬, ૪૭૦; દે૦ ન૦ મે૦ ર૧૦ સફે ૩૩:—"આગલા ગુજરેલાંઓનાં રોજગાર અને તેઓનાં આફરીંગાન વિષે જે પુછયું છે તેનું જાણવું કે આપણે જે આએ જેહાંનમાં રહી શકયે છેયે અને આફતો અને બલાઓથી બચેલા રહી શકયે છેયે તેનો સબબ એ છે કે ગુજરેલાંઓનાં રવાનો અને અશોઓનાં ફરોહરો આપણી યારીએ પોંહોંચે છે અને આપણી નીગેહબાની કરે છે. વાસ્તે જ્યારે આપણે તેઓનાં રવાનોને વધારે આરાધ્યે અને દરૂન, મ્યજદ, અને આફરીંગાન કર્યે ત્યારે એઓનું કોવત વધારે થાય છે. અને એઓ જલદીથી આપણી મદદે પોંહોંચી શકે છે. અને આપણીથી દુ:ખોને વધારે સારી રીતે પાછા રાખી શકાય છે. કેમકે દીનમાં કહ્યું છે કે જયારે આપણા ખેશાવંદોને માટે દરૂન ઇંજાવ્યે છેયે ત્યારે તે રવાનની સાથે ૩૦૦ અશોઓનાં ફરોહરો તે ઘરમાં આવે છે. અને તે શખ્સની તથા તેની ઓરત અને ફરજંદોની નિગેહબાની કરે છે.—એજ પ્રમાણે દીનમાં કહ્યું છે કે માબાપ અને ખેશાવંદો તથા લાગતાંવલગતાંઓનાં રવાનોને

## ૪૫૬

## મરનારની નયતે સતુમ પઢવા તથા જમન કરવા વિષે.

ઉપર આપણે જોયું છે કે મૂળ અવસ્તામાં શોધ કરતાં એક મરનારનું રવાન મરણ પછીથી ચહારમની આમદાદે પોતાનાં કરતુક પ્રમાણેની જગા

વર્ષો લગી સારીપેઠે રાજી રાખવાં જોઈએ. અને દર મહીને આફ્રંગાન કરવું જોઇએ. ત્યાર પછી જો શક્તિ નહીં હોય તો દર વર્ષને રોજગારે દરૂન ઇંજાવવા અને આફ્રંગાન કરાવવું. કારણકે દર સાલ જે દહાડે તે ગુજર્યું હોય છે તે દહાડે તે ઘરમાં આવે છે. જયારે દરૂન અને મ્યજદ અને આફ્રંગાન કરાવવામાં આવે છે ત્યારે તેઓ ખુશી ખુરમીથી તે જગાએથી પાછાં જાય છે અને દોઆ કરે છે કે 'હરગેજ આ ઘરમાંથી ગોસ્પંદોનાં ટોલાં, ઘોડાઓની વૃધ્ધિ, અને ડાહ્યાં ફરજંદો, અને માલ દોલતની જ્યાદતી તથા રામશની અને ખુશી કમ મા હોજો ? અને હંમેશે તનદરૂસ્તી તથા મોરાદનું હાંસેલ થવું અને કાર્યસિદ્ધિ જ્યાદે હોજો ! અને ગજસ્તે એહરેમન આ ઘરમાં કાંઇ નુકસાન અને જીઆંન મા કરી શકતો !' અને જયારે આફ્રંગાન અને એઓની આરાધના નથી કરતાં ત્યારેબી રવાનો તે રવાનોની સાથે આવીને તે ઘરમાં રહે છે અને ઉમેદ રાખે છે કે આફ્રંગાન થશે. સાંજનાં વખ્ત સુધી એ પ્રમાણે તેઓ રહે છે. પણ જયારે આફ્રંગાન થતું નથી અને દરૂન ઇંજાતા નથી ત્યારે એક તીર ઉડે ત્યાં સુધી તે ઘરથી ઉપર તેઓ જાય છે અને દાદાર અહુરમજદની હજુરમાં ફર્યાદ કરે છે અને કહે છે કે 'ઓ દાદાર અહુરમજદ ! ભલાઈની વૃદ્ધિ કરનાર ! એઓ નથી જાણતાં કે ખાકી દુન્યામાં તેઓ હંમેશે રેહવાનાં નથી અને અમારી માફક તેઓને ખાકી દુન્યામાંથી પાછું આવવું છે અને તેઓનેબી હાજત છે કે તેઓનાં રવાનો જીવતાંજીવત ઇંજેલાં થાય. દરૂન અને આફ્રીંગાનનો સવાબ મેલવવાને તેઓને જરૂર છે. **નહીં કે અમોને તેઓની આરાધનાની કાંઈ હાજત હોય.** પણ જો તેઓએ અમારાં રવાનોને ઇંજયાં હતે તો અમે વધારે સારી રીતે તેઓનાં તન અને રવાનથી બલા અને આફતોને પાછી હટાવતે.' એ પ્રમાણે જારી કરતાં તેઓ પાછાં જાય છે અને શ્રાપ દે છે કે 'જે પ્રમાણે અમોને યાદ નથી રાખતાં તે પ્રમાણે તેઓને કોઇબી યાદ મા રાખજો ! અને આદમીઓની અંદર તેઓ ખુહાર અને બેહોરમત હોજો' !"

બે૦ નં૦ ૧ સફે ૭૭:—"તેઓની ખુસ્નુદીને વાસ્તે ફરવષી ઇંજાવવાનું પુછયું છે તેનું જાણવું એ કે ફરવષીની ખાસ્યત એવી છે કે તે રવાનોની સાથે નીસબત રાખે છે. તમામ રવાનો ગુજરેલાંનાં રોજગારને દહાડે આવે છે વાસ્તે ઘટે છે કે ફરવષી ઇંજવી. જાણવું કે ફરવષી ઇંજાય છે ત્યારે તેઓને સંપૂર્ણ રાહત પોહોંચે છે. જેમ કોઈ એક જવાન હોય કે જે ખસો તરેહની ન્યામત રાખતો હોય તેને યાદ કીધો હોય તો તેથી તેને તમામ ખુશી પેદા થાય છે."

બે૦ નં૦ ૧ સફે ૮૩:—"દીનમાં કહે છે કે જયારે માબાપ ફરજંદ અથવા ખેશાવંદોનાં રોજગાર હોય ત્યારે તેઓનાં રવાનો અસ્લીને ઘરમાં રહે છે અને કાણ ધરીને સાંભલે છે કે એઓનાં આફ્રંગાનો પઢાય છે કે નહીં ? અને જયારે કે મ્યજદ અને આફ્રંગાન જુએ છે ત્યારે તેઓને રાહત અને ખુશી ખુરમી પોહોંચે છે અને જયારે આફ્રગાન નથી થતું ત્યારે તેઓ સાંજ સુધી ઉમેદવાર રહે છે. જયારે સાંજેબી થતું નથી ત્યારે તેઓ મધરાત લગી ઉમેદવાર રહે છે. અને જયારે મ્યજદ અને આફ્રગાન નથી થતું ત્યારે તેથી નાઉમેદ થઇને તેઓ પાછાં ફરે છે અને કહે છે કે 'ઓ વૃદ્ધિના કરનાર દાદાર અહુરમજદ ! તેઓને ખબર નથી કે તેઓનેબી અમારી માફક તે જેહાંનથી આ માનો જેહાન તરફ પાછું ફરવુ છે અને જેમ અમે તેઓથી ઉમેદ રાખયે છેંએ તેમ તેઓને બીજાઓથી ઉમેદ રાખવી પડશે. **અને અમોને બીજા શખ્સની મ્યજદ, દરૂન, અને આફ્રંગાનની હાજત નથી.** તોપણ તેઓએ અમારી મ્યજદ અને આફ્રંગાન કીધાં નથી અથવા કરાવ્યાં નથી તેથી કરીને તેઓને જે કાંઈ બલા પોહોંચશે તે અમે પાછી રાખી શકતાં નથી.' એ પ્રમાણે કહીને તેઓ પોતપોતાની જગાએ જાય છે."

કેમ મેલવે છે તેમનુંજ માત્ર વર્ણન તેમાં મલે છે, તેની પુઠે જીવતાંઓએ શું શું ક્રિયાઓ કરવી જોઇએ તેનું વર્ણન અવસ્તામાં મલતું નથી પણ પાજંદ ભણુતરોમાં પેહલા ત્રણ દિવસ, પછી ચહારમની બામદાદ, દસમું, માસીસો અને વર્ષી એ ચાર ટાંકણાઓ ઉપર ચોક્કસ ક્રિયાઓ કરવાનું જણાય છે કે જે ક્રિયાઓની વીગત વળી પાછલી કેતાબોમાં મલે છે, કે જેની વિગત ઉપર આવી ગઇ છે. એ ચાર ટાંકણાના દિવસો ઉપરજ નહીં પણ ગુજરેલાંના હરેક દિવસ ઉપર જે ક્રિયા કરવાનું લખાણ મલે છે તે માત્ર યજશને, બાજ અને આફ્રંગાન (યજશને. કરદ. હોમ. દરૂન. યસ્ત. હોમ. અજદ. હમીરાઇનેમ.) એ ત્રણ ક્રિયાઓ કરવાનુંજ મલે છે. એમ છતાં કેટલીએક ફારસી રવાયતોમાં લખે છે કે દસમું, માસીસો, દર મહીનાની બાજ અને વર્ષીને દહાડે તે ટાંકણાની ક્રિયા કરવા ઉપરાંત ઘરમાં જેબી કાંઇ ખાવાનું બનાવ્યું હોય તે ઉપર 'સતુમ' પઢવું અને પછી ખાણું ખાવું.[૩૯૪] એમ છતાં આપણા લોકોમાંનાં કેટલાંએકો એવું સમજે છે કે વર્ષ એકલગી દરરોજ ઘરમાં જે કાંઇ રાંધે તે ઉપર દર વખ્તે સતુમ પઢાવવાની અથવા લોબાન મુકવાની ફરજ છે. પણ એવી ફરજ વિષે કોઇબી કેતાબમાંથી કશું લખાણ મળ્યું નથી.

વળી આજે આપણા ઘણાંએક જરતોશ્તીઓનાં ઘરમાં કોઇ ગુજરે છે ત્યારે તેનાં ચહારમ, દસમું, માસીસો અને વર્ષીને ટાંકણે અથવા આડે

---

બે૦ નં૦ ૧ સફે ૪૭૦:—"ફારસી સદ દરે બુનદેહેશમાંથી ટાંકેલો દાખલો (જુઓ ઉપલો ફકરો બે૦ નં૦ ૧ સફે ૭૬) તથા સદ દરે બેહરે તવીલમાંથી દાખલો—તથા સદ દરે નજમનાં ૧૩ માં બાબનો દાખલો."

બે૦ નં૦ ૧ સફે ૪૭૨; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૭; ખ૦ કા૦ ર૦ સફે ૧૭૦:—"દસ્તુર બરજોની રવાયતથી—જાણવું કે અશો રવાન જે કે પોતાનાં રોજગાર ઉપર નીચે આવે છે તે જે જગાએ કે પાકી અને યઝદાંનની યજશને અને સવાબ થતો હોય ત્યાં નીચે આવે છે, અથવા નહીં તો હવામાં રહે છે."

બે૦ નં૦ ૧ સફે ૪૭૪:—"(જુઓ ઉપલો ફકરો બે૦ નં૦ ૧ સફે ૭૭, ૪૭૨)".

બે૦ નં૦ ૧ સફે ૪૭૫:—"કામા વોરાહની રવાયતથી (જુઓ ઉપલો ફકરો—પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૪૨ સફે ૭૦)."

દા૦ દી૦ પુ૦ ૫૩ ફ૦ ૧૩–૧૪ અને ૨૭–૨૯:—"....(૪) ઓરત, બેટી, તથા બહેન કે જેઓ મતામાંથી હીસ્સો લે તેઓની ગરદન ઉપર (ગુજરનારની પુઠે) તમામ દીનને લગતી ક્રિયાઓ કરવાનું છે? તેઓએ તે (મરનાર) મરદને વાસ્તે રોજગાર તથા વર્ષી ઉપર "સાલવાર" (યાને વર્ષો વર્ષની આરાધના) ફરમાવવી (યાને કરાવવી) જોઇએ કે નહીં?—જવાબ એ કે...... (૪) સવાબને લગતી આરાધના ચાલુ રાખવાની ફરજ જે શખ્સ કે કુટુંબની ઉપર મુકરર કરવામાં આવેલી છે તેની ઉપર છે. (તે કામને માટે) તેણે પોતે (મતાની) આયપતની અંદરથી "સીને મસા બાજા મસા"(યાને ઘટતા ખરચ જોગું) લેવું."

૩૯૪. ખ૦ કા૦ ર૦ સફે ૧૧૦:—"અને દસમું, માસીસો, દર મહીનાની બાજ, અને વર્ષીપર મરનારનાં ઘરમાં જે કાંઇ ખાવાનું બનાવ્યું હોય તે ઉપર સતુમ પઢીને પછી ખાણું ખાવું."

દહાડે તેની નયતે મોબેદોનું તથા બેહદીનોનું જમણ કરવામાં આવે છે. કેટલાએકો તો ઘણાંએક વર્ષો લગી મરનારની બાજને દહાડે ખાણું કરે છે. કેટલાએક મરનારનાં ખેશીઓ, દોસ્તો, અને ઓલખાણવાલાઓ, અથવા લાગતાંવલગતાંઓ મરનારની બાજ કરવાને નામે કેટલાએક દહાડા સુધી જુદાં જુદાં ખાણાં અને મોહોટાં મોહોટાં અને કેટલીએક વખ્તે આખી ન્યાતનાં જમણો કરે છે. એ રેવાજ વિષે અવસ્તામાં કે પાજંદનાં કોઇબી ભણતરમાં કાંઇબી લખાણ મલતું નથી. તોપણ કેટલીએક ફારસી રવાયતોમાં કહે છે કે જોકે એ વિષે કોઇ કેતાબમાં શહાદત મલતી નથી તોપણ જેની મરજી હોય તે મરનારનાં કોઇ ટાંકણાંને દહાડે ગમે તો ખાણું કરે પણ તે ખાનારાઓ જો બાજ ધરવા વગર તે ખાય તો સામો ગુનાહ લાગે છે. વળી કહે છે કે આડે દહાડે મરનારનું જમણ કીધેલું તો ખચ્ચીતજ બેજા છે.[૩૯૫]

## ગાથાનાં દિવસોમાં અથવા સ્પંદારમદ મહીનામાં જે કોઈ ગુજરે તેની રવાનની ક્રિયા.

ગાથાના દિવસોમાં અથવા સ્પંદારમદ મહીનામાં કોઇ ગુજરે તો તેની ક્રિયાના તફાવત વિષે અવસ્તામાં કાંઇ કહેલું નથી. બીજી કેતાબોમાં કહે છે કે તેનું દસમું, અને માસીસો, અને વર્ષી ઉપર કહ્યા પ્રમાણેજ દહાડા ગણીને કરવાં. પણ ગાથાનાં દિવસોમાં ગુજરનારની દર મહીનાની બાજ દર મહીનાનાં ફર્વર્દીન રોજે કરવી, અને સ્પંદારમદ મહીનામાં ગુજરનારની દર મહીનાની બાજ તે જે રોજે ગુજરી ગયું હોય તે રોજે કરવી.[૩૯૬] વળી એક

---

૩૯૫. બે૦ ન૦ ૧ સફે ૪૭૨; બે૦ નં૦ ૩ સફે ૩૦:—"શાહપુર ભરૂચીની રવાયતથી—ગુજરેલાંનો રોજગાર હોય અને તે દહાડે જો કોઇ મરનારની નયતે જમણ કરે અને માણસોને ખવાડે તેઓ જો બાજ ધરીને ખાય તો રવા છે, નહીં તો ભારી ગુનાહ લાગે. ગુજરેલાંનો રોજગાર નહીં હોય તે દહાડે તેની નયતે જમણ કરવાની બાબતમાં કાંઇ લખાણ અમારા જોવામાં આવ્યું નથી. **ગુજરેલાંનો દહાડો નહીં હોય તે દહાડે તેને માટે કાંઇ આરાધના કરાવવી અથવા જમણ કરવું રવા નથી."**

૩૯૬. પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૧; દ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૨૦; બે૦ નં૦ ૨ સફે ૧૯૭:—"ગાથાના પાંચ દિવસોમાં કોઈ ગુજરી જાય ત્યારે દસ દહાડા ગણીને તેનું દસમું કરવું. ત્રીસ દહાડા ગણીને તેનો માસીસો કરવો અને એક વર્ષ લગી દર મહીનાનાં ફર્વર્દીન રોજે તેનો મહીનાનો રોજગાર કરવો, અને એક વર્ષે જે દહાડે તે ગુજરી ગયો હોય તેજ દહાડે તેની વર્ષી કરવી."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૭૨:—"જો કોઇ શખ્સ સ્પંદારમદ મહીનામાં ગુજરી જાય તો તેનું દસમું, માસીસો, તથા વર્ષીના દહાડા ગણવામાં ગાથાનાં પાંચ દહાડાબી ગણવા અને એ પ્રમાણે ગણીને દસમું તથા માસીસો કરવો. પણ તેની એક વર્ષની અંદરની દર મહીનાની બાજ સ્પંદારમદ મહીનાના જે રોજે તે ગુજરી ગયું હોય તે રોજે કરવી, અને તેની વર્ષી તે જે દહાડે ગુજરી ગયો હોય તેજ દહાડે કરવી."

જુ૦ મો૦ ર૦ સફે ૩૬; દ૦ સો૦ ૨૦ મુ૦ ફી૦ નં૦ ૧ સફે ૩૯: પે૦ દ૦ મે૦ રા૦ લા૦

રેવાયતમાં કહે છે કે જો કોઇ સ્પંદારમદ મહીનો અને જમ્યાદ, મારેસ્પંદ અથવા અનેરાં રોજે ગુજરે અથવા અહુનવદ, ઉશ્તવદ, અથવા સપેંતોમદ ગાથાને દહાડે ગુજરે તો તેનું ચહારમ તે પછીનાં ફ્રર્વર્દીન મહીનાનાં અહુરમજદ રોજે કરવું.[૩૯૭] (?) પણ એ પ્રમાણે કોઇ આજે ચાલતું નથી. હંમેશાં બરાબર ચોથે દહાડેજ ચહારમ કરવામાં આવે છે. ધારવામેલે આ લખનારનાં મનમાં એવું જણાય છે કે મજકુર દિવસો ઉપર ગુજરનારનાં રવાનથી બીજાં રવાનોની માફક પોતાનાં ચહારમની બામદાદે પેલી જેહાનમાં દાખલ થઇ શકાતું નથી; કેમકે આપણા લોકોમાં એક એવી દંતકથા સાંભલવામાં આવે છે કે ગાથાનાં પાંચ દહાડાઓ ઉપર શું બહેશ્તી કે શું દોજખી સર્વે રવાનોને પેલી જેહાનમાંથી આ જેહાનમાં મોકલવામાં આવે છે તે પ્રમાણે જોતાં મજકુર દિવસોપર ગુજરનારનું ચહારમ એવે દહાડે પડે છે કે જે દહાડે કોઇબી રવાનથી પેલી જેહાનમાં રહી શકાયજ નહીં.

---

નંબર ૧૮ સફે ૨૧; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૨; બ૦ કા૦ ૨૦ સફે ૧૧૮:—"જો કોઈ શખ્સ અહુનવદ યા ઉશ્તવદ યા સ્પેંતોમદ યા વોહુખ્શથ્ર યા વહીશતોઈસ્ત ગાથાને દહાડે મરણ પામે અને ફકત ચાર તારાબી દેખાતા હોય તો તે ઉશાહીન ગેહ ગણવી. ૩૦ દહાડા જઈને જે દહાડો હોય તે દહાડે માસીસો કરવો. દર મહીનાની બાજ દર મહીનાના ફ્રર્વર્દીન રોજે કરવી, અને વર્ષી ગાથાના દહાડામાં તે ગુજરી ગયો હોય તે દિવસે કરવી."

બે૦ નં૦ ૨ સફે ૧૯૭; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૨૦:—જવાબ ૪ થો:—"જો કોઈ કદીમ સ્પંદારમદ મહીનામાં ગુજરી જાય તો તેનાં દહાડા ગણવામાં ગાથનાં પાંચ દહાડાબી ગણવા અને ત્રીસ દહાડા પુરા થાય ત્યારે માસીસો કરવો અને જે દહાડે ગુજર્યું હોય તે દહાડે મહીનાની બાજ કરવી અને વર્ષી તો તેના દહાડા ઉપરજ રાખવી."

દ૦ સો૦ ફ૦ મુ૦ ફી૦ નં૦ ૨ સફે ૧૫૧:—"જો ગાથાના પાંચ દહાડામાં કોઇ ગુજરે તો માસીસો ત્રીસ દહાડા ગણીને કરવો અને ગુજરનારની દર મહીનાની બાજ દર મહીનાના ફ્રર્વર્દીન રોજે કરવી અને વર્ષી બરાબર વર્ષે કરવી."

દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૩૦–૧૩૧:—"ગાથાના દહાડાની અગાઉ સ્પંદારમદ મહીનામાં કોઈ ગુજરે તો ગુજરવાના દિવસથી ત્રીસ દહાડા ગણીને ત્રીસમે દહાડે સીરોજો છંજવો પણ તેની વર્ષી તો જે દહાડે તે ગુજર્યો હોય તેજ દહાડે કરવી.........અને બરાબર ત્રીસ દહાડા ગણીને ત્રીસમે દહાડે સીરોજો કરવો. જો કોઈ ગાથાનાં પાંચ દિવસમાં ગુજરે તો તેની દર મહીનાની બાજ ફ્રર્વર્દીન રોજે કરવી. અને વર્ષી જે દહાડે ગુજર્યો હોય તેજ દહાડે કરવી."

સ્પીગલ પેહલવી વંદીદાદ ૮. ફ૦ ૬૪ ની શરેહઃ—"જો ગાથાનાં પાંચમાંનાં કોઇએક દહાડે પડે તો માસીસો જેમ હોકમ છે તેમ (ત્રીસ દહાડા ગણીને) કરવો. તેની વર્ષીનો દહાડો તેનાં પોતાનાં વખ્ત ઉપર કરવો. જો તે (ગાથાનાં) પાંચ દહાડામાં મરણ પામે તો તેનો માસીસો જેમ હોકમ છે તેમ (ત્રીસ દહાડા ગણીને) કરવો. તેની મહીનાની બાજ દર ફ્રર્વર્દીન રોજે અને વર્ષી તેનાં પોતાનાં વખ્ત ઉપર કરવી."

૩૯૭. દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૩૦–૧૩૧:—"જે કોઈ સ્પંદારમદ મહીનો અને જમ્યાદ, અથવા મારેસ્પંદ, અથવા અનેરાં રોજે ગુજરે તો તેનું ચહારમ આવતા ફ્રર્વર્દીન મહીનો અને અહુરમજદ રોજે કરવું. જો ગાથાનાં પાંચ દિવસમાં ગુજરે તો અહુરમજદ રોજે ચહારમ કરવું. જો ચોથા અથવા પાંચમાં ગાથાને દિવસે ગુજરે તો તેનો જે ચોથો દહાડો આવે તે દહાડે ચહારમ કરવું."

અને આ જેહાનમાં રહેવું જોઇએ તેથી તેની ચહારમની ક્રિયા સરેશતાનાં વખ્તપર કીધેલી નકામી ઠરે તેથી તે મુલતવી રાખીને જે દહાડે રવાનોથી પેહલી જેહાનમાં દાખલ થઇ શકાય તેજ દહાડે કરવી. ધારવામેલે કાંઇએક એવા વિચારથીજ એ પ્રમાણે લખ્યું છે એમ લાગે છે, અથવા કદાચ એ પ્રમાણે એ ક્રિયા મુલતવી રખાવાની મતલબ એ હોય કે ગાથાનાં દિવસોમાં કોઇબી દહમાનનું આફ્રંગાન પઢવાની મનાઇ છે અને એ ક્રિયામાં તો દહમાનનું આફ્રંગાનજ પઢવું જોઇએ તેથી જે દહાડે તે પઢી શકાય તે દહાડા લગી એ ક્રિયા મુલતવી રાખવી. ગમે તેમ હોય પણ આજનો રેવાજ એ છે કે બરાબર ચહારમને વખ્તેજ તેની ઘટતી ક્રિયા કરવામાં આવે છે.

### સાત વર્ષની અંદરનું બચ્ચું ગુજરે તેનાં રવાન અને ફ્રેરોહરની ક્રિયા.

કેટલીએક આપણી દીનની કેતાબોમાં લખે છે કે સાત વર્ષની અંદરનાં બચ્ચાંનું રવાન પોતાનાં કામોને માટે જવાબદાર નથી. એ ઉમરની અંદરનાં બચ્ચાંનાં રવાન અને ફરોહરની ક્રિયા વિષેબી અવસ્તામાં કાંઇ લખાણ મલ્યું નથી. પણ પાછલી કેતાબોમાં લખે છે કે ત્રીજે દહાડે અથવા ત્રણ દિવસોમાં કોઇબી એક દહાડે ફકત એક સરોશ ઇજાવવો, અને ચહારમની બામદાદે જેમ ઉમરે પુગેલાંઓનાં રવાનોનાં બાબમાં કહ્યું છે તેમ ચાર બાજે ઇજાવવી અને સ્યાવને બદલે કપડાંનો કકડો ઇજાવવો. કેટલાએકો કુસ્તીબી સાથે મુકવા કહે છે. બાકીની બધી ક્રિયા વિષે ઘણાખરા લખનારાઓ એકમતથી કહે છે કે દસમું, માસીસો, વર્ષી વગેરેની બીજી કોઇબી ક્રિયા કરવાની જરૂર નથી.[૩૯૮] એક રવાયતવાલો કહે છે કે પેહલા

૩૯૮. પે૦ ૧૦ દી૦ સફે ૧૪૨:—"એક બાબત એ છે કે ગુજરેલાં માણુસોની પછવાડે ફરજ છે કે જો એક શખ્સ કે જે એક વર્ષથી તે ૭ વર્ષ અને ત્રણ મહીનાની મુદતમાં મરણ પામે તો એક સરોશની યજશને કરાવવી જોઇએ."

સદ દરે નસર બાબ ૪૮:—"જ્યારે સાત વર્ષ લગીનું બચ્ચું મરણ પામે ત્યારે એવું ફરમાન છે કે તેને ત્રીજે સરોશની એક આરાધનાં કરવી જોઇએ અને ચહારમની રાતે ઇજનુ કરવું જોઇએ. કેમકે દીનમાં કહે છે કે બચ્ચાંઓનાં રવાનો માબાપોનાં રવાનો પાસે જાય છે. જો બાપ બહેસ્તમાં હોય તો તેની પાસે તે બહેસ્તમાં જઇ શકે છે, જો દોજખમાં હોય તો દોજખમાંબી જઇ શકે છે, જો માય બહેસ્તમાં હોય તો તેણીની પાસે બહેસ્તમાં જઇ શકે છે અને જો દોજખમાં હોય તો તેણીની પાસે દોજખમાંબી જઇ શકે છે. વાસ્તે જો (માબાપે બચ્ચાંની) સરોશની આરાધનાં કીધી હોય તો જોકે તે બચ્ચાંનું રવાન મા અને બાપનાં રવાનથી જુદું થાય છે અને બહેસ્તમાં જાય છે તોબી યજદાંની હજુરમાં તે જેહાનમાં માય અને બાપને માટે તારણ ચાહે છે."

બ૦ કા૦ ર૦ સફે ૪૭; પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ 31 સફે ૨:—"ભલી દીનમાં જાહેર છે કે જ્યારે એક દિવસથી તે સાત વર્ષ લગીનું બચ્ચું ગુજરે ત્યારે તેને માટે એક સરોશની આરાધનાં કરવી અને ચહારમની રાતે બાજે તથા કપડું ઇજવું. કેમકે દીનમાં કહે છે બચ્ચાનું રવાન બાપ અને માય પાસે જઇ શકે છે. જો બાપ અથવા માય બહેસ્તી હોય તો તેની પાસે બહેસ્તમાં જાય છે. જો બાપ

ત્રણ દહાડા લગીની પાવક્રિયા મોહોટાં માણસની બરાબરની કરવી.[૩૯૯] અને જો તે ખાતું પીતું હોય તો દર મહીને એક બાજ ઇંજાવવી.[૪૦૦] તેનું દસમું, માસીસો, અથવા વર્ષી કરવા વિષે એ રવાયતમાં કાંઇ કહેલું નથી. જોકે આ સર્વે પાછલા રવાયત લખનારાઓ સાત વર્ષની અંદરનાં નિર્દોષ બચ્ચાંની આટલી થોડી ક્રિયા કરવાનું લખે છે અને તેના ટેકામાં પોતાની સમજ મુજબનું કારણ દેખાડે છે તોપણ વંદીદાદની શરેહમાં ગોગોશસ્પ નામનો શરેહ કરનાર કહે છે કે એટલા નહાનાં બચ્ચાંની કાંઇબી ક્રિયા નહીં કરાય તો તેનો કશો મુજાકો નથી.[૪૦૧]

---

અથવા મા દોજખી હોય તો તેની પાસે દોજખમાં જઇ શકે છે. પછી જો સરોશની આરાધનાં કીધી હોય તો બચ્ચાંનું રવાન બાપ અને માયનાં રવાનથી જુદું પડે છે અને ખુરશેદ પાયા બહેસ્તમાં જાય છે અને યજદાનની પાસે માય બાપને માટે તે જેહાનમાં તારણ માગે છે."

બ૦ કા૦ ૨૦ સફે ૧૪૭:—"સવાલ—એકથી તે સાત વર્ષ લગીનું બચ્ચું ગુજરી જાય તો દીનમાં તેને સારૂં સરોશ ઇંજાવવાનું અને ત્રીજી રાતે દરન ઉપર કપડાં ઇંજવાનું અને એવું બીજું કાંઇ ઘટતું ગણીને ફરમાવ્યું નથી? દસમું, માસીસો, વર્ષ એક લગી તેનાં દરન અને દર મહીનાની બાજ ઈત્યાદિ કરવાની ફરજ છે? કરવું જોઈએ કે નહીં?

જવાબ એ કે બચ્ચું માયથી જન્મે ત્યારથી તે સાત વર્ષનું થાય તેટલા લગીમાં ગુજરી જાય તો ચોથે દહાડે એક સરોશ ઈંજવો, એક સરોશની બાજ ઇંજવી અને રાતે ઉશાહીન ગેહમાં જેમ ગુજરેલાંઓને વાસ્તે લખેલું છે તેમ ઈંજવું. તે સિવાય દસમું, માસીસો, વર્ષી અને બીજું કાંઇબી કરવાની હાજત નથી."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:-"એક સરોશ અને ચહારમની બામદાદની બાજે અને કપડાં ઈંજવાં. બીજી બાજે દસમું, માસીસો, વર્ષી વગેરે કરવાની હાજત નથી."

બ૦ કા૦ ૨૦ સફે ૧૭૩:—ભલી દીનમાં એવું કહેલું છે કે સાત વર્ષની અંદરનાં બચ્ચાંનું રવાન બાપ અથવા માયનાં રવાનથી જુદું પડી નહીં શકે (એટલે કે તેઓની પાસે જઇ શકે છે). તેને માટે સરોશની આરાધના એટલા માટે કરવામાં આવે છે કે જો બાપ અથવા માયનાં રવાનો ગુનેહગાર હોય અને તેથી કરીને બચ્ચાનું રવાન તેઓથી જુદું પડે તોપણ બહેસ્તમાં બાપ અથવા માયનાં રવાનને માટે છુટકારો તે ચાહે."

પે૦ દ૦ મે૦ રા૦ લા૦ નં૦ ૩૧ સફે ૪૪; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૧૦; બે૦ નં૦ ૨ સફે ૧૯૧;—"માયથી બચ્ચું જન્મ્યા પછી સાત વર્ષનું થવા અગાઉ ગુજરે તો ત્રીજે દહાડે સરોશની એક આરાધનાં કરવી અને સરોશની બાજ ઇંજવી અને પાછલી રાતે ઉશાહીન ગેહમાં ચાર બાજે જેમ ગુજરેલાંઓને માટે ઈંજવાનું લખેલું છે તેમ ઇંજવી. બીજું દસમું, માસીસો, વર્ષી વગેરે કરવાની જરૂર નથી."

૩૯૯. બે૦ નં૦ ૩ સફે ૩૧:—"એકથી તે ત્રણ વર્ષ લગીનું બચ્ચું ગુજરે તો તેને માટે ત્રણ સરોશ, એક અરદાફરવશ, અને ત્રીજી રાતે કપડું ઈંજવું, અને ચહારમની બામદાદની બાજે ઇંજવી."

૪૦૦. બે૦ નં૦ ૩. સફે ૩૧:-"જે બચ્ચું મરણ પામે તે જો કાંઇ ખાઇ શકતું હોય તો તે બચ્ચાંને વાસ્તે દર મહીને એક બાજ ઇંજાવવી રવા છે."

૪૦૧. સ્પીગલ પેહલવી વં૦ ૮. ફ૦ ૬૪ ની શરેહ:-"અવસ્તાથી એવું જાહેર છે કે દરેક જણને માટે ત્રણ સરોશ અને ત્રણ સરોશની બાજ ઇંજવી. નાચારીમાં જો એકજ કરે તો તેબી ઉલટું નથી. ગોગોશસ્પે કહ્યું છે કે સાત વર્ષની અંદરનાનું જો કાંઇ નહીં કરે તો તેબી ચાલે."

## સાત અને પંદર વર્ષની ઉમરની વચ્ચેનું કોઇ ગુજરે તેનાં રવાન અને ફરોહરની ક્રિયા.

સાત અને પંદર વર્ષ વચ્ચેની ઉમરનું કોઇ ગુજરે તેનાં રવાન અને ફરોહરની ક્રિયા વિષે અવસ્તામાં કાંઇ વિગત નથી. આપણી દીનની કેટલીએક બીજી કેતાબોમાં કહે છે કે મરનાર જો છ વર્ષ અને ત્રણ મહીનાથી વધારે ઉમરનું હોય અથવા બાર અથવા તેથી વધારે વર્ષનું હોય તો ત્રણ સરોશ કરવા[૪૦૨] અને દસમા તથા માસીસાની ક્રિયા કરવી.

## કોઇ માણસ પરદેશમાં, મુસાફરીમાં, અથવા કોઇબી અડચણને વખતે મરણ પામે, અને ઘટતે વખતે તેની ક્રિયા નહીં થઇ શકે તેનાં રવાન અને ફરોહરની ક્રિયા વિષે.

જો કોઇ શખ્સ પરદેશમાં, મુસાફરીમાં, અથવા કોઇબી મોહોટી આફત અથવા અડચણને વખતે મરણ પામે કે જેનાં રવાનની ઘટતી ક્રિયા કરવાનો વખત હાથથી જતો રહ્યો હોય તો તેનાં મરણની ખબર મલવા પછી અથવા અડચણ ટલી ગયા પછી તેનાં રવાનની ક્રિયા શું કરવી તે વિષે અવસ્તામાંથી કાંઇ લખાણ જડયું નથી. પાછલી કેતાબોમાંની એકમાં કહે છે કે જો મરનારની ત્રણ દિવસની ક્રિયા તે જયાં ગુજરી ગયું હોય ત્યાં અથવા કોઇબી જગે બરવખતે થઇ નહીં હોય તો જે જગાએ ખબર પડે ત્યાં, જયારે ખબર પડે ત્યારથી ત્રણ રાત પુરી થાય ત્યાં સુધી સરોશની આરાધનાં કરવી, અને ચોથે દહાડેથી ધારા પ્રમાણે અરદાફ્રવશ (ફરોહર)ની આરાધના કરવી.[૪૦૩]

---

૪૦૨. પે૦ ૧૦ દી૦ સફે ૧૪૨:—"અને જો છ વર્ષ અને ત્રણ મહીના પછી આ જેહાનથી મીનોઇ જેહાનમાં જાય તો સરોશની ત્રણ યજશને અને ત્રણ વંદીદાદ ઈજવાની ફરજ છે કે તે ગુજરેલાંનાં નામથી ઇજે."

બે૦ નં૦ ૩ સફે ૩૧:—"જો સાત વર્ષ અને ત્રણ મહીનાનું થવા પછી ગુજરે તો ..... પેહલે દહાડે ઉજીરન ગેહમાં પતેત નહીં કરવી. ત્રીજી રાતે તે ગુજરેલાંને માટે પતેત કરવી. ત્રણ સરોશ, એક અરદાફ્રવશ ઈજવા અને તેનાં રવાનને માટે ત્રીજી રાતે એક જોડી કપડાં ઈજવાં અને ચહારમ, દસમું, માસીસો, દર મહીનાની બાજ, અને વર્ષીની બાજો દીનનાં કાયદા પ્રમાણે ઈજવી."

પે૦ ૬૦ મે૦ રા૦ લા૦ નં૦ ૧૮ સફે ૬; જુ૦ મો૦ ૨૦ સફે ૧૫; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૬૦:—"(બાર વર્ષનું બચ્ચું ગુજરે તેની નયતે) 'સેદોશ' એટલે કે ત્રણ સરોશ, અને દસમું અને માસીસો કરવો."

૪૦૩: પેહલવી સદ દરે બુનદેહશને સફે ૩૫:—"જો કોઈ દૂરની જગાએ ગુજરી જાય કે જયાંથી તેની ખબર આવે તો જે જગાએ કે ગુજરી જાય ત્યાં જો 'સેદોષ' (સરોશની આરાધના) ઇજ્યો હોય તો સારું છે. જો નહીં તો તે હાં ઈજવા. જયારથી ખબર પડે ત્યારથી તે ત્રણ રાત ગુજરે ત્યાં સુધી સરોશની આરાધના કરવી જોઈએ."

સ્પીગલ પે૦ વં૦ ૮. ૫૦ ૬૪ ની શરેહ:—"જો કોઈએક જગાએ કોઈ મરણ પામે તેજ જગાએ જો તેની સરોશની આરાધના કીધી હોય તો તે સિવાયની બીજી જગાએ જે તમામ આરાધના

એક ફારસી રવાયતમાં કહે છે કે ચહારમનો સ્યાવ જે વખ્તે ઇંજવો જોઇએ તે વખ્તે ઇંજયો નહી હોય તો નાચારે બીજી કોઇબી ઉશહીન ગેહમાં ઇંજવો.[૪૦૪] બીજી એક રવાયતમાં કહે છે કે જો કોઇ સબબને લીધે કોઇ ગુજરનારની ક્રિયા નહીં થઇ હોય તો તે પછવાડેથી કરવી.[૪૦૫] એ ઉપરથી એવું જણાય છે કે જો કોઇ સબબને લીધે કાંઇ ક્રિયા નહીં થઇ શકી હોય અને તેને પાછલથી બીજે વખ્તે કરે તોબી તેનો ફાયદો રવાનને મલી શકે છે.

હવે ત્યાં એક સવાલ ઉઠે છે કે ઉપર કહ્યા પ્રમાણે ત્રણ દહાડાની સરોશની આરાધના કરવાનું કારણ આપણી દીનની કેતાબોનાં કહેવા પ્રમાણે એ છે કે તે ત્રણ દહાડા રવાન તેનો ઇનસાફ થયા વગર રહે છે તેટલો વખ્ત સુધી સરોશ યજદ તેની પાસબાની કરે અને ઇનસાફની

---

કરવી તે (ત્રણ દહાડા પછીની) અરદાફ્રવશનીજ આરાધના કરવી. જો તેમ નહીં થયું હોય તો શરૂઆતથી સરોશની આરાધનાથી (બધી આરાધના) કરવી."

૪૦૪. બે૦ નં. ૩ સફે ૩૦:—"ગુજરેલાંઓને માટે ત્રીજી રાતે બાજે ઇંજે તેમાંની એક અરદાફ્રવશની બાજ રહે અને હાવન ગેહ થાય તો તે નહીં ઇંજવી. તે સ્યાવને બીજી વખ્તે ઉશહીન ગેહમાં ઇંજવો."

૪૦૫. જુ૦ મો૦ ૨૦ સફે ૭૩ મુ૦ ૨૦ દા૦ હો૦ સફે ૯૭; બ૦ કા૦ ૨૦ સફે ૧૧૦:—"જો ત્રણ દહાડા સરોશની આરાધના કરવાનું નહીં બની શકે તો નાચારે એક સરોશની આરાધના કરવી અને દરૂન ઇંજવા, (ઉઠીઆનાંની) પતેત, અને આફ્રંગાન કરવું, એવી રીતે કે ત્રીજી રાતે બરાબર વખ્તે ચહારમની ચારે બાજે ઇંજવામાં આવે અને પછી બીજે દહાડે સરોશની આરાધના કરવી અને બાજ ઇંજવી. જો એ ત્રણ દહાડામાં નહીં બને તો પંદર દહાડાની અંદર કરવું. પણ દસમાને દહાડે (ધારા પ્રમાણેની) અરદાફ્રવશની આરાધના કરવી. અને માસીસો બરાબર વખ્તે કરવો. જો એક મહીના લગીમાંબી નહી બની શકે તો વર્ષી લગીમાં કોઇબી દહાડે કરવું. જો વર્ષીબી હાથથી જાય તો બીજે વર્ષથી કરવું."

ઇઠો૦ "સવાલ ૫૮:—જો ગુજરનારની નયતે તે પેહલા ત્રણ દિવસની અંદર સરોશ અને સ્યાવ નહીં ઇંજાય તો કયારે ઇંજાવવા ? જવાબ—ગુજરનારનાં સગાંવહાલાંઓ અને લાગતાંવલગતાંઓની ઉપર ફરજ છે કે મરનારની નયતે ત્રણ દિવસમાં કોશેશ કરીને સરોશ તથા સ્યાવ ઇંજાવવા. નાચારીથી નહીં બને તો દસમાં સુધીમાં ઇંજાવવા દસમાં સુધીમાં નહીં તો માસીસા સુધીમાં ઇંજાવવા અથવા માસીસા પછીબી ઇંજાવવા.

સવાલ ૫૯:—"જો કોઇ આ જેહાનથી ગુજરે અને કાંઇ હરકતને સબબે ત્રણ દિવસમાં સરોશની આરાધના નહીં બની શકે તો ચહારમની બામદાદે ઉશહીન ગેહમાં ચાર બાજ અને સ્યાવ ઇંજાવવો કે નહીં ? અથવા સરોશ ઇંજાયા નથી એટલા માટે સ્યાવ અને ચાર બાજેબી ઇંજાવવાની મોકુફ રાખવી ?—જવાબ—અવલ ફરજ છે કે સરોશની આરાધના કરવામાં ગફલત નહીં કરવી અને સરોશની આરાધના કીધા પછી ઉપલી ચાર બાજે અને સ્યાવ ઇંજવા. સરોશ વગર જો ચાર બાજે અને સ્યાવ ઇંજયા હોય તો રવાનને તેથી કાંઇ ફાયદો નથી. સરોશ ઇંજયા વગર પેલી જેહાનમા રવાનને કોઈ ફરેસ્તો લેખતો નથી. વાસ્તે સરોશ વગર સ્યાવ ઇંજાય નહીં. પણ જો નાચારીએ ઇંજે તો ચાલે."

વખ્તેબી તે રવાનને હીંમત આપે અને મદદ કરે તેટલા માટે સરોશની આરાધના કરવી. હવે જો એક માણુસની ચહારમની આમદાદ વીટી ગઇ હોય તો ત્યાર પછી સરોશની આરાધના કીધેલી તેને શું કામ આવે ? એ પેહલા ત્રણ દહાડા કે જેમાં રવાનને અતીશય આતુરતા અને ઉત્કંઠા હોય છે તે વખ્તે સરોશ યજદની તરફથી મલતો તકવો એટલો તો જરૂરનો અને ફાયદેમંદ ગણેલો છે કે આપણી દીનમાં દરેક જણુને જીવતાંજીવત સાહુ-ચેતી તરીકે જીંદેહરવાન ઇંજાર્વા રાખવાનું કેટલીએક પેહલવી અને ફારસી કેતાબોમાં લખેલું છે કે મબાદા કોઇ કારણુથી મરનારની સરોશની ક્રિયા બરવખ્તે કરવાનું નહીં બને તો જીંદેહરવાનમાં સરોશની જે આરાધના કીધેલી તેનો ફાયદો તેને મલે. હવે ચહારમ પછી કીધેલી ક્રિયા જે ચહારમની અગાઉ કરવી જોઇએ તે મરનારને કામ લાગે એવું હોતે તો જીંદેહરવાન કરવાની તાકીદ નહીં કરતે. જીંદેહરવાનની ક્રિયાની હસ્તી ઉપરથી તો ત્રણુ દહાડામાંજ કીધેલી ક્રિયાનો ફાયદો મલે છે અને ચોથે દહાડે જરૂર રવાનને ઘટતી જગા મલે છે એમ વધારે સંભવિત લાગે છે. તેથી મજકુર રવાયતોનાં ફતવા પ્રમાણે પાછલથી કીધેલી સરોશની ક્રિયાનો ફાયદો શું ? પણુ એ વિષે શોધ કરતાં જણુાય છે કે જોકે અવસ્તા પ્રમાણે તો ચહારમનીજ આમદાદે ઇનસાફ થવાનું છે તે છતાં પાછલી કેતાબોમાં લખે છે કે કેટલાએક ચોક્કસ સબબોને લીધે કેટલાંએક રવાનોનો ઇનસાફ મુલતવી રહે છે જે પાછલથી થઇને તેઓને ઘટતી જગાઓ મલે છે. જેમકે ૧. કોઇએ 'હમીમાલાન' વર્ગનાં ગુનાહો કીધા હોય, જેવાકે પરણેલી સ્ત્રી સાથે વ્યભીચાર, કોઇપર જુઠું બોહતાન, વગેરે, કે જે ગુનાહો કરનારે જેને દુ:ખ દીધું હોય તેને રાજી કરીને તેની તરફથી જીવતાંજીવત માફી મેલવી હોય તો ખેર, નહીં તો તે દાવાદારનું રવાન પેલી જેહાનમાં જઇને તે ગુનેહગારનાં સવાબોમાંથી ચોક્કસ હીસ્સો પોતે લેઇને અથવા તેનો ગુનાહ માફ કરીને તેનો છુટકારો કરે ત્યાર પછીજ તે ગુનેહગારનાં રવાનનો ઇનસાફ થઇને તેને ઘટતી જગા મલે છે, ત્યાં લગી તે ચીનવદ પુલની આણીમેર અટકી રહીને દુ:ખી થાય છે, અને તેનો ઇનસાફ મુલતવી રહેવાને લીધે તેને અત્યંત ફીકર અને ધાસ્તી ખમવી પડે છે. ૨. નપુતરીઆનું રવાન, કે જેનો બેટો અથવા 'સતર' (ધર્મપુત) નહીં હોય તે જ્યાં લગી આ દુન્યામાં ઠરાવવામાં આવે નહીં ત્યાં લગી તેનો ઇનસાફ મુલતવી રહે છે. એ વગેરે બીજા કેટલાએક સબબોથી રવાનનો ઇનસાફ મુલતવી રહીને પાછલથી થવાનું પાછલી કેતાબોમાં લખે છે. તે વિચાર ધ્યાનમાં રાખીને જે બનાવ ઉપર આપણો કશો અખ્તયાર નહીં હોય તેને લીધે જો એક મરનારની ક્રિયા નહીં થઇ શકે તો તેનો ફાયદો તેને પાછલથીબી

મલી શકે એવી મતલબનો ઉપલો ફતવો અકલને અનુસરીને અને ધર્મની ઉદારતાની નેમ પ્રમાણે તથા મરનારનાં જીવતાં લાગતાંવલગતાંઓનાં દીલાસાને ખાતર પાછલી કેતાબોમાં આપ્યો છે એમ ધારી શકાય છે.

એ ફતવાની નેમ જોકે સારી છે તોપણ તેને નાચારીથી કંઇજ નહીં બની શકે તેજ વખ્તને લાગુ પાડવો. બાકી હમેશને માટે તો આપણાં ધર્મનું ફરમાન જે પોતાને હાથે થઇ શકે તે ભલું કામ કરવામાં ઢીલ નહીં કરવાનું અને પોતાનાં રવાનની પોતેજ કાલજી રાખીને અગાઉથી ઉપાય કરી રાખવાનું છે તેનેજ હંમેશાં વલગાં રહેવું.

મબાદા મરણ પછી આપણાં રવાનની ક્રિયા કોઇબી સબબને લીધે બીજાઓથી નહીં થાય તે વખ્તે રવાનને ખમવું નહીં પડે તેની અગમચેતી તરીકે ઉપર જીંદેહરવાન કરી રાખવાને માટે કહ્યું છે. તેનું જાણવું એ કે ઘણીખરી પાછલી કેતાબોમાં કહે છે કે કજાએ ઇલાહીથી એવો બનાવ બને કે કોઇ માણસ પરદેશમાં ગુજરી જાય અથવા બીજી કોઇ રીતે લાગતાં-વલગતાંઓને જાણ થયા વગર ગુજરી જાય અથવા તે ગુજરે ત્યારે કોઇ આફતે સમાવી અથવા બીજી અડચણ હોય તેથી બરવખ્તે તેનાં રવાનને માટે સરોશની આરાધનાં નહીં થઇ શકે તો તેનાં રવાનને સરોશ યજદ મદદ કરે એવી મતલબથી દરેક જણે પોતાની હૈયાતીમાં "જીંદેહરવાન" ઇજાવી રાખવું. 'જીંદેહરવાન'ની ક્રિયામાં જેમ એક માણસ મરી જાય અને તેની સરોશની તથા બીજી ક્રિયાઓ કરવામાં આવે તેમજ બધી ક્રિયા કરવામાં આવે છે. ફરક માત્ર એટલોજ છે કે તે ધણીનું નામગ્રહણ લેતી વખ્તે તે માણસ જીવતું છે તેથી તેનાં નામની અગાઉ 'જીંદેહરવાન' (જીવતું રવાન) એટલો બોલ વધારવામાં આવે છે. બધી પાછલી કેતાબોમાં એક આવાજે કહે છે કે જેનું પોતાનું 'જીંદેહરવાન' ઇજાવ્યું હોય તે શખ્સ મરણ પામે અને જો ખબર નહીં પડવાને લીધે અથવા બીજા કોઇ કારણને લીધે તેની નયતે સરોશ વગેરે બીજી ક્રિયા કરવાનું નહીં બન્યું હોય તોબી પેલી 'જીંદેહરવાન'ની ક્રિયાને લીધે સરોશ યજદ તે રવાનની યારીએ પોંહોંચે છે.

## ગુજરનારનો દહાડો ચોક્કસ ખબર નહીં હોય તે વિષે.

કેટલીએક પાછલી કેતાબોમાં લખે છે કે કોઇ શખ્સનો ગુજરવાનો ચોક્કસ દહાડો ખબર નહીં હોય તો દે મહીનો અને બેહરામ રોજે તેનો દહાડો ઠરાવવો. જો મહીનો ખબર હોય અને રોજ ખબર નહીં હોય તો તેજ મહીનાનાં ફર્વર્દીન રોજે તેનો રોજગાર ઠરાવવો. જો રોજ ખબર હોય અને મહીનો ખબર નહીં હોય તો આદર મહીનામાં જે રોજ ખબર

હોય તે રોજે તેનો રોજગાર કરવો.[૪૦૬] પણ આજે આપણાં લોકોમાં એવો રેવાજ છે કે જેનો ગુજરવાનો રોજ તેમજ માહ ખબર નથી હોતો તેનો રોજગાર ફર્વર્દીન મહીનો અને ફર્વર્દીન રોજે કરવામાં આવે છે.

**દશ્તાનવાલી અથવા સુવાવડી ઓરત ગુજરે અથવા કોઇબી માણસ અપવિત્ર શરીરે ગુજરે તેનાં સ્વાન અને ફરોહરની ક્રિયા વિષે.**

આપણામાં એવો રેવાજ છે કે કોઇ ઓરત દશ્તાન અથવા સુવાવડની હાલતમાં ગુજરે છે અથવા કોઇબી માણસ કોઇબી શરીરની અપવિત્ર હાલતમાં ગુજરે છે ત્યારે તેની આખાં વર્ષની ક્રિયા કરવા ઉપરાંત વલી ફરીથી નવેસરથી બીજી આખાં વર્ષની ક્રિયા કરે છે. પણ એ વિષે શોધ કરવા છતાં કોઇબી અવસ્તા, પાજંદ, પેહલવી કે ફારસી કેતાબમાં અમોને કશું લખાણ જડયું નથી તેથી એ બેવડી ક્રિયાઓ કરવાનો રેવાજ શી મતલબે નિકલ્યો હશે તે વિષે કાંઇ જણાતું નથી.

**ગુજરનાર માણસે વસીઅત કરીને જીવતાંજીવત અથવા મુવા પછી પોતાને માટે જે સવાબ કરાવ્યો હોય તે તેને કેટલો પોંહોંચે તથા તેની વસીઅત વગર બીજો શખ્સ પોતાની ખુશીથી તેની નયતે સવાબ કરાવે તે કેટલો પુગે તે વિષે.**

દરેક કોમમાં જે જે રેવાજો, ક્રિયાઓ, મતો અને વિચારો ધર્મનાં તરીકે માનવામાં આવે છે તેઓની શોધ કરતાં માલૂમ પડે છે કે તેઓનું અસલ મૂળ તેઓનાં મૂળ ધર્મ પુસ્તકોનાં કોઇ વચન અથવા વચનોને એક અથવા બીજી રીતે, ખરી અથવા ખોટી રીતે સમજવામાં હોય છે. ચોક્કસ શબ્દ અથવા ફકરાની મતલબ ચોક્કસ રીતે સમજવાથી આગલ જતાં જેમ એક બીયાંમાંથી પીલો ફુટીને તેમાંથી આસ્તે આસ્તે ઝાડ થાય તેમ ચોક્કસ મત, અથવા વિચાર અથવા ક્રિયા અથવા રેવાજ પાછલા લોકોમાં ચાલે છે જેની શોધ આપણે જેમ એક મોહોટી નદીનાં મૂખથી ઉપર જતાં દરજ્જે બ દરજ્જે તેનું મૂળ શોધી કહાડયે તેમ કર્યે છેયે. જ્યારે કોઇ બાબતનું અસલ મૂળ નહીં મલતું ત્યારે જ્યાંસુધી તેની ઉપર શોધ કરી શકાય ત્યાં સુધી કરીને અટકવું પડે છે. આ રીસાલાની દરેક બાબતમાં વાંચનારનાં જોવામાં આવશે કે અમે દરેક બાબતની શોધ આજનાં રેવાજથી તે છેક અવસ્તા લગી કીધી છે અને જ્યાં

૪૦૬. દ૦ સો૦ ૨૦ મુ૦ રી૦ નં૦ ૨ સફે ૧૫૧:—"જયરે કોઇ મીનો જેહાનમાં ગયું હોય અને તેનો શું દહાડો અને મહીનો હતો તે માલૂમ નહીં હોય તો દે મહીનો અને બેહરામ રોજે તેનો રોજગાર કરવો. જો મહીનો ખબર હોય અને રોજ ખબર નહીં હોય તો તેજ મહીનાના ફર્વર્દીન રોજે તેનો રોજગાર કરવો, જો રોજ ખબર હોય અને મહીનો ખબર નહીં હોય તો આદર મહીનામાં જે રોજ ખબર હોય તે રોજે તેનો રોજગાર કરવો."

સુધી હરેક બાબતનું મૂળ મલે છે ત્યાં સુધી તે દેખાડયું છે. એજ પ્રમાણે શોધ કરતાં આજે આપણાં જરતોશ્તીઓમાં ઉપર કહેલી મરનારનાં રવાનની અને ફરેોહરની ક્રિયાઓ ઉપરાંત જે બીજાં પુશ્કલ સવાબનાં કામો અને ક્રિયાઓ મરનારની નયતે કરવામાં આવે છે અને તે સવાબનું પુન્ય અને બદલો પેલા મરનારને કોઇબી વખ્તે મલે છે અને તેથી તેને પેલી જેહાનમાં ફાયદો થાય એવું સાધારણ રીતે માનવામાં આવે છે તેનું મૂળ અવસ્તામાંથી અમોને જડતું નથી. અવસ્તામાં તો એમજ કહે છે કે જે કોઇ આણસ પોતે જીવતાંજીવત જે પુન્યનું કામ કરશે તેનોજ બદલો તેને મલશે (વં૦ ૧૯. ફ૦ ૨૭) પણ પાછલી પાજંદ આફ્રીનોમાં આપણા ધર્મનાં તરીકે મનાતાં એક મતની સમજણ એક ચોક્કસ રીતે ઉઠાડીને તે ઉપરથી મરનારની પછવાડે જો તેનાં નામથી અને નયતથી બીજાંઓ સવાબ કરે અથવા કરાવે તો તેનો ફાયદો તે મરનારને (કેટલાંએકોનાં મત પ્રમાણે જો પેહલા ત્રણ દહાડામાં કરે તોજ અને બીજાઓનાં મત પ્રમાણે કોઇબી વખ્તે) મલે છે એવું મત ચાલુ કીધેલું અમોને લાગે છે. તે એમ છે કે જોકે અવસ્તામાં અમોને કોઇ ઠેકાણેથી જણાતું નથી કે જીવતાંજીવત એક જરથોશ્તીએ કીધેલો સવાબ આખો અથવા થોડો બીજા જરતોશ્તીને મલી શકે; તેમજ આફ્રીંગાનનાં પાજંદ દીબાચામાં[૪૦૭] એક ફકરો આવેલો છે તેમાં કહે છે કે મરનારની નયતે તેનાં દિવસપર યજશને, દરૂન અને મ્યજદ કરે તે પુન્ય દાદાર અહુરમજદનાં પુન્યનાં જથ્થામાં પોહોંચે છે; જે ઉપરથીબી જણાતું નથી કે તે પુન્ય મરનારનાં રવાનને બક્ષવામાં આવે છે કે તેનાં કરનારને હીસાબે જમે થઇને તેને ગુજરવા પછી મલે છે; વલી બુનદહેશ્ન કેતાબના એક ફકરા ઉપરથી એવો સાર કહાડી શકાય છે કે હરએક પુન્ય તેનાં કરનારનેજ મલે છે. તે ફકરામાં કહે છે કે જેમ પાણીના મૂળમાંથી નિકળેલું પાણી જમીનપર વહી, દર્યામાં પડી, વરાળરૂપે આકાશમાં પોહોંચીને ત્યાંથી વરસીને પાછું પોતાનાં મૂળમાં આવે છે; અથવા જેમ એક ઝાડના મૂળ્યાંમાંથી ચાલુ થયલો રસ તેનાં થડ, ડાલીઓ, પાદડાંઓ, વગેરેમાં ફરીને પાછો તે મૂળમાં આવે છે, તેમજ એક માણસે કીધેલો સવાબ અંતે તેનેજ મલે છે;[૪૦૮] એ પ્રમાણે જોકે અવસ્તા, આફ્રંગાનનો પાજંદ

૪૦૭. આફ્રીંગાનનો દીબાચોઃ—"જેનો આજે રોજગાર છે તેની નયતે મેં યજશને કીધી છે, દરૂન ઇંજ્યા છે, અને મ્યજદ કરૂં છું તે એકસરખી રીતે નુરમંદ અને ખુરેહમંદ દાદાર અહુરમજદ અને અમશાસ્પંદોનાં ખજાનામાં પોહોંચો !"

૪૦૮. બુ૦ ૨૧ ફ૦ ૪–૫:—"વલી કહેલું છે કે જે પાણીમાં ગદલાઇ ઓછી અને નિર્મળતા વધારે હોય છે તે ત્રણ વર્ષે પોતાનાં મૂળમાં જઈ મલે છે, જેની ગદલાઇ અને નિર્મળતા બરાબર હોય છે તે ૭ વર્ષે જઇ મલે છે, જેની ગદલાઇ વધારે અને નિર્મળતા ઓછી હોય છે તે નવ વર્ષે જઇ મલે છે. એજ રીતે ઝાડોનું વધવું (તેઓના રસનું ફરવું)બી ઘણી જોરાવર રીતે મૂળ

દીઆચો અને બુનદહેશપરથી ખુલ્લું જણાતું નથી કે એકે કીધેલા સવાબનું પુન્ય બીજાને મલી શકે છે; તોપણ બીજાં પાજંદ ભણતરો અને કેટલીએક પાછલી કેતાબોમાં એવું એકમત જોવામાં આવે છે કે જો એક માણસ સુદ્રેહ કુસ્તી રાખીને ફક્ત જરતોશ્તી દીનપર ઇમાન રાખતો હોય તો તેટલાનાંજ બળથી તેને આખી પૃથ્વીપર બીજા દીનદારો જે સવાબો કરે તે સવાબોમાં સામેલગીરીનો હીસ્સો મલે છે.[૪૦૯] આ મત (જે અલબતે અમે પાછલાં વખતમાં નિકળેલું ગણ્યે છૈયે) ના આધારપરથી ગાહમ્બારની અને અરદાફ્રવશની આફ્રીનોનાં બનાવનારાઓએ એ વિચાર આગલ વધારીને (શા આધારપરથી તે અમોને જણાતું નથી) એવું કહ્યું છે કે એક હમદીનનાં સવાબમાં બીજાં હમદીનનો હીસ્સો જેમ જીવતાંજીવત પડે તેમજ મરણ પછીબી પડી શકે અને મરનારની નયતે જે જે સવાબનાં કામો તેની પુહે કરવામાં આવે તેનો ફાયદો તેને મલી શકે. તેથી તે જો બહેશ્તમાં હોય તો તેનો દરજ્જો વધારે ચહડતો થઇ શકે. જો દેવ દરૂજોનાં હાથમાં હોય તો ત્યાંથી તેનો છુટકો થઇને તે બહેશ્તમાં દાખલ થઇ શકે. પણ તે કોઇબી મરનારને વિષે અને કોઇબી આડે દહાડે કીધેલી કોઇબી મરનારની ક્રિયા વિષે કહ્યું નથી. પણ ચોક્કસ અપવાદોમાંજ કહેલું છે. તે એ કે પેહલું તો જે દહાડે તે મરનારનો રોજગાર અથવા ટાંકણું હોય ત્યારેજ તે સવાબનાં કામ થયલાં હોવાં જોઇએ અને બીજું મરનારનાં ગુનાહની તોજેશ તરીકેબી તે સવાબનાં કામો ત્યારેજ ગણાય કે જો મરનારે ચોક્કસ ગુનાહો કીધા હોય કે જેની તોજેશ જેમ તેણે જીવતાંજીવત કરવી જોઇએ તેમ

---

સાથે પાછું જોડાયલું છે, અને એજ રીતે જેબી 'આફ્રીન' (યજશને, દરૂન, મ્યજદ વગેરે હરેક ભણતર) જે અશો લોકો ભણવું કરે છે તેબી એજ પ્રમાણમાં **તેઓને પોતાનેજ પાછું મલે છે.**"

૪૦૯ અર્દાફ્રવશની આફ્રીન; તમામ અવસ્તાની કેતાબ સફે ૬૨૮–૬૨૯:–"તમામ જોરવાલાં થાઓ **ભલા અન્જુમનને લગતાં જરતોશ્તી ભલી દીનવાલાં અને પાક દીનવાલાં પૃથ્વીનાં સાતે ખંડોમાંનાં જેઓ પોરીઓદકેશી દીનનાં કાનુનો અને ખાલેસ ભલી માજદયસ્ની દીનપર ઈમાન રાખનારાં છે! એઓ અમારી સાથે અને અમો એઓની સાથે સઘળાં (ભલાં) કામોમાં શરીક અને સવાબમાં શરીક છૈયે.**"

સદ દર બાબ ૧૧ મો:—"તમામ ભલી દીનનાંઓ શું નર કે શું નારી જે કોઈ કે પંદર વર્ષનું થાય ત્યારે તેને કુસ્તી બાંધવાનો હોકમ છે........વલી **જ્યાં લગી કે કોઇ પોતાની કમર ઉપર કુસ્તી રાખે ત્યાં લગી તે પૃથ્વીનાં સાતે ખંડમાં જે સવાબનાં કામો બીજાઓ કરે તેમાં ભાગ્યો થાય છે.** જાણે કે તેઓની સાથે પોતે "હમાજોર. વ હમા અશો બેદ" કીધી હોય તેમ. અને એ કુસ્તી એટલા વાસ્તે રાખવી છે કે કોઈ કાશમીર, ઈરાનવેજ, કંગદેજ, અથવા વરજમકર્દમાં સવાબો કરતા હોય તેઓની સાથે આપણે હમાજોર કરી શકતા નથી; પણ આપણે કમર ઉપર કુસ્તી રાખ્યે છૈયે તેથી આપણે તેઓ અને એક બીજા સાથે એક બંધે બંધાયલા અને **સવાબમાં શરીક** થયે છૈયે. જેઓ કે કુસ્તી રાખતા નથી તેઓને (બીજાનાં) સવાબનો કાંઈ હીસ્સો મલતો નથી પણ જે કાઇ પુન્યનું કામ પોતે કરે તેટલુંજ મલે છે."

**કરવાને કોઇ કારણથી** (જેવું કે ઓરતનું અલગ હાલતમાં ગુજરવું, મરદનું અથવા ઓરતનું અચાનક ગુજરવું, વગેરે કોઇબી કારણ જે ઉપર મરનારનો અખ્ત્યાર નહીં રહ્યો હોય તેથી) **નહીં બની શકે એવું હોય તોજ.**[૪૧૦] **આ**

---

૪૧૦. ગાહમ્બારની આફ્રીન, તમામ અવસ્તાની કેતાબ સફે ૬૨૦:—"મીનોને લગતા યજદો અને ગેતીને લગતા યજદો; અને દેખઈતી રીતે દરરોજનું કામ કરનારાં અશોઓનાં ફરોહરો ફાયદે-મંદ ગયોમરદથી તે પુર એજમતનાં ફતેહમંદ સોસ્યોશનાં વખ્ત લગી વર્તમાન, ભૂત અને ભવિષ્ય કાલનાં; જન્મેલાંઓનાં, નહીં જન્મેલાંઓનાં; સ્વદેશનાં, પરદેશનાં, ભલાં નરનારીઓનાં; ઉમરે નહીં પુગેલાંઓનાં; અને ઉમરે પુગેલાંઓનાં; **જેબી કોઈ આ ધરતીપર જરતોશ્તી અને બેહ-દીનની હાલતમાં ગુજર્યાં છે તેઓનાં તમામ અશો રવાનો અને ફરોહરો યાદ કરવાને લાયક છે.** અને તેઓનાં રવાંનો અને ફરોહરો અમોથી યાદ કીધેલાં થવાને ઘણાં ઉમેદ-વાર છે અને **જેઓ તેઓની યાદ કરે છે તેઓને તેથી ઘણો સવાબ હાંસેલ થાય છે;**—સર્વ ઉપર કહેલાંઓનાં ફરોહરો અને રવાનો ભ્લાં દીનને લગતી આરાધના અને ય્યજદમાં યાદ કીધેલાં થાઓ!"

અરદાફ્રવશની આફ્રીન, તમામ અવસ્તાની કેતાબ સફે ૬૨૮—૬૨૯ **"જે કોઈ કે આ પૃથ્વીપર જરતોશ્તીની અને ભલી દીનનાંની હાલતમાં ગુજરી ગયાં છે તેઓ સર્વે અશોઓનાં ફરોહરો અને તેઓનાં રવાનો** આ જગે યાદ થાઓ!

સર્વે અશોઓનાં ફરોહરોને કૌવત, જોર, શક્તિ, બલ, દબદબો અને ફતેહફીરોજી પોંહોંચો! તેમાં ખસુસ તે બહેસ્તીનાં રવાન અને ફરોહરને કે જેનો **આજે રોજગાર** છે અને જેનાં નામથી અમે ય્યજદ કર્યે છૈયે તેને વધારે અને વધારે થાઓ! અમે એવી મોરાદ ચાહીએ છૈયે કે આએ જે સવાબનાં કામો (તેની નયતે) અમે કર્યે છૈયે તેથી તેનાં રવાનને ચહડતો દરજજો મલો અને એની નયતે અમે કીધેલાં આ સવાબનાં કામો ખોદાની દરગાહમાં કબૂલ થાઓ! (તે રવાનને) બહેસ્તની સારી જગા મલો! દેવો અને દરૂજોનાં હાથથી (તે રવાનનો) છુટકો અને ખલાસી થાઓ! અહુરમજદ અને અમશાસ્પંદોનાં સુનેરી તખ્તોવાલાં ગરોથમાનમાં રહેવાનો તેને ફાયદો મલો! જેમકે અવસ્તામાં કહે છે કે 'ગરોથમાન અહુરમજદનું મકાન, અમશાસ્પંદોનું મકાન અને બીજા અશોઓનું મકાન છે. (વં૦ ૧૯. ફ૦ ૩૨) તે અહુરમજદ અને અમશાસ્પંદોનાં મકાન ગરોથમાન જે બીજાં (અશોઓનાં ફરોહરો અને રવાનોનું મકાન તેમાં તે બહેસ્તી રવાન પોંહોંચો! (વલી અવસ્તામાં કહે છે કે) સુનેરી તખ્તપરથી બહમન (અશોનાં રવાનને એરતેકબાલ લેવા જવા સારૂં) ઉઠે છે=(વં૦ ૧૯. ફ૦ ૩૧) બહમન અમશાસ્પંદ ઉઠીને કીનખાબનાં અને સુનેરી કસબનાં કપડાંનો સરપાવ તે બહેસ્તી રવાનને આપો! એહરેમન અને અતી ધાટકી દેવો તે બહેશતી રવાનને કાંઇબી નુકસાન અને હાંની મા કરી શકો! (વલી અવસ્તામાં કહે છે કે) 'જેમ એક વરૂ એક મેંઢાંની પુઠે લાગું હોય અને તે વરૂથી તે મેંઢું બીહે છે.' તેમ જેમ વરૂઓથી પીછો પકડાયલી મેંઢીઓ વરૂનાં વાસથી બીહે છે તેમજ એ દેવો અને દરૂજો એ બહેસ્તી રવાનની ખુશબોથી ઘણાં બીહે છે. બહેસ્તીઓનાં રવાનો જેઓ આ દુઃખકારક ઘણા અને પુર દરદોભરેલી અને ભલાઈ (અથવા દોરત) વગરની ગેતી દુન્યાથી પેલી દુઃખ દરદ વગરની અને ધાટ વગરની મીનો દુન્યામાં જાય છે તેઓને જે જે મુબારકબાદીઓ મલે છે તે સર્વ તે અશોઓનાં રવાન જેને નામે અમે ય્યજદ કર્યે છૈયે તેને થાઓ! અને બહેસ્તની જગાનો બદલો અને ગરોથમાનમાં નેક બદલો તેને મલો! અમે એવી મુરાદ ચાહીએ છૈયે કે **જે જે સવાબનાં કામો જે તે બહેસ્તી રવાને આ જેહાનમાં કીધાં હોય તે અને જે કાંઈ તેનાં ગુજરવા પછી (તેની નયતે) અમે કર્યે છૈયે તે તમામ તેને તેનાં રવાનનાં પુન્યને સારૂં પોંહોંચો!**

પાછલા વખ્તનાં વિચારથી આજ લગી આપણાં લોકોમાં મરનારની સરેશતાની તથા તે ઉપરાંત પુશ્કલ બીજી ધર્મની ક્રિયાઓ થતી આવી છે. અને એ ઉપાય મરનારનાં ખેશીઓને તેની પેલી જેહાનની હાલત વિષે કાંઇએક દીલાસો આપે એવી મતલબથી દેખાડયો છે. તે દેખાડનારાઓની મતલબ જીવતાંઓને પોતાનાં વહાલાં ગુજરેલાંને વિષે કાંઇએક દીલાસો આપવાની છે તે ઘણી સારી છે. તોપણ તે ઘણોજ પાછલા વખ્તનો છે. કેમકે ૧. અરદાફ્રવશની આફ્રીનમાં 'હકીકત' એવો એક અરબી શબ્દ આવે છે જે સાફ દેખાડે છે કે એ આફ્રીન મુસલમાની વખ્ત પછીની હોવી જોઇએ. ૨. વંદીદાદની ઓગણીસમી પરગરદમાં (ફ૦ ૨૭) મરનારનાં રવાનને પેલી જેહાનમાં જે બદલો મલવાનું કહ્યું છે તે જે કાંઇ તેણે પોતે પોતાના હાથે જીવતાંજીવત કીધું હોય તેનોજ આપવાનું કહ્યું છે, ૩. અરદાફ્રવશની આફ્રીનમાં રવાનને કપડાં મલવાનું લખ્યું છે પણ તેવું કાંઇબી ઉપલા વંદીદાદનાં ફકરામાં અથવા બીજા કોઇબી અવસ્તાના ફકરામાં કહેલું મલ્યું નથી. ૪. એ વિચાર જરતોશ્તી ધર્મનાં એક ઉમદા ફરમાન કે જે દરએક માણસની કરણીથીજ તેનાં આત્માનું તારણ છે એવું શિખાડે છે તેની વિરૂદ્ધ જાય છે, અને માણસોને પોતાની પાછલ થવાનાં પુન્યને ભરોસે જીવતાંજીવત પુન્ય સંગ્રહ કરવાની અને ઓછું કરવાની કાલજી અને ચોંપ ઓછી કરાવે છે, અને મેહર દાવરનો ચુકાદો જે પ્રમાણે ગુજરેલાંના રવાનને રસ્તાબેજ લગી રહેવું પડે છે એવું જરતોશ્તી ધર્મનું મત છે, તે બુજોર્ગ મેહરનાં ચુકાદાનું વજન હલકું પાડીને આ જેહાનમાં ધર્મગુરૂઓએ ખુશીથી અથવા મેહનતનું દામ લેઇને કીધેલી ભાડુતી ચોક્કસ ક્રિયાઓથી પેલી જેહાનની શીક્ષા માફ થઇ શકે છે એવો નાપસંદ સાર નિકલે છે જે અલબતે દરેક વિચારવંત જરતોશ્તી કબૂલ નહીં રાખશે. તેથી ઉપલી પાજંદ આફ્રીનોનાં કોલને જ્યાં મરનારનો કશો ચારો નહીં રહ્યો હોય તેવા ચોક્કસ અપવાદોમાં ચોક્કસ શર્તે અને જીવતાંઓનાં દીલાસાની ચોક્કસ મતલબેજ બહાલ રાખીને ખુદ આપણા પુરાતન ધર્મપુસ્તક અવસ્તા અને બીજી મોતેબર કેતાબો આ બાબતમાં શું કહે છે તેની તપાસ કર્યે.

પોતાનાં વહાલાંઓનું જીવતાંજીવત તેમજ મરણ પછી ભલું થાય તેમ કરવાની ખાહેશ અને ઉત્કંઠા સર્વે માણસોને હોય છે. જોકે જીવતાંજીવત પોતાની આસપાસનાંઓની તરફની ફરજો પૂરતી રીતે બજાવે એવાં

---

કદાચ તોજેશ કીધા વગરનો ગુનાહ તેને લાગ્યો હોય કે જેની તોજેશ જેમ કરવી જોઇએ તેમ તેણે જીવતાંજીવત નહીં કીધી હોય તો આ યજશ્ન કરાવવાથી અને યજશને કરવાથી, અને યજશ કરનારની 'એદરયાદબાદ'થી તેની **જીંદગીમાં થયલા ગુનાહોને વાસ્તે** અમે મુરાદ ચાહીએ છૈયે કે દાદાર અહુરમજદ **તેને ફાયદો પોંહોંચાડો!** (એટલે કે અમે તેની નવતે જે આ સવાબ કર્યું છૈયે તે તેણેજ કીધા હોય તેમ કબૂલ રાખો)!"

થોડાં માણસો હોય છે, તોપણ મુવેલાંની તરફની ફરજ બને તેટલી સારી-પેઠે બજાવવાને ઘણા માણસો ખંતી હોય છે. મરણ એક મોહોટો શીક્ષક છે. મરણ વખ્તે દુશ્મનનું સખ્ત પથ્થર જેવું દીલ પીગલીને નરમ મોમ જેવું થાય છે. મરનારની તરફ પારકાંઓ વટીક લાગણી અને દયા દેખાડે છે, તો પોતીકાંઓને તેઓનું કેટલું બધું લાગવું જોઇએ? જેઓ આ દુન્યાની મોજમજાહ અને ઉપભોગો સર્વે છોડી ગયાં તેઓનું પેલા જેહાનમાં કોઇબી રીતે ભલું થતું હોય અથવા કાંઇબી કીધેલું તેઓને આરે અથવા મદદે આવતું હોય, તો તેઓને માટે તેઓનાં લાગતાંવલગતાંઓ તે કરવામાં કસુર નહીં રાખે એ કુદ્રતી છે. અને તેવું કાઇ જો ધર્મ ફરમાવે તો (અલબતે માણસને માટે ઠગાઈ કરવાને લલચાય છે તેથી) ધર્મને નામે ઠગાઇ કરનારાઓ જીવતાંઓને નીચવી લેવામાં કાંઇ કસુર રાખે નહીં. પણ સારાં ભાયગે આપણો ઉત્તમ જરતોશ્તી ધર્મ એવી કોઇ ઠગાઇને ઉત્તેજન આપતો નથી. જરતોશ્તી ધર્મનાં મોતેબર લખાણો સાફ કહે છે કે 'જે કરશે હાથે તે લેઇ જશે સાથે'—હરેક જણ જીવતાંજીવત જે કાંઇ સવાબનાં કામો કરશે તેનોજ માત્ર બદલો મુવા પછી ચહારમની બામદાદે તેને મલશે. તેનો ઇનસાફ થઇ રહેવા પછી બીજાનું કીધેલું તેને કાંઇબી કામ આવનાર નથી. અવસ્તામાં મરનારનાં રવાન અથવા ફરોહરનાં ફાયદાને માટે બીજાંએ આ જેહાનમાં કાંઇ સવાબનાં કામો કરે અને તેનો ફાયદો તે રવાનને તેનો ઇનસાફ થઇને જગા મલવા પછીબી મલે એવું કોઇબી જગે જણાવ્યું નથી. જરતોશ્તી ધર્મની વખાણ જે સર્વે જમાનાઓમાં થતી આવી છે અને થાય છે તેનું મૂખ્ય કારણ એ છે કે એ ધર્મ એવું શિખાડે છે કે આત્માનું તારણ તેની પોતાની જીવતાંજીવતની કરણીથીજ થાય છે, બીજા કોઇનાબી વચ્ચે પડવાથી અથવા બીજા કોઇનાં આપેલાં પુન્યથી થતું નથી. પોતે કીધેલા સવાબનાં તથા પારકાએ કીધેલા સવાબના વધતા અથવા ઓછા ગુનાહનાં પ્રમાણ વિષે દાદસ્તાને દીની નામની આપણાં ધર્મની એક મોતેબર પેહલવી કેતાબમાં અને એક બીજી ફારસી કેતાબમાં કહે છે કે સવાબનાં કામમાં મરનારની પોતાની જીંદગીમાંની કોશેશથી, પૈસાથી, વસીઅતથી, અથવા હરેક બીજી રીતે સામેલગીરી નહીં હોય તેવો કોઇબી સવાબ તેની નયતે કોઇ બીજો કરે અથવા કરાવે તેથી જોકે પેલા મરનારનું રવાન અને ફરોહર તેની નયતે પુન્ય કરનાર અથવા કરાવનારથી ખુશી થાય છે અને તે જીવતાંનું ભલું થવાની આશીષ દે છે, તોપણ તે સવાબનો બદલો તે મરનારનાં રવાનને તેનાં ચહારમનાં ઇનસાફ વખ્તે અથવા તે પછીબી કોઇબી વખ્તે મલતો નથી, પણ પેલા હયાત સવાબનાં કરનાર અથવા કરાવનારનેજ હીસાબે લખાય છે અને

તેનેજ તેનાં મરણ બાદ તેનો બદલો મલે છે. વલી તેમાં કહે છે કે જે સવાબનાં કામમાં મરનારે જીવતાંજીવત સામેલગીરી કીધી હોય અથવા જે મરનાર પોતાનાં મરણ પછી કોઇ સવાબ કરવાની ફરમાયશ કરી ગયું હોય તેનોજ બદલો તેને તેનાં ઇનસાફની વખ્તે મલે છે, અને છેલ્લે કહે છે કે પુરતાં માન સાથે બદલો તો તેટલાંનોજ મલે છે કે જેટલું મરનારે પોતાની જીંદગીમાં પોતાને હાથે કીધું હોય; જે કાંઇ સવાબનું કામ તેની ફરમાયશથી કીધેલું હોય તેનો અથવા તેનું શરૂ કીધેલું અધુરૂં રહ્યું હોય તે બીજાથી પુરૂં કરવામાં આવે તેનો તેને બદલો મલે ખરો પણ તે પૂરતાં માન સાથેનો નહીં. મરનારને પૂરતાં માન સાથે જે બદલો મલવાનું કહ્યું છે તે તેજ કામ છે કે જે કામ તેને જીંદગીમાં પોતે જાતે શરૂ કરીને કોઇનીબી સામેલગીરી વગર પોતેજ સરંજામ પોંહેચાડયું હોય. તેથી ઉતરતાં માન સાથનો બદલો જે કામ તેણે પોતાને ખરચે જીવતાંજીવત કીધું હોય તેનો કહ્યો છે. કેમકે તે પુન્ય માત્ર એક વેચાતી લીધેલી મતા છે અને દુન્યાઇ મતાને ખાતર આસમાની પુન્ય વેચાય એજ પુન્યનાં પવિત્ર અને ઉંચે દરજ્જેના નામને હલકું લગાડે છે. તોપણ જર ખરચવાથી જાતી મહેનતે થઇ શકે તે કરતાં વધારે સારાં કામો થવાનો સંભવ છે તેથી જાતી મહેનતે કીધેલાં પુન્યથી બીજે દરજ્જે એ જાતનાં પુન્યનો ગણ્યો છે, અને સૌથી ઉતરતાં માન સાથનો બદલો તે કામનો કહ્યો છે કે જે કામ મરનારે પોતાનાં મરણ પછી કરાવવાની વસીઅત કીધી હોય.[૪૧૧] હવે જયારે એક

---

૪૧૧. દા૦ દી૦ પુ૦ ૭ મી:—"પુછયું છે કે જયારે કોઇ માણસ ગુજરી જાય અને તેનાં ગુજરવા પછી તેને વાસ્તે કોઈ શખ્સ કાંઈ સવાબ કરે (એવી મતલબથી કે જે માણસ આ દુંન્યામાંથી ગુજરી ગયલો છે તેને ત્રીજી રાતે હોશબામને વખ્તે (તેણે કીધેલાં કામોનાં) હીસાબ શુમારમાં તે (સવાબ) પોંહોંચે; તો તેને તે (સવાબ) કેવી રીતે પોંહોંચે અને મદદ કરે તે સવાબનું કામ તેણે પોતાને હાથે કીધું હોય તેમ કે બીજી રીતે?—જવાબ એ કે કોઇ શખ્સ કોઇ ગુજરનારને માટે (તેનાં) ગુજરવા પછી કાંઇ સવાબનું કામ કરે જો ગુજરનારે પોતાની હૈયાતીમાંજ તે સવાબનું કામ બજાવવાને ફરમાવ્યું નહીં હોય અથવા તે વિષે તેણે વસીઅત **નહીં કીધી** હોય, અથવા તેણે તે કામ શરૂ **નહીં કીધું** હોય અથવા તે કામ તેની નયતે કરવાનાં કામોમાંનું નહીં હોય તો તે તેને હીસાબ શુમારમાં મલતું નથી. અને જે વખ્તને માટે ચાલુ કીધું હોય તેને માટે પોંહાંચતું નથી. કેમકે તે એક એવો સવાબ છે કે જે તેને મદદ નથી કરતો તથા તેનો પોતાનો નથી થતો, કારણ એ કે જે કાંઈકે તેની નયતનું હોય તે બીજાએ કરવા છતાં તેનું પોતાનું થાય અથવા જે કાંઇકે કરવાનું (મરનારની નયતે) કબૂલ કીધું હોય તે બીજાએ (કબૂલ કરનારે) કરવા છતાં તેનું પોતાનું થાય અને જે કે તેની નયતનું નહીં હોય તો તે અલબતે નાકબૂલ થાય. હવે જયારે દીનનાં કાયદાને મલતો તે (સવાબ) નથી તેથી અલબતે તે નાકબૂલ થાય.—જો કોઈ એક પુન્યનું કામ તે ગુજરનારે ફરમાવ્યું નહીં હોય અથવા વસીઅત કીધી નહીં હોય પણ તે દીનનાં કાયદાની મતલબ છે કે દરેક જણે પોતાનું કામ પોતેજ કરવું જોઈએ તેજ પ્રમાણે તે (પુન્યનું કામ) પોતાની હૈયાતીમાં કાયદા પ્રમાણે તેણે કીધું હોય તો ('સેદોષ') ચહારમની બામદાદ) માં તેનો મરતબો વધારવાને સારૂં પોંહેચે અને (તે સિવાય) જે કાંઇ કે ગુજરવા પછી કરવામાં આવે તે ચહારમની બામદાદનાં હીસાબ શુમારમાં

મરનાર જે કામ પોતાની કોશેશ, ખરચ, સંમતી, વસીઅત અને સામેલગીરીથી કરે અથવા કરાવે તેનો બદલો મેલવવામાં વટિક ચહડ–ઉતર બારીક દરજ્જા કહ્યા છે. ત્યારે જે કામ મરનારને નામે તેની હૈયાતી પછી બીજાઓ તેને માટે કરે તેનો બદલો તો તેને કેમજં મલે ? માટે આ વાત ચોક્કસ ઠરે છે કે જરતોશ્તી ધર્મનું ફરમાન તો એજ છે કે દરએક આદમીને મુવા બાદ જીવતાંજીવત પોતે કીધેલાં સારાં કામોનોજ માત્ર બદલો મલે છે. તેનાં મરણ પછી બીજાંઓ તેને નામે સારાં કામો કરે તો તેને માત્ર ખુશી ઉપજે છે પણ તેનો બદલો તો જે કોઇ તે કામ કરં તેનેજ મલે છે, અને

---

પોંહોચતું નથી, પણ જે વખતે તે સવાબનું કામ ચાલુ હોય તે વખતે (તે ગુજરનારનાં રવાનની) રામશાનીને ખાતર પોંહાંચે છે. જો કોઈએક પુન્યનું કામ તે ગુજરનારે પોતાની હૈયાતીમાં ફરમાવ્યું હોય, અથવા વસીઅત કીધી હોય અથવા (તે કામને) શરૂ કરનાર થયો હોય; અને તેનાં ગુજરવા પછી બીજો ધણી કે જે તે (ગુજરનારનાં) રવાનને લગતું કામ કરનારૈ હોય તે તે (પુન્યનું કામ) તેનાં ગુજરવા પછી જારી કરે તો તેનાં રવાનની રામશાનીને સારૂ પોંહોચે છે. કારણ કે (તે ગુજરનાર શખ્સ) તે પુન્યની શરૂઆતનો કબૂલ કરનાર (શરૂ કરાવનાર) તથા ફરમાવનાર તથા તેનો સંબંધવાલો છે, તેથી બેશક છે કે જેબી કાંઇ પુન્યનું કામ ઉપર કહ્યા પ્રમાણેની કરવામાં આવે તે માટે શુમાર કરનારાઓથી નજદીક ખુલ્લી રીતે તે શખ્સ કે જે તેનો કરનાર છે તેની સાથે હમશરીક ગણાય. જે શખ્સે કે તે (સવાબ) કીધો છે તેમાં રવાનનાં સવાબના શુમારની વખતે તે તેની સાથે શરીક છે ખરો તોપણ જે શખ્સે પોતાને હાથે સવાબ કીધો હોય તેનું રવાન જે શખ્સે તેને કરવાની ફરમાયશ કીધી હોય તેનાં રવાનનાં કરતાં વધારે જેબાયશવાલું તથા વધારે દબદબાવાલું થાય છે. તેની મીસલ એવી છે કે જેમ કોઇ શખ્સ પોતાનાં દબદબા અને બુજોરગીને વાસ્તે પોશાકની એક જોડી બદન ઉપર રાખે (પહેરે). અને એજ રીતે (યાને એવીજ મતલબથી) એક બીજો શખ્સ એક પોશાકની જોડી પોતાના ખજાનામાં રાખે અને તે છતાં મનમાં ફુલાનાર તથા સફાઈવાલો અને બુજોર્ગીવાલો હોય.”

દા૰ દી૰ પુ૰ ૮ મી—“પુછ્યું છે કે કોઈ શખ્સે પોતે પોતાની દોલતમાંથી બીજા શખ્સને ફરમાવેલું હોય કે “મારાં રવાનને માટે એક (ફુલાનું) નેક કામ કરજે” તેથી તે શખ્સ પોતાની મહેનતનાં બદલામાં પૈસા લેઇને તેને વાસ્તે કરે—તે એક બીજાનાં સવાબની અંદર તફાવત છે કે નહીં ?

જવાબ એ કે તે એક બીજામાં તફાવત છે, એવી રીતે કે તે શખ્સ કે જે બીજાને વાસ્તે ફરમાવવાથી કરે છે તેનાં કરતાં તે શખ્સ કે જે પોતાનાં ખજાનાંમાંથી ફરમાવે છે તે વધારે ચહડતો છે, અને સવાબની બાબતમાં તે શખ્સ સઉથી ચહડતો (યાને ઘણો બદલો મેલવનાર) છે. કે જે પોતે જાતે પોતાની મહેનતથી કરે–તેથી ઉતરતો શખ્સ તે, કે જે પોતે જાતે ફરમાવીને (યાને પૈસા ખરચીને) ચાલુ કરાવે–(પણ) પોતાની પછવાડે કરવાને વાસ્તે વસીઅત કરે અથવા ફરમાવે અને (સવાબ) ચાલુ કરવામાં આવે, તો (તે સવાબ મેલવવામાં તે વસીઅત કરનાર) બીજો શખ્સ કે જે તેને વાસ્તે કરે છે તેનાં કરતાંબી તે વધારે ઉતરતા દરજ્જાનો છે. કેફીઅત એમ છે કે પોતાનો (સવાબ) તેજ કે જે દીનનાં કાયદા મુજબનો હોય (યાને જે જાતે કીધેલો હોય). અને જો કોઇ બીજો શખ્સ તેને વાસ્તે તેની હૈયાતીમાં (અલબતે તેની ફરમાયશથી) ચાલુ કરે તો તેથીબી મરતબો વધે અને રવાન (આત્મા) ને મુક્તિ થાય (પણ) જો તેની પછી તેને વાસ્તે ચાલુ કરે તો તેનાં રવાનને ફકત ખુશી ઉપજે છે. અને જો તે સવાબનાં કામો વચ્ચે તે એકમત થયલો નહીં હોય (યાને સરોશની આસયનાં વગેરેનું નહીં હોય) અને જો કોઈ તેને વાસ્તે કરે તો તે તેની માલેકીમાં પોંહોચતું નથી.”

ગુજરેલાંની નયતે બીજાંઓએ કીધેલા સવાબનો તેને બદલો મલે છે એવો આપણા લોકોનો વિચાર છે તે માત્ર પાછલા વખ્તનો છે. આપણા લોકોની ભોલી ઓરતોમાં (ધારવામેલે હીંદુઓની સોહબતથી) એવો વિચાર ઠસી ગયો છે કે ગુજરેલાંઓનાં રવાનો પોતાનાં જીવતાં ખેશીઓથી તેઓની નયતે ધર્મની ક્રિયાઓ કરાવવાનાં હાજતમંદ છે અને તેઓની પુઠે કરાવેલી ધર્મની ક્રિયાઓનું પુન્ય તે મરનારને મલે છે તેથી તેઓની સદ્‌ગતી થઇને પેલી જેહાનમાં તેઓને ફાયદો થાય છે અને તેટલા માટેજ તે મરનારાંઓ જીવતાંઓને હાથે તેઓનાં દહાડા-દીસાઓપર ધર્મની ક્રિયાઓ થયલી જોવાને ઉમેદવાર રહે છે અને એજ ઉમેદથી તેઓ તે વખ્તોપર હ્યાં આવે છે અને જો તેઓની ક્રિયાઓ નથી થતી તો તેઓ દલગીર થઇને પાછાં જાય છે. આ વિચારમાં કેટલોએક ભાગ ખરો તેમજ કેટલોએક ભાગ ખોટો છે. આપણાં ધર્મની પાછલી કેતાબોમાં કહેવા પ્રમાણે રવાનો પોતાનાં વખ્તોપર આ જેહાનમાં આવીને પોતાનાં ખેશીઓને હાથે સવાબનાં કામો થયલાં જોવાની આરજુ રાખે છે ખરાં, પણ તે કાંઇ તેથી તે મરનારોને ફાયદો થાય તેટલામાટે અને તેવી મતલબે નહીં. ગુજરેલાંઓને જીવતાંઓએ કીધેલાં સવાબોનો કાંઇ ફાયદો મલતો નથી અને તેઓ તેની હાજતબી રાખતાં નથી. પણ તે ગુજરેલાંઓ જીવતાંઓની ઉપર હેત અને પ્રીતિ ધરાવે છે તેથી તેઓ આ જેહાનમાં આવીને ગેબી રીતે તેઓની આફતો ટાલીને હરેક નેક બાબતમાં તેઓને મદદ કરવાની ખાહેશ રાખે છે, અને જેઓ સવાબના કામો કરે છે તેઓને તેઓ મદદ કરી શકે છે, પણ જેઓ તેમ કરતાં નથી તેઓથી દલગીર થઇને તેઓ

બે૦ નં૦ ૨ સફે ૫૦; ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૬; બ૦ કા૦ ર૦ સફે ૧૫૪:—"સવાલ—જો કોઈ શખ્સ બીજા શખ્સને 'ખેત્વોદથ' યજશને (પોતે જાતે કરવાની આરાધનાં)* ફરમાવે તે વિષે તેને "દેહસ્ને" (મોઝદ) આપે તો તે પોતે હાથે કીધું હોય તેની બરાબર ગણાણુ કે નહીં? જવાબ—**જો પોતે હાથે કરે તો ઘણુંજ સારૂં**. ને જો તેમ નહીં બને **તોજ** બીજાને ફરમાવે તો તે પોતે હાથે કીધું હોય તેનાં જેવૃં છે."

* 'ખેતુઓદથ' એ શબદનો ઉપલા ફકરામાં અમે એનો અર્થ 'પોતે કરવાનું છે' કરી કીધો છે તે એ ઠેકાણેનાં સંબંધને તદન બંધબેસતો જણાય છે. જો એ અર્થ ખરો હોય તો કુસ્તી બાંધવાના અવસ્તામાં જરતોસ્તી દીનને 'ખ્વએત્વદથાંમ્' કરી કહ્યામાં આવે છે તેનો અર્થ 'જે ધર્મ પોતે કીધેલાં કામોથીજ તારણ મલવાનું શિખવે છે તે' કરી થાય. કે જે અર્થને તે ઠેકાંણે આવેલા પેહલવી તરજુમાંની શરેહથીબી કેટલેક દરજ્જે ટેકો મલે છે. એ શરેહમાં 'ખ્વએત્વદથાંમ્' ની સમજણ 'એટલે કે તે કે જે કરવું જોઈએ તે (કરવૂં)' કરી આપેલી છે. જો કે એ રીતે અર્થ થઇ શકે છે તોપણ ઉપલા ફકરામાં ખેત્વોદથ શબ્દનો અર્થ જેમ આપણાં લોકો સમજતા આવેલા છે તેમ 'નજદીકનાં ખેશીઓમાં કીધેલી સગાઇ' કરીબી. થઈ શકે છે. અને તે રીતે લેતાં જો 'જો કોઇ નજદીકનાં ખેશીઓમાં સગાઇ કરવાનું અથવા આરાધનાં કરવાનું બીજા કોઇને ફરમાવે ઇત્યાદિ કરીબી થઈ શકે છે. રી. બ.

તેમને મદદ કરી શકતાં નથી.[૪૧૨] માટે એ ઉપરથી એજ સાર નિકલે છે કે ગુજરેલાંઓનાં દિવસોપર આપણે જે કાંઇ સવાબનાં કામો કર્યે તેનો ફાયદો આપણુનેજ મલે છે અને તેથી આપણીજ મદદ થાય છે. તે ક્રિયાઓ અને સવાઓનો ફાયદો ગુજરેલાંઓને કાંઇ મલતો નથી †

### મરનારની પાછલ થતા બેજા ખરચ વિષે.

આ રીસાલામાં નોટો મારીને આપણી દીનને લગતી જુદી જુદી ભાષાઓમાં અને જુદા જુદા વખતમાં લખાયલી કેતાબો ઉપરથી દાખલાઓ ટાંકીને મરનારની પછવાડે શું શું કામો કરાવવાં અને શું શું ખરચો કરવા તે વિષેનાં દાખલાઓ ટાંકયા છે. તે સઘળા દાખલાઓને ધ્યાંનથી તપાસી જોતાં માલૂમ પડે છે કે તેઓમાં ખુદ અવસ્તામાંથી ટાંકેલો કોઇબી દાખલો એવો નથી કે જે ઉપરથી મરનારની પછવાડે કયે કયે ટાંકણે શું શું ક્રિયાઓ કરવાની ફરજ છે તે વિષે કાંઇબી કહ્યું હોય. અવસ્તા ઉપરથી જે માલૂમ પડે છે તે એટલુંજ માલૂમ પડે છે કે મરનારનું રવાન ગુજરવા પછી ત્રણ દહાડા આ જેહાનમાં રહે છે અને ચહારમની બામદાદે તે

---

૪૧૨. ૬૦ પે૦ બ૦ સં૦ નં૦ ૧ સફે ૫૪:—"(ફરેસ્તાઓ અને ગુજરેલાંઓનાં ફરોહરો કહે છે કે) **માણસો અમોને યાદ કરે એજ અમારી ખાહેશ છે. અમોને તેઓની આરાધનાંની ગરજ છે તેથી અમોને દુઃખ ઉપજે છે એમ નથી પણ અમોને દુઃખ એટલા માટે ઉપજે છે કે જો તેઓ અમોને આરાધતાં નથી અને બોલાવતાં નથી જ્યારે તેઓને હલાકી પોંહોંચશે ત્યારે અમે તે દૂર કરી નહીં શકીશું."**

† ઉપર નોટ ૨૮૬ માં મરનારનાં રવાનને તેની 'દએના' સાથે જે વાત થાય છે તે હાદોખ્ત નુસ્કમાંથી લખેલું છે. તેમાં મરનારની પછવાડે બીજાંઓએ આરાધના કરવાનું લખ્યું છે તેની મતલબ તે મરનારનો દાખલો લેઇને બીજાઓ નેક કામો કરશે અને તેથી તેનાં રવાનને ખુશી ઉપજશે એવી અમે ઉઠાડી છે. તેજ મતલબ જોકે ત્યાં લાગુ પડે છે, કેમકે દુન્યામાં માણસો સારાં કે નરસાં કોઇબી કામો કરવામાં ઘણુંકરીને દેખાદેખીથી બીજાઓની નકલ કરે છે તોપણુ જો કોઈ કહે કે તે ઠેકાણે એ મતલબ નથી પણ મરનારની પુઠે તેનાં સગાંવહાલાંઓએ તેની નયતે સવાબનાં કામો કરવાની છે. તો તેનો જવાબ એ છે કે જેમ બહેસ્તી રવાનને વિષે કહ્યું છે કે તેની પુઠે દેવોની આરાધના કરવામાં આવશે. હવે એક મરનાર બહેસ્તી થયું કે દોજખી થયું તે કોઇ આ દુન્યામાં જાણી શકતું નથી. આ દુન્યામાં તો તેની નયતે સવાબનાંજ કામો કરવામાં આવે. અને જો રવાન દોજખી હોય તો તેની 'દએન'નાં કહેવા પ્રમાણે તે કામો દેવોને મદદ કરનારાં થઈ પડે, જે એક નહીં ઇચછવાજોગ પરીણામ થાય. માટે કોઇબી વિચારવંત માણસ એ પાછલી મતલબ લેવાનું દરેસ્ત ધારે નહીં. જો કોઈ એવી મતલબ ઉઠાડે કે બહેસ્તી રવાનનો કીસ્સો જે છે તે માત્ર જરતોસ્તી રવાનનોજ છે અને દોજખી રવાનનો કીસ્સો છે તે જુદદીન રવાનને લાગુ પડે છે તો તેબી ખોટું છે. કારણકે જરતોસ્તી ધર્મનાં મત પ્રમાણે "હરએક તરીકાવાલું માણસ પોતાની રીત પ્રમાણે જો તે નીતિ કરે તો બહેસ્તી થઇ શકે છે." (સ્પીગલ પેહલવી વંદીદાદ ૩. છેડે). બીજું એમ કહેવું એ આપણી સાદી અકકલનેબી અનુસરતું નથી, તેથી મેં જે મતલબ ઉઠાડી છે કે દરેક માણસ શું જરતોસ્તી કે જુદદીન જે જેવી કરણી જીવતાંજીવત શાખરો તેવોજ બદલો તેને મુવા પછી મલશે. અને બીજાંઓનું કીધેલું તેને કાંઇ કામ નહીં આવશે તેજ ખરૂં જરતોસ્તી ધર્મનું ફરમાન છે.

પોતાનાં કરતુકનો હીસાબ આપીને તે પ્રમાણેની સારી અથવા નરસી જગા પામે છે. હવે તે મરનારનાં રવાન વિષે જીવતાંઓએ શું શું કરવું કે તે રવાનને કામ આવે અને તેનો બદલો તેને પેલી જેહાનમાં મલે, તો તે વિષે અવસ્તામાં કાંઇ લખેલું જણાતું નથી. સરોશ યશ્તના એક ફકરા ઉપરથી અમે એવી મતલબ ઉઠાડી છે કે રવાનનો ઇનસાફ થાય તેટલા વખ્ત લગી સરોશ યજદ તેની પાસબાની કરે છે, તેનો ઉપકાર વાલવા તરીકે જો મરનારનાં સગાંઓ સરોશની આરાધના કરાવે તો તે કેટલેએક દરજજે વાજબી છે. અવસ્તામાંથી તો એટલુંજ મલે છે. અવસ્તાથી ઉતરતું સત્તાભરેલું લખાણ આપણાં લોકોનાં પાજંદ ભણતરોને અમે ગણ્યે છેયે. એ ભણતરોમાંથી ત્રણ દહાડાની સરોશની આરાધના (એટલે કે સરોશની ખસ્નુમનથી, યજશને, વંદીદાદ, બાજ અને આફ્રીંગાન) કરાવવાનું લખાણ મલે છે. વલી એજ પાજંદ ભણતરોમાંથી પેહલા ત્રણ દહાડામાં મરનારને નામે પતેત કરવાનું અને ચહારમને દહાડે ગોસ્પંદ ઇંજાવવાનું ('ઉસે ક્રિતિ' કરવાનું) તથા ચહારમ, દસમું, માસીસો, અને વર્ષીની ક્રિયા કરવાનું લખાણ મલે છે. પણ એ ચહારમ, દસમું, માસીસો, અને વર્ષી ઉપર શું શું ક્રિયા કરવી જોઇએ તેની વિગત એ પાજંદ ભણતરો ઉપરથી મલતી નથી. એ ક્રિયાઓની વિગત વળી બીજી પાછલી કેતાબો અને રવાયતો જેઓની સત્તા એ પાજંદ ભણતરોથીબી ઓછી અમે ગણ્યે છેયે, તેઓમાંથી મલે છે. એ પાછલી રવાયતોમાં ઉપલાં ટાંકણાંઓ ઉપર કરવાની ક્રિયાઓનું બયાંન મલે છે, તે ઉપરાંત દર મહીને મરનારની બાજ કરવાનું, (થોડીએકમાં દરરોજ ચાલુ ક્રિયા કરવાનું), બરશનુમ લેવડાવવાનું, પતેત કરાવવાનું અને હરેક બીજો સવાબ કરાવવાનું વધારેલું મલે છે. અને એ ઉપરાંત અમે ધાર્યે છેયે કે હિંદુઓની સોહબતમાં લાંબો વખ્ત રેહવાથી અને ઘણું કરીને છેલ્લાં ચાલીસ કે પચાસ વર્ષમાં આપણી કોમની ભોલી ઓરતોએ મરનારની નયતે તરેહવાર મીઠાઇ મેવા, કપડાં, વાસણ, વગેરે ઇંજાવવાનું તથા માણસોને જમાડવા વગેરેનું વધારી મુકીને મરનારની પછવાડેનો ખરચ એટલોબધો તો વધારી મુકેલો છે કે તે ખરચનો બોજો આજનાં વખ્તમાં જીવતાંઓનેસર અતીશ્ય ભારી થઇ પડે છે. એ પાછલા તમામ બેજા ખરચો અને વધી પડેલી જુદાં જુદાં ગામોની જુદી જુદી રસમો વિષે આ રીસાલામાં લખવાની આ રીસાલો લખાવનાર રાહનુમાએ માજદયસ્નાન સભાની મતલબ નથી, તેથી તે ઉપર અત્રે ટુંકું કરીને વધારે બોલવાનું મોકુફ રાખ્યે છેયે. પણ જો એવી તકરાર લાવવામાં આવે કે વધારે દીનનાં કામો મરનારની નયતે કરાવવામાં મરનારને શું ગેરફાયદો છે, તો તેનો જવાબ એટલોજ છે કે તે કામો અને તે ઉપર કીધેલા ખરચથી

રવાનને જેમ ગેરફાયદો નથી થતો તેમજ કાંઇ ફાયદોબી નથી થતો. પણ બીજા હાથ ઉપર જીવતાંઓને વગર ફરજે અને વગર જરૂરે ખરચ અને મેહનતનો બોજો ઉઠાવવો પડે છે. તેઓ હનાઇ-તનાઇને, કરજ-દેણુ કરીને, અને બીજી પુશ્કલ જેહમતો ખેંચીને જે બીજી ક્રિયાઓ કરાવે છે તેનો ફાયદો ગુજરનારને તો મલતો નથીજ; પણ એક લેખે ગણતાં તેઓને પોતાનેબી મળતો નથી. તે સઘલો ખરચ અને મેહનત કાંઇનહીં પણ વ્યર્થ જાય છે. તેનું કારણ એકે જરતોશ્તી દીનનો એક મૂલ કાનુન એ છે કે એક કામ સવાબનુંબી હોય પણ જો તે કામ એક જણુને નુકસાન કરીને કરવામાં આવે તો તેનો સવાબ તે કરનારને લાગતો નથી. એટલુંજ નહીં પણ સામો તેને ગુનાહ લાગે છે. જેમકે જો કોઇ શખ્સ પૈસાદારની પાસેથી પૈસા લુટી લેઇને ગરીબોને સખાવત કરે અને એમ સમજે કે મને આ સખાવતથી સવાબ લાગે છે તો તેને તે સવાબ ન લાગતાં સામો ગુનાહ લાગે છે એવું આપણી દીનમાં કહ્યું છે.[૪૧૩] એજ મીસાલે જીવતાંઓને કામે લગાડવાનું નાણું તેઓને તંગીમાં રાખીને જો વગર જંરૂરે મરનારની નયતે ખરચાય અને વળી તેબી મરનારને તો કામ નહીં લાગે તો શું તેને ઘટતો સવાબ કરી ગણવો જોઇએ ? એ વિષે અમારી તરફથી વધારે બોલવા કરતાં ઇઠોતેર સવાલ જવાબની રવાયત કે જેને દીનખેરદ કરીબી કહે છે તેમાં શ્રી ઇરાન દેશનાં દસ્તુરોએ એકમતથી એ બાબત વિષે જે જવાબ લખી મોકલ્યો છે તે નીચે નોટમાં ટાંકયે છેયે. તે ઉપરથી દાનેશમંદ જરતોશ્તીઓને માલૂમ પડશે કે મરનારની પછવાડે થતા બેજા ખરચ વિષે એ દીનઆગાહ દસ્તુરો ઘણી તાકીદથી કહે છે કે મરનારની પુઠે પેહલા ત્રણ દહાડા સરોશની આરાધના, ચહારમની બામદાદે ફકત ચાર બાજ અને સ્યાવ એક દહમાનનું આફ્રંગાન, અને દસમુ, માસીસો અને વર્ષી ઉપર એક એક સીરોજો, ફકત એટલીજ ક્રિયા જરૂરની છે. એ સિવાય જેબી કાંઇ કરે તે જરૂરનું નથી. અને મરનારની પુઠેનાં ખરચને બહાણે જો જીવતાંઓ હેરાન થાય, હનાઇ-તનાઇને ખરચ કરે, કરજ-દેણુ કરે તો તેથી મરનારને કાંઇ ફાયદો થતો નથી એટલુંજ નહીં પણ ઓહોદાતાલા અને પાક ફરેસ્તાઓ જીવતાંઓને હેરાન થતાં જોઇને તે કામ કરનાર તરફ નાખુશ થાય છે, અને મરનારની પુઠે બેજા ખરચ કરવા સારૂં જો કોઇ કરજે નાણું કહાડે તો તે શખ્સને એક જાતનો મરગરજાન ગુનાહ લાગે છે.[૪૧૪] એ

૪૧૩. સ્પીગલ પેહલવી વ૦ ૩. ફ૦ ૧૪૩ની શરેહ:—"એક શખ્સ જાણતો હોય કે ચોરી નહીં કરવી જોઇએ, પણ એવો ખોટો વિચાર રાખતો હોય કે જો તવંગરોની ચોરી કરીને ભીખારીઓને આપીશ તો મને સવાબ લાગશે તો તેમ કરવામાં તે 'દરોષ' નામનો ગુનાહ કરે છે."

૪૧૪ ઇઠો ૨૦ :—"સવાલ ૧૮ મો —જ્યારે કોઈ ભલીદીનનો પુરૂષ આ જેહાનથી ગુજરે ત્યારે દીનની રાહે તેનાં ખેશાવંદોએ શું કરવું વાજેબ છે ? કયા સવાબો

દસ્તુર સાહેબોનાં કહેવા મુજબ આજે આપણાં લોકોમાં મરનારની પુઠે પુશ્કળ ખરચ કરવાથી આપણાં જરતોશ્તીઓ તેમાં ખસુસન આપણી ભોલી ઓરતો જોકે નેક નયતથી સવાબ કરવા જતાં અને પોતાનાં વહાલાં ગુજરેલાંઓનું સારૂં કરવા જતાં ઓર કેટલાં ગુનેહગાર થાય છે તેનો વાંચનારેજ દર્યાફ્ત કરી લેવો. હાલમાં ગામેગામનાં જરતોશ્તીઓમાં એક બીજાની દેખાદેખીથી મુવેલાંનો ખરચ એટલોબધો વધી ગયો છે કે તેનો પા ભાગ તો શું પણ આઠમો ભાગબી આપણા વડીલોનાં વખ્તમાં નહીં થતો હતો. અમે અમારા જાતી અનુભવથી જાણયે છેયે કે આજથી વીસ પચીસ વર્ષપર ભરૂચનાં જરતોશ્તીઓમાં ભુજેલા આટાના એકસો બત્રીસ નહાનાં દરૂન (૩૩×૪=૧૩૨), એક ખુરશેદના આકારનો અને એક માહ બોખતારનાં આકારનો દરૂન, અને ૩૩ ઈંડા, એટલુંજ માત્ર સીરોજામાં મુકવામાં આવતું હતું જેનો ખરચ આઠ આનાથી તે એક રૂપ્યા સુધી તે વખ્તે થતો હતો. એજ પ્રમાણે બીજી બધી ક્રિયાઓ જે માત્ર જરૂરની તરીકે ઉપર જણાવી છે તેજ કરવામાં આવતી હતી. જેનો

---

કરવાની તેઓની ફરજ છે? ખેશાવંદોએ શું ખરચ કરવો જોઈએ? આ સવાલ કરવાનું કારણ એ છે કે હ્યાં બેહદીનોને ઘણી બેજા તસદી પડે છે. હ્યાં હીંદુસ્તાનમાં જ્યારે કોઇ ગુજરી જાય છે ત્યારે તેના માટે તેનાં ખેશાવંદો જે ખરચ કરે છે તે હીંદુઓની રસમ પ્રમાણે એટલોબધો ઉડાઉ હોય છે કે તે બધું હ્યાં લખી શકાતું નથી. જો બેહદીનો મુફલેસ હોય છે અને જેઓ પાસે પૈસા હોતા નથી તેઓ હેરાંન અને પરેસાન થાય છે અને એ મુવા પાછલનાં ખરચથી સેકસ્તે હાલ અને દુઃખી થાય છે. એટલામાટે તમો બુજોર્ગોથી એલતેમાસ એટલીજ છે કે તે ખરચ ઘણો વધારે અને ખયાલથી બાહેર છે, વાસ્તે એલતેમાસ એ છે કે ગુજરનારનાં પેહલા દિવસથી તે એક વર્ષ લગીનાં તેનાં ફરજંદોએ અને ખેશાવંદોએ શું શું કરવું વાજેબ છે? કયા સવાબો અને ખરચ જરૂરનાં છે કે જે કીધા વગર મુતલક ચાલેજ નહીં? પાક દાદારની અને જરતોશ્તની દીનની રૂએ કયા સવાબ અને કેટલો ખરચ કરવો સજાવાર છે તે વિષે અમોને સવાબી વાકેફી કરવીજી.

જવાબઃ—જયારે કોઈ ગુજરી જાય ત્યારે સરોશાની ખશ્નુમનથી ત્રણ યજશને, ત્રણ વંદીદાદ, અને ત્રણ બાજો, ઇંજાવવી વાજેબ છે. ચહારમની બામદાદે કપડાં અને એક ધાતુનાં વાસણ સાથે બીજી ચાર બાજ ઇંજાવવી જોઈએ. અને એક કરદો દહમાનનો તે ગુજરનારને માટે જોઇએ. બીજું દસમું, મારીસો, અને વર્ષી ઉપર પોતાની શકિત મુજબ દરૂન, આફ્રંગાન અને 'સોર્ક' (સુકો મેવો) ઇંજાવવો જોઇએ. તે ઉપરાંત એ ટાંકણાંઓ ઉપર યજશને, વંદીદાદ, બાજ, આફ્રંગાન, જે કાંઈ કરે તે કરાવનારની મગદુર ઉપર છે. વલી ગુજરેલાંઓને વિષે ફ્રવશી પઢાવવાનું દીનનું ફરમાન છે. **માજદયસ્નની દીનમાં એવું ફરમાવ્યું નથી કે ગુજરેલાંને માટે જીવતાંઓ હેરાંન થાય. ગુજરેલાંઓને વિષે (મોહોટો) ખરચ કરવોજ જોઈએ એવું ફરજ તરીકે ગણવું એ ભારી બોજો પોતાની ગરદન ઉપર લેઈ જવાનું કામ છે. નથી રવાન તેથી રાજી, અને અમશાસ્પંદોને તે પસંદ નથી. તેથી રવાનને કાંઈ સવાબ હાંસેલ થતો નથી. બધું કીધેલું બેજા અને બાતેલ છે. જો કોઈ શખ્સ કરજ કરીને ગુજરેલાં પછવાડે ખરચ કરે તો તેની ઉપર મરગરજાનની સજા વાજેબ થાય છે."**

ખરચ અને જેની મેહનત કોઇનેબી ભારી પડતાં હતાં નહીં. એજ પ્રમાણે બીજાં ગામોમાંથી ઘણુંજ સાદું, થોડું, અને ઉપર કહેલું જરૂરનુંજ કરવામાં આવતું હતું; જે વિષે દરેક ગામમાં બુજોર્ગોથી પુછતાં માલૂમ પડશે. તે આગલા જરૂરના અને થોડા ખરચને ઠેકાણે આજે કેટલોબધો બેજા ખરચ, મીઠાઇ, મેવા અને પકવાનો વગેરેનો એકબીજાની દેખાદેખીથી અને પ્રીશ્ચારી, વહેમ, અથવા ઠગાઇથી વધી પડયો છે, તેનો દાનેશમંદ વાંચનારેજ દર્યાફ્ત કરી લેવો. અને દરેક સમજુ જરતોશ્તીની ફરજ છે કે એ મુવાં પાછલનો બેજા ખરચ ઓછો કરવો, અથવા બીજાઓને સમજાવીને ઓછો કરાવવો. કારણકે તેથી આપણાં પાક અને ઉત્તમ પ્રીલસુપ્રીભરેલા ધર્મનું રૂપ વહેમભરેલું અને કેટલેએક દરજજે ભુલભરેલું દેખાય છે, તેની કીર્તિને ઝાંખ લાગે છે. જુદદીનોને તેની ખાપણ કહાડવાને કારણ મલે છે. જરતોશ્તીઓનું તેમાં ખસુસન અણુજાણ્યા અને નાદાન જરતોશ્તીઓનું એ ઉમદા ધર્મપરથી દીલ ઉઠી જાય છે અને એ વગેરે બીજા અનેક ગેરફાયદાઓ થાય છે. મરનારનાં રવાનને તેનો કાંઇ ફાયદો થતો નથી, વગેરે તે છતાં જીવતાંઓને તન, મન, અને ધનનું નુકસાન માત્ર થાય છે.

## 'ચારેહ તોખ્શાઈ, અચારેહ ખુરસંદી' એટલે 'અને તેટલી કોશેશ કરવી–નાચારે સંતોષ પકડવો' એ જરતોશ્તી ધર્મનો એક કાનુન છે તે વિષે.

જરતોશ્તી ધર્મમાંનાં કેટલાંએક મૂખ્ય વચનોમાંનું એક વચન એ છે કે "અને તેટલી કોશેશ–નાચારે સંતોષ." આ વચન ગુજરેલાંઓની લાસને લગતી તથા રવાનને લગતી ક્રિયાઓનેબી લાગુ પડે છે. જરતોશ્તી ધર્મ દાનેશમંદીનો[૪૧૫] ધર્મ છે. તે પોતાનાં ફરમાનો પ્રમાણે ચાલવાને દીનદારોને તેઓની સારી સમજ, દેશ, કાલ, જોગવાઇ વગેરે ઉપર છોડે છે. એ ધર્મની મતલબ જીવતાંઓનાં સુખ, અને તનદરૂસ્તી જાલવવાની, તેઓને સારી નીતિથી ચલાવવાની, અને મીનોઇ આલમની યાદ તથા સંબંધ રખાવવાની છે. એ મતલબને જેમ વધારે સારી રીતે પાર પાડવાનું બની આવે તેમ કરવાની ભલી દીનનાં દરેક જણની ફરજ છે. પણ જો એઓમાંની એક મતલબ પાર પાડતાં બીજી મતલબની વિરૂદ્ધ જવાય તો તે મેહનત ફોકટ ગણાય છે. વાસ્તે દરેક કામ કરતી વખ્તે ઘણી દાનેશમંદી અને સારી સમજ વાપડવાની જરૂર છે. જેટલું એક માણસથી વગર નુકસાને અથવા ઓછાં નુકસાને કરી શકાય તેટલું કરવાની તેની ફરજ છે. પણ જો એક સારૂં કામ કરવા જતાં બીજું નરસું થતું હોય તો તેમાં કોશેશ કીધેલી નકામી અને ખરચ કીધેલો વ્યર્થ છે. વાસ્તે તેવી વખ્તે લાચારે

૪૧૫. દા૦ દી૦ પુ૦ ૬. ક૦ ૯:—"દાનેશમંદીથી કરવું અને દાનેશમંદીથી છોડવું."

સંતોષ પકડવામાં કાંઇ ખોટું અથવા ગુનાહ નથી. અને તે વિષેના પુશ્કલ દાખલાઓ જરતોશ્તી ધર્મની કેતાબોમાંથી મલે છે. જેમકે ઉપર જણાવ્યા પ્રમાણે જ્યાં લગી એક નસો આપણાં સ્વાધીનમાં હોય ત્યાં લગી તેને પાણી નહીં લાગે તેની સંભાલ રાખવાની દરએક મજદયસ્નાનની ફરજ છે અને જેટલો તેનાથી બને તેટલો નસાને પાણી નહીં લાગવા દેવાની કોશેશ કરવાની તેની ફરજ છે. પણ કુદરતથી વરસાદ પડે અને હજારો જગાએ નસા પડેલા હોય તેઓ ઉપર પાણી પડે તેનો અટકાવ કરવા જવાનું બની શકે નહીં તેથી તેમ કરવાની તેની ફરજ કહી નથી. ખેડુતના ખેતરમાં નસો નહીં રહે તેની સંભાલ રાખવાની ખેડુતની ફરજ છે, પણ જો ખેતર ઉગીને તૈયાર થવા પછી કોઇ જનજાનવર તેમાં કોઇ નસો લાવીને નાંખે તો તેટલામાટે આખું ખેતર રદ કરવાની ખેડુતને ફરજ નથી. નસાથી આલુદા થયલું લાકડું આતશમાં બાલવાની મના કીધી છે પણ જંગલમાં ઝાડને નસો લાગ્યો હોય તે નહીં જાણીને જો કોઇ બેહદીન તે ઝાડને કાપી લાવીને આતશમાં બાલે તો તે કાંઇ ગુનેહગાર નથી. રસ્તે જતાં પાણીમાં નસો પડેલો જુએ અને તે જો સડીને છુટો પડી ગયો હોય તો જેટલો પાણીમાંથી બાહેર નિકલી શકે તેટલો કહાડીને સુકી જગાએ મુકવા અથવા મુકાવવાની દરએક મજદયસ્નાંનોની ફરજ છે. પણ જો તે બધો તેનેથી નહીં નિકલે તો તેટલા માટે કાંઇ તે ગુનેહગાર થતો નથી. જંગલ બીયાબાંનમાં કોઇ શખ્સનું લાસને અડકવું થયું હોય તે વિ[illegible] તેનાંથી બને તેટલી કોશેશ કરીને તે પોતે નાહે અથવા બીજાઓને નહવાડવાની અરજ કરે, તે છતાં તેઓ તેને નહીં નહવાડે તો તેથી તે ગુનેહગાર નથી. તલાવમાં અથવા કુવામાં નસો પડયો હોય તો જોગવાઇ પ્રમાણે જેટલું પાણી તેમાંથી કહાડી શકાય તેટલુંજ કહાડવાની પરવાનગી આપી છે. કેમકે નહીં તો પાણીની તંગીથી સામું વધારે નુકસાન થાય. ઓરતની સુવાવડની નબલાઇ વખ્તે તેણીને કાચું પાણી પાવાની મનાઇ કીધી છે, પણ જો એવું બને કે તેથી તેણીની તનદરૂસ્તી અને જાન જોખમમાં આવી પડે તો કોઇ શરીરવિદ્યામાં કાબેલ પુરૂષની સલાહ લેવાની અને પાણી પાઇને જાન બચાવવાની છુટ આપી છે. ઓરતને દશ્તાનની મુદત વધતાંમાં વધતી નવ દહાડાની ગણી છે. ત્યાર પછીબી જો દશ્તાન માલૂમ પડે તો તેને દરદ જાણીને તેનાં ઉપાય કરવાને ફરમાવ્યું છે. ગાહમબારનાં ફંડમાં મદદ કરવાનું સર્વેને ફરમાવ્યું છે. પણ તે દરેક જણની જોગવાઇ ઉપર રાખ્યું છે. જેટલું જેનાથી બની આવે તેટલુંજ આપવું. એ સિવાય બીજા કેટલાએક દાખલાઓ મલી આવે છે કે જેઓ વિ[illegible]નાં ધર્મનાં ફરમાનો પ્રમાણે ચાલવામાં દાનાઇ અને સારી સમજનો ઉપયોગ કરવાને ફરમાવેલું છે. ધર્મની જે મૂળ નેમ

"ગેતી. બ. કામે. તન. મીનો. બ. કામે. રવાન" (જીવતાંજીવત સુખાકારી અને મુવા પછી બહેશ્ત મેલવવું) તે નેમ હરેક કામમાં દાનાઇ વાપડયા વગર બર આવે નહીં અને તેટલામાટે જરતોશ્તી ધર્મમાં ઘણુંખરાં બધાં ફરમાનોને જેમ બને તેમ બજાવવાની તાકીદ ફરમાવવા સાથે જો કોઇ ફરમાન બજાવતાં સામું નુકસાન અને ગુનાહ લાગવા જેવું હોય તો દાનાઇની રાહે તે ફરમાન નહીં બજાવીને સબુરી પકડવાનું ફરમાવે છે. અને એટલામાટે "બને તેટલી કોશેશ, નાચારે સંતોષ" એ વાકય હરેક જરતોશ્તીએ હમેશાં યાદ રાખવા જોગ છે. આગલાં રાજ્યોમાં જુદ્દીનો તરફથી આપણાં લોકોમાં ધર્મ સંબંધી પુરતી છુટ નહીં હતી તે વખ્તે આપણાં વડીયલો જેટલું બની શકે તેટલું બજાવીને, નહીં બની શકે તે વિષે સંતોષ પકડતા હતા. તેનાં દાખલા રવાયતોની ચોપડીમાંથી ઘણાં મલે છે. તેઓ એજ કાનુન મુજબ ચાલતા હતા. દરએક જણ જે દેશમાં વસતો હોય, જે વખ્તમાં જીવતો હોય, જેટલી જોગવાઇ ધરાવતો હોય, તે પ્રમાણે તેની ગુજરનારની લાસ તરફ અને તેનાં રવાન તરફ કોશેશ તથા ખરચ કરવાની ફરજ છે. પણ જો શક્તિ નહીં હોય તો દાનાઇ વાપરીને જેટલી ફરજ બજાવી શકાય તેટલી બજાવીને તે ઉપર સંતોષ પકડવાની જરતોશ્તી ધર્મનો ઉપલો કાનુન છુટ મુકે છે. એ કાનુન આપણા ધર્મનાં ઘણાંએક ફરમાનોનો અભ્યાસ અને સરખામણી કરીનેજ ઠરાવેલો છે. અને જેબી શખ્સ આપણાં જરતોશ્તી ધર્મનાં કાયદાઓનો અપક્ષપાતપણે અભ્યાસ કરે છે તેને માલૂમ પડે છે કે આપણા ધર્મની નેમ એ છે કે જીવતાં માણસો જેમ બને તેમ ઓછું નુકસાન ખમે. એ વિષેનાં ઘણાં દાખલાઓ શું જરતોશ્તી કે શું જુદ્દીન વિદ્વાનોનાં લખાણોપરથી મલે છે. એ વિષેનો છેલ્લો એક દાખલો ડૉકટર વેસ્ટે કીધેલા પેહલવી બુનદેહશનાં અંગ્રેજી તરજુમાની ચોપડીને સફે ૨૫૯ મે મલે છે. તે ઠેકાણે એ વિદ્વાન લખે છે કે, "પણ માજદયસ્નની દીનના કાયદાની સઘલી નેમ અક્કલને અનુસરતી રીતે ચાલવાની છે. અને જો કે તે કાયદો કરડો છે તોપણ ઘણી મુશ્કેલ બાબતોમાં તે છુટ મુકે છે અને આશા રાખી શકાય તે કરતાં વધારે ડહાપણભરેલી રીતે સૌથી ઓછું દુ:ખ થાય તે રીત અખત્યાર કરાવે છે. સંદેહભરેલી બાબતોમાં આ કાનુન જો પારસીઓ અને બીજા લોકોબી ધ્યાંનમાં રાખે તો ઘણું સારૂં. જેમકે આ જગે ગુજરેલાંની લાસથી ત્રણ કદમની અંદર આતશને લેઇ જવાથી જે ગુનાહ થાય તે કરતાં ઘરની ભીંત તોડી પાડવાથી વધારે નુકસાન થાય (તેથી ભીંત તોડી પાડીને નુકસાન ખમવાની મનાઇ કીધી છે)." એજ રીતે મરનારની લાસને ઠેકાણે પાડવામાં તથા તેનાં રવાનની ઉતર ક્રિયા કરવામાંબી માત્ર ધર્મનાં મૂળ કાનુનનેજ

વલગી રહીને જે જે મેહનત અને ખરચ બેજા અને ખોટા કરવામાં આવે છે અને જેમાં શક્તિવાનોને જોઇને તેઓની દેખાદેખીથી ગરીબો ખી તણુંાંયાં જાય છે તે સઘળી ફોકટ મજુરી અને ખોટા ખરચો ડહાપણુની રાહે દરએક જરતોશ્તી મરદે તેમજ ઓરતે તરક કરવાથી આખા ટોળાનાં હકમાં અને ખુદ આપણા પાક જરતોશ્તી ધર્મનાં હકમાં બહુ ફાયદો થશે.

સમાપ્ત.

# વધારો
## જરતોશ્તી ધર્મ પ્રમાણે
# પાપ અને પ્રાયશ્ચિતની હકીકત
## મુખ્તેસરમાં.

જરતોસ્તી દીનનું આ એક મુખ્ય ફરમાન છે કે માણસનાં પાપથી તેનું તારણ કોઇ બીજાને હાથે થતું નથી પણ તેની પોતાની કરણીથીજ થાય છે.[૪૧૬] વિચાર, વાણી, અને કરણીનાં જેબી કામથી માણસ અથવા તેને ઉપયોગી નેક પેદાયશોને ફાયદા કરતાં નુકસાન વધારે થાય તે એ ધર્મ પ્રમાણે **ગુનાહ** ગણાય છે અને વિચાર, વાણી, અને કરણીનાં જેબી કામથી માણસ અથવા તેને ઉપયોગી નેક પેદાયશોને નુકસાન કરતાં ફાયદો વધારે થાય તે **સવાબ** ગણાય છે. સવાબો વિષેનાં ઘણાંએક લખાણો આપણી કેતાબોમાં મલે છે પણ આ વધારામાં અમે માત્ર ગુનાહો અને ગુનેહગારો વિષેજ લખીશું. એક ખરો જરતોસ્તી જો તે પોતાનાં ધર્મનો અભ્યાસ કરે અને તે મુજબ ચાલે તો તેની ગુનાહની લાગણી એટલી-બધીતો નાજુક હોવી જોઇએ કે જે વિચાર, વાણી, અને કરણીનાં કામો આજે સાધારણ રીતે આપણે ગુનાહ તરીકે ગણતા નથી તેઓ વટીક તેને ગુનાહ કરી જણાય અને તે માણસ નિર્દોષપણાંનો સાક્ષાત અવતારજ માલૂમ પડે. એવો એ ધર્મ નિર્દોષપણાંની તાકીદનો ધડો શિખાડે છે. પોતા તરફ, માણસજાત તરફ, કુદ્રત તરફ, મીનોઇ આલમ તરફ, અને ખોદાતાલાં તરફ, એવી રીતે વર્ત-વાનું એ ધર્મ શિખાડે છે કે તેની કોઇબી શખ્સ વખાણ કીધા વગર રહેજ નહીં, મોહોટાંમાં મોહોટાં ખુન, લુટફાંટ, વગેરે કામોથી તે ઉંધાડે પગે ચાલવાની સાધારણ સુધડાઇની કસુરને વટીક ગુનાહભરેલાં કહ્યાં છે. તેની હકીકત એટલી-બધી લંબાન અને બારીક સમજની છે કે તે ઉપર ચોપડીઓ લખાય. જેમ ગુનાહો નહીં કરવાની બારીકમાં બારીક વીગતો મલે છે તેમજ નેકીઓ કરવાનાંબી ઘણાં લખાણો મલે છે,[૪૧૭] તોપણ જેટલી બારીક વિગત ગુનાહોથી દૂર રહેવાની

---

૪૧૬. ઇ૦ ૩૧ ફ૦ ૨૦:—"તમુને તે ઘર (બહેસ્ત અથવા દોજખ) માં..........તમારાં કર્તુંકો પ્રમાણે (તમારી) 'દએના' (ધર્મ સંબંધી અંતઃકરણનો મીનો) લેઇ જશે."

એ૦ નં૦ ૧ સફે ૭૫:—"જરતોસ્ત સ્પીતમાન (જે સાહેબનું રવાંન બહેસ્તી હોજો !) ખુલ્લું ફરમાવી ગયા છે કે હું તમારૂં તારણ માંગી નહીં લેઇશ, તમારી નેક કરણીજ તમારૂં તારણ માંગશે."

૪૧૭. દીનકર્દ દફતર બીજું:—"આ જેહાનની નેકનામી (કેમ મેલવવી ?) અને (આ જેહાનમાં) મુશ્કેલ (પ્રસંગ)થી અને 'તનપસીન' (પાછલું તન=મરણ પછીની જીંદગી)માં સમારેલા (ઉંચા દરજ્જાને લાયક) કેમ થવું ? તે થવા વિષેની (આપણથી) કોઇબી ઉપાય નહીં કરી શકાય (એટલે જે દરએક જણને જરૂર મલવાની) એવી બેઉ હાલતોમાંથી છુટકારો મેલવવો, અને સૌથી મોહોટો બદલો (કેમ) પામવો તે વિષે.

જણાવી છે તેટલી બારીક વિગત સવાબો કરવાની જણાવેલી મલતી નથી, તેનું કારણ અમોને એવું જણાય છે કે જેમ વૈદકશાસ્ત્રમાં રોગોનું અને તેનાં ઉપાયો

---

જાણવું કે એ વિધેનો માર્ગ (એ મેલવવાની રીતી) (આપણથી થતા) ગુનાહ (નુકસાન)થી (સવાબની) ખરાબરી વગરની હાલત (ઓછાપણું) અને સવાબ (ફાયદો) તરફ (ગુનાહની) ખરાબરીથી વધારે થવાની હાલત (વધતાપણું) ઉપર આધાર રાખે છે. ગુનાહો જે કે વધારે ભારી છે તેઓમાંનાં કેટલાએકોનાં નામો આ પ્રમાણે છે.—'યજદાન દુશ્મની' (ખુદા અને ફરેસતાઓ તરફ શત્રુતા) કરવી, ભલાંઓને નહીં માનવું, અને બીજા જે એજ વર્ગના છે, જેઓને "અંગરદી" (પાપ અને પુન્ય ઠરાવવાનું શાસ્ત્ર Casuistry અથવા એ શાસ્ત્રને લગતી એક ચોપડી ?)માં દેવની ખારચતવાલાપણું કરી નામ આપેલું છે. સરદારોની દુશ્મની કરવી, સરદારોની સરદારી નાકબૂલ રાખવી, રાજકરતાઓનાં હોકમોને નહીં માનવા, દીનદારોની સરદારી (મનથી) નહીં માનવી તથા (જાહેરમાં) નહીં કબૂલ રાખવી, તેને તાબે નહીં થવું, અને બીજા કાયદાની તકસીરમાં આવવાનાં કામો જેઓને અંગરદી (પાપ અને પુન્યુ ઠરાવવાનું શાસ્ત્ર Casuistry અથવા એ શાસ્ત્રને લગતી એક ચોપડી ?)માં અને 'બહાર' (રાજનાં કાયદા ?)માં અનઆર્યનપણું (અથવા નાફરમાની) કરી કહેલું છે, ધર્મનો અનાદર કરવો, તેનો ત્યાગ કરવો, ધર્મગુરૂ નહીં રાખવો, સ્વેચ્છાથી વર્તવું, અને બીજા જે એજ વર્ગનાં છે. જેઓને અંગરદી (પાપ અને પુન્ય ઠરાવવાનું શાસ્ત્ર Casuistry અથવા એ શાસ્ત્રને લગતી એક ચોપડી ?)માં કુધર્મીપણુંથી તે અધર્મીપણું લગીનાં નામો આપવામાં આવેલાં છે. દેવો અને બુરાઓને નાકબૂલ રાખીને તેઓની સાથે લડાઇ (કરવી જોઇએ તે) નહી કરવી, ઓલાદ નહીં વધારવી, દુન્યાની વૃદ્ધી કરવાના કામમાં ભાગ નહીં લેવો, બીજી દરેક ભલાઇમાં કોશેશ નહીં કરવી, જેઓને અંગરદી (પાપ અને પુન્ય ઠરાવવાનું શાસ્ત્ર Casuistry અથવા એ શાસ્ત્રને લગતી એક ચોપડી ?)માં અસહાયતા (અથવા સાર્વજનીક હિત કરવામાં ભાગ નહીં લેવો) નામ અપાયલું છે. આ દુન્યાના પોતાના હીસ્સા ઉપર અસંતોષ, કંજુસાઈ, જુઠાઈ, ભણતર ભણવામાં ભલા (યજદો) તરફ શત્રુતા અને બુરા (દેવો)ને રાજી કરવું, અને બીજી દેવપરસ્તી. ભલાઓને મારવું, જુઠી સમજાવટ કરવી, ગુલામબારગી કરવી, જાદુઇ (અથવા સાયુધ અપરાધ કરવા ?), લુટારાપણું કરવું, સ્ત્રીહરણ કરવું, કોઈનું કુલ નિંકન્દન કરવું. અને બીજા, જેવાકે સરદારીનો હક લુટી લેવો, ખોટો ચુકાદો આપવો, જુઠો ફટવો આપવો, સતર (ધર્મ સંબંધી વારેસ)નો હક તોડવો, ખાનદાનનું વાલીપણું નહીં રાખવું, બુરૂ ચાહવું, જુઠી શાક્ષી પુરવી, ખોટો આશારો આપવો, (વગેરે) મરગરજાન તરીકેના (ગુનાહો જેવાકે) આતશબહેરામ બુજાવવા, નસા ખાવા, નસાને પાણી તથા આતશમાં લેઈ જવા, નસાને કાયદાથી ઉલટી રીતે ઠેકાણે પાડવા, લાશોને જમીનમાં દાટવી, પતેત નહીં થઈ શકે એવા 'મરગ' (હેહેર નસા વગેરે નજીસાત)ની સજાને લાયક થવું અને બીજા મરગરજાન ગુનાહો. (જેવાકે) જલચર શ્વાનને અને બીજાં દરેક જાતનાં કુતરાંઓને મારી નાંખવા, નસા અને દસ્તાનની હાલતમાં સંભોગ કરવો અને બીજા બુરા સંભોગો કરવા, વ્યભિચાર, ચોરાણું, લુટારાપણું, ધાડ પાડવી, જુઠું બોહતાન મુકીને ચુગલી કરવી, મદદ તોડવી (?), વગર બાજે ખાવું, ઉંઘાડે અંગે ચાલવું, પગને છાંટા લાગે તેમ પીશાબ કરવી, બેકાયદે (ગાથા) ગાવા અને નમાજ (બંદગી) કરવી, બેકાયદે ધર્મની ક્રિયા કરવી, અને બીજાં.

એજ રીતે સવાબો જેઓનું કે મોહોટા દરજાપણું જાહેર છે તે અને જેઓ સઘળા વધારે મોહોટે દરજજેના છે. જેઓ મોહોટા છે તેઓમાંનાં કેટલાંએકોનાં નામ આ પ્રમાણે:—ખુદા અને ફરેસ્તાઓને ચાહવું, વડાઓને ચહાવું, વડાઓને તાબે રહેવું, વડાઓની સેવા બજાવવી અને દરએક ભલમનસાઈ (અથવા ફરમાબરદારી) ભલી દીનદારી. ભલાઓને ચહાવું, દુન્યાને ચાહાવું, અને બીજા જે કે ઉપર કહેલા ગુનાહોની વિરૂધ્ધ કહેલા જાહેર છે તે. ભલી દીનપર ઇમાનદારી તેમજ આરાધના કરવા ઉપર (ઇમાનદારી), આ ત્રણ બાબતમાં ઇમાનદાર રહેવું—ભલમનસાઇ, ભલી દીનદારી અને આરાધના

તથા દવાઓનું વર્ણન વિગતે આવે છે તેમ તેટલીબધી વિગત તનદરૂસ્તી વધારવાનાં ઉપાયોની હોતી નથી. કેમકે જો માણુસ પોતાને બીમારીથી સંભાલે તો

---

કરવી, ખેતુઓદથ (ગૃહસ્થાશ્રમ માંડવો) અવસ્તા ઇંજવા, ગાહમ્બાર અને બીજા યજ્દોને લગતા અને ભલાઓને લગતા તફસીલવાર તહેવારોની ક્રિયાઓ કરવી. ભલાઓને સંતોખવા, દેવો અને ઇજા દેનારાં પ્રાણીઓ અને બીજા બુરાઓને મારવું તથા તેઓને પાછાં કહાડવાં, ગુનાહથી દૂર રહેવું અને (થયલા ગુનાહોના) પસ્તાવા અને પ્રાયશ્ચિત કરવાં, જે પ્રમાણે નામ-બ-નામ આત્માનું તારણુ મેલવવાનાં ઉપાયો છે તે, સખાવત, ઇનસાફથી ચાલવું, કૃતજ્ઞતા, પોતે જાતે કીધેલાં પુનનાં કામ (જેનું વ્યાજ વધતું જાય તેવાં કામો) શરૂ કરવાં.

પાપનું પ્રાયશ્ચિત અને ચોખ્ખું થવાના સ્નાન ક્રિયા વિષેઃ--તેમાં સૌથી પેહલું ખરાં અંતઃકરણથી પસ્તાવો, (ગુનાહનો) એકરાર અને તે ફરીથી નહીં કરવાની કબૂલાત છે. જે પ્રમાણે (નિવારણીય) ગુનાહોની સંખ્યા ઘણી છે તેજ પ્રમાણે તેઓનાં નિવારણોબી છે. પણુ (તેઓમાંના) કેટલાએક (ગુનાહોનાં) નામો આ પ્રમાણે છેઃ—રાજ્યકર્તાઓનાં હુકમોને નહીં માનવા, બીજાં ભલાં માણુસના ખવાસથી ઉલટાં અને ભલી દીનનો ત્યાગ કરવાના કામો, નવા અને કુધર્મને વખાણવા, માણુસોને બેદાદીથી મારવાં, ગુલામખારગી, જદુઈ (અથવા સાયુધ અપરાધ), વાટપાડાપણું, નસા પકાવવા અને બીજા મરગરજાન, ‘પુલમરગ’ (મરગપુલી=હેહેર નસા વગેરે સાફ કરવાથી તોજેશવાલા ગુનાહો), તમામ માલમતા લુટવાનાં ગુનાહો, અતિ હાંની, જુલમથી લુટવું, છીનાલું, તૃષ્ણિ અને અન્યુનતાનો લોપ કરવો.

માલમતાથી તોજેશ કરવાનું ભાંતભાંતનું જે ‘પાયેહુ’ (‘અવાવરશન’થી તે તનાફુર લગી=‘ઉપાજન’ એટલે કુરબાનીની તોજેશો અને (ખાસો આમને લગતાં ?) કામ કરવાની તોજેશમાં હોય છે. (તે ઉપરાંત વલી) બંધ કરવાની (અથવા ગુલામખારગીની) અને ‘દરોષ’ની (અથવા ‘ઉદ્ર’ને મારનારની વં૦ ૧૪ માં કહેલી ?) (તોજેશ) માણસોને વગર સબબે મારવા અને નુકસાન પોંહોંચાડવાના કામની (તોજેશ) છે. અને માતાથી (એટલે છોકરાંને માય પાસેથી જુલમથી લુટીને લેઇ જવું Kidnapping?) વાટપાડાને મારી હટાડવું એ દરએક ગુનાહ (?) અને પતેતની હદની બાહેરનાં ગુનાહોની (તોજેશ) છે. તેમજ નહાની ચોરી અને સ્વાર્થી પુરૂષને લગતા ગુનાહો તેમજ ઝવેરાત દાબી રાખવાનાં (અથવા કોઇનું ગોત્ર છુપાવવાનાં) ગુનાહો, બેકાયદે ઓરત છીનવી લેવી, (કોઇપર) હથ્યાર ઉગામવું, કોઇને બીહીક દેખાડવી, જુઠું બોલવું, ગાલ દેવી, અને ત્યાંસુધી કે એક જણુ વગર સબબે નીચેનું જડબું (ઉપરનાં) જડબાંને મારે (વગર સબબે હોઠ ફફડાવે, ખામોશ નહીં રહે) અથવા બેહુદું અને જે (મોહમાં) આવે તે બોલે (તે વટીક)ની જેટલી જોઇએ તેટલી તેઓની તોજેશો જાહેર છે. અને મનુષ્યવધની તોજેશ ન્યાયાધીશનાં ફતવા અને હોકમથી કરવી. (જો) મારી નાંખવા સિવાયની અને આ (તોજેશો) જેમાં (ગુનેહગારનાં શરીરને) જખમ કરવાનું નથી તો તે વડાંઓના હોકમથી કરવાની (છુટ) કહેલી છે, લુટારાપણાની અને બીજા કેટલીએક જાતનાં ગુનાહોની તોજેશ પોતાને હાથે (પોતાની મેલે) કરવી. જે કોઇક આ દુન્યાનાં તે તોજેશ નહીં ગુજારે તો (મરણુ પછી) ત્રીજે દહાડે (પુલપર, જો મરતી વખ્તે પતેત કરીને દીનનો અને અશોઇનો એકરાર કીધો હોય તો), અથવા દોજખમાં (અથવા જો દોજખમાં સજા પુરી નહીં થઇ હોય તો) ‘તનેપસીન’ (રીસ્તાખેજ)ને વખ્તે કે જે (રીસ્તાખેજ) દરેકનાં જીવને ઘણી સખ્ત (લાગશે) ત્યારે તે તોજેશ ભોગવશે........

‘રદીઓ’ એટલેકે હરેક નેકીઓ વિષે; એઓમાંની કેટલીએકનાં નામો આ પ્રમાણે છેઃ—ધર્મ અને પેગામ્બરોને પીછાણવા. ગુનાહ મુતલક નહીં અને સવાબ જેટલો બને તેટલો ધર્મગુરૂથી (શિખીને) કરવો. પોતાનો દરએક ભલો ઉદ્યોગ રાખવો, હલાલ મહેનતથી જીંદગી ગુજારવી. પાણી સુલભ થાય અને વનસ્પતિનો વધારો થાય તે ઉપર અને દુન્યાની આબાદાનીનાં દરેક કામો ઉપર કોશેશ કરવી. ધંધો પકડવો, વગર ધંધે અને આલશથી ભટકયા નહીં કરવું. બચ્ચાંઓને કેળવણી આપવી. એલાદ ચલાવવી. માણુસો, ઉપયોગી પ્રાણીઓ, અને બીજી ભલી પેદાયશને જેટલી સારી

તેનું શરીર પુરતી તનદરૂસ્તી રાખી શકે તેવું સર્જેલું છે. તેમજ જરતોસ્તી ધર્મનાં લખાણોમાં ગુનાહો ઉપર ઘણું ધ્યાન આપ્યું છે, તે એટલા માટે કે જો માણુસ ગુનાહથીજ પરહેજ રહે તો જે થોડાં કે ઘણાં સારાં કામો તે કરે તે ગુનાહોને લીધે રદ નહીં થાય. અને તે હંમેશાં ગુનાહ કરવાથી દૂરજ રહે, તેથી પછી તેનાં આત્માને સારાંજ કામો કરવાની સુહુજ પડે. એક માણુસ ગુનાહ કરીને તેને બદલે સવાબો કરે તે કરતાં ગુનાહ નહીંજ કરે તે બેહતર છે, એટલા માટે ગુનાહોની વાગત પુરતી શિખવી છે તથા યાદ રખાવી છે તે વાજબી છે કે માણુસોને ગુનાહનો ડર હંમેશાં રહે.

એક માણુસનાં મરણ પછી તેનાં સઘલાં પાપો અને સવાબોની સરખામણી ગોયા એક તરાજુનાં પલ્લાંમાં ગુનાહ અને તેની સામણેનાં પલ્લાંમાં સવાબો મુકીને કરવામાં આવશે અને જેનો ગુનાહ સવાબથી બાદ થઇને જરાબી સવાબ વધારે જણાશે તેનાં રવાનને બહેસ્તમાં અને જેનો સવાબ ગુનાહથી બાદ થઇને જરાબી ગુનાહ વધારે જણાશે તેનાં રવાનને દોજખમાં મોકલવામાં આવશે એવું એ ધર્મ શિખાડે છે. હવે જો કે ગુનાહ નહીંજ કરવો એ તો દરેક જણુ પોતાની ખાસ ફરજ કરી જાણે છે તે છતાં માણુસથી ગુનાહો થાય છે અને તેના મરણ પછીની સજામાંથી બચવાનો કોઇપર આધાર તો રાખી શકાતો નથી તેથી જેવો અને જેટલો ગુનાહ તેવો અને તેટલો સવાબ તુરત પેલા ગુનાહનાં ઉપાય તરીકે કરવાની તાકીદ ફરમાવી છે કે માણુસને માથે ગુનાહનો બોજો બાકી નહીં રહે. કેમકે કોઇબી ઘડી માણુસનું મોત આવે તે વખ્તે જો તેનો કોઇ ગુનાહ નિવારણુ કીધા વગર રહી જાય તો તેથી તેને પેલી જેહાનમાં ખમવું પડે. એ રીતે માણુસથી થયલા ગુનાહો ફીટાડવાને માટે જે સવાબનાં કામો કરવામાં આવે તે કામોને 'તોજેશ' કરી કહે છે. એ તોજેશ કરવાની તાકીદ ફરમાવી છે તેનો મુખ્ય ફાયદો એ છે કે માણુસનો અમુલ્ય વખ્ત નિરાશી કે બેપરવાઇ કે આલશ કે પારકાને ભરોસે વહી નહીં જાય પણુ જેટલો બને તેટલો જીંદગીના વખ્તનો ઉપયોગ નેકી કરવામાંજ થાય. એ તોજેશો વિષેનું એક નહાનું સરખું પ્રાયશ્ચિત શાસ્ત્ર આગલા જમાનામાં હોવું જોઇએ, જેનાં છુટાં છવાયાં લખાણો આજે રહી ગયલાં મલે છે. જરતોસ્તી ધર્મમાં ગુનાહ નહીં કરવાની તો તાકીદજ છે જે વિષેની આટલીબધી તાલીમ આપવાનું સાહિત્ય છે તે છતાં માણુસની

---

રીતે બને તેમ વધારવી અને લાયક કરવી. ભલે રસ્તે દોલત મેલવવી. લાયક લોકો જે તંગીમાં આવેલા, ભુખ્યા, અથવા મુફલેશ હોય તેઓને સખાવત કરવી...."

બે૦ નં૦ ૧ સફે ૭૦; ટે૦ નં૦ મે૦ ૨૦ સફે ૪૭:—"દીનમાં કહે છે કે (કેટલીએક બાબતોમાં,) સવાબ નહીં કરવાનો મોહોટો ગુનાહ અને (કેટલીએક બાબતોમાં) ગુનાહથી દૂર રહેવાનો મોહોટો સવાબ ગણાય છે. ઘણાંએક સવાબો એવા છે કે જો માણુસો તે નહીં કરે તો તેની સજા ચીનવદ પુલથી ભોગવવી પડે છે અને ઘણાએક સવાબો એવા છે કે જો માણસો તે નહીં કરે તો તેથી ગુનાહ લાગતો નથી. અને ઘણાંએક સવાબો એવા છે કે જો તે કરે તો જે કાંઇ ગુનાહો કીધા હોય તેઓને ફીટાડે."

નબલાઇને લીધે તેથી ગુનાહ થઇ જાય તો એ ધર્મે તેનાં નિવારણનાં ઉપાયોબી બતાવેલા છે તે વટીક જો ગુમરાહ માનવી નહીં વાપડે તો પછી ધર્મની કસુર કાંઇ નથી. જીંદગીમાં શરીરને થયલા રોગોનો ઉપાય જો નહીં કરાય તો તેણે દુઃખ ખમવા વગર છુટકો નથી. તેને બદલે બીજું શરીર તે દુઃખ ખમતું નથી અથવા ખમે તોબી તેનો રોગ દૂર થઇને તેને કરાર થતો નથી એવો કુદ્રતનો નીયમ છે, તેમજ આત્માને જે ગુનાહરૂપી રોગ થાય તેના ઉપાયની તોજેશ જો તે પોતે નહીં કરે તો તેનાં કડવાં ફલ મરણ પછી તેનેજ ચાખવાં પડે એબી કુદ્રતી અને વાજબીજ છે. જરતોસ્તી ધર્મનાં આ મતપરથી જણાય છે કે એ ધર્મે જેમ ઇનસાફમાં કરડાઇ, બારીકી, અપક્ષપાતપણું, અને કોઇનોબી વચ્ચે પડવાનો વસીલો કબૂલ નથી રાખ્યો તેમજ જીવતાંજીવત માણસ જો ચોંપ રાખીને પોતાના આત્માનું તારણ કરવાના પ્રયત્નો કરે તો તેને પુશ્કળ નેકી કરવાનાં ઘણાંએક કામો અને પાપ નિવારણ કરવાનાં ઘણાએક ઉપાયોબી તેણે બતાવેલા છે. એમાં ઘણાં ફાયદા થવાની નેમ રાખી છે. એક તો જે ખુદાની કુદ્રતના કાયદા કદી તૂટે નહીં તેનો ઇનસાફબી એક ગુનેહગારની સજા તેનેજ કરે અને બીજાને ખાતર તેને માફ નહીં કરે એવોજ હોવો જોઇએ એવી અક્કલને અનુસરતી સચ્ચાઇ એથી સર્વેનાં મનપર ઠસેલી રહે. બીજું માણસ ગુનાહ કીધા પછી નીરાશ નહીં થાય અથવા પરઆધાર રહીને આલશુ અને નિરૂપયોગી નહીં રહે પણ આત્મસહાયપરજ ભરોસો રાખીને પોતાનો છુટકો કરવાની પોતેજ કોશેશ કરે અને તેથી અંતે દુન્યામાં નેકી વધારે થાય. અને નેકી કરવાની તેમજ પાપથી દૂર રહેવાની દરએક માણસને ચોંપ રહે અને એ વગેરે બીજા અનેક ફાયદા થાય.

દરએક ગુનાહ અને દરેક સવાબનું **વજન** કરવું એટલેકે અમુક ગુનાહ અથવા અમુક સવાબ કેટલો મોહોટો છે અથવા કેટલો નહાનો છે તેનું પ્રમાણ અથવા શુમાર કેમ કરવો અને દરએક ગુનાહની તોજેશ તરીકે કેટલો સવાબ કરવો કે તેથી તે ગુનાહ ફીટે તે વિષે ગુનાહોની નહાનામાં નહાના ગુનાહથી તે મોહોટામાં મોહોટા સુધીની એક શ્રેઢી (scale) ઠરાવી છે અને તેજ પ્રમાણે સવાબની તથા તોજેશનીબી શ્રેઢીઓ ઠરાવી છે. તે વિષેનાં બયાંનો કાંઇએક વધઘટ અને ફેરફાર સાથે આપણા ધર્મની કેતાબોમાં લંબાણથી અને બારીક વીગતે લખેલાં મલે છે. નહાનામાં નહાના ગુનાહને "નિતુમ" ગુનાહ અને મોહોટામાં મોહોટા ગુનાહને "અમર મરગરજાન" ગુનાહ કરી કહે છે. એ બેની વચ્ચે બીજા ગુનાહો તેઓની ચહડતી ઉતરતી પાયરી પ્રમાણે મુકેલા છે. એ વિષે કાંઇએક ખ્યાલ આપવા સારૂં એ ગુનાહોની શ્રેઢીનાં ખરડાનો એક કોઠો નીચે મુખ્તેસરમાં આપ્યો છે. ગુનાહોનાં વજન કહીને તેઓનાં ચહડ ઉતર પ્રમાણ કહેવાનું જરતોસ્તી ધર્મને લગતી કેતાબોમાં મલે છે તેની ભાષા સાધારણ અને

અનજાણા વાંચનારને નવાઈ જેવી લાગે છે ખરી પણ જેમ દરેક વિદ્યાની પોતાની ખાસ સંજ્ઞાઓ અને પરિભાષાઓ (technical terms) હોય છે તેમ પુરાતન પારસી ધારાની એ માત્ર એક રૂઢી છે. આજના પીનલ કોડમાંનાં ગુનાહો વિષે બોલતાં જો કોઈ કહે કે એક અમુક ગુનાહ સો રૂપીઆના દંડને પાત્ર છે અને બીજો અમુક ગુનાહ બસો રૂપીઆના દંડને પાત્ર છે તો એમ કહેનાર એટલુંજ કહે છે કે પેહલા કરતાં બીજો ગુનાહ બમણી સજાને પાત્ર છે. એજ પ્રમાણે ધર્મ-ગુરૂઓએ ગુનાહોનાં ચહડઉતર પ્રમાણ ઠરાવવામાં તરાજુપલાંનાં વજનનાં (કેમકે અદલનો કાંટો અસલથી ઇનસાફની નીશાન તરીકે ગણાતો આવેલો છે) પરિમાણ પ્રમાણે ફલાનો ગુનાહ એક તનાપુર વજનનો અને ફલાનો બે તનાપુર વજનનો ઇત્યાદિ કહેવાનો પ્રચાર રાખ્યો છે. તેનો અર્થ એટલોજ છે કે જો એક તનાપુરને તમે અમુક શેર ગણો તો બે તનાપુર તે બેવડા શેર પેહલા કરતાં બમણો એટલે બમણી સજાને પાત્ર જાણવો. અર્થાત્ અમુક ગુનાહ કરતાં અમુક ગુનાહ કેટલો વધારે અથવા ઓછી પ્રાયશ્ચિતને પાત્ર છે તે જેમ એક તરાજુનાં કાટલાંનાં વજનો ઓછાં અથવા વધતાં હોય છે તેની મીસાલે ગણવાનું અથવા ઠરાવવાનું રાખ્યું છે. એ વજનનાં માપની ભાષાને બદલે લંબાઈનાં માપની અથવા હરએક બીજા માપની ભાષામાં એ વિચાર કરી શકાતે. પણ તેથી કાંઇ ગુનાહ જેવી વસ્તુ ખરેખર ગુરૂત્વનું વજન ધરાવે છે એમ તેઓ સમજતા ન હતા. આપણે કહીએ છૈયે કે દોરડું લાબું છે અને દિવસ લાંબો છે. દોરડું તે ખરેખરી લંબાઇ ધરાવનારી વસ્તુ છે તેની મીસાલ ઉપરથી આપણે દિવસ લાંબો કહીએ છૈયે, તેમજ તરાજુનાં કાટલાં-ઓનાં વજનની મીસાલે ગુનાહો ભારી તથા હલકા એક બીજાના મુકાબલામાં જણાવવાને માટે "ગુનાહોનાં વજન" એવો વાકય ઈરાનીઓમાં બલકે ઘણીખરી બધી પ્રજાઓમાં વપડાતો આવેલો છે.

જોકે આજે એ આપણી ચોપડીઓમાં લખાયલા પાપ અને પ્રાયશ્ચિતના કાયદાઓ બરાબર રીતે બજાવવામાં આવતા નથી તોપણ આગળા જમાનામાં જ્યારે જરતોસ્તી ધર્મ પુરતાં બલ સાથે ફેલાયલો હતો તે વખ્તે એ કાયદાઓ જેમ આજે હીંદુઓમાં અને રોમન કેથોલીક ખ્રિસ્ટીઓમાં પાપ અને પ્રાયશ્ચિ-તની બાબતમાં તેઓના ચોક્કસ કાયદાઓ બજાવવામાં આવે છે તેમ બેશક બજા-વવામાં આવતા હશે. જો તેમ નહીં હતે તો તેઓનું વર્ણન કેતાબોમાંથી અને તવારીખોમાંથી મલતે નહીં. કદાચ એજ કાયદાઓ પ્રમાણે અથવા કાંઇ નહીં તો એઓના પાયા ઉપરજ પારસી શેહનશાહતનાં કાયદાઓબી રચાયલા હશે. એ બાબત જરતોસ્તી ધર્મની અને પુરાતન પારસીઓની તવારીખની શોધમાં ઘણી જાણવા જોગ છે. માટે જો હવે પછી કોઇ અભ્યાસી અવસ્તા, પેહલવી અને ફારસી પુસ્તકોમાંથી ઉપજાવીને એક પુસ્તક પારસીઓનાં પુરાતન ધારાઓનું જેમ હીંદુ-ઓનું માનવ ધર્મશાસ્ત્ર, યાહુદીઓની તોરાત, વગેરે છે તેમ બનાવશે તો તેથી

ઘણું અજવાલું આગલા ઇરાનીઓનાં ધારાઓ ઉપર પડશે. હાલમાં અમે માત્ર એક ટુંક ખરડો આપ્યો છે. તેમાં ઘણાએક કોઠાઓ ખાલી રહ્યા છે જેઓને પુરવાની પુસ્કળ બાબતો આપણી કેતાબોમાંથી મલી શકશે. અમે અત્રે માત્ર ખોખું ઉભું કીધું છે તેમાં લોહી, માંસ વગેરે પુરવાનું હવે પછીનું કામ છે.

જરતોસ્તી ધર્મ પ્રમાણે ગુનાહોનું વર્ગીકરણ બે બાબતોપર નજર રાખીને કીધેલું છે. ૧. ગુનાહ કરનારની કેઇ ઇન્દ્રીની મારફતે અને કેવી રીતે અને કયા સંજોગમાં અમુક ગુનાહ થયો અને તેનું પ્રાયશ્ચિત કેમ થયું અથવા નહીં થયું તે ઉપરથી, અને ૨. ગુનાહ કરનારે અમુક ગુનાહ કરવાથી સપેનામીનોને કેટલી હાંની અને ગનામીનોને કેટલી મદદ થઇ તે ઉપરથી.

વલી તમામ ગુનાહો મુખ્ય ત્રણ વર્ગોમાં વેંહચાય છે, ૧. 'દુસ્મત'=બુરા-વિચાર, મને કીધેલા ગુનાહો, ૨. 'દુજુંક્ત'=બુરા વચનો, જીભે અથવા ઇશારતથી કીધેલા ગુનાહો, ૩. 'દુજવર્સ્ત'=બુરાં કામો, કોઇબી અવ્યવથી બજાવેલા ગુનાહો. પેહલી રીતના ગુનાહો કર્તાની અંદરજ રહે છે. બીજી રીતના તેનીથી બાહેર આવે છે અને નુકશાન કરે છે, અને ત્રીજી રીતના સૌથી વધારે નુકશાન કરે છે. એ ત્રણ વર્ગોમાં વેંહચાયલા ગુનાહોને તેઓની ભાંત પ્રમાણે અથવા તેઓને કરવાની જુદી જુદી રીત પ્રમાણે 'પોંહોંચી ચુકેલા અથવા નહીં વધતા' (જરતે) અને 'શરૂ થયલા અથવા વધતા જતા,' એટલેકે ચોક્કસ દિવસથી તે બીજા ચોક્કસ દિવસલગી દરરોજ ચોક્કસ વજનનો ગુનાહ વધારે લાગે તેવા (ગુનાહ ઓએ બુન) કરી કહ્યા છે. ગુનાહ અને સવાબ વિષે લાક્ષણીક રૂપમાં જે લખાણ કરવામાં આવે છે તેની મીસાલ અથવા સરખામણી બે રીતે સમજી શકાય છે. ગુનાહ અથવા સવાબને એક ઝાડની મીસાલે ગણીને જેમ એક ઝાડે જડ પકડયા પછી તે વધતું જાય છે અને તેને ઉખેડી કહાડયા પછી તે મરી જાય છે તેમ ગુનાહે જડ પકડીને વધવા માંડયું (ગુનાહ ઓએ બુન) અને 'ગુનાહ ઉખેડીને સવાબ તેને ઠેકાણે કાયમ કરે' (ગુનાહ બરકનેદ કેરફે એસ્તેદ) એ વાકયોની મતલબ સમજાય છે. અથવાતો ગુનાહની રોગ સાથે અને સવાબની આરોગ્યતા અને કૌવત સાથે સરખામણી કીધેલી ધારી શકાય છે. દરદ જેમ શરીરમાં જડ ઘાલે તેમ ગુનાહ આત્મામાં જડ ઘાલે તેને 'ગુનાહ ઓએ બુન' અને દરદ શરીરમાંથી ઉખેડી કહાડીને તનદરૂસ્તી તેમાં કાયમ કરવામાં આવે તેમ આત્મામાંથી ગુનાહ ઉખેડી કહાડીને તેને ઠેકાણે સવાબ કાયમ કરવામાં આવે તેને 'ગુનાહ બરકનેદ કેરફે એસ્તેદ' કરી કહેલું ધારી શકાય છે. વલી દરદ જેમ શરીરને ખરાબ કરનાર છે તેમજ ગુનાહ આત્માને બીગાડનાર છે, તેનીજ મીસાલ ઉપરથી જેમ કેટલાંએક દરદો—જેવાં કે અંધાપો, બેહરપણ, ઇ૦—એકજ ઠેકાણે અટકી રહે છે અને વધતાં નથી. અને બીજાં દરદો—જેવાં કે ખુજલી, કહોડ ઇ૦-વધતાં જાય છે તેમ ગુનાહોનેબી નહીં વધતા તથા વધતા ગણેલા ધારી શકાય છે. (જુઓ કુસ્તી બાંધવાની નીરંગ).

તમામ ગુનાહો (હમે ગુનાહ).

| તમામ બુરા વિચારો (હરવસ્તીન દુશ્મત) જે પોહોંચી ચુકા, નહીં વધતા (જસ્ત), જે જડ પકડીને વધતા જતા (બુન બુદ એસ્તેદ). | તમામ બુરાં વચનો (હરવસ્તીન દુઝુખ્ત) જે પોંહોંચી ચુકા, નહીં વધતાં (જસ્ત), જે શરૂ થયલાં વધતાં જતાં (બુન બુદ એસ્તેદ). | તમામ બુરાં કામો (હરવસ્તીન દુઝ્વર્સ્ત) જે પોંહોંચી ચુકાં, નહીં વધતાં (જસ્ત), જે શરૂ થયલા, વધતાં જતાં (બુન બુદ એસ્તેદ). |
| --- | --- | --- |

હવે જેમ જે ગુનાહ કીધો હોય તેમ તેની તોજેશબી મન, વચન અને કામથી ત્રણ રીતે (પ સે ગવસ્ની=ત્રણડે શબ્દો-મનશની, ગવશની અને કુનશની—પ્રમાણે અનુક્રમે) કરવા કહ્યું છે કે તેથી તે ગુનાહ ફીટે. મનશનીથી તોજેશ કરવાની રીત એ કે ફરીથી અમુક ગુનાહનો બદ વિચાર નહીં કરવાનો ઠરાવ કરીને તે પ્રમાણે ચાલે.[૪૧૮] ગવશની તોજેશ કરવાની રીત એ કે દાદાર અહુરમજદ, અમશાસ્પંદો, મેહર, સરોશ, રશ્ને, આતશ, બરસમ, હોમ, દીન, પોતાનો આત્મા, ધર્મગુરૂ, અથવા હરેક કોઇ ભલાં માણસની આગલ જઇને અંતઃકરણપૂર્વક જબાનથી પસ્તાવો કરવો અને ફરીથી તેમ નહીં કરવું.[૪૧૯] કુનશનીથી તોજેશ કરવાની રીત એ કે ધર્મખાતાંઓમાં માલ આપવાથી, અસ્તર અને સ્રઑષોચરનાંમ્ (એ નામનાં પ્રાયશ્ચિત કરવાનાં ઓજારો) થી, સખાવતથી, ચોરો, વાટપાડાઓ અને હરેક પ્રાણીઓ જેઓથી માણસોને નુકસાન થાય તેવાં ખરફસ્તરોનો નાશ કરવાથી, આબાદીનાં સાધનો નેહેર, કુવા, તલાવ, ખેતી, વગેરેનો વધારો કરવાથી, માણસોને આફત, તંગી અથવા મુશ્કેલીમાંથી છોડવીને તેઓનું રક્ષણ કરવાથી, જે માણસો અનીતિથી ચાલતાં હોય તેઓને નીતિમાન કરવાથી, જેઓ બેરોજગાર હોય તેઓને રોજગારે લગાડવાથી, ધર્મની ક્રિયાઓ કરવાથી અને બીજી અનેક રીતે

૪૧૮. સ્પીગલ પેહલવી વં૦ ૩ ફ૦ ૧૪૧ ની શરેહઃ—"મનથી પતેત કરે કે હવે પછી ગુનાહ નહીં કરે."

૪૧૯. પતેત પશેમાની કરદો ૩ જોઃ-"૧. આ અને પેલી દુન્યામાં સઉથી મોહોટો પેદા કરનાર અહુરમજદ, ૨. અમશાસ્પંદો, ૩. મેહર, સરોષ, અને રશને, ૪. આતશ, બરશમ, અને હોમ. ૫. પોતાની દએના અને રવાન, (અખો?), ૬. દીનનો સરદાર દસ્તુર, ૭. જેબી કાંઇ ભલું મલી આવે, તેની આગલ."

ખુદ પતેત કરદો ૨ જોઃ-"૧. પેદા કરનાર અહુરમજદ અને અમેશાસ્પંદો, ૨ ભલી માજદયસ્ની દીન, ૩. મેહર, સરોશ, અને રશ્ને, ૪. પેલી દુન્યાંનાં યજદો, ૫. આ દુન્યાનાં યજદો, ૬. દીનનો સરદાર દસ્તુર, ૭. અનોશેહરવાન જરતોસ્તનું ફરોહર, ૮. પોતાની ભલી દએના અને રવાન, (અખો?) ૯. જેબી ભલાંઓ મલી આવે, તેઓની આગલ."

ઇરાની પતેત કરદો છેલ્લોઃ-"૧. અહુરમજદ ખોદા, અમશાસ્પંદો, અને બીજો હરેક ભલો મીનો, ૨. મેહર, સરોશ, રશ્ને, ૩. આદર, ખુરેહ આદર ગુશસ્પ,આદર બુરજીન મેહર, (એ નામોનાં આતશોનાં કેબલા ?) ૪. સપેતમાન જરતોશ્તનું ફરોહર, ૫. પોતાની દએના અને રવાન, (અખો?), ૬. જે ભલાંઓ મલી આવે, તેઓની આગલ."

સપેનામીનોને મદદ અને ગનામીનોને નુકસાન કરવાથી, દરએક અપરાધને બરાબર બંધએસ્તી જે જે પ્રાયશ્ચિતો ફરમાવેલી છે તે બજા લાવવી. એ પ્રાયશ્ચિતોની લંબાણ વિગતો આપણાં ધર્મમાં જણાવેલી મલે છે.

વલી દરએક ગુનાહ કેવી રીતે કીધો અને કેવી રીતે તેનું નિવારણ કરવા અથવા નહીં કરવામાં આવ્યું તે ધ્યાંનમાં લેઇને જે ગુનાહ પૂરતી શક્તિ છતાં જાણી-જોઇને કીધેલા હોય તેને 'મરગરજાન' (wilful commission), જે ફરજ બજા-વવાની કસુર કીધી હોય તે 'ફરોદમાંદ' (omission), જેનું પ્રાયશ્ચિત નહીં કીધું તે 'માનીદે' એટલે જેની તોજેશ કરીને ફીટાડેલો નહીં તેવો (not atoned for) ઇત્યાદિ વિશેષણો લગાડીને તેનું વધતું ઓછું, હલકા અથવા ભારીપણું ઠરાવવાનું જણાય છે કે જેની વિગત ઘણી લંબાણ છે.

બીજી રીતનાં વર્ગીકરણ પ્રમાણે ઘણાંખરાં પાછલાં પુસ્તકોમાં ગુનાહોનું વર્ણન આવે છે. તેમાં ગુનાહોનાં મૂખ્ય ત્રણ વર્ગો કીધા હોય એવું જણાય છે કે જેઓને ૧. 'ગુનાહે ખુર્દ'=(નહાનાં ગુનાહો). ૨. 'ગુનાહે પાયેહ'=(ચહડતે-ઉતરતે દરજ્જેનાં ગુનાહો). ૩. ગુનાહે ગેરાન=(ભારી ગુનાહો) કરી કહેલા છે[૪૨૦] વલી કેટલીએક કેતાબોમાં આ છેલ્લા વર્ગના ઉપવર્ગો કીધા છે, જેમકે 'મરગરજાને ખુર્દ' (નહાના મરગરજાન) 'મરગરજાને કલાંન (મોહોટા મરગરજાન). 'ગુનાહે હમે-માલાન' (સામી પક્ષને રાજી કરવાથીજ માફ થનારા ગુનાહો). 'ગુનાહે પુલ' (ધર્મની ૭ ફરજો નહીં બજાવવાનાં ગુનાહો કે જેઓનું પ્રાયશ્ચિત આ દુન્યામાં થતું નથી પણ ચહારમની બામદાદે ચીનવદ પુલ ઉપરજ થાય છે.) ઇત્યાદિ એઓને મૂળ પાયો ઘણું કરીને વંદીદાદ છે એવું અમોને ભાસે છે. અલબતે વંદીદાદમાં નહીં જણાયલા એવા બીજા ગુનાહોનુંબી વર્ણન આવે છે ખરૂં. તેથી નીચલા કોઠાઓમાં વંદીદાદમાં કયા કયા ગુનાહો જણાયલા છે તે દેખાડવા સારૂ વંદીદાદનો કોઠો જુદો અને બીજી પેહલવી તથા ફારસી કેતાબોનો જુદો કીધો છે.

---

૪૨૦. દાખલા તરીકે:—ગુનાહે ખુર્દ, (નહાનાં ગુનાહો):—બે૦ નં૦ ૧ સફે ૫૮. બાલ તથા નખ વેરાતા નાંખવા—હેહેર=ગલીચાઇ વેરાતું નાંખવૂં—આતશપર ફુંક મારવી—ઘરમાં ગલીચી કરવી—ઉંઘાડે પગે ચાલવું—કુદરતી મીઠાં પાણીમાં વામીટ અથવા પીશાબ કરવી. ઇત્યાદિ.

ગુનાહે ગેરાન (ભારી ગુનાહો):—જુ૦ મો૦ ૨૦ સફે ૨૪; બે૦ નં૦ ૩ સફે ૪૯:—ગુલામબારગી—ઓરત બદલવી—ખેતુઓદથ અટકાવવું—અશો મરદને મારવો અથવા આજાર દેવો—સતર (ધર્મનો વારેસ)નો હક તોડવો—આતશબેહરામ બુજાવવા—સગે આબી (જલચર કુતરૂં) મારવું—ખરફરતર પાલવું—ધારકી દીનપર ચાલવૂં—વિશ્વાસઘાતથી અમાનત ખાઇ જવી—ગુનાહ છુપાવવા જુઠું બોલવું—ઓછી મજુરીએ પુરતું દામ લેવું—ચુગલી કરવી—જાદૂઇ કરવી—બોલવૂં જુદું અને કરવું જુદું—દેવપરસ્તી અને પુતલાં પુંજવાં-ચોરી—વચન તોડવું—કીનો લેવો—જુલમ પાડવો—અશોઓને આજાર દેવો—કપટ—મગરૂરી—છીનાલું—કૃતઘ્નતા—જુઠો આરોપ,.મુએલાંને બુરૂં બોલવું—સારી ચીજોની હાંસી કરવી (અવસોસગરી)—પાપ હમેશ અને પુન કદાચજ કરવું—પુન કરીને પસતાવૂં—અદેખાઇ કરવી અને દીલ બાલવું. ઇત્યાદિ (જુઓ નોટ ૧૬૧ તથા ૪૧૭ મી).

| ગુનાહોનાં મૂખ્ય ત્રણ વર્ગો. | ગુનાહનું નામ. | ગુનાહનું મૂખ્ય કામ અથવા તેના નામનો મૂળ અર્થ. | ગુનાહના ભારીપણાનું આશરે વજન. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | એક મત પ્રમાણે. | બીજા મત પ્રમાણે. | ત્રીજા મત પ્રમાણે. | ચોથા મત પ્રમાણે. |
| ત્રણ ('કાં')=નહાના, અથવા ગુનાહે 'ખુર્દ'=નહાના ગુનાહો, અથવા નિતમ ગુનાહ=[illegible] નહાના ગુનાહો. | હંદરખત | જુદાઇનો વિચાર (અંદર-દરૂખત ?) | | | | |
| | મેદીઓ શાસત. | મિથ્યા વચન. | | | | |
| | અંદરજ. | ભલામન અથવા વસીઅત. | | | | |
| | 'ફરમાન' અથવા 'ફરમાન સપોખ્તન.' | દીનના હોકમ તરફ ગફલત કરવી? Negligence, inattention. | ૮ અસ્તેર[1] | ૭ અસ્તેર[2] | ૪ અસ્તેર[3] | ૩ અસ્તેર[4] |
| | ઓદીઓજદ. | બુદ્ધિપૂર્વક બીગાડો, (ઉપયોગી) પ્રાણીને મારવું. | | | | |
| | કાદીઓજદ. | | | | | |
| સાત 'ચરેહ' ગુનાહ (ચહેર-ઉત્તર ચહેરીના ગુનાહો) | આગેરફ્ત. | નિર્દોષ માણસને મારવાનાં ઇરાદાથી હથ્યાર પકડવું. | ૧૨ અસ્તેર[5] | ૮ અસ્તેર[6] | ૭ અસ્તેર[7] | |
| | અવાવરેશત. | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્યાર માથાંપર ફેરવવું. | ૧૫ અસ્તેર[8] | | | |
| | અરદુશ. | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્યાર ઉગામીને મારવું. | ૩૦ અસ્તેર[10] | | | |

**ગુનાહોના કોઠો.**

| વંદીદાદ પ્રમાણે કયા કયા બીજા ગુનાહોને એ નામ લાગે છે. | બીજી કેતાબો પ્રમાણે કયા કયા ગુનાહોને એ નામ લાગે છે. | એ ગુનાહની તાજેશ. |
|---|---|---|
| | કોઇનું બુરૂં કરવા ધારવું. | એક સરોષોચરણથી એક 'ઉપાજન' (?) અસ્ત્ર વગર. |
| | કોઇને ખોટી સલાહ આપવી. | ,, ? |
| | કોઇની ભલામન અથવા વસીઅત નહીં બજાવવી. | ,, ? |
| | (ટે૦ ન૦ મે૦ ૨૦ સફે ૬) બાલ વેરાતા નાંખવાં—આતશપર ફુંક મારવી—કુસ્તી વગર ચાલવું—ઘરમાં ગલીચી કરવી—નખ વેરાતા નાખવા—(ટે૦ નં૦ મે૦ ૨૦ સફે ૭; બે૦ નં૦ ૧ સફે ૫૮) દસ્તાનવાલીએ આતશને જોવો અથવા તેથી પંદર કદમની અંદર જવું અથવા વહેતું પાણી જોવું—આતશ તડકામાં મુકવો—(જુ૦ મો૦ ૨૦ સફે ૭૪) આતશ હાથે પકડવો—પુરતી જુવાનીમાં આવ્યા અગાઉનાં બેટા—બેટીનું કારજ અથવા લગ્ન કરવું. (જુ૦ મો૦ ૨૦ સફે ૪૫) | |
| | ઢોર, કુતરાં, કપડાં, ખોરાક, ઇત્યાદિનો બીગાડ અથવા ગેરઉપયોગ અથવા નાશ કરવો waste. | |
| | ઢોર, ગરીબ કે નાચાર કે અશકત લોકોને આજાર પોહોંચે તેમ તેઓની સંભાલ નહીં લેવી Neglecting the care of the poor and the helpless. | |
| | | પાંચ ઉપાજન=અસ્ત્ર અને સરોષો-ચરનથી કીધેલી પાંચ કુરબાની અથવા આગેરફ્ત નામનો કોઇબી સવાબ[૪] |
| | | દસ ઉપાજન=અસ્ત્ર અને સરોષો ચરનથી કીધેલી દસ કુરબાની અથવા આવાર્શન નામનો સવાબ. |
| | | પંદર ઉપાજન અસ્ત્ર અને સરોષો ચરનથી કીધેલી પંદર કુરબાની અથવા અરદુશ નામનો સવાબ. |

[૪ જુઓ નોટ પાના ૧૮-૨૦.

| ગુનાહોના મૂખ્ય ત્રણ વર્ગો. | ગુનાહનું નામ. | ગુનાહનું મૂખ્ય કામ અથવા તેના નામનુ મૂળ્ અર્થ. | ગુનાહના ભારીપણાનું આશરે વજન. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | એક મત પ્રમાણે. | બીજા મત પ્રમાણે. | ત્રીજા મત પ્રમાણે. | ચોથાં મત પ્રમાણે. |
| સાત 'પાયેહ' ગુનાહ (ચહુડ-ઉત્તર પાયરીનાં ગુનાહો)—(ચાલુ) | ખુર પેહલ દરજ્જેનો) | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્યારનો જખમ કરવો લોહી નિકળે તેટલો. | ૬૦ અસ્તેર[11] | | | |
| | બાજાએ (અથવા બીજે દરજ્જેનો ખુર) | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્યારનો જખમ કરવો જેથી ઘણું લોહી વહે. | ૧૦૦ અસ્તેર[12] | ૯૦ અસ્તેર[13] | | |
| | આતો (અથવા ત્રીજે દરજ્જેનો ખુર). | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્આરનો જખમ કરવો જેથી લોહી નિકળે અને હાડકું ભાગે. | ૧૮૦ અસ્તેર[14] | | | |
| | ચોથે દરજ્જેનો ખુર. | નિર્દોષ માણસને મારવાના ઇરાદાથી હથ્આરનો જખમ કરવો જેથી તે બેહોશ થાય અથવા જેથી જાન તનમાંથી જવાનો સંભવ થાય. Manslaughter. | | | | |
| | એક તનાપુર અથવા તનાવીર. (બહુ વચનમાં કહેવું હોય તો 'તનવઆગાન') | " | ૩૦૦ અસ્તેર[15] | | | |

| વંદીદાદ પ્રમાણે કયા કયા બીજા ગુનાહોને એ નામ લાગે છે. | બીજી કેતાબો પ્રમાણે કયા કયા ગુનાહોને એ નામ લાગે છે. | એ ગુનાહની તાજેશ. |
|---|---|---|
| લાસનો લીલો રસી સાથનો છેલ્લી આંગલીનાં આગલાં બેટકાં જેટલો નસો દેખાવા છતાં તેને ખેડવાની જમીનમાં રહેવા દેવો—એકવાર દસ્તાનને અડકીને નહીં નહાવું (વં૦ ૧૬. ફ૦ ૧૫) (?) | (ટ૦ ન૦ મે૦ રા૦ સર્દ ૬) દસ્તાંનને અડકીને નહીં નહાવું—(ટ૦ ન૦ મે૦ રા૦ સફે ૭) ખરફસતરવાલી કાઠી બાલવી—(બે૦ નં૦ ૧ સફે ૫૮) વહેતાં પાણીમાં થુંકવું. | ૩૦ ઉપાજન=અસ્સ અને સરોષો ચરનથી કીધેલી ૩૦ કુરબાની અથવા ખુર નામનો સવાબ. |
| લાસનો લીલો રસી સાથનો વચલી આંગલીનાં વચલાં બેટકાં જેટલો નસો દેખાવા છતાં તે ખેડવાની જમીનમાં રહેવા દેવો—તરક કુતરાંને ખરાબ ખોરાક આપવો (૧૩ ફ૦ ૨૭)—બીજીવાર દસ્તાનને અડકીને નહીં નહાવું (૧૬ ફ૦ ૧૫) (?) | | ૫૦ ઉપાજન=અસ્સ અને સરોષો ચરનથી કીધેલી ૫૦ કુરબાની અથવા બાજાએ નામનો સવાબ. |
| લાસનો લીલો રસી સાથનો સૌથી મોહોટી આંગલીનાં આગલાં બેટકાં જેટલો નસો દેખાવા છતાં તે ખેડવાની જમીનમાં રહેવા દેવો—વોહુનજગ કુતરાંને ખરાબ ખોરાક આપવો. (૧૩ ફ૦ ૨૬)—ત્રીજીવાર દસ્તાનને અડકીને નહીં નહાવું (૧૬ ફ૦ ૧૫). | | ૭૦ ઉપાજન=અસ્સ અને સરોષો ચરનથી કીધેલી ૭૦ કુરબાની અથવા યાતો નામનો સવાબ. |
| | | ૯૦ ઉપાજન=અસ્સ અને સરોષો ચરનથી કીધેલી ૯૦ કુરબાની અથવા ચોથે દરજ્જેનો સવાબ. |
| લાસનો લીલો રસી સાથનો બેઉ કોણી લગીના હાથ અથવા બેઉ કેઠ જેટલો નસો દેખાવા છતાં તેને ખેડવાની જમીનમાં રહેવા દેવો—આઠવાર આગેરફ્તત, સાતવાર અવાવરસ્ત, છવાર અરદુશ, પાંચવાર ખુર, ચારવાર બાજાએ, અથવા ત્રણવાર યાતો ગુનાહ કરવો—નવ રાત અથવા મહીનાની દોરી નહીં રાખવી—નસો પડેલી જમીનને એક વર્ષની અંદર ખેડવી—વષ પછી ઉપલી જમીનમાંથી નસો કહાડવા વગર ખેડવી—બેઉ કોણી લગીના હાથ અથવા બેઉ | (ટ૦ ન૦ મે૦ રા૦ સર્દ ૬; બે૦ નં૦ ૧ સફે ૫૮) આતશમાં મલીચી નાંખવી—થોડાવારથી તે છ મહીના લગી નસો દાટી રાખવો—નસાને અડકીને બરસ્નુમ નહીં નહાવું—(ટ૦ ન૦ મે૦ રા૦ સફે ૭) દસ્તાનવાલીએ પાણીથી ત્રણ કદમમાં જવું—(બે૦ નં૦ ૧ સફે ૫૮) તડકામાં એક દિવસ લગી આતશ મુકવો—(પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૧૨) રીમન જગે આતશ મુકવો અથવા પાણી રેડવું. | ૨૦૦ ઉપાજન=અસ્સ અને સરોષો ચરનથી કીધેલી ૨૦૦ કુરબાની અથવા તનાફુર નામનો સવાબ. |

[ જુઓ નોટ પાના ૧૮–૨૦.

| ગુનાહોના મૂખ્ય ત્રણ વર્ગો. | ગુનાહનું નામ. | ગુનાહનું મૂખ્ય કામ અથવા તેના નામનો મૂળ અર્થ. | ગુનાહના ભારીપણાનું આશરે વજન. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | એક મત પ્રમાણે. | બીજા મત પ્રમાણે. | ત્રીજા મત પ્રમાણે. | ચોથા મત પ્રમાણે. |
| સાત 'પાગેહ' ગુનાહ (ચડ્ડ-ઉતર પાયરીના ગુનાહ)—ચાલુ | દોહોડ તનાપુર. | | | | | |
| | બે તનાપુર. | | | | | |
| | અઢી તનાપુર. | | | | | |
| | ત્રણ તનાપુર. | | | | | |
| | સાડા ત્રણ તનાપુર. | | | | | |
| | ચાર તનાપુર. | | | | | |
| | સાડા ચાર તનાપુર. | | | | | |

| વંદીદાદ પ્રમાણે કયા કયા બીજા ગુનાહને એ નામ લાગે છે. | બીજી કેતાબો પ્રમાણે કયા કયા ગુનાહોને એ નામ લાગે છે. | એ ગુનાહની તોજેશ. |
| --- | --- | --- |
| કેડનો નસો જમીનમાં રહેવા દઇને તેને ખેડવી–દાદગાહે મુકેલી લાસની ચોકસી નહીં રાખવી જેથી જનાવરો તેના હાંડકાંઓને પાણી અથવા ઝાડવરોમાં લેઈ જાય–વૈદની સલાહ વગર સુવાવડીને બીમારીમાં ખાણુપીણુ આપવું–પશુ વ્હોરૂન કુતરાંને ભુખે મારવું (૧૩ ફ૦ ૨૪)–ખરફસ્તરોવાળી જગામાં દસ્તાનવાલીને નહવાડવી (૧૬ ફ૦ ૧૨–૧૩) (?) | | |
| જુબાની–કબાલો તોડવો (૪ ફ૦ ૧૧) | (બે૦ નં૦ ૧ સદ્દે ૫૮) છ મહીના લગી નસો દાટી રાખવો. | |
| લાસનો લીલો રસી સાથનો એક આખો હાથ અથવા થાપા સુધાંની કેડ જેટલો નસો દેખાવા છતાં ખેડવાની જમીનમાં તેને રહેવા દેવો–લાસપર મોજાં રહેવા દેવાં (૮ ફ૦ ૨૩)–નસાને અડકેલાએ પાણી અથવા ઝાડને અડકવું (૮ ફ૦ ૧૦૪–૧૦૭) | (બે૦ નં૦ ૧ સદ્દે ૫૮) ઓરતે જણવા પછી ચાલીસ દિવસની અંદર તેનો સંભોગ કરવો. | |
| અરધાં વર્ષ લગી નસો જમીનમાં દાટી રાખવો (૩ ફ૦ ૩૬)–તરક તથા (ઉદ્ર, પશુપ હોરૂન, વીસ હોરૂન, અને વોહુનજગ એ જાતનાં સિવાય) કોઈબી કુતરાંને મારી નાંખવું (૧૩ ફ૦ ૧૫). | | |
| લાસનો લીલો રસી સાથનો એક આખાં માથાં જેટલો નસો દેખાવા છતાં તેને ખેડવાની જમીનમાં રહેવા દેવો–હાથ ચોકીને કીધેલા કબાલો તોડવો (૪ ફ૦ ૧૨)–લાસપર લેંગો રહેવા દેવો (૮ ફ૦ ૨૪)–વોહુનજગ કુતરાંને મારી નાખવું (૧૩ ફ૦ ૧૪). | | |
| નહાનાં ઢોરની કીંમતનો કબાલો તોડવો (૪ ફ૦ ૧૩)–જુઠા સોગંદનું પાણી પીવું[16] (૪ ફ૦ ૫૪–૫૫)–વીસ હોરૂન કુતરાંને મારી નાંખવું (૧૩ ફ૦ ૧૩)–જણેલી કુતરીને મારવી (૧૫ ફ૦ ૫૦). | | |
| મોહોટાં ઢોરની કીંમતનો કબાલો તોડવો (૪ ફ૦ ૧૪)–નાખુશીથી ગુલામબારગી (૮ ફ૦ ૨૬)–પશુપહોરન કુતરાંને મારી નાખવું (૧૩ ફ૦ ૧૩) | | |
| માણસની કીંમતનો કબાલો તોડવો (૪ ફ૦ ૧૫). | | |

[16] જુઓ નોટ પાના ૧૮–૨૦.

| ગુનાહોના મૂખ્ય ત્રણ વર્ગો. | ગુનાહનું નામ. | ગુનાહનું મૂખ્ય કામ અથવા તેના નામનો મૂળ અર્થ. | ગુનાહના ભારીપણાનું આશરે વજન. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | એક મત પ્રમાણે. | બીજા મત પ્રમાણે. | ત્રીજા મત પ્રમાણે. | ચોથા મત પ્રમાણે. |
| | પાંચ તનાપુર. | | | | | |
| | પંદર તનાપુર. | | | | | |
| ગુનાહે કેરાન=ભારી ગુનાહો | મરગરજાન. | | એકદમ ૧૫ તનાપુર[17] | આઠ તનાપુરથી તે પંદર તનાપુર લગી | | |
| | દસ મરગરજાન. | | | | | |
| | સો મરગરજાન. | | | | | |
| | હજાર મરગરજાન. | | | | | |
| | બેવર અથવા દસ હજાર મરગરજાન. | | | | | |

| વંદીદાદ પ્રમાણે કયા કયા બીજા ગુનાહોને એ નામ લાગે છે. | બીજી કેતાબો પ્રમાણે કયા કયા ગુનાહોને એ નામ લાગે છે. | એ ગુનાહની તોજેશ. |
|---|---|---|
| | (ટે૦ નં૦ મે૦ રા૦ સદ્રે ૬; બે૦ નં૦ ૧ સદ્રે ૫૮) એક વર્ષ લગી નસો દાટવો. (દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સદ્રે ૩૪; બે૦ નં૦ ૧ સદ્રે ૫૮) દસ્તાનવાલીએ આતશને અડકવૂ અથવા પાણીમાં બેસવૂં અથવા વરસાદમ ચાલવૂં. | |
| (૧૫ ફ૦૧–૮) અવસોસગેરાન ગુનાહ (બહનક્ષી) (?)—કુતરાંનું મોં બાળીને મારી નાંખવું—હમેલદાર કુતરીને પાણીમાં બુડાવીને મારી નાંખવી–દસ્તાનમરજી=દસ્તાનમાં સંભોગ (૧૬ ફ૦ ૧૭–૭ ફ૦ ૨૫)–જેહમરજ ગુનાહ ?= સ્ત્રી સંભોગથી તેણીનું મરણ નીપજાવવું–ગર્ભપાતના ગુનાહો (વં૦ ૧૬) કુતરાંની સંભાલ નહીં લેવાના ગુનાહો (વલી જુઓ વં૦ ૧૮ ફ૦ ૫૩–૭૬ સુધી)–લાસનો લીલો રસી સાથનો તમામ આખાં શરીર જેટલો નસો દેખાવા છતાં તે ખેડવાની જમીનમાં રહેવા દેવો–એક વર્ષ લગી નસો જમીનમાં દાટી રાખવો (૩ ફ૦ ૩૭)–(દેશાની ?) જમીનનો કબાલો તોડવો (૪ ફ૦ ૧૬) –આખી લાસપર કપડું રહેવા દેવું (૬ ફ૦ ૨૫)–વંહુહાયરર જાતનાં કુતરાંને મારવું (૧૩ ફ૦ ૪)–દસ્તાનમરજી કરવી (વં૦ ૧૮ ફ૦ ૭૪). | (ટે૦ નં૦ મે૦ રા૦ સદ્રે ૬; બે૦ નં૦ ૧ સદ્રે ૫૮) પાણી અથવા આતશમાં નસા નાંખવા–બે વર્ષ લગી નસો દાટવો–દસ્તાનવાલીએ આતશને, વહેતાં પાણીને, અથવા વરસાદને અડકવું–(ટે૦ નં૦ મે૦ રા૦ સદ્રે ૨૨; બે૦ નં૦ ૧ સદ્રે ૬૬) અશો મરદને મારવો (અથવ-ધ્નિય ?)–જાદુ શિખવું (યાતુધ્નિય ?)–લાંચ ખાવી–પાણી–આતશમાં નસા નાખવા–નસા ખાવા–સતર તોડવો–કોઇની ઓરત લેઈ લેવી–આતશ બેહરાંમ બુજાવવા–નસા જમીનમાં દાટવા–ગુલામખારગી–વાટપાડાનું કામ–(બે૦ નં૦ ૨ સદ્રે ૨૬) દસ્તાનને પાણી તથા આતશમાં લેઇ જવું–આપઘાત કરવો–(બે૦ નં૦ ૨ સદ્રે ૨૯) ધર્મખાતેની ચીજ ખાઇ જવી–(ઈ૦ ૨૦ દા૦ હો૦ સદ્રે ૧૯૦; જુ૦ મો૦ ૨૦ સદ્રે ૨૪). ચહડતે દરજાજેનાં મરગરજાનઃ–૧ અશો મરદને મારવો. ૨. જાદુઈ શિખવી ૩. લાંચ ખાવી(?) ૪. આતશ તથા પાણીમાં નસા નાંખવા. ૫. નસા ખાવા. ૬ 'સતર' તોડવો. ૭. કોઈની ઓરત લેઈ લેવી. (સ્ત્રી હરણ) ૮. આતશબેહરાંમ બુજાવવો. ૯. નસા જમીન નીચે મુકવા ૧૦. ગુલામખારગી કરવી. ૧૧ વાટ મારવી. (જુ૦ મો૦ ૨૦ સદ્રે ૭૪) દસ્તાનવાલીએ આતશપર બેસવું. નસા બાલવા. (જુઓ નોટો ૧૬૧; ૪૧૭; ૪૨૦ ઇત્યાદિ). | |
| [1]દ્રને મારવું (વં૦ ૧૪) એની તોજેશ જીનાલું, તથા દસ્તાન મરજીથી દસ ગણી છે. | | જીનાલું તથા દસ્તાન-મરજીનાં ગુનાહની તોજેશથી દસગણી તોજેશ. |

[1] જુઓ નોટ પાના ૨૦.

| ગુનાહના મૂખ્ય ત્રણ વર્ગો. | ગુનાહનું નામ. | ગુનાહનું મૂખ્ય કામ અથવા તેના નામનો મૂળ અર્થ. | ગુનાહના ભારીપણાનું આશરે વજન. | | | |
|---|---|---|---|---|---|---|
| | | | એક મત પ્રમાણે. | બીજા મત પ્રમાણે. | ત્રીજા મત પ્રમાણે. | ચોથા પ્રમાણે. |
| ગુનાહે ગેરાંન—ભારી ગુનાહો—(ચાલુ) | અમર અથવા બેસુમાર મરગરજાન. | | | | | |
| | ગુનાહે રવાની. | | | | | |
| | ગુનાહે હમે-માલાન. | | | | | |
| | ગુનાહે પુલ. | | | | | |
| | વખક્ષેવક્ષા નવક્ષ. રોસપી. | | | | | |

[1] 'અસ્તેર' (અવ૦ સ્ર્યો ગાહમબારનું આફ્રંગાન ૫૦ ૪ ?) (ગ્રીક stares)=ચાર દીરમ મીસકાલ વજન (ટે૦ ન૦ મે૦ રા૦ સફે ૬; ૬૦ પે૦ બે૦ સ૦ નં ૧ સફે ૧). એક તનાફુર સવાબ =બારસો દીરમ વજન=અસો ચાલીસ મણ વજન (બે૦ નં૦ ૧ સફે ૭૭). અસ્તૅર=સાત દીરમ (૬૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૧)

[2] (બે૦ નં૦ ૧ સફે ૫૮). [3] (૬૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૧).

[4] (ટે૦ ન૦ મે૦ રા૦ નં૦ સફે ૩૫). [5] (બે૦ નં૦ ૧ સફે ૫૮)

[6] અસ્તેર=ચાર દીરમ વજન. ચારસો દીરમ=એક મણ (જુ૦ મો૦ ૨૦ સફે ૭૪; ૬૦ પે૦ બે૦ સ૦ નં૦ સફે ૧),—"દીરમનું વજન જુદે જુદે વખતે જુદી જુદી રીતે અંકાયલું મલે છે, જે ૪૫ દાણાથી તે ૬૭ દાણા સુધીનું હતું, જો આ ઠેકાણે એનું વજન ૫૦ દાણુની બરાબર ગણ્યે તો 'અસ્તેર'નું વજન બસો દાણા મલી રહે."—ડાકટર વેસ્ટની બુનદેહશ સફે ૨૪૪.—"શ્રી પારીસ શેહરની 'બીબલીઓથિક નેશનેલ' નામની લાઇબ્રેરીમાંની ઇ૦ સ૦ ૧૭૨૩માં હાથની લખેલી એક ફારસી રવાયતમાંથી 'ત્રાડીશનેલે-લીટરેટયુર-દેર-પારસેન' નામની પોતાની ચોપડીને સફે ૮૮ મે દોકટર સ્પીગલ ઉતારો કરીને કહે છે કે રૂપાંના બે હજાર દીરમ તેવીસસો રૂપ્યાના થવા હતા અને દીરમનું વજન ૨ [illegible]/૮ તોલા થતું હતું,"—ડાકટર વેસ્ટની બુનદેહશ સફે ૩૦૧

| વંદીદાદ પ્રમાણે કયા કયા બીજા ગુનાહોને એ નામ લાગે છે. | બીજી કેતાબો પ્રમાણે કયા કયા ગુનાહોને એ નામ લાગે છે. | એ ગુનાહની તાજેશ. |
|---|---|---|
| | બેહદીને અથવા હેરબદ જુદદીન ઓરત સાથે જનાકારી કરવી (ઇ૦ ૨૧૦ દા૦ હો૦ સફે ૧૧૩). | |
| | કુદરતથી ઉલટી રીતે સંભોગ-જુદદીન ઓરત સાથે જનાકારી.[18] | એ જાતના ગુનાહોની તાજેશ 'રદો'ની હજુરમાં કરવી (દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૪૫) |
| | ખુન કરવું-કોઇની ઓરત કહાડી લેઇ જવી-બીનજરૂરે ગોસ્પંદોનો અતીસ્ય નાશ કરી નાંખવો-ઇયાનતમાં ખ્યાનત કરીને માલ ખાઈ જવો-જુઠું બોહતાન મુકવું-જોરજુલમથી કોઇની જમીન લેઇ લેવી-માંગનારનું લેહણું રોકડે પાયકે અથવા માંગનાર રાજી થાય તેમ નહીં ચુકવવું. | એ જાતના ગુનાહોની તાજેશ પ્રથમ દુઃખીતને રાજી કીધા વગર નહીં થાય (દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૪૫; ઈ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૬) |
| | છ ફરજો-દરરોજની બંદગી, માસને લગતી બંદગી, ગાહમ્બાર, ફ્રર્વર્દેગાન, રપીથ્વન અને ગુજરેલાંઓનાં રોજગાર-નહીં બજાવવી. | એ જાતના ગુનાહોની તાજેશ આ દુન્યામ થઇ શક્તિ નથી. |
| (૧૮ ફ૦ ૬૧-૬૫) વેસ્યાનો ધંધો કરવો એ સર્વે ગુનાહોથી મોહોટો ગુનાહ છે. | (બે૦ નં૦ ૧૫ સફે ૫૮) વેસ્યાનો ધંધો એ સર્વે ગુનાહોથી મોહોટો ગુનાહ છે. | |

[7] (ટે૦ ન૦ મે૦ ૨૧૦ સફે ૬; દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૧).

[8] ફરહંગે ઓયુમ અયોક સફે ૩૬-૩૭:—"તે (ગુનાહને) કીટાડે. (ગુનેહગાર) માણસનાં રવાને જો પતેસતાન' (ઉભું) થવું હોય તો 'પતેસત' (કુરબાનીનું જાનવર) મારવું જોઇએ. 'ચાતો' (વગેરે)ની તાજેશ જે બીજી બાબતથી (કહી છે) તેટલીજ છે. એજ પ્રમાણે આગેરફત, અવાવરરત, અરદુશ, ખુર, બાજાએ અને ચાતો જે કહેવાય છે (તેઓની તાજેશ તરીકે) **તેઓનાં પ્રમાણ પ્રમાણેનાં સવાબો કરવાં** (એ સાયુધ અપરાધો) નાં હથ્યારોનાં અને પ્રમાણોનાં નામોબી એજ પ્રમાણે કહેલાં છે."

[9] (જુઓ ઉપર નોટ ૧, ૨, ૬, ઇત્યાદિ).

[10] (જુઓ ઉપર નોટ ૧, ૨, ૬, ઇત્યાદિ). [11] (જુઓ ઉપર નોટ ૧, ૨. ૬, ઇત્યાદિ.)

[12] (જુઓ ઉપ રનોટ ૦, ૨, ૬, ઇત્યાદિ). [13] (જુઓ ઉપર નોટ ૧, ૨, ૬, ઇત્યાદિ),

[14] (જુઓ ઉપર નોટ ૧, ૨, ૬, (ઇત્યાદિ). [15] (જુઓ ઉપર નોટ ૧, ૨, ૬, ઇત્યાદિ).

[16] અમે ધાર્યે છેયે કે પુરાતન ઇરાનીઓમાં સોગંદ લેતી વખ્તે મેહર યજદ તથા રશ્ને યજદને શાક્ષી રાખીને ચોક્કસ પાણી પીવાનો ચાલ હતો. કે જેને 'આપેમ્. સઑકૅન્ત વઇતીમ્. કરી કહેતા હતા. એની સાબેતી એ કે આજેબી ફારસીમાં જેમ આબ **ખુર્દન**=પાણી પીવું કરી વપડાય છે તેમજ સોગંદ **ખુર્દન** સોગંદ લેવા કરી વપડાય છે, જે રૂઢી ઉપલા ચાલની નિશાન દેખાડે છે.

આ કોઠા ઉપરથી જણાશે કે માણસજાત જે જે ગુનાહનાં કામો કરે તે સર્વે હલકામાં હલકા ગુનાહથી તે ભારીમાં ભારી ગુનાહના કામો (જેઓની લાંબી ટીપો અવસ્તા અને પાજંદ ભણતરોમાં, તથા પેહલવી અને ફારસી કેતાબોમાં મલે છે, અને જે સઘલાંનાં નામો અમે આ કોઠામાં સમાવ્યાં નથી; કેમકે જે જે ગુનાહને વિષે કોઇબી ચોપડીમાં કાંઇબી અમારા વાંચવામાં આવ્યું તેનું જ માત્ર નામ લખ્યું છે)ની પદ્દીઓ કરીને તે દરએક પદ્દીનું એક એક નામ તેનાં વર્ગનાં એક ચોક્કસ ગુનાહનાં નામપરથી રાખ્યું છે. કોઇબી ગુનાહનું કામ માણસ કરે તે કેટલી તોજેશને પાત્ર છે તેની તપાસ કરીને તે ગુનાહને આ પંદરમાંનાં એકની બરોબરની અથવા સવાગણી, દોહડગણી, કે બીજા દરએક અપૂર્ણાંક સાથની જેટલી ઘટે તેટલી તોજેશને લાયકનો ગણવામાં આવતો હતો.

એ દરજાઓમાં વલી મૂખ્ય ચાર વર્ગો છે:—

પેહલા અથવા છેક નીચલા વર્ગમાં 'ગુનાહે ખુર્દ' એટલે નહાના ગુનાહો આવે છે. તેઓ 'હંદરખ્ત'થી તે 'કાયદીઓજદ' લગીનાં છે. તેઓ સુઘડાઇની કસુરને લગતા, હલકી જાતની વ્યથાઓનાં, શેહર સુધરાઇને લગતા, બુરૂં બોલવાને લગતા, અને એવાજ બીજા છે. એઓની તોજેશોબી તેવીજ હલકી હોવી જોઇએ. જેવીકે ઝીણાં ખરફસ્તરો મારવાં વગેરે. જોકે તે વિષેનું ખુલ્લું લખાણ અમોને મળ્યું નથી તોપણ બધી તોજેશોનો મૂળ કાનુન ઘણુંકરીને એવો જોવામાં આવે છે કે જેટલું અને જે કીસમનું નુકસાન સપેનામીનોનાં રાજ્યને કીધું હોય તેટલો અને ઘણુંકરીને તેજ કીસમનો ફાયદો તોજેશ તરીકે ભરી આપવો.[૪૨૧] તે કાનુનપર અને બીજી

---

[17] ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૦૦:—"બીજું હરેક કામમાં પંદર તનાફુર ગુનાહો એક પછી એક કરે તો મરગરજાન થાય. અને જો એક તનાફુર ગુનાહથી તે વીસ તનાફુર અથવા ત્રીસ તનાફુર લગી ગુનાહ કરે તેનો ખોલાસો બીજો કહેલો છે."

[18] દ. પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૫૦:—"ખેતુઓદથ કરવું એ મરગરજાન ગુનાહને ઉખેડી કહાડે છે.........જેણે પાણી તરફ (મરગરજાન) ગુનાહ કીધો હોય તે જો દેડકા અને બીજા પાણીમાંનાં ખરફસ્તરો મારે તો તે ફીટી જાય (સરખાવો વં૦ ૧૪ વગેરે). જો પાણી તરફનાની તોજેશ આતશનાં સંબંધમાં અને આતશ તરફનાની તોજેશ પાણીના સંબંધમાં કરે તો તેબી ચાલે (સરખાવો વં૦ ૧૪ વગેરે).

ઇ૦ ર૦ દા૦ હો૦ સફે ૧૧૩:—સવાલ–બેહદીન અથવા એર્વદ જુદદીન ઓરત સાથે જનાકારી કરે તે બેહદીન અથવા એર્વદને વિષે કેમ?—જવાબ—જુદદીન ઓરત સાથની જનાકારીનો ગુનાહ ઘણો ભારી છે. એ ગુનાહ વિષે ત્રણ રીતે કહેવામાં આવેલું છે. કેટલાએકોના મત પ્રમાણે તેને 'અમર મરગરજાન' એટલે બેશુમાર મરગરજાન ગુનાહ લાગવાનો ભય છે. બીજાઓના મત પ્રમાણે એક મરગરજાન ગુનાહ છે. અને વલી કેટલાએકોનાં મત પ્રમાણે એથીબી ઓછો ગુનાહ છે. પણ એર્વદની એ તકસીર તો ઘણીજ મોહોટી છે. તે કોઇબી બેહદીનનાં ધર્મગુરૂનું કામ કરવાને તદન નાલાયક થાય છે."

૪૨૧ દ૦ પે૦ બે૦ સ૦ નં૦ ૧ સફે ૫૦:—"ખેતુઓદથ કરવું એ મરગરજાન ગુનાહને ઉખેડી કહાડે છે ........ જેણે પાણી તરફ (મરગરજાન) ગુનાહ કીધો હોય તે જો દેડકા અને બીજાં પાણીમાંના

બધી આસપાસની બાબતો ધ્યાનમાં લેઇને તે વિષેની ઘટતી તોજેશ ફરમાવવામાં આવતી હશે એમ માની શકાય છે. એ ગુનાહો વિષે વંદીદાદમાં થોડુંજ જોવામાં આવે છે.

---

બીજા વર્ગમાં 'આગેરફ્‌ત'થી તે 'તનાપુર' લગીનાં ગુનાહોને મૂકયા છે. એ વર્ગમાં ઘણાખરા વંદીદાદની ત્રીજી પરગરદથી તે બારમી પરગરદ લગીમાં જેઓનું વર્ણન આવેલું છે તે ગુનાહો છે. તેઓના અવસ્તાના નામો નીચે પ્રમાણે છે:—

| પાજંદ નામો. | અવસ્તાના નામપરથી ઉત્પત્તી. |
|---|---|
| આગેરફ્‌ત. | 'આગૅરૅપ્તૅમ્'=(કોઇને મારવાને માટે હાથમાં હથ્યાર) પકડવાનો (ગુનાહ). |
| અવાવરસ્ત. | 'અવઑઉરૂસ્તૅમ્'=(જખમ મારવાને માટે હથ્યાર) ફેરવવું. |
| અરદુશ. | 'અરૅદુશ્'=(જખમ મારવાને માટે હથ્યાર) ઉગામવું. |
| ખુર પેહલે દરજ્જેનો. | 'વીખ્રૂમંતૅમ્ ખરૅમ્'=સખ્ત ઘા. |
| ખુર બીજે અથવા બાજાએ. | 'તચત્‌વોહુનીમ્ ખરૅમ્' એનું પેહલવી 'તચાક ખુનખુર' થાય તેનું અપભ્રંશ રૂપ 'બાજાએ' કરી થયું છે=લોહી નિકળે તેવો જખમ. |
| ખુર ત્રીજે અથવા યાતો. | 'અસ્તોબીધૅમ્ ખરૅમ્' એમાંનાં 'અસ્તો'નાં પેહલવી 'અસ્તો'નું અપભ્રંશ રૂપ 'યાતો' કરી થયું છે=હાડકું ભાગે તેવો જખમ. |
| ખુર ચોથે દરજ્જેનો. | 'ફ્રઝ્‌ા-બઑધહ્ હૅમ્‌. ખરૅમ્‌.'=જાન જવાનો સંભવ થાય તેવો જખમ. |
| તનાપુર અથવા તન-વલગાન. | 'તનુપૅરૅથ'=તનને દૂર કરવા જોગ ગુનાહ (?). |

એ વર્ગમાંનાં ગુનાહો ફરી ફરીથી કરે તો તેની તોજેશ કેમ અને કેટલી વધે છે તેનો વંદીદાદની ચોથી પરગરદ ઉપરથી ઉપજાવીને એક કોઠો નીચે આપ્યે છૈયે. એ કોઠા ઉપરથી એક અગતની બાબત ધ્યાંનમાં લેવાની છે. તે એ કે વંદીદાદમાં તનાપુરથી ઉતરતા અને અવાવરસ્તથી ચહડતા ગુનાહો જો ફરી ફરીથી એકજ જણ કરે તો તેનીજ તોજેશ ફરમાવી છે, પણ અવાવરસ્તથી ઉતરતા અને તનાપુરથી ચહડતા ગુનાહોને વિષે એજ પ્રમાણેનું કાંઇ કહ્યું નથી. બલકે અવાવરસ્તથી ઉતરતા ગુનાહોનું વર્ણન વટીક અવસ્તામાં (મુખ્યત્વે વંદીદાદમાં) મલતું નથી.

---

ખરફ્‌સ્તરો મારે તો તે કીટી જાય (સરખાવો ૧૦ ૧૪ વગેરે). જો પાણી તરફ નાહની તોજેશ આતશનાં સંબંધમાં અને આતશ તરફ નહાની તોજેશ પાણીના સંબંધમાં કરે તો તેબી ચાલે (સરખાવો વં૦ ૧૪ વગેરે).

## આગેરફ્તથી તનાફુર લગીનાં ગુનાહો ફરીફરીથી કરવાની તોજેશ.

| | પેહલી વાર કરે તો કેટલા 'ઉપાજન'ની તોજેશ કરવી. | બીજી વાર 'ઉપાજન.' | ત્રીજી વાર 'ઉપાજન.' | ચોથી વાર 'ઉપાજન.' | પાંચમી વાર 'ઉપાજન'. | છઠ્ઠી વાર 'ઉપાજન.' | સાતમી વાર 'ઉપાજન.' | આઠમી વાર (જો આખર ફેરી તોજેશ નહીં કીધી હોય તો) 'ઉપાજન.' |
|---|---|---|---|---|---|---|---|---|
| આગેરફ્ત ગુનાહની તોજેશ. | ૫ | ૧૦ | ૧૫ | ૩૦ | ૫૦ | ૭૦ | ૯૦ | ૨૦૦ |
| અવાવરસ્ત ગુનાહની તોજેશ. | ૧૦ | ૧૫ | ૩૦ | ૫૦ | ૭૦ | ૯૦ | ૨૦૦ | |
| અરદુશ ગુનાહની તોજેશ. | ૧૫ | ૩૦ | ૫૦ | ૭૦ | ૯૦ | ૨૦૦ | | |
| ખુર ગુનાહની તોજેશ. | ૩૦ | ૫૦ | ૭૦ | ૯૦ | ૨૦૦ | | | |
| બાજાએ ગુનાહની તોજેશ. | ૫૦ | ૭૦ | ૯૦ | ૨૦૦ | | | | |
| યાતો ગુનાહની તોજેશ. | ૭૦ | ૯૦ | ૨૦૦ | | | | | |
| ખુર ચોથે દરજ્જેનો (?) ગુનાહની તોજેશ. | ૯૦ | ૨૦૦ | | | | | | |
| તનાફુર ગુનાહની તોજેશ. | ૨૦૦ | | | | | | | |

### 'ઉપાજન' એટલે શું?

ઉપલા કોઠામાં તોજેશ કરવા સારૂ 'ઉપાજન'ની ચોક્કસ સંખ્યા કહી છે. એ 'ઉપાજન' અવસ્તાનો શબ્દ છે. અને બીજા વર્ગના 'પાયેહ' ગુનાહોની તોજેશમાં 'ઉપાજન'ની અમુક સંખ્યા કરવી એવી રીતે વંદીદાદમાં કહે છે. એ શબ્દનો અર્થ પેહલવીમાં ~~ 'ઉપર મારવું' કરી કીધેલો છે. 'ઉપાજન' ઘોડાનાં 'અસ્ત્ર' અને 'સ્રઓષોચરનય' એવાં બે ઓજારોથી જેટલી સંખ્યા પેહલાંથી તેટલીજ સંખ્યા પાછલાંથીબી કરવાનું હમેશાં લખેલું મલે છે. આ બે ઓજારો અને ઉપલું પેહલવી 'ઉપર મારવું' એવું લખાણ બધી જગે એકજ ફકરામાં આવે છે તે ઉપરથી આપણા લોકો 'અસ્ત્ર'નો અર્થ દુરરા

અથવા કોરડા અને 'સ્રઓશોચરન' નો અર્થ ચાબુક કરી કરે છે, અને તે ઉપરથી એવી મતલબ ઉઠાડે છે કે અમુક ગુનાહ કરનારને અમુક કોરડા અને અમુક ચાબુકો મારવા. એજ અર્થ ડાકટર સ્પીગલબી બહાલ રાખે છે. પણ પાછલથી અવસ્તાનો અભ્યાસ વધવાથી અભ્યાસીઓને માલૂમ પડયું છે કે પેહલવીમાં જે 'ઉપર મારવુ" કરી તરજુમો કીધો છે તે ભુલ છે, અને અસલ અવસ્તાનો તરજુમો 'હાંકવુ" કરી થાય છે. હવે હાંકવું તે શું ? તેની સમજણ એવી આપવામાં આવે છે કે ખરફ્સ્તરો અને બીજાં ગનામીનોને લગતાં જીઆંનગાર પ્રાણીઓને હાંકી કહાડવાં. અમે સવાલ કર્યે છૈયે કે એક કીડી જેમ ગનામીનોને લગતું જાનવર છે, તેમજ એક સાંપ, એક વીંછુ, એક વરૂ, એક વાઘ, અને એક સિંહબી છે. હવે જો કોઇ એક માણસે બીજાં માણસ ઉપર સાયુધ અપરાધ કીધો હોય, તલવારનો અથવા એવોજ બીજો ફટકો માર્યો હોય, અને તેની તોજેશ તરીકે ધારો કે ૨૦૦ ઉપાજન કરવા કહે તો ગુનેહગાર કયાં ૨૦૦ ગનામીનોનાં જાનવરોને હાંકી કહાડે ? સાંપ, વીંછુ, કે વાઘ કે વરૂ પાસે જઇને પોતાનો જીવ જોખમમાં નાંખવા કોઇ પસંદ નહીં કરે, કીડીઓને હાંકી કહાડે એટલે પેલો ગુનાહ માફ થઇ રહે (!). બીજું ખરફ્સ્તરોને ફકત હાંકીજ કહાડવાથી શું ફાયદો ? તેઓ તો સેહેલાઇથી પાછાં આવીને જીઆંન કરે. આપણા ધર્મમાં જે જે ઠેકાણે ખરફ્સ્તરો વિષે કહ્યું છે તે તેઓને હાંકી કહાડવા માટે નહીં પણ મારીજ નાંખવા કહ્યું છે. ત્રીજું હાંકી કહાડવાનો શબ્દ અવસ્તામાં 'ઉપાજન' નહીં પણ 'અપાજન' અથવા 'ઉજ્અજન' કરી આવવો જોઇતો હતો એમ સર્વે અભ્યાસીઓ કબૂલ કરશે. માટે આ નવો અર્થ માત્ર થોડોજ ખરો છે. એનો અર્થ હાંકી કહાડવું નહીં પણ હાંકી લાવવું કરી થાય છે ('ઉપ'=નજદીક, અને 'અજ્'=હાંકવું). હાંકી લાવવું તે કોણને? વાંચનારે યાદ રાખવું કે વંદીદાદનાં વખ્તમાં ચલણી નાણાં નહીં હતાં પણ તેને બદલે પશુઓ વપડાતાં હતાં, અને પશુઓજ આપણા આર્યન વડીલોની દોલત હતી તેથી અમુક પશુઓ હાંકી લાવે એટલેકે અમુક પશુઓ દંડ તરીકે આપે; અને તે હાંકી લાવવામાં 'અશ્ત્ર' અને 'સ્રઓશોચરન' એવાં બે ઓજારો વાપડે એવો અર્થ ઠરે છે. એ ઓજારો તોજેશ કરાવવાને માટે વપડાતાં હતાં અને તેઓ અથોરનાનનાંજ ખાસ હતાં (વંદીદાદ ૧૪ ફ૦ ૮). હવે એ પશુઓની સંખ્યા જે દંડ તરીકે ગુનેહગાર અથોરનાંનનાં 'અશ્ત્ર' અને 'સ્રઓશોચરન' ના દોરવવા પ્રમાણે લેઇ આવે તે કોણને આપે અને તેઓનું શું કરે? અમોને એવું લાગે છે કે તે પશુઓ સરકારને દંડ તરીકે આપવાનાં નહીં પણ અથોરનાનોનાં સવાબનાં ધરને આપીને તેઓની કુરબાની કરીને તેઓની ચરબ આતશને ચહડાવવાથી અને તેઓનું ગોશ્ત ભલાઓને જમાડવાથી તે ગુનાહ ફીટવાનુ સમજવામાં આવતું હતું. આ અમારા વિચારના ટેકામાં કેટલીએક દલીલો મલે છે.

૧. 'ઉપાજન' નો અર્થ કુરબાની કરી યજશનેનાં દસમાં હામાં આવેલો

અમોને જણાય છે. (જુઓ ઉપર ચહારમની રાતે ગોસ્પંદની કુરબાની કરવાની બાબતમાં નોટ ૪૬૩ મી).

૨ જુ. જુની મોહોટી રવાયતમાં (સફે ૨૫) મરગરજાનની તોજેશ તરીકે હજાર ગોસ્પંદની કુરબાની કરીને તેઓની ચરબ આતશબેહરામને ચહડાવવાનું લખેલું છે.

૩ જુ. પુરાતન આર્યનોમાંનાં (વેદિક) દેવયસ્નાનોમાં તેમજ માજદયસ્નાનોમાં તેમજ પાછલા વખ્તના લોકોમાં દેવતાઓ તથા મીનો યજદોને રાજી કરવાને કુરબાનીઓ કરીને કુરબાન કીધેલાં જાનવરોનાં આત્માઓ તે દેવો અથવા યજદોને ભેટ કરવાનો[૪૨૨] તથા તેઓનું ગોસ્ત વગેરે અશોઓને ખવાડવાનો સવાબ ગણાતો હતો એવું યજશને ૪૪. ફ૦ ૧૮; બેહરામ યસ્ત[૪૨૩] ફ. ૪૯-૫૬

૪૨૨. ધી રીલીજ્યન ઈત્યાદિ સફે ૯૨:—"એ સબબથી દેવતાઓ તેઓને આપેલું બલીદાન ખરેખરૂં તેઓ ભક્ષ કરે છે એવો વિચાર એ ધર્મમાંથી દૂર રાખ્યો હતો અને તેથીજ કરીને ભોગ આપેલાં જાનવરનો કોઈ ચોક્કસ ભાગ નહીં પણ તે આખું જાનવર ભેટ આપવામાં આવવું એવી મતલબથી કે દેવતાઓ ભોગ આપેલાં પ્રાણીના માત્ર આત્મા સિવાય બીજું કાંઈ માંગતા નથી."

૪૨૩. (હાઉગનો રીસાલો, બીજી આવૃત્તિ, સફે ૧૬૧) યજશને ૪૪. ફ. ૧૮:—"તે તુંને હું પુછુંછુ સાચ્ચું, મને તું કહે, ઓ અહુરમજદ! કેમ સચ્ચાઈથી બદલાને હું લાયક થાઉ, નરબચ્ચાંવાલી દસ ઘોડીઓ અને એક ઉંટ........" ઈત્યાદિ 'જરતોસ્તનાં વખતમાં પશુભોગો આપવાનું સાધારણ હતું-" ડા૦ હાઉગ.

બેહરામ યસ્ત ૧૪ ફ૦ ૪૯-૫૬:—"ફરીથી જરતોસ્તે તેને પુછયું:—'અહુરમજદ! નીશ્ચય ઉત્તમ પવિત્રાઇથી કીધેલી બેહરામની ઘણીજ ઘટારત યજશને (યજ્ઞ) અને ન્યાયશ (ઓસ્તોફરીદ=કુરબાની) કઇ છે? ત્યારે અહુરમજદે જવાબ દીધો:—'(યજ્ઞ કરવા સારૂ) અઈર્ય (મજદયસનાન) લોકોએ તેને 'જઓથ્રો' (હોત્રો=પ્રવાહી આહુતિઓ) આપવી, બરસમ (તૃણાસ્તરણ) બીછાવવી, અને ('ઉસેદ્રિતિ' કરવા સારૂ) સુંદર તથા સારા રંગનું-ગમે તે રંગનું પણ એકજ રંગનું (અથવા હોમને જેવા રંગનું)—પશુ પકાવીને મુકવું. તે (ભોગ સામગ્રી) નું કાંઇબી 'મગરજાન' (ચહડતા ગુનાહની સજા ભોગવનારા રીમન તનના) પુરૂષે, વેસ્યા ઓરતે, ગાથાને નહીં ગાનાર, બેહયા, અહુરમજદી અને જરતોસ્તી દીનની વિરૂદ્ધ જનાર, આસ્મોગે (ખોટી સમજાવટ આપનારે) નહીં લેવું" ........એ ઉપરથી બેહરામ યજદે કહ્યું:—'નથી તે માણુસ યજશને કરનાર કે ન્યાયશ કરનાર (એટલે તે માણસની આરાધના રદ જાય છે) તેમજ નથી તે ગોસ્પંદનો આત્મા 'દામી' (જે યજદને ભેટ **આપવાની** છે તે?) ને અપાયલો, જે હમણાં દેવપરસ્ત માણુસો વ્યામબુર' (?) દેવોને (ગોસ્પંદનું) લોહી રેડે છે અથવા તેના છાંટા છાંટે છે, જે હમણાં દેવપરસ્ત માણુસો વ્યામબુર' (?) દેવોને માટે જે વનસ્પતિ કે 'હપેરેસા' નામે બોલાય છે અને જે ઇંધાણુ કે 'નેમેતક' કરી કહેવામાં આવે છે તેઓને આતશપર બાલે છે, જે હમણાં દેવપરસ્ત માણુસો 'વ્યામબુર' (?) દેવોને માટે (ભોગ આપવાનાં ગોસ્પંદની) પીઠને નામે છે તથા કમરને વાંકી વાલે છે અને (તેના) સર્વે અવયવોને અલંકૃત કરે છે તેને મારવાને ટાંકે છે પણુ નથી મારતા તેને બેસવાને (ભોગ આપવાને ચઢાવવાને ?) ઇચ્છે છે પણુ નથી બેસાડતાં (ચહડાવતાં). જે હમણાં દેવપરસ્ત માણસો 'વ્યામબુર' દેવોને (તે ગોસ્પંદનું) ચામડું (?) આસપાસ રાખે છે તથા તેના ડોલાને આસપાસ વીંટાલે છે,"

આફ્રીને ગાહંબાર:—"મેદીઓજરેમ ગાહંબાર કરનારને ૧૦૦૦ **મેઢાં અશોઇનાં ઘરમાં આપવા** જેટલું પુન્ય લાગે," ઈ૦

તથા આફ્રીને ગાહમ્બારને મેલવતી માલૂમ પડે છે. તોજેશ તરીકે અથવા સવાબને ખાતર અને મીનોઇ યજદાને રાજી કરવાને ખાતર કુરબાની કરવાનો પુરાતન ઇરાની લોકોમાં ચાલ હતો તે વિષે પુશ્કળ આપણા લોકોની તથા પારકા લોકોની ચોપડીઓ ઉપરથી માલૂમ પડે છે.[૪૨૪]

---

૪૨૪. દાદસ્તાને દીની પુ. ૮૭ ફ૦ ૧૧--૧૫;—"જોર (ચરબ ચહડાવવા) સાથે તમામ દીનનાં કામો તે છે કે જેમાં ચાર ગોસ્પંદોને પાક (હલાલ ?) કરે અને જે પ્રમાણે દસ્તુરોનો વિચાર છે તેમ દરએક આતશને એક ગોસ્પંદથી એક 'જોર' (ચરબ) ચહડાવે. 'જોર'ને આતશ ઉપર મુકવું (તેની વીગત આ પ્રમાણે કે) જે (આતશ) નું 'જોર' (ચરબ) તેનાંથી ભક્ષ થઈ રહે ત્યારે બીજા આતશ તરફ તે 'જોર' (ચરબ) થી અને 'જોર' ને લગતી 'પાદીઆબી' (જે કાંઇ બીજું પવિત્ર પાણી વગેરે અસબાબ હોય તે)થી ત્રીસ કદમને અંદાજે (છેટે) તેને રાખવો. અને ઉલેરગ સરદારોની પસંદગી તથા ભરોસા મુજબ ઈજવો."

વંદીદાદ ૧૯. ફ૦ ૪૦:—"(સરોશ યજદની આરાધનાં કરવાથી તે રાજી થાય છે માટે) આતશને 'જોરો' (કુરબાની કીધેલાં ગોસ્પંદોની ચરબી) તું ચહડાવ."

યજશને ૬૨. ફ૦ ૨:—" ઓ આતશ! તું .........ચરબી ચહડાવવાને લાયક થજે! તું 'ઉપસયન' (ઉપાજન ?) ને લાયક થજે!"

વળી એજ પ્રમાણે યસ્તોમાં સો ઘોડા, હજાર ગાય, દસ હજાર બકરાં-મેંઢાં વગેરેની ભેટો ચોક્કસ ફરેસ્તાઓને કરવા વિષેનાં લખાણો મલે છે. ડાકટર હાઉગનો રીસાલો, બીજી આવૃત્તિ, સફે ૬:—"(હીરોડોટસ કહે છે કે) તેઓ વારેઘડીએ પહાડોનાં મથાલાંઓ ઉપર દેવને ભોગ આપે છે. તેઓ આખાં આકાશને દેવ કરી કહે છે. તેઓ સુરજ, ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, પાણી અને હવાને ભોગ આપે છે." ઉપર કહેલા દેવતાઓને ઇરાનીઓ ભોગ આપે છે તેની રીત આ પ્રમાણે છેઃ—જ્યારે તેઓ ભોગ આપવાનાં હોય છે ત્યારે તેઓ નથી બનાવતા વેદી (નહાની ઓસરી, કુરબાનગાહ) કે નથી સલગાવતા આતશ, "તેઓ નથી પીવાનું બલીદાન રેડતા, નથી વાંસલી વગાડતા, કે નથી ફુલના હાર અથવા જવ વાપડતા. પણ જયારે કોઈ શખ્સ ભોગ આપવાનો હોય છે ત્યારે તે ભોગ આપવાનાં જાનવરને એક સોજી જગાએ લેઈ જાય છે. અને પોતાની પાઘડીની આસપાસ ઘણાંએક પાદડાંનાં તેમાં ઘણું કરીને મેંદીનાં હારો લપેટીને તે દેવતાની પ્રાર્થના કરે છે. ભોગ આપનારે એકલી પોતાની આબાદી થવા સારૂં બંદગી કરવી એટલુંજ નહીં પણ તેણે સર્વે ઇરાનીઓનું અને પોતાના પાદશાહનુંબી ભલું અથવા બંદગી કરવાની ફરજ છે, કેમકે તે પોતે તેઓમાંનો એક છે. જયારે તે પેલાં જાનવરને કુરબાની કરીને તેના કકડા કરી રહ્યો કે તેનાં ગોસ્તને બાફે છે અને જેબી કોઇ જાતનું ઘણુંજ નરમ ઘાંસ મલી આવે તેમાં મૂખ્ય કરીને "ક્લોવર"નું ઘાંસ પાથરીને તે ઉપર તે ગોસ્તનાં કડકાને મુકે છે. એ પ્રમાણે તૈયાર કીધા પછી એક મોબેદ જે હાજર હોય છે તે તેની ઉપર તે દેવતાનું સ્તોત્ર ગાય છે જેને તેઓ મંત્ર કરી કહે છે. એકબી મોબેદ વગર કુરબાની થઇ શકે નહીં. થોડોવાર પછી તે ભોગ આપનાર તે ગોસ્તનાં કડકા લેઈ જઈને પોતાને ગમે તેમ ઉપયોગમાં લે છે."

ધી રીલીજ્યન ઈત્યાદિ સફે ૧૪૬:—"પાણીને જે ભેટ આપવામાં આવતી હતી તે વિષે પ્રથમ હીરોડોટસ અને તેની પછી સ્ત્રેબો પુસ્કલ કહી જાય છે. સ્ત્રેબો કહે છે કે 'જ્યારે પારસીઓ પાણીને બલી અર્પણ કરવાના હોય છે ત્યારે તેઓ દર્યા, નદી, અથવા ઝરા તરફ જાય છે અને જમીનમાં એક ખાડો ખોદીને તેની અંદર એક જાનવરને કુરબાન કરે છે. પણ તેમ કરતાં તેઓ સંભાલીરાખે છે કે તેનું લોહી પેલાં પાણીની અંદર નહીં જાય, કારણકે એમ કરે તો તે નાપાક થાય. પછી તેઓ 'મરટલ' અથવા 'લોરલ' ના ઝાડની ડાંખલીઓની ઉપર તે ગોસ્ત મુકે છે, અને મોબેદો તેને પાતલી છીનીઓ લગાડીને પોતાનું ભણતર ભણે છે અને તેજ વખ્તે દુધ અને મધ

૪ થું. અવસ્તાના 'ઉપાજન'અને વેદીક 'ઉપાકરણ' અને સેમેટીક પ્રજાઓનો 'કુરબાની' એ શબ્દો એકસરખી રીતે ઉત્પન્ન થયલા છે. 'ઉપાજન' એટલે '(ભોગ

---

સાથે મેલવેલું તેલ બલીદાન તરીકે પાણી ઉપર નહીં પણ જમીન ઉપર રેડે છે. એ ક્રિયા કરતી વખ્તે તેઓ લાંબો વખ્ત સુધી ભણતરં ભણે છે અને તે વખ્તે પોતાના હાથમાં આંમલીની ડાંખલીઓનું બંડલ પકડે છે. બીજી જગાએ સ્ટ્રેબો કહે છે કે હીરકેનીઆના લોકો તે (પાણી)ને બલી અર્પણ કરે છે તે એવી જગાએ કરે છે કે જ્યાં ઉંચી ખડકવાલી જગાનાં કીનારા ઉપરથી નદીનો પ્રવાહ દર્યા તરફ નીચે જોરમાં પડે છે જે ખચીત એક મોહોટો કુદ્રતી દેખાવ હોય છે."

સફે ૧૪૭:—"ઇરાની શાહીદોનાં કૃત્યો ઉપરથી માલૂમ પડે છે કે (ધરતીને ભોગ આપવા) એ તાજેશોમાં અને ધર્મને લગતાં પ્રાયશ્ચિતોમાં ગણાતું હતું."

સફે ૧૪૮:—"ઢોરોનાં ટોલાંઓને ઉછેરવાં તેમાં મૂખ્ય કરીને નીશીયાનાં મેદાનોમાં ઘોડાઓનાં તે મોહોટા પાયા ઉપર ચલાવવામાં આવતું હતું."

સફે ૨૦૩:—"જુલ્યસ ફર્મીકસ પારસીઓ અને મોબેદો વિષે કહે છે કે જે માણસ ઢોરોને હાંકે છે તેને તેઓ ઘણો વખાણે છે તથા તેને 'મિથ્ર' (મેહર યજદ) નો ખેતાબ આપે છે."

સફે ૨૨૬:—"અને સાસાન્યન જમાનાનાં મોબેદો ભણતર ભણી રહીને અર્પણ કરવાનો પવિત્ર પ્રવાહી પદાર્થ રેડવા અગાઉ આરાધનાં કરવાની જગામાં જવું અથવા ભોગ આપેલાં જાનવરોને અડકવું એ પાપ કરી ગણતા હતા,"

સફે ૨૩૬:—"ગ્રીક લોકો જે મતલબે ભોગો આપવાનું સમજતા હતા તેવા ભોગો જરતોશ્તી ધર્મમાં નથી. અને જે જે જગાએ એ ધર્મમાં ભોગો આપવાનું છે તે ઘણું પછાત છે."

સફે ૨૪૨:—"સેવટે જોકે ગ્રીક લખનારાઓ દરેક જગાએ જણાવે છે અને વર્ણન કરે છે કે પારસી લોકો ઢોરો, ગાયો, અને ઘોડાઓને તેઓના દેવતાઓને રાજી કરવાને કુરબાન કરતાં હતાં તોપણ પારસી લોકો કોઇબી લોહીનો ભોગ આપવાની ક્રિયા કબૂલ રાખતા હતા નહીં. જો આપણે તેઓની ક્રિયાઓ ઘણી બારીકીથી તપાસયે તો આપણને ખુલ્લી સાબેતી મલે છે કે ગ્રીક લોકો પારસીઓના કુરબાની વિષેનાં વિચારોને પોતાનાં તે વિષેનાં વિચારો અને રેવાજોની મારફતે જોવાથી તેઓએ એ બાબતમાં મોહોટી ભુલ કીધી છે. હીરોડોટસના વર્ણન પ્રમાણે 'પારસીઓ કુરબાની કરવાનાં જાનવરને એક ચોખ્ખી જગાએ લેઈ જાય છે. ત્યાં તેઓનું ભણતર ભણે છે. પછી તે પ્રાણીને કુરબાન કરીને તેનાં કકડા કરે છે પછી તેનાં ગોસ્તને તેઓ પકાવે છે. પછી તેઓને જે મલી આવે તેવી ઘણી નાજુક વનસ્પતિનાં પાંદડાં ઉપર તેઓને મુકે છે. ઘણુંકરીને એ કારણસર 'કલોવર' નાં પાંદડાં બીછાવે છે. જયારે પાંદડાં ઉપર ગોસ્ત બીછાવી રહ્યા કે એક મગુશ (મોબેદ) જે ત્યાં પાસેજ હાજર રહે છે તે દેવતાઓનું સ્તોત્ર ગાય છે. એ વખ્તે હમેશાં એક મગુશ હાજર હોવોજ જોઈએ. જે માણસ ભોગ આપે છે તે થોડોવાર થોભીને પછી તે ગોસ્ત પોતે લે અને જેમ તેની હાજત હોય તેમ તેને વપડાગમાં લાવે છે. એનો છેલ્લો ભાગ સ્ત્રેબો વધારે ખુલ્લી રીતે આ પ્રમાણે બયાન કરે છે:—તેઓ (પારસીઓ એક ચોખ્ખી જગા ઉપર) કુરબાની કરે છે અને પ્રથમ ભણતર ભણ્યા પછી કુરબાનીનાં જાનવરને બરોબર માંથાં ઉપર તાજ પેહરાવીને જે મગુશ આ પવિત્ર ક્રિયા કરે છે તે તે જગાની પાસેની જગામાં તેને કુરબાન કરીને તેનાં ગોસ્તના કકડા કરે છે. તે કકડાઓને વેંહચ્યા પછી તેઓ જાય છે. તેનો કોઈબી ભાગ તેઓ દેવતાઓને આપતા નથી, કારણ કે તેઓ કહે છે કે દેવતાઓ કુરબાન કીધેલાં જાનવરનાં આત્મા સિવાય બીજું કાંઈ ચાહતા નથી. તોપણ જેમ કેટલાએકો કહે છે તેમ તેઓની ચરબીમાંથી જરાએક આતશ ઉપર મુકે છે. આ છેલ્લી વસ્તુ (ચરબી) વિષે કુદ્રતી અનુમાન થાયે છે કે તે આતશ ઉપર એટલા વાસ્તે મુકતા હશે કે તેથી તે વધારે પ્રકાશ સાથે બલે. આ બધે વર્ણનો ઉપરથી જેમ પુરતી રીતે માલૂમ પડે છે તેમ પ્રાણી શરીરનો કોઇબી ભાગ દેવતાને અર્પણ કરવામાં આવતો નથી. તો એ પવિત્ર ક્રિયાની મતલબ કાંઈએક નીચે

આપવાને માટે પશુને) નજદીક હાંકી લાવવું', **ઉપાક્રણ** એટલે ભોગ આપવા માટે પશુને વિધિપૂર્વક અંદર લાવવું (formally bringing in a sacrificial

---

પ્રમાણે હોવી જોઈએ:—સર્વ પ્રાણીઓ જેઓને માણસો પાલે છે અને પોતાના કામોમાં વાપડે છે તેઓ અહુરમજદની ભલી પેદાયશને લગતાં છે. એટલા માટે જયારે તેઓ પોતાને હાથે પોતાની ખુશીથી એ પ્રાણીઓનાં જાન લે છે ત્યારે તેઓ ભલી વસ્તુઓને નુકસાન કરે છે તથા ઓછી કરે છે અને બીજા હાથ ઉપર એ પવિત્ર જાનવરને જીંદગીમાંથી મોતમાં લેઇ જવાથી એહરેમનનાં રાજને ટેકો આપે છે, કેમકે મરવાથી કરીને એહરેમન તે પ્રાણી ઉપર ફાવે છે. એવું કામ સ્વભાવીક રીતે નહીં માફ કરવા જોગ ગણાય. ત્યારે તે પરિણામ દૂર કરવાની મતલબથી ઇરાનીઓ તે પ્રાણીની જીંદગીને અહુરમજદને અર્પણ કરે છે અને ખરેખર જેમ તે આગલ તેની માલેકીમાં હતું તેમજ તેનાં હાથોમાં તે સ્પુરદ કરે છે એવી મતલબથી કે મરવા પછીબી તે સ્પેનામીનોનાં રાજને લગતું રહે. એ પ્રમાણે તે કામ કરવાથી સ્પેનામીનોની પેદાયશમાંથી માત્ર કાંઇ લીધું નથી એટલુ જ નહીં પણ એ-હરેમનની પેદાયશબી તેથી કાંઇ મેલવતી નથી કારણુ કે ત્યારે તે મરણ પામેલાં જાનવર ઉપર એહરેમનનો કાંઈ અખત્યાર રહેતો નથી. એજ કારણ થકી પ્રાણીને કુરબાન કરવાથી તેનું ગોસ્તબી અપવિત્ર થતું નથી પણ માણસો તેને વગર આનાકાનીએ પોતાને ગમે તે કામમાં વાપડી શકે છે. આ બંધે મતલબો એટલેકે અહુરમજદી પેદાયશને જે નુકસાન થાય તેનો અટકાવ કરવો અને તે સાથેજ પ્રાણીને માણસનાં ખપને માટે ઉપયોગી અને ખાવાજોગ કરવું તે આ ક્રિયામાં એક બીજાથી જુદી સમજવી જોઇએ, તોપણ તેઓ એક બીજાથી બાહેર નથી બલકે એકજ બાબતમાં મલે છે તે એ કે ગમે તે કરીને તે પ્રાણીને એહ-રેમનની બાથમાંથી છોડવવું. આ પ્રમાણે એ પવિત્ર ક્રિયા કે જેનો બાહેરનો દેખાવ એક ભોગ આપવાનો છે તેને ખરેખર ભોગ આપવા સાથે કાંઈ સંબંધ નથી. ખરૂં છે કે બેઉમાં અર્પણ કર-વાનું કામ છે પણ તેઓ વચ્ચે આએ તફાવત છે કે પેહલી બાબતમાં માણસો જ્યારે અહુરમજદનાં પ્રાણીનો જાન લે છે ત્યારે તેઓ તેના દેવાદાર રહે છે, પણ પાછલી બાબતમાં તેથી ઉલટું કુર-બાની કરવી એ એક સવાબનું કામ છે કે જેની મારફતે માણસો ખુદાની ખાસ મેહરબાની મેલ-વવા માગે છે. ઉપર કહેલું અર્પણ કરવું કુદરતી રીતે અહુરમજદને પસંદ પડતું છે, તોપણ તેનો પાધરો લાભ ખુદાને નહીં પણ માણસને મલે છે. જે માણસ એક ખોટાં કામ કરવાનો ગુનાહ પોતા ઉપરથી દૂર રાખે છે અને બદલામાં પોતાના વપડાશને માટે ગોસ્ત મેલવે છે. આગલ પાણીને ચોક્કસ ભોગ અર્પણ કરવા વિષે લખ્યું છે તે ઉપરથી આ સાર કહાડવો સારો છે કે તે અર્પણ કરવાનાં કામમાં મોબેદોનાં પવિત્ર ભણતર ઉપરાંત ખાસ કરીને આંમલીની ડાંખલીઓ ગોસ્તને લગાડવાનું કામ સમાયલું હતું. એમીઅનના કહેવા પ્રમાણે મોબેદોએ પવિત્ર બંદગી કરી રહેવા પછી અને ક્રિયા માંહેલો બલી ભેંટ કરવા પછીજ માત્ર અર્પણ કરવાનું કામ થતું હતું. આ પવિત્ર ક્રિયાની ખરી સમજને પારસી પાદશાહો જે મોહોટી ભેટો માત્ર ચોક્કસ ટાંકણાઓ ઉપરજ જેમકે ઝરકસીસે એક હજાર જનાવરો 'ઈલીમ' પ્રાંતની 'ઍથીની' દેવીને ભેટ આપ્યા હતા એટલુંજ નહીં પણ દરરોજ એક હજાર સીંગડાંવાલાં જાનવરો, ઘષેડા, અને સસલાંઓ આપતો હતો, તેમ આપતા હતા તે ઉપરથી ટેકો મલે છે. ખરૂં છે કે માત્ર ખાસ મેજબાનીઓમાંજ નહીં પણ તેઓની મોહોટી દરબારોનાં દરરોજનાં ખપને માટે પારસી પાદશાહોને એટલાંબધાં જનાવરોની જરૂર પડતી હતી તેમાં ખાસ કરીને મોહોટા તેહવારોને ટાંકણે એવાં કુરબાન કરીને અર્પણ કીધેલાં ગોસ્તની જરૂર પડતી હતી. પણ જ્યારે ઝેનોફન તેહેવારોનાં સરઘસોનું બયાન આપે છે તેમાં કહે છે કે સોલ ખાસ સુંદર બલદો અને ઘોડાઓ તેમાં એક ખોદાને અર્પણ કરીને અને બાકીના સૂર્યને અર્પણ કરીને કુર-બાન કીધેલાં પ્રાણીઓનાં જીવો ખાસ રીતે જે દેવતાને તે પ્રાણી લગતું હોય તેને તેનો જીવ અર્પણ કરવામાં આવતો હતો એમ સમજવું જોઇએ."

animal) જુઓ પડહ્‌રશન ચિન્તનિકા, સફે ૧૫૭૭) અને 'કુરબાની' એટલે (હલાલ કરવાને માટે પશુને) નજદીક લાવવું.'

સફે ૨૫૮:—"વલી આપણને સ્ટ્રેબો ઉપરથી માલૂમ પડે છે કે મોબેદો કુરબાની કરતા હતા તેમાં કાપવાની છરી વાપડતા હતા નહીં પણ એક બુધું કે જેવડે એક મુસરાંની મીસાલે તેઓ તે પ્રાણીઓ ઉપર મારતા હતા."

સફે ૨૫૯:—"એ પીવાનાં બલીદાંન ઉપરાંત વલી એક ખાવાનું બલીદાંનબી ઘણું કરીને આપવામાં આવતું હતું, જરટીન નામનો શહીદ કહે છે કે મિથ્રને લગતી ભેદભરેલી ક્રિયાઓમાં ખ્રીસ્તી લોકોમાં જેમ 'લોરડસ સપર' હોય છે તેવું હોય છે કે જેની બુરા સેતાનો ખ્રીસ્તી ધર્મની ક્રિયા ઉપરથી નકલ કરે છે. ખરેખર મિથ્રની પવિત્ર ક્રિયામાં એક જાતની રોટી અને એક જાતનું પીવાનું પીણું મુકેલું હોય છે કે જેઓ ઉપર ક્રિયાની સેવટે ચોક્કસ ભણતર ભણવામાં આવે છે. પણ એ ક્રિયા કાંઈ ખ્રીસ્તી લોકો ઉપરથી નકલ કીધેલી નથી તેમજ પાછલા વખ્તની બનાવી કહાડેલી મિથ્રને લગતી ભેદભરેલી ક્રિયાઓમાંબી પ્રથમ ઉત્પન્ન થઇ નથી, પણ તે પારસીઓનાં પુરાતન રાજનાં જમાનામાં એક પવિત્ર રેવાજ હતો તેનેજ લગતી છે. પ્લુટારક કહે છે કે પસીપોલીસ ખાતે ધર્મગુરૂઓ શેહનશાહોને તખ્તે બેસાડવાની ક્રિયા કરતા હતા તેમાં પાદશાહને સુકાં અંજીર અને ટરપેનટાઇન ચાવી કુચો કરીને તેની ઉપરથી ખારાં દુધનો એક ગોટ પીવાની જરૂર પાડવામાં આવતી હતી. એ રસમોની વચ્ચેનો સંબંધ દેખઈતો છે. પણ પીવાનું બલીદાંન અને ખાધાનું બલીદાંન કે જે ખાવાનું બલીદાંન રોટી અને મેવા હતા એવું માલૂમ પડે છે, તેઓને ભકતી કરતી વખ્તે કેમ અર્પણ કરવામાં આવતાં હતાં અને તેઓની સાથે કેમ ભણતરો ભણવામાં આવતાં હતાં અને એ ભેટ કરવાની શું મતલબ હતી તે વિષે પુરાતન ગ્રંથકારો આપણને અંધારામાં છોડે છે."

સફે ૨૬૦:—"એમીઅનના કહેવા પ્રમાણે 'મોબેદ ભણતર ભણવા પછી અને વલી ભેટ કરવા પછી' સેવટે કુરબાની કરવાનાં જાનવરને અર્પણ કરવાનું શરૂ કરવામાં આવતું હતું. સ્ત્રેબોનાં કહેવા પ્રમાણે તે જાનવરને તાજ પેહડાવવામાં આવતું હતું. પણ હીરોડોટસ કહે છે કે કુરબાની કરનાર પોતાની પાઘડી ઉપર હાર લપેટતો હતો. હવે કુરબાની કરવાનાં પ્રાણીને તાજ પેહડાવવાનું કામ ઘણું કરીને ઇરાનીઓને લગતું છે અથવા ગ્રીક લોકોના રેવાજ ઉપરથી તેઓને લાગુ પાડવામાં આવ્યું છે તે બાબત હમેશાં શકભરેલી રહેશે."

સફે ૨૬૨:—"તે પવિત્ર જગાએ આવી પોહોંચીને તેઓ તે પ્રાણીઓને જુદા જુદા દેવતાઓને અર્પણ કરતા હતા.

રોલીનસનસ એનસ્યન્ત મોનરકીસ, વોલમ ૨ જો, સફો ૧૧૫:—"જરતોસ્તીઓ કોઈબી કાલે માણસનો ભોગ આપવાની કુરબાની કરતા નહીં હતા. સાધારણ રીતે તેઓની કુરબાની કરવાનું જાનવર ઘોડો હતો અને કોઇ કોઈ વખ્તે એકજ ધણીએ દસ ઘોડાની કુરબાની કીધેલી આપણે સાંભલ્યે છેયે. એવું માલૂમ પડે છે કે ઘોડાઓની કુરબાની ઘણીજ સરસ ગણાતી હતી. કદાચ તે તેઓની વધારે કીમતને લીધે હશે અને જો દેવતાની ખાસ મેહરબાની મેલવવાની ઇચ્છા હોય તો હમેલદાર ઘોડીઓ એ કારણો માટે ચુંટી કહાડવામાં આવતી હતી. ઘણું કરીને બલદો, મેંઢાં, અને બકરાંબી કુરબાનીનાં કામમાં વપડાતાં હતાં. હમેશાં એક ધર્મગુરૂ કુરબાનીની ક્રિયા કરતો હતો, તે તેનાં જાનવરને મારીને તેનું ગોસ્ત પવિત્ર કરવા તરીકે પવિત્ર આતશને દેખાડતો હતો જે પછી તેને એક પવિત્ર મેજબાનીમાં તે ધર્મગુરૂઓ અને બીજા ભકિત કરનારાઓ ખાવામાં લેતા હતા.........ઘોડાઓની કુરબાની કરવાની ચાલ પારસીઓમાં છે તે પાછલા વખ્ત સુધી રહ્યો હતો એ વિષે ઝેનોફોન અને ઓવીડબી કહી જાય છે."

સફે ૧૨૫-૧૨૬:—"મગુશ ભોગ આપવાનાં જાનવરને તૈયાર કરી મારીને તેની ઉપર કાંઈ ભેદભરેલું ભણતર ભણતો જેથી તે કુરબાનીને તેનું સઘલું જોર મલતું હતું. તેજ ઘણી તેલ, દુધ,

૫, મું—ગુનાહોની તોજેશ કુરબાનીથી કરીને તેની ચરબ અથવા ઘી આતશને ચહડાવવાનું ઘણીએક પુરાતન પ્રજાઓ જેવી કે વેદીક, યાહુદી, આરબ, આસીર્યન, બાબીલોન્યન, ઇજીપશ્યન, વગેરે પ્રજાઓમાં તેમજ આપણા પુરાતન ઇરાની-ઓમાં સાધારણ હતું. એશ્યા ખંડના પૂર્વ ભાગમાં બુદ્ધ ધર્મ ફેલાવનાર શાક્ય-મુનીએ અહિંસા પરમો ધર્મ: 'પ્રાણહત્યા ન કરવી એજ મોહોટો ધર્મ છે' એ સુત્ર શિખ-વીને અને પશ્ચિમ ભાગમાં તથા યૂરોપમાં જીજસ ક્રાઇસ્ટે માણુસજાતનાં પાપને માટે પોતાની જીંદગીનો ભોગ આપીને કુરબાની કીધી માટે હવે પાપીઓએ ભોગ, બલીદાંન અને કુરબાની કરવાની જરૂર નથી. ઇસુ ખ્રિસ્ટ ઉપર વિશ્વાસ રાખવાથીજ પાપનું નિવારણ થાય છે, એમ ખ્રિસ્તી ધર્મ ફેલાવનારાઓએ શિખવીને પશુવધ કરીને દેવતાઓને શાંત કરવાનો પુરાતન એસ્યાટીક લોકોનો વિચાર ફેરવ્યો તેની અગાઉ કુરબાનીથી પાપ ફીટે છે, એવો વિચાર સાધારણ હતો.

એ પ્રમાણે જોતાં 'ઉપાજન' કરવું એટલે કુરબાની કરવી એવો અર્થ થાય છે. કુરબાની કરીને પશુનો આત્મા મીનોઓને અર્પણ કરવો અને તેનો બાકી ભાગ અશો લોકોને સખાવત કરવો. એ કામથી ગુનેહગારને દંડ અને જીવતાં અશોઓને તથા આસમાની રૂહોને તૃપ્ત કરવાની બેવડી મતલબ સાંધવામાં આવતી હતી.

———

ત્રીજા વર્ગમાં, ઉપલા બન્ને વર્ગોમાં આવેલા ગુનાહોથી ચહડતા બધા ગુનાહોને મુકયા છે તેઓ 'ગુનાહે ગેરાન' (ભારી ગુનાહ) અથવા 'મરગરજાન'ને નામે ઓળખાય છે. મરગરજાન એકથી તે દસ હજારગણો બલકે અગણીતગણો થઇ શકે. મરગરજાનનો અર્થ ઘણીએક કેતાબોમાં મોતને લાયક, મારી નાંખવા જોગ, કરી કીધેલો છે. પણ અમારૂં આધીન મત એ છે કે એ અર્થ ભુલભરેલો છે. તે ભુલ શી તરેહથી આપણા લોકોમાં લાંબા વખ્તથી ચાલતી આવેલી છે તે અમે અત્રે દેખાડવા માંગ્યે છૈયે.

'મરગરજાન' શબ્દની ઉત્પત્તિ 'મરગ'=મોત અને 'અરજાન'=લાયક, એવી રીતે સમજવાથી તથા જે જે ગુનાહોને મરગરજાન કરી કહ્યા છે તેઓમાંના ત્રણ જે વંદીદાદમાં આવેલા ધારવામાં આવ્યા છે તે ઠેકાણેનું લખાણ ભુલભરેલી રીતે સમજવાથી અને કદાચ ધારવામેલે બીજી પ્રજાઓનાં ઘાતકી રેવાજોના દાખલા

---

અને મધનું બલીદાંન જમીન ઉપર રેડતો હતો. વલી તે પોતાના હાથમાં 'તેમેરીસ્ક' નામના રોપાની પાટલી ડાંખલીઓ જેને જંદ ભાષામાં બરસમ કરી કહે છે અને જે વાપડવાની હરેક કુરબાનીની ક્રિયામાં જરૂર પડતી હતી તે ધરતો હતો"

સફે ૬૨૮:—"જાનવરો જે કુરબાની કરવામાં આવતાં હતાં તેઓ ઘોડા, બલદ, મેઢાં, અને બકરાં હતાં. ઘોડો સોમાં વધારે પસંદ કીધેલો હતો હંમેશાં એક ધર્મગુરૂ કુરબાનીની ક્રિયા કરતો હતો. તે કુરબાની કરવાનાં જાનવરને મારીને તેનું ગોસ્ત અર્પણ કરવા તરીકે પવિત્ર આતશને દેખા-ડતો હતો જે પછી તેને તે ધર્મગુરૂ અને બીજા લોકો એક પવિત્ર મીજબાનીમાં ખાતા હતા."

ઉપરથી લાંબા વખ્તથી એ વિચાર આપણા લોકોમાં ચાલતો આવેલો છે; પણ અમારૂં આધીન મત એ છે કે મરગરજાન જોકે ત્રીજા વર્ગનો અને ચહડતો ગુનાહ છે ખરો તોપણ તે કતલ કરવાજોગ નથી. એ શબ્દની ઉત્પત્તિ 'મરગ'=નસા, રીમની, નજીસાઇ, વગેરે (અવસ્તા 'મહર્ક' વંદીદાદ ૬. ફ૦ ૪૩) અને ગરજાન'= તોજેશ કરતો અથવા તોજેશ કરવા જોગ કરી છે. તેથી એ શબ્દનો અર્થ નસા વગેરે નજીસાઇ સાફ (પરહેજ) કરવાથી તોજેશ કરવાનો ગુનાહ કરી થાય છે.

પેહલા વર્ગના હલકા ગુનાહો (ગુનાહે ખુર્દ) તેઓને લાયકની સેહેજ તોજેશથી ફીટી શકે. બીજા વર્ગના (પાયેહ) ગુનાહો ચહડતી–ઉતરતી સંખ્યાનાં 'ઉપાજન' (કુરબાનીરૂપી પ્રાયશ્ચિત) કરવાથી તથા તે ઉપરાંત કેટલીએક બાબતોમાં ચોક્કસ ખરફસ્તરો મારવાથી અને દંડ આપવાથી ફીટી શકે. અને ત્રીજા વર્ગના મરગરજાન ગુનાહોમાંનો કોઇબી ગુનાહ જે ધણી કરે તે ગુનાહ ફીટાડવાને એમાંનું એક કરવું જોઇએ. જો શકિતવાન હોય તો વંદીદાદની ચઉદમી પરગરદમાં જણાવેલી તમામ તોજેશો સામટી કરીને અનજુમનમાં ભેરાયલો રહેવાનો હક જાલવી રાખે અથવાતો જો શકિતવાન નહીં હોય તો ન્યાત બાહેર અને રીમનની મીસાલે અલગ રહીને હેહેર, નસા વગેરે તમામ નજીસાતથી પાણી, આતશ, ઝાડપાન, જમીન, વગેરે છએ અમશાસ્પંદોની વસ્તુઓને બચાવવાનું, એટલેકે જીવજંતુઓથી તેઓને નુકસાન ન થાય તે રીતે નજીસાતનો નિકાલ લાવવાનું કામ કરે.

જે જે ગુનાહોને મરગરજાન કરી કહ્યા છે તેઓમાંના ગણાતા આવેલા ત્રણ ગુનાહો–અયોકબરીનો, યોજદાથ્રગરીમાં ચોરી કરવાનો, અને આશમોગી કરવાનો-વિષે વંદીદાદમાં જે લખાણ આવેલું છે તેની સમજણ નીચે પ્રમાણે છેઃ—

૧. પેહલાની સમજણ અમારા આધીન મત પ્રમાણે એ છે કે કોઇબી માણસે વસ્તીનાં લોકોની અને અનજુમનની સાથે રહેવાનો તથા ભેલાવાનો હક રાખવા સાથે ગુજરેલાંઓને તથા નસાને લેઇ જવાનો ધંધો કરવો નહીં, જો કોઇ એ પાછલો ધંધો કરવા માંગે તો તે ધણીને 'અયોકબર' કરીને કહેવો. તેણે વસ્તીથી દૂર ચોક્કસ હદ બાંધી લીધેલી જગ્યામાં રહેવું. વસ્તીનાં લોકો સાથે અને અનજુમનની મીજલસમાં છુટથી ભેલાવાથી દૂર રહેવું. એવી રીતે જ્યાંસુધી તેનામાં શક્તિ રહે ત્યાં લગી તે પ્રમાણે અલગ રહીને ગુજરેલાંને તથા નસાને લેઇ જવાનું કામ કરવું. તેને ઘટે તેવો ખોરાક અને રેહઠાણ મજદયસ્નાનોએ પુરાં પાડવાં. પછી જ્યારે તે જઇફ અથવા અશક્ત થાય ત્યારે ગુજરેલાંઓને અવલમંજલ પોંહચાડવાની દાદગાહની જગ્યામાં ગુમબજેરોકા આકારની તેઓને માટે બનાવેલી જગ્યાઓમાં તેણે રહેવું અને બીજાઓ જે લાસોને લાવે તેઓને પક્ષીઓને ખાવા આપવાનું અને તેઓનાં હાડકાં વગેરે રટવટ થઇને પાણી, આતશ, ઝાડપાન વગેરેમાં નહીં મલે તેની ચોકસી રાખવાનું કામ કરવું. એ પ્રમાણે તેના ધંધાનેસર તેને

બધો જન્મારો અલગ રહીને કહાડવો પડે તેનાં બદલામાં એ કામ કે જેથી જીવતાંઓની તનદરૂસ્તી સચવાય છે તેનું પુન્ય એટલુંબધું ગણેલું છે કે તેનાં મોહોટા ગુનાંહોનીબી તેને તોજેશ તરીકે ગણેલું છે. (જુઓ નોટ ૧૭૪ મી તથા વં૦ ૭ ફ૦ ૫૧—૫૪.).

હવે આ બાબત આપણા લોકો ભુલભરેલી રીતે કેમ સમજતા આવ્યા છે તે એ કે પ્રથમ તો કોઇએ એકલું ગુજરેલાંના નસાને અડકવું નહીં એવું સમજવા ઉપરથી પેવંદ અને સગદીદ અને સરોશ બાજની તાકીદ રખાવવાનાં લખાણો નિકલ્યાં. પણ અવસ્તામાં તો પેવંદ, સગદીદ, કે બાજ વિષેનું પાધરૂં લખાણ કોઇબી જગાએ નથી. તેથી એ ત્રણે સાહુચેતીઓ રખાવવાનો વિચાર ઉપલાં વાક્યને એ રીતે સમજવાથીજ ચાલતો આવેલો છે એમ ખુલ્લું જણાય છે. પછી એ વાક્યની નીચે એવું વાક્ય આવે છે કે લાસને લેઇ જનારને કયાં-રાખવો? તેના જવાબમાં કહ્યા પ્રમાણે આપણા લોકો એવું સમજતા આવ્યા છે કે જે માણુસ એકલો લાસને અડકે, કેટલાએકો કહે છે કે સઘલા ઉપાયો અને શક્તિ છતાં તે જાણીજોઇને અડકે તોજ, અને બીજાઓ કહે છે કે અ-જાણપણાંથી અડકે તોપણ, તો તે હમેશનો રીમન થાય છે માટે તેને તે ઠેકાણે લખવા પ્રમાણે અલગ રાખીને ખોરાક પોશાક વગેરે પુરૂં પાડવું. તે પછી જેટલું લખાણ આવે છે તેમાં 'કમૅરૅધ' કરી એક શબ્દ આવે છે જેનો અર્થ 'માંથુ' તેમજ માથાંના આકાર ઉપરથી ગુમબજ કરીબી થાય છે (=ફા૦ 'કમર'). આ પાછલો અર્થ અમેજ શોધી કહાડયો છે. આગલો અર્થ 'માંથુ' એ પ્રમાણે સમજ-વાથી આપણા લોકો એ લખાણની મતલબ એવી સમજતા આવ્યા છે કે જ્યારે ઉપલો એકલો અડકનાર બુઢો અથવા અશક્ત થાય ત્યારે તેને ગરદન મારવો! હવે હ્યાં એક સાદી સમજથી આપણને મનમાં સવાલ ઉઠે કે એકલો અડ-કનાર મરગરજાન એટલે કટલ કરવા જોગજ છે તો તેને જુવાનીમાં ભરણપોષણ કરીને બુઢો થવા પછી કટલ કાંય કરવો? પણ વાંચનાર જોશે કે કેટલી સદીઓ થઇ એવી સાદી સમજની ભુલ આપણામાં ચાલતી આવીને પુશ્કલ ચોપડીઓમાં લખાયલી છે. પણ તે એક ભુલજ છે એમ આ ખોલાસા ઉપરથી અને ઉપર નોટ ૧૭૪ મીમાં આપેલા અમારી તરફના તરજુમાથી વાંચનારની ખાતરી થશે. વલી જો એકલો નસાને અડકનાર મારી નાંખવા જોગજ હોય તો તેનાં તે કામને વિષે પતેત કરીને મારી મેલવવાનું પાજંદ પતેતોમાં નહીં મલતે.[૪૨૫]

૨. જેમ ગુજરેલાંને એકલા લેઇ જનાર વિષે તેમજ ખોટી રીતે યોજદાથ્રગરી કરવાનાં ગુનાહની તોજેશ વિષેબી કાંઇએક ઉપલા ફકરાના પાછલા ભાગને મલતુંજ લખાણ વંદીદાદમાં (વં૦ ૯. ફ૦ ૪૯—૫૦) આવે છે. તે ઉપરથી તેનેબી

૪૨૫. પતેત ઇરાની, કરદો ૧૫ મો:—"(નસાને) મેં એકલાએ હલાવ્યો તેથી...... ...હું પતેત કરૂં છું."

કટલ કરવો એવું આપણા લોકો સમજતા આવ્યા છે. પણ ઉપલીજ રીતે સમજવાથી અમારૂં આધીન મત છે કે તે ગુનેહગારનેબી તેના ગુનાહની સજા તરીકે મુરદેસ્તાનમાં રાખીને નસા રીમનીની પરહેજ કરવાની તોજેશ ફરમાવેલી છે જેના અવસ્તાનો તરજુમો અમે નીચે નોટમાં આપ્યે છૈયે.[૪૨૬]

૩. વલી આશમોગી વિષેબી એમજ બન્યું છે. આશમોગી એટલે જાણીજોઇને જુઠી સમજાવટ કરીને દુન્યાને નુકસાન કરવું. તેમાં ખાસ કરીને ધર્મનાં ફરમાનોને ઉલટાવવાં. એ ગુનાહની તોજેશબી કાંઇએક ઉપલાંને મલતાજ શબ્દોમાં વંદીદાદમાં જણાવેલી છે તેથી તેનેબી આપણા લોકો કટલ કરવાજોગ કરી સમજતા આવ્યા છે. પણ ઉપલીજ રીતે તેનીબી સમજણ આપી શકાય છે કે આશમોગી કરનારનેબી મુરદેસ્તાનમાં નસા પરહેજ કરવાની તોજેશ કરાવવી.[૪૨૭]

આ ત્રણડે બાબતો જેમાં એક ચોક્કસ ધંધાને લગતી અને એ ચોક્કસ ગુનાહોને લગતી છે તે કરનારાં માણસોને અવસ્તામાં 'અયઑઝદય' કહેલાં છે. તેજ પ્રમાણે બીજા કેટલાએક ગુનાહો કરનારાઓનેબી 'અયઓઝદય' કરી કહેલા છે. તેથી જે જે કામો કરનારાઓને એ વાકય લગાડયું છે તેઓને આપણા લોકો મરગરજાન ગુનાહ કરનારા કરી સમજતા આવેલા છે. અને મરગરજાન શબ્દની ખોટી ઉત્પત્તિ તેમજ આ ત્રણ ઠેકાણેનાં લખાણોને ગરદન મારવાનાં ફરમાન તરીકે સમજવાથી બીજા જે જે ગુનાહો મરગરજાનના વર્ગમાં આવે છે તેઓને કટલ કરવા જોગ કરી સમજે છે. પણ આ અમારા ખોલાસા ઉપરથી જણાશે કે મરગરજાન જો કે સહુથી ચહડતા વર્ગનો ગુનાહ છે તોપણ તે કટલને લાયકનો નથી, પણ માત્ર તે ગુનાહની તોજેશ 'ઉપાજન'ની તોજેશની હદથી બાહેર જાય છે અને તે કામ કરનાર 'અયોઝદય' (નહીં ચોખ્ખો થઈ શકે એવો) થવાથી[૪૨૮] તેને

---

૪૨૬. ૧. ૯. ફ૦ ૪૯–૫૦:—કીરતાર! તે (યોજદાશ્રેગરીમાં કસુર કરનાર) ની તોજેશ શું છે?- ત્યારે અહુરમજદે જવાબ દીધો:–(જેબી કોઇ ઠેકાણે) તે મજદયરનાનો (મુરદાંનાં) બંધો બાંધે (અને) તે (મુરદાં) નાં બેહુ હાથો પ્રથમ બાંધે અને તે (મુરદાં)ના કપડાં કહાડી લીએ (તે જમાએ) તે (ગુનેહગાર) ને માટે એક ચામડાંના વીસ્તાર જેટલો ગુમ્બજ તે (ગુનેહગાર)ને માટે બનાવવો (કે તે ત્યાં રહીને) સપેનામીનોને લગતાં માંસાહારી પ્રાણીઓ તથા ગીધની જાતનાં પક્ષીઓ મધેનાં ઘણું ખાનારાં પ્રાણીઓને લાસો ખાવા આપે. આ પ્રમાણે ફરમાવેલો થઇને કે 'તે (જમીન) નું (નસાથી) તું રક્ષણ કર. (તારા) સર્વે બુરા વિચારો અને બુરા વચનો અને બુરાં કામો (તારી ઉપર રહે-) વાથી પાછાં હઠશે. અને જો તેણે કાંઇ બીજાં બુરાં કામો કીધાં હોય તો માત્ર પતેતજ તેનું પ્રાયશ્ચિત છે અને જો તેણે બીજાં બુરાં કામો નહીં કીધાં હોય તોબી તે માણસે જીવે ત્યાં લગી પતેત કરવી."

૪૨૭. વં૦ ૧૮. ફ૦ ૧૦:–"(જયારે તે આશમોગને માટે એક ચામડાંનાં વીસ્તારનો ગુમ્બજ કરે એટલે કે ત્યારે) તેને તે ગુમ્બજમાં રહેવાની સજા કરે તે તંગીમાં પકડાયલા (આશમોગ) મરદને જે કોઇ ફરાખીમાં પાછો બાહેર લાવે (એટલે કે છોડી દીએ) તે પોતાને માટે એક ચામડાના વીસ્તારનો ગુમ્બજ કરે (પોતે તે સજાને લાયક થાય) તે કરતાં વધારે સારૂં કામ કરતો નથી. (તેબી પેહલા ગુનેહગારની બરાબર થાય છે.

૪૨૮ બ૦ ફ૦ ૨૦ સફે ૨૧૬:—"દીનમાં કહેલું છે કે જે કોઈ કે જાણીજોઇને નસાથી રીમન

શેહર સુધરાઇની અને નસા, રીમની, ગલીચી, વગેરેને સાફ કરવાની સજા ઠરાવી છે. એ સજા ચોક્કસ મુદ્દત લગી કરાવવામાં આવતી હતી કે આખી જીંદગી સુધી ઉપલી રીતે કરવામાં આવતી હતી તે વિષે કાંઇ ચોક્કસ જણાતું નથી. નસાસાલારને વટીક જો તે પોતાનો ધંધો છોડીને ચોખ્ખા ધંધામાં પડવા માગતો હોય તો બરશનુમ લેઇને ચોખ્ખો થવાની કેટલીએક રવાયતોમાં છુટ આપેલી છે તેની સરખામણીથી તથા કેટલીએક કેતાબોમાં નહાના મરગરજાન અને મોહોટા મરગરજાન એવા બે તરેહના મરગરજાનો કહેલા છે તે ઉપરથી અમે એવો સાર કહાડયે છૈયે કે જેઓનાં ગુનાહો નહાના મરગરજાન કરી ગણાતા હતા તેઓને ચોક્કસ મુદ્દતો જે ઠરાવવાનું કામ 'સઓશાવરેજ' નામના ગુરૂનું હતું (વં० પ. ફ० ૨૫–૨૬) તેનાં ફતવા પ્રમાણે કદાચ વધતી કે ઓછી મુદ્દત લગી ઉપલું કામ કરવાની ટેપ મારવામાં આવતી હશે, અને જેઓના ગુનાહોને મોહોટા મરગરજાન કરી કહ્યા છે તેઓને ઉપલું કામ કરવાની જન્મટેપ મારવામાં આવતી હશે. ખોટી ગેઝદાશ્રીગરી કરનાર તથા જાણીજોઇને આશમોગી કરનાર જો વંદીદાદનાં શબ્દને વલગી રહ્યે તો જન્મટેપને લાયકના ઠરે છે. જે જે ગુનાહો મરગરજાન કરી કહેવાય છે તેઓમાંના કેટલાએકની તોજેશો વંદીદાદમાં તથા પાછલી કેતાબોમાં આપી છે. જેમ કે 'ઉદ્ર' નામના એક જલચર પ્રાણીને મારવાનો ગુનાહ મરગરજાન કહ્યો છે. તેની તોજેશ વંદીદાદમાં કહેલી છે. કેટલીએક રવાયતોમાં નસાને પાણીમાં નાખવાના મરગરજાન ગુનાહની કરીને તે ગુનાહ ફીટાડવાનું લખ્યું છે.[૪૨૯] હવે જો મરગરજાન મારી નાંખવા જોગ હોય તો તેની તોજેશ નહીં ફરમાવે. બીજું, વંદીદાદની ત્રીજી પરગરદની સેવટે (ફ. ૪૧) કહે છે કે કોઈ બી ગુનાહ માણસ કરે તેની તોજેશ માજદયસ્ની દીન દેખાડે છે. વલી તેજ ઠેકાણે મરગરજાન તરીકે ગણાતા કેટલાએક ગુનાહોનાં નામોબી આપેલાં છે અને. તેઓની તોજેશો થઇ શકે છે એવું કહ્યું છે. જુની મોહોટી પાજંદ રવાયતમાં અવસ્તાનાં પ્રમાણને નામે મરગરજાનની

---

થયો હોય તે મરગરજાન છે, તેનું તન હરગેજ પાક નહીં કરાય કારણ કે તે ઘણું હીણું છે. (ઉપાય) એ છે કે તે જીવતાંની આગલ પોંતાને નાખે અને (પોતાનો ગુનાહ) જાહેર કરે. મરગરજાન હરગેજ ચોખ્ખું નહીં કરી શકાય તેથી તેને ચોખ્ખી ચીજોથી ત્રીસ કદમ દૂર અલગ રાખવું. તે મરગરજાને તે રવાંન વિષેનાં ગુનાહની ગુજારેશ કરવી. પોતાનાં શરીરને (બીજાઓને) હવાલે કરવું. રવાંનથી જુદું શરીર હવાલે કરી નહીં શકાય."

૪૨૯ ઇ० ૨० દા० હો० સફે ૯૩; દ० સો० ૨० મુ० ફી० નં ૧ સફે ૫૭; પે० દ० મે० શ० લા० નં० ૧૮ સફે ૨૨:—"દર્યામાં વહાણ ભાગે ત્યારે જો કોઇ ઓરતનો ગર્ભ તુટી પડે અને તેને જો દર્યામાં નાંખી દેવો પડે તો દર્યામાંથી બાહેર આવ્યા પછી મરગરજાનની તોજેશ કરવી." અઠયાસી દિવસથી વધારે દહાડાના ગર્ભવાલી ઓરત દર્યાપર મુસાફરી કરતી હોય તેનો ગર્ભ જો તુટી પડે તે જો દર્યાથી બાહેર લેઇ જઈ શકાય તો લેઇ જવો, જો તેમ નહીં બને તો વહાણને કોઇએક છેડે સોહેજેક બંધથી બાંધવો એવી રીતે કે તે પોતાની મેલે દર્યામ પડે પછી જ્યારે દર્યામાંથી બાહેર આવે ત્યારે મરગરજાનની તોજેશ કરવી."

તોજેશની વિગત જણાવી છે જે વંદીદાદની ચૌદમી પરગરદમાં જણાવેલી તોજેશને મલતી છે.[૪૩૦] પતેતોમાં પઢનારૂ હજારો મરગરજાનની તોબાહ કરે છે (પતેતે આદરબાદ. કરદો ૨જો). જો એક મરગરજાન આગલ ગુનાહની હદ આવી રહેતે તો પઢનાર હજારો મરગરજાનની પતેત કરવા નહીં બોલતે.[૪૩૧] વલી જેમ બીજા ગુનાહોનાં દરજ્જા છે તેમજ મરગરજાનનાંબી દરજ્જા છે. જો મરગરજાન મારી નાંખવા જોગ હોય તો તેનાં દરજ્જા કેમ હોય? અને વલી તેની પતેત કેમ થઇ શકતી હોય?[૪૩૨] વાસ્તે મરગરજાન મોતને લાયક છે એમ કહેવું ભુલભરેલુંજ છે. ધારવામેલે જેમ ઉપલા અવસ્તાના ફકરાઓને તેમજ ઇરાની પતેતનાં ૧૮ માં કરદાને ભુલભરેલી રીતે સમજવાથી મરગરજાનને મારી નાંખવો જોઇએ એવું આપણાં લોકો સમજતા આવેલા લાગે છે.[૪૩૩] પણ તેનો તરજુમો અમે નીચે નોટમાં આપ્યો છે તેપરથી સાફ માલૂમ પડશે કે એ કરદામાં પતેત કરનાર ગુનાહથી છુટવાની એટલીબધી ઇન્તેજારી બતાવે છે કે જો મરવાથી તેમ થતું હોય તો પોતે મરવાનેબી રાજી થાય છે. એમ છતાં એજ કરદામાં વટીક મરગરજાનની પતેત કરવાનું મલે છે. તેમજ કેટલીએક રવાયતમાં કહે છે કે મરગરજાન તેમજ 'હમેમાલાન' ગુનાહ (જે પાછલો ગુનાહ કોઇબી પ્રાયશ્ચિતથી નહીં પણ જેને નુકસાન કીધું હોય તેનું મન મનાવીને રાજી કરવાથીજ ફીટી શકે તે) બી ચોક્કસ મોહોટા સવાબો કરવાથી ફીટી શકે

---

૪૩૦. જુ૦ મો૦ ૨૦ સફે ૨૫:—"(જાત જાતનાં મરગરજાનોની) તોજેશ સંખ્યાબંધ કહેલી છે. જો (ગુનેહગાર) શકિતવાન હોય તો ૧૦૦૦ ગોસ્પંદની ચરબી આતશબેહરામને ચહડાવવી. ૧૦૦૦ ભારા કાઠીનાં અને ૧૦૦૦ ભારા બોયનાં ચહડાવવા. ૧૦૦૦ સાંપ, ૨૦૦૦ ઘલોડી;......૧૦૦૦ પાણીમાંનાં, દેડકાં. ૨૦૦૦ ખુશકીનાં દેડકાં, ૧૦૦૦ દાણા લેઈ જનારી કીડી,.......................... મારવાં. ૧૦૦૦ 'જોર' પાણીનાં ચહડાવવાં, ૨૦૦૦ બીલાડી, ૧૦૦૦ કાલી માંખ મારવી. ત્રણ પુલો નદીપર બાંધવા. જો શકિતવાન હોય તો એમ કરવું. જો તે માણુસ (શકિતવાન નહીં હોય તો) બે 'હમાદીન' (નામની ચોક્કસ ક્રિયા=સેહોષની ક્રિયા?) અને 'દુવાજદેહ હમાયશત' જોરો સુધાં ઇંજવી (અચવા ઇંજાવવી.) જે કોઇએ અજાણે (મરગરજાન ગુનાહ કીધો હોય તો) બાર વંદીદાદ જોર સાથે ઇંજવા (અથવા ઇંજાવવા) એ પ્રમાણે (તોજેશ કરવાથી) તે (મરગરજાન) ગુનાહ સમૂલગો દૂર થાય છે એ અવસ્તાથી જાહેર છે."

૪૩૧. ખુદ પતેત, કરદો ૧ લો:—"નામ-બ-નામ મરગરજાનોથી........હું પતેત કરૂં છું."

૪૩૨. ખુદ પતેત કરદો ૩ જો;—" ત્રણુ સરોશોચરનામ ગુનાહથી તે એક મરગરજાન ગુનાહ સુધી, એક મરગરજાન ગુનાહથી તે દસ મરગરજાન ગુનાહ સુધી, દસ મરગરજાન ગુનાહથી તે સો મરગરજાન ગુનાહ લગી, સો મરગરજાન ગુનાહથી તે હજાર મરગરજાન ગુનાહ સુધી, હજાર મરગરજાન ગુનાહથી તે દસ હજાર મરગરજાન ગુનાહ સુધી........હું પતેત કરૂં છુ."

૪૩૩. પતેત ઇરાની કરદો ૧૮ મો:-"બુરા એહરેમન અને દેવોથી જે મોત અને બીજી આફત મને પોહોંચે તે ખમીશ જો મને **મારવાથી** મારે પ્રાયશ્ચિત કરવી જોઇએ એમ હોય તો તેમ કરવાનીબી હું છુટ મુકું છું કે જે મારી ઉપર (ગુનાહનો બોજો) છે તે લેઇ લેઇને મને ગુનાહથી મોકલો કરે. મરગરજાન, એકથી તે દસ, દસથી તે સો, સોથી તે હજાર, હજારથી તે દસ હજાર, દસ હજારથી તે બેશુમાર મરગરજાન લગીથી.........હું પતેત કરૂં છું."

છે.[૪૩૪] મરગરજાન એ મોહોટે દરજ્જેનો ગુનાહ છે ખરો તોપણુ તેની પતેત થઇ શકે છે. જો તે મારી નાખવા જોગજ હતે તો તેની પતેત અને તોજેશ કરવા નહીં કહેતે.[૪૩૫] અને કેટલીએક રવાયતોમાં રીમન અને મરગરજાનને બરશનુમ નહાઇને સવાબના કામો કરવાની છુટ આપેલી છે તે નહીં આપતે.[૪૩૬] પેહલવી શાયસ્ત-લા-શાયસ્તમાં 'અયોકબર' મરદ અને ઓરતને સમાગમ કરીને ફરજંદ ઉત્પન્ન કરવાનું અને તે ફરજંદને પાક કરી ગણુવાનું લખ્યું છે.[૪૩૭] જો 'અયોકબર' મારી નાખવા જોગ હતે તો એમ લખતે નહીં. મરગરજાનથી 'ઉપાજન'થી થતી અને બીજી ચોખ્ખી તોજેશો થઈ શકતી નથી એટલું ખરૂં. પાછલથી ભુલથી જયારે 'ઉપાજન'ને કોરડા મારવાનું સમજવા લાગ્યા ત્યારે 'ઉપાજન' નહીં થઇ શકે એવા ગુનાહોને ગરદન મારવાની સજાને લાયકના ગણુવા લાગ્યા. જરતોશ્તી જેવો ધર્મ જે એક હાથપુર દોરો વટીક ગેરમાર્ગે રટવટ થવા નહીં દેવાની તાકીદ કરે તેજ ધર્મ કેટલાએક ગુનાહો જે સેંહેંકડે પચીસ કે ત્રીસ માણસોથી થયા વગર રહેતા નથી તેને સારૂ તેઓને કટલ કરવા ફરમાવે તો સપેનામીનોની પેદાયશનો નાશ કરવાનું ઉત્તેજન આપેલું કહેવાય. એ ધર્મની નેમ બેગુનાહ માણસનું ખુન કરનારને મોતની સજા કરીને તે ઉપરથી બીજાઓને ઇબ્રત આપવા સિવાય બીજા હરએક ગુનેહગારપર કીનો લેવાની નથી પણુ તેને હાથે ગુનાહને બદલે સારાં કાંમો કરાવીને અહુરમજદની પેદાયશોને ફાયદો પોંહોંચાડવાની છે. જેમકે અશીશંગ યસ્તમાં (ફ ૩૮–૩૯). અફ્રાસ્યાબને સ્યાવક્ષને મારી નાંખવાનાં વેરમાં મારી નાંખવાનું વાજબી ગણ્યું છે પણુ બીજા હરએક ગુનાહની તોજેશ ફરમાવી છે.

---

૪૩૪. બે૦ નં૦ ૨.સફે ૪૯; ઇ૦ ૨૦ દા૦ હો૦ સફે ૧૦૬; દે૦ ન૦ મે૦ રા૦ નં૦ ૧ સફે ૧૦૪:– "સવાલ–ખેત્વોદથ કરાવે તે કીયા ગુનાહને મૂળથી ફીટાવે ? જવાબ–'હમીમાલાન' નાં ગુનાહને ખેત્વોદથ મૂળથી ફીટાવી શકે. મરગરજાન ગુનાહને ફગેજશને' (ચોક્કસ આરાધનાઓ મૂળથી ફીટાવી શકે."

૪૩૫. પતેત ઇરાની કરદો ૯ મો:–"ત્રણ સરોશોચરનામ જેવા ઘણાં નહાંને દરજ્જેનાં ગુનાહથી તે તનાફુર અને મરગરજાન જેવા ઘણે મોહોટે દરજ્જેનાં ગુનાહોથી........હું પતેત કરૂં છું."

૪૩૬ ઈ. ૨૦ દા૦ હો૦ સફે ૧૦૬:–"સવાલ–એક ઓરત અથવા મરદ રીમન અથવા મરગરજાન હોય તેઓ જો 'ખેત્વોદથ' (સવાબનું કામ ?) કરે તો તે ઘટે કે નહીં ?–જવાબ–જે કોઇ કે મરગરજાન હોય તે જો તમામ ગુનાહથી પતેત કરે અને 'ખેત્વોદથ' કરે તો ઘટતું છે અને તેથી સવાબ લાગે છે. જો તેઓ બરશનુમ નહાય તો વધારે સારૂં છે. અને જે કોઇ રીમન હોય તેબીજો 'ખેત્વોદથ' કરે તો તેનેબી છુટ છે. પણુ જયારેબી તે કોઈને અડકે ત્યારે 'ખુર' નામનો ગુનાહ લાગે અને દર વખ્તે તે પાણી અથવા આતશને અડકે તે વખ્તે મરગરજાન થાય અને જ્યારેબી ખુજદ અને આફ્રીંગાન અને ગાહંબારમાં અને આરાધનાથી દૂર રહેવાની હેદની અંદર જાય ત્યારે તે (ક્રિયા) ને ખરાબ કરે. જ્યાં લગી તે બરશનુમ નહીં નહાય ત્યાં લગી તે ગુનાહથી પરહેજ કરી નહી શકે. વાસ્તે વધારે ફરજભરેલું એ છે કે પ્રથમ બરશનુમ નહાય."

૪૩૭. દ૦ પે. બે. સં. નં. ૧ સફે ૨૩:—"અયોકબરો" થી જે બચ્ચું જન્મે તે, જો કે તેના બાપ અને માએ બંનેએ જાણીજોઇને તે નસા ખાધા હોય તે છતાં, જેવું જન્મે ત્યારથીજ તે પાક છે કેમકે જન્મવાથી રીમન થતું નથી.' "અયોકબર' ને ચોખ્ખી ચીજોથી ત્રીસ કદમે રાખવા."